Reg No B 463

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.



सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૬, અંક ૧. [ માસિક. ] માઘ, સંવત્ ૧૯૬૩.

## મહાશય દાદાભાઈ નવરોજજીની કારકીર્દીની ટુંક નોંધ.

૧. મિ. દાદાભાઈ નવરોજજી ઈ. સ. ૧૮૨૫ ના સપ્ટેમ્બરની ૪ થી તારીખે મુંબાઈમાં જન્મ્યા હતા. એમના બાપદાદા છએક વર્ષથી પારસી 'દસ્તુર'નો ધન્ધો કરતા. એમના પિતા એમને ચાર વર્ષના મૂકીને ગુજરી ગયા. એમની માતા—જે એમને 'દાદી' એવા હેતાળ નામથી બોલાવતી—તેણે જ એમને ઉછેર્યા અને તેને વિષે મિ. દાદાભાઈ નીચે પ્રમાણે લખે છે—

"એક જણ એવું છે કે જે આ વૃત્તાન્તમાં છેલ્લું આવે છે, પણ જે હમેશાં પહેલું જ છે. તે મારી માતા. જ્યારે હું—એનું એકનું એક સંતાન છેક ન્હાનો હતો, તે વખતે તે વિધવા થઈ, અને મને સર્વસ્વ માનીને મારામાં જ વીંટાએલી રહી. મારે માટે તે કામધન્ધો કરતી, એને મદદ મારા મામાની હતી. ભણી તો નહોતી, અને મારા ઉપરના એના પ્યારનો છેડો નહોતો, પણ એ ડાહી હતી. મારા ઉપર એનો દાબ હતો, અને નઠારી અસરથી મને બચાવતી. પાડોશમાં સૌ એની સલાહ લેતું. તે વખતના લોકના અજ્ઞાની વિચાર સ્હામે સુધારો કરવામાં તથા મારા સ્ત્રીકેળવણીના કામમાં એ મને મદદ આપતી. હું જે છું તે એનો કરેલો છું."

તે વખતે મુબાઇમાં મફત કેળવણી અપાતી. મિ. દાદાભાઈ લખે છે:—

"એ વાતે મને મફત કેળવણીનો, ઉત્સાહી હિમાયતી બનાવ્યો અને હું મ
કે દરેક બાળક–ભલે તે ગરીબ હો અગર તો રૂપાને ઘૂઘરે રમતો હો,–પણ
બાળકને એ જેટલી કેળવણી લઈ શકે તેટલી લેવાનો પ્રસંગ મળવો જ જો

૩. એક વખતે એક અંગ્રેજ ગૃહસ્થ અને મિસિસ પોસ્ટન નામની મડમ મિ. દાદાભ
નિશાળ જોવા આવેલાં. તે વખતે મિ. દાદાભાઇએ પોતાની ઓળમાંથી આગળ ધસી
સવાલનો જવાબ દીધો. તે ઉપરથી પેલા અંગ્રેજ ગૃહસ્થે મિ. દાદાભાઇને પોતા ત
ઇનામ આપ્યું. મિ. દાદાભાઇની **અંગ્રેજ લોક ઉપરની શ્રદ્ધાનું** આ પ્રથમ બીજ

૪. ઈ. સ. ૧૮૪૫ માં—દાદાભાઈ વીસ વર્ષના હતા તે વારે—મિ. અર્સ્કિન પેરિ, જે
કેળવણી ખાતાના ઉપરિ હતા, તેઓએ મિ. દાદાભાઈની બુદ્ધિ અને ચારિત્ર્યબળથી પ્
થઈ, એમને બારિસ્ટર થવા સારૂ ઇંગ્લંડ મોકલવાનું કર્યું. મિ. અર્સ્કિન પેરિ પોતે અ
ખર્ચ આપવા તૈયાર થયા, અને બાકીનું સર જમશેદજી જીજીભાઈ તરફથી મળવાનું હ
પણ સર જમશેદજીને પાછળથી ભય થઈ આવ્યો કે છોકરો કદાચ વિલાયત જઇને વટલ
જશે, અને તેથી તેમણે મદદ ન આપી. અને દાદાભાઈ 'બેરિસ્ટર' થતા રહી ગયા.

૫. મિ. દાદાભાઈ પ્રથમ એક 'આસિસ્ટંટ માસ્તર' નીમાયા, અને તે વખતે એમણે ગ
તશાસ્ત્રમાં બતાવેલી હુશિઆરી માટે એમને ચાંદ મળ્યો. ૧૮૫૪ માં ગણિત અને ભૌ
વિદ્યાનો અંગ્રેજ પ્રોફેસર ગુજરી ગયો, ત્યારે એ જગ્યા એમને આપી. આ માન પ
નાર સૌથી પ્રથમ હિન્દી ગૃહસ્થ દાદાભાઈ હતા. મિ. દાદાભાઈ લખે છે—

"મારા પૂર્વ વયની મ્હોટામાં મ્હોટી બિના આ હતી કે—હું મારી જૂની મ
માતા એલ્ફિન્સ્ટન કૉલેજમાં 'ગણિત અને ભૌતિક વિજ્ઞાન'નો પ્રોફેસર નીમ
હિન્દુસ્તાનમાં 'એલ્ફિન્સ્ટન પ્રોફેસર' નું નામ ધરાવનાર સૌથી પહેલ વહેલ
જ હતો. મને એ ઇલકાબ વહાલામાં વહાલો છે, એ માન મ્હોટામાં મ્હોટું
એ મારો આનન્દ છે, અને મારા ઘણા સહાધ્યાયીઓ અને શિષ્યો હજી
**'દાદાભાઈ પ્રોફેસર'** ને નામે બોલાવે છે."

૧૮૪૫ થી ૧૮૫૫—આ વર્ષોમાં મિ. દાદાભાઇએ લોકહિતનાં ઘણાં કામો કર્યાં.
ઇની પહેલી કન્યાશાળા દાદાભાઈ નવરોજજીએ સ્થાપી. તે વખતે એમણે સ્થાપેલી
સુધારેલી સંસ્થાઓ—'લિટરરિ ઍન્ડ સાયન્ટિફિક સોસાઇટી,' 'બૉમ્બે એસોશિએ
'ફરામજી કાવસજી ઇન્સ્ટિટયૂટ,' 'ધ્યાની ફંડ,' 'પારસી કસરતશાળા,' '
વિવાહમંડળી,' 'વિક્ટોરિઆ–આલ્બર્ટ મ્યુઝિયમ'. મિ. દાદાભાઈ એ વર્ષો વિષે લખે

"એ વર્ષો સઘળી તરેહના સુધારાથી–સામાજિક રાજકીય ધાર્મિક અને કે
સુધારાથી–ભરપૂર હતાં. અહો! એ વર્ષો! કૉલેજમાંથી નવું જ્ઞાન પામી

યુવકોને હાથે, સ્ત્રીકેળવણી સ્ત્રી પુરુષોનુ જાહેર એકઠા હરવુ ફરવુ, સામાજિક અને બીજા મેળાવડાઓ, બાળશાળાઓ, વિદ્યાર્થીઓની લિટરરિ અને સાયન્ટિફિક સોસાટિઓ માતૃભાષામા ઉપયોગી જ્ઞાન ફેલાવનારી—જ્ઞાનપ્રસારક-મંડળીઓ, પારસી સુધારો, બાળવિવાહપ્રતિબન્ધ, હિન્દુ વિધવાવિવાહ, પારસી ધાર્મિક સુધારા મંડળીઓ,—આવા આવા પ્રશ્નો એ વારે પાડવામા આવતા હતા, ચિલવાસો ઊભી થતી હતી, સંસ્થાઓ સ્થપાતી હતી અને આ કાર્યમા એ યુવકોને સર અર્સ્કિન પેરિ, પ્રોફેસર પૅટન વગેરે તરફથી ઉત્તેજન અને કુમક મળતી. એલ્ફિન્સ્ટન કૉલેજમા અપાતા અંગ્રેજી શિક્ષણના પ્રથમ ફળ આ પ્રયાગના હતા ”

વળી ૧૮૫૧ મા મિ દાદાભાઇએ ‘રાસ્તગોફતાર’ સ્થાપ્યુ અને બે વર્ષ સુધી એ એના તન્ત્રી રહ્યા

હિન્દુસ્તાન રિવ્યુનો લેખક લખે છે કે—

‘ આજ મુબાઇના દેશી ભાષાના વર્તમાનપત્રો આખા હિન્દુસ્તાનના એ વર્ગના પત્રોમા સારામા સારા ચાલતા હોય, જો આજ સ્ત્રીકેળવણીમા મુબઈ મદ્રાસ અને કલકત્તા કરતા પણ આગળ હોય, જો ગુજરાતી સાહિત્ય સર્વ દેશી ભાષાના સાહિત્ય ( કદાચ બગાળી બાદ ) કરતા વધારે સમૃદ્ધ હોય, જો સમાજસુધારો અન્ય સર્વ સ્થળ કરતા મુબાઇમા વધારે આગળ વધ્યો હોય—તો તે ઘણે ભાગે દાદાભાઇએ કરેલા આરંભને લીધે, તથા એમની તત્પરતા અને સ્વાર્થત્યાગને લીધે છે.”

આ અરસામા મિ દાદાભાઇના વાંચવામા ક્લાર્કસનકૃત ‘The Slave trade’ ગુલામગીરીના વ્યાપાર ઉપરનુ પુસ્તક, તથા પ્રસિદ્ધ અંગ્રેજ પરદુ:ખભંજન હાવર્ડનુ ચરિત્ર—વાંચવામા આવ્યાં ત્યારથી મિ દાદાભાઇના જીવનનુ ભવિષ્ય નક્કી થઈ ગયુ ‘પાસો પડી ચૂક્યો.’ તક મળતી જાય તેમ તેમ લોકસેવા કરવી એ ત્યાગી જીદગીની વાસના થઇ ”

૧૮૫૫ મા મુબાઇની કામા કંપનીને ઇંગ્લંડમા એક શાખા ઉઘાડવી હતી, તે માટે મિ દાદાભાઇને પસદ કરવામા આવ્યા મિ દાદાભાઇએ ઇંગ્લંડ જઈને ત્યા ‘લંડન ઇન્ડિયન સોસાઇટી’ સ્થાપી ૧૮૬૭ મા એમણે ‘ઇસ્ટ ઇન્ડિઆ એસોસીએશન’ સ્થાપ્યુ—એમા વિશેષ એટલુ હતું કે ઇંગ્લંડમા વસનારા હિન્દુસ્તાનના વતનીઓ ઉપરાત હિન્દુસ્તાનમા વસી ગએલા અંગ્રેજો પણ એમા દાખલ થઈ શકે આ બન્ને સંસ્થાઓ હજી ચાલે છે અને આમાની બીજીનો વહીવટ તો હાલ અંગ્રેજોના જ હાથમા છે એ પ્રસિદ્ધ છે

મિ. દાદાભાઇએ પોતાતરફી એક ખાનગી પેઢી કાઢી પણ એક વ્યાપારી મિત્રને સંકટમાથી તારવા જતા મિ દાદાભાઇની પેઢી મુશ્કેલીમા આવી પડી. લખ્ખ લાખનુ નુકશાન ગયુ પણ દાદાભાઈનુ પ્રમાણિકતા માટે નામ એવુ હતુ કે લેણદારોને મિત્રલ

મ્હેથી આપવાનુ નિક્વિડેટરનુ કામ દાદાભાઇને જ સોપાયુ કેટલાક મિત્રોની મુશીબત દૂર કરી, મિ દાદાભાઈ ૧૮૬૮ મા મુબાઈ આવ્યા. તે વખતે લોકોએ એમને પુષ્કળ માન આપ્યુ તે ભેળુ કરનાર મિ ફીરોજશાહ મહેતા જે ઇંગ્લેડથી તાજા જ બારિસ્ટર થઈ આવ્યા હતા મિ. દાદાભાઇને એક મા આપ્યુ તથા રૂ. ૩૦,૦૦૦ ની ભેટ આપી ત્રણ હજાર રૂપીઆ છબી માટે રાખવામા આવ્યા હતા તેના ૧૯૮૭ મા વ્યાજ મળીને આઠ હજાર રૂપીઆ થયા તેની છબી ચીતરાવીને 'ફ્રામજી કાવસજી ઇન્સ્ટિટયૂટ' મા મૂકવામા આવી ખુલ્લી મુકવાની ક્રિયા ૧૯૦૦ ના નવેમ્બરની ૨૪ મી તારીખે મિ જસ્ટિસ રાન હાથે થએલી સર્વને યાદ હશે કહેવાની જરૂર નથી કે પેલા ૩૦,૦૦૦ રૂ ની પાઈ પણ મિ દાદાભાઇએ પોતાના ઉપયોગમા લીધી નથી એ સઘળી રકમ લોકોપયોગી કામમા ખર્ચાઇ છે

૧૧ ઈ સ ૧૮૭૩ મા મિ દાદાભાઈ ઇગ્લંડ પાછા ગયા—અને ત્યા હિન્દુસ્તાનના ખર્ચ વિષે નિમા કસા એલી પાર્લમેન્ટની કમિટિ—જે 'ફૉસેટ કમિટિ' ને પ્રસિદ્ધ છે—તે સમક્ષ પોતે જુબાની આપી અને તેમા **હિન્દુસ્તાનના દારિદ્ર્ય** વિષે **એમનો સિદ્ધાન્ત** એમણે પ્રગટ કર્યો એમાં બ્રિટિશ હિન્દુસ્તાનમા માથાદીઠ ૨૦ રૂ વાર્ષિક ઉપજ અને ૩ રૂ નો વાર્ષિક કર આવે છે એમ એમણે પ્રતિપાદન કર્યું સિદ્ધાન્ત માટે એમનો લાંબો વખત ચર્ચા કરવી પડી આખરે ૧૮૮૨ મા, સ તરફથી સર એવલિન બેરિંગે કરેલી ગણતરી પ્રમાણે સિદ્ધ થયુ કે બ્રિટિશ હિન્દુસ્તા સરેરાશ માથાદીઠ રૂ ૨૭ કરતા વધારે ઉપજ નથી

૧૨ ઈ સ ૧૮૭૪ મા મિ દાદાભાઇએ વડોદરાની દિવાનગીરી લીધી, અને રા સુધારા કરવા માડયા—પણ એ સ્થાને એ લાંબો વખત રહી શકયા નહિ કારણ રાજ્યમા સડો ઘણો હતો રેસિડન્ટ તરફથી એમના વહીવટ ઉપર કરવામા ટીકાનો એમણે જવાબ વાળ્યો તેથી સતોષ પામી ગવર્નર જનરલ લૉર્ડ નૉ તથા સેક્રેટરિ આફ સ્ટેટ લાર્ડ સૅાલ્સબરિએ રેસિડન્ટને ખસેડયો.

૧૩ ઈ સ ૧૮૭૨ મા મુબાઇના કૉર્પોરેશનમા સુધારો કરવાનુ કામ એમણે હતુ ૧૮૭૫ મા વડોદરેથી પાછા આવી એ કારપોરેશનમા દાખલ થયા પણ લિટનની રાજ્યપદ્ધતિથી એ એવા કટાળી ગયા હતા કે લૉર્ડ રિપનની કારકીર્દી થઈ ત્યા સુધી એ બહાર જ પડયા નહિ ૧૮૮૧ થી ૮૫ સુધી કારપોરેશનમા આ વખતે એમણે કારપોરેશનના હિસાબમા એવી એક ભૂલ પકડી કે જો ન હોત તો દસ લાખ રૂપીઆનુ નુકશાન થાત

૧૪. ઈ સ ૧૮૮૫ ના ઑગસ્ટમા લાર્ડ રેએ દાદાભાઇને કાઉન્સિલના મેમ્બર નીમ્યા એ વર્ષની આખરે મર્હૂમ ઉમેશચદ્ર બાનરજીના પ્રમુખપણા નીચે મુબાઇમા પહેલી **નૅશનલ કૉન્ગ્રેસમા** એમણે ભાગ લીધો.

૧૮૮૬ મા દાદાભાઈ ઈંગ્લંડ ગયા, અને એ વર્ષની ૧૮ મી જૂને તારે હૉલબોર્ન લિબરલ એસોશિએશન' તરફથી મિ. દાદાભાઈને **પાર્લ્યમેન્ટના ઉમેદવાર** નોંધવામા આવ્યા છે. પણ તે વખતની ચુંટણી આયર્લેંડના 'હોમરૂલ' ના પ્રશ્નને આધારે જ થઈ, અને લિબરલ પક્ષ હાર્યો. તેથી મિ. દાદાભાઈ પણ પાર્લ્યમેન્ટમાં દાખલ ન થઈ શક્યા. પણ આ વાતે ઈંગ્લંડની પ્રજાનુ લક્ષ ખેંચ્યુ. અને લૉર્ડ સૉલ્સબરિએ દાદાભાઈને **'બ્લૅક મૅન'**—એટલે કે **'કાળુ' માણસ'** કહીને તિરસ્કાર કર્યો, અને એથી ગુસ્સે થઇ મિ. ગ્લૅડસ્ટને લૉર્ડ સૉલ્સબરિને હલકટપણા માટે ખખેર્યા, તથા મિ. સૉલ્સબરિએ માફી માગ્યા જેવુ કર્યુ—એ સર્વ ઇતિહાસ આ સમયનો.

ઇ. સ ૧૮૮૬ આખરે દાદાભાઈ હિન્દુસ્તાન પાછા આવ્યા, અને કલકત્તામાં મળેલી **બીજી કૉન્ગ્રેસના પ્રમુખ** સ્થાને બિરાજ્યા. ૧૮૮૭ ની શરૂઆતમા મુબાઇમાં પબ્લિક સર્વિસ કમિશન આગળ જુબાની આપીને, એ ફરી ઈંગ્લંડ ગયા, અને પાર્લ્યમેન્ટમા દાખલ થવા ભગીરથ યત્ન આરંભ્યો. પાંચ વર્ષની મહેનતને પરિણામે ૧૮૯૨ માં સેન્ટ્રલ ફિન્સબરિ તરફથી એ **પાર્લ્યમેન્ટમાં બિરાજ્યા.**

લિબરલ પક્ષે માત્ર ત્રણ વર્ષ જ સત્તા ભોગવી, તેથી મિ. દાદાભાઈની બેઠકનો પણ ૧૮૯૫ મા અંત આવ્યો. પણ આ ટુંક વખતમા એમણે ઘણુ કામ કર્યુ. **ઇન્ડિયન પાર્લ્યમેન્ટરિ કમિટિ**—એટલે કે હિન્દુસ્તાનના પ્રશ્નોમા રસ લેનાર પાર્લ્યમેન્ટના મેમ્બરોની કમિટિ—ઉભી કરી. મિ. હરબર્ટ પૉલવાળો ઇંગ્લંડ અને હિન્દુસ્તાનમા એકી વખત **સિવિલ સર્વિસની** પરીક્ષા લેવાનો ઠરાવ પસાર કરાવ્યો—જો કે હિન્દી સરકારની આડાઇથી એ અમલમા મુકી શકાયો નહિ. અને હિન્દુસ્તાનના ખર્ચ વિષે વિચાર કરવા માટે ૧૮૯૫ માં **લૉર્ડ વેલ્બિવાળુ રૉયલ કમિશન** નીમાવ્યુ. અને એમા પોતે મેમ્બર હતા. મિ વેડર્બર્નને તથા મિ. કેઇનને સાથે લઈ, હિન્દુસ્તાનના ખર્ચના વિકટ પ્રશ્નો ઉપર એ કેવુ અજવાળુ નાંખતા, તથા મિ. પીલ જેવા સરકાર પક્ષના પ્રતિપાદકોની તર્કજાળને વારવાર કેવી છિન્નભિન્ન કરતા એ એ કમિશનનો રિપોર્ટ જેમણે વાંચેલો છે તેમને સુવિદિત છે.

૧૮૯૩ મા પાર્લ્યમેન્ટના પહેલા હિન્દી મેમ્બર તરીકે હિન્દુસ્તાનની ભૂમિ ઉપર એમણે ફરી પગ મુક્યો, અને લાહોરની કૉન્ગ્રેસમા બીજી વારનુ પ્રમુખપદ લીધુ એ વખતે એમને મળેલુ માન જેઓએ દૃષ્ટિગોચર કર્યુ ન હોય, તેઓને મુબાઇમા આ વર્ષે એમને આપવામા આવેલા આવકારથી એનો ખ્યાલ લેવો.

ઇ. સ ૧૮૯૫ મા કૉન્ઝર્વેટિવ પક્ષ સત્તામાં આવ્યો ત્યારથી મિ. દાદાભાઈ પાર્લ્યમેન્ટની બહાર છે. પણ હજી એમનો હિન્દના હિત માટેનો પ્રયાસ સતત જારી છે. ૧૮૯૯ મા ફાઉલરવાળી કમિટિ (ચલણી નાણા વિષે વિચાર કરવા બેઠેલી) કમિટિને બે ઉત્તમ લેખો લખી મોકલ્યા. ૧૯૦૧ માં 'હિન્દનુ દારિદ્ર અને અંગ્રેજને ન છાજતી રાજ્યપદ્ધતિ' એ નામથી પોતાના જુના લેખો પ્રસિદ્ધ કર્યા.

આ વખતની પાર્લ્યમેન્ટની ચુંટણી વખતે એમનો વિજય થવાનો સંભવ હતો, પણ લિબરલ પક્ષમાં જ મતભેદ પડી ગયા તેથી એ ફાવી શક્યા નથી.

[ વસન્ત-ઑફિસ. ]

---

## દિગ્દર્શન.

**૨૨ મી ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસ**

ડીસેમ્બર આખર બાવીસમી 'ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસ' ભરાઈ. એના ભવિષ્ય એના દુશ્મનોએ ઇચ્છેલું સઘળું અનિષ્ટ, એના મિત્રોએ રાખેલ ઘણી ચિન્તા-ખોટી પડી. ઉદ્દામ પક્ષે (Extremists*) વિષયનિર્ણય ણીમાં કેટલુંક તોફાન મચાવ્યું પણ આખરે વિનીત (Moderate પક્ષ ફાવ્યો. ગમે તેવા તોફાનના સમુદ્રમાંથી સ્વદેશહિતની નૌ સહીસલામત હંકારી શકે એવા અગ્રણીઓ આપણા દેશમાં છે એની સર્વેને ખાતરી થ એટલું જ નહિ પણ કૉન્ગ્રેસના મૂળ પ્રજાના આત્મામાં કેટલાં ઊંડાં છે એ જણાઈ આવ ઉદ્દામ પક્ષને જુલમથી બેસાડી દેવામાં આવ્યો નહોતો, તેમ વૃદ્ધ પ્રમુખના માન ખ તેઓ દબાઈ રહ્યા એમ પણ બન્યું નહતું. તેઓએ કૉન્ગ્રેસમાં તેમ જ કૉન્ગ્રેસની બહા વર્તમાનપત્રોમાં, સભાઓમાં, અને અન્યત્ર—પોતાના વિચાર છૂટથી દર્શાવ્યા, અને તે અ લમાં મૂકાવવાને બનતું કર્યું. પણ છેવટે તેઓએ બહુ મતની સત્તા સ્વીકારી, અને તેમ માંના એક સમર્થ અગ્રણીએ કૉન્ગ્રેસના સ્થાનકેથી 'કૉન્ગ્રેસમાં ફાટફૂટ નથી' એમ અભિ માનપૂર્વક જણાવ્યું, અને કેટલાક ઍંગ્લો-ઇન્ડિયનોના નેત્ર ઠર્યાં. આથી દેશનું ભગજ કેવું ઠેકાણે એ જણાઈ આવે છે, અને કૉન્ગ્રેસની ભવ્ય ઇમારત આપણા મહાન પુરુષોની સ્વદેશભક્તિ દીર્ઘદર્શિતા અને ઊંડી સમજણનું પરિણામ છે—એ સિદ્ધ થાય છે. બલ્કે, આ મસ્થાન સુકાન ઉપર મનુષ્ય કરતાં કોઈક અધિક દિવ્ય શક્તિનો હાથ છે—એમ પ્રતીતિ ઉપજે

આરમ્ભમાં, ડૉ. રાસબિહારી ઘોષે સ્વાગતમંડળીના પ્રમુખ તરીકે બહુ સુન્દર આપ્યું. ભાષા કોઈ પણ અંગ્રેજની કલમને શોભા આપે એવી હતી. વિચારપ્રદર્શનમાં હાસ, પ્રહાર, શાન્ત અવલોકન વગેરે વિવિધ ભાવો બહુ સુઘટિત રીતે બતાવાતા હતા અંગ્રેજી સાહિત્યનો વિશાળ અને ગાઢ પરિચય પ્રત્યેક પંક્તિમાં જણાઈ આવતો હતો. ઘોષના ભાષણમાંના બે મુદ્દા તરફ અમે વાચકનું ખાસ ધ્યાન ખેંચીશું.

(૧) મનુષ્ય આત્માના ગગનભેદી વિચાર અને એની ધાર્મિક પ્રતિભાની પ્રત્યક્ષ મૂર્તિ અને વર્તમાન પાશ્ચાત્ય વ્યાપારનું અને એના રાજ્યતન્ત્રનું મુખ્ય સ્થાન કલકત્તા બે વચ્ચેનું મહત્ અન્તર બતાવી, ડૉ. ઘોષ આપણી પ્રાચીન આધ્યાત્મિક ભાવ અભિમાન પૂર્વક સંરક્ષણ કરવાનું કહે છે, અને તે જ સાથે બહુ ઉત્તમ રીતે ઉમે

---

* અમે આ બે અંગ્રેજી શબ્દો માટે 'ગરમ' અને 'નરમ' એ શબ્દો સ્વીકાર્યા નહિ, કારણ કે moderate પક્ષને 'નરમ' પક્ષ કહેવાથી જે નિર્બળતાનો ધ્વનિ થાય તે અમને માન્ય નથી. 'આત્યન્તિક' અને 'માધ્યમિક' શબ્દો વધારે સારા છે. પણ moder પક્ષવાળા જાણી જોઈને મધ્યમાં રહેવા માગે છે એમ નથી, તેથી એ શબ્દો પણ સ્વીકાર્યા નથી. 'ઉદ્દામ' એટલે જેઓ કોઈ પણ તરેહનાં દામણાં-બન્ધન-માન્ય કરતા ન તે, અને 'વિનીત' એટલે જેઓ દીર્ઘદષ્ટિ ડહાપણ અને કર્તવ્યવિચારથી આત્મસં આચરે છે, પોતાની પ્રવૃત્તિનું નિયમન કરે છે તે.

છે કે "આપણા હાલના પ્રશ્નોનું સમાધાન માત્ર ધાર્મિકતા અને તત્ત્વજ્ઞાનથી થાય એવું નથી; અને હાલની નવી સ્થિતિમાં બ્રિટિશ સામ્રાજ્યના પ્રજાજનતરીકે આગળ વધવા માટે રાજકીય અને સામાજિક પ્રવૃત્તિની જરૂર છે."

ડૉ. ઘોષ 'બંગભંગ' બાબતની સરકારની રાજ્યનીતિને, અને તેને અંગે 'ઍંગ્લો ઇન્ડિયનો'ને અને લૉર્ડ કર્ઝનને, બહુ સખ્ત શબ્દોમાં નિન્દે છે, અને બંગાળામાં આજકાલ લોક બહુ ઉશ્કેરાઈ ગએલા હોઈ જે અત્યાચાર કરે છે તે સ્વાભાવિક છે એમ જણાવે છે. પણ તે યોગ્ય છે એવો બચાવ કરતા નથી. અને વિશાળ ઐતિહાસિક દષ્ટિએ ઇંગ્લંડના ઇતિહાસનું અવલોકન કરી બ્રિટિશ રાજ્યકર્તામાં વિશ્વાસ રાખવાનું કારણું રજુ કરે છે. આ અવલોકનને અંગે તે, ઇંગ્લંડમાં રોમન કૅથોલિક લોકો ઉપરના પ્રતિબન્ધો ટળતા, ૧૮૩૨ નો રિફૉર્મ ઍક્ટ પસાર થતા, અને અનાજ ઉપરની જકાત દૂર થતા કેટલો શ્રમ પડેલો, અને તે પણ ખુદ અંગ્રેજ લોકના પોતાના જ દેશમાં—એ તરફ શ્રોતાનું ધ્યાન ખેંચે છે, અને અંગ્રેજ પ્રજા પૈસાની જ દરકાર કરનારી છે એમ માનનારને ઇંગ્લંડે ગુલામીનો નાશ કરવા માટે બે કરોડ પાઉંડ ખર્ચ્યા હતા એવું સ્મરણ કરાવે છે તે સાથે અંગ્રેજ વર્તમાનપત્રકારોની દુષ્ટ ટીકા માત્રથી સમસ્ત અંગ્રેજ લોક સાથે વૈર ધરનાર જનોને, ઇંગ્લંડ તરફના વર્તમાનપત્રકારો એકબીજાના વિરુદ્ધ પક્ષની સ્હામે કેવી કડક અને એકતર્ફી ટીકા કરે છે એ વાત ધ્યાનમાં લેવા સૂચવે છે.

મિ. દાદાભાઇના ભાષણમાં 'ઍંગ્લો ઇન્ડિયન' અમલદારો કે પત્રકારો સ્હામે કોઈ પણ જાતની કટુતા ન હતી. અને છતાં ભાષણમાં અર્ધી સદી કરતા પણ લાંબો વખત પોષેલી, અને યુવાવસ્થાના ઉત્સાહથી ધસતી હોય એવી, એમની રાજકીય ભાવના—બહુ સ્પષ્ટરેખાથી લેખાઈ હતી. છતાં, એ ભાષણ માત્ર હવામાં જ ઉડનારૂં નહતું. સમયોચિત, બાહદારી, ને ભવિષ્યમાં આપણું શું કર્તવ્ય છે એ નિઃશંક રીતે સમજાવનારૂં હતું.

મિ. દાદાભાઇએ આ દેશના વતનીઓને સંપૂર્ણ રીતે બ્રિટિશ પ્રજાજન ગણાવાનો અધિ- છે એમ પ્રમાણચતુષ્ટયથી* સિદ્ધ કર્યું—અને એ અધિકારમાંથી ફલિત થતા ત્રણ હકોને "સ્વરાજ્ય"નું ઉલ્લાસ અને માન ભર્યું નામ આપી પ્રજાની રાજકીય ભાવનાને ઉન્નત કરી. દાદાભાઇએ પોતાની જીંદગીનો મ્હોટો ભાગ અંગ્રેજોના સહવાસમાં કાઢ્યો છે, તેઓના સ્વભાવ એ સારી રીતે સમજે છે, અને ૮૨ વર્ષની વયે પોતે જે ઉદ્ગાર કાઢે છે તે દેશ પ્રતિ અને પ્રભુ પ્રત્યે પોતાની પૂર્ણ જવાબદારી સમજીને જ કાઢે છે—એટલું સમજ્યા વિના... તો મિ. દાદાભાઇનો "શ્રદ્ધા અને આશા" રાખવાનો ઉપદેશ બહુ હઠે ધરવા જેવો છે એમ લાગ્યા વિના રહેશે નહિ. પણ ખૂબ ધ્યાનમાં રાખવું કે મિ. દાદાભાઇ 'શ્રદ્ધા અને આશા' રાખવાનું કહે છે,—'શ્રદ્ધા અને આશા' રાખીને બેસી રહેવું એવો નિર્માલ્ય ઉપદેશ કરતા નથી. 'Agitation' યાને પોકાર એ સર્વ ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવાનો આ જમાનાનો ઉપાય છે, અને એ હાલના કરતાં હજારોગણા વેગથી કરવાની—ઇંગ્લંડની તેમ જ

* (જુઓ વસન્ત ઑફિસ તરફનો રિપોર્ટ.)

હિન્દુસ્તાનની ગલીએ ગલીમા બ્રિટિશ પ્રજાજન તરીકેના આપણા હકના પોકારો ઉદ્દામ તેઓ જરૂર બતાવે છે.

'સ્વદેશી' સબન્ધી એમના વિચાર સૂક્ષ્મતાથી અને શાન્તિથી સમજવા જે મિ દાદાભાઈ અપ્રતિબદ્ધ વ્યાપારના હિમાયતી છે અને એ તરી એમનુ હૃદય દેશ કરતા દેશના ગરીબ વર્ગ તરફ વધારે ખેચાય એ સ્વાભાવિક છે, અને તેથી 'સ્વદેશી રોગ' ની એક ક્રિયા વખતે કરેના ભાષણમા તેઓએ 'consumer'—શાસ્ત્રના 'ભોક્તા'—નુ હિત લક્ષમા રાખવાનો ઉપદેશ કર્યો હતો પણ આ સાથે દાદાભાઈ એ પણ સમજે છે ક જ્યા આખો દેશ ગરીબ છે, અને સ્વદેશી હુન્નર ગીલ સ્વાભાવિક અનુકૂલતા નજીકીય કારણોથી અનભ્ય છે, ત્યા અર્થશાસ્ત્રના સામાન્ય નિયમો તતા નથી પણ એ નિયમોના પ્રગટ વહેણની સ્હામે તરવાનો ઉપદેશ ન કરતા, મિ દાદ એ નિયમોને યથાર્થ બનાવતી સામાન્ય સ્થિતિ શુદ્ધ રાજકીય હિલચાલદ્વારા પ્રાપ્ત કર ઉપદેશ કરે છે તાત્પર્ય કે 'બૉયકૉટ' (બહિષ્કાર, પ્રતિષેધ) રૂપી આર્થિક સાધનવડે નાશ સુધારણા કરવાની આશા રાખવા કરતા રાજકીય હિલચાલદ્વારા આર્થિક અનકૂળતા કરવી એ યત્ન પોતે વિશેષ ઠીક માને છે

૮૨ વર્ષની વયે શોભતુ સાત્ત્વિક જુવાપણુ મિ દાદાભાઈના ભાષણના અન્ત ભા બહુ સ્પષ્ટ રીતે પ્રકટી આવે છે મુસલમાનોને કરેલી એમની સાર્જવ વિનતિ એમના ણનો અન્ત્ય પણ ઉત્તમ ભાગ છે જે મુસલમાનો ક્ષણિક લાભથી લોભાઈ જુદા પડવાની સિ માત્ર મુસલમાન હોવાના કારણથી સરકારની મદદ માની માગે છે તેઓ વાસ્તવિક રીતે પોત પોતાનુ અહિત સાધે છે એટલુ જ નહિ પણ મિ દાદાભાઈએ એમને આપેલુ માન—'you are a manly people તમે મરદની જાત છો' એ વચન—ખોટુ પાડે છે

મિ દાદાભાઈના ભાષણમા પક્ષાપક્ષ વિરુદ્ધ પક્ષ માટે પુષ્કળ બોધ છે, એનુ વાર દિગ્દર્શન કરાવી આ અવલોકન સમાપ્ત કરીશુ—

(૧) ઉદ્દામ પક્ષે ચાલતી આવેલી પોતાની પદ્ધતિમા વધારે વિશ્વાસ રાખવા જોઈએ વિનીત પક્ષે દાન કરતા વધારે વિશાળ અને પ્રબળ સ્વરૂપમા લોકમત જગાવ આવશ્યકતા સમજવી જોઈએ

(૨) 'સ્વદેશી' માટે અવિવેકી આગ્રહ કરનાર જનોએ ગરીબ લોકની સુશીળતા ધ્યા લેવી જોઈએ અને અર્થશાસ્ત્રને નામે 'સ્વદેશી'ને નિન્દનારે હિન્દુસ્તાનની સ્થિતિ શાસ્ત્રની સામાન્ય કલ્પનાથી કેવી વિપરીત છે એ યાદ રાખવુ જોઈએ

(૩) અંગ્રેજ રાજ્યકર્તાઓએ આ દેશની પ્રજાનો 'સ્વરાજ્ય' માટેનો હક સ્વીકારવો જો આપણા લોકોએ બ્રિટિશ પ્રજાજન ગણાવામા અભિમાન માનવુ જોઈએ,

(૪) હિન્દુઓએ કૉન્ગ્રેસમા મુસલમાનોનુ સાહાય્ય ઇચ્છવુ જોઈએ અને મુસલમ કૉન્ગ્રેસ હિન્દુ નથી પણ હિન્દી છે એમ સમજી કૉન્ગ્રેસમા ભળવુ જોઈએ.

* * *

મિ. દાદાભાઈ રાજકીય હકો માટે જે પ્રચંડ રાજકીય હિલચાલ કરવાનું કહે છે એનો સંપૂર્ણ ખ્યાલ મનમાં લાવીએ છીએ, તો 'બૉયકૉટ'—એટલે કે 'બહિષ્કાર,' પ્રતિષેધ, એ અસ્ત્રમાં વૃથા વિદ્વેષ અને આત્મઘાત શિવાય શું અધિક છે એ સમજાતું નથી. ઉદ્દામ પક્ષ કહેશે કે પરદેશી રાજ્યકર્તાનો વિદ્વેષ એ જ થોડો લાભ છે? અમે આ દૃષ્ટિ બહુ

'સ્વદેશી' અને 'બૉયકૉટ.'

અજ્ઞાનભરી અને વસ્તુતઃ દેશદ્રોહી માનીએ છીએ. પૃથ્વીની વિવિધ વર્તમાન પ્રજાઓનાં ...નો અને એ બળનાં કારણોનો વિચાર કરીએ છીએ, અને તે સાથે હિન્દની સ્થિતિ સર...વી જોઇએ છીએ, તો ઉદ્દામ પક્ષે સૂચવેલો ઉદ્ધારનો માર્ગ તદ્દન અશક્ય જ લાગે છે. ...ટલું જ નહિ પણ ઇંગ્લંડ સાથેનો આ દેશનો સંબન્ધ અન્ય મહાન પ્રજાઓની સમાન...ામાં આવવાનું જે એકનું એક સાધન છે તે ઇંગ્લંડ સાથે વિરોધ કરવાથી આપણે ગુમાવી ...ીએ છીએ એમ અમને ખરા હૃદયની પ્રતીતિ થાય છે. આવે પ્રસંગે ઘણી વાર જાપ...નું દૃષ્ટાન્ત બતાવવામાં આવે છે. પણ જાપાનના લોકનું ઐક્ય જોતાં, ત્યાના પ્રત્યેક માણ...ની સ્વદેશભક્તિ કેવી ઊંડી અને ગાઢ છે એ ધ્યાનમાં લેતાં, અને વખત આવતાં આ ...ને એકાએક આખા દેશમાં ઉપરાટ આવશે એમ ક્ષણભર માની લઇએ તો પણ આજકાલ ...જાઓની હરીફાઇમાં દ્રવ્ય અને હુન્નરકળા કેવાં અગત્યના સાધન છે એ વિચારતાં, જાપાનનું ...ન્ત ઉદ્દામ પક્ષના વાદને અનુકૂલ જણાતું નથી. એટલું જ નહિ, પણ ઉલટો એમાંથી ... બોધ મળે છે કે એક બલિષ્ટ પ્રજા બનવા માટે સંપ વિદ્યાકળા અને ધનસંપત્તિ, અને ...નસંપત્તિ ન હોય તો પરદેશ સાથે સંબન્ધ તથા પરદેશમાં નાણાં વ્યાજે મળી શકે એવો ...ટ, આવાં વિવિધ સાધનોની જરૂર છે; અને તે આપવા માટે પરમેશ્વરે આ દેશનો ઇંગ્લંડ ...ાથે યોગ કર્યો છે. મિ. જસ્ટિસ રાનડે જેવા મહાન પુરુષ આ પ્રમાણે માનતા તે એક ...આ ધાર્મિક સમાશ્વાસન તરીકે કે રાજ્યકર્તાને ફોસલાવવા માટે નહિ.—એવા ભાવ એવા ...હાન પુરુષમાં સંભવતા જ નથી, અને જે એનું આરોપણ કરે છે તે માત્ર પોતાના ક્ષુદ્ર ...યનું પ્રતિબિમ્બ જ અન્યત્ર જુએ છે.

પણ ઉદ્દામ પક્ષ ઇંગ્લંડ સાથેનો સંબન્ધ ક્યા તોડવા ઇચ્છે છે? એ તો ફક્ત ઇંગ્લંડના ...પારને ધક્કો લગાડીને ત્યાંની પ્રજાનું અહીંની ફરિયાદો તરફ ધ્યાન ખેંચવા માગે છે.—આ ...નું ઠીક છે. પણ ઇંગ્લંડના વ્યાપારને કેટલો કાળ આવી ધમકી દઇ શકવાનું આપણું સામર્થ્ય ...? ઇંગ્લંડના તવંગર વ્યાપારીઓ કેટલાં વર્ષ ખોટ ખમી શકે એમ છે એ વિચારો, અને ...પણો ગરીબ દેશ કેટલાં વર્ષ મોંઘવારી વેઠી શકે એમ છે એ બાબત સ્હામી મૂકો—તો ...મને લાગે છે કે ઇંગ્લંડ સાથેના આર્થિક દ્વન્દ્વયુદ્ધમાં આપણા દેશને ભાગે નુકસાન શિવાય ...જું કાંઇ જ આવનાર નથી. માટે, ઇંગ્લંડના લોક સાથે સંપ રાખી એમના દ્રવ્યનો ઉપયોગ ...ી, અત્રેના ધન્ધા ખીલવવાના પ્રયાસ કરનાર મિ. ટાટા જેવા પુરુષોનું અનુકરણ કરવું એ ... હિન્દુસ્તાનના આર્થિક શ્રેયનો ખરો માર્ગ છે. અને આર્થિક સ્થિતિ ખરાબ હોઇને રાજકીય ...કે કોઈ પણ હિલચાલને અવકાશ રહેતો નથી, માટે 'બૉયકૉટ'થી દેશને રાજકીય ...કો મળશે એ આશા વ્યર્થ છે.

પણ વિદેશી વસ્તુનો નિષેધ કર્યા વિના સ્વદેશી વસ્તુ માટે પ્રેમ કેમ સંભવે? ... તિલકે 'કેસરી'માં એક વખતે આપેલું ઉદાહરણ લઇએ તો—પરસ્ત્રીનો

આખરે એ મધુર-પ્રેમાળ-સાત્વિક તેજથી ભર્યાં નયનો ગુજરાત ઉપરથી હંમેશ માટે ઊડી જ ગયાં ? !—આ વિચાર હૃદયભેદક છે. પણ રા. ગોવર્ધનભાઈના સંબન્ધમાં આવી દેહાભિમાની વિચારસરણિ અનુચિત છે એમ સમજી એ વિચારને આગળ વધવા ન દેતાં અમે શાન્તિ ધરીએ છીએ. અને વૃથા શોક કરવાને બદલે એ જ્યેષ્ઠ બન્ધુને નિવાપાંજલિરૂપે વિવિધ વિદ્વાનોની કલમથી લખાએલો એક લેખસંગ્રહ "વસન્ત"ના વાચકો સમક્ષ અર્પીશું, અને એ તર્પણમાં એક અંજલિ અમે પણ ઉમેરીશું—એટલો સંકલ્પ કરી આ જ વિરમીએ છીએ.

---

## હૃદયજ્વાલ.

દિલ ઝાળ આ કંઇ લાગતી
વિકરાલ થઇ રી વાધતી
ચર ચર બધે શરીરે થઇ પસરી ગઇ રગ રગ બળે
ધુંધવાટ થઇ ઉછળે ઘણી
સહુ રોમ રોમ પ્રજાળતી
ભભાડ વ્યાપી ગઇ સ્થલ સર્વને શી ધકાવતી
ધગધગ ધરા કયમ આજ આ
અંગાર આ શાના ખયા
ના સૂજ પડતી કંઇ જરા દિલ ખાક થઇ ઉડતુ શુ આ
કંઇ સચરે એ પવનમા પણ શાતિનાત વદાયના. ૧
ઉરભાવ શા ઉભરાય આ
મુઝવણ વધે કયમ આજ આ
સહુ તાન તૂટયાં હૃદયના જગગાન શૂન્ય બની જતા
વિકળાટ ઉર અથડાય છે
ખાવા સહુ દિશા ધાય છે
શૂનકાર વ્હાલા કેમ આપુ વિસ્તરી વધી જાય છે.
ઉર તાર સહૂ ઢીલા પડયા
વ્હીલા ગ્લા કરવા નવા
હા-હાય-હાહા-હાય-હાહા શુ બધુ બોલાય છે !
જનપદ ઘણા પધરતા જતા શૂનકાર પમ્તા સૌ હૃદે. ૨
વનવાસિયો વગડે વસે
જનપદ વસે જન જે ગમે
ઉરભાવ સહુના એક છે ના ભેદ તેમા કંઇ જડે
યોગી વિયોગી ઓલીયા
જ્ઞાની બધા એ છો ગ્લા
અગ્નિશિખા ધિકતાં હૃદે વિયોગથી ઝરતાં ખગ
જનયોગ એ જનસાથ છે
જન્મોજનમનુ વ્હાલ છે
તો કેમ ના રડતા હૃદે દુ:ખ ધારવુ સુખથી ભવે
દિનરાત એ વધતુ ભમે ગાંડા કરી લવતા કરે. ૩

તન ભાવ શા હું વિસ્તરૂં
અબ ક્યાં જઈ હું તે કરૂં
જ્યમ સ્મરણ તાજું થાય ત્યમ ત્યમ વાધતું દુઃખ વાદળું
એ વાદળે વસિને હવે
ભમતો ભમું ભવમાં બધે
નવ આશ સંગમની જરા રહી લટકતી વચમાં હરે
દુઃખ વાદળું કરી ભસ્મને
ચોળી શરીર કીસ્મતે
એ ભસ્મ ઉરાડી બધે દિલ તોય ટાઢું ના પડે
હા હા હવ કંઈ થાય છે ઉરરાગ સહૂ જગ છાય છે ૪
થયું શું અંધારૂં, વિધુ પણ છતાં તેજ ન મળે
બધા ઝાંખા તારા તિમિર ગળી જ્યોતિ તમ દિસે
બધી શૂન્યા દિશા તન પણ અરે અંજનિપતિ
બધું સૂનું સૂનું હૃદય પણ સહુ જાય પિગળી ૫
ભને રોને બાપુ રડી રડી અને શાંત બનજે
ગયો તે તો આવ્યો નહિ નહિ કદા તે ફરી શન-
જડાત્મા આ વિશ્વે કંઈક હિમતી રીત અવળી
અરે ભાઈ તેને ક્યમ કરી ગણીશું જ સવળી
આતૈ.

---

## નિવાપાંજલિ.

સૂર્ય અમ્હારો અસ્ત થયો પ્રભુ પ્રકાશ ક્યાંથી પડશે,
અગમ્ય ઉંડા અન્ધારામાં રસ્તો ક્યાંથી જડશે,
અમ નયનમાં તેજ અમોના ક્યાંથી આવી ઝળશે,
હરે! હો! ક્યાંથી આવી ઝળશે.
કણ્ટકવાટે દોનવનાલ નિશાચર પથ આથડશે
વીર અમ્હારો ગુમ થયો હા! બ્હાર હવે કોણ કરશે? ૧
સૂર્યકૃપાએ ચન્દ્ર ચળકતો કદી આવી મલકાશે,
એથી શું માધ વિશ્વ ખીલવતી ખૂબી એ અન્તર ન્હાશે,
બલકર મધુરી સત્તા વિણ શું કુદરત ગીતા ગાશે?
ના, ના, ઠાલી તેપ રીબાશે
નવપલ્લવ નવરંગી વાડી દિનમણિ વિણ અકળાશે,
મોંઘી મ્હારી ગુર્જરગિરા પ્રિય ગોવર્ધન પાખે ૨
પ્રિય ગોવર્ધનં કર જ્યાં ફરક્યા ત્યાં મનમોહક નિરખ્યું,
કથિર હતું તે પણ સૌ પલટી કંચન થઈને ઝળક્યું,
કડુ માની અળગું કરતા તે મીઠું ગણી મન હરખ્યું,
અર, સા ઉલટું નવલું પરખ્યું
સુર પ્રાસાદિક વીર મન્ત્રીની જોડ હવ ક્યાં થાશે,
દિવ્ય પખીના કોમલ ગાના શીખેનો શું ગાશે! ૩

છિન્ન ભિન્ન હાંકેલી ભાળી, ગુર્જરગિરા વ્હાલી,
લક્ષ્મિકામણુ તુચ્છ લહી બન્યો સરસ્વતિપૂજારી,
વિધવિધ વેશે વિનવી દેવી માત ઓલી શણગારી,
હરે! હા, ગુર્જરિને શણગારી.
અનેરૂ ઉન્નત હૃદય કુલિનતા હવે ક્યાથી હા! મળશે,
પવિત્ર સરલા યોગી વિણુ હા! વ્હાલી વાણી રડશે. ૪
બાહ્યાડંબર દૂર કર્યા સૌ દિવ્ય હૃદય દીપાવા,
દોડદોડી કાંઈ નવ કીધી કીર્તિનેય મનાવા,
મોહી પડી કીર્તિ ગઇ ધસતી, ગોવર્ધનપ્રિય થાવા,
હરે! હો! ગોવર્ધનપ્રિય થાવા
સાધુપણામા મોટમ માની યત્ન અમોના કીધા,
વિમલ હૃદયની ગહન ધુનમા દાન અજોડાં દીધા ૫
અતૂલ અદ્ભુત શક્તિ છતા પરદોષ દૂટી નવ મલક્યો,
સૂર્ય હતો પણ સૌમ્ય હૃદયનો વ્યર્થ તાપે નવ ઝળક્યો,
સ્નેહનયન રસભાવી સુન્દર ફુલ વેરી ચિત હરખ્યો,
હરે! હા! ફુલ વેરી ચિત હરખ્યો.
સ્નિગ્ધ હૃદયનો શૂરો એવો ગુર્જરિ ક્યારે જોશે,
શ્યામ વસનમા ઘટ અન્ધારે રડવડતી હા! રોશે. ૬
પુણ્ય વિનય જીવનમા ગુથી ઉન્નત દૃષ્ટિ ધારી,
અહમાનની હહતા દુખકર કીધી નવ કદી વ્હાલી,
જગનયના ખેચાવા જ્યા ત્યા સ્વશ્લાઘા નવ આણી,
અરે! હા! અધમ કાર્ય એ જાણી
ભવ્ય હૃદયની અવર નતિમા પ્રભુજી ક્યારે મળશે,
કેવલ એની કૃતિમા કઇ કઇ આછી છાયા જડશે. ૭
ગોવર્ધન મનકાતો દેખી મનહર પખી ગાતા,
કુમળા હૈયા વિખુટા પડતા ટગવગશે મઝાતા,
નિરાશ થઇ મધુકણ્ઠ સૂકવશે વ્હાવરડા બની જાતા,
અરે, હો! વ્હાવરડા બની જાતા.
કલકહિન દિનકર સમ્ભારી કુલવન્તા સૌ રોશે,
જેને જોમે હસી કુદતા'તા ત્હેને ફરી નવ જોશે ૮
અન્તર અણુ અણુ સુરગુણુ રાચે ત્યા તુજ ગુણ શા ગાવા,
હે! ગોવર્ધન પ્રિય ગોવર્ધન પ્રણામ પળ પળ મ્હારા—
પ્રભુકુલ સાથે હસતા ફરતા સ્વીકારજે હો વ્હાલા,
અરે! હો! સ્વીકારજે હો વ્હાલા
વળી ત્હારી-મ્હારી હૈયાવ્હાલી વાણીને નવ ભૂલજે,
જગવિખ્યાતી એને મળવા જગનાયક વિનવજે.

———

વસન્તવિનોદી.

# परार्थ.

અમી ઝરતી ચંદ્રિકાની વૃષ્ટિ રે, પ્રેમે ન્હાતી તે માંહી સૃષ્ટિ રે;
તેને જોતી રાધા અલબેલી રે, કાલિંદીતટ મૌન ઉભેલી રે.

સખીવૃન્દ સૌંદર્યમાં ઝીલે રે, કૃષ્ણકીર્તન કરતું હીડે રે;
જોઈ રાધાને મૌનવિહારી રે, ગઈ પાસે ચંદ્રાવલી આલિ રે;
કંઠ બાહુલતા લટકાવી રે, પૂછે રમ્ય લીલા દરશાવી રે.

અયિ રાધિકા, નિહાળ પ્રભુની પ્રભા જો;
તરણિસુતા તણા સુરમ્ય પ્રાંતમાં જો. ટેક૦

નવ પલ્લવે ફૂલી ને ફાલી વેલડી જો;
ભરી હિમજળે સોહતી તલાવડી જો. અયિ૦

મધુ મ્હેકતાં સુરંગ અંગ ફૂલડાં જો;
ઉડે છે ચકોર ગાન કરી મીઠડાં જો. અયિ૦

કાળાં કાળાં કાલિંદીજળ ગર્જતાં જો;
નભે શૃંગ હિમનાથતણા સ્પર્શતાં જો. અયિ૦

અમી વર્ષતો વિશુદ્ધ રોહિણીપતિ જો;
રૂડી વાદળીઓ સ્નેહભરી ઘૂમતી જો. અયિ૦

ખીલી પેર પેર રમ્ય વિધિની કૃતિ જો;
રહી ઠામ ઠામ બ્હેન વિલસી રતિ જો. અયિ૦

પ્રભુનો અગાધ પ્રેમ છલકી રહો જો,
શકે આજ સુધાસિન્ધુ રસે ઉલટયો જો. અયિ૦

રમે સૃષ્ટિ સૌ બનીને પ્રેમઘેલડી જો;
પ્રફુલ્લિત કાં ન તું જણાય બ્હેનડી જો ? અયિ૦

ડૂબી શું વિચારસ્હેણુ-વમળે ઉંડે જો ?
કયું તત્ત્વ શોધતી ઊભી ભૂમિતલે જો ? અયિ૦

સખીવૃન્દ સૌંદર્યે જો ઝીલે રે, તેને સોહવ ચાલ રસિકે રે.
બોલી આમ ચંદ્રાવલી જ્યારે રે, હસી મંદ રાધિકા ત્યારે રે.
પ્રેમે દાબી કરી બાહુબેડી રે, પ્રતિ ઉત્તર બોલી ધીમેથી રે.
સખિ, સત્ય છે. આજની લીલા રે,–દાખે પ્રેમળ સત્ય પ્રભુનાં રે.
ક્રીડા કરતી વિરચિની સૃષ્ટિ રે, ભરે ચેતન હૃદયે તુષ્ટિ રે.
શોભાયુક્ત પ્રતિ અણુ માંહે રે, વર બોધ ભર્યો મ્હને ભાસે રે.

દુઃખી વાચહીન ભૂતપ્રાણિને સુખે જો;
દ્યો આપીએ સ્વશક્તિરક્ષાનાં સુખે જો. સખિ૦

જીવ્યું સાર્થ. જીવીએ પરાર્થ આપણે છે જો;
મરી સાર્થ. માગી જેહ અન્ય કારણે જો. સખિ૦

હણી સ્વાર્થ ને પરાર્થ સાધીએ સહી જો;
મળ્યો દેહ લક્ષ્મીકાંત-ચરણે ધરી જો. સખિ૦

સખિ, ચાલ. આ પરાર્થયજ્ઞમંડપે જો;
યથાશક્તિ આહુતિ ધરો પ્રભુ પદે જો. સખિ૦

અનિમિષ દૃષ્ટિ શશિલીલા રે.—જોતી ગગનના ઓસ રસીલા રે;
ત્યહીં નિર્મલ ચંદ્રપ્રભામાં રે, ઝની ઝગમર શાંતિ વિરામ્યાં રે.
ગણીયુગ્મ એ મૌનવિહારી રે, પાદપંકજ મદ ઉપાડી રે,
યમુનાતટ જોતું ચાલ્યું રે, સખી વન્દ નિકટ એ આવ્યું રે.

જી. અ. પટેલ.

---

## જગતમાંનું નીતિમય શાસન.

પ્રજાપતિએ કહ્યું કે ' એ આત્મા છે, એ અમૃત છે, અભય છે, એ બ્રહ્મ છે. ' ઇન્દ્ર અને વૈરોચન શાન્ત હૃદયવાળા થઈ ચાલ્યા ગયા. તેમને જતા જોઈ પ્રજાપતિએ મનમાં કહ્યું કે આત્માને ઓળખ્યા વિના અને આત્માનું જ્ઞાન મેળવ્યા વિના આ બે જાય છે તેથી તેમની પાસે જે દેવ કે અસુર જ્ઞાન શીખશે તે પરાભવ પામશે. "

આપણે કેટલી બધી વાર આત્મજ્ઞાન સંબંધી હૃદયમાં ખોટી શાન્તિ અને ખોટો સંતોષ ધરીએ છીએ, કેટલી બધી વાર આપણે બાહ્ય આકાર તે જ આપણા અન્તરાત્માનુ પ્રતિબિમ્બ છે એમ સમજી બેસી રહીએ છીએ, કેટલી બધી વાર આપણી અલ્પતા અને આપણી સ્થૂલતા તે પરમ અમૃતતા અને પરમ અભયતાથી જુદી છે એ ભૂલી જઇએ છીએ, એ સ્થિતિનુ આ કથાથી આપણને સ્મરણ થવું જોઇએ.

પરમ અમૃત અને પરમ અભય બ્રહ્મના—પરમાત્માના મહાન અંશો જે આપણામાં સંક્રાન્ત થએલા છે તેમાંના એક અંશ ઉપર અર્થાત્ નીતિમય અંશ ઉપર લક્ષ કરીએ છીએ તો બહાર દેખાતા આપણા આકારથી આપણો અન્તરાત્મા કેવો જુદો છે, ચર્મ, કેશ, નખ વગેરે રૂપવાળા આપણા શરીરને આત્મા માનવામાં કેવી ભૂલ છે, એ આત્માના વ્યાપાર કેવા વિલક્ષણ છે, એ આત્માની ઉત્તમતા વસ્ત્રાલંકારમાં નહિં પણ કેવી નીતિમય ઉચ્ચતામાં છે, અને એ ઉચ્ચતા પ્રાપ્ત કરાવનારૂં આપણા ઉપર પરમાત્માનુ કેવુ શાસન છે તેનો આપણને સાક્ષાત્કાર થાય છે.

આપણા આત્મામાં જ નીતિનિયમ ( moral law ) સ્થાપિત થયેલો છે તે આપણને સત્ અને અસત્નુ—કર્તવ્ય અને અકર્તવ્યનુ ભાન કરાવે છે, એ જુદા જુદા માર્ગ આવી ઉભા રહે ત્યારે કયો ખરો છે અને કયો ખોટો છે, કયો ગ્રહણ કરવા યોગ્ય છે અને કયો ત્યાગ કરવા યોગ્ય છે તે આપણને દર્શાવે છે. એ નીતિનિયમના અનુસરણ કે ઉલ્લંઘનને આધારે આપણી જવાબદારી બંધાય છે, આપણી ઉન્નતિ કે અધોગતિ રચાય છે. એ નીતિનિયમનુ શાસન ( government ) આપણા ઉપર આ જીવનમાં છે તેમ જ આ જીવન પછી પણ છે, અને આખરે તો નીતિ જ જયવત થાય છે, અનીતિ જયવંત થતી નથી. મુણ્ડકોપનિષદ્માં કહ્યું છે કે सत्यमेव जयते नानृतं सत्येन पन्था विततो देवयान'। ' સત્ય જ જય પામે છે, અસત્ય જય પામતું નથી. દેવોને જવાનો માર્ગ સત્યથી પથરાએલો છે. ' આ બહુ વિશાળ વિષય છે અને તેમાંથી આ જીવનમાંના નીતિશાસન વિશે આજ વિચાર કરીશું તો બસ થશે.

ત્યારે નીતિનું શાસન આપણા ઉપર શી રીતે છે ? આપણા દરેકના આત્મામાં નીતિનો નિયમ સ્થપાયેલો છે. તે આપણને નીતિ તરફ પ્રેરે છે, તેને લીધે આપણો અન્તર્દીપ ( conscience ) આપણાં નીતિમય કાર્યો પસંદ કરે છે અને અનીતિમય કાર્યો નાપસંદ કરે છે, એ પ્રત્યેક વ્યક્તિની અંદર ચાલતું શાસન નિર્વિવાદ છે અને તે વિશે વિવેચન કરવાની આ પ્રસંગે જરૂર નથી. પણ બહાર નીતિનુ શાસન છે કે નહિં ? આ દુનિયામાં મનુષ્યોની જે વિવિધ દશાઓ થાય છે તેમાં નીતિનુ શાસન જોવામાં આવે છે ? આ દુનિયામાં નીતિનાં સારાં ફળ અને અનીતિનાં માઠાં ફળ જોવામાં આવે છે ? મરતા પહેલાં નીતિમાનને ઇનામ

છે. તે સત્ તથા નીતિનાં શત્રુ હોઇ નીતિનિયમ ઉપરાંત મનુષ્ય ઉપર જુદુ રાજ્ય ચલાવનાર શક્તિઓ નથી. ગીતામા કહ્યું છે તેમ आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः । (અધ્યાય ૬, શ્લોક ૫) 'આત્મા એ જ આત્માનો બન્ધુ છે, આત્મા એ જ આત્માનો પુ છે,' આત્મા નીતિનિયમનુ અનુસરણ કરે છે ત્યારે પોતાનો બન્ધુ થાય છે અને ીતિનિયમનુ ઉલ્લઘન કરે છે ત્યારે પોતાનો રિપુ થાય છે, તેને ખરાબ કરનાર બીજા ઇ રિપુ નથી.

આ રીતે અસત્ તથા અનીતિનો સંભવ તે નીતિમય શાસનથી વિરુદ્ધ નથી. એ સ- ત્વની વધારે ચર્ચા ધર્મને લગતી છે કેમકે આ જીવન પછીની અવસ્થા વિશે વિચાર તેમાં ખ્યત થાય છે. પરંતુ પ્રસ્તુત વિષયમાં મર્યાદાનિર્ણય કરવા સારૂ એ ચર્ચા આવશ્યક થાયછે. નિયાની અવસ્થા નીતિમય શાસનને અનુકૂળ છે કે નહિ એ ચર્ચા સંબંધમાં ડાક્તર માર્ટિનો હે છે,"' દુનિયાની કેવી ઘટના હોવાની આપણે આશા રાખી શકીએ એ આ પ્રશ્નનો વિચાર રતાં લક્ષમા રાખવું જોઇએ, તે સિવાયની બીજી કલ્પિત ઘટનાની કસોટી ઉભી કરતાં પરસ્પર વિરોધી ધોરણો લાગુ કરવા આપણે બેસવુ પડશે અને એક બીજા સાથે સવાદી ન થાય એવાં તમ લક્ષણો દુનિયામા હોવાની માગણી કરવી પડશે. જગતના કર્તાની ઘટના તેના સત્સ્વ- પને અનુકૂળ છે કે કેમ એ જાણવા આપણે ઇચ્છીએ છીએ. એ પ્રમાણે એ ઘટના નીતિમય ાવી જોઇએ અને મનુષ્યમાં લક્ષણ (character) બધાય, તે પ્રમાણે વર્તન થાય અને | કસાય એવી વ્યવસ્થા હોવી જોઇએ. પરતુ સારૂં લક્ષણ તે ખરી પસદગીમાં રહેલુ છે, પને તેની જોડે જ ખોટી પસંદગી શક્ય ન હોય તો તેનો અવકાશ રહેતો નથી. તેથી, સ- ત્વનો કેટલોક પ્રદેશ મનુષ્યોની સ્વતંત્ર ઇચ્છાને સોંપી દીધેલો હોવો જોઇએ કે જે પ્રદેશમાં મની પરીક્ષા થઇ શકે. સૃષ્ટિમાં અસિદ્ધિ તથા અપૂર્ણતા અટકાવવાને બીજા ગમે તેટલાં જ્બૂત બંધનો હોય પણ આ વિષય તો એવો છે કે અનીતિ—અસત્-ના સંભવ માટે ખુલો રહેવો જોઇએ. નીતિ ઉપરનુ આ જોખમ ઇશ્વરની પવિત્રતાથી વિરુદ્ધ નથી પણ પવિત્રતાને તત્કાળ પ્રકટ કરવા માટે તે આવશ્યક છે, અને તેથી માલમ પડે છે કે સતની રજ પાડવામા આવતી નથી કેમકે ફરજ પાડવામાં આવે તે જ ઘડીએ ફરજના સ્પર્શ સાથે સતનું સ્વરૂપ ઉડી જાય છે. પરંતુ, અસત્નો સંભવ દૂર કરી શકાય તેમ ન હોય તે ાં અનેક રીતે તે મર્યાદિત થઇ શકે; અને એટલુ આપણે વાજબી રીતે માગી શકીએ એ મર્યાદા એટલી બધી વિશાળ હોવી જોઇએ નહિં કે જેથી નીતિમય જગતની સમતો- ર્ય (equilibrium)ને જોખમ આવે અને નીતિના ધોરણ વગરના જગત્ કર્તા ની- તા ધોરણવાળા જગતની જે ઐક્તા છે તે નાશ પામે. જેમ આપણા ઘરમાં બાલકને આજ્ઞા ંગન કરવાની છુટ રહેવા દેવામા આવે અને તે જ સાથે કુમાર્ગે જવાય એવું પગલું તે રે એવો તેનાપર ભરોસો રાખવામાં ન આવે એવી યોગ્ય તુલના જાળવવી એમાં ડહાપણ ભરેલી કેળવણી છે, તે જ પ્રમાણે જગતનુ રાજ્ય નીતિએ ચલાવવામાં ઉત્તમોત્તમ ઉદારતા મ કરવાનો પુરતો અવકાશ રહે અને તે સાથે દોષ તથા વિમાર્ગગમન ઉપર ઘટતો કાબુ એવી ઘટના હોવાની આપણે આશા રાખીએ છીએ.

"દુનિયાની ઘટનાની કિંમત કરવામાં બીજી એક સાવચેતી એ ધ્યાનમાં રાખવાની છે

કે એ વ્યવસ્થા એક સ્થિતિમા સ્થિર રહેલી નથી, એક વાર વ્યવસ્થા સપૂર્ણ થઇ ગઇ અ
પછી સદૈવ તેવી જ રહેવાની એમ નથી, પણ તે હમેશ સર્જાતી જ જાય છે, તેની ઘટના
બધા અવયવો ગતિવાળા રહે છે અને અસંખ્ય પ્રકારે નવા નવા પરિણામ ઉત્પન્ન કરે છે
એ વ્યવસ્થા બદલાતી કિમતવાળી સ્થિતિઓની પરપરા દર્શાવે છે અને તેમાની એક સ્થિતિ
પકડી લઇ એમ કહેવુ કે એ દુનિયાની ઘટનાનું આનાથી ખરેખરૂ નિરૂપણ થાય છે એ ગે
વ્યાજબી છે, કારણ કે જેનુ **સાધન** તરીકે જ મુખ્ય મૂલ્ય છે તેને એ રીતે **સિદ્ધિ** ઠર
વવાની ભૂલ થાય છે વિશ્વના આ ભાગમા એક વખતે ફક્ત અગ્નિનુ ધુમતુ વાદળુ હતુ એ
આપણને કહેવામા આવે છે તે વખતે આકાશમા પસાર થતા કોઇ બુદ્ધિમાન નિરીક્ષકે
જોયુ હોત તો એ શુ છે તે એને સમજાત જ નહિ અને તેને એમ લાગત કે જેણે
વાદળુ અહીં મુક્યુ હશે તેને જીવતા પ્રાણીઓ ગમતા નહિ હોય, અને પોતાનો પ્રદેશ એ
ઉષ્ણ કરવો કે તેમા જીવતા પ્રાણીઓ રહી શકે નહિ એવો તેનો સકલ્પ તે નિરીક્ષકને જ
ણાત પણ આજે એ નિરીક્ષક પાછો આવે તો એ જ પ્રદેશમા વસ્તિથી ઉભરાઇ જત
ગોળા તેને માલમ પડે ઝાડની કિમત તેપર થતા બીપરથી નહિ પણ મો વર્ષમા બની જત
જગલ ઉપરથી કરવી જોઇએ અને એ રીતે, આપણી દુનિયામા વિવિધ સબધોની જે ઘ
નજરે પડે છે તેનુ મૂલ્ય જાણવા માટે કયાં લક્ષ્ય હેતુ તરફ તેનુ વલણ છે તે મુખ્યત્વે
જોવુ જોઇએ, અને અમુક ક્ષણે તેની કેવી સ્થિતિ છે તે પર મુખ્ય દષ્ટિ કરવી જોઇએ નહિ
એ લક્ષ્ય હેતુથી દુનિયાની ખરી ભાવના માલમ પડે છે, અને ચૈતન્યવાન ઉત્પન્ન કર્તાનો અ
સમજાય છે વિદ્યમાન સ્થિતિમા જે અપૂર્ણતા છે તે માત્ર આગળના ઉત્કર્ષના આધારનુ સ
હોય અને તે ઉપર ટેકો મુકી આગળ પગલું ભવિષ્ય તરફ ભરવામા આવે ત્યારે તે ન
પડી જાય, તેમ હોય એમ બને જીવનમા ખામીઓ અને અનિષ્ટો છે તે ટીકાને પા
એમ હુ કહેતો નથી ફક્ત જ્યા તે ક્ષણિક અને સાધનભૂત હોય ત્યા તે જે હેતુને
કરતા હોય તેની સરખામણીમા તેમની કિમત કરવી જોઇએ, અને જે સિદ્ધિ માટે એ
ધનો વપરાય છે તે સિદ્ધિ એવી યોગ્ય નથી એમ બતાવવામા આવે ત્યા સુધી દોષ કર
જોઇએ નહિ" (એ સ્ટડી ઓફ રિલિજીયન, ભાગ ૨, પ્રકરણ ૩, પૃષ્ઠ ૫૪—૫૫) ડ
ડાક્તર માર્ટિનોના કહેવાનુ તાત્પર્ય એ છે કે સૃષ્ટિ અપાર છે અને બધી રીતે ગમ્ય ન
આત્માનુ જીવન પણ મૃત્યુથી અટકતું નથી મનુષ્યની જીદગાનીનો આપણને જેટલો અનુ
છે તેનાથી સૃષ્ટિના નિયમોનો અત્ય નિર્ણય થઇ શકતો નથી પરતુ એક મનુષ્યનુ જી
અલ્પ છતા એવા ઘણા મનુષ્યોના જીવન ઘણા કાળ સુધી નોધાયા જાય છે, તેથી તેમાં
નીતિનું ઉતરતાપણુ છે કે નહિ એ પ્રશ્ન અકારણ નથી અનીતિનો સભવ દૂર થઈ શ
નથી, પણ તેની હદ એવી હોવી જોઇએ કે નીતિથી નિયમિત થયેલી સૃષ્ટિનું સમતે
નષ્ટ ન થાય, સૃષ્ટિ અનીતિથી ભરેલી (immoral) ન માલમ પડે એટલુ જ નહિ
નીતિના ધોરણ વગરની (unmoral) પણ માલમ ન પડે એવી અનીતિના સભવની મ
હોવી જોઇએ.

નીતિમય શાસન વિશે વિચાર કરતા બીજી એક મર્યાદા ધ્યાનમા રાખવાની છે તે
છે કે દુનિયા સામાન્ય સાર્વત્રિક નિયમોવડે ચાલે છે સૃષ્ટિ જે નિયમોને વશ છે તે સ
સરખી રીતે પ્રવૃત્તિ કરે છે અને તેમા વખતો વખત અથવા અકસ્માત્ ફેરફાર થતો

નીતિના નિયમો યોજનારે જ આખી સૃષ્ટિના જડ-ચૈતન્ય પદાર્થોના નિયમો યોજ્યા છે, બધા નિયમોના ભાવી પરિણામો લક્ષમા નાખી સૃષ્ટિ રચાઇ છે તેથી નીતિના વિજય માટે—પુણ્યના ફળ માટે અથવા અનીતિના પરાભવ માટે—અને પાપની શિક્ષા માટે સૃષ્ટિના નિયમોનો ભગ થતો નથી અને થવો જોઇએ પણ નહિ. અર્થાત્ સૃષ્ટિના નિયમો ઉપરાત અને નિયમોથી અલગ ચમત્કારો (miracles) થતા નથી. નીતિમાનને લાભ કરવા અથવા હાનિથી બચાવવા એકાએક નિયમો તોડવા પડતા હોય અથવા અનીતિને લાભ થતો અટકાવવા કે શિક્ષા કરવા એકાએક નિયમો તોડવા પડતા હોય તો નિયમો ઘડતી વખતે—સૃષ્ટિ રચતી વખતે એટલી ખામી રહી ગયેલી, એટલુ વિચારમા લેવુ રહી ગયેલુ, એટલા માટે ઘટના કર્યા વિના નિયમો ભૂલમા રચાઈ ગયેલા, એમ અયુક્ત અનુમાન થાય આ સબધમા એક ઇંગ્રેજ લેખક કહે છે, કે "કુદરતના સામાન્ય નિયમોનો ભગ થઈ ઈશ્વરની દિવ્ય શક્તિના આવિર્ભાવરૂપ ચમત્કારો થાય એ આ રીતે અસભવિત માલમ પડે છે—(૧) કારણ કે, ઈશ્વર હાજર છે એમ બતાવવામા એ કાઈ કામમા આવે તેમ નથી, નિયમાનુસાર ઈશ્વરની શક્તિનો વ્યાપાર ચાલ્યો જાય છે એથી ઈશ્વરની હાજરી માલમ પડે છે જ, (૨) કારણ કે કોઈ પણ બનાવ સર્વ નિયમથી અતિક્રાન્ત છે એમ સાબીત કરવુ એ અશક્ય છે (૩) કારણ કે, એકદર રીતે માનવ અનુભવ એમ દર્શાવે છે કે ઈશ્વર પોતાની મૂળ યોજનાને જ વળગી રહે છે, (૪) કારણ કે, ઈશ્વરના નિયમો બધા બનાવો માટે પર્યાપ્ત છે એ ધારણા મુકી દેવાથી ઈશ્વરના ડહાપણ માટેનો આપણો વિચાર ઉતરી જાય છે.' (ફ્રાઉન્ડસ એન્ડ પ્રિન્સિપલ્સ ઓફ રિલિજીયન, કર્તા જોન નાઇટ પ્રકરણ ૭—ચમત્કારો પૃષ્ઠ ૧૦૪) સૃષ્ટિ કર્તાના ચમત્કારો સૃષ્ટિની વિશાળ યોજનામા, મહાન અને દૂરગામી નિયમોમા, ભવ્ય અને સુન્દર બનાવોમા અને પ્રાણીઓને આપેલી અદ્ભુત શક્તિઓમા રહેલા છે, એ સર્વ ચમત્કારપૂર્ણ જ છે, અને તેના તરફ સાનદ આશ્ચર્યવૃત્તિ થવા માટે નિયમોના ભગરૂપ ચમત્કારની કાઇ પણ આવશ્યકતા નથી ધર્મના વિષયમા ન ઉતરતા, પ્રસ્તુત ચર્ચા સબધે એટલુ જ લક્ષમા રાખવાનુ છે કે નીતિના શાસન માટે એવા નિયમભગોની એવા ચમત્કારોની આવશ્યકતા નથી હમેશના નિયમો નીતિનિયમનુ શાસન ચલાવવાને બસ છે તે આગળ જતા જોઇશુ. વળી તેની સાથે એ પણ ધ્યાનમા રાખવાનુ છે કે હમેશના નિયમોની પ્રવૃત્તિ થતી રહેશે એમ ધારીને જ મનુષ્યો નીતિને માર્ગ ગતિ કરે છે, સત્ય બોલવાથી એકાએક હાથમાના કણનો ધનભડાર થઇ જશે એમ મનુષ્યો આશા રાખતા નથી અસત્ય બોલવાની કે બીજુ દુરાચરણ કરવાની ના પાડનાર સત્ય અને નીતિ ખાતર નાણુ ખોવા તૈયાર થાય છે ત્યારે એમ આશા રાખતો નથી કે આ માટે તેનો વધ કરનારની તરવાર એકાએક પોચી થઇ જશે અથવા તેનો હાથ એકાએક જડ થઇ જશે અને આખરે પ્રાણ ખોવો નહિ પડે. આવી આશાઓ રાખી નીતિ પળાતી હોય તો નીતિની કિમત જ ન હોય, નીતિમા કાઇ ઉચ્ચતા કે ઉદારતા જ ન હોય નીતિ તે માત્ર ફાયદો મેળવવાની યુક્તિ બની જાય અથવા હુમલો કરનારને હરાવવાનો ઢોંગ થઇ પડે. આ રીતે, સીતા સરખા પુણ્યશાળી પવિત્ર મનુષ્યો અગ્નિમાથી વગર દાઝે પસાર થઇ શકે એ શક્યતા નીતિનિયમની સત્યતા માટે આવશ્યક નથી. જુના કાળમા ન્યાય કરવામા 'દિવ્ય' (trial by ordeal)થી પરખુ જોવામા આવતુ, તપાવેલુ લોખડ હાથમા લઇ દાઝે નહિ તેની વાત સાચી ઠરતી એવુ ધોરણ બાધવામા આવતુ, એ

અને જેઓ મરણ માટે ઇચ્છા રાખે છે અને તત્પર છે તેઓને માટે મરણ એ જ સત્ય જીવનાવસ્થામાં પ્રવેશ છે

સ્ટ્રાબો (૧૫-૫૯) કહે છે કે—

"નહિ બેશક આપણે આપણને આપણા ચાલતા જીવનને અને મરણને ઓળખવા જોઈયે, સ્વાભાવિક વસ્તુગતિમા મૃત્યુ આપણને આપણા જન્મ કરતા વધારે ઉચ્ચ સ્થિતિના જીવનમા મૂકે છે"

ભાગ્તીઓના મનમા સારૂ અને નઠારૂ જેવુ ન્હોતુ, તેમ છતા નીતિપરત્વે સારા નઠારાના ભેદનો તેઓ અસ્વીકાર પણ કરતા ન્હોતા તેમના પવિત્ર કાવ્યોમા દેખાય છે તેમ તેઓ ન્યાય અને નીતિ બનેને માનતા હતા ઋગ્વેદ (૨-૨૮-૩) ગૃત્સમદના સૂક્તમા પાપવિષે શું લખેલુ છે કે—

"वि मच्छ्रथाय रशनामिवाग ऋध्याम ते वरुण खामृतस्य।
मा तन्तुश्छेदि वयतो धियं मे मा मात्रा शार्यपसः पुर ऋतोः ॥
अपो सु म्यक्ष वरुण भियसं मत्सम्राळृतावोऽनु मा गृभाय।
दामेव वत्साद्वि मुमुग्ध्यंहो नहि त्वदारे निमिषश्चनेशे ॥"

(=બંધનથી મુક્ત કરે તેમ મને પાપથી મુક્ત કરો હે વરુણ તારો સત્ય માર્ગ અમને લેવા દ્યો હુ મ્હારી સ્તુતિ કથન કરૂ તેમા મ્હારા સૂત્રને તૂટવા દેશો નહિ પૂર્ણ થયા પહેલા મ્હારા પવિત્ર કર્મના રૂપનો નાશ ન પામે તેમ કરો। હે વરુણ મ્હારામાથી સર્વ ભય દૂર કરો હે ન્યાયી રાજા મ્હારા ઉપર કૃપા કરજે વત્સને દોરીથી છોડે તેમ મને પાપથી છૂટો કરો। કેમકે ત્હારા વિના હુ એક નિમિષ પણ સ્વતંત્ર નથી।) વળી ઋગ્વેદ(૨ ૨૮ ૩)મા—

"धृतव्रता आदित्या इषिरा आरे मत्कर्त रहसूरिवागः ॥"

(=હે આદિત્યો તમે ઝડપ કરો, તમે તમારા કામમા કદી ગફલત નથી તે તમે— એક સ્ત્રી જેમ બાળકને ગુપ્ત રીતે જન્મ આપે છે તેમ—મ્હારાં પાપનું હરણ કરો।)'

તેઓ આ જન્મમા જ માણસને માગ માગ્યા ફલો મળે છે એમ માનતા નથી, તથા તેઓ કહે છે કે તત્ત્વજ્ઞાનાનુસાર સુખ તથા દુખ બનેનો ત્યાગ થવો જોઇયે. માણસ ઉંચામા ઊંચી સ્થિતિ મેળવી શકે છે તે એ છે કે દુખની ઇચ્છા થાય અને સુખની નિંદા થાય।

ચમનરાય શિવશંકર વૈષ્ણવ.

—

# હિન્દુસ્થાનના વેપાર ઉદ્યોગ.

( અનુસન્ધાન ગતવર્ષે પૃ૦ ૪૬૦ થી )

વ્યાપાર ઉદ્યોગની વૃદ્ધિમા કેળવણી અને સાધનથી તૈયાર કરેલા માલને વેચવાને માટે બજાર શોધી કાઢી તે મારફતે લોકમા તેનો પ્રચાર ફેલાવવાનુ કામ પણ અગત્યનો ભાગ લે છે જ્યારે હિન્દુસ્થાન બીજી પ્રજાઓના અજ્ઞાનની દશામા મરજીને પોતાનો માલ પુરૂ પાડતુ ત્યારે બીજાઓને તેવા માલની જરૂર હોવાથી તેઓ પોતાની મેળે જ માલને શોધતા અહીં આવતા હતા. અરબસ્તાનના સફરી વેપારીઓ હિન્દુસ્થાનને કુણે ખોચરે ફરી વળી માલને ભેગો કરી આખી પૃથ્વી ઉપર ફેલાવતા હતા તે વખત વીતી ગયો છે હાલ તો આપણા કરતા અન્ય અનેક દેશ વ્યાપારમા ઘણા આગળ વધી ગયા છે એટલે આપણે બનાવેલો માલ આપણે બળાત્કારે મરજીમા ફેલાવવાનો છે અને તે વળી આવા સખ્ત હરીફાઇના વખતમા આવા પ્રસંગોમા માલ વેચવાનુ બજાર એ વ્યાપાર વૃદ્ધિમા ઘણુ જ અગત્યનુ અને પ્રબળ સાધન થઇ પડયુ છે અને ઘણી વખત એવુ બનતુ જોવામા આવે છે હિન્દુસ્થાનમા બનતો સારો સારો માલ આપણે ઘણોએ સાભળીએ છીએ છતા તે ક્યા મળતો હશે તેનો બિલકુલ પત્તો આપણને લાગતો નથી ત્યારે જ્યા આગળ તે બનતો હોય છે ત્યા વખતે નહીં ખપવાથી એમ પડી રહે છે અને કારીગરો ભૂખે પણ મરે છે આવી અવસ્થામા જે પ્રજાઓની પ્રવૃત્તિ આ દિશામા વધારે બળવાળી હોય છે તે ઘણી વખત વ્યાપારમા ફાવી જાય છે લાબા કાળથી માત્ર ઘરને જ વળગી રહી પરદેશમા આખા મળતા રોટના તરફ અનાદર બતાવી માત્ર ઘેર મળતા ટુકડા ઉપર પેટ ભરી બેસી રહેવાની ખોટી ટેવ આપણને પડી ગઈ છે અને તેના પરિણામમા પરદેશગમનની વાત સાભળતા આપણા ગાત્ર ઢીલા થઇ જાય છે આપણા કરતા બીજા વર્ગના લોકની શી શી જરૂરીઆતો છે અને તેમા આપણે વ્યાપારથી એમને કેટલી પુરી પાડી શકીએ એમ છે અથવા આપણી જરૂરીઆતો ત્યાથી ફાયદા પરતી કેટલી મળી શકે તેમ છે એ આપણે બીલકુલ જાણી શકતા નથી અને ઘણી વખત આપણે અહી પડી રહેલી અમૂલ્ય ચીજો કેવળ નકામી જ જાય છે પરદેશગમન બધ રહેવાનુ આ માઠુ પરિણામ ધીમે ધીમે આપણા સમજવામા આવ્યુ છે અને જે લોક જરાક સાહસ કરી દેશને છોડી પરદેશ જતા શીખ્યા છે તેઓએ આપણી વસ્તુઓને માટે તે સ્થળોએ નાના નાના પણ બજાર ઉઘાડવા માડ્યા છે

પણ માત્ર આવી જ દશામા સંતોષ માનવા જેવો નથી ખાસ બજાર ખોળી કાઢી અન્યોન્યના ઉપયોગની વસ્તુનો અભ્યાસ કરી અર્થશાસ્ત્રના નિયમાનુસાર વ્યાપારની વૃદ્ધિ અર્થે કેટલીક એસોસીએશનો ( સભાઓ ) સ્થપાવાની અગત્ય છે એક જ વ્યક્તિના પ્રયાસો આવી બાબતમા આખા દેશને ઉપયોગી થઇ શકતા નથી અને જ્યા સુધી સર્વે વ્યક્તિઓમા એવો સાહસનો સ્વભાવ ઉદ્ભવ્યો નથી ત્યા સુધી જેઓ પ્રજામા અગ્રણી અને સમજુ છે તેમના માથા ઉપર આ બોજો સ્વભાવે જ આવી પડે છે. આ કાર્યને અને માગ જથાબધ માલની બનાવટ કરનાર વ્યાપારીઓને નિકટ સબધ હોવાથી આવી સભાઓ તેવા વ્યાપારીઓની તરફથી જ

સ્થપાય તો અવશ્ય મોટો લાભ થવાનો સંભવ છે આવી જ બાબતની સૂચના ઓનરેબલ મી દાજી આબાજી ખરે તરફથી રજુ કરવામા આવી હતી અને તેના ઉપર સંપૂર્ણ વિચાર કરતા એમ સ્પષ્ટ જણાય છે કે એમણે સૂચવેલી યુક્તિ યોજવાની દાનમા ઘણી જ આવ સ્યકતા છે આવા મંડળ દરેક જીલ્લાવાર સ્થાપી તે તે જીલ્લામા ઉત્પન્ન થતી વસ્તુઓ તથા તેમની જરૂરીઆત વસ્તુની નોંધ અને તેમના વિશે વિવેચન તેમની બનાવટમા જોઇતો ફેરફાર વિગેરે બીજાઓને માસિકપત્રદ્વારા પુરૂ પાડવાનુ પોતાને માથે લે અને પોતાના જીલ્લાના વ્યાપારની દરેક રીતે ચડતી કરવા માટે સતત પ્રયત્નશીલ રહે તો થોડા જ વખતમા અમુક પદ્ધતિએ કામ કરતા ખામીઓ દૂર થશે અને વ્યાપારમા નવી જ તરેહનુ જીવન પેદા થશે આવા મંડળનું સ્થાપન કરી વ્યાપારનુ ખરૂ ખેડાણ કરવામા આપણા ટુંકી બુદ્ધિના કારીગરોની અંધ સ્વાર્થપરાયણતા ઘણી વચમા આવે છે તેઓ એમ સમજે છે કે વ્યાપારની તમામ હકીકત બહાર પડી જવાથી તેમનો વ્યાપાર સર્વ જશે પરંતુ તેમણે હવે તો સમજવુ જોઇએ કે જો માત્ર એક જ પદ્ધતિએ કામ કરી પેટ પૂરતુ મળ્યુ તેટલામા જ સંતોષ માની બેસી રહી ગામડીની જ જીંદગી ગાળતા સર્વ લોકને મરવા દેવામા સંતોષ હશે તો જ તેમની આ સ્વાર્થી પદ્ધતિ તેમને માટે યોગ્ય ગણાશે પણ જો એમનામા ઉન્નતિની લાયકાતના કાંઇ પણ અંકુર હશે તો ઉલટુ સમજાશે કે પોતાના ધંધાનુ વધારે ને વધારે વિવેચન કરવાથી અને હરેક રીતે તેને પોતે તપાસી જોવાથી અને બીજાના હુન્નરમા ઝીણી બુદ્ધિએ અવલોકન કરી જોવાથી જ ઉદ્યોગકળાની વૃદ્ધિ થશે અને એ જ જીવનમા અવર્ણ્ય આનંદનો અનુભવ થશે

જેમ જેમ કાળ બદલાય છે તેમ તેમ લોકના રંગભોગનો શોખ પણ બદલાય છે અને નવીનતા ઉપર સાધારણ રીતે તેમનુ મન વધારે આકર્ષાય છે આ મનુષ્યસ્વભાવ ધ્યાનમા રાખી વ્યાપારી વર્ગે પણ બદલાતા વખતને અનુકૂળ પડે તેમ પોતાની બનાવટમા ફેરફાર કરતા રહેવાની જરૂર છે નવીન નવીન જાતનો માલ તેમણે બનાવી જન સમુદાયની નવીન રુચિને તૃપ્ત કરવાનુ તેમનુ કર્તવ્ય છે અને તેમ કરતા જ વ્યાપારની વૃદ્ધિ થએલી આપણે સર્વ દેશમા સાંભળી છે ઈંગ્લેન્ડ અને જર્મનીના વ્યાપારીઓ પોતાનો માલ લોકપ્રિય બનાવવાને માટે આ યુક્તિને બહુ સારી રીતે વાપરી જાણે છે અને આપણે ઘણી વખત જોયુ છે કે તે વ્યાપારીઓ તરફથી વખતો વખત તેમના એજન્ટો આપણા દેશમા મોટા મોટા સ્થળોએ ફરે છે અને લોકપ્રિયતાની બારીક તપાસ કરી તે પ્રમાણે નવી નવી રુચિ અનુસાર એમની ચીજો બનાવી તેઓ અહીં મોકલે છે આવી યુક્તિઓનો ઉપયોગ આપણા દેશના વ્યાપારીઓ કદનો કરે છે। અને તેનું પરિણામ શુ? વંદેમાતરમના ગમના મની કિનારી તથા આપણા રાજ્ય મહારાજાઓની છબીઓવાળા કપ। યુરોપ અમેરિકાથી આપણા દેશમા આવતા જોઇએ છીએ તેથી આપણા અહીંના વ્યાપારીઓને ઘણુ જ શરમાવા જેવુ છે। ત્યારે ઓ ધર્મમા નીતિવાળા માણસોને પણ આપણા જ દેશના મહાન પુરુષોની છબીઓથી પણ આર્પાઈ પરદેશી માલ તરફ વળવુ પડે છે તે શુ ઓછી ખેદની વાત છે?। આ કામ આપણા દેશનો વ્યાપાર ખીલવવાના ઉદ્દેશ ઉપર જણાવી તેવી સભાઓએ પોતાના હાથમા ધરવુ જોઇએ અને ધનાઢ્ય વ્યાપારીઓની આ સભાઓ બની હશે તો કંઈ ખર્ચને વાંધે આ યુક્તિમા કાંઈ વિઘ્ન પડે એમ જણાતું નથી

વળી વ્યાપારવૃદ્ધિમા વખતોવખત ભરાતા પ્રદર્શનો પણ ઘણા સહાયભૂત થઈ પડે છે. આગળ આવા પ્રદર્શનના સબધમા કેટલીક ટીકા કરેલી છે એટલે વિશેષ નહીં લખતા અહીં માત્ર એટલુ જ જણાવવુ બસ થશે કે હજુ પ્રદર્શનનો ખરો ઉપયોગ કેવી રીતે કરવો તે આપણા લોકોમા ભાગ્યે જ જણાયુ છે. માત્ર કેટલીક ચીજો આવી તેનાથી સતોષ પામી ક્ષણભર આનદના ઉભરા કાઢી તથા તેના બનાવનારને ધન્યવાદ આપી ચાલ્યા જવામા જ પ્રદર્શનની સાર્થકતા સમાયલી હોય એમ જ માનવામા આવ્યુ છે. પ્રદર્શનમા સારી અને ઉપયોગી ચીજ જોતા જ તે શાની બને છે? તે કેવી રીતે બને છે? તેના સાધન ક્યા મળી શકે છે? તેનો ઉપયોગ શો થાય છે? તેની બનાવટમા કેટલો ફેરફાર થઈ શકે તેમ છે? અને બનાવટમા ફેરફાર થવાથી તેના ઉપયોગમા કેટલો વધારો ઘટાડો તથા તેની કિમતમા કેટલો ફેરફાર થઈ શકે ઇત્યાદિ અનેક પ્રશ્નો ઉત્પન્ન થવા જોઇએ, અને દરેક વ્યાપારી બુદ્ધિવાળા પુરૂષે એ દરેક પ્રશ્નના વિગતવાર ખુલાસા મેળવવા પ્રયત્ન કરવા જોઇએ, તથા તે તે ચીજોને પોતાને ત્યા બનતી અથવા બની શકતી વસ્તુઓ સાથે સરખાવી લાભાલાભનો વિચાર કરવો જોઇએ પ્રદર્શનોના આવા જ મુખ્ય ઉદ્દેશો હોય છે તેને આ દેશમા તો માત્ર તમાશા તરીકે જ ગણી કાઢવામા આવતા જણાય છે, ત્યારે પરદેશી વ્યાપારીઓ આપણી મૂર્ખતાનો સપૂર્ણ લાભ લેવા કોઈ રીતે ચુકતા નથી

સરકાર તે પ્રજાનો પ્રાણ છે. સમસ્ત પ્રજાના બળનો રાશિ રાજ્યસત્તામા છે. રાજ્યભડાર તે પ્રજાનુ જ વિત્ત છે અને રાજ્યનુ હૃદય તે પ્રજાના હૃદયની સાથે એકતાર રહે છે આ રાજ્ય અને આ સરકાર તે પ્રજાના અભ્યુદયને માટે અત્યત આવશ્યક છે જ્યા જ્યા પ્રજા પોતાના પરિમિત બળના દોષે કોઈ અર્થ સાધવામા નિષ્ફળ જાય ત્યા તરત જ રાજ્યસત્તા પ્રજાના અભ્યુદયાર્થે પોતાના અખૂટ બળના ભડારમાથી અસ્ખલિત બળ આપ્યા જાય છે જ્યા જ્યા પ્રજાની એટલે અમુક વ્યક્તિઓની પરિચ્છિન્ન લક્ષ્મીને કારણે કાર્યનિષ્ફળતા નીવડે ત્યા તરત જ રાજ્યલક્ષ્મીની અખૂટ દોલત તેવાનો હાથ ઝાલી લે છે અને સકટની પાર ઉતારી મૂકે છે. રાજ્યબળ પ્રજાના સુખના ઉપર તરાપ મારતાં બહારના શત્રુની સામે સતત યુદ્ધ કરે છે અને પ્રજાની અદર અદરના દોષ અને વિરોધને સર્વોત્તમ ધર્મની પરમ સત્તાથી દડ દઈ શમાવે પણ છે. આ રાજ્યસત્તા પ્રજાને શેમા સહાયભૂત નથી થતી? પ્રજાને બળ આપે છે, ધર્મ આપે છે, ધૈર્ય આપે છે, વિત્ત આપે છે, સપ આપે છે, પ્રજાને એકરૂપ કરે છે, પૃથ્વી સ્વર્ગતુલ્ય કરે છે અને તેથી જ રાજ્યસત્તા પરમપૂજ્ય મનાયલી છે અને તેથી જ તે પ્રજાના અભ્યુદયમા અગ્રણી છે આ રાજ્યસત્તા—આ દિવ્યસત્તા—ઠેર ઠેર જોવામા આવતી નથી અને તે જ્યા હોય છે ત્યા તેના ઉપર બતાવ્યા તેવા ચમત્કાર પણ થયા વિના રહેતા નથી. પરતુ આપણા દેશમા દૃષ્ટિ કરતા તરત જ સમજાય છે કે જે પ્રકારનો રાજ્યનો અમલ ઇગ્લેંડમા છે તે જ પ્રકારના રાજ્યનો અમલ અહીં નથી, અને તેથી જ આપણી ઉન્નતિમા આટલી વિટબણા પડે છે. ઇગ્લેન્ડના મહાન બનિષ્ટ રાજ્યમા અને તેની છાયામા હિન્દુસ્થાનને સ્થાન નથી, ઇગ્લેન્ડના રાજ્યને માટે હિન્દુસ્થાન દેશ છે પરતુ તે રાજ્યનુ જ અગ નથી—એવી સમજણવાળી આજ સુધી રાજ્યપદ્ધતિ ચાલતી આવી છે

કપની બહાદુરના રાજ્યના સમયનો પૂર્વનો ઇતિહાસ તપાસતા દરેક પાને શતા

અક્ષરે લખેલું જણાશે કે હિન્દુસ્થાનનો ગુર્જરકળાનો વ્યાપાર કેવી રીતે તુટી જાય અને તેના જ મૃત્યુની સાથે ઈંગ્લેન્ડ દેશ ધનવાન અને કળાવાન કેવી કેવી યુક્તિથી થઈ શકે, એ જ રાત્રિ દિવસનો પ્રયત્ન થઈ રહ્યો હતો કારણ માત્ર એટલું હતું કે કંપની બહાદુરનું રાજ્ય જો કે હિન્દુસ્થાનનું કહેવાતું હતું, પરંતુ વસ્તુત તે ઈંગ્લેન્ડનું જ રાજ્ય હતું, તેના પોષણને અર્થે જ તે રાજ્યે હિન્દુસ્થાનને પોતાના પંજામાં પકડી રાખ્યું હતું ત્યાર પછી પણ આ જ રાજ્યે હિન્દુસ્થાનમાંથી ઇંગ્લેન્ડ ખાતે અથવા યુરોપ ખાતે ચઢતા વ્યાપારના માલ ઉપર અહીં જકાત નાખી અને ઇંગ્લેન્ડમા પેસતા જ કોઇના ઉપર ૭૮ ટકા તો કોઇના ઉપર ૬૦ ટકા તો કોઇના ઉપર ૫૦ ટકા એવી ભારે જકાત ઈંગ્લેંડમા નાખી આ રાજ્યની કાયામા તેનું પરિણામ એ થયું કે અહીંના કારીગરોના માલના ઉપર એવી બેવડી જકાતો ચઢી તેથી પરદેશમા તે માલ એટલો બધો મોંઘો થઇ જવા લાગ્યો કે તે બીલકુલ ખપ્યો નહીં અને છેવટે કાંઈ નફો ન મળવાથી તે માલની બનાવટ હિન્દુસ્થાનમાંથી અટકી ગઈ ઇંગ્લેન્ડના રાજ્યની આ સત્તાથી ઇંગ્લેન્ડમા તેવા નવા માલની ઉત્પત્તિને ઉત્તેજન મળ્યું અને હિન્દુસ્થાનમા બનતો માલ બંધ થઈ જતા તે માલ અત્રે જથાબંધ ઉતરવા માંડ્યો અને ઈંગ્લેન્ડના માલ ઉપર અહીં હિન્દુસ્થાનમા જકાત બધી માફ એટલે તે ઘણો સસ્તો વેચાયો આનું પરિણામ એ થયું કે દિવસે દિવસે આપણો વ્યાપાર પડી ભાગ્યો અને ઇંગ્લેન્ડનો માલ વધતો જ ગયો અને તેના વધારાના પ્રમાણમા તે સોંઘો નીવડતો ગયો વખત એવો આવ્યો કે જ્યારે આખા દેશમા વ્યાપાર જડમૂળથી નાશ પામવા બેઠો અને સર્વેને સદા આકાશના સામી દૃષ્ટિ નાખી રહી જમીન જ ખેડી ખાવાનું આપણા નશીબમા રહ્યું! આ રીતે રાજ્યસત્તા પણ હિન્દુસ્થાનને બળવાન કરવા માટે નહીં તેને ધનવાન કરવા માટે નહીં પરંતુ તેના જ વિત્તથી ઇંગ્લેંડને બળિષ્ઠ અને ધનવાન કરવામા રોકાઈ વળી હિન્દુસ્થાનના રાજ્યકર્તાને તેનો યથાર્થ ધર્મ પકડી રહેવા સૃષ્ટિના મહાન ઇશ્વરે બીજો એક અવસર પણ આપી જોયો હિન્દુસ્થાનના કેટલાક દીર્ઘદૃષ્ટિવાળા પુરુષોએ દેશની આવી વિષમ અવસ્થા જોઇ ભયભીત થઈ ગુર્જરકળાનો ઉદ્ધાર કરવા પ્રયત્ન આદર્યો અને દેશમા સુતરાઉ કાપડ વણવાની મીલો સ્થાપી ઇંગ્લંડના વ્યાપારીઓ ખળભળી ઉઠ્યા ઇંગ્લંડની પ્રજામા ભય ઉત્પન્ન થયું અને તેઓથી દબાઇ રાજ્યે પુન પોતાના ધર્મ બજાવવામા ચૂક કરી હિન્દુસ્થાને પોતાની ગરીબાઇના વખતમા પરદેશી માલની આવક ઉપર રાજ્યની ઉપજ વધારવા થોડી ઘણી જકાત નાખી હતી તેના ઉપર ઇંગ્લંડના કારખાનાવાળાઓની ચાંપતી આંખ થઈ કારણ કે હિન્દુસ્થાનમા ઉત્પન્ન થતો માલ પરદેશી માલથી કેટલોક સોંઘો વેચાવા લાગ્યો અને ઇંગ્લંડના વ્યાપારને હાનિ પહોંચી ફરીને પણ હિન્દુસ્થાનનું નહીં પરંતુ તે ઈંગ્લંડનું જ રાજ્ય છે એમ તેણે સૃષ્ટિને બતાવી આપ્યું અને અત્યાર સુધી નહીં થએલું એવું એક મહાન પાપ તેણે પોતાને માથે વહોરીયું પોતાની જ પ્રજામા ઉછરતા ઉદ્યોગરૂપી બાળકને ગળે નખ દેવા જેવું કરી અહીંયા ઉપજતા તમામ માલ ઉપર નીમસ (એક્ષાઇસ) જકાત નાખી અને અપ્રતિબદ્ધ વ્યાપાર જેવા મોટા અને લાંબા સ્વરવાળા વચનનો આડંબર કર્યો

(અપૂર્ણ)

મગનભાઈ ચતુરભાઈ પટેલ.

## વિજ્ઞાન (SCIENCE) અને તત્ત્વજ્ઞાન (PHILOSOPHY.)

જ્ઞાન ફક્ત વ્યાવહારિક ઉપયોગને માટે છે અને જે જ્ઞાન મનુષ્યસુખની વૃદ્ધિ કરવામાં સહાયભૂત થતું નથી તે એક નિર્માલ્ય મગજની ભ્રમણા છે એમ કેટલાક વિદ્વાનનું માનવુ છે. પાશ્ચાત્ય દેશમા આ વિચારનો પ્રવર્તક લોર્ડ બેકન હતો. હરકોઈ પ્રવૃત્તિનો ઉદ્દેશ સામાજિક સુખ અને તેની ઉન્નતિ હોવા જોઇએ એમ બેકનનો મુખ્ય સિદ્ધાત હતો. તે જ આશયને અનુસરીને તેણે વિજ્ઞાનશાસ્ત્રીઓને તેમજ અન્ય વિદ્વાનોને વ્યાપ્તિશાસ્ત્રના (Inductive Logic) અભ્યાસનો અને તેની મદદથી વિશ્વના નિયમો શોધી કાઢવા આગ્રહ કર્યો. આપણી આસપાસના સન્જોગો જેમ આપણુ ઇચ્છિત અમુક પ્રકારનુ નિર્ણય કરે છે તેમ બેકને તેના યુગના વિચારને અવલબી એવો ઉપદેશ કર્યો કે જ્ઞાનનો હેતુ ઐહિક સુખની વૃદ્ધિ હોવી જોઇએ. આ ઉદ્દેશ ઘણે અશે સત્ય છે એમ હરકોઈ કબુલ કરશે કારણ કે જ્ઞાન ફક્ત આપણી જિજ્ઞાસાની તૃપ્તિને માટે નથી એ સ્પષ્ટ છે. જે વિદ્વાનો કેવળ બુદ્ધિવિલાસી છે તે પોતાના મનની લલુતાને સંતોષ કરે છે—પણ તેથી કઈ સામાજિક કલ્યાણ થતુ નથી. વિજ્ઞાનના નિયમો વ્યવહારમા મૂકાયાથી જગતને કેટલુ સુખ મળ્યુ છે તે વીસમી સદીના મનુષ્યો સારી પેઠે જાણે છે. બીજું, જ્ઞાનની વૃદ્ધિ કેટલેક અશે હુન્નરકળાથી આપણુ સુખ વધે એવી ઇચ્છાથી થાય છે. જો કે આ બન્ને કારણો જે જ્ઞાન વ્યાવહારિક ઉપયોગમા આવે છે તે જ યથાર્થ જ્ઞાન છે તે મતને પુષ્ટિ આપે છે, તો પણ તે વિચાર સર્વાશે સત્ય નથી. મનુષ્યમા જે જિજ્ઞાસા જોવામા આવે છે તે તેનામા, સર્વ પ્રાણીઓ કરતા કઈ વિલક્ષણ બુદ્ધિનો ચમત્કાર છે એમ બતાવે છે. કારણ કે સૃષ્ટિના સર્વ પદાર્થસભવાદિ મનુષ્ય તેમજ અન્ય પ્રાણીઓ ઉપર હમેશ સરખી રીતે અસર કરતા નથી. આ વસ્તુસ્થિતિથી સહજ અનુમાન થાય કે આપણી જિજ્ઞાસા એ વિચિત્ર પ્રકારની બુદ્ધિનુ અસ્તિત્વ દર્શાવે છે. મનુષ્યબુદ્ધિમા તથા અન્ય પ્રાણીઓમા તે પરત્વેનુ ભિન્નત્વ શાથી છે તે પ્રશ્નની ચર્ચા આ સ્થાને અનુચિત છે પણ એટલુ તો સ્પષ્ટ જ છે મનુષ્યમા જ્ઞાનની કઈ અલૌકિક અભિલાષા છે. જ્ઞાનની આવી ઇચ્છા કોઈ પણ અન્ય કારણ ઉપર આધાર રાખતી નથી પણ સ્વાભાવિક, સ્વત , અને સ્વતત્ર છે. હુન્નરકળાની અભિવૃદ્ધિ તથા ઐહિક સુખની પ્રાપ્તિ એ કઈ આપણી જિજ્ઞાસાના કારણ નથી, પણ તેના કાર્ય રૂપે છે—જ્ઞાનનો મુખ્ય આશય સામાજિક સુખ નથી પણ આપણી સ્વાભાવિક જિજ્ઞાસાની તૃપ્તિ છે. જ્ઞાનનો આરભ વ્યાવહારિક ઉપયુક્તતાને અવલબીને થયો નથી ને તેની વૃદ્ધિ તેવાજ હેતુથી થશે પણ નહીં. મહાન તત્વવેત્તા પ્લેટાના વિચાર પ્રમાણે તત્ત્વજ્ઞાન—'જ્ઞાન'—એ વિશ્વના ચમત્કારનુ—તેના અદ્ભુત સંભવાદિનુ રહસ્ય જાણવાની ઇચ્છામાથી ઉદ્ભવે છે. તેનુ તાત્પર્ય એ છે કે જ્ઞાનની શરૂઆત એક રીતે નિ સ્વાર્થી છે, પણ જે જ્ઞાન સંપાદન થાય છે તે સ્વાભાવિક રીતે વ્યવહારમા મૂકાય છે. બુદ્ધિ, લાગણી અને ઇચ્છા એ આપણા મનની ત્રિપુટી છે–તે કઈ ભિન્ન ભિન્ન અસબદ્ધ માનસિક શક્તિઓ નથી, પણ તેઓનુ ઐક્ય છે. વિચાર અને આચાર, કલ્પના અને વ્યવહાર, એ પરસ્પર સબધ રાખે છે તેથી જે જ્ઞાન આપણને ફળીભૂત થયુ તે કલ્પનામય રહેતું નથી પણ વ્યવહારમા મૂકાય છે–આ પ્રમાણે જ્ઞાનનો કેટલોક ભાગ જ્ઞાનની ખાતર જ હોય છે તેનો કઇ પ્રત્યક્ષ લાભ બતાવી શકાતો નથી તે તો આપણી માનસિક હા-

જતો જ પૂરી પાડે છે, તે ઉદર તેમજ ઇન્દ્રિયસુખમાં કંઈ વૃદ્ધિ કરતું નથી, તેથી આવું જ્ઞાન ભ્રમણારૂપ સિદ્ધ થતું નથી. પણ આપણ અંતઃકરણની–મનની–આત્માની ઉચ્ચતમ જરૂરીઆતો પૂરી પાડનાર છે. હવે આપણને માલૂમ પડશે કે હરકોઇ પ્રવૃત્તિ સુખ યા સ્વાર્થને માટે નથી. યથાર્થ જ્ઞાનની કસોટી ઐહિક સુખ કે ઉપયુક્તતા નથી. આ કોટિમાં કાવ્ય, સંગીત, ચિત્રકળા, સૌંદર્યધ્યાન, સાહિત્ય, વિજ્ઞાન, અને તત્ત્વજ્ઞાનનો, સમાવેશ થાય છે.

સૃષ્ટિના સર્વ ભિન્ન ભિન્ન પદાર્થોમાં કવિની તેમજ તત્ત્વચિંતકની દૃષ્ટિએ ઐક્ય દેખાય છે. સર્વ ભિન્નત્વ એકતામાં ડુબી જાય છે અને વિશ્વના અદ્વૈતનું દર્શન થાય છે. આ અભેદ-જ્ઞાનની અવસ્થા જ્ઞાનના આરંભમાં પણ હોય છે. પણ તત્ત્વજ્ઞાનની ઉચ્ચતમ અવસ્થાએ પહોંચ્યા પછી જે એકતા અનુભવીએ છીએ તે અને જ્ઞાનની પ્રથમ અવસ્થામાં પ્રાપ્ત થએલ સૃષ્ટિનું અદ્વૈત એ બેમાં અત્યંત તફાવત છે. પ્રથમ અદ્વૈત દર્શનમાં ભેદ માલૂમ પડતો નથી, પણ અંત્ય અવસ્થામાં સર્વ ભિન્ન પદાર્થો એકતામાં સમાયલા હોય છે. ભિન્નત્વ–ભેદ–એ અ-દ્વૈતજ્ઞાનમાં અંતર્ભૂત માલૂમ પડે છે તેનો નાશ કે શૂન્યતા થતી નથી. ભેદમાંથી અભેદ—ભિન્ન પદાર્થોમાંથી એકતા—શોધવી, અને આ એકતામાં ભિન્ન પદાર્થોનું અંતર્ભૂત થવું એ સર્વ જ્ઞાનનો પરમ હેતુ છે, તે આપણી સર્વ શોધનુ કેન્દ્ર છે. આ નિયમ, ભાવના, વયયાનુભવ-જન્ય નથી પણ માનસિક છે, આપણા મનની ઘટનાનુ પરિણામ છે. આવી જિજ્ઞાસાને લીધે જ આપણે સર્વ જ્ઞાન મેળવવા પ્રેરાઇએ છીએ.

સાધારણ રીતે જ્ઞાનની ત્રણ અવસ્થા પાડી શકીએ, યા ત્રણ દૃષ્ટિથી તેનું અવલોકન કરી શકીએ. પ્રથમ અવસ્થામાં સર્વ પદાર્થ અવ્યવસ્થિત અને સ્થાવર દેખાય છે, ક્વચિત્ જ તેમના થોડા સંબંધનું ભાન હોય છે, દરેક સંભવ અકસ્માતને વશ લાગે છે; નિયમનો અભાવ જ હોય છે. આ દૃષ્ટિ સાધારણ મનુષ્યના મનની છે–તેથી ઉચ્ચતર જ્ઞાનની અવસ્થા વિજ્ઞાન-વેત્તાની છે. પદાર્થો સ્થાવર નથી પણ ગતિમાન્ હોય છે, અને અમુક નિયમને આધીન છે. પદાર્થસંબંધવાદિના ભિન્ન ભિન્ન નિયમો શોધવા અને તે સર્વેનું એકીકરણ કરી કાર્યકારણની ભાવના સાથે યોજવા, એ આ અવસ્થાનો મુખ્ય ઉદ્દેશ છે. આ પ્રમાણે સર્વ પદાર્થો સુવ્ય-વસ્થિત કરવામાં આવે છે કારણતાની ભાવનાથી વિશ્વની એકતાનુ જ્ઞાન મળે છે. આ દૃષ્ટિ-બિન્દુ વિજ્ઞાનવેત્તાનું છે. પણ આ જ્ઞાન અપૂર્ણ લાગે છે–વિશ્વની એકતા સંપૂર્ણ નથી લાગતી, એવી અપેક્ષાથી ઉચ્ચતમ જ્ઞાનને માટે પ્રયાસ કરવામાં આવે છે. જે જે પ્રશ્નો વિજ્ઞાનના પ્રદેશમાં આવતા નથી તેની ચર્ચા અને વિવેચન તત્ત્વજ્ઞાનની અવસ્થામાં થાય છે.

જ્યાં સુધી દ્રષ્ટા અને દૃશ્ય, જ્ઞાતા અને જ્ઞેય, ચૈતન્ય અને જડ એઓના સંબંધનો વિ-ચાર કર્યો નથી ત્યાં સુધી વિજ્ઞાનની દૃષ્ટિથી જે જ્ઞાન મળ્યું છે તે અપૂર્ણ છે એમ સહજ જણાઇ આવશે. વિજ્ઞાન એ આપણા જ્ઞાનની પરાકાષ્ઠા છે એ મત ભૂલ ભરેલો છે. તત્ત્વજ્ઞાન આવા સૂક્ષ્મ પ્રશ્નો ઉપર વિચાર કરે છે, અને વિજ્ઞાનથી મળેલા જ્ઞાનને સુધારા વધારા સહિત આપણને પાછું આપે છે. આ વિષય આપણે સહજ વિસ્તારથી વિલોકીશું. પ્રથમ અવસ્થામાં જ્ઞાનના પ્રદેશ નિર્ણય કરેલા હોતા નથી. કાળક્રમે વધારે સવિસ્તર અને વ્યવસ્થિત જ્ઞાન મેળવવાને વિશ્વની સમગ્ર સત્તાના વિભાગ કરવામાં આવે છે. આ વિભાગનો વ્યવસ્થિત અને

સવિસ્તર અભ્યાસ શ્રમવિભાગને અનુસરીને દરેક વિજ્ઞાનવેત્તા કરે છે જ્યારે વ્યાવહારિક સત્તાનો આ પ્રમાણે અધિકારનિર્ણય થઈ તેના વસ્તુ આદિના ગુણ અને તેમના નિયમો શોધવામા આવે છે ત્યારે વિજ્ઞાનની ઉન્નતિ થાય છે, અને વિશ્વનુ વધારે સપૂર્ણ જ્ઞાન મળે છે આવી રીતે વિજ્ઞાનવેત્તાઓએ સૃષ્ટિના ભિન્ન ભિન્ન પ્રદેશોનુ અવલોકન કરી તેના નિયમો શોધ્યા છે પણ તે જ્ઞાનની ઉચ્ચતમ અવસ્થા નથી તત્ત્વજ્ઞાન આ જુદા જુદા શાસ્ત્રના નિયમોને એકત્ર કરે છે અને એક શાસ્ત્રના સત્યોની તેથી ઉચ્ચતર શાસ્ત્રના સત્યથી તુલના કરે છે. પદાર્થવિજ્ઞાનશાસ્ત્રો ( Physics વગેરે ) ના સત્ય કઈ જીવનશાસ્ત્ર (Biology) તેમજ ચેતનશાસ્ત્ર ( Psvchology ) ના સત્યની કસોટી નથી. વાસ્તવિક રીતે તો ઉચ્ચતર શાસ્ત્રની દૃષ્ટિ અધઃસ્થિત શાસ્ત્રોએ શોધી કાઢેલા સત્યમા યોગ્ય ફેરફાર કરે છે અને તે ઉચ્ચતર દૃષ્ટિથી તેના દોષ સુધારે છે જ્યારે બધા શાસ્ત્રોના સત્યને તત્ત્વજ્ઞાન ચૈતન્યના દૃષ્ટિબિંદુથી વિલોકે છે અને તેમના સ્વતઃ સ્વીકારેલા સત્ય અને નિયમોમા યોગ્ય ફેરફાર કરે છે ત્યારે આપણે જ્ઞાનની ઉચ્ચતમ દશાએ પહોચ્યા એમ કહી શકાય દૃષ્ટાંત તરીકે આપણે ગુલાબના ફુલના જ્ઞાનનુ પૃથક્કરણ કરીએ પ્રથમ દૃષ્ટિએ તેની સૌન્દર્ય અને એકતા મનોરજક લાગે છે જ્યારે વધારે નિરીક્ષણ કરીએ છીએ ત્યારે તેના ભિન્ન ભિન્ન અવયવોનુ જ્ઞાન તેમનુ કર્તવ્ય તથા આ ફુલની સગાથે તેમનો કયો સબધ એ વિગેરેનુ જ્ઞાન તે વિજ્ઞાનશાસ્ત્ર આપે છે અને પ્રથમ અવસ્થામા જે જ્ઞાન મળેલુ તે સહિત તેની સૌન્દર્ય તથા એકતા વધારે સ્પષ્ટ રીતે દર્શાવે છે આ પ્રમાણે ઉપર જણાવેલી જ્ઞાનની અવસ્થા પરત્વે સમજવાનુ છે

તત્ત્વજ્ઞાનના બીજા પ્રશ્નો નીચે પ્રમાણે છે જ્ઞાન કયા નિયમથી આપણને મળે છે? તેમા કઈ વસ્તુની આવશ્યકતા છે? તેને કઈ મર્યાદા છે કે નહીં ને છે તો કેટલી છે? દેશ, કાલ શુ છે? શુ તે બુદ્ધ્યાત્મક ( Subjective forms ) છે? કે વિષયાત્મક (Oljectire realities) છે? અથવા તો બન્ને કોટિમા આવી શકે તેમ છે? કાર્યકારણની ભાવના વિષયના અનુભવથી ઉત્પન્ન (a posteriori experiential) છે કે સહજોપલબ્ધિજન્ય (apriori-intuitive) છે? પુરુષાર્થ બળિષ્ઠ કે પ્રારબ્ધ? ચૈતન્યનો જડ સાથે કેવી રીતનો સબધ છે? જે જગતના નિયમો વિજ્ઞાનવેત્તાઓ શોધે છે તે સત્ છે કે અસત્, વાસ્તવિક કે મિથ્યા? ઇત્યાદિ બાબતનો નિર્ણય તત્ત્વજ્ઞાન કરે છે અનિત્ય વસ્તુથી પર નિત્ય વસ્તુ છે કે નહીં? તે હોય તો જડ કે ચેતન છે? તથા તેનો આપણા આત્માની સાથે કેવો સબધ છે? એ બાબત વિજ્ઞાનના અધિકારમા આવતી નથી મનુષ્ય વિશ્વ અને ઇશ્વર સબધીના આવા વિચાર આધ્યાત્મિક શાસ્ત્ર કે તત્ત્વજ્ઞાનને કરવાનો હક છે તે જ્ઞાન કેટલે અંશે સત્ય છે અને સતોષકારક છે તે દરેક વ્યક્તિના આત્મવિકાસ ઉપર આધાર રાખે છે આ પ્રશ્નોના ચિંતનનો અધિકાર વિજ્ઞાનશાસ્ત્રને નથી પદાર્થ (matter) શુ છે? ગતિ ( motion )નુ યથાર્થ સ્વરૂપ શુ છે? તે બન્નેનો સબધ કેવા પ્રકારનો છે? પદાર્થ ગતિના કારણ રૂપે છે કે કાર્ય રૂપે છે? અને કોઈ અન્ય વસ્તુના કાર્ય છે? આપણી ઇન્દ્રિયો જ આપણા જ્ઞાનનું સાધન છે કે કેમ? એ પ્રશ્નો—રસાયનશાસ્ત્રના મૂળતત્ત્વો શુ છે તથા તેમના અમુક પ્રમાણના સયોગ અને પૃથક્કરણથી પદાર્થ કેમ ઉત્પન્ન થાય છે એ બાબતનો તેમજ જીવનશાસ્ત્રમા જીવન શુ છે તે વિષેનો, વિચાર વિજ્ઞાનશાસ્ત્ર કરતુ નથી તેમજ વિજ્ઞાનશાસ્ત્રની રીતિએ ચાલતું ચેતનશાસ્ત્ર ( =માનસશાસ્ત્ર Psychology ) ફક્ત કાલક્રમમા વહેતા આતર મનો

વ્યાપારનું અધ્યયન કરે છે. પણ ચૈતન્ય શું છે? તેના અમરત્વ વિષેનો, તથા તે પરમાત્માથી ભિન્ન છે કે તે બન્નેનુ ઐક્ય છે—એ વિષેનો આ તરેહના ચેતનશાસ્ત્રને નિર્ણય કરવાનો અધિકાર નથી. તે સત્યોનો સ્વીકાર કરીને વિજ્ઞાનશાસ્ત્રની પ્રવૃત્તિ છે.

વિજ્ઞાનનો પ્રદેશ દૃશ્યમાન પદાર્થ સબંધીના નિયમ શોધવા અને તે નિયમનુ એકીકરણ કરવુ એ છે. દૃશ્ય વસ્તુથી કંઈ અગોચર તત્ત્વ છે કે નહી ને હોય તો કેવા પ્રકારનું છે? તથા સમગ્ર સત્તાની સત્યતા અસત્યતાનો વિચાર તત્ત્વજ્ઞાનને કરવાનો છે. આ ઉપરથી માલૂમ પડશે કે વિજ્ઞાન સકુચિત છે. જે પ્રશ્નો વિજ્ઞાન પડતા મૂકે છે. તે તત્ત્વજ્ઞાન ઉપાડી લે છે અને તેના દોષ આ પ્રમાણે સુધારે છે. વિજ્ઞાન એ કઈ આપણા જ્ઞાનની અતિમ અવસ્થા નથી. જ્યા સુધી તત્ત્વજ્ઞાન તેને સહાય કરતુ નથી ત્યા સુધી તેના સત્યો સર્વદેશી નથી પણ એકદેશી રહે છે. ગોચર વસ્તુથી પર, ઇન્દ્રિયાતીત તત્ત્વની શોધ સ્વાભાવિક છે. ઇન્દ્રિના સર્વ પદાર્થ દેશ કાળ અને કારણને આધીન છે, તેથી અહર્નિશ તે ચચળ રહે છે. અનિત્ય વસ્તુનુ અધિગાન શોધવુ એ તત્ત્વજ્ઞાનનો આશય છે. કારણ કે અનિત્ય વસ્તુના અનુભવથી પરોક્ષ યા અપરોક્ષ રીતે નિત્ય વસ્તુનુ જ્ઞાન થાય છે. મહાન તત્ત્વજ્ઞાની પ્લેટોનુ કહેવુ પણ એ જ અર્થનુ છે. "મૃત્યુ વિષે ચિતન—એ તત્ત્વજ્ઞાન છે". આ ઠેકાણે "મૃત્યુ" એ શબ્દ વિશ્વની અનિત્યતા સૂચવે છે. નિત્ય વસ્તુ—દૃશ્યમાન પદાર્થનુ અધિષ્ઠાન એની શોધ આપણા મનના બધારણનુ સ્વાભાવિક પરિણામ છે કાળક્રમે તત્ત્વજ્ઞાનના ઇતિહાસમા નિત્ય અને અનિત્ય ભાવના પ્રાપ્ત થાય છે. નિત્ય વસ્તુને સત્ અને અનિત્યને અસત્ ગણવામા આવી છે તત્ત્વજ્ઞાનની કલ્પનાનો આરભ થયો ત્યારથી પારમાર્થિક અને વ્યાવહારિક એવો સત્તાનો વિચાર ચાલે છે. આ બન્ને સત્તાના સબધનો કેવી રીતે નિશ્ચય કરવો એ તત્ત્વજ્ઞાનનો મહા પ્રશ્ન છે. પારમાર્થિક સત્તા સત્ છે તો તેમાથી વ્યાવહારિક સત્તા જે અસત્ છે તે શી રીતે ઉદ્ભવે, અનિત્યમાથી નિત્ય શી રીતે આવે, એ પ્રશ્નનુ તત્ત્વજ્ઞાનીઓએ ભિન્ન ભિન્ન દૃષ્ટિથી નિરીક્ષણ કર્યું છે. સતમાથી સત્ અને અસતમાથી અસત્ ઉદ્ભવે એને આપણ સહજોપલબ્ધિ કહીશુ. તે ન્યાયને અનુસરીને આ બન્ને સત્તાના સબધનો નિર્ણય કરવો એ મહાપ્રશ્ન છે. કેટલાક તત્ત્વજ્ઞાનીઓ પારમાર્થિક સત્તા જ સત્ અને અન્ય સર્વ મિથ્યા માને છે. વ્યાવહારિક સત્તા એ કોઈ અન્ય પ્રકૃતિનુ કાર્ય છે, અને તે શકિતને સ્વતત્ર અસ્તિત્વ આરોપવામા આવતુ નથી. તે જો કે ભેદ ઉત્પન્ન કરે છે, તથાપિ તેના અધિષ્ઠાન રૂપ પારમાર્થિક સત્તા જ છે. આવી રીતે એક દર્શન તેનો સબધ દર્શાવે છે બીજા કેટલાક તત્ત્વચિતકો કે જે વ્યાવહારિક સત્તાને વધારે અસ્તિત્વ આરોપે છે તેને મૂલ તત્ત્વના આર્વિભાવ રૂપે યા પરિણામ રૂપ ગણે છે. કેટલાક તત્ત્વજ્ઞાનીઓ બન્નેમાથી એકને જ પ્રધાનપદ આપે છે અને એથી ભિન્ન તત્ત્વને શૂન્ય ગણે છે.

ઓગણીસમી સદીનો ફ્રેન્ચ ફીલસુફ ઓગસ્ટ કોમ્ત ભૌતિક જગતથી પર એવા કોઈ અધિષ્ઠાનની શોધને ખપુષ્પવત્ ગણે છે. વ્યાવહારિક સત્તાના પદાર્થના નિયમ શોધવા અને તેમનું એકીકરણ કરવું એ જ જ્ઞાનનો પરમ આશય છે એમ કોમ્તે પ્રતિપાદન કર્યું. આધ્યાત્મિકશાસ્ત્રીઓએ નિત્ય અગોચર વસ્તુની શોધમાં સેંકડો વર્ષ સુધી વ્યર્થ મહેનત કરી છે કારણ કે તેનો કાંઇ નિર્ણય તથા ફળ પ્રાપ્ત થયુ નથી. માટે વિજ્ઞાનવેત્તાઓએ દૃશ્યમાન જગતના

પદાર્થના નિયમો શોધવા તરફ મચ્યા રહેવું જોઇએ. વિજ્ઞાનથી સંપાદન થએલું જ્ઞાન અનુભવસિદ્ધ છે, પણ આધ્યાત્મિક શોધો કલ્પનામય છે. અદ્યાપિ સુધી તત્ત્વજ્ઞાનીઓએ નિત્ય તત્ત્વની શોધમાં જે માથાકુટ કરી તેને બદલે વિજ્ઞાનની શોધમાં કરી હોત તો તે ઘણી ફળદાયી નીવડત. તત્ત્વની શોધ એ મનની ભ્રમણા છે, આભાસ છે, અને તેનો ત્યાગ કરવો જોઇએ. અધિષ્ઠાન એવી વસ્તુ અગોચર જ છે, તેથી કાળક્રમમાં આવતા દૃશ્ય પદાર્થનો જ અભ્યાસ કરવો જોઇએ, વિજ્ઞાન એ જ યથાર્થ જ્ઞાન છે, અને તેના સાધનથી-તેની-દૃષ્ટિથી-અને જ્ઞાનની કલ્પનાથી, આધ્યાત્મિક સત્યોની પરીક્ષા કરવી જોઇએ. ધર્મ અને તત્ત્વજ્ઞાન કૉમ્તના આવા મત પ્રમાણે અશક્ય થાય છે. આ ઉપરથી સહજે પ્રશ્ન ઉદ્ભવે છે કે કૉમ્તે શા આધારે સત્યનો આ પ્રમાણે નિર્ણય કર્યો? જ્ઞાન શા નિયમે આપણને મળે છે? તેમાં કયી વસ્તુની આવશ્યકતા છે? તથા તેની સીમા શું છે? એ વિષે કૉમ્તે કંઈ વિચાર કરી શાસ્ત્રાનુસાર, પદ્ધતિપૂર્વક જ્ઞાનની આ મર્યાદા બાંધી છે? કૉમ્ત તેના યુગના વિજ્ઞાનપ્રવાહથી ઘસડાઇ જઇને, સ્વમત-અભિમાનથી આ પ્રમાણે તત્ત્વજ્ઞાનની અશક્યતા દર્શાવે છે. વિજ્ઞાનવેત્તાઓ ઇંદ્રિયગમ્ય જ્ઞાનને યથાર્થ ગણે છે તે કસોટીથી આધ્યાત્મિક સત્યો તેમને ભ્રમ રૂપ લાગે એ સ્વાભાવિક છે.

હરકોઇ તત્ત્વજ્ઞાનના દર્શનનુ સ્વરૂપ તેની જ્ઞાનની કલ્પના ( Theory of Knowledge) થી નિશ્ચિત થાય છે જે વસ્તુને સત્ માનવામાં આવે છે તે જ્ઞાન દ્વારા અનુભવાય છે, અને તે જ્ઞાનનો, જ્ઞાનની સ્વીકારેલી કલ્પનાથી, સત્ અને અસત્ એવો વિવેક થાય છે. આપણા જ્ઞાનથી જે અનુભવાય તે જ યથાર્થ જ્ઞાન છે એમ પરોક્ષ કે અપરોક્ષ રીતે સત્યનો નિર્ણય થાય છે. જ્ઞાનની અમુક કલ્પનાથી તત્ત્વજ્ઞાનનુ સ્વરૂપ આવી રીતે નિર્ણીત થાય છે. જ્ઞાનનુ સાધન ફક્ત ઇન્દ્રિયો છે એમ સ્વીકારીએ તો ઇન્દ્રિયજન્ય જ્ઞાન સિવાય કંઇ ખરૂં જ્ઞાન છે જ નહીં એવું સ્વાભાવિક અનુમાન નીકળે છે. ઇન્દ્રિયદ્વારા આવતુ જ્ઞાન ક્ષણિક છે અને જો ઇન્દ્રિયવ્યવહારજન્ય જ્ઞાન યથાર્થ હોય તો તે જ્ઞાનની કસોટીએ ઇન્દ્રિયાતીત એવી નિત્ય વસ્તુનું કઇ અસ્તિત્વ છે નહી. જ્ઞાનની સીમા પરત્વે કૉમ્તે જે મત દર્શાવ્યો છે તે તેની જ્ઞાનની કલ્પનાનું પરોક્ષ પરિણામ છે કૉમ્તનુ તત્ત્વજ્ઞાન આવી રીતે તેના ક્ષણિક વિજ્ઞાનવાદથી નિર્ણીત થયું છે વિજ્ઞાન વેત્તાઓની જ્ઞાનની કલ્પના પણ આડકતરી રીતે પરિણામે ક્ષણિક વિજ્ઞાનવાદ ( Sensationalism ) છે. ક્ષણિક વિજ્ઞાનવાદથી અવિરોધના નિયમને અનુસરીને કેટલું જ્ઞાન મળી શકે તેનો વિચાર આગળ ઉપર કરીશું.

"જિજ્ઞાસુ."

નડિયાદ તા. ૧૦-૧૨-૦૬.

---

# " વિદ્યાનંદ–અને એક ગૂઢ પરદેશી. "

## યાને

## યુવાવસ્થાનો મહિમા.

[ ભીક્ન્સફીલ્ડના એક લેખ ઉપરથી. ]

શરદ્ ઋતુ લગભગ પૂરી થવા આવી હતી. મધ્યાહ્ન થયું હતું. આકાશમાં કોઈ કોઈ જગાએ રહેજસ્હાજ આછાં વાદળાં પ્રસરી રહેલાં હતાં, શિવાય આખું આકાશ સ્વચ્છ–નિર્મળ હતું. શીતળ વાયુ મદમંદ ચોમેર વાતો હતો. અને મધમાખીના ઝીણા અને અસ્પષ્ટ ગણગણાટ વિના અન્ય સ્વર મનુષ્યના કર્ણે આવતો નહતો—આખુ વિશ્વ જાણે શાંત અને ચેતનરહિત બની રહ્યું હોય તેમ ભાસતું હતું. આ સમયે એક મુસાફર જંગલની ગાઢી ઝાડીમાંથી પગે ચાલ્યો આવતો હતો. વિશ્વનું આ અનુપમ સૌંદર્ય જોઈ સાવ દિઙ્મૂઢ અને ચકિત થઈ ગએલો આ મુસાફર કાંઇક પોતાની મુસાફરીનો શ્રમ ઉતારવાની ખાતર, કાંઇક સૃષ્ટિસૌંદર્યનું અવલોકન કરવાની ઇચ્છાને લેઇને, એક વિશાળ વૃક્ષની છાયાની નીચે માટીના નાના ટેકરાની ઉપર લાંબા પગ કરીને સુતો. વિશ્વની અવર્ણનીય રચનાનુ એકાગ્ર ચિત્તે તે અવલોકન કરવા લાગ્યો; અને થોડા વખતમાં ઉપરાઉપરી ધસી આવતા અસંખ્ય વિચારતરંગોમાં તે નિમગ્ન થઇ ગયો. યુવાવસ્થાના પ્રથમ પગથીએ આવી પહોચેલા આ યુવકના વિચારો સ્વાભાવિક રીતે ભવિષ્ય પ્રતિ જ દોડવા લાગ્યા. યુવાવસ્થામા સહજ ઉપલબ્ધ થતો વિદ્યાનો મદ એની નસેનસ પ્રસરી રહેલો હતો. અત્યાર પર્યન્ત આખી દુનિયાનો અનુભવ જો કે તેણે પુસ્તકો દ્વારા જ સંપાદન કરેલ હતો અને રાજ્યદ્વારી પુરુષોના પરાક્રમોનુ અને અન્યજનોના સ્વભાવનું નિરીક્ષણ જો કે તેણે ઐતિહાસિક ગ્રંથોના અધ્યયન દ્વારા જ કરેલ હતું, તથાપિ તેનામાં ઉચ્ચતર સ્થિતિએ જઈ પહોંચવાની લાલસા પૂરે અંશે જોવામા આવતી હતી સ્વાત્મોત્કર્ષ અને ભવિષ્યની અમર કીર્તિ સપાદન કરવાની કલ્પનાઓમાં તેની અસ્થિર કલ્પનાશક્તિ આશ્ચર્યપૂર્વક લુબ્ધ થએલી જણાતી હતી. તેના મનોરાજ્યમાં આ વખતે કાંઇક જુદા જ પ્રકારનો સ્વપ્નવાયુ વાતો હતો. આ જગતના નાના પ્રકારના કલેશ, વ્યવસાયો અને ઉદ્વેગાદિ સર્વ ઉપાધિઓમાંથી મુક્ત કરે એવા આ સ્થળના શાંત અને આહ્લાદજનક દેખાવથી તેનું અંતઃકરણ—જે ઉચ્ચ મનોવાચ્છનાથી અને સાહસિક વિચારોથી પૂર્ણ હોવા છતાં તીક્ષ્ણ કલ્પનાશક્તિવાળા મનોબળને અધીન એવા કોમળ આત્માવાળું હતું—તે શાંત અને નિર્મળ અંતઃકરણ આ વખતે છેક સ્તબ્ધ થઇ ગયેલ હતું. આ મુસાફર માબાપહીન હતો, સગાં સંબંધી વિનાનો હતો તેમ કહીશું તોયે અતિશયોક્તિ નહિ થાય. સપ્રેમ પણ ક્ષમાશીલ પિતાનો પ્રેમ, માતૃહેતનું ભાવમય લાલન, અને ભગિનીની નિઃસ્વાર્થ પ્રીતિ, આ વસ્તુઓનો અનુભવ તેની બાલ્યાવસ્થાએ કરેલ નહોતો. માયાળુ સ્વભાવ દર્શાવનારાં પરાયાં માણસો શિવાય તેણે પાસેનું કોઇ પણ સગું જોયું નહોતું. કોમળ અને ભાવમય લાગણીનું દર્શન તેણે અધ્યયનસ્થળમાં એકઠા મળેલા સમાનવયસ્કો સાથેની મિત્રતામાં જ કર્યું હતું. આવી દ૯

પ્રીતિ દર્શાવતા આવા મિત્રો પણ આ સમયે ક્યાં હતા ? ક્યારનાએ તેઓ સર્વે વિખૂટા પડી ગયા હતા. જીવનમાં અનુભવાતી વિયોગપીડા આ પ્રથમ જ હતી. પાઠશાળામાં વિદ્યાભ્યાસ કર્યા પછી આ સમાનવયસ્કો અને સહાધ્યાયીઓ સર્વે વિવિધ માર્ગે ગયા હતા. ભાવિની ગહનશક્તિને અધીન થઇને અથવા તો અપ્રમેય વસ્તુસંકલનાના પ્રભાવે તેઓમાંના કેટલાક ભવિષ્યમાં કદાચ એકઠા થશે તો પણ તે વખતે તેમની બહિરાકૃતિમાં, તેમની વર્તણુકમાં, અને તેમની સંભાષણપદ્ધતિમાં મહાન ભેદ પડી ગયેલો જણાશે. આ સહાધ્યાયીના અંતઃકરણ તેના અંતઃકરણ પ્રતિ પૂર્ણ પ્રીતિથી અદ્યાપિ દૃઢતાપૂર્વક અવલંબી રહ્યાં હતાં, તેનું મુખ્ય કારણ તેનો પ્રેમાળ સ્વભાવ, એ જ હતું. અને જેટલે અંશે તે પોતાના મિત્રોને લાભદાયી થઈ શક્યો હશે તેટલે જ અંશે તે પોતે તેમના તર્ફથી લાભ સંપાદન કરી શકવા ભાગ્યશાળી થયો નહોતો. પોતાના મિત્રોને સન્માર્ગ દર્શાવનાર—તેમની કલ્પનાશક્તિને સુદૃઢ અને જ્ઞાનમય બનાવી પરિપક્વતાએ પહોંચાડનાર—અને તેમનાં જીવનનો નેતા તે જ હતો, તથાપિ પોતાનાથી અધિક જ્ઞાન–અનુભવ–ધરાવીને કોઈ પણ અન્ય પુરુષ તેની અપૂર્ણ–અસ્થિર–અને અનુભવહીન બુદ્ધિને પરિપક્વતાએ પહોંચાડી દેદીપ્યમાન કરે એવી વાંછના તેના હૃદયમાં નિરંતર સ્ફુર્યા કરતી હતી. આવા શ્રેષ્ઠ પુરુષના સમાગમની ઇચ્છા તેના મનમાં નિરંતર ઉદ્ભવ પામતી હતી એટલું જ નહિ પણ એવો સમાગમ અદ્યાપિ મળેલ નહિ હોવાથી તેના મનમાં પરિતાપ કોઇક વાર થઇ આવતો હતો, કારણ કે પોતાના મિત્રમંડળમાં જ 'ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન' એ કહેવત પ્રમાણે અન્યની અપેક્ષાએ બુદ્ધિમાન ગણાવા કરતાં વસ્તુતઃ બુદ્ધિની શ્રેષ્ઠતા સંપાદન કરવી એ તેને વધારે પસંદ હતું.

આવા પ્રકારનો સ્વભાવ ધરાવનાર આ મુસાફર આ વખતે જંગલના એકાંત ભાગમાં બેઠેલો હોવાથી એકાંતવાસથી ઉદ્ભવ પામતો ઉદ્વેગ પોતાના મનમાં અનુભવતો હતો. તેના ઊંડા હૃદયમાં સ્ફુરી આવતી ભાવનાઓ અને તેની કલ્પનાશક્તિમાં અનુભવાતા સુખ દુઃખનો ભાગ લેઇ શકે તેવા અન્ય આત્મા જોડે સહવાસ કરવાની જરૂર તેને ધીમે ધીમે વધારે જણાવા લાગી. બુદ્ધિરૂપી છોડને સિંચન આપવાને પુસ્તકોનુ અધ્યયન અને ઐતિહાસિક વૃત્તાન્તોનું મનન બસ થશે, પરંતુ હૃદયનાં ઊંડાં પડમાં સ્ફુરી આવતી અસંખ્ય ઝંખનાઓને સાન્ત્વન આપવાને આ બધું બસ થશે નહિ. અહો ! આ પાસેના સરોવરમાંથી કોઇ સુંદર અપ્સરા બહાર નીકળી આવીને અથવા તો ઘણે દૂર લગી પ્રસરી રહેલી ઝાડની ઘટામાંથી કોઇ 'મેનકા' આવીને આ મુસાફરને વરે, અને તેના સુખ દુઃખમાં સમાન ભાગ વ્હોરી લે તો શું ?!- અહો ! કોઈ કલ્પિત કાન્તાને ઉદ્દેશીને અનુભવાતું યુવાવસ્થાનુ પ્રથમ સ્વપ્ન !—એનો ભેદ કોણ ઊકેલી શકે ?

આ યુવકનું મનોરાજ્ય આવી રીતે નાના પ્રકારના વિચારતરંગોથી ભરપૂર હતું. તે વખતે અણચિંત્યું આકાશ ચોમેર ઘમઘોર થઇ ગયું. સરોવરમાં રાજહંસ ઉંચે ઉડવા લાગ્યા. પવન જોરથી ફુંકવા લાગ્યો. આમ્રવૃક્ષ, મહુડા, અને આમલી વિગેરે તરૂઓમાંથી ગંભીર અવાજ નીકળવા લાગ્યો. અને આખું વન જાણે દીર્ઘ નિઃશ્વાસ ખેંચી રડતું હોય તેવો ધ્વનિ સંભળાવા લાગ્યો. આપણો યુવક–વિદ્યાનંદ–જે અત્યાર પર્યન્ત દૂર આવી રહેલા માટીના ઢેફાં ઉપર પોતાની દૃષ્ટિ નાંખીને વિચારગ્રસ્ત થઇ પડી રહ્યો હતો, તે આ ચમત્કૃતિ જોઈ

એકદમ ઉભો થયો. પાસે આવી રહેલા સરોવરની સામે પાર જંગલને બીજે છેડે એક સરીયામ રસ્તો આવેલો હોવો જ જોઇએ એવી અટકળ કરીને વિદ્યાનંદ સરોવરની પાસે આવી રહેલી ખીણુ ઉતરીને સામે પાર એક સપાટ પ્રદેશ ઉપર જઈ પહોંચ્યો. અને તે મેદાનના મધ્ય ભાગમાં આવી રહેલી એક ટેકરી ઉપર ઉભા રહીને તેણે ચોમેર દૃષ્ટિ નાંખી તો ઘણે દૂર શ્યામ રંગનાં ઝાંખાં વાદળાંથી આચ્છાદિત થયેલી દૃષ્ટિમર્યાદાની છેક પાસે એક નિવાસસ્થાન જોયું. દેશ વિદેશ પર્યટન કરતા મુસાફરોના શ્રમને વિશ્રાંતિ આપવાનું આ એક વિશ્રામસ્થાન હતું. અને વિદ્યાનંદ ઉતાવળે પગલે ચાલીને થોડા વખતમાં ત્યાં જઈ પહોંચ્યો. તેણે એક નાની ઓરડીમાં વાસ કર્યો. અને કાંઇક ચોમેર વર્તી રહેલી વિશ્વની ચમત્કૃતિનું અવલોકન કરવાની ઇચ્છાથી, અને કાંઇક આ પવનના તોફાનથી સ્ખલિત થઇ ગયેલા પોતાના વિચારતરંગોને અસીમ દિશામાં પુનઃ ઉછળવા દેવાની ઇચ્છાને લેઇને, તે એક બારી પાસે જઈ ઉભો. આ ચમત્કૃતિ નિહાળતો તે ઉભો રહ્યો છે તેને થોડો વખત વીત્યો નથી તેટલામાં દૂરથી એક ઘોડેસ્વાર પૂરપાટ દોડતો આવતો તેણે જોયો; આ ઘોડેસ્વાર થોડા વખતમાં તે સ્થાન પાસે આવી પહોંચ્યો. દ્વાર આગળ પોતાનો ઘોડો એક ઝાડની સાથે બાંધીને તેઅંદર પેઠો. વિશ્રામગૃહના વ્યવસ્થાપકને આ વિદેશી અતિથિને વાસ આપવાને કોઈ પણ ભાગ ખાલી માલૂમ ન પડવાથી તેણે આ અતિથિને વિદ્યાનંદની અનુમતિ લેઈ તેના ભેગો જ વાસ કરવા કહ્યું. વિદ્યાનંદે આ વિદેશીને સત્કારપૂર્વક પોતાની પાસે બેસાડ્યો. મનુષ્યજાતિમાં એવો એક સાધારણ ગુણ છે કે તેમાંના બે જણુ જ્યારે પ્રથમ એકઠા થાય છે ત્યારે તેઓ અન્યોન્યને સમૂળગા ઓળખતા હોતા ન હોય તોપણ થોડોક વખત તેઓ એકઠા રહે છે તો પ્રસંગાવશાત્ અન્યોન્ય પ્રતિ વાતચિત નીકળ્યા વિના રહેતી જ નથી. આ બન્ને મુસાફરોએ અન્યોન્યને આ વખતે પ્રથમ જ જોયા હતા. તથાપિ આ સાધારણ ગુણના બળે તેમની વચ્ચે થોડાક વખતમાં વાત શરૂ થઇ. પોતાની જ ઓરડીમાં સહવાસ આપ્યાથી વાવાઝોડામાંથી તે મુક્ત થઇ શક્યો તે વાસ્તે તે વિદેશીએ વિદ્યાનંદનો પ્રેમપૂર્વક ઉપકાર માન્યો. આ વિશ્રામગૃહ એક સાર્વજનિક સ્થાન હોવાથી તેણે કશું પણ વિશેષ કર્યું નથી, એવો વિદ્યાનંદે સભ્યતાથી પ્રત્યુત્તર વાળ્યો; અને તે સાથે દેશ વિદેશ પર્યટન કરવાની પોતાની અતિશય ઉત્કણ્ઠા પ્રદર્શિત કરી. વિદેશીએ હસીને જવાબ વાળ્યો: "ભલા મિત્ર, બરાબર સમજીશું તો આપણી જીવનની પ્રત્યેક ઘડી અને પ્રત્યેક પળ એક જાતનું પર્યટન જ છે.* આ ગૂઢ વિદેશીના ભવ્ય દેખાવથી અને તેની વક્તૃત્વશક્તિથી વિદ્યાનંદ ઘણો જ આશ્ચર્યમગ્ન થઈ ગયો અને તેના ઉત્તરમાં સમાઇ રહેલું રહસ્ય જાણુવાની તેને વિશેષ ઉત્કણ્ઠા થતી ગઈ. તેણે અનેક પ્રકારના પ્રશ્નો તે વિદેશી મિત્રને પૂછ્યા, તેના પ્રત્યુત્તરમાંથી સાર ગ્રહણ કરતો ગયો, અને જેમ જેમ તેના સંશયોનું નિરાકરણ થતું ગયું તેમ તેમ તેની પ્રતિ તે વિશેષ સન્માન દર્શાવવા લાગ્યો. આ દુનિયામાં ચર્ચાતા અનેક વિષયોનું રહસ્ય અને તત્ત્વ એ ગૂઢ વિદેશીએ ગ્રહણ કર્યું હતું. જે વિષયોનો રહસ્યાર્થ સમજવાને સાધારણ મનુષ્યને સેંકડો વર્ષ લાગે તેવા કઠિન વિષયોનો રહસ્યાર્થ આ ગૂઢ વિદેશી એક ક્ષણમાં સમજાવી શકતો. મિથ્યાભિમાન અથવા અહંતાનો જરાકે ડોળ બતાવ્યા શિવાય આ ગૂઢ વિદેશી આખી દુનિયાના રાજાઓનાં, રાજદ્વારી પુરુષોનાં, અને ગ્રંથકર્તાનાં, અને

* "Every moment is travel, if understood."

અનેક પ્રકારના સાહસિક પુરૂષોના, જીવનવૃત્તાતનુ પૂર્ણ છટાથી અને સરળ-રસમય-વાણીવડે પોતાની આગળૌના વેઢા ઉપર કથન કરી જતો જ્યારે જ્યારે તે કાંઈ નવીન અથવા રહસ્યવાળુ કહેતો ત્યારે તે તેમ કર્યાનુ જરાએ માન પોતાને સોપી દેતો નહિ આત્મશ્લાઘાનો તેને પાસ લાગ્યો નહોતો ગભીર વિષયોની ચર્ચા કરતી વખતે કોઇકવાર તે તીવ્ર અને કટુ ટીકા કરી દેતો હતો-તેટલો જ માત્ર તેનામા દોષ ગણી શકાય તે અનેક વિષયો પર નિષ્પક્ષપાતપણાથી ચર્ચા કરતો હતો તો પણ તે કોઇ વખતે એક શબ્દ પણ એવો વાપરતો નહોતો કે જેથી તે ગૂઢ વિદેશી કોણ હશે અને તે કેવા પ્રકારનુ જીવન ગાળતો હશે તેનો જરાકે ક્યાસ કોઈ કરી શકે.

નાના પ્રકારના વિષયોની ચર્ચા તેઓ બન્ને કરવા લાગ્યા થોડા વખતમા વિધાનદે ઉત્સાહ બતાવી તે ગૂઢ વિદેશીની સમક્ષ એક નવીન પ્રશ્ન મૂકયો પ્રત્યેક પુરૂષનુ જીવન મહાન પુરૂષને ઉચ્ચ સ્થિતિએ પહોચાડવાને એના યુગને સાધનભૂત નીવડે છે એ સિદ્ધાંત સાચો છે કે કેમ એવી શકા તેણે મૂકી આ શકા રજુ કરતી વખતે તેણે તે સાથે જ વધારામા કહ્યુ કે કોઇ પણ મહાન પુરૂષનુ વિલક્ષણ જીવન પોતાના યુગના આત્મભૂતલક્ષણને —'Spirit of the Age' ને-દૈવી શકતુ નથી એવુ હાલનો યુગ માને છે વિદેશીએ હસીને જવાબ આપ્યો કે હાલનો યુગ એમ માને છે તેનુ કારણ એટલુ જ છે કે આધુનિક સમયમા એવા મહાન્ પુરૂષ થતા જ નથી અમુક યુગનુ જેને જીવાતુભૂત લક્ષણ (Spirit of the Age) કહેવામા આવે છે તેને જ બાધનાર અને રૂપાન્તર પમાડનાર મહાન પુરૂષ હોય છે. વિધાનદે સોતકણ્ઠ થઈ પૂછ્યુ "પણ કોઇ સાધારણ મનુષ્ય પોતાના સમયનુ મુખ્ય લક્ષણ શુ છે તે સમજી લેઇ તેનો ઉપયોગ કરી લે અર્થાત્ સમયને અનુસરે તો શુ તે મહાન્ પદ મેળવવા શક્તિમાન થઈ શકે નહિ ?" વિદેશીએ જવાબ વાળ્યો —"કદાચ તેમ બને ખરૂ, પણ પરમ ધર્મોદ્ધારક સતો, મોટા રાજદ્વારી પુરૂષો, અને મહાન જગવિજેતાઓ તેમ કરતા નથી તેઓ તો વસ્તુનો સમૂળગો નાશ કરે છે, અને કાંઈ નવી જ વસ્તુ ઉત્પન્ન કરે છે" વિધાનદે સોત્કણ્ઠ થઇ પુછ્યુ —"ત્યારે આ સમયમા મહાન્ રાજદ્વારી પુરૂષો અને દિગવિજયી પુરૂષોની જરાએ જરૂર છે ખરી ?' વિદેશીએ જવાબ વાળ્યો —' કેમ, જરૂર નથી ? આધુનિક સમયમા તો તેમના જેવા પુરૂષોની વધારે જરૂર છે. રાજાથી માડીને ગરીબ મજુર લગી—બધાને માર્ગદર્શકની જરૂર તો છે જ કાયદા શા માટે છે ? રાજાને રાજ્ય કરતા શીખવા માટે ધર્મશિક્ષણને વાસ્તે અધ્યયનસ્થળ તમે બાધ્યા છે, તે શા માટે છે ? પ્રજાને ધર્મશિક્ષણની અગત્યતા સમજવવાને વાસ્તે જ." વિધાનદે આશ્ચર્યપૂર્વક પૂછ્યુ —"પણ, સાર્વજનિક મતના મહાન્ બળની આગળ માત્ર એક જ મનુષ્યના બળની તે શી ગણના હોઇ શકે ?" વિદેશીએ ઉત્તર વાળ્યો — "એમ શા માટે કહો છો ? પ્રત્યેક મનુષ્યનુ બળ તો દૈવી જ છે ! કારણ કે મનુષ્ય એ પરમાત્માનુ પ્રતિબિમ્બ છે, અને સાર્વજનિક મત તો રોજીદા વર્તમાનપત્રો, કાયદા ઘડનારી સભાઓ, અને એવી ક્ષુદ્ર શક્તિઓથી રચાએલો છે. એકેકા મનુષ્યના ઐશ્વરી બળના દષ્ટાત જોવા હોય તો—ગ્રીસનો પ્રાચીન ઇતિહાસ વાચો એમા તમને સમજાશે કે જો થીબ્સનો મહાન પુરૂષ એપામિનોન્ડાસ મેન્ટીનીના દારૂણ યુદ્ધમા મૃત્યુ પામ્યો ન હોત તો શુ મેસીડોનીઆનો ફીલીપ રાજા કદાપિ ગ્રીસને જીતી શક્યો હોત ખરો ? ના, કદાપિ નહિ. અને જો ફીલીપ પોતે જ એપામિનોન્ડાસના મૃત્યુ પછી ગ્રીસ જીતી શકયો ન હોત તો મેસીડોનીઆની કીર્તિ

કેવી હોત ? તેમ જ પ્રશીયાનો ઇતિહાસ જોઇશું તો જો ફ્રેડરીક જન્મ્યો'જ ન હોત તો પ્રશીયાનુ મહાન્'સામ્રાજ્ય કદાપિ સ્થપાયુ હોત ખરૂ ? તેમ જ ઈંગ્લાંડનો ઇતિહાસ તપાસીશું તો જણાશે કે જો પહેલા જેમ્સનો મોટો છોકરો હેન્રી મરી ગયો ન હોત તો, અને તેના બીજા કુંવર ચાર્લ્સને તેના બાપના વિચાર પ્રમાણે કેન્ટરબરીના ધર્માધ્યક્ષનુ સ્થાન આપવામાં આવ્યું હોત તો, સ્ટુઅર્ટ વંશના નૃપોનો ઇતિહાસ કેવો બદલાઇ ગયો હોત ?" વિદ્યાનંદે પૂછ્યું:—"પણ માણસ જ્યારે ન્હાનો હોય ત્યારે તેને અનુભવની વધારે જરૂર છે. અને જ્યારે તે અનુભવ મેળવે છે ત્યારે તેને શક્તિ-બળ-ની જરૂર પડે છે." વિદેશીએ પ્રત્યુત્તર વાળ્યો—"મહાન્ પુરૂષોને તો અનુભવની કિંચિદપિ જરૂર હોતી નથી. જો કે પ્રત્યેક મનુષ્ય કહે કે, મારે વાસ્તે, તેમ જ તમારે વાસ્તે, કોટિ મનુષ્યને વાસ્તે—આખી દુનિયાને વાસ્તે અનુભવ-એ ઘણી જ અગત્યની અને સર્વોત્તમ વસ્તુ છે, તથાપિ સ્વભાવસિદ્ધ શક્તિ ધરાવતા મનને તો અનુભવ એ માત્ર નિર્માલ્ય વસ્તુ જ છે. આ દુનિયામા કોઈ પણ મહાન્ વસ્તુ થઈ છે તો તેનો ઉત્પાદક કર્તા યુવક એટલે કે અનુભવ વિનાનો યુવાન પુરૂષ જ થયો હશે એમ મારૂ માનવુ છે." વિદ્યાનંદે સ્મિત કરી પ્રત્યુત્તર વાળ્યો—"આમ કહેવાનુ કારણ માત્ર એટલું જ હોવુ જોઇએ કે આપણા આયુષ્યના ક્રમમા યુવાવસ્થા એ આપણને પરમ પ્રિય સ્થિતિ લાગે છે!" ગૂઢ વિદેશીએ હસીને કહ્યુ—"એમ શા માટે કહો છો? હું તો એથી પણ વધીને કહું છુ કે સામાન્ય રીતે તો લોકમાન્યતા છે તેમ યુવાવસ્થા એ 'ગધાપચીશી' છે. પુખ્ત વય એ એક દારૂણ સંગ્રામ-યુદ્ધ-છે, અને જરા-વૃદ્ધાવસ્થા એ પરમ વિષાદ અને પશ્ચાત્તાપનો સમય છે."*

યુવાવસ્થાની હુ આટલી બધી પ્રશંસા કરૂ છુ તેથી એવુ ન સમજતા કે યુવાવસ્થા એ જ અનુપમ બુદ્ધિ ( genius ) ને જન્મ આપનાર સ્થિતિ છે. હુ જે કાંઈ કહેવા માગું છુ તે તો માત્ર એટલુ જ કે બુદ્ધિ-જ્યારે યુવાવસ્થાના હોય છે ત્યારે તે અલૌકિક-ઐશ્વરી જ હોય છે! જુઓને પ્રાચીન કાળમા કાર્થેજના મહાન્ યોદ્ધા હાનીબાલે આખા ઇટાલીને માત્ર પચીસ જ વર્ષની વયે જીત્યુ હતુ. તેમ જ અર્વાચીનકાળમાં ફ્રાન્સના મહાન્ યોદ્ધા નેપોલીયન બોનાપાર્ટે પણ આખા ઇટાલીને માત્ર પચીસ જ વર્ષની વયે જીત્યુ હતુ! ઇરાનના બળવાન રાજ્યનુ નિકંદન કરતી વખતે મહાન્ સિકંદર બાદશાહની વય કેવડી હતી? આરબેલાના સંગ્રામમા ડરાયસનો પરાજય કરનાર મહાન્ સિકંદરની વય તે વખત માત્ર છવીસ વર્ષની હતી! અર્વાચીન કાળનું મોટામા મોટુ યુદ્ધ લેપાન્ટોનું-તે યુદ્ધમાં ઓસ્ટ્રિયાનો ડૉન જોન તેણે દુશ્મન તુર્કલોકોનો પરાજય કર્યો તે વખતે તેની વય માત્ર પચીસ જ વર્ષની હતી. તે વખતે ફીલીપે ઇર્ષ્યા બતાવી નહિ હોત તો ડૉન જોન બીજે જ વર્ષે એટલે છવીસ વર્ષની વયે મોરિટેનીઆનો મહારાજા થયો હોત! રેવેનાની રણભૂમિ પર વિજયી થઇ ઉભો રહેનાર ગેસ્ટન ડી ફ્રોઇની વય તે વખતે માત્ર બાવીસ જ વર્ષની હતી. ડેનમાર્કનો મહાન્ ગુસ્ટેવસ એડોલ્ફસ માત્ર આડત્રીસ વર્ષે મૃત્યુ પામ્યો હતો! તેના સેનાપતિમાંથી, વેમરનો ડ્યૂક છત્રીસ વર્ષની વયે મૃત્યુ પામ્યો હતો. અદ્ભુત પરાક્રમ કરીને બેનીયર પણ પીસ્તાળીસ વર્ષે મૃત્યુ પામ્યો હતો! અમેરિકાના મેક્સીકોની સુવર્ણમય ભૂમિ પર પગ મૂકયો ત્યારે કોર્ટઝની

* "Youth is a blunder, manhood a struggle, and old age a regret."

વય ત્રીસ કરતા વધારે નહોતી! આખા યૂરોપે સર્વાનુમતે સેકસનીના મોરીસને તે વખતના મોગમ્ય મોગ જનરલ અને બુદ્ધિશાળી રાજ્યકર્તા તરીકે માન આપ્યુ હતું તે મોરીસ મૃત્યુ પામ્યો ત્યારે તેની વય માત્ર બત્રીસ જ વર્ષની હતી! ટ્રાફાલ્ગરના દારૂણ યુદ્ધ વખતે નેલ્સનની વય કેવડી હતી! ઈ. સ ૧૭૫૭ મા પ્લાસીની દારૂણ રણભૂમિ ઉપર વિજયી થઇ ઉભા રહેનાર કલાઇવની વય કેવડી હતી? આખા યૂરોપમા થઇ ગયેલા ધર્માધ્યક્ષોમા સર્વોત્તમ પોપ ત્રીજો ઇનોસન્ટ થઇ ગયો, તેણે માત્ર સાડત્રીસ વર્ષની વયે જ આખા યૂરોપના ખ્રિસ્તિધર્મપર સામ્રાજ્ય સપાદન કર્યું હતુ! જોન ડી મેડીસાઇ માત્ર ૫૬ર જ વર્ષની વયે ધર્માધિકારી થયો હતો, અને ગ્યુસીઆર્ડીનાઇના કહેવા પ્રમાણે આરગોનના ફર્ડીનાન્ડને તેણે રાજ્યખટપટમા હરાવ્યો હતો. "દશમો લીઓ" એ ઉપનામ ધારણ કરી તેણે 'પોપ–ધર્માધ્યક્ષ–નું મહાન્ પદ સપાદન કર્યું ત્યારે તેની વય માત્ર સાડત્રીસ વર્ષની હતી! લ્યૂથર, ઇગ્નેશીઅસ લોયોના, અને જોન વેસ્લી—આ સર્વે યુવક જ હતા. ઇગ્નેશીઅસ લોયોનાએ પોતાનુ પ્રસિદ્ધ પુસ્તક "આધ્યાત્મિક મનન" લખ્યુ ત્યારે તેની વય ત્રીસ વર્ષની હતી. ફ્રેચ પ્રજામા સર્વોત્તમ–પેસ્કલ તેણે પોતાનુ સુપ્રસિદ્ધ પુસ્તક રચ્યુ ત્યારે તેની વય માત્ર સોળ વર્ષની જ હતી! અને માત્ર સાડત્રીસ જ વર્ષની વયે તે મૃત્યુને અધીન થયો હતો. ઓહો! "સાડત્રીસ વય" એ શબ્દ મને બાયરનનુ નામ યાદ લાવે છે! ગ્રથકર્તા કવિ તા મનુષ્ય તરીકે બાયરન મહાન્ કહેવાય છે તેનું મૃત્યુ માત્ર સાડત્રીસ વર્ષની વયે જ થયુ હતુ! રોમના ભવ્ય મહેલોનો સુશોભિત ચિત્રકાર રૈફાયેલ,—તેની બુદ્ધિનો ચમત્કાર શુ અદ્ભુત હતો? તે પણ સાડત્રીસ વર્ષની જ વયે મૃત્યુ પામ્યો હતો. એકત્રીસ વર્ષની વયની ઉમ્મરે મહાન રીશ'યુ કારભારી થયો હતો! બોલીંગબ્રોક અને પીટ એટલી જ નાની વયે રાજ્યમંત્રી થયા હતા! પ્રાચીન ગ્રીસનો સુપ્રસિદ્ધ ઇતિહાસકર્તા ગ્રોસ્યસ–સત્તર વર્ષની વયે મોટો વકીલ હતો! અને હિંદના બ્રાહ્મણ ધર્મના ઉદ્ધારક જગદ્ગુરૂ શ્રીમત્ શંકરાચાર્ય માત્ર બત્રીસ જ વર્ષની વયે મહાન દિગ્વિજય પણ કર્યો હતો!—પણ દૃષ્ટાતપર પ આપીને પુનરુક્તિ કરવાની જરૂર નથી દુનિયામા મહત્તાના કાર્યનો આરભ ઘણે ભાગે યુવાવસ્થામા જ થયેલો આપણે જોઇએ છિયે "The History of Heroes, is the History of Youth" "Almost everything that is great has been done by Youth"

વિધાનંદે ઉત્કંઠા પૂર્વક કહ્યુ—"મને પણ મહાન પદ મેળવવાની લાલસા છે." ગૂઢ વિદેશીએ ગાભીર્યથી જવાબ આપ્યો—

"—તમારૂ મન ઉચ્ચ વિચારોથી ભરપૂર કરો. પૌરુષ અને પરાક્રમમા શ્રદ્ધા નાખવાથી પૌરુષ અને પરાક્રમ સપાદન કરી શકાય છે *

વિધાનંદે સ્વસ્થ ચિત્તે કહ્યુ કે—"મને લાગે છે કે તમે પણ પરાક્રમી સદ્ગૃહસ્થ હશો."

ગૂઢ વિદેશીએ જવાબ આપ્યો કે—"હું પરાક્રમી પુરૂષ છુ" પણ બોલતા બોલતા

---

* "Nurture your mind with great thoughts. To believe in the heroic makes heroes"

આવા આત્મશ્લાવાના વચનથી શરમાયો અને જરા હશી દઇને ઉમેર્યું કે "હું એક હવામા કીલ્લા બાધનારો પુરૂષ છુ."

આટલુ કહી તેણે બારી પાસે જઇને પોતાની દૃષ્ટિ ઘણે દૂર આકાશ તરફ કરી, અને થોડીવાર રહીને બોલ્યો.—"કેવો મજાનો દિવસ છે! હું ધારૂ છુ કે હું સારી રીતે મારી મુસાફરી કરી શકીશ. તમે રાતવાસો અહિ જ કરવા ધારો છો?"

વિદ્યાનદે જવાબ આપ્યો—"ના, મારો વિચાર પણ અત્યારે જ ચન્દ્રનગર જઈ ત્યાંજ રાતવાસો કરવાનો વિચાર છે."

ગૂઢ વિદેશીએ કહ્યુ—"ત્યારે મારે તેથી ઉલટી જ દિશાએ જવાનુ છે." એટલું કહી તે નીચે ઉતર્યો. અને પોતાની ઘોડીને ઝાડેથી છોડી અને વિદ્યાનદને પ્રણામ કર્યાં વિદ્યાનદ—જે એક આબરૂદાર કુટુબમા જન્મેલો હતો—તેણે પણ વિનયપૂર્વક બેઉ હાથ જોડી પ્રણામ કર્યાં, અને કહ્યુ—

"છૂટા પડવાથી મને ઘણુ દુખ થાય છે."

ગૂઢ વિદેશીએ કહ્યુ—"મને પણ એટલુ જ દુખ થાય છે, પણ આપણુ આખુ જીવન એ એક જાતનો નિરંતરનો સતત ચાલતો વિયોગ જ છે!*

વિદ્યાનદે સોતકણ્ઠ બની કહ્યુ—"હું આશા રાખુ છુ કે ભવિષ્યમા આપણે મળીશુ"

ગૂઢ વિદેશીએ કહ્યુ—"જો આપણુ ઓળખાણુ અગત્યનુ નીવડશે તો આપણે જ રૂર મળીશુ."

વિદ્યાનંદે જવાબ વાળ્યો—"પણ મારૂ ઓળખાણ એવુ જરૂરનુ નથી. તમારૂ ઓળખાણ એ જ એક અમૂલ્ય ખજાનો છે! જે વિષયો પર વિચાર કરતા મને આટલા બધા વર્ષો થયા તે વિષયોનુ જ્ઞાન તમે મને આટલા થોડા વખતમા સમજાવ્યુ!" આ સાભળીને વિનયપૂર્વક તે ગૂઢ વિદેશીએ માથુ નમાવ્યુ અને વિદ્યાનદને નમસ્કાર કરી કહ્યુ—"તમારૂ મન મહાન વિચારોથી પૂર્ણ છે, મારે તમારા કૃત્યો પણ મહાન હોવા જોઇએ"

ગૂઢ વિદેશીએ કહ્યુ—"કૃત્ય એ વસ્તુ મારી નથી, મનુષ્યજાતિને બોધ દેવો એ અત્યારે મારો યત્ન છે"—આવુ કહી વિદ્યાનદ અને તેણે અરસપરસ પ્રણામ કર્યાં. અને તે ગૂઢ વિદેશીએ પોતાની અરબી ઘોડી—જેને એ 'નક્ષત્રકન્યા'ના ગગનવિહારી નામથી બોલાવતો—તે દોડાવી મૂકી, અને વિદ્યાનદને ઊંડા વિચારમા નિમગ્ન થઈ ગયેલો ત્યાંનો ત્યાં મૂકી તે થોડા વખતમા અદૃશ્ય થઈ ગયો!

"જ્ઞાનભક્તિ."

---



"Our life is constant separation."

# ૨૨ મી હિન્દી નૅશનલ કૉન્ગ્રેસમાં પ્રમુખનું ભાષણ.

"Good Government could never be a substitute for Government by the people themselves."

(Sir H. Campbell-Bannerman, Stirling. 23-11-05.)

" સુરાજ્ય એ કદી પણ સ્વરાજ્યનું સ્થાન પૂરી શકે નહિ."

—સર હેન્રી કેમ્બલ-બનરમન.

"But this I do say that political principles are after all the root of our national greatness, strength and hope"

*(Mr. John Morley, King's Hall, Halbarn. 4-6-1901.)*

" પણ આ તો હું કહું છું જ કે રાજકીય સૂત્રો એ આપણી પ્રજા તરીકેના મહત્ત્વનું બળનું અને આશાનું મૂળ છે."

—મિ. મોર્લિ.

" But if you meddle wrongly with economic things, gentlemen, be very sure you are then going to the very life, to the heart, to the core of your national existence."

(Free Trade Hall, Manchester. 19—10—1903).

" પણ આર્થિક બાબતોમાં તમે ગરબડ કરશો તો, ગૃહસ્થો, ખાતરી રાખજો કે પ્રજા તરીકેના તમારા અસ્તિત્વના પ્રાણને, હૃદયને, ગર્ભને તમે ધક્કો પહોંચાડશો."

—મિ. મોર્લ.

ઉપર પ્રમાણે ત્રણ સૂત્રો ટાંકી, એ સૂત્ર ઉપર મિ. દાદાભાઇએ ૨૨ મી હિન્દી નૅશનલ કૉન્ગ્રેસના પ્રમુખ તરિકે એક ઉત્તમ ભાષણ રચ્યું. એ ભાષણમાં કૉન્ગ્રેસની સઘળી પ્રવૃત્તિનું હાર્દ સમાએલું છે એ જોતાં, એનો સાર અત્રે વાચકને ગોઠવી આપવો ઉચિત ધારીએ છીએઃ—

મિ. દાદાભાઇ કૉન્ગ્રેસના કર્તવ્યના બે ભાગ પાડે છેઃ—

(૧) હિન્દુસ્તાનનું રાજ્યતન્ત્ર ભવિષ્યમાં કેવે ધોરણે ચાલવું જોઇએ—એ મહાપ્રશ્નનો વિચાર કરવો.

(૨) હાલ ચાલતા રાજ્યવહીવટ ઉપર દેખરેખ રાખવી, તથા જુદા જુદા ખાતામાં વખતો વખત કરવા જેવા સુધારા અને ફેરફાર તરફ સરકારનું ધ્યાન ખેંચવું—જેથી પરિણામે, પ્રથમ ભાગમાં બતાવેલી ભાવના સિદ્ધ થવા પામે.

૧.

આમાના પ્રથમ ભાગ ઉપર મિ. દાદાભાઇ ખાસ લક્ષ આપે છે, અને એ સબન્ધમા બહુ સ્પષ્ટ અને ચોખ્ખા વિચાર દર્શાવે છે.

હિન્દુસ્તાનની રાજ્યનીતિનુ ખરૂ ધોરણ મિ. દાદાભાઇ એ બતાવે છે કે—હિન્દુસ્તાનની પ્રજાને બ્રિટિશ રાજ્યની પ્રજા જેવી ગણવી જોઇએ. બ્રિટિશ રાજ્યના પ્રજાજન તરીકેના આ પણા હક્ક એ નીચેના પ્રમાણથી સિદ્ધ કરે છે —

(૧) ઇ. સ ૧૬૬૯ ની માર્ચની ૨૭ મી તારીખે અગ્રેજ સરકારે પહેલી ઇસ્ટ ઇન્ડિયા કપનીને મુબાઈ આપ્યુ તે વખતનો જે દસ્તાવેજ છે તેમા સ્પષ્ટ કહ્યુ છે કે "ત્યાની પ્રજા અને એના વશન્તે જાણે ઇગ્લાડમા જ જન્મ્યા હોય અને રહેતા હોય તેવી રીતના, સ્વતન્ત્ર રહેવાશી અને પ્રજાજન ગણાશે." અને ત્યાર પછી અગ્રેજી રાજ્યની સીમામા જે કાઇ વધારો થાય તે બધાને પણ ઉપરના હક આપવામા આવ્યા છે—અર્થાત્ બ્રિટિશ રાજ્યના છત્ર નીચે વસતા સર્વ લોકોને–ઇગ્લડતળના તેમ જ વિદેશીય લોકોને—બ્રિટિશ પ્રજાજન તરીકેના હક છે.

(૨) મહારાણીશ્રી વિક્ટોરિઆના ૧૮૫૮ ના ઢંઢેરામા, ૧૮૭૭ ના દરબાર વખતે લૉર્ડ લિટનદ્વારા કરેલા ઉચ્ચારમા, ૧૮૮૭ ની જ્યુબિલિ વખતે કરેલા પુનર્વચનમા, તથા છેવટે હાલના એડવર્ડ શહેનશાહના રાજ્યાભિષેક વખતના જાહેરનામામા, એ જ આજન્મસિદ્ધ અધિકાર ( birth-right ) નો અનુવાદ છે

(૩) ભૂતકાળમા આપણા પ્રતિ કરેલા પાપો માટે, નર અને નારાયણ સમક્ષ, પ્રાયશ્ચિત્તરૂપે ઇગ્લડે ભવિષ્યમા ઉચ્ચ રાજ્યનીતિ ગ્રહણ કરવાની જરૂર છે

(૪) પાર્લમેન્ટ અને રાજા કરતા પણ વધારે દિવ્ય વસ્તુ આ પૃથ્વી ઉપર છે—અને તે મનુષ્યનો અન્તરાત્મા એ અન્તરાત્માની આજ્ઞા પણ પૂર્વોક્ત શુભ માર્ગ તરફ જવાની છે. આમ ચાર પ્રમાણથી બ્રિટિશ પ્રજાજન ( British Citizens ) તરીકે ગણાવાનો આપણો હક સિદ્ધ કરી મિ. દાદાભાઈ એ હક શા શા છે તે બતાવે છે —

(૧) સઘળી નોકરીઓમા, ખાતામા, તથા પ્રત્યેક બાબતમા આ દેશના લોકોને જ સ્થાન હોવુ જોઇએ.
કેળવાએલા વર્ગનો આ હક છે એટલુ જ નહિ પણ કર્તવ્યનો ભંગ એ સર જોન શોરે એક સો વીસ વર્ષ પહેલાં કહી મૂક્યુ છે તેમ દેશના અર્થસ્રાવનું અને દારિદ્ર્યનુ મૂળ કારણ છે.

(૨) સઘળા કરો મૂકવાનો અને ખર્ચવાનો, તથા કાયદા ઘડવાનો પ્રજાના પ્રતિનિધિઓને હક હોવો જોઇએ.

(૩) ઇંગ્લંડ અને હિન્દુસ્તાન વચ્ચે ખર્ચની ફાળવણી ઘણી ગેરવાજબી છે—તે બરાબર થવી જોઇએ

આ ત્રણ હકોને સામટું—'स्वराज्य' નું અયગંભીર અને પવિત્ર નામ આપી, એ હકો હાલ આપી શકાય એમ છે કે કેમ, અને છે તો તે કેવી રીતે એ બતાવે છે—

(૧) પહેલો હક આપવાનો ઈ. સ. ૧૮૩૩ ના પાર્લમેન્ટના ઍક્ટથી દગલ થઈ ચૂક્યો છે, અને તેને માત્ર અમલમાં જ મૂકવાનું હિન્દી સરકારને માથે બાકી રહે છે ઓગણીસમી સદીના તૃતીય દશકમાં ઈંગ્લંડમાં ઘણા ઉદાર દિલના પુરુષો હતા, તેઓએ મનુષ્યની સ્વતન્ત્રતાના સિદ્ધાન્તને માન આપી ગુલામીનો રિવાજ ઉચ્છિન્ન કર્યો, પોતાની સ્વતન્ત્રતા અન્ય પ્રજાઓને કેવી રીતે સક્રાન્ત કરવી તે બાબતતેઓ અત્યન્ત ઉત્સુક હતા. (જુઓ હિન્દુસ્તાન પરત્વે મૅકૉલે વગેરેના ઉદ્‌ગારો ) હિન્દુસ્તાનના લોકને સરકારી ખાતામાં સમ્પૂર્ણ સ્થાન આપવા માટે, સરકારે ઇંગ્લંડમાં અને હિન્દુસ્તાનમાં હરીફાઇનું ધોરણ દાખલ કરવું જોઇએ શરૂઆતમાં ઈંગ્લંડમાં અને હિન્દુસ્તાનમાં એકી વખતે પરીક્ષા લેવાય એમ ઠરાવી. આગળ જતાં એ પરીક્ષા કેવળ હિન્દુસ્તાનમાં જ લેવી એમ મિ. દાદાભાઈ સૂચવે છે આ સાથે જોડવાની એક બીજી આવશ્યક યોજના એ બતાવે છે કે—પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત, અને ઉચ્ચ શિક્ષણ મફત આપવું [ આ ઠેકાણે મિ. દાદાભાઇએ પોતાને મફત શિક્ષણ મળેલું તેનો અસરકારક ઉલ્લેખ કર્યો ] આમ કેળવણી સાથે રાજ્યવહીવટનો અનુભવ મળતાં, લોકમાં સમ્પૂર્ણ યોગ્યતા આવશે. અને અત્યારે આ દેશના લોકને ઉચ્ચ રાજ્યવહીવટમાંથી બાતલ કરવાથી—તેઓને જે ધન (wealth) ધંધો (work) અને ધી (બુદ્ધિ wisdom) ત્રણે બાબતમાં નુકશાન થાય છે તે ઘટશે અટકશે

(૨) અહીંના લોકને પ્રતિનિધિ દ્વારા પોતાના અભિપ્રાયો દર્શાવવાની રીતિ તદ્દન નવી જ છે એમ વાંધો લેવામાં આવે છે. પણ ઈંગ્લંડમાં પણ મધ્યમ વર્ગના લોકને માત્ર ૧૮૩૨ પછીથી જ, અને ગરીબ વર્ગના લોકને તો છેક ૧૮૮૫ પછી જ રાજ્યસભામાં પ્રતિનિધિ મોકલવાની સત્તા મળી અત્યારે રૂશિયાના શહેનશાહ જેવા પૃથ્વીના મ્હોટામાં મ્હોટા નિરંકુશ રાજાએ પણ ત્યાંના ખેડૂતોને પોતાના પ્રતિનિધિઓની રાજ્યસભા રચવાનો હક આપવો પડયો છે, અને ચીન અને ઈરાન જેવા પછાત દેશમાં પણ પ્રજાના મતને માન આપવાની યોજનાઓ ઘડાવા લાગી છે—તો એક વખતે જે દેશના લોકોએ આખા જગતને પોતાના ઉચ્ચ જનમસ્કારનો લાભ આપ્યો હતો તે દેશના લોકને આજ આ હકને માટે નાલાયક ગણવા એ કેવું વિચિત્ર!

(૩) ખર્ચની ફાળવણી હિન્દુસ્તાન અને ઇંગ્લંડ વચ્ચે વાજબી ધોરણે થતી નથી તેનું એક દૃષ્ટાન્ત અત્રેનું ગોરું લશ્કર છે. એ હિન્દુસ્તાનના નહિ પણ બ્રિટિશ સામ્રાજ્યના સ્વાર્થ ખાતર અત્રે રાખવામાં આવે છે અને બીજું દૃષ્ટાન્ત ઈંગ્લંડમાં ઇન્ડિયા ઑફિસ' નું જે ખર્ચ થાય છે તે છે. 'કૉલોનિયલ ઑફિસ' નું ખર્ચ ઇંગ્લંડ પોતે આપે

છે અને 'ઇન્ડિયા ઑફિસ'નુ ખર્ચ હિન્દુસ્થાનને માથે નાખવામા આવે એ વાજબી નથી. હિન્દુસ્તાન પોતાની જરૂરિયાતનું ખર્ચ પોતે એકલુ વહન કરે, પણ બ્રિટિશ સામ્રાજ્યના ખર્ચમા એને ભાગ આપવો પડે તો તેની નોકરીઓમાં પણ એના લોકને સ્થાન મળવુ જોઇએ—એ જ વાજબી ધોરણ છે. ઉપર બતાવેલી રીતે હિન્દુસ્તાન માથે નાખેલુ ખર્ચ ઇંગ્લડ ઉપાડી લે તો પૂર્વોક્ત મફત કેળવણી વગેરેને માટે નાણાની ખોટ ન પડે

મિ. દાદાભાઈ નવરોજજી આ પ્રમાણે હિન્દી રાજ્યનીતિનુ ખરૂ ધોરણ શુ હોવુ જોઇએ એ બતાવી એ ધોરણ પ્રાપ્ત કરવા પ્રજાએ આશા અને શ્રદ્ધા રાખી સતત પ્રયત્ન કરવો જોઇએ એમ બોધ કરે છે. ૧૮૫૩ મા 'બોમ્બે એસોસિએશન' સ્થાપતી વખતે મિ. દાદાભાઇએ પોતાનુ પહેલુ ભાષણ કર્યું તેવારે પોતે અગ્રેજી કેળવણીને પરિણામે નિ શક હૃદયથી અગ્રેજ લોકમા પોતાનો વિશ્વાસ દર્શાવ્યો હતો. પણ ત્યાર બાદ સરકારના વચનભંગને લીધે એ વખતના અને હાલના ભણેલા જનોના અગ્રેજ લોક પ્રત્યેના વિશ્વાસમા કેટલો બધો ફેર પડી ગયો છે એમ ખેદ દર્શાવી મિ. દાદાભાઇએ જણાવ્યુ કે નિરાશા તો શુ બલ્કે કોઇને બળવો કરવાનુ મન થાય એવા પ્રસગો મને આવ્યા છે, પણ હજી મારી આશા ભાગી નથી અને તેનુ રહસ્યભૂત કારણ માત્ર એક જ અગ્રેજી શબ્દમા સમાએલુ છે "Persevere"=ખત શરૂ કર્યું તે પુરૂ જ કરવુ, સમયાનુસાર કાર્યપદ્ધતિમા જે ફેરફાર કરવા યોગ્ય લાગે તે કરવા, પણ વચ્ચે છોડી દેવુ એ તો આજ સુધીના સર્વ શ્રમને વ્યર્થ કરવા જેવુ છે. પણ પ્રશ્ન થશે કે અગ્રેજ લોક તરફથી ભવિષ્યમા ન્યાય મળશે જ એમ શ્રદ્ધા રાખવાને કાંઈ કારણ છે? મિ દાદાભાઈ "Revival"—પુનરુજ્જીવન—એ શબ્દમા આનો ઉત્તર આપે છે બ્રિટિશ પ્રજામા એના સ્વાભાવિક ઉમદા વિચારનો પુન ઉદય થયો છે. પાર્લમેન્ટ પ્રેસ અને પ્લૅટફૉર્મ—ત્રણે અત્યારે હિન્દુસ્તાનને અનુકૂલ થતા જાય છે. પાર્લમેન્ટમા સર હેન્રિ કેમ્બલ-બૅનરમન અને જૉન મોર્લિ જેવા ઉદાર દિલના અગ્રણીઓ છે. 'લેબર પાર્ટિ' અને 'આઇરિશ નૅશનલિસ્ટ પાર્ટિ' હિન્દુસ્તાન માટે દિલસોજી રાખે છે, અને અત્યારે ઇન્ડિયન પાર્લમેન્ટરિ કમિટિમા ૨૦૦ મેમ્બરો છે. 'ડેઇલિ ન્યૂઝ', 'ટ્રિબ્યૂન', 'મૉર્નિંગ લીડર' 'માંચેસ્ટર ગાર્ડિઅન,' 'સ્ટાર,' 'ડેઇલિ ક્રૉનિકલ,' 'જસ્ટિસ,' 'ઇન્વેસ્ટર્સ રિવ્યુ,' 'રેનલ્ડસ્,' 'ન્યૂ એઇજ'—વગેરે પત્રો હિન્દુસ્તાનના હકો વિષે વધારે વાજબી વિચાર બાધે છે અને ઇંગ્લડના લોકની મ્હોટી સખ્યા એવી છે કે જેઓને પોતાનો અન્ત પુરષ (Conscience) અને ધર્મ (Righteousness) તે દુનીઆની દરેક વસ્તુ કરતા વધારે કિંમતી છે.

ઉપર પ્રમાણે મિ. દાદાભાઈ પોતાની આશા અને શ્રદ્ધાના કારણો બતાવી, સાધ્ય સિદ્ધ કરવાના બે સાધનો બતાવે છે—

(૧) ૧૬૮૯ ના 'બિલ્ ઑફ્ રાઇટસ્' નામના કાયદાથી શહેનશાહને હાઉસ ઑફ લૉર્ડઝને અને હાઉસ ઑફ કૉમન્સને, Petition for Rights 'પિટિશન્ ફૉર્ રાઇટસ્'-હક માટે અરજ કરવાની સત્તા છે. તે પ્રમાણે અરજ કરવી

(૨) 'સ્વદેશહિતનુ ફંડ' ભેગુ કરવુ—તે વડે હિન્દુસ્તાનના દરેક શહેરે શહેર, ગામે ગામ,

અને ખૂણે ખૂણે આપણા પ્રજા તરીકે શા શા હક છે એ લોકને જણાવવાની યોજના કરવી, અને તે જ પ્રમાણે ઇંગ્લંડ પણ વક્તાઓનું એક મ્હોટું મંડળ મોકલવું, અને તેઓ દ્વારા આખા ઇંગ્લંડમાં સ્થળે સ્થળે મ્હોટી સભાઓ ભરીને ત્યાંના લોકને વસ્તુસ્થિતિ સમજાવવી.

૨.

આટલે સુધી, મિ. દાદાભાઈ કોન્ગ્રેસના ઉપર જણાવેલા કર્તવ્યના પ્રથમ ભાગ વિષે બોલ્યા. એ કર્તવ્યનો બીજો ભાગ ચાલુ રાજ્યવહીવટ ઉપર દેખરેખ રાખવી, અને પ્રથમ ભાગમાં જણાવ્યા તેવા અસ્વાભાવિક અને અર્થશાસ્ત્રની દૃષ્ટિએ તદ્દન વિપરીત એવા રાજ્યતન્ત્રમાં, જે કાંઈ સુધારા થઈ શકે તે સરકાર પાસે કરાવવા. આ વિષે બોલતાં મિ. દાદાભાઈએ 'બંગભંગ' અને 'સ્વદેશી'ના પ્રશ્નોનો ઉલ્લેખ કર્યો.

'બંગભંગ' સ્હામે બંગાળીઓએ કરેલા **પ્રક્ષોભણ** (agitation)ની પ્રશંસા કરી, અને 'agitation'—પ્રક્ષોભણ—એ ઇંગ્લંડના સર્વ જીવનનું જીવન છે. એ વાત એમણે બહુ સારી રીતે જણાવી, અને એ પદ્ધતિથી જ ઇંગ્લંડના સર્વ સુધારા થયા છે માટે એ સાધનનો પૂર્ણ જુસ્સાથી ઉપયોગ કરવાની સલાહ આપી.

ઇંગ્લંડનું સર્વ જીવન 'ઍજિટેશન'—પ્રક્ષોભણથી ભરપૂર છે, સ્હવારમાં તમારૂં વર્તમાનપત્ર ઉઘાડશો તો એક છેડેથી બીજે છેડે સુધી પ્રક્ષોભન શિવાય બીજું કાંઈ જ નજરે નહિ પડે જ્યાં જોશો ત્યાં સ્થાનિક અને સમસ્તદેશી હજારો હિલચાલોના અસંખ્ય મેળાવડા, સભાઓ, ઠરાવો—એની જ વાત હશે મુખ્ય પ્રધાનથી માંડી ન્હાનામાં ન્હાનો રાજ્યપુરુષ, જે કાંઈ સાધવા ઇચ્છે છે તે આ જ રીતે. આખી રાજ્યસભા વર્તમાનપત્રો અને ભાષણભૂમિકાઓ એનાથી જ ચાલ્યા કરે છે. પ્રક્ષોભણ એ સુધરેલા લોકનું શાન્ત નૈતિક શસ્ત્ર છે, અને તે પાશવ જીવનના શારીરિક બળ કરતાં અનન્ત ગણું સારૂં શસ્ત્ર છે."

આ તરેહથી માગણીઓ કરવાની રીતને કેટલાક 'ભિક્ષાવૃત્તિ' કહે છે, પણ મિ. દાદાભાઈ તેઓથી વિરુદ્ધ પડી જણાવે છે કે 'અરજ' કે 'માગણી' એ તો માત્ર ઔપચારિક પદ છે, વસ્તુત તો એ જ પોતાના હક પ્રાપ્ત કરવાની વર્તમાન જમાનાની માનવતી રીતિ છે, અને તેમાં નિર્બળતા માનવાનું કારણ નથી. વળી, આવી આવી અરજો તો ઘણી કરી, પણ તે સર્વ વ્યર્થ ગઈ એમ કહેવામાં આવે છે. પણ એના જવાબમાં પણ મિ. દાદાભાઈ કહે છે કે હજી અરજીઓ ઘણી નથી કરી, થોડી કરી છે એમ કહો—કારણ કે ઇંગ્લંડમાં 'કૉર્ન લૉ' વખતે અને હાલમાં 'એજ્યુકેશન બિલ' ઉપર જે પ્રક્ષોભણ થયું છે તેના પ્રમાણમાં આપણે શું કરીએ છીએ? માટે મિ. દાદાભાઈના જુસ્સાભર્યાં શબ્દોમાં—

"Agitate, agitate means inform, inform"

**હલાવો હલાવો—અર્થાત્ જાહેર કરો, જાહેર કરો.**

સમસ્ત લોકને જાહેર કરો, સરકારને જાહેર કરો, બ્રિટિશ પ્રજાને જાહેર કરો, એ જ પરમ કર્તવ્ય છે.

આ રીતે કાર્ય કરતા, 'બંગભંગ' માં ફેરફાર કરાવી શકવાની હજી મિ. દાદાભાઈને આશા છે.

' સ્વદેશી'ના સંબન્ધમા મિ દાદાભાઈએ સ્પષ્ટ જણાવ્યુ કે પોતે સામાન્ય રીતે એ: ૯૬ ' Free trader '—અપ્રતિબદ્ધ વ્યાપારના હિમાયતી છે, પણ હિન્દુસ્તાનની સ્થિતિ અર્થશાસ્ત્રના નિયમોથી એવી વિરુદ્ધ ચાલે છે કે સામાન્ય નિયમ આ દેશને લાગુ પડી શકતો નથી. આ માટે મિ. દાદાભાઈની માગણી એ આર્થિક વિપરીતતા દેશીઓના હાથમા નોકરીઓ હોઈ પૈસો પરદેશ તણાઈ જાય છે અને દેશ કંગાલ બનતો જાયછે એ સ્થિતિ—ટાળવાની છે.

ઉપસંહારમા, મિ. દાદાભાઈએ મુસલમાન કોમ એક 'મરદાની જાત' છે, દેશના અવયવ તરીકે એનુ માહાત્મ્ય જરૂરનુ છે, ઉત્તર હિન્દુસ્તાન શિવાયના ઘણા ખરા મુસલમાનો તો મૂળ હિન્દુ જ હતા, તથા સર સૈયદ અહમદ—જેઓના મતને આધારે મુસલમાનો અત્યારે પોતાનુ હિત હિન્દ વિરુદ્ધનુ સમજે છે—તેઓ હિન્દુ અને મુસલમાન એ બે કોમોને 'દેશની બે આંખો' જેવી સમજતા, ઇત્યાદિ કહીને, હિન્દુસ્તાનની મુસલમાન કોમને હિન્દુઓ સાથે આ મહાન રાજકીય પ્રયાસમા ભળવા વિનતિ કરી.

મિ. દાદાભાઈએ પોતાનુ ઉત્તમ ભાષણ નીચેના—સ્વદેશાભિમાન, ઉપદેશ, અને આશીર્વાદથી ભરેલા શબ્દોમા સમાપ્ત કર્યું.

"Well, Ladies and Gentlemen, I have finished my task I do not know what good fortune may be in store for me during the short period that may be left to me, and if I can leave a word of affection and devotion for my country and countrymen I say, be united, persevere, and achieve self government, so that the millions now perishing by poverty, famine and plague, and the scores of millions that are starving on scanty subsistence may be saved and India may once more occupy her proud position of yore among the greatest and civilized nations of the World "

[ વસન્ત—ઑફિસ. ]

culture, those new ideas, which even the most gifted and advanced nations always receive by mixing with other nations, and which India needs perhaps more than any other civilized nation."

૬. જગતના ઇતિહાસ ઉપરથી હિન્દુસ્તાને નીચે પ્રમાણેનો બોધ લેવાનો છે:—

ઇજિપ્ટ પ્રાચીન કાળમાં પુષ્કળ સાધનસંપત્તિવાળો દેશ હતો, પણ મનુષ્યજીવનની એને જોઇએ તેવી કિંમત નહતી, અને તેથી તે પરાધીન થઈ પડયો. જે પ્રજા પોતાના ગરીબ વર્ગ તરફ તિરસ્કારની દૃષ્ટિએ જુએ છે, અને તેઓને ઉચ્ચ સ્થિતિએ પહોંચવામાં પ્રતિબન્ધ નાંખે છે તેના એ જ હવાલ થાય છે. ગ્રીસ પ્રાચીન કાળમાં એક બુદ્ધિમાન પ્રજા હતી—એના તત્ત્વજ્ઞાનીઓ અને રાજ્યતન્ત્રીઓ યુરોપમાં આજ પણ ઘેરે ઘેર જાણીતા છે. પણ, એણે પોતાની આબાદાનીના આર્થિક પાયા ઉપર લક્ષ ન આપ્યું અને તેથી પ્રાચીન એથન્સ નગરી, કપૂરની વાસ માફક—'એક સુગન્ધી સ્મૃતિ' ની માફક—ઊડી ગઈ. મજબુત આર્થિક નીતિ વિના કોઈ પણ પ્રજા ટકી શકતી નથી. માટે હિન્દુસ્તાનમાં વ્યક્તિ અને સમાજ ઉભયે નિષ્ફળ ખર્ચ કરતા અટકવુ જોઇએ—નાતજાતના ભેદ ભુલી, બન્ધન તોડી, સમસ્ત દેશના ઉદ્ધાર માટે પ્રવૃત્ત થવુ જોઇએ, અને મનુષ્ય બન્ધુઓને સાહાકારી થવામાં આપણો ધાર્મિક ઉત્સાહ તૃપ્ત કરવો જોઇએ. મહારાજાના શબ્દોમાં

"Bid her people forget their caste and tribal prejudices in the common effort to uplift the fortunes of India, bid them find expression for their religious enthusiasm in practical co-operation for the uplifting of humanity—of the human spirit in the temple of God. Bid them be free men, economically, socially, and intellectually; and no power under Heaven can long keep them in servitude."

પ્રાચીન રોમના રાજ્યમા ચલણી નાણાની તંગીને લીધે અને લશ્કરી જુલમને લીધે ખેડૂતોએ અને વેપારીઓએ પોતાના ધન્ધા ત્યજી દીધા. પ્રજા અનાજને માટે પણ રાજા ઉપર આધાર રાખતી થઈ, રાજ્યની દેખરેખ નીચે વેઠથી ધન્ધાઓ કરાવવા માંડયા—આળસ અને દુર્ગુણ વધ્યા, પ્રજાનો આત્મા ગળી ગયો, અને રોમ ઉત્તરથી આવેલા હુમલાઓનો ભોગ થઈ પડયુ. રાજ્ય ઉપર આધાર રાખી બેસી રહેવું—એ પ્રજાના અભ્યુદયને બહુ નુકશાનકારક છે. "Ever let us beware of paternalism. Not charity but co-operation is the crying need of the hour"—ધર્માદો નહિ પણ સાહ્ય એ આ સમયની જરૂરિયાત છે. પ્રાચીન હિન્દુસ્તાનમાંથી પણ આપણે બોધ લેવાનો છે. પ્રાચીન હિન્દુસ્તાને ભૂલ એ કરી કે હુન્નર-કારીગરીના ધન્ધાઓ નીચલા વર્ગને સોપ્યા અને ઉપલા વર્ગે કેવળ બુદ્ધિ અને સાહિત્યની જ કેળવણી કરી. ઔદ્યોગિક વ્યવસાયને આખી પ્રજાના વ્યવસાય બનાવો, અને અમુક નાતજાત જ અમુક ધન્ધો કરે એવાં બન્ધનો દૂર કરો.

૭. અર્વાચીન કાળના પાશ્ચાત્ય દેશોની નીચેની ચાર પ્રવૃત્તિઓ આપણા દેશમાં દાખલ થવી જોઇએ —

(૧) ઉદ્યોગો માટે, મૂડીની સંવ્યવસ્થા કરવી, જેમકે બૅંક વગેરે ધીરધારની યોજના-

આ વિષયને મહારાજા એટલુ બધુ મહત્ત્વ આપે છે કે ખાસ આ વિષયને લગતા અર્થશાસ્ત્રના શિક્ષણુ માટે આપણી કૉલેજોમા પ્રોફેસરો નીમવાની ભલામણુ કરે છે.

(૨) સામાજિક રાજકીય અને વ્યાપારી બાબતો જેને ધર્મ સાથે લેવા દેવા નથી તેમાથી ધર્મગુરુઓનો હાથ કાઢી નાખવો નાતજાતના બન્ધનો કૃત્રિમ છે અને એથી કોઈ પણ તરેહના હક પ્રાપ્ત થતા નથી.

(૩) રાષ્ટ્રીય ભાવના—સમસ્ત પ્રજાના હિતમા જ દરેક વ્યક્તિનુ હિત છે એવો સમષ્ટિ-બુદ્ધિ—નો વિકાસ કરવો

(૪) 'સાયન્સ' ની વૃદ્ધિ કરવી જગતમા આજકાલ સાયન્સમા જે ખેડાણુ થાય છે અને એમા દિનપરદિન જે નવી શોધો થાય છે તેમા હિન્દુસ્તાન કાંઈ જ ભાગ લેતુ નથી તે માટે મહારાજા સાહેબ ખેદ બતાવે છે

૮. છેવટે, પાશ્ચાત્ય દેશોના કેટલાક દુર્ગુણો—જેમ કે મજૂર અને ધનિક વર્ગ વચ્ચેના દારુણ યુદ્ધો, અતિશય દ્રવ્યલોભ, અને ધન અને સત્તામા જ જીવનતુ સઘળુ પ્રયોજન સમાપ્ત થાય છે એવી જડવાદી સમજણુ—ઇત્યાદિ દોષોથી દૂર રહેવુ, અને આપણા લોકની અનાદિ કાળથી ચાલતી આવેલી સાદાઈ જાળવી રાખવી—આપણુ તત્ત્વજ્ઞાન, જીવનની પવિત્રતા અને ધાર્મિક ઉત્સાહ પશ્ચિમના દેશોને આપવા અને તેઓનુ 'સાયન્સ', તેઓની રાજકીય ભાવના, અને વેપાર ધન્ધાની ખબરદારી અત્રે લાવવા—એમ ઉપદેશ આપી મહારાજાએ પોતાનુ ભાષણુ સમાપ્ત કર્યું

૨.

## મિ. વિઠ્ઠલદાસ ઠાકરશીનુ ભાષણુ.

મિ. વિઠ્ઠલદાસ ઠાકરશીએ પ્રમુખ તરીકે ભાષણુ આપ્યુ તેના મુખ્ય મુદ્દા નીચે મુજબ હતા —

૧. હિન્દુસ્તાનના આર્થિક ઉદ્ધારના કેટલાક પ્રશ્નોમા અંગ્રેજ વ્યાપારીઓનું પણુ હિત રહેલુ છે, અને તેથી તેઓએ આ બાબતમા આપણી સાથે ભળવુ જોઇએ. તેઓના પ્રયાસથી, સરકારે પોતાને જોઇતો માલ બનતા સુધી આ દેશનો જ લેવો એવો ઠરાવ થયો છે, અને એ સ બન્ધી વિચાર કરવા બેઠેલી કમિટિનો રિપોર્ટ જલદી બહાર પાડવા સરકારને વિનંતિ કરવી

૨. **પરદેશની મુડી** વાપરવામા નુકશાન નથી. જાપાન પણુ પરદેશી મુડીનો ઉપયોગ કરે છે—કારણુ કે થોડે વ્યાજે નાણા મળી શકતા હોય તો તેનો લાભ લેવો ઇષ્ટ છે. આમ પરદેશી મુડીનો ઉપયોગ ન કર્યો હોત તો હિન્દુસ્તાનની રેલવે બધાઇ જ ન હોત અને અત્યારે દેશમાં મુસાફરીની સગવડ થવાથી જે ઐક્ય, અને સામાન્ય રાષ્ટ્રીય ભાવના ઉત્પન્ન થઈ છે તે ન થાત. લશ્કરી પ્રયોજન માટે બાંધેલી રેલવેને બાદ કરતા,

બાકીની લોકને ખરેખર ઉપકારક છે એમ મિ. વિઠ્ઠલદાસનું માનવું છે, અને એ વિચારમા અમે સંપૂર્ણ રીતે મળીએ છીએ

૩. કારખાનાના હુન્નરોને જ આપણે ઉદ્યોગ સમજીએ છીએ, પણ આ દેશમા ખેતીનું ઘણુ મહત્વ છે. ખેતી એ હિન્દુસ્તાનનો મ્હોટામા મ્હોટો—સેંકડે ૬૦ અગર બીજી ગણતરી પ્રમાણે ૮૫ ટકા જેટલી પ્રજાનો ઉદ્યોગ છે. બીજા ઉદ્યોગો પણ એના ઉપર આધાર રાખે છે, મુબાઈ ઇલાકામા કાપડની મિલોનો વિસ્તાર થયો છે તે ગુજરાત વગેરે ભાગની રૂની ખેતીને લીધે જ. આ આ બાબતમા મિ વિઠ્ઠલદાસ બગાળાના જમીનદારોની મ્હોટી જવાબદારી બતાવે છે.

૪. ખાણોના ઉદ્યોગો માટે હિન્દુસ્તાનના યુવકોને કેળવણી આપવાની યોજના થવી જોઇએ.

૫. વણાટ કામ માટે હાથની સાળ કેવી હોય તો ઉત્તમ એ શોધવાના યત્નો ચાલે છે સોંઘી, સાદી બનાવટની, અને બગડે ત્યારે ગામગામના કારીગરો સુધારી શકે એવા પ્રકારની સાળ હોવી જોઇએ **સુતર કાપડની મિલો** શાવી છે જે તરેહનો માલ આપણી મિલોમા થાય છે તે પરદેશથી આવતો નથી—અર્થાત્ એ હરીફાઇમા આપણી મિલો વિજયી નીવડી છે પણ ગયે વર્ષે ૨૦૦ કરોડવાર્ડ કાપડ અને ૩૫ કરોડ પાઉંડ સુતર આયાત થયુ હતુ એ જોતા હજી આ ધન્ધાના વિકાસને ઘણો અવકાશ છે. પરન્તુ ઊંચો માલ અત્રે બનતો નથી તેનુ કારણ એ છે કે જોઇએ તેવી જાતનુ રૂ મળી શકતુ નથી સિન્ધમા સરકારે ઇજિપ્શ્યન રૂ વાવવાનુ શરૂ કર્યું છે, અને એ પ્રયોગ ફતેહમદ થયો છે—અને અત્રેની મિલોએ એનો લાભ લેવા માડ્યો છે. આ વર્ષે ૭૦૦૦ એકર જમીન વાવી હતી, અને ખેડુતોને એટલો બધો લાભ થયો છે કે જતે દહાડે ૧૦૦,૦૦૦ એકર જમીન આ પ્રકારની છે તે બધી વવાઈ જશે એમ લાગે છે. આ વર્ષ એ રૂને કીડાથી નુકશાન થયુ છે, પણ તેવુ નુકશાન ફરી થતુ અટકાવવાનો ઉપાય સૂચવવામા આવ્યો છે.

૬. ઇગ્લડના વ્યાપારીઓ મિલના કનાકો બાબત વચ્ચે પડવા માગે છે તે સ્હામે મિ વિઠ્ઠલદાસે સખ્ત વાંધો લીધો, અને જણાવ્યુ કે અત્રે મજૂરી સોંઘી પડે છે એમ ઇગ્લડના વ્યાપારીઓ ફરિયાદ કરે છે, પણ ઇગ્લડમા મૂડી સોંઘી પડે છે એ વાત તેઓ વી સારે મૂકે છે.

૭. અત્રે 'બીટ' ઉગાડવુ પરવડી શકતુ નથી, પણ શેરડીના પાકમા ઘણો સુધારો થઈ શકે, તથા હિન્દુસ્તાનમા શેરડી માટે એ ઉત્તમ સ્થાન છે, છતા ખાડનો, ઉદ્યોગ પડી ભાગ્યો છે. સાચાની મદદથી શેરડીમાથી વધારે ખાડ કાઢી શકાય. પણ આ પ્રશ્ન સુતર કાપડના પ્રશ્નની માફક ઘણે અંશે ખેતીનો પ્રશ્ન છે.

૮. છેવટે, મિ વિઠ્ઠલદાસે **"સ્વદેશી"** હિલચાલના સબન્ધમા જણાવ્યુ કે સ્વદેશપ્રીતિનો અર્થ પરદેશનો દ્વેષ એમ છે જ નહિ. ઘણાક સુધરેલા દેશોમા પરદેશી માલ સ્હામે

જકાત નાંખીને, તથા સ્વદેશમા અમુક માલ બનાવવા માટે સરકાર તરફથી બક્ષીસ આપીને, સ્વદેશના ઉદ્યોગો વધારવામા આવે છે એથી એ દેશને આર્થિક દષ્ટિએ લાભ હો વા ન હો, પણ એમા કશુ જ અધર્મ્ય છે એમ તો નથી જ. અને આપણે સ્વદેશી કારીગરીને ઉત્તેજન આપવા જે રાજીખુશીથી યત્નો કરીએ છીએ, અને અંગે કેટલુક નુકશાન અને અગવડ પણ વેઠીએ છીએ એમા કશુ જ ખોટુ નથી એટલુ જ નહિ પણ આપણને શાબાશી ઘટે છે કે બીજા દેશોમા લોક જે સ્વાર્થનો ભોગ રાજ્યના જોરથી આપે છે તે આપણે રાજીખુશીથી, પોતાની મેળે, આપવા તૈયાર થયા છીએ. છેવટે સ્વદેશી હિલચાલને શુભ આશીર્વાદ દઈ મિ. વિઠ્ઠલદાસે પોતાનુ ભાષણ સમાપ્ત કર્યું.

૩.

## મિ. દત્તનો ઉપસંહાર.

મિ. દત્તે "ઔદ્યોગિક પરિષદ્" ના ઉદ્દેશ સમજાવ્યા, આખુ વર્ષ એ સબન્ધમા કાર્ય કરતા રહેવાની યોજના બતાવી, ગયા વર્ષમા કરેલા કામનો હેવાલ આપ્યો તથા હિન્દુસ્તાનના વિવિધ ભાગમા કેવા કેવા નવા કારખાનાઓ ઉભા થયા છે ઔદ્યોગિક શિક્ષણ શાળાઓ સ્થપાઇ છે, તથા સગ્રહસ્થાન વગેરે ભરવામા આવ્યા છે, એનુ વર્ણન આપી– છેવટે "સ્વદેશી" હિલચાલ માટે દરેક સ્વદેશહિતૈષીએ નોધી રાખવા જેવા ઉત્સાહ સ્વદેશાભિમાન અને ભગીરથનિશ્ચય ભર્યા નીચેના શબ્દો ઉચ્ચાર્યા --

"Without any control over our own tariff or financial arrangements, without any effective voice over our own legislation or our administration,—such as every other civilised nation on earth possesses to day, and such as we are bound to obtain in the near future, without any of these privileges which are the birth-right of nations, we have determined, simply by giving preference to our home manufactures, *to revive the industrial activity of this vast country*, and to improve the condition of our industrial population The call has gone forth from Province to Province, and from village to village, and unnumbered millions are responding to the call with almost religious fervour *The womanhood of India* has nobly joined in this patriotic work, and every true Indian, Hindu or Musalman, Parsee, Jain or Christian co operates in this 'Swadeshi" movement, and exerts himself for the Industrial progress of his fatherland We are yet far, very far from success, but in our heart of hearts we have taken a solemn vow to work together towards this great object And when we have passed away, our sons and grandsons will take up this holy work, and will accomplish what we have begun to day, giving our country her rightful, her ancient place among the *industrial nations of the earth*"

---

વૈશપાયને જન્મેજય રાજાને મહાભારત કહ્યું ત્યારે તેની બીજી આવૃત્તિ થઈ હોય અને છેલ્લી તો ઇ સ પૂર્વે ૩૦૦ અને ૧૦૦ ની વચ્ચમા સૌતિ નામના પુરાણીએ લખેલી છે આ છેલ્લી આવૃત્તિની તારીખ નક્કી કરતા રા રા વૈદ્ય લખે છે કે—

"આ સબધમા જ્યોતિષ શાસ્ત્ર હજુ પણ વધુ ચોખ્ખી સામગ્રીઓ આપણને પુરી પાડે છે ખરૂ જોતા મહાભારતમા મળી આવતી જ્યોતિષ શાસ્ત્રના જ્ઞાનના વિકાસની વૃદ્ધિ તેની જુદી જુદી સ્થિતિઓ દર્શાવે છે આ પ્રમાણે પહેલાતો મહાભારતમા કૃત્તિકાથી નક્ષત્ર ગણવાની રીત જોઇએ છીયે જે હજારો વર્ષ ઉપર દાખલ થઈ હતી અને જેથી મૂળ ગ્રન્થના રચનાર વ્યાસના કાળની સ્મૃતિ થાય છે વળી આ ગ્રન્થમા જે કાળમા ધનિષ્ઠ નક્ષત્રમા શિશિર સક્રાન્તિ ( Winter Solotice–હાલ જેને આપણે મકરસક્રાન્તિ કહીએ છીએ) થતી હતી તે કાળનો પણ ઉલ્લેખ જોઇએ છીયે આ કાળ વિષે વેદાગ જ્યોતિષમા પણ ઉલ્લેખ છે અને આ જ્યોતિષ ગ્રન્થની તારીખ આ ક્રાન્તિને નધારે ન । ડીક્ષિત ઈ સ પૂર્વ ૧૪૦૦ વર્ષ ઉપર મૂકે છે વળી મહાભારતમા શ્રવણ નક્ષત્રની સક્રાન્તિનો પણ ઉલ્લેખ છે અને બધા નક્ષત્રો શ્રવણથી ગણેલા છે આ નવી રચના વિશ્વામિત્રે જ્યારે નવી દુનીયા પેદા કરી અને નક્ષત્રોને શ્રવણથી શરુ માડ્યા ત્યારે દાખલ કરી એમ લખેલુ છે ( આદિ પર્વ ૭૧ અધ્યાય ) આવી નક્ષત્રની શરૂઆત વળી અશ્વમેધ પર્વના ૪૮ મા અધ્યાયમા પણ છે । । દીક્ષિતની ગણત્રી પ્રમાણે આમ ઈ સ પૂર્વ ૪૫૦ મા થવુ જોઇએ યોતિષનુ થોડુ પણ જ્ઞાન ધરાવનારાઓ જાણે છે તે પ્રમાણે શિશિર સક્રાન્તિ અયનચલન ( Precession of equinoxes ) ને લીધે પાછી હઠતી જાય છે અને આપણને જો કે અમુક તારીખ તો નહિ પણ અમુક હદ નક્કી કરવાને ઉપયોગી થઈ પડે છે આવી રીતે આધુનિક મહાભારતમા શ્રવણથી નક્ષત્રની શરૂઆતનો ઉલ્લેખ છે જેથી તેની તારીખ ઈ સ પૂર્વે ૪૫૦ ની આગળ હોઈ ન શકે " (રા વૈદ્યનુ મહાભારતને ટીકા" પાનુ ૧૬ )

આ પ્રમાણે રા. વૈદ્ય બતાવે છે કે ત્રીજી આવૃત્તિ ઈસ્વી પૂર્વ ૪૫૦ પછી થઈ હોવી જોઇએ, અને ત્યાર પછી પણ તારીખ નક્કી કરતા એઓ લખે છે કે—

' આપણે આ વિષય મહાભારતમાના એક જ્યોતિષીના વધુ ઉલ્લેખનો વિચાર કર્યા વિના પડતો મૂકી શકતા નથી ગદા પર્વમાના સરસ્વતી આખ્યાનમા વૃદ્ધ ગર્ગનુ નામ આપેલુ છે જેઓ સરસ્વતીને કીનારે તપશ્ચર્યા કરતા હતા અને કાળનું જ્ઞાન તેમ જ ગ્રહોની અને આવતી ગતિનુ જ્ઞાન અને મા । નરસા શકુનોનુ જ્ઞાન ધરાવતા હતા હવે પાણીનિ ગર્ગનામના જ્યોતિષીનુ નામ પાણિનિએ લખેલ છે અને પાણિનિની તારીખ ઇ સ પૂર્વે ૫૦૦ ની સર્વમાન્ય રીતે નક્કી થયેલી છે પણ જ્યારે મહાભારતમા ગર્ગ વૃદ્ધ એમ લખેલુ છે તે ઉપરથી સહજ અનુમાન થય કે કોઈ બીજો નાનો ગર્ગ મહાભારત રચી તાર લખાયુ ત્યારે થયો હોવો જોઇએ આ નાના ગર્ગની તારીખ કેટલાક ઈ સ પૂર્વે ૧૪૫ ની આપે છે કારણ કે તેના ગ્રન્થમા ગ્રીકોના હાથ તવેના ગ્રીકાનો ઉલ્લેખ છે જો આમ હોય તો મહા

ભારતની પુનરાવૃતિ ઈ. સ. પૂર્વે ૧૪૦ માં થઈ હોવી જોઇએ. અથવા તો મોડામાં મોડી ઈ. સ. પૂર્વે ૧૦૦ માં. ઉપર આપેલી સર્વ સાબીતીઓનો વિચાર કરીએ તો એમ સામાન્ય અનુમાન થાય છે કે મહાભારતનું આધુનિક રૂપ ઈ. સ. પૂર્વે ૩૦૦ થી ૧૦૦ માં થયું હોવું જોઇએ." (રા. રા. વૈદ્યનું "મહાભારત ને ટીકા" પાનું ૨૦.)

આ પ્રમાણે રા. રા. વૈદ્ય મહાભારતની સૌતિ મુનિની ત્રીજી આવૃત્તિ ઈ. સ. પૂર્વે ૩૦૦ ને ૧૦૦ ની વચમાં થઈ હોવી જોઇએ એમ લખે છે. અને રા. રા. મોદક વગેરે જેઓ મહાભારતમાં લખેલા યુદ્ધ કાળના ગ્રહોના નક્ષત્ર ઉપરથી દરેક ગ્રહને બબે નક્ષત્ર છે એમાંનું એક ખરૂં અને બીજું સાયણ નક્ષત્ર છે એમ ગણી અયનચલનના આધારે મહાભારતની તારીખ ઈ. સ. પૂર્વે ૭૦૦૦ વર્ષ ઉપર મૂકે છે તેમની વિરૂદ્ધ રા. રા. વૈદ્ય તેમની આ ત્રીજી આવૃતિનો આધાર લઈ લખે છે કે:—

"હવે આપણે મહાભારતમાંના જ્યોતિષના ઉલ્લેખો ઉપરની દલીલ ઉપર કહીશું કે જે દલીલોને કેટલાએકો બહુ જ રૂપ આપી દે છે. અમે તો અમારે એમ માનીયે છીયે કે આમાંના ઘણા ઉલ્લેખો તો ઘણી શંકા ભરેલા છે એટલે તે વ્યાસકૃત મૂળ મહાભારતનાનથી પણ છેવટની આવૃત્તિના છે. બધા કબુલ કરશે કે તેમાંના કેટલાએક તો વિચિત્ર અને અસંભવનીય છે. છેલ્લા લેખકે ઘણું કરી બને તેટલાં અપશુકનો એકઠાં કરી યુદ્ધકાળ પહેલાં થયાં એમ લખવા પ્રયત્ન કર્યો છે. અને બને તેટલી અશક્ય બીનાઓનો સંગ્રહ કર્યો છે. દાખલા તરીકે સૂર્ય ચન્દ્રના ગ્રહણ એક જ દિવસે થયાં હતાં (**चंद्रादित्यावुभौ ग्रस्तौ एकाह्ना हि त्रयोदशीम् । भीष्म पर्व**) અથવા તો સમર્ષિમાં વશિષ્ટ પાસે અરૂન્ધતી ચાલ્યા ગયા. વિગેરે વિગેરે. આ બીનાઓ તો એટલી અશક્ય છે કે જેવી અશક્યના આપણે પ્રાણી વર્ગમાં પણ બતાવેલી માલુમ પડે છે જેમકે ઘોડીને પેટે ગાયનો જન્મ અને કુતરીને પેટે શિયાળનો જન્મ, (**गोवत्सं वडवासूते श्वा शृगालं महीपते ।**) આવી અશક્ય બીનાઓનું ધ્યાન ન લઇએ તોપે પણ ગ્રહોને બબે નક્ષત્રમાં રહેતા એટલે પીડતા જોઇયે છીયે જે આધારે આ લોકો તારીખ ગણે છે. મૂળ મહાભારત કાળમાં ગ્રહો ઘણે ભાગે જણાયા નહોતા અને કદાચ જણાયા હોય તો પણ તેઓના માગ જુદા જુદા નક્ષત્રોમાં નોંધાયા નહોતા. અલબત સૂર્ય ચન્દ્રના માર્ગ નોંધાયા હતા અને આથી જ કાળનું માપ કરાતું હતું. જુના ગ્રન્થોમાં અને બૌદ્ધ ત્રિપિટકોમાં પણ ચન્દ્રનક્ષત્રથી જ કાળ ગણાતો જોઇએ છીએ, બલરામે કરેલો નીચેનો ઉલ્લેખ તે દિવસને બહુ યોગ્ય છે" (**पुष्येण संप्रयातोस्मि श्रवणे पुनरागतः । गदापर्व**)" આ પછી રા. રા. મોદકની તારીખ મુકરર કરવાની રીત સમજાવી છે અને છેવટે લખે છે કે:—" અમારૂં માનવું છે, જે જેટલા આ ગ્રહોનાં સ્થાનો (બલ્કે શ્લોકોના કરેલા અર્થો) વિચિત્ર છે તેટલા જ તેમના ખુલાસા પણ વિચિત્ર છે. આ કલ્પના મહાભારતમાં બતાવેલા ગ્રહોના પ્રત્યેક સ્થાનને સમજાવવા અપૂર્ણ છે એટલું જ નહિ પણ ઈતિહાસદૃષ્ટિએ પણ ન્યૂન છે. એઓએ માની લીધેલું છે જે અયનચલન મહાભારતકાળમાં જાણીતું હતું પણ ખરૂં જોતાં તો ક્રાઇસ્ટના જન્મ પહેલાં થોડે જ વખતે આ અયનચલનનો સંપૂર્ણ શોધ ગ્રીકોએ કર્યો હતો અને હિંદુસ્તાનમાં તો ઈ. સ. ૫૦૦ માં થયેલા વરાહમિ-

હિરને સાવ અજાણ્યો હતો. વળી એમાં માની લીધેલું છે જે નક્ષત્રોની શરૂઆત અશ્વિનીથી થતી પણ આપણી પાસે બ્રાહ્મણો, વેદાંગ જ્યોતિષ મહાભારત 'પોતે જ, વિગેરે ગ્રન્થોમાં સાબીતીઓ છે કે ઈ. સ. ૧૦૦' સુધી તો નક્ષત્રો કૃત્તિકાથી ગણાતાં હતાં. વળી ગ્રહોના બબ્બે નક્ષત્રથી થતો ગોટાળો આ કલ્પનાવાળાઓએ કબુલ રાખ્યો છે.................આ મહાભારતમાં આપેલા ગ્રહોના જુદા જુદા સ્થાનોનો અર્થ સમજવો બહુ કઠણ છે. કદાચ સૌતિએ ઉભા મહાભારતમાં ઘણા કૂટ શ્લોકો દાખલ કર્યા છે તે ભેગા આ શ્લોકો કદાચ જ્યોતિષના કૂટ પ્રશ્નો તરીકે મૂક્યા હશે. અને મહાભારતનો ટીકાકાર પણ તેમને કૂટ તરીકે જ ગણે છે." (રા. રા. વૈદ્યનું "મહાભારત ને ટીકા)" પાનું ૮૩-૮૮.)

આ પ્રમાણે રા. રા. વૈદ્યના મહાભારત ઉપરથી જણાય છે જે મહાભારતના વીરસમયમાં ગ્રહોનું જ્ઞાન બહુ થોડું હતું અને તે વળી છેક ગ્રીક લોકોના આવતા સુધી જ ઘણું ઓછું રહ્યું. મારે રા. રા. વૈદ્યના મહાભારત માટે કહેવું જોઇએ કે તેઓ કોઈ પણ રીતે બીજા કેટલાએક પાશ્ચાત્ય લેખકોની માફક મારી મચરડી પોતાનો મત પ્રતિપાદન કરનારા નથી પરંતુ તેઓ ખરા સત્યને માટે મથે છે. તેઓ રા. મોદક જે મહાભારતને ઈ. સ. પૂર્વે ૭૦૦૦ ઉપર લખાયેલું માને છે તેની વિરૂદ્ધ છે તેમ જ વળી કેટલાએક પાશ્ચાત્યો તથા ગ. ગ. રમેશચંદ્ર દત્ત જેઓ મહાભારતની તારીખ ઈ. સ. પૂર્વે ૧૨૫૦ માં લાવી મૂકે છે તેમની પણ વિરૂદ્ધ છે અને તેઓએ ભારતનો સંપ્રદાયપ્રાપ્ત મત સ્વીકારી મહાભારતની તારીખ ગયે કળિયુગની શરૂવાત માનેલી છે અને કળિયુગ આપણા હાલના ટીપણામાં પણ લખેલ છે તે પ્રમાણે આજથી ૫૦૦૭ વર્ષ ઉપર એટલે ઇ. સ. પૂર્વે ૩૧૦૧ માં શરૂ થયો અને ત્યારે મહાભારતનું યુદ્ધ લડાયું એમ સાબીત કરે છે. હવે આપણે મહાભારત કાળમાં જ્યોતિષ જ્ઞાન કેટલું હતું તેનું સ્વરૂપ જાણી આગળ આપણા જ્યોતિષમાં કેવી રીતે વધારો થયો તેનો વિચાર કરીશું.

(અપૂર્ણ.)

અમદાવાદ

તા ૭ જાન્યુ૦ ૧૯૦૭.

**વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.**

---

Reg No B 463.

# वसन्त.

इद सत्य सर्वेषां भूताना मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमय पुरुषो यश्चायमध्यात्म सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिद ब्रह्मेद सर्वम् ।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्या न प्रमदितव्यम् ।

उपनिषद्

વર્ષ ૬, અંક ૨. [ માસિક. ] ફાલ્ગુન, સંવત્ ૧૯૬૩

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ., એલ્ એલ્. બી.

# લવાજમ મનિઑર્ડરથી મોકલો.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે.)

**ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસઃ** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) લાઇબ્રેરીઓને એક પ્રતિષ્ઠિત ગૃહસ્થના સાર્ટીફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા.૦-૬-૦મોકલવા કૃપા કરવી. બીજા વર્ષ માં રૂા ૦-૧૨-૦

અન્ય સર્વે માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)
છુટક નકલના રૂ. ૦-૪-૦ "

**મળવાનું ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—અમદાવાદ.**
**મુંબાઈના એજન્ટ—મેસર્સ એન. એમ. ત્રિપાઠી.—મુંબાઈ.**

## શુદ્ધા શુદ્ધ.

ગયા અંકમાં "રાસ કડી ૬ પંક્તિ ૪—અશુદ્ધઃ અખિલ જગતમાં શુદ્ધઃ અખિલ જગતના.

## સૂચના.

રામ વિયોગની બક્ષિસ વ્યવસ્થાના વ્યવસ્થાપક તરીકે એ પુસ્તક સંબંધે આ લેખકનો પત્રવ્યવહાર જોવાની મને જે તક મળી છે અને તે દ્વારા મને જે ભાન થયું છે તે ઉપરથી જણાવવાની રજા લઉં છું કે રામવિયોગ એક **સમર્થ [1]કવિનું ઉત્તમ અને અનુપમ [2]શૈલીથી** લખાયલું **આત્મા અને [3]આત્મબળનું સમભાન કરાવનાર** ગુજરાતી સાહિત્યમાં એક અતિ ઉત્કૃષ્ટ કાર્ય છે. આ લેખકે એમના બે ગ્રંથો (યોગેન્દ્ર[4] અને રામવિયોગ[5]) દ્વારા જે ઉદારતા સહ અનુપમ દૃષ્ટાંત આપી દેશને જે ભાન કરાવવાનો પ્રયત્ન કર્યો છે તેનો લાભ લેવા પત્રો ઉપરથી સહુ કોઈ ઉત્સુક જણાય છે. તો રામવિયોગની બક્ષિસવ્યવસ્થા હવે પૂર્ણ થવાથી જો ગુર્જર સમૂહને જરૂર હોય તો રામવિયોગની બીજી **આવૃત્તિ[6]** (દેવનાગરી) માટે આ લેખકને સૂચના કરવામાં આવે. ગ્રાહકોના શુમાર ઉપરજ બીજી આવૃત્તિ તારીખ ૩૦ મી એપ્રીલ ૧૯૦૭ પછી પ્રેસમાં આપવામાં આવશે. જવાબ માટે રીપ્લાઈ પોસ્ટ કાર્ડ લખવો અથવા અરધા આનાની પોસ્ટની ટીકીટ બીડવી કિંમત રૂ. એક. પોસ્ટેજ જુદું.

| | |
|---|---|
| તારીખ ૧૦-૨-૧૯૦૭. | લી૦ સેવક, |
| પત્ર વ્યવહાર સ્થળ | ડાહ્યાભાઇ ભીમભાઇ દેશાઇ |
| દીક્ષિત ફળીઉં. | વ્યવસ્થાપક રામવિયોગ |
| વલસાડ. | બક્ષિસાવૃત્ત. |

(૧) સ્વર્ગવાસી રા. રા. ગો. મા. ત્રિપાઠી. (૨) મહાકાળ, પ્રજ્ઞબંધુ વિગેરે. (૩) હૃદયશીલ રા. રા. કે. હ. ધ્રુવ. હેડ માસ્તર નડીઆદ. (૪) ૧૧૨૫. કીં: રૂ. ૩. (૫) ૫૦૦ પ્રત. (૬) કાચું પુઠું.

Reg. No. B. 463.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૬, અંક ૨. [ માસિક. ] ફાલ્ગુન, સંવત્ ૧૯૬૩.

## સ્ત્રીને કેવી રીતે શિક્ષણ આપવું ?*

આજ કાલ જ્યાં જ્યાં જોશો ત્યાં કેળવણી કેળવણી એ પોકાર સર્વત્ર પડી રહ્યો છે. વિશેષે કરીને આપણો દેશ જે કાંઇક પછાત છે તેમાં એ ઘોષ વધારે સંભળાય છે અને તેમાં પણ સ્ત્રીવર્ગ વિશેષતર પાછળ હોવાથી તેમને સમ્બંધે કેળવણીનું સાધન વાપરવાની ચોતરફથી ભલામણ થાય છે. અજ્ઞાન જનસમૂહ ( masses )મા કેળવણીનો ફેલાવો કરો, અને સ્ત્રીઓમાં જ્ઞાનનો પ્રકાશ પ્રસારો, આમ સર્વ દેશ-હિતેચ્છુઓનું કહેવું છે.

આ પોકાર ઉપરથી એટલું તો નિશ્ચયપૂર્વક સિદ્ધ થાય છે કે આપણા દેશમાં કેળવણીનો પ્રસાર ઘણો જ ઓછો છે. સેન્સસના રીપોર્ટો તપાસતાં માલમ પડે છે કે દેશનો

* કલકત્તાની 'ભારત મહિલા' પરિષદ્ માટે મોકલેલો લેખ.

અમે વસન્તના ગયા પૌષ માસના અંકમાં ૪૮૫ મે પાને "ભારત મહિલા પરિષદ્" માં ચર્ચા માટે નક્કી થએલી વિષયમાળા નોંધી હતી એના વિષયો ઘણા ઉત્તમ હોવાથી એ સમ્બન્ધી પુખ્ત વિચારપૂર્વક વિવિધ ચર્ચા કરવાનું ગુજરાતના ગૃહસ્થોને અને મહિલાઓને અમે આમન્ત્રણ કર્યું હતું. તેને અંગે (૩) આંકવાળા વિષય ઉપરનો આ લેખ અમે અત્રે પ્રસિદ્ધ કરીએ છીએ. અન્ય વિષયો પણ અમારી વિનતિ અનુસાર ઉપાડી લેવામાં આવશે એમ અમે આશા રાખીએ છીએ.

તન્ત્રી.

મોટો ભાગ કેળવણીથી તદન રહિત છે. તે સાથે દુનીઆના બીજા સુધરેલા દેશો કરતાં, સાંસારિક, ઔદ્યોગિક, અને રાજકીય વિષયોમાં અતિશય પછાત છે. એ સર્વ વિષયોમાં દેશની અવનતિ છે તે દેશની પ્રત્યેક વ્યક્તિઓની તે. તે વિષયની અવનતિનો સમૂહ છે. અને એ વ્યક્તિઓની અવનતિ તે તેમના અજ્ઞાનનું પરિણામ છે. એટલે કેળવણીનો અભાવ અને અજ્ઞાનનો પ્રસાર એ કારણે કરીને દેશ આજ જોઇએ છીએ તે અધોગતિ પામ્યો છે. જગતના ઇતિહાસમાં કોઈ પણ દેશ ચઢતા જ્ઞાન અને ચઢિઆતી માનસિક શક્તિ વિના ઉન્નતિ પામ્યો નથી. સાંસારિક ઔદ્યોગિક અને રાજકીય ઉત્કર્ષ માટેના સર્વ પ્રયાસોના મૂળ રૂપ અને આધારભૂત કેળવણી છે. મનુષ્યનું મન શિક્ષણ પામે નહિ ત્યાં સુધી કોઈ પણ દિશામાં તે આગળ વધી શકે એ બનવું મનના નિયમોથી વિરુદ્ધ છે. એ રીતે કોંગ્રેસો, કોન્ફરન્સો અને સર્વને અંગે-દેશોદ્ધારના સર્વ પ્રયત્નોને સંબંધે-કેળવણી એ અત્યંત ઉપયોગની બાબત છે. દેશના કેળવાએલા પુરુષો એ સર્વ સંસ્થાઓમાં ભાગ લે છે અને તેમનો વ્યવહાર ચલાવે છે, એ સર્વ સંસ્થાઓ કેળવણીનાં જ ફલ છે. એક દેશના જન તરીકે જ નહિં પણ અન્ય સર્વ વ્યવહારમાં મનુષ્ય મનુષ્ય તરીકે તેને માટે યોજાએલી ઉચ્ચ ફરજો બજાવવા માટે કેળવણીવડે જ યોગ્ય થાય છે. માટે કેળવણી એ સર્વ પ્રશ્નોમાં મહાનમાં મહાન પ્રશ્ન છે. બીજા સર્વ પ્રશ્નોનો નિર્ણય એ એક પ્રશ્ન કરશે. મનુષ્યોને યોગ્ય શિક્ષણ આપો એટલે તેનાં ફલ યોગ્ય મળ્યા વિના રહેશે જ નહિં.

એ રીતે કેળવણીની સર્વસામાન્ય ઉપયોગિતા દર્શાવ્યા પછી મનુષ્ય જાતિનો અડધો ભાગ સ્ત્રીઓ તેમને સંબંધે કેળવણીનો વિચાર કરીએ. પુરુષોને કેળવણી આપવાનો સમારંભ હાલની પદ્ધતિથી અંગ્રેજી રાજ્યના થર પડવા સાથે થયો છે અને તે કેળવણીનાં પરિણામ જોવાનો સમય પણ આવી પહોંચ્યો છે. આજનો પ્રશ્ન સ્ત્રીઓને શિક્ષણ આપવા સંબંધે છે. એક પ્રજા તરીકે આપણે સુધરેલી દુનીઆની બીજી પ્રજાઓ કરતાં પાછળ પડી ગયા છીએ. માટે બનતી ત્વરાથી એ છેટું ભાગવુ એ સર્વની ફરજ છે. અજ્ઞાન વિંટાઇ વળવાને લીધે આપણામાંની કર્તવ્યબુદ્ધિ નષ્ટ થઇ છે. પુરુષોમાં જેટલા ભાગમાં કેળવણીનો પ્રસાર થયો છે તેટલામાં કર્તવ્યબુદ્ધિનો વિકાસ થએલો નજરે પડે છે. તે જ પ્રમાણે સ્ત્રીઓને ઘટતું શિક્ષણ મળે તો તેમને પણ તેમનાં કર્તવ્ય સૂઝે. એટલું જ નહિં પણ તેમની સહાયતાથી પુરુષ વર્ગ પણ સબળ થાય. એ રીતે સ્ત્રીઓના શિક્ષણથી બેવડો લાભ છે.

મનુષ્યની સર્વ પ્રકારની ઉન્નતિ મનુષ્યનુ મન કેળવાવાથી જ થઇ શકે છે. માટે કેળવણી સિવાય ઉત્કર્ષનું બીજું કોઇ સાધન નથી. સ્ત્રીઓનો પણ ઉત્કર્ષ કરવો હોય અને તેના પરિણામે પ્રજાના ઉત્કર્ષનો લાભ લેવો હોય તો તેમને યોગ્ય કેળવણી આપવી જોઇએ એ વાતની કોઇથી ના પાડી શકાય તેમ નથી. તેમ જ હું ધારું છું કે પુરુષ વર્ગમાં કેળવણીનાં આટલાં સુફલ પ્રાપ્ત કર્યા પછી કોઈ પુરુષ તે વાતની ના પાડતા પણ નહિં હોય. પુરુષોને કેળવો પણ સ્ત્રીઓને તેની જરૂર નથી એમ કહેવાની હિંમત હવે કોઇની ચાલે તેમ નથી. ત્યારે સ્ત્રીશિક્ષણ એ અતિ આવશ્યક છે એમ સ્વીકાર્યા પછી મુખ્ય પ્રશ્ન એ રહે છે કે સ્ત્રીઓને માટે કેવી પદ્ધતિ શિક્ષણની જોઇએ ?

આ લેખનો એ મુખ્ય હેતુ છે. એ નિર્ણય કરવો અતિ વિકટ છે. કેળવણીનું કાર્ય કરનારાંઓને હાથે એ પ્રશ્નનું યથાઘટિત વિવેચન થશે જ. એ વિષય ઉપર મારા મનમાં આવતી કાંઈક સૂચનાઓ માત્ર કરવાનો ઉદ્દેશ છે. કેળવણીની પદ્ધતિના વિષયનું ખાસ અધ્યયન જેમણે કર્યું હોય અથવા એ પદ્ધતિનો ઉપયોગ કર્યો હોય તેઓ વધારે સબળ રીતે પોતાના વિચાર રજુ કરી શકશે. એમાં વિશેષ માહિતી ન છતાં એ બાબત લેખ લખવાનું મુખ્ય કારણ એ જ કે કોન્ફરન્સના સર્વ પ્રશ્નોનો એ આધાર ભૂત-મધ્યભૂત છે. એ પ્રશ્નના નિર્ણયને અનુસરીને જ બીજા સર્વ પ્રશ્નોની ચર્ચા થઇ શકશે. મતલબ કે બીજા પ્રશ્નોના નિર્ણયમાં સ્ત્રીઓનું શિક્ષણ અમુક વલણ લેવડાવશે. મનુષ્યની સર્વ પ્રવૃત્તિઓમાં તેનું શિક્ષણ આધાર રૂપે રહેલું છે કેમકે તેના મનના બંધારણમાં કેળવણી એ બહુ અગત્યનો અને ઉપયોગી ભાગ છે.

સ્ત્રીઓને કેવી રીતે શિક્ષણ આપવું? મારી અલ્પ મતિ પ્રમાણે સ્ત્રી તથા પુરુષોના માનસિક બંધારણમાં એવો ફેર નથી કે તે બંનેને માટે તદન જુદા શિક્ષણની જરૂર હોય સ્ત્રીઓમાં લાગણીઓ બળવાન હોય છે, ઋજુતા હોય છે. તથાપિ બુદ્ધિશક્તિ (intellect) અને ઇચ્છાશક્તિ ( will-power ) સ્ત્રીઓમાં પુરુષ કરતા કોઈ રીતે ઉતરતાં નથી. કેળવણીનો મુખ્ય હેતુ બુદ્ધિને ખીલવવાનો હોય છે તથા તેને પરિણામે ઇચ્છાશક્તિ દ્રઢતા પામી નીતિનું બળ સંવર્ધન પામે છે. એમ કેળવણીના મુખ્ય ( Primary ) હેતુ તરફ જોતાં જણાશે કે સ્ત્રી તથા પુરુષ બંને એક જ પ્રકારની માનસિક કેળવણી લેવાને સરજાએલાં છે. તેમનામાં કેળવણીના મુખ્ય માનસિક સાધન ભિન્ન નથી. તેમ બંનેનો હેતુ પણ —બુદ્ધિની ખીલવણી અને નીતિનું સંવર્ધન—એમ એકજ પ્રકારનો છે. એટલું ખરૂં કે બુદ્ધિની ખીલવણી અને નીતિનુ સંવર્ધન એ વાપરવાના કર્તવ્યક્ષેત્ર જગતના વ્યવહારમાં બેને માટે જૂદા પડી જાય છે. વ્યવહારમાં સ્ત્રીપુરુષના કર્તવ્યનો પ્રદેશ જૂદો છે. તેમ છતાં પુરુષોને શિક્ષણ અપાય છે તે તેમનાં ખાસ કર્તવ્યોને માટે જ અપાય છે એમ નથી તેમ એ શિક્ષણપ્રકાર સ્ત્રીઓને અનુકૂલ પડવામા વાધો આવે એમ પણ નથી. સામાન્ય માનસિક ઉન્નતિ થાય એ જાતનુ શિક્ષણ પુરુષોને મળે છે, અને તેથી તેમા એવુ કાંઇ નથી કે સ્ત્રીઓની માનસિક ઉન્નતિ માટે તે અયોગ્ય હોય. જેઓ એમ માનતા હોય કે ક્લેઓપેટ્રા (?) ક્યા ગયાં (?), અને અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સનો પ્રેસીડન્ટ કોણ છે, રોમના રાજ્યમા પડતીના કારણ શાં થયાં, યુરોપમાં રાજ્યસત્તાનું સમતોલન શી રીતે રહે છે, ત્રિકોણની બે બાજુઓ ત્રીજી કરતા હમેશ મોટી હોય,—એવી બાબતો સ્ત્રીઓને જાણીને શુ કરવી છે, તેમને રસોડામાં કે ગૃહવ્યવસ્થામાં કે છોકરાં સંભાળવામા એ શા ઉપયોગમાં આવે તેમ છે, તેમના અભિપ્રાય અમને સમ્મત નથી. જગતના વ્યવહારમાં, કુટુંબના વ્યવહારમાં અથવા ઉદ્યોગના વ્યવસાયમાં એ સર્વ પુરુષને પણ શા કામમા આવે છે એમ સામો પ્રશ્ન પૂછી શકાય. કોલેજો તથા સ્કુલોમાં શીખેલી ઘણી બાબતોની ઝીણી વિગતો પુરુષોને પણ દરરોજના ઉપયોગમાં નથી આવતી તેમ કેટલીક ઓછી જરૂરની તમામ યાદ પણ નથી રહેતી. પરંતુ એ સર્વ શીખ્યાથી મનને જે વલણ મળે છે, માનસિક શક્તિઓ વિકાસ પામે છે અને ભાવનાઓ તથા આદર્શ ઉચ્ચ થાય છે એ જ મુખ્ય લાભ છે, અને એ લાભમાંથી સ્ત્રીઓને બાતલ

કરવાનું કાંઇજ કારણ નથી. જો પુરુષોને મળતા શિક્ષણના પરિણામપરથી એ નિશ્ચય થતો હોય કે હાલની પદ્ધતિ અને વિષયો યોગ્ય છે તો સ્ત્રીઓને માટે પણ તે પદ્ધતિ અને વિષયો યોગ્ય હોવા જ જોઇએ. એ પદ્ધતિ અને વિષયો જેનાં જે કર્તવ્ય હોય તેને માટે સામાન્ય રીતે મનને ખેડે છે એવો મારો નમ્ર અભિપ્રાય છે. અમુક કર્તવ્યના પ્રદેશને વિશેષ અનુકૂલ છે એમ નથી. તેથી કર્તવ્યક્ષેત્રની ભિન્નતા હોવા છતાં સ્ત્રી પુરુષોને એકજ પ્રકારનું શિક્ષણ ચાલી શકે તેમ છે.

એ તો સામાન્ય હકીકત કહી. પણ આપણા દેશમાં તેનો વ્યવહારમાં સાક્ષાત્કાર કેમ કરવો એ વધારે વિકટ પ્રશ્ન છે. જે શિક્ષણ પુરુષોને અપાય છે તે સ્ત્રીઓને આ દેશ સ્થિતિ જોતાં આપવું લગભગ અસંભવિત જેવું લાગે છે. પુરુષો વીસ પચીસ વર્ષ સુધી અભ્યાસ કરી શકે છે ત્યારે કન્યાઓ મુશ્કેલીથી બારેક ચૌદ વર્ષ સુધી સાધારણ રીતે અભ્યાસ ચલાવી શકે છે. તો જેટલું શિક્ષણ પુરુષોને પચીસ વર્ષ સુધીમાં મળે તેટલું કન્યાઓને ચૌદ વર્ષમાં મળવાનો સંભવ રહેતો જ નથી. બાળલગ્ન એ આપણા દેશની સામાન્ય સ્થિતિ છે અને તેને લીધે કન્યાઓને યોગ્ય શિક્ષણ મેળવવામાં મોટું વિઘ્ન આવી નડે છે. માટે માનસિક વિકાસ કે કર્તવ્યભિન્નતાના કારણને લીધે તો નહિ પણ આપણી અનિષ્ટ સામાજિક સ્થિતિને લીધે આપણી સ્ત્રીઓને શિક્ષણ આપવા માટે એ સ્થિતિ બદલાતા સુધી ખાસ વ્યવસ્થાની જરૂર રહે છે. તેથી એ લક્ષમાં રાખવાનું છે કે મૂળ સત્ય સાધન વાપરી શકાવાનો અવકાશ ન હોવાથી તછૂટકે અમુક કાળ માટે જ જૂદી પદ્ધતિનો વિચાર કરવાનો છે.

બાર, ચૌદ કે પંદર વર્ષ સુધી શાળાઓમાં કન્યાઓ શિક્ષણ લે છે. તેમને તેટલા વખતમાં સ્વભાષા અને બીજા સામાન્ય વિષયો ઉપરાંત થોડી ઘણી બીજી ભાષા શીખવાનો વખત મળે છે. તેમને આગળ કોલેજમાં અભ્યાસ કરવાનો કે અંગ્રેજી ઉંચાં ધોરણોમાં ચાલતા વિષયોનો અભ્યાસ કરવાનો પ્રસંગ મળવાનો નથી માટે માતૃભાષાના અભ્યાસ સાથે જ તેટલી ઉમરના છોકરાઓ કરતા વધારે ઇતિહાસ, પદાર્થવિજ્ઞાન, ઉચ્ચ શિષ્ટ લેખકોનાં લખાણો તથા કાંઇક અર્થશાસ્ત્રનાં મૂળતત્વો અને સ્વચ્છતાના સાર્વજનિક આરોગ્યના નિયમો. એ તેમના અભ્યાસક્રમમાં દાખલ કરવું જરૂરનુ છે. એ સર્વ બાબતો સ્વભાષામાં શીખવવી કે થોડે શ્રમે શીખી શકાય. બારથી પંદર વર્ષના છોકરા કરતાં છોકરીની સમજણ ઘણી વધારે પરિપકવ હોવાથી એ વિષયો શીખતાં તેને મુશ્કેલી લાગશે નહિ. છોકરાઓ કરતાં કન્યાઓનાં ધોરણોનો ક્રમ તેમને થોડા વખતમાં શીખવાનું તેથી ભારે કરવાની જરૂર છે. રીતસરની કેળવણીમા તો આપણી કન્યાઓને એટલેથી જ સંતોષ માનવો પડશે.

તે પછી નિશાળ છોડયા પછી ગૃહકાર્યમાંથી પરવારી ફુરસદના વખતમાં ગૃહશિક્ષણના વર્ગ કહાડવાથી લાભ થવાનો સભવ છે. એ વર્ગમાં શિક્ષકે સામાન્ય વિષયોપર પુસ્તકો વાંચી સંભળાવવાં. એનો મુખ્ય હેતુ એ હોવો જોઇએ કે અભ્યાસ તરફ મનને વાળી વાંચનની રુચિ ઉત્પન્ન કરવી. શાળાના પાઠ પેઠે નહિં પણ ઉચ્ચ જ્ઞાન મેળવવાના

હેતુથી ઉત્તમ પુસ્તકો વચાય તો મન સારા કામમાં રોકાય. અઠવાડીઆમાં ત્રણ ચાર કે પાંચ કલાકના શિક્ષણથી કાંઈ અમુક વિષયનો પરિપૂર્ણ ( systematic ) અભ્યાસ ન થઈ શકે, તથાપિ શાળાનું શિક્ષણ છોડયા પછી પણ અભ્યાસક વૃત્તિથી વાચન તરફ અભિરુચિ કરાવી સ્વશિક્ષણના માર્ગમાં સ્ત્રીઓને પ્રેરી શકાય એવા હેતુથી ગૃહશિક્ષણના વર્ગોનો ક્રમ રાખવો જોઇએ એ દ્વારે ઉઘડેલો self-culture અથવા સ્વશિક્ષણનો માર્ગ આગળ જતાં અતિ ઉપયોગી થવાનો સંભવ છે તેમાં શું શીખવવા તરફ લક્ષ આપવું એ વિચાર કરવામાં મનને કેળવવાનો હેતુ—બુદ્ધિનો વિકાસ અને નીતિનો ઉચ્ચ આદર્શ મેળવવાનો હેતુ—સતત સ્મરણમાં રાખવો. સામાન્ય જ્ઞાન સંપાદન કરી મહાન વિષયો ઉપરનાં બને તેટલાં પુસ્તકનો અભ્યાસ કરવો યુરોપીઅન સ્ત્રીઓમાં અનેક એવી જોવામાં આવે છે કે તેઓએ કોલેજની ઉંચી કેળવણી લીધેલી ન હોવા છતાં સ્વપ્રયાસ અને સ્વશિક્ષણમાં એમણે તેમનો અભ્યાસ અને જ્ઞાન એટલા સર્વ વિષયોમાં વધારેલાં હોય છે કે તે જોઇ આપણને સાનંદાશ્ચર્ય થાય છે કોલેજનો અભ્યાસ કરી રહેલાં સ્ત્રી પુરુષોને પણ સ્વશિક્ષણનો ક્રમ તો જીવનના અંત સુધી જારી રાખવાનો છે જ નિશાળનું શિક્ષણ મેળવી ઉંચી કેળવણી મેળવવાનાં સાધન નહિ છતાં પ્રાપ્ત કરી શકાય તો ગંભીર વિષયોનો અભ્યાસ કરી શકાય

એ રીતે ગૃહશિક્ષણના વર્ગ ચ્હાડવા ઉપરાંત આપણા મેળ કોઇ કોઇ વાર એકઠાં મળી પરસ્પર વાતચિતમાં પોતાના અભિપ્રાય ચાલુ ઉપયોગી વિષયોપર ચર્ચ અને વધારે અભ્યાસીઓ પાસે કાંઈ જાણવા જેવું ગ્રહણ કરતાં રહે તો એ માર્ગે પણ શિક્ષણ પમાય તે સારુ સ્ત્રીઓના સમાજો ભરવાની અગત્ય છે - જ્યાં છુટથી સર્વ પોતપોતાના અભિપ્રાય નિઃશંકપણે કાંઈ પણ ટીકાની બીક વગર પ્રદર્શિત કરી શકે.

પરંતુ એ સર્વ માર્ગ કરતાં, આપણી હાલની સાંસારિક સ્થિતિ લક્ષમાં લેતાં આપણી સ્ત્રીઓને શિક્ષણ આપવાનું મહાન કાર્ય તેમના પતિઓને શિર છે શાળામાં કાંઇક શીખીને નાની ઉમરમાં કન્યાઓ તેમને સાસરે જાય છે તે પછીનું તેમનું સર્વ જીવન તેમના પતિના હાથમાં રહે છે એટલી કુમળી વયની તેઓ હોય છે કે જેવું વલણ પતિ આપવા ધારે તેવું પત્નીને આપી શકે તેમ હોય છે પતિઓ તેમાં બેદરકારી કે આળસ રાખે તો તેના જોખમદાર તેઓજ છે અને તેના પરિણામ પણ મુખ્ય કરીને તેમને જ ભોગવવા પડે છે પત્નીને શીખવવાનો ઉલટપૂર્વક પ્રયાસ કરવો એ સર્વની પ્રથમ ફરજ છે. કોઈ સારા પુસ્તકનો અભ્યાસ નિયમપૂર્વક કરાવ્યા ઉપરાંત પોતે જે વાત નવી જાણે કે નવી વાચે અથવા ક્યાંયથી સાંભળી આવે તે સર્વ સંબંધે પોતાની પત્નીને વાત કરવી. તેને જે જે તેમાં સમજણ ન પડે તે ધીરજથી અને રસપૂર્વક સમજાવવું ચાલતા સમયના સર્વ પ્રશ્નોની ચર્ચા તેના સમક્ષ કરવી એટલે ધીમે ધીમે સર્વ વિષયોપર તે પોતાના અભિપ્રાય બાંધતાં શીખશે. બહારની વાતો, રાજદરબારની વાતો, સાર્વજનિક પ્રશ્નોની વાતો, ધંધા રોજગારની વાતો, અને દેશના તથા દુનીઆના મહાન પ્રશ્નો સંબંધે સ્ત્રીઓ શું સમજવાની છે એમ ધારી તેમને કાંઈ જ કહેવું નહિ, તે ઓ માત્ર ઘરકામ કરી ધર્ણું તો કાંઈ રસ્મરવાળી હોય તો રસિક વિનોદ કરી શકે એટલેથી જ સંતોષ માનીને બેસી રહેનાર પતિઓ પોતાના જીવનના સુખનો ઘણો અમૂલ્ય ભાગ હાથે કરીને ખુએ છે સંસ્કારી તથા સુશિક્ષિત પતિઓથી શિક્ષણ પામી ઉન્નત દશા

પ્રાપ્ત કરેલી સ્ત્રીઓના મીસીસ ાનડે સરખા આદર્શભૂત દષ્ટાંત સર્વને લક્ષમા રાખવા યોગ્ય છે પતિના જીવનમા સુખ પ્રાપ્ત થાય છે એટલુ જ નહિ પણ સુસસ્કારી સ્ત્રીએ થવાથી સમગ્ત જગસમાજને અત્યંત લાભ છે એ વાતનું પણ વિસ્મરણ કરવા જેવુ નથી. જે મને તેવા ઉચ્ચ પત્નીસહવાસની અપેક્ષા ન હોય તેમણે સ્વાર્થ નહિ, તો પરાર્થ ખાતર, દેશની સ્ત્રીઓના ઉદ્ધાર અને તે દ્વારા અતે દેશના ઉદ્ધાર ખાતર, પોતાની પત્નીઓને શિક્ષણ આપવાની જરૂર છે વાતચિતમા આપણે આશ્ચર્ય પામીએ એટલુ શીખી શકાય છે એ જે કોઇને અનુભવ હશે તે સહજ કહી શકશે. જેમને પતિ સર્વ વિષયોમા પોતાની સર્વ વાતો સમજવા યોગ્ય ગણે છે તેવાઓ પોતાને કેટલા ભાગ્યશાળી માને છે તે એવા વૈરાના પ્રસગમા જેઓ આવ્યા હશે તેમને ખબર હશે. પતિ તરફથી કોઈ વાત જાણી હોય તે નિવેદન કરતા અતિશય ગર્વ ધનવનાર સ્ત્રીએ માના હીરામા આવી છે એ માહિતી કન્તા માહિતી જેના ત રફથી આવી તે તરફની પૂજ્યવૃત્તિ દર્શાવે છે આપણી આર્ય સ્ત્રીઓ પતિપ્રયણા પતિની આખે જેનારી પતિમા પોતાનુ સ્વત્વ ડબાડી દેનારી છે એ સુપ્રસિદ્ધ છે. તો તેમના આ સૌજન્યનો લાભ લેવો એ સર્વ સમજુ પતિઓનો ધર્મ છે અને તે પ્રેમા ચૂકશે તેટલુ તેમનુ પોતાનુ અને દેશનુ અહિત થશે માટે યથાશક્તિ અને અનુકૂલતા પ્રમાણે સર્વ હિતવાદી પુરુષોને સ્ત્રીશિક્ષણના આ ઉત્તમ માર્ગ અને દૃઢ પરિણામવાળા માર્ગનુ ગ્રહણ કરવાની મારી નમ્ર વિનતિ છે

આ સાધનોથી પ્રત્યેક ગૃહમા શિક્ષણનો આરભ થશે તો કાળે કરીને પરિણામે સમસ્ત પ્રજામા સ્ત્રીશિક્ષણના મૂળ રોપાશે અને આપણે નહિ તો આપણા પછીના જમાનાની પ્રજાઓ તેના સુફલ ચાખવા સમર્થ થશે અને જે બીજ આપણે વાવી જઇશુ તે માટે તેઓ આપણા ઋણી થશે

૨૪-૧૨-૦૬
અમદાવાદ

ગો. વિદ્યા.

# 'શુ' ની વ્યુત્પત્તિ, 'ભૂખ' ની વ્યુત્પત્તિ.

સ. ૧૯૬૨ ના કાર્તિકના વસન્તમા ' શુ એ શુ છે " એ મથાળાના લખાણમા તેમ જ વૈશાખ સ ૧૯૬૨ ના વસન્તમા ' જેસવુ શબ્દની વ્યુત્પત્તિ ' એ વિષયમા બે વાતો સુધારા વધારા તરીકે ઉમેરવી જરૂરની છે

' શુ ' એ શબ્દ **कीदृशम्** ઉપરથી ઊપજાવતા એક ક્રમ બતાવવો રહી ગયો છે સ **कीदृशम्** પ્રા **केरिस** પ્રાચીન ગુજ કશુ—એમ બતાવ્યુ છે પણ ' કશુ ' નો પૂર્વક્રમ **किसिउ** પ્રાચીન ગુજરાતીમા જડે છે, તે ઉમેરવો જોઇએ સ ૧૪૫૦ મા ( એટલે આજથી પાચસે કરતા વધારે વર્ષ ઉપર લખાયલી મુગ્ધાવબોધ ઔક્તિકમા **किसिउ** । कि दृश । એમ આપ્યુ છે ( હ. હ ધ્રુવે પ્રકાશિત પ્રત પૃ ૧૯ કૉલમ ૨ જુવો )

અનન્ત્ય ઇમિન્નો અમર થાય છે એ અવાન્તર ઉત્સર્ગ પ્રમાણે **कि** નો **क** થયો ઇમિન્ના સમર્ગે **सि** નો **शि** થયો અને **कशिउ** એમ રૂપ થઈ— વિયુ બોલિયુ ઇત્યાદિનું વ્યુ બોલ્યુ ઇત્યાદિ થાય છે તેમ ' કશ્યુ ' થઈ યત્નોપ થઇ, ' કશુ ' રૂપ થયુ

ઉપર કહેલા બને લેખમા અસ્વરિત પ્રથમ વયડીનો લોપ થવાના ઉદાહરણમા **बुभुक्षा** —ભૂખ એમ આપ્યુ છે ડૉ **भां**ડારકરે પણ આ ઉદાહરણ એ નિયમનુ ગણીને આપ્યું છે પરંતુ વધારે અન્વીક્ષણ કરતા મ્હને શકા રહે છે **बुभुक्षा**વુ સિદ્ધ હેમચન્દ્ર ૮-૪-૫ પ્રમાણે **बुहुक्खा** થાય તો પછી મૂળ સસ્કૃતમાના શબ્દમાથી **बु** ઊડી જઈ **भुक्षा**નુ **भुक्खा** થવાનુ ક્હા રહ્યુ ? દેશીનામમાલામા હેમચન્દ્ર **भुक्खा** (= ભૂખ ) દેશ્ય શબ્દ તરીક બતાવ્યો છે, એ ખરૂ પરંતુ—પ્રાકૃત સૂત્રો પ્રમાણે સિદ્ધ ના થયેલા સર્વ રૂપોને દેશ્ય ગણવાની હેમચન્દ્રની રીત હતી તેમ **भुक्खा**ને દેશ્ય ગણેલો તે સ્વીકારતા પણ—એ શબ્દ **बु**નો લોપ થઇને બન્યો ગણવા કરતા **बुहुक्खा**માથી થયેલો ગણવો વધારે સુઘટિત લાગે છે હકારનુ સ્થલાન્તર થઈ આરમ્ભના અક્ષર જોડે ભળે છે એ અવાન્તર ઉત્સર્ગ પ્રમાણે **बु** મા **ह** ભળી (બ્ + હ નો મમ્ર થઈ ભ થતા) **भुउक्खा—भुक्खा** થયું એમ સભવે છે માટે અસ્વરિત પ્રથમ વયડીના લોપના ઉદાહરણોમાથી **बुभुक्षा**—ભૂખ એ ઉદાહરણ બાતલ કરવુ ઉચિત છે

રત્નાગિરિ જિલ્લો
તા ૨૦-૨-૦૭ } નરસિહરાવ ભોળાનાથ.

---

# મણિલાલ અને બાલાશંકર.*

## ૧.

## સ્વ. મણિલાલની સાક્ષરપ્રવૃત્તિનું સ્વારસ્ય.

સ્વ. મણિલાલની સાથેનો મારો સવિશેષ સંબંધ પ્રમાણમાં અલ્પ હતો. યુનિવર્સિટિદ્વારા પ્રાપ્ત થતી અંગ્રેજી કેળવણી અને તેમા પણ તે ભાષાના સાહિત્યના વિશેષ અને સવિચાર પરિચયમા આપણી પ્રકૃતિને હેતુવાદી ( Rationalistic ) કરવાનુ સામર્થ્ય છે એ વાતનો હુ ધારું છુ કે સર્વને અનુભવ હશે. અને તેથી આગળ વધીને હેતુવાદ ઉપર ખડન મડન અને વ્યવસ્થા કરવાની શક્તિ જ્યા સુધી મપાદન ન થાય ત્યા સુધી તે પ્રકૃતિ સ્વાભાવિક રીતે જ હેતુવાદને વશ રહે છે. આના પરિણામમા આપણા આચાર વિચારની શાસ્ત્રાનુસારી મર્યાદા ઉપર અનાસ્થા ઉપજ થાય છે. અત્રે એકઠા થયેલા મારા મિત્રોમાથી કોઇને આ પ્રમાણે થયુ હશે કે નહિ તે હુ કહી શકતો નથી, પણ આ વિદ્યાનુ આવુ વલણ છે એ તો સમાન્ય રીતે મનાય છે એમા સંદેહ નથી. ત્યારે આટલુ સ્પષ્ટ છે કે ઇંગ્રેજી કેળવણીમા શાસ્ત્ર ઉપર અનાસ્થા ઉત્પન્ન કરવાનુ અને મનને હેતુવાદી બનાવવાનું વલણ છે. અને હેતુવાદનો વ્યવહારના સ્વતત્ર નિયામક તરીકે જ્યા સ્વીકાર કર્યો એટલે આ પણા પ્રાચીન આચાર વિચારો સાથે વિગ્રહ શરૂ થાય છે અને જ્યાં સુધી હેતુવાદની સારાસારતા તપાસવા સારૂ જોઇતા જ્ઞાન અને અનુભવ ન પ્રાપ્ત થાય ત્યા સુધી જીવન કાંતો કેવળ હેતુવાદી, અથવા બે આચાર વિચાર વચ્ચે અથડાતી અવ્યવસ્થિત સ્થિતિને વશ પડે છે. આવા પ્રસગમા 'શાસ્ત્ર' ની પાછળ જવાની શક્તિની આવશ્યકતા છે. અને 'શાસ્ત્ર' અને 'હેતુવાદ' ની એકવાક્યતા કરવાની પ્રવૃત્તિનો અગીકાર કરવાની જરૂર સ્વાભાવિક રીતે જ સૂચવાય છે. પરતુ શાસ્ત્રને સમજવા સારૂ જે પરમ સત્યોને આધારે શાસ્ત્રની રચના થઇ છે તે સમજવાની અને ન સમજાય ત્યા શ્રદ્ધા રાખીને ચાલવાની પણ જરૂર છે. આ કાર્ય ઘણુ કરીને શુદ્ધ સત્ત્વવાળા તટ્ટેકનિષ્ઠ અત કરણથી થાય છે. તે

---

* ગયા ડીસેમ્બર માસમા નડીઆદમા સ્વ. મણિલાલ અને બાલાશકર એઓની છબીઓ ખુલ્લી મૂકવાની ક્રિયા રા. આનન્દશકર બાપુભાઈ ધ્રુવને હાથે કરાવવામાં આવી હતી. તે પ્રસગે, રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીએ લખેલો "સ્વ. મણિલાલ નભુભાઇની સાક્ષર, પ્રવૃત્તિનું સ્વારસ્ય" એ મથાળાનો એક ગભીર વિચારપૂર્ણ લેખ (લેખક કલકત્તે ગએલા હોવાથી) પ્રમુખે વાંચી સભળાવ્યો હતો, તથા સ્વ. બાલાશકર ઉપર રા નર્મદાશકર દેવશંકર મહેતાએ એક સુન્દર સુશ્લિષ્ટ ભાષણ કર્યું હતું. છેવટે, પ્રમુખે ઉભય સબન્ધી પ્રસગોપાત્ત કેટલુંક વિવેચન કરી છબીઓ ખુલ્લી મૂકી, અને કાર્ય સમાપ્ત કર્યું. રા. ઉત્તમલાલના લેખના મહત્ત્વના ફકરા આજ ઉતારવામા આવે છે. હવે પછી રા. નર્મદાશંકરના ભાષણનો અને પ્રમુખના ટુક વિવેચનનો સાર આપીશુ.

તન્ત્રી.

અંતઃકરણનો અંતઃપ્રદીપ પોતે સમગ્ર પ્રકાશ પામે છે અને તદ્વિશિષ્ટ અંતઃકરણને આપે છે અને તેવા અંતઃપ્રદીપની પ્રાપ્તિ થયા પછી મનુષ્યનું અંતઃકરણ શાસ્ત્રનું હેતુવાદથી સમર્થન કરી શકે છે, અને જ્યાં ન થઇ શકે ત્યાં શ્રદ્ધા રાખવાના અવકાશનો સ્વીકાર કરીને આગળ ચાલે છે. આટલે સુધી પહોંચ્યા પછી મનુષ્ય શ્રીકૃષ્ણ ભગવાનનો ઉપદેશ સાંભળીને અર્જુનને થયેલો અનુભવ અનુભવે છે. તેની હૃદયગ્રન્થિ ભેદાય છે, તેના સંશયોનું છેદન થાય છે, અને પ્રસન્ન વૃત્તિથી 'स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव' એવો નિશ્ચય કરીને પ્રાપ્ત પ્રવૃત્તિનો નિર્વાહ કરતો, પરમ પ્રાપ્ય વસ્તુને હમેશાં ધ્યાનમાં રાખતો, આનન્દની સાથે સંસાર-ભારનું વહન કરે છે. સ્વ૦ મણિલાલની સાક્ષર પ્રવૃત્તિનાં ફળો હેતુવાદ અને શાસ્ત્ર વચ્ચે અથડાતા અંતઃકરણને સન્માર્ગદર્શક દીપ જેવાં છે. મારે પણ એક વાર શાસ્ત્ર અને હેતુવાદના વિગ્રહમાંથી પસાર થવું પડ્યું હતું, અને તે વખતે સ્વ૦ મણિલાલના નિશ્ચયાત્મ લેખોએ મારા ઉપર જે ઉપકાર કર્યો છે તે કદી પણ વીસરાય તેમ નથી. સ્વ૦ મણિલાલના મિત્રો અને ભક્તો તરફથી મારા ઉપર તેમનાથી થયેલા અજ્ઞાત અનુગ્રહનું પ્રકટ પ્રખ્યાપન કરવામાં હું તેમના શુભ સ્મરણ તરફ મારું કર્તવ્ય માન સમજું છું અને આ માંગલિક પ્રસંગે (આ પ્રસંગને હું માંગલિક જ માનું છું) તેમના સંબંધે એટલું બોલવાનું મારું હકપત્ર જ રજુ કરું છું.

* * * * * *

મનુષ્ય માત્રની પ્રવૃત્તિ બહુધા પોતપોતાની આસપાસના સમુદાયની પ્રવૃત્તિના પ્રત્યાઘાતરૂપ હોય છે. વિચાર-ક્રમના ઇતિહાસમાં આપણે જોતા આવ્યા છીએ કે પ્રત્યેક નવીન વિચાર તેના જન્મકાળની પરિસ્થિતિમાંથી ઉદ્ભવ પામે છે. જ્યાં સુધી તે પરિસ્થિતિ કાયમ રહે છે ત્યાં સુધી તે નવીન વિચારનો પ્રતાપ જનસમાજના અગ્રેસરો ઉપર, તેમ જનસમુદાય ઉપર, અમુક અંશમાં કાયમ રહે છે. પરંતુ તે નવીન વિચારનો જ્યારે સંપૂર્ણ વિજય થાય છે અને સર્વ આચારમાં પરિણામ પામે છે ત્યારે તેનો ક્ષય પણ શરૂ થાય છે. જે પરિસ્થિતિમાંથી એનો ઉદ્ભવ હતો તે પરિસ્થિતિ નવીન આચારથી અદૃશ્ય થતી જાય છે, અને નવીન પરિસ્થિતિ નવીન વિચારને જન્મ આપે છે. પણ, આ સમયે જીર્ણ થતા વિચાર અને નવીન વિચાર વચ્ચે વિગ્રહ થાય છે. પૂર્વનો વિચાર જીર્ણ થયો છે એવું ભાન પણ કેટલાક વખત સુધી થતું નથી, અને થાય છે તો પણ વિશુદ્ધ સત્ત્વશાળી કોઈ વિરલા જનોને જ. તે પ્રમાણે ભાન થતાની સાથે જ તેમને નવા વિચારની પણ પ્રતીતિ થાય છે, અને તેમને માટે આ પોતાના સમુદાયમાં આ વસ્તુસ્થિતિનો પ્રચાર કરવાની ફરજ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે પોતાની ફરજ બજાવનારા તેમના કાળના નેતા શાસ્ત્રના પ્રણેતા થાય છે. આવી રીતે પ્રયત્નો થતા થતા બીજા વિચારોને, વ્યવસ્થાઓને, જન્મ મળે છે, વળી જૂના આચારો બદલાય છે, નવીન આચારો દાખલ થાય છે, અને એ પ્રમાણે આચાર વિચારની ઘટમાળ હમેશાં સતત ચાલ્યા કરે છે.

જે વિશુદ્ધસત્ત્વશાળી પુરુષોને આચાર વિચારના દશાન્તરોની આવી પ્રતીતિ થાય છે, અને જેઓ પોતાની પ્રતીતિને આચારમાં મૂકવા યત્ન કરી પોતાના સમયના પ્રણેતા થાય છે,

તેઓ ઘણુ કરીને ઉત્કટ સત્યનિષ્ઠાવાળા અગ્રવિચારશક્તિવાળા અને ઉગ્ર ક્રિયાશક્તિવાળા હોય છે આવા પુરુષોના કર્તવ્યયોગના પ્રદેશો અને પ્રસગો અનેકવિધ હોય છે કોઈ પોતાના જમાનાને તો કાઈ સર્વ કાળ માટે ઉપકાર કરી જાય છે કોઈ આખા જગતને તો કોઈ અમુક દેશ માત્રને અથવા અમુક કોઈ ગામને જ ઉપકૃત કરે છે કોઈ સમસ્ત મનુષ્યસમાજ ઉપર તો કોઈ અમુક ધર્મના અનુયાયીઓ ઉપર અથવા અમુક નાત જાતના સમુદાય માત્ર ઉપર જ ઉપકાર કરી શકે છે પણ તે સર્વમા ઉપર કહી તે પ્રકારની સામગ્રી વિદ્યમાન હોય છે મોટા ધર્માચાર્યો રાજપુરુષો, કે નાતજાતમા કે ગામોમા કેટના કોઈ સુધારા દાખલ કરનારાઓ બધા આ વર્ગના જ પુરુષો હોય છે અને તેમની મહત્તાનુ માપ એમની પ્રવૃત્તિના પ્રદેશની એના પ્રસગની અને તેના ફળની મહત્તા અને વ્યાપકતાના પ્રમાણથી લેવાય છે આ બધા તત્ત્વોનુ જ્ઞાન થવા સારૂ તેમના તે પ્રકારના જીવનની પરિસ્થિતિનુ તથા તેમના જીવનથી થયેલા ફળની નિરીક્ષા કરવાનુ પ્રાપ્ત થાય છે

મરહૂમ મણિલાલની પ્રવૃત્તિનો પ્રદેશ ગુજરાતમા હતો અને બધુ તેમણે ગુજરાતી ભાષામા જ લખ્યુ છે તેથી તેમના વિચારનો પ્રચાર ગુજરાતીઓમા જ હતો તો પણ તેમનો પ્રસગ એવો તો મહાન હતો અને તે પ્રસગને કેળવવાની એમની શક્તિ એવી ઉચ્ચ પ્રકારની હતી કે ગમે તેવા જનમડળમા પણ તેઓ પ્રસિદ્ધિ પામી શક્યા હત અને મિત્ર અને ભક્તોનુ મોટુ મડળ પોતાની આસપાસ જમાવી શક્યા હત ભાવનગરના સુપ્રસિદ્ધ માજી પ્રધાન ગગા ઓઝા અને જુનાગઢના મુત પ્રધાન ગોકુળજી ઝાલાના સબધમા લખતા પ્રો૦ મેક્સમુલર એક સ્થળે લખે છે કે—

The Clock on the tower of the Houses of Parliaments strikes louder than the repeater in our waist-coat pocket but the machinery the wheels within wheels and particularly the [illegible] have all the same task to perform —as in the Big Ben himself "

અને તે પછી તે બે પ્રધાનોનુ ગ્લૅડસ્ટન અને બિસ્માર્ક જેવા સાથેનુ સામ્ય પ્રદર્શિત કરે છે સ્વ૦ મણિલાલના સબધમા ગુર્જરભૂમિના વિચારસામ્રાજ્યના રાજપુરુષ તરીકે આપણે આવુ કઈક કહી શકીએ આટલુ નિ સશય છે કે તેઓ પોતાના જમાનાના વિચારતન્ત્રના સુકાની હતા, અને તે અધિકારમા તેમણે જે ફળ મેળવ્યુ છે તે ગુજરાતને મોટુ અભિમાન આપનારૂ છે

* * * * * *

જે વખતે સ્વ૦ મણિલાલે ગુજરાતની વિચાર નૌકાનું સુકાન પોતાના હાથમા લીધુ તે વખતે તેની શી અવસ્થા હતી તે આપણે જોઈએ તે કાળની વિચારપરિસ્થિતિની અગત્યની નોંધો આપણને પ્રાપ્ય છે કવિ નર્મદાશકરે સને ૧૮૮૦ ની આસપાસમા પોતાના વિચારો ફેરવ્યા તે વિગેરે હકીકત સુપ્રસિદ્ધ છે તેમણે તે જ વખતે લખેલા લેખોનો મહ ધર્મવિચાર એ સજ્ઞાથી પ્રસિદ્ધ થયો છ આખી જીદગી સુધી સુધારાના સુદ્રા

ઉગ્ર આવેશ સાથે લડયા પછી જીંદગી પર્યંતના અભ્યાસ અને અનુભવના ફળરૂપ એમના આ લેખો અવસાનકાળના લેખો જેવા છે. એ લેખોને અવસાનપત્ર ( The last Will and Testament of Narmadashankar ) તરીકે જ આપણે માનવા જોઇએ. અને હું ધારૂં છું કે ગુજરાતનો દરેક સુધારક અને સનાતની તે પુસ્તકને તેવું જ ગણે છે. સ્વ૦ મણિલાલના અક્ષર જીવનની શરૂઆતમાં કવિ નર્મદાશંકરના આ લેખો પ્રસિદ્ધ થઇ ચુક્યા હતા. ત્યારે આપણે આટલું સચ્ચાઇથી કહી શકીએ કે તે કાલે 'સુધારા' ની પહેલી સવારીના સેનાધિપતિ નર્મદાશંકરે હથીયાર નાખી દીધા હતાં, અને જો કે પોતે સનાતની સાથે સલાહ કરી શક્યા નહોતા, તો પણ સુલેહના હીમાયતી થઇને જનમંડળના બે પક્ષને એકત્ર કરવાનું સ્પષ્ટતાથી ઉપદેશતા હતા.

* * * * *

સુધારાનું પ્રકરણ નર્મદે આ રીતે સમાપ્ત કર્યું, અને સ્વાતન્ત્ર્ય સમાનતા અને ભોગાનુરાગ ઉપર રચાયલો સુધારો પડી ભાગ્યો, એ વાત સ્વીકારી, સત્ય સંતોષ અને મર્યાદા એ જ નબળા પડેલા હિંદુ જનમંડળને સુધારવાનો ખરો માર્ગ છે એમ સ્મુચ્ય કરવાની સાથે—

"ધર્મે જય"

એ મહામન્ત્રનો ઉપદેશ કર્યો.

* * * * *

કવિ નર્મદાશંકરના અવસાનકાળની પરિસ્થિતિ "ધર્મવિચાર"માંથી સમજાશે.+(પાનું ૩૭,૧૯) નર્મદ પોતે સુધારામાંથી નિવૃત્ત થયો હતો અને એની આ સ્થિતિ તેના પ્રથમના જીવન કરતા એટલી વિરુદ્ધ હતી કે તેણે સમસ્ત જનમંડળનું ધ્યાન ખેચ્યું. સુધારાવાળા સમજ્યા તો ખરા પણ ગમે તે કારણથી તેમણે તેની ઉપેક્ષા કરી પણ સનાતનીઓને તેનું સત્ય શોધવા સ્વાભાવિક ઇચ્છા થઈ. ૧૮૮૨ માં આ સબંધે રા. નવલરામે એક લેખ લખ્યો છે. અને તેમાં સુધારાવાળાઓ નર્મદની આ સ્થિતિનો કંઇ પણ ઉત્તર નથી આપતા એનો શોક કરતા પોતે તેની પરીક્ષા કરવી જરૂરની ધારે છે, અને તેને અંગે 'સુધારા' ના તત્વભૂત વિચાર શોધવા યત્ન કરે છે.

આ પ્રસંગે તેઓ લખે છે કે:—

" ... સુધારાની જિવનશક્તિ ઉંચી કેળવણી છે, અને અત્રે વિશેષ કહીએ છીએ કે આપણા પ્રાચીન યશસ્વી પણ હાલ છેક નિર્ભાગી ભરતખંડને પુનર્જિવન આપનાર કોઈ શક્તિ ઇશ્વિરે સર્જી હોય તો એ જ છે. એણે અત્યારમાં જ દેશને જગાડ્યો છે અને તે એવો કે પાછલા ઓછામાં ઓછાં હજાર વર્ષમાં તો કદી વાર પણ જાગ્યો નહોતો

---

\+ જુઓ ધર્મવિચાર. પાનું ૧૮, ૧૯, ૩૭.

જ. હાલ એ જાગૃત ઉચ્છેદન તરફ જતી જણાય છે ખરી, અને નવું કાંઈ હાસીલ થતુ દેખાતુ નથી. પણ મનભતની શરૂઆત પહેલ વહેલી એવી જ દેખાય, અને આપણી પૂર્વોન્નતિએ પહોચવા અર્થે આપણી આ સમાની નીતિ રીતિમા ઘણી ઘણી મરામત કરવાની છે એ વાતની તો કોઈ પણ ના કહી શકે એમ નથી * * * * * * * * * * * * જે જે માણુસો ઇંગ્રેજી કેળવણીને પ્રતાપે ચચળતા પામી એમ સમજતા થયા છે કે દેશની હાલની અવસ્થા નઠારી છે અને ટાળવાને આપણે યોગ્ય થવુ જોઇએ, તે તે સઘળા સુધારાવાળા જ છે, અને આગળ જતા જ્યારે વધારે અભ્યાસ મનન અને અનુભવથી તેઓ સર્વ દેશ યથાર્થતાપર આવશે ત્યારે તે બધાએ એક મત પણ થશે એમ આશા બાધી શકાય. હાલ તેમની સમજ, વિચારને પ્રયત્નો પરસ્પર વિરોધી અનિષ્ટ હશે, પણ દેશ-દેશનો ઉદ્ધાર કરવો એ સર્વમા સામાન્ય છે અને સર્વમા એવી સામાન્ય વૃત્તિ ઉત્પન્ન થઈ એ આપણા દેશના ઉદ્ધારનુ મગળાચરણ થયુ એમ અમે સમજીએ છીએ "× આવો ઉપોદ્ઘાત કરી પછી ન. નવલરામ પ્રશ્ન ઉદ્ભાવે છે કે —

"આ નવુ, રૂડુ શુભ ચાચલ્ય શી રીતે આવ્યુ અને આવ્યુ તો તેણે છેક ઉચ્છેદક રૂપ શા માટે પકડયુ? અને લખે છે કે—તે જાણવાને માટે ઇંગ્રેજી વિદ્યાની મનપર અસર તથા આપણા લોકની ત્રિવિધ વર્તમાન સ્થિતિ બરાબર જાણવી જોઇએ " * * * અને પછી ઇંગ્રેજી વિદ્યાની મોટી મોટી બે ચાર અસરો તપાસે છે. તે સબધે તેનો સારાશ નીચે પ્રમાણે છે —

૧. ' ઇંગ્રેજી વિદ્યાની પહેલી અસર જગતનુ સામાન્ય જ્ઞાન

૨. બુદ્ધિવાદ એટલે પોતાની બુદ્ધિ કહે તે સત્ય અને પોતાની બુદ્ધિ ન કબુલ કરે તે સઘળુ ખોટુ એવો મનનો દૃઢ સિદ્ધાન્ત

૩. જનસામાન્યભાવ (Equality of men.) એટલે સઘળા માણસ સરખા છે, સઘળાના હક સરખા છે, નીચ ઉચ કોઈ નથી, બધા એક પરમેશ્વરના બચ્ચા-ભાઇઓ છે, બધાને સરખુ સુખ અને સરખી છૂટ મળવી જોઇએ, ને તેમા જે ભેદાભેદ રહે તે ખોટો ને જુલમભરેલો છે, એમ પોતાના મન સાથે નિશ્ચયતાથી જાણવુ-માનવુ તે . ... આ મોટુ વિકરાળ બળ છે તેણે દુનિયાને નવી જુની જ કરી નાખવા ધારી છે તેને જોઈ યુરોપના ઉપલા વર્ગના લોક ભયભીત થઈ બેઠા છે. તે છતા તે ભાવ વસ્તુરૂપે ત્યા નાના મોટા સઘળામા છે. અને સિદ્ધાતરૂપે સર્વેને માન્ય છે.

૪. સ્વાતન્ત્ર્યભાવ—ઉપરની સમતાનુ પરિણામ. યુરોપની કેળવણી તેનુ પોષણ કરે છે. ઇંગ્રેજી આમરસ્તાનો એ સ્થાયી ભાવ છે.

૫. પ્રવૃત્તિ. માણસમા નાના પ્રકારની વાસ્છનાઓ ઉત્પન્ન કરી તેને અચૂક ઉદ્યોગમા પ્રેરે છે.

× નવલગ્રથાવલી પાનુ ૨૭૪

૬. ઉદ્યોગપ્રતીતિ. એ ઇંગ્રેજી કેળવણીની છેલ્લી મોટી અસર.

આની સામે આપણી શી ભાવનાઓ છે તે પણ નવલરામભાઈ બતાવે છે.

૧. જગતના જ્ઞાનને બદલે જગત્‌ના મિથ્યાત્વનો ઉપદેશ.

૨. બુદ્ધિવાદને બદલે પ્રમાણવાદ.

૩. જનસામાન્યભાવને ઠેકાણે જનવિશેષભાવ.

૪. સ્વાતન્ત્ર્યને સ્થાને મર્યાદા.

૫. રાગવૃત્તિને બદલે વૈરાગ્ય.

૬. ઉદ્યોગપ્રતીતિને ઠેકાણે દૈવવાદ

અને છેવટે ઉપસંહાર કરતા નવલરામભાઈ લખે છે :-

" આ રીતે નવા જ્ઞાન બુદ્ધિ, ભાવ, વૃત્તિ અને પ્રતીતિ એ સઘળાં આપણી જૂની વાતોથી વિરુદ્ધ, અને પોતાનું અમલમાં આણવા તલવાર પકડી ઊભાં રહેલાં છે. આવા વિલક્ષણ યોગાનુયોગે સુધારો ઊભો થાય ને તે ઉચ્છેદક રૂપ પકડે એમાં શું આશ્ચર્ય ? "

* * * * *

નર્મદાશંકરના વિચારાન્તરના પરિવર્ત પછી આ પ્રમાણે સુધારાની ઐતિહાસિક રીતિએ શાસ્ત્રદૃષ્ટિથી પરીક્ષા થવાનું શરૂ થયું. અને ગુજરાતી સાહિત્યમાં તેનો આરંભ કરવાનું માન નવલરામભાઈને ઘટે છે એમ કહેવું જોઈએ. આ લેખ નવલરામભાઈએ ગુજરાતી પત્રની માર્જવ વિનતિથી શરૂ કર્યો હતો એ વાત પણ લક્ષમાં લેવા જેવી છે તે એટલા સારુ કે તે કાળે નવલરામભાઈ આની બાબતમાં નિર્ણય આપવાની સર્વોત્કૃષ્ટ શક્તિ ધરાવતા હતા એમ આપણે સહજ અનુમાન કરી શકીએ. નવલરામભાઈનો આ લેખ છપાયો નહિ એટલું જ નહિ પણ તે નવલરામભાઈએ પોતે પણ પૂરો કર્યો નથી. તેમણે ભૂમિકા બાંધી, પૂર્વપક્ષ ઉદ્‌ભાવ્યો, અને સુધારાએ ઉચ્છેદક સ્વરૂપ શાથી લીધું તે સમજાવ્યું. પણ તે પછીનો ઇતિહાસ અને છેવટનો નિર્ણય નવલરામભાઈના મનમાં જ રહ્યો.

આમ નવલરામભાઈએ અધૂરું મૂકેલું કામ મણિલાલના હાથમાં આવ્યું. અને એમણે નર્મદાશંકરના લેખ ઉપર ચર્ચા કરવાને બદલે 'સુધારા' ના સ્વરૂપનો નિર્ણય કરવાનું તેના ઉચ્છેદક સ્વરૂપની અને તે સ્વરૂપ આપનાર સિદ્ધાન્તોની પરીક્ષા કરી, તેની વ્યવસ્થા કરવાનું અને તેના સંપાદક સ્વરૂપ ઉપર જનમંડળનું ધ્યાન ખેંચવાનું કામ આરંભ્યું

સ્વ૦ મણિલાલના સાક્ષરજીવનની શરૂઆત વખતે ગુજરાતમાં વિચારની શી અવસ્થા હતી તે બતાવવા માટે આટલું લખવાની જરૂર પડી. સ્વ૦ મણિલાલ હમેશાં કહેતા તે પ્રમાણે નવીન વિચારોમાં પણ મધ્ય હતું. તે વિચારો પશ્ચિમની પ્રજાના વધારે નહિ તો થોડો

વર્ષોના ઇતિહાસના દોહન રૂપ હતા. તે વિચારોએ તે પ્રજાના ઐહિક ઉત્કર્ષને પરાકોટિએ પહોંચાડ્યો હતો. તે જ વિચારોમાંથી ઉત્પન્ન થતી આચારપદ્ધતિના બળે આપણા દેશને તેઓએ વશ કર્યો હતો પરન્તુ તે અને આપણા વિચારોની વચ્ચે મોટું અંતર હતું નવલરામભાઇના મત પ્રમાણે તેઓ પરસ્પર વિરોધી હતા. એટલું જ નહિ પણ આપણા આચાર વિચારના બળ સામે પશ્ચિમની વિદ્યાના વિચારનું તેજસ્વી સત્વ પણ થાકીને ઉભું રહ્યું હતું. આણી તરફ આપણી પ્રાચીન વિચારસરણિ બાહ્ય આચારમાત્રમાં જ અવશિષ્ટ રહી હતી, અને જે આચારે આટલી મુશ્કેલીઓમાંથી ઉગારીને આપણને આટલે સુધી પહોંચાડ્યા તે આચારને એકદમ ઉચ્છિન્ન કરવો, અને તેને બદલે નવો, આપણે માટે અનનુભૂત, અને જેટલા અંશમાં આપણને સુધારાવાળાઓએ પોતાના વર્તનથી અનુભવ કરાવ્યો તેટલા અંશમાં સર્વથા હાનિકર, પરકીય આચારને વગરવિચાર્યે ગ્રહણ કરવાનું આપણી અનુભવવૃદ્ધ પ્રજાને યોગ્ય ન જણાયું. તો પણ નવીન વિચારનો સત્કાર અનિવાર્ય હતો, ઇંગ્રેજી કેળવણીના પ્રચારની સાથે તે વિચારો સ્થળે સ્થળે દાખલ થતા હતા. રા. ગોવર્ધનભાઇના શબ્દો વાપરીએ તો 'ઘેરેઘેર ચોર પેઠો હતો' અને નર્મદ અને કરસનદાસના કાળના સુધારાના પુરો પ્રત્યેક નાગરિક કુટુંબમાં લડાવાનો સમય ત્યાંથી આવી પહોંચતો હતો.

ગુર્જર જનસમાજ આવી મુંઝવણની સ્થિતિમાં હતો તે વખતે સ્વ૦ મણિભાઇએ તેની વિચારનૌકાનું સુકાન હાથમાં લીધું હતું રા. મણિલાલની સાક્ષરજીવનની કથા કહેવાનો આ ઉપક્રમ નથી. અહીં તેની જરૂર પણ નથી માત્ર કહેવાનું એટલું જ છે કે એમના સાક્ષરજીવનની શરૂઆતમાં એ વિચારમાં મુંઝવણ એ આપણી સ્થિતિ હતી, તે મુંઝવણને ઠેકાણે 'વ્યવસ્થા' દ્વારા મનનું સમાધાન કરવામાં સ્વ૦ મણિલાલ પ્રવૃત્ત થયા હતા, અને તેમાં ઘણે અંશે તેઓ વિજય પામ્યા હતા તેમને હાથે ઉચ્છેદક સુધારો ગુજરાતમાં તો હમેશને માટે નિર્વાણ પામ્યો અને નવો ઐતિહાસિક ( historical ) સાધક ( constructive ) સુધારાને જન્મ મળ્યો. પૂર્વ અને પશ્ચિમના વિચારના દેખીતા વિરોધોને તેમણે શમાવ્યા. અને સમાજવિદ્યાના સાચા સિદ્ધાન્તોને અનુસાર પૂર્વના આપણા ઇતિહાસના પ્રકાશથી આપણી પરિસ્થિતિ તપાસી મુંઝવણમાં પડેલા આપણા વિચારતન્ત્રને તેમણે વ્યવસ્થિત કર્યો.

* * * * *

સ્વ૦ મણિલાલનું સાક્ષર જીવન ગુજરાતના મુંઝવણ–અવ્યવસ્થા–ના કાળમાં હતું, અને તેમાંથી તેમણે તેમના પુસ્તકોમાં લેખોમાં ક્ષણે ક્ષણે દૃષ્ટિગોચર થાય છે તે પ્રમાણે જ્ઞાનના સર્વ સાધનો દ્વારા હેતુવાદ શાસ્ત્ર અને અંતપ્રદીપદ્વારા સિદ્ધ કરીને જે સત્યો બતાવ્યા તે આપણે જોઇ ગયા અને તે બધામાં ધર્મનું પુનરુજ્જીવન, ધર્મભાવનાનું પ્રબળ સામાન્ય–એ સૂત્રરૂપે હતું તે આપણે જોયું

* * * * *

સહૃદયો, આમ જ્યારે 'સુધારા' ના પ્રતિપક્ષીરૂપે લેખાયેલા સ્વ૦ મણિલાલ અને

તેના સર્વમાન્ય અગ્રણી સ્વ૦ +રાનડે તેમના બન્નેના વિચારો પ્રમાણે ધાર્મિક ઉન્નતિ, ધાર્મિક સજીવન એ જ આપણી અત્યારની દુર્દશાનો ઉપાય છે, ત્યારે તે વિચાર ઉપર આપણે વિશ્વાસ અને શ્રદ્ધા રાખવા જોઇએ. આ મૂલ ઉપાયથી સચવેના આચારો વિગેરેમાં ફેરફાર હોય, ત્યા તે ફેરફાર કેમ ઉદ્ભવે છે તે તપાસી 'પક્ષભાવના' નો વિનાશ કરી, સહુ એક જ સત્યના ઉપાસક છે એક જ ફલ માટે ઉપાસના કરે છે એ વાત ઉપર સ્પષ્ટ ધ્યાન રાખી, સર્વ વિદ્વેષો અને અણસમજને દૂર કરવી જોઇએ. જગતના આ મહાન્ તત્રમા સર્વ પ્રકારના નાનાત્વને માટે અવકાશ છે. અને પ્રત્યેક પ્રશ્નમા વ્યક્તિ, વ્યક્તિસમુદાય, દેશ, કાલ, અધિકાર, વિગેરે ધ્યાનમા રાખી ઐતિહાસિક જ્ઞાન અને ઐતિહાસિક સતતતાને બાધ ન આવે તેવી રીતે પ્રવૃત્તિ કરવી તેની આવશ્યકતાનું ભાન યથાર્થ રીતે થવુ જોઇએ

નર્મદાશકરે સુધારાને તિલાજલિ આપી તે વખતે આ જ વાત કરી હતી સ્વ૦ રાનડે સુધારાના અગ્રણી તરીકે આ જ વાત કરી રહ્યા હતા. એ જ વાત સ્વ૦ મણિલાલ પોતાની પ્રવૃત્તિના મૂલ સિદ્ધાન્તરૂપે સ્વીકારે છે આમ જ્યારે જુદા જુદા દૃષ્ટિબિન્દુથી જોનારને એક જ સત્ય પ્રતીત થાય છે, ત્યારે એક તો તે સત્યની અનિવાર્યતા સિદ્ધ થાય છે, એટલું જ નહિ પણ વ્યવહારમા જણાતા ભેદોમા સમન્વય થવાને માટે પણ રસ્તો ચોખ્ખો થતો જાય છે. પરકીય સિદ્ધાન્તાભાસ ઉપર રચાયલા સુધારાને માટે નીડર સાહસ અને અવિરત ઉદ્યોગ થતા તે પડી ભાગ્યો, અને અત્યારે ઉપર તુ સત્ય સુસ્થિત થયા પછી 'સુધારો' ધીમી ધીમી પણ નિશ્ચિત ગતિથી આગળ વધ્યે જાય છે એ વાત આપણા જનસમાજના ઇતિહાસમા ધ્યાનમા નખવા જેવી છે પાયા વગરની ઇમારત થોડી જ વધીને પડી ભાગે છે, પાયો ખોટો નખાયો હોય અથવા નબળો હોય તો ઇમારત થોડીક વાર ટકી પડી ભાગે છે, પણ ઇમારત બરાબર તો ત્યારે જ વધી શકે છે અને ટકી શકે છે કે જ્યારે પાયો ખરે સ્થળે અને બરાબર સગીન નખાયો હોય

સ્વ૦ મણિલાલે ધર્મના પાયા ઉપર સર્વ પ્રવૃત્તિને મૂકી, અને સુધારાની પ્રવૃત્તિને પણ તે જ પાયા ઉપર મૂકતા, સુધારકોને માટે સત્ય માર્ગ ઉપદેશ્યો પોતે પણ તેની ઇમારત ચણવામા મદદ કરી, ધર્મના મૂળ ઉદ્દેશો તપાસ્યા તેના મૂળભૂત સિદ્ધાન્તોનો સાક્ષાત્કાર કર્યો તે સિદ્ધાન્તો અને ઉદ્દેશો સફળ કરવા શી વ્યવસ્થાઓ કરવામા આવી હતી તે જોઈ, તે મૂળ વ્યવસ્થાઓમાથી અત્યારની વસ્તુસ્થિતિ શી રીતે પ્રાપ્ત થઈ અને એ વસ્તુસ્થિતિ અત્યારે કેમ અપથ્ય છે તે સમજાયુ, અને હવે શા ધોરણે અને કેવી રીતે સ્થિત્યતર કરવુ એ જોયુ

સ્વ૦ મણિલાલનો આ મુખ્ય કાર્યક્રમ તે તેમણે એકનિષ્ઠાથી હાથમા લીધો, પૂર્ણ

---

+ Our deliberate conviction has grown upon us with every effort that it is only a religious revival that can furnish sufficient moral strength to work out the complet social problems which demand our attention Only a religious revival a revival not of forms but of sincere earnestness which constitutes true religion can effect the desired end

*M G Ranade*

ભક્તિથી જીવન પર્યંત અમલમા મૂક્યો, અને ઇંગ્રેજી કેળવણીથી મુઝાયલી ગુર્જર પ્રજાને વ્યવસ્થિત માર્ગ દોરી આપ્યો ગૃહસ્થો, આ એમની કીર્તિનો હક, અને તે જ તેમની યાદગીરી કાયમ રાખવાની આપણી ફરજ ઉત્પન્ન કરનાર વસ્તુતત્ત્વ. કવિ તરીકે, વિચાર તરીકે, ગ્રથકાર તરીકે, સુધારક તરીકે પણ આનો આ જ ઉપદેશ, આનો આ જ આગ્રહ, આની આ જ તીવ્ર લાગણી, અને આની આ જ ઉગ્ર પ્રવૃત્તિ

સત્યનિષ્ઠા, તીવ્ર નિશ્ચય, સન્માર્ગગામી પ્રવૃત્તિ, સૂક્ષ્મવિચારશક્તિ, સતત ઉદ્યોગ અને એ બધાની સાથે આ સપત્તિનો જનોપકારમા વિનિયોગ એ રાજયોગ જો મહત્તાનુ લક્ષણ છે, તો તે શુભ રાજયોગ ઘણે અશે સ્વ૦ મણિલાલનામા હતો તે સુવિદિત છે. સ્વ૦ મણિલાલના જગતની પોતાના સાક્ષરજીવનના આરભકાળમા જે અવ્યવસ્થા હતી, તેના કરતા તેમણે તે જગત્ વધારે સારી અવસ્થામા મૂક્યુ, અને તેમા તેમણે પોતે યથાશક્તિ ભાગ લીધો હતો એ વાત એમની યાદગીરી કાયમ રાખવાને બસ છે. પરતુ તેમના ગ્રથો તે તેમની મ્હોટામા મોટી યાદગીરી છે તેમના પુસ્તકો જેમ જેમ વધારે વાચીએ છીએ તેમ તેમ તેના લેખકની બુદ્ધિની, વિદ્યાની, વિચારશક્તિની અને દીર્ઘદષ્ટિની ઉત્કટતાના પુરાવા વધારે ને વધારે મળે છે એવા પુરુષને આપણી રચેલી કોઈ પણ યાદગીરીની જરૂર નથી. તો પણ તેમના તરફનુ આપણુ કર્તવ્ય કરવાનો આ માર્ગ છે અને તે ગ્રહણ કરવો એ સર્વથા યોગ્ય છે. છેવટે એટલુ જ કહીશ કે તેમની કીર્તિ અમર રહો, તેમના અમર આત્માને આપણી આ કૃતજ્ઞતા આનન્દ આપો, તેમના વિચારતન્ત્રથી પ્રોત્સાહિત થઇને આપણો દેશ દિવસે દિવસે અભ્યુદયસપત્તિમા વૃદ્ધિ પામો, અને ✍ .

એવુ બતાવે કોઈ આજ
મને કોઈ એવુ બતાવે,
જેથી આવે અભેદનુ રાજ્ય
મને કોઈ એવુ બતાવે ?

—એ એમની દીન અતઃકરણવૃત્તિથી 'અભેદરાજ્ય'ની શોધ કરવામા પ્રવૃત્ત થઈ પરમ નિઃશ્રેયસ સિદ્ધ કરો !

ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.

# જગતમાંનું નીતિમય શાસન.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૫ થી. )

આને લગતો એક બીજો પ્રશ્ન એ છે કે સૃષ્ટિના નિયમોનો ભંગ થયા વિના, નિયમોનાં હમેશનાં પરિણામ અટક્યા વિના, નીતિનું શાસન કાંઈ એવે પ્રકારે થાય છે કે કેમ કે જેથી નીતિમાન્ મનુષ્ય વહેલો મોડો લાભદાયક નિયમોની પ્રવૃત્તિમાં આવી જાય અને અનીતિમાન્ મનુષ્ય હાનિકારક નિયમોની પ્રવૃત્તિમાં આવી જાય? પદાર્થો જડ છતાં અને નીતિ-અનીતિ કરનાર મનુષ્ય ચૈતન્યવાન્ છતાં નીતિનિયંતા એવી ઘટના કરે છે કે કેમ કે જેથી નીતિએ ચાલનારને જડ પદાર્થોના નિયમાનુસાર તત્કાળ કે મોડાં પણ ખુપી રીતે સારાં ફળ મળે અને અનીતિએ ચાલનારને એવાં જ ખોટાં ફળ મળે? કેટલીક વખત આમાં જ દુનિયાનુ નીતિમય શાસન માનવામાં આવે છે તેથી આ પ્રશ્ન કંઇક સૂક્ષ્મ વિવેચનને યોગ્ય છે.

વાસ્તવિક સ્થિતિ તો એ નજરે પડે છે કે સૃષ્ટિના નિયમો સર્વે માટે સરખા છે. પાણીથી નીતિમાનની અને અનીતિમાનની તરસ સરખી રીતે છીપે છે. વરસાદ સરખી રીતે બધાનાં ખેતરોમાં પડે છે, અનીતિમાનના ખેતર આગળ આવતા અટકી જતો નથી અને નીતિમાનના ખેતર આગળ આવી કાંઈ વિશેષ અનુકૂળતાથી વરસતો નથી. દુષ્કાળમાં નીતિમાનનાં ખેતરો માટે ખાસ વરસાદ પડતો નથી. અગ્નિ બધાનું કાર્ય સરખી રીતે કરે છે અને બધાને સરખી રીતે દઝાડે છે. અનીતિમાન્ વેપારીનાં વ્હાણ ખાસ કરી ડુબી જાય, અગર તેના પર એકાએક વીજળી પડે, તેનો અનીતિએ મેળવેલો પૈસો ચોરો લુંટી જાય, અનીતિના પૈસાથી તેણે બાંધેલું ઘર બળી જાય, એમ હમેશ બને, અને નીતિમાનને એવી કાંઈ પણ આફત કદિ પડે નહિં, એમ હોતું નથી. પરંતુ નીતિમય શાસનની એવી કલ્પના કેટલીક વાર કરવામાં આવેલી છે એ કબુલ કરવું જોઇએ. કુરાનમાં કહ્યું છે કે "વહાણમાં બેસનારાના દુષ્કૃત્ય માટે ઇશ્વર તેમનાં વહાણ ભાગે છે" (સૂરા ૪૨, ૧૯) "એકને પાપે હોડી ડુબે" એ આપણી કહેવતમાં "પાપ" શબ્દથી અધર્મ તથા અનીતિનો અર્થ ઉદ્દિષ્ટ જણાય છે, "હોડીને તરાવવામાં કરેલું વિઘ્ન" એવો અર્થ ઉદ્દિષ્ટ જણાતો નથી. નીતિનું શાસન એમાં બહુ વિસ્તારી કરી નાખેલું જણાય છે. પાપ ન કરનાર પણ જો ડુબતા હોય તો ડુબવામાં નીતિનું શાસન રહેતું નથી. પાપીનો સંગ કરવા બદલ તેમને એ શિક્ષા હોય તોપણ હોડીના બધા ઉતારૂઓએ જાણી જોઈ પાપીનો સંગ કર્યો અને સાથે બેઠા એટલે શિક્ષાયોગ્ય સંગ કર્યો—એમ માનવું પડશે. પરંતુ એક કહેવત ઉપર એટલો બધો ભાર મુકવો એ યોગ્ય નથી. સામાન્ય નિયમોથી બનતા અસાધારણ બનાવોમાં નીતિનું શાસન માનવામાં આવે છે એના ઉદાહરણ માટે એ કહેવત વાપરીશું તો બસ છે. યાહુદી પ્રજાનો ઇતિહાસ જુના કરાર (Old Testament) માં આપ્યો છે તેમાં પણ એવું શાસન માનવામાં આવ્યું છે. મૃત્યુ પછીનું શાસન ધર્મના વિષયને લગતું છે. પણ મૃત્યુ પહેલાંની આ જીંદગાનીમાં માનેલું એ શાસન પ્રસ્તુત વિષયમાં ખાસ લક્ષમાં લેવા યોગ્ય છે. ઇનામ કરતાં સજા તરીકે એ શાસન પર વધારે ભાર મુકવામાં આવેલો છે. મનુસ્મૃતિમાં કહ્યું છે,

अधार्मिको नरो यो हि यस्य चाप्यनृतं धनम् ।
हिंसारतश्च यो नित्यं नेहासौ सुखमेधते ॥
न सीदन्नपि धर्मेण मनोऽधर्मे निवेशयेत् ।
अधार्मिकाणां पापानामाशु पश्यन्विपर्ययम् ॥
नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति ॥
यदि नात्मनि पुत्रेषु न चेत्पुत्रेषु नप्तृषु ।
नत्वेव तु कृतोऽधर्मः कर्तुर्भवति निष्फलः ॥
अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति ।
ततः सपत्नाञ्जयति समूलस्तु विनश्यति ॥

मनुस्मृति, अध्याय ४, श्लोक १७०–१७४

અર્થઃ—"જે નર અધાર્મિક છે, જેનુ જુઠાણવાળુ (જુઠું બોલી મેળવેલુ) ધન છે, જે નિત્ય (પારકાની) હિંસા કર્યા કરે છે તે આ લોકમાં સુખ પામતો નથી.

"ધર્મનુ આચરણ કરવા છતાં જે દુ:ખી થતો હોય તેણે અધાર્મિક પાપીઓની તરત પાયમાલી થાય છે એ જોઇને અધર્મ કરવા તરફ મન લગાડવું નહિં.

"પૃથ્વી તરત ફળે છે તેમ લોકમા કરેલો અધર્મ તરત ફળતો નથી, પણ ધીમે ધીમે પાછો આવીને અધર્મ કરનારના મૂળ કાપી નાખે છે.

"અધર્મ જો કર્તાને પોતાને નહિ તો તેના પુત્રોને ફળ આપે છે, તેનાં પુત્રોને નહિં તો પૌત્રોને ફળ આપે છે, પરતુ અધર્મ કરેલો કર્તાને ફળ આપ્યા વગર રહેતો નથી.

"તે વખતે તો અધર્મથી (કદાચ) તે વૃદ્ધિ પામે છે, તેથી સુખ પામે છે, પોતાના શત્રુઓને જીતે છે, પરતુ (છેવટે) તે સમૂળગો નાશ પામે છે."

અહીં આ જીંદગાનીમા જ–મૃત્યુ પછી પરલોકમાં કે બીજા જન્મમાં નહિં–થતી અધર્મની શિક્ષા વિશે કહ્યુ છે અને તે તરત થાય છે કે કાલક્રમે થાય છે પણ થાય છે જરૂર એમ આગ્રહ કર્યો છે. કાલક્રમે થતી શિક્ષા એક બીજા સ્વરૂપની છે તે વિશે આગળ વિવેચન કરીશું. પણ અહીં કહેલો વિનાશ તાત્કાલિક કે વિલંબિત એક સરખા પ્રકારનો જ છે. 'અધર્મ' શબ્દ અહીં 'અનીતિ" ના અર્થમાં જ વપરાયો છે કેમકે મનુએ ધર્મની વ્યાખ્યા એવી કરી છે કે

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥

मनुस्मृति, अ. ६, श्लोक ९२

**અર્થ:**—"ધૃતિ, ક્ષમા, દમ, ચોરી ન કરવી, પવિત્રતા, ઇન્દ્રિયનિગ્રહ, વિજ્ઞાન, વિદ્યા, સત્ય અને અક્રોધઃ દસ ધર્મનાં લક્ષણ છે." અર્થાત્ 'ધર્મ'થી 'નીતિ' ઉદ્દિષ્ટ કરી છે.

ન્યાયાધીશ આગળ જુઠી સાક્ષી આપનારને બહુ ભારે શિક્ષા થતી મનુએ દર્શાવી છે.

- नग्नो मुण्डः कपालेन भिक्षार्थी क्षुत्पिपासितः ।
अन्धः शत्रुकुलं गच्छेद्यः साक्ष्यमनृतं वदेत् ॥

मनुस्मृति. अ. ८, श्लोक ९३

**અર્થ**—"જે જુઠી સાક્ષી આપે છે તે નાગો, મુંડેલો, (હાથમાં) ખપ્પર લઇ ભીખ માગતો, ભુખ્યો તરસ્યો (અને) આંધળો (થઈ) શત્રુને ઘેર જાય છે"

આ શિક્ષા આ જીવનમાં કે બીજા જન્મમાં થાય છે તે સ્પષ્ટ નથી પણ આ જીવન ઉદ્દિષ્ટ જણાય છે. પરંતુ એક બીજું વચન વધારે સ્પષ્ટ છેઃ

यस्य दृश्येत सप्ताहादुक्तवाक्यस्य साक्षिणः ।
रोगोऽग्निर्ज्ञातिमरणमृणं दाप्यो दमं च सः ॥

मनुस्मृति. अ. ८, श्लोक १०८.

**અર્થઃ**—"(કરજ બાબત) સાક્ષી પુર્યા પછી સાત દિવસની અંદર સાક્ષીને રોગ, અગ્નિ કે સગાનાં મરણની પીડા થાય તો દેવાની રકમ (કરજદાર પાસેથી લેણદારને) અપાવવી અને સાક્ષીને દંડ કરવો."

અહીં જુઠી સાહેદી આપવાની શિક્ષા રોગ અગ્નિ કે સગાના મરણ રૂપે આ જીવનમાં જ તરત થતી કહી છે.

ત્યારે પ્રશ્ન એ છે કે આ પ્રમાણે નીતિનિયમના ઉલ્લંઘનનાં પરિણામ ઉદ્ભવે છે કે નહિં, અનીતિમય કૃત્યનાં એવાં પરિણામ નિવડતાં હમેશ નજરે પડતાં નથી એ ઉપરનાં મનુનાં વચનોમાં ગર્ભિત રહેલું છે અને તે જ માટે તે આગ્રહ કરે છે કે કોઈ કાળે અને એક પેઢીએ નહિં તો બીજી પેઢીએ પણ એ ફળ ઉગી નિકળ્યા વગર રહેશે નહિં, અને તે કારણથી નીતિથી સંકટ ભોગવતા નીતિમાન્ જનોને તે ચેતવણી આપે છે કે અનીતિ કરતાં છતાં કોઈ બચી જશે એમ ધારવું નહિં. નીતિનિયમનો વ્યાપાર કેવે પ્રકારે થાય છે એ વિમર્શનમાં પ્રથમ એ જોવું જોઇએ કે એ વ્યાપાર વાસ્તવિક રીતે કોનાથી થાય છે. સૃષ્ટિના કર્ત્તાએ નિયમોના વ્યાપાર પદાર્થોને તથા પ્રાણીઓને સોંપેલા છે. પદાર્થોને અને પશુઓને સ્થૂલ (physical) નિયમો સોંપેલા છે અને મનુષ્યોને સ્થૂલ તથા નીતિમય (moral) નિયમો સોંપેલા છે. અલબત્ત, આ સર્વ માત્ર નૈમિત્તિક કર્ત્તાઓ (agents) છે અને નિયમોનાં તાત્કાલિક પરિણામ ઉત્પન્ન કરવાં એટલું જ તેમનું કાર્ય છે એ સર્વ પરિણામો કાલાન્તરે

એકત્ર થઈ અમુક લક્ષ્ય તરફ સૃષ્ટિની ગતિ બધાય એ નિયન્ત્રણ એ નિયમો સ્થાપનાર તથા નૈમિત્તિક કર્તાઓને ક્રિયાઓ સોંપનાર નિયતા કરે છે. પરતુ, નૈમિત્તિક કર્તાઓની ક્રિયાઓ ઉપરાત નિયતા પોતે કાંઈ ક્રિયાઓ કરે છે? ડાક્તર માર્ટિનો કહે છે કે "સ્થૂલતા અને નીતિની ક્રિયાઓ ઉપરાત,-કુદરતની રગભૂમિ અને મનુષ્યના જીવન ઉપરાત, નિયતા third factor (ત્રીજા ક્રિયા કરનાર) તરીકે વચ્ચે પડે છે એમ કહી શકાય નહિં, કેમકે કુદરત અને મનુષ્ય એ બે નૈમિત્તિક કારણો-એક બાહ્ય અને એક આન્તર એમ બે કારણો-થી કારણતા ખલાસ થઈ રહે છે, અને એ સિવાયના કારણનો અવકાશ રહેતો નથી ("the two groups constitute a pair logically exhaustive, and absolutely close their ranks against any new partner on the field."). વળી, જે બનાવો આપણે જોઈએ છીએ અને જે અનુભવીએ છીએ તે ઉપરાત ઈશ્વરનું બીજું કોઈ પાત્ર નથી. તેની ક્રિયાઓ કુદરત અને મનુષ્યમા મુકેલા નિયમો દ્વારા જ થાય છે. કુદરત કરતા તે વધારે છે પણ કુદરત તેની અદર આવી રહેલી છે. તેનું જીવન્ત જાગ્રત સત્ત્વ મનુષ્યના આત્મામા, આપણે જોઈએ છીએ. તેથી કુદરત અને મનુષ્યવડે સર્વ બનાવો થાય છે એમ દર્શાવવામા સર્વવ્યાપિ જગત પાસેથી આપણે કાંઈ છીનવી લેતા નથી પણ સર્વ વગર શરતે તેને સોપેલુ રાખીએ છીએ. તેના કર્તૃત્વથી થયેલા નિયમોમાં એકધારી અશિથિલતા (unbending uniformity) છે" (સીટ ઑફ ઑથોરિટિ ઇન રીલીજીયન, ભાગ ૧, પ્રકરણ ૨, ગૉડ ઇન હિસ્ટરી) આ કારણથી God in Nature અને God in History ("કુદરતમા રહેલો ઈશ્વર" અને "ઇતિહાસમા રહેલો ઈશ્વર") એવા બે પ્રકરણ ડા માર્ટિનોએ આ વિષયના પાડ્યા છે. આ પ્રમાણે માલમ પડે છે કે નિયમોનો વ્યાપાર પદાર્થો અને મનુષ્યોને સોપેલા ધર્મો દ્વારા જ થાય છે. અલબત્ત, પદાર્થોમાં અને મનુષ્યોમા કણે કણમા પ્રત્યેક ક્ષણે નિયતાની શક્તિ વિદ્યમાન છે, નિયતા પોતાના એ સાધનોમા ઓતપ્રોત છે, એ સાધનો નિયતાથી કદી શન્ય નથી હોતા. પરતુ નિયતાએ તે સર્વમા જે ગતિઓ, ધર્મો અને વળણો મુકેલા છે તેમને તે નવા નવા પ્રસગોએ ફરી ફરી ગોઠવતો નથી, તે સર્વેને પ્રથમથી ગોઠવી મુકેલા છે અને નિયમો આપેલા છે તે પ્રમાણે ઘટના ચાલે છે. પાપી વહાણમા બેઠો હોય તે વખતે વાદળાઓને અને વાયુને ચાલતા નિયમવ્યાપારમાથી ખસેડી તોફાનની સામગ્રી માટે ખાસ ખેંચી આણવામા આવે છે અને તે વહાણને માટે જ સંકટ ઉભુ કરવામા આવે છે એમ બનતુ નથી. એવો સૃષ્ટિક્રમ જ નથી. ગીતામા કહ્યુ છે તેમ —

> गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
> पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥
>
> अध्याय १५, श्लोक १३.

અર્થ —'હુ (ઈશ્વર) પોતાના બળવડે પૃથ્વીમા પ્રવેશ કરીને સર્વ ભૂતોને ધારણ કરૂ છુ, અને રસસ્વભાવવાળો સોમ થઇને સર્વે વનસ્પતિયોનુ પોષણ કરૂ છુ'

નિયતા પૃથ્વી ઉપરના પ્રાણીઓને તથા પદાર્થોને બારોબાર હાથ લબાવી ઝાલી રાખતો

નથી. પણ પૃથ્વીમા પોતાની શક્તિનો પ્રવેશ કરાવી તે શક્તિ તેમને આપી તેમને ધારણ કરે છે, વનસ્પતિયોમા નિયતા બારોબાર રસ રેડતો નથી, રસનું પાત્ર લેઈ દરેક છોડ આગળ જઈ તેને રસપાન કરાવતો નથી. પણ ચન્દ્રમાને રસનિધાન બનાવી તે ચન્દ્રમાના કિરણોથી વનસ્પતિઓને રસપોષણ હમેશ મળ્યુ જાય એવી ગોઠવણ તેણે કરેલી છે. નીતિપોષણની પણ એવી જ ગોઠવણ છે. નીતિનિયમ મનુષ્યના આત્મામા સ્થપાયેલો છે અને તેના અવલબન તથા ઉલ્લઘનના પરિણામ વડે નીતિશાસન થયુ જાય એવા ધર્મ કુદરતમા તથા મનુષ્યમાં મુકાયેલા છે. નીતિના અવલબન કે ઉલ્લઘનના ફળ આપવા માટે તે કાર્યને પ્રસગે નિયતા તરફથી જગતની રગભૂમિના પડદાને કે પાત્રોને ખાસ નવા ગોઠવવામા આવતા નથી, ઇનામ આપવા કે સજા કરવા પદાર્થોને કે મનુષ્યોને તે વખતે નવા વિધાન (dispensation) થી ખેચી આણવામા આવતા નથી, પણ એ ફળો, એ ઇનામ અને એ સજા વખત આવે એની મેળે યથાયોગ્ય થયા જાય એવુ જગતના નિયમોમા પ્રથમથી જ વણણુ આપી મુકેલુ છે, અને તેને લીધે જ નીતિનુ રાજ્ય અખંડિત ચાલ્યુ જાય છે

પરંતુ, હજી એક મર્યાદાનો વિષય રહે છે. સૃષ્ટિનાનિયમોમા રહેલુ આ નીતિમય શાસન હમેશ માણસોથી જોઈ શકાય છે ?

"The curse of the Lord is in the house of the wicked, but he blesseth the habitation of the just" Proverbs III, 33

"For the ways of man are before the eyes of the Lord, and he pondereth all his goings

"His own iniquities shall take the wicked himself and he shall be holden in the cords of his own sins' Proverbs V, 21 22

"The hope of the righteous shall be gladness, but the expectation of the wicked shall perish

"The way of the Lord is strength to the upright but destruction shall be to the workers of iniquity" Proverbs X, 28, 29

"For evil doers shall be cut off, but those that wait upon the Lord, they shall inherit the earth" Psalms XXXVII, 9

અર્થ —"દુષ્ટના ગૃહમા પ્રભુનો શાપ છે, પણ ન્યાયીના નિવાસને તે આશીર્વાદ દે છે."

"કારણ કે માણસના રસ્તા પ્રભુની આખો આગળ છે, અને તેની બધી ગતિઓ ઉપર તે ચિત્ત દે છે.

"દુષ્ટને પોતાને તેની પોતાની જ અનીતિઓ ઝાલશે અને પોતાના જ પાપના દોરડામા તે પકડાશે"

# આર્યોના વિચારો તથા વર્ત્તનો.

## ૪.

વેદાધ્યયનનો અધિકાર સ્ત્રીઓને નથી એમ કહેવાય છે. આનું કારણ એમ કહેવાય છે કે સ્ત્રીઓને જો જ્ઞાન થાય અને જો તેઓ સુખ દુઃખને સમાન ગણી તે તરફ બેદરકાર બને, તેમજ જીવન અને મરણને સમાન ગણે તો તેઓ બીજા (પુરુષ)ની ગુલામ તરીકે રહે નહિ; તેમજ જો તેઓ તે યથાર્થ સમજે નહિ તો વાચારંભણવાળી થઇને જેને એ જ્ઞાન મેળવવાનો અધિકાર નથી એવાઓને તે સમજાવી દે. આ પ્રમાણે હકીકત ગ્રીક ગ્રંથકાર જણાવે છે, પણ તે વધારે પાછળના જમાનાના સંસ્કૃત આધારો ઉપરથી જણાવે છે. દાખલા તરીકે કર્મકાંડનાં શ્રૌત અને ગૃહ્ય સૂત્રો ઉપરથી આપણને જણાય છે કે—બ્રાહ્મણ યજ્ઞ કર્મ કરતો થાય તે પહેલાં તેણે જે શીખવાનુ છે તે પવિત્ર જ્ઞાન સ્ત્રીઓને આપી શકાય નહિ. ઘણા વર્ષો સુધી બ્રહ્મચર્યાવસ્થામાં રહીને બ્રાહ્મણો શાસ્ત્રાભ્યાસ ગુરુ કે આચાર્યદ્વારા મોઢે કરી લેતા હતા. પછી પુરુષ યજ્ઞ કર્મારંભ કરવાનો હોય છે તે વખતે તેને સ્ત્રીની જરૂર પડે છે, કેમકે શાસ્ત્રમાં યજ્ઞકર્મ પુરુષે સ્ત્રી સહિત કરવાનું કહેલું છે. યજ્ઞ ક્રિયામાં કેટલાંક કર્મ સ્ત્રીએ કરવાનાં પણ હોય છે.

ઋગ્વેદ (૧-૧૩૧-૩)ના પોતાના ભાષ્યમાં સાયણ **विस्वाततस्रे मिथुना अवस्यवः** (= હે ઇંદ્ર રક્ષણની ઇચ્છાવાળાં મિથુનોએ તને વિસ્તાર્યો છે), એ વાક્યની સમજણ આપતા બ્રાહ્મણો, સૂત્રો, અને સ્મૃતિઓનાં વાક્યો આપીને પૂર્વ મીમાંસામાં આપેલા નિયમને પુષ્ટ કરે છે કે પુરુષ અને સ્ત્રીએ મળીને યજ્ઞકર્મ કરવાં. બ્રાહ્મણોમાંથી તે અગ્ન્યાધાનનો આરંભ કહે છે, તેમાં કહેલુ છે કે પુરુષ અને સ્ત્રીએ મળીને અગ્નિ સંચય કરવું જોઇએ—**जायापती अग्निमादधीयाताम्.** સૂત્રોમાંથી તે નિયમ બતાવે છે કે—**वेदंपत्न्यै प्रदाय वाचयेत्.** આનો અર્થ એમ છે કે—"પોતાની પત્નીને વેદ આપીને પછી તેણીની પાસે તે બોલાવવો." આ વાક્ય આશ્વલાયન શ્રૌતસૂત્ર (૧-૧૧) નું છે. એમાં **वेद** શબ્દ જો વેદના જ અર્થમાં હોય તો એ વાક્ય બહુ અગત્યનું છે, કેમકે આશ્વલાયનના સમયમાં વેદ ગ્રંથરૂપે હતા એમ એથી જણાય છે. તો આ સ્થળે એમ નથી. અહિંથી **वेद** એટલે **ખડનો ભારો** થાય છે, અને તે **वेदिः** એટલે યજ્ઞકુંડ જે ખડની બનાવવામાં આવે છે તેને લાગૂ થાય છે (ધાતુ **वे**= લેટિન viere). છેવટે સાયણ મનુસ્મૃતિ (૫-૧૫૫) કહે છે કે—"પતિ વિના સ્ત્રીથી યજ્ઞ થઇ શકતો નથી (**नास्ति स्त्रीणां पृथड्यज्ञः**)." પરણેલા યુગ્મની પવિત્રતા તથા સુખનું સારૂં વર્ણન મનુવૈવસ્વતના સૂક્ત (ઋગ્વેદ, ૮-૩૧-૫ થી ૯)માં છે.

એ રીતે પતિની સાથે રહીને સ્ત્રી યજ્ઞ કર્મમાં ભાગ લે છે તોપણ તેને અભ્યાસ કરાવવામાં આવતો નથી તથા દીક્ષા કે બ્રહ્મજ્ઞાનનો બોધ કરવામાં આવતો નથી. મૈત્રેયીના જેવા દાખલા ક્વચિત્ મળે છે. સર્ વિલિયમ્ જોન્સ મનુના (૯-૧૮) ભાષાંતરમાં કહે

છે કે—"સ્ત્રીઓને વેદસંહિતાનું કામ નથી, એમ સંપૂર્ણ રીતે સાબીત થયેલો નિયમ છે; એટલા માટે કાયદાનો કંઇ પણ પુરાવો ન હોઇને, તથા કંઈ પણ પ્રાયશ્ચિત્તકર્મનું જ્ઞાન ન હોઇને જે સ્ત્રી પાપ કરે તેને અધમ ગણવી જોઇયે; અને એ ચોક્કસ નિયમ છે."

મીગેસ્થેનીસ ભારતી આર્યો માટે ઉપર પ્રમાણે હકીકત આપે છે તે ઉપરથી આપણને વેદકાળ પછીના બ્રાહ્મણોમાં જે હકીકત મળે છે તે ખરી લાગે છે, 'અને એ પ્રજામાં ઇતિહાસનું ધોરણ નહોતું એમ દેખાય છે. આવી રીતના વિચિત્ર પ્રકારના લોકોને માટે દુનિયાંના ઇતિહાસમાં મુખ્ય ભાગ નિર્મિત જ નહોતો. આટલા બધા પારલૈકિક વિચારો ઉપર ઉતરી ગયેલા લોકો ઉપર આ જગત્ કંઈ અસર કરી શકયું નથી. પરંતુ જો આપણે ઇતિહાસને વખાણિયે તો જે લોકોનો સ્વદેશપ્રેમ ઉંચી પ્રતિના પરલોકપ્રેમમાં બદલાઇ ગયેલો છે એવા લોકો પોતાના ઉચ્ચ જીવનને નીચ બનાવે તો તેમાં આપણે તેમને ધિક્કારવાનું કંઈ કારણ નથી. ભારતીઓના જેટલી અનુકૂળ અસર ગ્રીક લોકો ઉપર બીજા કોઇએ કરી નથી, અને સિકંદરના સમયની તેમની નીતિ અને બુદ્ધિની સ્થિતિ આપણે જોઇયે છિયે તો આપણે કબૂલ કરવું પડે છે કે તેમના કેટલાક સારા ગુણો એવા હતા કે જે પાછળના કાળમાં દેખાતા નથી. એ કંઈ વર્તણુકની મૂળની ખામીને લીધે નહિ, પણ નિરતરના પરદેશીઓના તેમના ઉપરના જુલમોને લીધે છે. તેઓ પરદેશીના બળને તાબે રહેવાથી એવા થઈ જાય એમાં નવાઇ નથી. પરદેશી જીતનારાઓથી થએલી અનીતિનો દાખલો એક કલ્યાણ નામના બ્રાહ્મણનો છે. સિકંદરને તેણે પોતાનું પવિત્ર ઘર અર્પણ કરી દીધું હતું અને તે તેની ભેળો ગયો હતો. તેની આ વર્ત્તણુકથી ઘણા તેના મિત્રો નારાજ થયા હતા એમ પાછળથી મિગેસ્થેનીસને માલમ પડ્યુ હતું. કલ્યાણને પણ પાછળથી પશ્ચાત્તાપ થયો હતો અને પસર્ગેડ ખાતે તે પોતે બળી મૂવો હતો. એજ રીતે એક બીજો બ્રાહ્મણ પણ યુરોપ ગયો હતો તે પાછળથી પોતાની ધર્મભ્રષ્ટતા માટે પશ્ચાત્તાપ કરીને એથન્સમાં બળી મૂવો હતો. ગ્રીક લોકોએ ત્યાં તેની એક કબર બનાવીને લેખ કોતર્યો હતો કે—"Here lies the Indian Sarman Cheja ('Sarman Acharya?), from Barygaza, who sought immortality after the old custom of the Indians. [= અત્ર બારીગાઝા (ભરૂચ)થી એક હિંદુ સર્મન્ ચેયા (શર્મન્ આચાર્ય ?) પડેલો છે, જેણે હિંદુઓની જૂની રીતિ પ્રમાણે અમરત્વ પ્રાપ્ત કરવા માગેલું હતું.]"

ગ્રીક લોકોની બુદ્ધિ સ્વતંત્રતા અને પ્રજાસત્તાકતા ઉપર રચિત છે. જે પ્રજા પોતાના વીર પુરુષો માટે ગર્વિષ્ટ હતી તે પ્રજાની આગળ હોમરનાં કાવ્યો મૂકાયાં હતાં. જો ઇરાને ગ્રીસની સત્તા પાયમાલ કરી હોત તો આપણે હીરોડોટસ, ઇસ્કીલસ, પેરિકલીસ, ફિડિયાસ, અને પેરિકલીસનાં નામો પણ સાંભળત નહિ. જે દેશમાં પ્રજાત્વની લાગણી જાગૃત હોય છે તે દેશની પ્રજા તેના કવિઓને ગર્વથી શ્રવણ કરે છે અને તે દેશના કવિ પણ પોતે શ્રવણ કરાવા માટે ગર્વ રાખી શકે છે. પરંતુ જ્યાં પ્રજા નીચે ઉતરતી જાય છે ત્યાંના મહા પુરુષોની બુદ્ધિ જીવનને સત્ય માનવાથી વિમુખ થતી જાય છે અને માત્ર તત્ત્વજ્ઞાન, વિદ્યા, અને સત્યની શોધ તરફ વળતી જાય છે. જ્યારે ગ્રીક પ્રજા ક્ષય પામવા લાગી તે વખતે તેમાં સોક્રેટીસ, પ્લેટો, અને એરિસ્ટોટલ થયા હતા. અને પ્રથમ મેમીધનનો નાશ અને

પછી રોમન લોકોના જુલમથી ગ્રીક લોકોની બુદ્ધિ છેક ક્ષીણ થઈ ગઇ હતી, તોપણ તેના અમર નમુનાઓ બીજી સ્વતન્ત્ર પ્રજાઓમા જળવાઇ રહ્યા હતા. ભારતીઓનાં પ્રજાત્વની લાગણી કદી નહોતી અને તેમના હૃદય સ્વદેશ માટે દાઝતા નહોતા. એમનામા કોઇ વીર પુરુષ નહોતો કે તેનુ વર્ણન કરનાર કોઈ કવિ બને ! તથા એમનામા ઇતિહાસ જ નહોતો કે તે લખનાર પેદા થાય ! એમને માટે તો માત્ર ધર્મ અને તત્ત્વજ્ઞાન જ હતું, અને ધર્મ તથા જ્ઞાનના મૂળ હિંદુઓના મનમા જેટલા ઊંડા રોપાયા એટલા બીજી કોઇ પ્રજામા રોપાયા નથી હિંદુ એ તત્ત્વવિચારવાળીજ પ્રજા છે. તેમની તકરારો વિચારની જ હતી સૃષ્ટિ શુ છે એ તેમનો ભૂતકાળ હતો, અને અસ્તિત્વ શુ છે એ તેમનુ ભવિષ્ય હતુ. એમનો વર્તમાનકાળ પણ એ સબધી વિચારોનો જ હતો જુદી જુદી મડળીઓ અને જુદા જુદા સમયોમાં તત્ત્વજ્ઞાનના જે જે વિચારો ચાલેલા છે તે તે છેક જાડી વહેમી બુદ્ધિથી તે ઠેઠ અત્યત સૂક્ષ્મ તત્ત્વ પર્યંતના છે. પરન્તુ આ ઉપરથી થયુ એ કે ઇતિહાસમા કોઈપણ પ્રજા જગો મેળવી શકે છે એવા કોઇ પણ ગુણો આ લોકોએ છેકજ ખોઇ નાખેલા છે

એટલા માટે ભારતીઓને રાજ્યકીય ઇતિહાસમા જગો નથી, પણ બીજી પ્રજાઓ—ઇજિપ્શ્યન, યાહુદીઓ, બાબીલોનિયનો, આસીરિયનો, ઇરાની, ગ્રીક, રોમન, અને ટયૂટનો—એ જગા અમુક અમુક સમયે મેળવેલી છે ભરતખડે રાજ્યકીય ઇતિહાસમા જગો લીધી હોય તો પણ તે એટલી હલકી સ્થિતિમા, કે તે બીજી પ્રજાઓની દૃષ્ટિએ પડે એમ તો નહિ જ. સિકદરની ચઢાઈ ભરતખડ ઉપર થઇ તેમા ભારતી લોકોના મનમા કઈજ આશ્ચર્ય થયેલ નથી અને એવી મ્હોટી ચઢાઈ સહેલાઈથી અપ્રસિદ્ધ જેવી રહી છે.

જો કે ભરતખડ માટે રાજ્યકીય ઇતિહાસમા તો સ્થળ નથી, તો પણ માનવજાતિના બુદ્ધિના ઇતિહાસમા તેની જગો મુખ્ય છે દુનિયાની રાજ્યદ્વારી બાબતોમા ભરતખડે ધ્યાન આપ્યુ નથી, પણ પૂર્ન તરફના ઇતિહાસમા તેમણે નવો જ ખજાનો શોધી રાખ્યો છે માનવ જાતિ ક્રીશ્ચિયાનીટીના મત્યો સ્વીકારે તે પહેલા ઘણા વખત સુધી ધીરે ધીરે કેળવણી મળવાની જરૂર છે, એમ ઇતિહાસ ઉપરથી જણાય છે. ઊંચી પ્રતિનુ સત્ય સ્વીકારવાની યોગ્યતા લાવવામા પ્રથમ માનવ બુદ્ધિમાના સઘળા દોષો ધોવાઈ જવા જોઇએ દુનિયાના પ્રાચીન ધર્મો પ્રકૃતિનુ માત્ર દૂધ છે તેમા યોગ્ય સમયે જીવનની રોટલી મળી રૂહે છે. પ્રાચીન આર્ય કુટુબમા જે મૂળથી સ્થૂનપૂજા (physiolatry) હતી તેણે પાછળથી સ્વાર્થી ગુરુઓના હાથ નીચે મિશ્રિત મૂર્તિપૂજામા રૂપાન્તર કર્યું હતુ, રોમા ભારતીઓએ જ કેવલ નવીન પદ્ધતિનો ધર્મ-વધારે પ્રચરિત પ્રાકૃતિક (objective) ધર્મથી જૂદો જ—પૌરુષ ધર્મ (subjective) સ્થાપ્યો છે. આ ધર્મ તે બુદ્ધનો છે, અને તેનો વિસ્તાર આર્ય સૃષ્ટિની બહાર પણ ઘણે દૂર સુધી એટલો બધો થયેલો કે તેણે ક્રીશ્ચિયાનીટીની વૃદ્ધિનો અટકાવ કરેલો છે, તો પણ જે ઇશ્વરની દૃષ્ટિમા હજારો વર્ષનો કાળ એક દિવસમા આવી જાય છે તેની ઇચ્છાથી એ બૌદ્ધ ધર્મ પણ પાછળથી બીજા બધા પ્રાચીન ધર્મોની પેઠે પોતાની ભૂલો સુધારતે સુધારતે ક્રાઇસ્ટના મતને સહાયક થવા લાગ્યો અને ઇશ્વરી સત્ય તરફ વળ્યો છે.

જો કે બીજા સર્વ ધર્મો કરતા બૌદ્ધ ધર્મ બ્રાહ્મણ ધર્મની સ્હામો બહુ વધારે રહેલો હતો, તો પણ તેની અને બ્રાહ્મણ ધર્મની વચ્ચે-રોમ કૅથૉલિક પથ તથા પ્રોટેસ્ટાટ મત વચ્ચે

જે સંબંધ છે તે-સંબંધ ધરાવે છે; તોપણ એ બંને વચ્ચેની કડવાશ એમ સાબીત કરી આપે છે કે બૌદ્ધ મત ખાસ કરીને ભરતખંડનો જ છે. બુદ્ધે જે વિચારો બતાવેલા છે તે જ વિચારો તેની પૂર્વે લાંબા કાળથી હતા અને તેની નિશાનીઓ અન્ય દેશોમાં પણ માલમ પડે છે. પરંતુ અસરકારક જે પદ્ધતિથી એ વિચારો ભરતખંડમાં જાહેર કરવામાં અને બોધ કરવામાં આવ્યા હતા, ભારતવાસીઓના અંતઃકરણમાં તેમણે જે વાસ કરેલો હતો, અને વિશેષકરીને નીચ કોમ તરફથી પણ તેમને જે તત્પરતાથી ગ્રહણ કરી લેવામાં આવ્યા હતા કે છેવટે તેમને ઉચ્ચ કોમે પણ ગ્રહણ કર્યો અને તે એક રાજ્યધર્મ થઈ પડયો હતો, અને એક શબ્દમાં કહિયે તો જે ઐતિહાસિક અને સાર્વજનિક વર્તન માટે એ મત સ્થાપિત થયો હતો તે વર્તનનાં મૂળ હિંદુ પ્રજામાં પૂર્વથી જ હતાં. મૂર્ખતા અને અજ્ઞાનતામય મૂર્તિ-પૂજન તથા જુલમી ધોરણોથી જેનો આરંભ થાય છે એવા ધર્મ, તેમજ વળી તત્ત્વજ્ઞાનની સઘળી પદ્ધતિઓને સામાન્ય રીતે મળી શકે એવાં પણ કેટલાંક તત્ત્વો બૌદ્ધમતમાં રહેલાં છે. દુનિયાંમાંના સઘળા અસદ્ધર્મોની પેઠે બૌદ્ધ મતમાં પણ કેટલાંક સત્યો રહેલાં છે. પરંતુ એ તો માત્ર ભરતખંડમાં જ બન્યું હતું કે ત્યાંના લોકો સૈકાઓથી વિચાર કરતાં અને ધ્યાન કરતાં શીખેલા હતા, અને પ્રાચીન બ્રાહ્મ ધર્મની અશુદ્ધિને લીધે બુદ્ધ શાક્ય મુનિના વિચારો ગ્રહણ કરી શકે એવા હતા. એ પણ માત્ર ભરતખંડમાં જ બન્યું હતું કે આ નવા મતે ઐતિહાસિક રૂપ ધારણ કર્યું હતું, અને જો કે સત્ય તો બહુ મતે મનાતું હતું તો પણ આ સત્ય ધર્મ ત્યાં વૃદ્ધિ પામ્યો હતો.

છેક હાલના સમયમાં પણ આખી દુનિયાંમાંનો કોઈ પણ ધર્મ બૌદ્ધ ધર્મ જેટલો વિસ્તાર પામેલો નથી; અને જો કે તેના મૂળ ઉત્પત્તિસ્થાનરૂપ ભરતખંડમાંથી તો તે દેશનિકાલ થયો છે તથા હાલ ત્યાં કોઈ પણ એ મતવાદી મળી શકતો નથી, તો પણ તેણે નવીન ગૃહ તરીકે સીલોન, શ્યામ, જાવા, પેગુ, બ્રહ્મદેશ, ચીન, ટિબેટ, તાર્તરી, મોંગોલિયા, અને સાઇબેરિયામાં નિવાસાશ્રય લીધો છે; અને તેના હાલના અશુદ્ધ સ્વરૂપમાં તે કરોડો માણસોથી પળાય છે. બેશક આ ધર્મનો જ્યારે ભરતખંડમાં પ્રથમ પ્રારંભ થયો ત્યારનો સમય દુનિયાંના બુદ્ધિના ઇતિહાસનો કાળ હતો, અને ઐતિહાસિક દૃષ્ટિથી અવલોકન કરિયે તો જણાય છે કે એ સમયે ભરતખંડની ગતિ ઇતિહાસની યામ્યોત્તર રેખા ઉપર હતી. એટલા માટે, બહુ બારીક અવલોકન કરનારાઓએ ભરતખંડીઓનાં અંતઃકરણની વૃદ્ધિના જ્ઞાન ઉપરથી ભરતખંડની સ્થિતિની ઐતિહાસિક તથા કાલક્રમિક શોધ માટે આ સમયને પસંદ કરેલો છે. (પ્રો. વિલ્સને પોતાના વિષ્ણુપુરાણમાં, પ્રો. બર્નુફે પોતાના બૌદ્ધ ધર્મના ઇતિહાસના ઉપોદ્‌ઘાતમાં, અને પ્રો. લેસને પોતાના ભારતી પ્રાચીન શોધમાં.)

ઉપર કહેલા ગ્રંથોમાં બૌદ્ધ ધર્મનો ખરો સમય તથા તેનું ઐતિહાસિક મૂલ જે કહેવામાં આવેલ છે તેની દલીલમાં અહિં ઉતરવું અઘટિત છે; પણ બુદ્ધનું મૃત્યુ ઇ. સ. પૂર્વે ૬ ટ્ઠા સૈકાની મધ્યમાં અને સીલોની શકના આરંભમાં, એટલે ઈ. સ. પૂર્વે ૫૪૩ માં થયું હતું, તે હવે પછી જોઇશું. હમણાં તો એટલું જ સ્મરણમાં રાખવું જરૂરનું છે કે જેવી રીતે ખ્રીસ્તિ શક વડે દુનિયાંના ઇતિહાસના બે મહાન્ ભાગો પડે છે, તેવી રીતે બુદ્ધના શકથી ભરતખંડના ઇતિહાસના બે મુખ્ય ભાગો પડે છે. એટલા માટે વૈદિક ભાષાશાસ્ત્રના ઇતિહાસના -

સમ્બંધમાં તે બહુ અગત્ય ધરાવે છે. બ્રાહ્મણોના ક્રૂર ધર્મ વિરુદ્ધ ઉઠેલા આ નવા ધર્મે બ્રાહ્મણોના પવિત્ર અને ધાર્મિક લેખો ઉપર દેખી શકાય એવી અસર કરેલી છે. એ ધર્મનાં તત્ત્વો ભરતખંડના અતિ પ્રાચીન ભાષાશાસ્ત્રમાં તપાસતાં તેમાંથી એક અગત્યનું બિંદુ મળી આવે છે અને કદાચ તેથી અતિવિસ્તૃત બ્રાહ્મણશાસ્ત્રોનો અમુક ઐતિહાસિક સંબંધ શોધી શકાય તેમ છે. બુદ્ધ પછીના પ્રથમ શતકમાં એ નવા ધર્મના ઉદય પછી બ્રાહ્મણ ધર્મ એકદમ બંધ પડતો જણાયો નથી, પણ ઉલટું પ્રથમ તો બહુ બળવાન પ્રતિબલ ઉદ્ભવ પામેલું જણાય છે અને એ ઉગતા નવા ધર્મ સ્હામે તેણે બહુ યત્નો કરેલા જણાય છે; અને ભરતખંડમાં આ બુદ્ધનો ધર્મ વિશેષે કરીને હલકા વર્ણના લોકોમાં પ્રસર્યો હતો અને બ્રાહ્મણોએ સ્વધર્મથી જેમને બાતલ કરી દુઃખી કર્યા હતા તેમણે તેનો આશ્રય લીધો હતો, અને એ સંપાતસમય ભાષાશાસ્ત્ર ઉપરથી સ્પષ્ટ સમઝાઈ આવે છે; અને પાછળથી આ નવો ધર્મ રાજાઓએ સ્વીકારવા માંડયો અને અશોક જેવા રાજાઓ તેમાં થયા ત્યારથી બ્રાહ્મણોમાં પ્રયત્નો શિથિલ પડવા લાગ્યા હતા.

બેશક, ભરતખંડમાં આ પ્રમાણે થવા લાગ્યું તે પહેલાં આ ધર્મનાં તત્ત્વો બ્રાહ્મણોના વૈદિક ધર્મમાં પણ હતાં. કિયા સંસ્કૃત ગ્રંથોને એ ભાષાશાસ્ત્રમાં ગણવા તથા કિયાને તેમાં ન ગણવા એ જાણવું જરૂરનું છે, અને એથી જ ખરો વેદનો ઇતિહાસ જાણીશકાય તેમ છે.

ચમનરાય શિવશંકર વૈષ્ણવ.

---

## ગ્રહમંડળ.

( અનુસન્ધાન પૃ૪ ૬૪ થી. )

પરાશર પછી બીજો મહાન્ જ્યોતિષી ગર્ગાચાર્ય થયો. એની તારીખ ઉપર લખ્યા પ્રમાણે ઇ. સ. પૂર્વે ૧૪૫ ની છે. એ ગ્રીક લોકો પાસેથી બહુ શીખ્યો હતો. અને એના ગ્રન્થમાં એક ઠેકાણે લખે છે કેઃ—

"યવનો ( ગ્રીકો ) મ્લેચ્છ છે પણ તેમનામાં આ જ્યોતિષ શાસ્ત્ર બહુ આગળ વધેલું છે તેટલા માટે તેમને ઋષિઓ જેટલું માન આપવું જોઇએ; તો પછી જે બ્રાહ્મણ જ્યોતિષી છે તેને તો કેટલું બધું માન ઘટે!" ( Dutt's "Ancient India" page 136.)

ગર્ગાચાર્ય પછી બૌદ્ધ રાજાઓના વખતમાં ઘણા જ્યોતિષના ગ્રન્થો લખાયા છે. ત્યાર બાદ પુરાણીઓના કાળમાં વરાહમિહિર મોટો જ્યોતિષી થયો. આ પછીના જ્યોતિષીઓએ

પોતાના ઉંચા ગણિતજ્ઞાનથી પોતાનુ જ્ઞાન ઘણુ જ વધાર્યું અને છેવટે ઘણા જ અર્વાચીન કાળમાં ઈ. સ. ની ૧૨ મી સદીમાં હિંદુસ્તાનના ન્યુટન ભાસ્કરાચાર્યે તો પોતાના બીજ-ગણિતના જ્ઞાનથી આ શાસ્ત્રમાં હદ વાળી હતી. આ ઉપરથી સહજ સમજાશે કે આપણું જ્યોતિષ જ્ઞાન ક્રાઈસ્તના જન્મ પછી વધી ગયુ હતું, પણ તે પહેલાં બહુજ થોડુ જાણતા હતા. ત્યારે આપણા દેશમાં રાશિ, વાર, તથા ગ્રહોની બારીક ગણત્રી દાખલ કરનાર ગ્રીક્રો શુ જ્યોતિષનુ મૂળજ્ઞાન મેળવવાનું માન લઈ જશે ? ના, એમણે તો ખરૂ પુછો તો જ્યોતિષ-શાસ્ત્રને બહુ પાછુ હઠાવી દીધુ હતું, કારણ કે તેઓ સર્વ ગ્રહોની ગતિની ગણત્રી એક અહંકારી મતને આધીન થઇ કરતા હતા. તેઓ પૃથ્વીને સર્વ વિશ્વનું મધ્યબિન્દુ માની સૂર્ય ગ્રહ તારાઓ સર્વને પૃથ્વીની આસપાસ ફરતા માનતા હતા. અને તેઓ ગ્રહોની ગતિ ઘણા ગુચવારા ભરેલા ગણિતથી સમજાવતા હતા. તેઓનુ આ ગ્રહ વિગેરેનુ જ્ઞાન સ્વસંપાદન કરેલું નહોતું. પણ તેઓ પહેલા જ્યોતિષશાસ્ત્રનો સંપૂર્ણ અભ્યાસ કોણે કર્યો હતો તેનો સગડ આપણે ઇતિહાસ અને જુના લેખોના શોધમાં લેવો જોઇએ. બાઇબલ પ્રમાણે તો પૃથ્વીની શરૂઆતમા આસીરીયાનુ રાજ્ય હતુ, અને તે પહેલાનો ઇતિહાસ પ્રલયકાળમા ડુબી ગયો હતો એમ લખે છે. આ ઉપરથી આપણે વંશપરંપરાના ઇતિહાસ ઉપરથી તો માત્ર ઈ. સ. પૂર્વે ૨૩૦૦ વર્ષ સુધી માંડ માંડ જઈ શકીયે છીએ. પણ સુભાગ્યે ચાલદીયાના જુના લેખો જડવાથી ને તેમને વાંચવાની યુક્તિ માલૂમ પડવાથી આપણી નજર હજી પણ બીજા ૩૦૦૦—૫૦૦૦ વર્ષ સુધી આઘી જઈ શકે છે. આજથી ૫૦ વર્ષ ઉપર નીનેવાનાં ખંડે-રમાથી ચાલદીયાના લેખો જડ્યા અને તેની ઉપર ( Cuneiform ) બાણાકાર અને શંકુ આકારના અક્ષરો લખેલા હતા સર હેન્રી રોલીન્સન વિગેરે પુરાણવસ્તુશાસ્ત્રીઓ આ લેખો વાંચી શક્યા. આ લેખોમા ત્રણ જુદી જુદી ભાષાઓ હતી, તેમાની બે પ્રથમ વચાણી પણ ત્રીજી કે જે સૌથી જુની હતી તે તો લેયાર્ડ નામના શાસ્ત્રીના નિનેવાના રાજાના મહેલના ખંડેરમાની શોધથી વાચવી સહેલ થઈ પડી. આ મહેલમાથી એક મોટુ પુસ્તકાલય મળી આવ્યુ જે લગભગ હાલના બ્રિટીશ મ્યુઝીયમ કે એલેક્ઝેન્ડ્રીયાના બળી ગયેલા પુસ્તકાલયની હરીફાઈ કરી શકે. સુભાગ્યે આ પ્રદેશમા પથ્થરો બહુ નહોતા તેથી મકાન વિગેરે ઇંટો તથા માટીનાં બનાવવામાં આવતા હતા, તેથી તેના ખંડેરો તેમના રહીશોના નાશ પછી હવા વિગેરેથી ખવાઇ જઇ માત્ર દટાઇ ગયાં ને અંદરની લેખ વગેરે કીમતી ચીજો એમની એમ સલામત રહી. આ પુસ્તકાલય ઉપરથી જણાય છે જે ઉપરની ત્રીજી ભાષા જે ચાલદીયાના અસલ લોકોની હતી તે આ રાજાના વખતમા મૃત થઈ ગયેલી હતી એટલે હાલ જેમ આપણે સંસ્કૃત છે તેમ તે આકીડીયન રાજાઓના વખતમા જુના ચાલ-ડીયનોની ભાષા હતી. તેઓ ઘણા વિદ્વાન હોય એમ લાગે છે કેમકે તેમના ઘણા જ લેખો છે અને તેનો આ રાજાએ સંગ્રહ કર્યો હોય એમ લાગે છે. વળી આ રાજાએ એ ભાષા-ની પોતાની બોલાતી ભાષામાં કોષો કરાવેલા છે જે પણ આ પુસ્તકાલયમાં હયાત છે અને જુની ભાષામાં વાચવામા સહેલ થઇ છે. આ લેખો કંઈ કાગળ કે તામ્રપત્ર ઉપર લખેલ નહોતા પણ માટીની મોટી ઇંટોની પાટો કરીને કે માટીનાં મોટાં ભુંગળા બનાવીને તે ઉ-પર જ્યારે તે ઇંટો કાચી હોય તે વખતે છાપો પાડી રાખી તેને પકવતા કે તે લેખ સ્થાયી થઇ રહેતા. આવી સયુક્તિક રચના તેઓ કેટલા વિલક્ષણ હશે તે બતાવે છે. આવી પા-

રીત બતાવતી નથી. પરંતુ ખરી સ્થિતિને આધારે સાધારણ ભૂમિતિના નિયમ જાણનાર પણ સૂર્યથી ગ્રહોનું અંતર ગણી શકે છે.

જે જ્ઞાન ગ્રીક લોકોએ ચાલ્ડીયનો પાસેથી લીધુ હતુ તે ઘણે અંશે વહેમી જ્યોતિષ (Astrology) નું હતું. Porphyris લખે છે કે "Callisthenes sent to Greece observations of the planetary motions by Chaldæns for 1903 years before Alexander's entry into Babylon." અને આપણે ત્યાં ગ્રહજ્ઞાન દાખલ કરનારા ગ્રીકોએ પોતાનું જ્ઞાન બેબીલોનમાંથી મેળવ્યું હતું.

ગ્રીક લોકો પણ કંઈ ધર્મની વહેમી ભાવનાઓમાં કોઈ પણ રીતે ઉતરે તેવા નહોતા. અને તેઓએ ધીમે ધીમે પાદરીઓના તરકટવડે જ્યોતિષશાસ્ત્રને ધર્મનુ અંગ બનાવી દીધું. અને તે પાદરીઓના હાથમા સ્વહેતુ પાર પાડવા વાપરનારની મરજી પ્રમાણે સારૂં કે નરસું હથિયાર થઈ પડયું હતુ. ડહાપણ અને ભલમનસાઇથી ભરેલી ઐશ્વર્ય શક્તિના પવિત્ર અને ઉંચા તર્કોમાંથી ઉત્પન્ન થતુ આ વહેમજ્યોતિષ ધીમે ધીમે કેમ આગળ વધ્યું અને લુચ્ચા અને કપટીઓનુ સાધન કેવી રીતે થઈ પડયુ એનો વિસ્તાર કરવો એ છેક વખતનો દુરુપયોગ કર્યો ગણાશે. પણ આપણે જોવાનુ છે જે આપણામાં પણ જે વહેમ વધી ગયેલો છે તે પણ આ ગ્રીકોએ આપણને આપેલા જ્ઞાનની સાથે દાખલ થઇ ગયો છે. ગ્રીક લોકોના આવ્યા પછી બૌદ્ધ રાજાઓના વખતમાં ગણિતજ્યોતિષી કરતાં વહેમી જ્યોતિષીઓ બહુ વધી પડયા અને જુદા જુદા જ્યોતિષ ગ્રન્થોનો જમાવ થઈ રહ્યો. તો પણ ગણિતમાં પ્રવીણ એવા આપણા જ્યોતિષીએ ગ્રીકોની ગ્રહગણત્રીની ભુલ એકદમ સમજી શકયા હતા અને ઈ. સ. ૪૭૫ માં આર્યભટ્ટ નામના મહાન જ્યોતિષીએ પૃથ્વીની ધરી ઉપરની ગતિ અને સૂર્યની આસપાસની ગતિ સમજાવી—જેવા પ્રકારનુ જ્ઞાન યુરોપમાં ઘણા કાળ પછી એટલે ઈ. સ. ની ૧૬ મી સદીની શરૂઆતમાં કોપરનીકસે આપ્યુ હતુ. આ પરથી આપણા શાસ્ત્રીઓ કેટલા ગણિતનિપુણ અને સત્યશોધમા આસક્ત હશે તે જણાય છે. ત્યાર પછી વિક્રમ રાજાના દરબારમા નવરત્નમા એક રત્ન વરાહમિહિર મોટો ગણિતજ્યોતિષી થયો. તેણે પણ ઘણી ગણત્રીઓ કરી પણ રાજ્યમા ચાલતા જ્યોતિષના વહેમ ટાળી શકયો નહિ અને કેટલેક અંશે કદાચ રાજા પ્રજાને રીઝવવાને તેણે આ વહેમ વધાર્યો. અને છેલ્લો ગણિતશાસ્ત્રી ભાસ્કરાચાર્ય પોતાના બીજગણિતમાં કેટલો નિપુણ હતો તે લખવાની જરૂર નથી. આપણા દુર્ભાગ્યે આવા ગણિતશાસ્ત્રીઓને મદદ કરવાને યોગ્ય વિદ્વાન પ્રજાવર્ગ ન મળ્યો તેથી તેમના સર્વ પ્રયત્નો ધીમે ધીમે વહેમમાં ડુબી ગયા અને આપણા આલસ્ય અને નિવૃત્તિના ચિંતનમાં આપણી વિદ્યાની અધોગતિ થવા માંડી.

( અપૂર્ણ. )

વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

---

# ગ્રન્થાવલોકન.

"કાવ્યમાધુર્ય"—એટલે આધુનિક લેખકોના કાવ્યોમાંથી ઉત્તમ કાવ્યોનો સંગ્રહ (બીજી આવૃત્તિ.)*

આ પ્રકારની ગ્રન્થરચનામાં અનેક પ્રયોજન હોય છે. જ્યારે સાહિત્યનો વિસ્તાર બહુ મ્હોટો થઈ જાય છે ત્યારે લોકને એનો આસ્વાદ લેવો સરળ પડે એવા હેતુથી થોડાંક મધુર કાવ્યો એકઠાં કરી લોકના મનોરંજન અર્થે પ્રસિદ્ધ કરવામાં આવે છે. કેટલીક વાર, લોકરુચિને સન્માર્ગે દોરવા માટે ઉત્તમ કોટિનાં કાવ્યો પસંદ કરી પ્રકટ કરવામાં આવે છે. કેટલાક કવિઓની તરેહ જ એવી હોય છે કે એમના કાવ્યવનમાંથી જ્યાં સુધી આ પ્રકારે કુસુમો વીણી આપવામાં ન આવે ત્યાં સુધી તેઓની કદર થઈ શકતી નથી. કેટલીક વાર આવા સંગ્રહમાં વિવિધ કવિઓનાં લાક્ષણિક સ્વરૂપ દર્શાવવાની પણ મતલબ હોય છે. રા. અંજારિઆના આ કાવ્યસંગ્રહમાં, ઉપર બતાવેલાં એક કરતાં વધારે પ્રયોજનો—કોઈક વધારે તો કોઈક થોડું એમ—ભળેલાં છે. પણ મુખ્યત્વે કરીને તો એમનો હેતુ "ગુજરાતી કવિતામાં દાખલ થયેલ નવીન રસ બતાવવાનો, કવિતાને લોકપ્રિય કરવાનો અને ભણેલાઓને ગુજરાતી માટે થઈ ગયેલો તિરસ્કાર કંઈક દૂર કરવાનો છે." ગુજરાત જેવા—સાહિત્ય માટે સામાન્ય જ રુચિ ધરાવનાર—પ્રાન્તમાં પણ રા. અંજારિયાના આ પુસ્તકની બે જ વર્ષમાં બીજી આવૃત્તિ કાઢવાનો પ્રસંગ આવ્યો એ જોતાં એમનો ઉદ્દેશ ઘણેક અંશે સફળ થયો લાગે છે.

અંગ્રેજીમાં મિ. પાલગ્રેવ કૃત "Golden Treasury of Songs and Lyrics" નામનો સંગ્રહ છે તેના અનુકરણરૂપે આ પ્રયાસ છે—પણ એ થકી આની બે બાબતમાં ભિન્નતા છે: મિ. પાલગ્રેવના પુસ્તકમાં "Songs" અને "Lyrics"—એટલે કે સંગીત અને સંગીતકલ્પ કાવ્ય (ગાયન અને ગાયન જેવાં કાવ્ય) ઉભય લેવામાં આવ્યાં છે; રા. અંજારિયા "સંગીત મંજરી" નામનું જુદું પુસ્તક કરવા ધારે છે. મિ. પાલગ્રેવ અંગ્રેજી કવિતાના છેક પ્રાચીન યુગથી શરૂ કરી વર્તમાન સમય ઉપર આવ્યા છે; રા. અંજારિયાએ માત્ર આધુનિક કાવ્યોમાંથી જ પસંદગી કરી છે. સંગીત અને સંગીતકલ્પ કાવ્ય વચ્ચે શો ભેદ છે અને તે ગુજરાતી ભાષામાં કેટલો નજરે પડે છે એ વિષે રા. અંજારિયાનું "સંગીત મંજરી" પુસ્તક પ્રસિદ્ધ થશે તે વખતે બોલવાનો પ્રસંગ આવશે પણ રા. અંજારિયાએ માત્ર આધુનિક કવિઓ જ લીધા એ યોગ્ય કર્યું છે કે નહિ એ વિષે તો અત્યારે કહેવું પ્રાપ્ત થાય છે કે—તેઓએ પ્રાચીન ગુજરાતી કાવ્યોના થોડાક નમૂનાઓ આપ્યા હોત તો ઠીક થાત. દરેક ગ્રન્થકર્તાને પોતાના ગ્રન્થનો વિષય કેટલો રાખવો એનો નિર્ણય કરવાનું સ્વાતન્ત્ર્ય છે, તથાપિ આ ઉમેરો મુખ્ય વિષય ઉપર પ્રકાશ પાડવાનું સાધન થઈ પડે એમ હોવાથી આટલી સૂચના કરવી અમે યોગ્ય ધારી છે. મિ. પાલગ્રેવે અંગ્રેજી સાહિત્યના જેમ ચાર યુગ પાડી પોતાનું પુસ્તક ચાર વિભાગમાં રચ્યું છે તેમ કરવું કદાચ દુર્ઘટ હતું; પણ આધુનિક

---

* સંગ્રહ કરનાર—રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારિયા. એમ. એ, આસિસ્ટંટ સુપરિન્ટેન્ડન્ટ, મ્યુનિસિપલ સ્કૂલ્સ, મુમ્બઈ. કિંમત રૂ. ૧-૮-૦

કાવ્યો ભેળાં પ્રાચીન કાવ્યો બહુ સારી રીતે મૂકી શકાત, અને એમ કરવાથી સૃષ્ટિસૌન્દર્યના ઉપભોગની, તેમ જ મનુષ્યહૃદયના વિલાસની, જુદી જુદી પદ્ધતિઓ વાચકના ધ્યાનમાં લાવી શકાત.

આરંભમાં આપેલો "ગુજરાતી કવિતાના વિકાસનુ ટુંકામાં અવલોકન" એ નિબન્ધ અર્થગંભીર અને મનનપૂર્વક લખાએલો છે—અને એમાં તે તે સ્થળે થોડાંક લાક્ષણિક વિશેષણો વડે જુદા જુદા કવિઓનું સ્વરૂપ પણ આંકવામાં આવ્યું છે. એમાંનાં ઘણાં વિશેષણો—જેમકે 'હૃદયનુ નિખાલસપણું અને વૃત્તિનું વિલાસીપણું' ઇત્યાદિ—જે અંગ્રેજી કાવ્યાવલોકનની પરિભાષામાંથી લેવામાં આવ્યાં છે, તે અંગ્રેજી સાથે પરિચય ન ધરાવનાર વાચકને દુર્બોધ થઈ પડશે એમ ભય રહે છે. માટે, તે તે કવિઓનાં કાવ્યોમાંથી જે ઉતારા આપ્યા છે તેમાં એ વિશેષણો કેવી રીતે પ્રત્યક્ષ થાય છે એ બતાવવા જેવું હતું. આ પરિભાષા કાવ્યો ઉપરના 'સંક્ષિપ્ત ટિપ્પણ' માં વાપરી છે, એટલે ધ્યાન દઇને વાંચનાર એનો અર્થ કાંઈક ગ્રહી શકશે—પણ નવીન કવિતાનો રસ લેવાની નવીન રીતિ શીખવવા માટે તો આ કરતાં અધિક સ્પુટતાની જરૂર છે.

આ પ્રકારના સંગ્રહોમાં કાવ્યોના ક્રમની યોજના સંગ્રહકારની સહૃદયતા અને વિવેકશક્તિની કસોટી છે. તેથી એ બાબત પહેલી વિચારીશું આધુનિક કવિઓમાં દરેકની કાંઇને કાંઇ તો વિશિષ્ટતા છે જ; તથાપિ જો ઉપલક્ષણરૂપે એમાંથી એક જ કવિ લઈ એને નામે વર્તમાન યુગ આંકવાની ઇચ્છા હોય, તો રા. નરસિંહરાવનુ નામ જ પસન્દ કરવું જોઇએ, અને તેથી રા. અંજારિઆનુ પુસ્તક રા. નરસિંહરાવના 'મંગલાચરણ'–કાવ્યથી આરંભાઈ એમના જ રચેલા 'અવસાન'–કાવ્યથી સમાપ્ત થાય છે એમાં સંપૂર્ણ ઔચિત્ય છે. વળી, આરંભનાં કાવ્યો કાવ્યરસને લગતાં મૂકી, ત્યાર પછી પહેલું સ્થાન 'સહસ્રલિંગના તળાવના કાંઠા ઉપરથી પાટણ' 'હિન્દનું ઐતિહાસિક સિંહાવલોકન' આદિ સ્વદેશાભિમાનનાં કાવ્યોને આપવામાં આવ્યું છે એમાં જેમ યોગ્યતા છે, તેમ છેક છેવટના કાવ્યોમાં 'સ્મરણાંજલિ,' 'એક મહાત્માનુ સ્મરણ,' 'કવિ નર્મદનુ મન્દિર,' 'કલાપીને વિજ્ઞાપના,' 'કલાપીને સમ્બોધન' ઇત્યાદિ નિવાપાંજલિઓ (Elegies) પસંદ કરી, આખરે પરમાત્મા સંબન્ધી ઉચ્ચારોથી સમાપ્તિ કરવા માંડી છે એ પણ ઉચિત જ છે. મધ્યનો ક્રમ પણ સુચિન્તિત છે. બાહ્ય પછી આન્તર objective પછી subjective—વત નદી પર્વત સરોવર વર્ષા ચન્દ્ર આદિ બાહ્ય વિષયો પછી આશા કૃતઘ્નતા ત્યાગ આદિ આન્તર ભાવો—આ યોજના સુઘટિત છે. આગળ ચાલતાં પ્રેમ, અને પ્રેમ પછી કારુણ્ય-વૈરાગ્ય-જ્ઞાન (પ્રેમનાં જ ફળ) એ ક્રમ પણ બરાબર છે. આ પ્રકારની રા. અંજારિઆના પુસ્તકમાં અનેક આન્તર સંગતિઓ નજરે પડે છે. અને જો કે 'જન્મભૂમિનું જયમંગલ,' 'અરુણ તરુણ આ ઉદય થયો'—'ભરતવીર જાગૃતિ' વગેરે દેશોદય માટેની લાગણીવાળાં કાવ્યો, આરંભનું 'હિન્દની ઐતિહાસિક સિંહાવલોકન' અને 'ત્રિખંડ ત્રિવણી' કાવ્યોની સાથે વધારે શોભત—તથાપિ આવા કેટલાક ક્રમભંગ ગોઠવણની કૃત્રિમતાની મન ઉપર અસર થતી અટકાવે છે, અને વૈચિત્ર્યના ભાનનું પોષણ કરે છે, એ જોઈ આવા થોડાક દોષો આપણે ક્ષન્તવ્ય ગણીશું. તથાપિ કેટલાંક કાવ્યોનાં

સ્થાન તો ખરેખર બદલવા જેવાં જ છે. 'મ્હારા મયૂરને' એ તો છેવટની નિવાપાંજલિઓમાં જ આવવું જોઇતું હતું; અને રા. મણિશંકરનું 'વસન્તવિજય' અને રા. નરસિંહરાવનું 'ઉત્તરા અને અભિમન્યુ'—એ સાથે સાથે જોઇએ. કેમકે રા. મણિશંકરના 'વસન્તવિજય' કાવ્યે આધુનિક ગુજરાતી કવિતામાં જે એક નવી જ દિશા ઉઘાડી હતી તેને અનુસરીને જ રા. નરસિંહરાવ વગેરે કવિઓના 'ઉત્તરા અને અભિમન્યુ' જેવાં કાવ્યો પ્રેરાયાં છે.

રા. અંજારિઆએ કરેલી કાવ્યપસંદગી એકંદર બહુ રસજ્ઞતાથી અને આધુનિક ગુજરાતી સાહિત્યના વિશાળ પરિચયથી અંકાએલી છે. આ સંગ્રહમાં અમુક કાવ્યો મૂકવાં રહી ગયાં છે એમ કહેવું કઠિન નથીઃ પણ ગ્રન્થના કદની મર્યાદા બાંધ્યા પછી કેટલાંક કાવ્યો તો છોડી દેવાં જ પડે એ વાત ધ્યાનમાં રાખતાં, રા. અંજારિઆની કૃતિમાં આ પ્રકારની ખોડખાંપણો કાઢવી અમને દુરસ્ત લાગતી નથી. રા. નરસિંહરાવનાં "મધ્ય રાત્રિયે કોયલ" અને "રાત્રિયે કોયલ" એ બે કાવ્યો વચ્ચે તથા "ઊંડી રજની" અને "અલૌકિક રજની" એ બે કાવ્યો વચ્ચે, પસંદગી કરતી વખતે રા. અંજારિઆને કેવી સહૃદય મુઝવણ ભોગવવી પડી હશે એ અમે સહજ કલ્પી શકીએ છીએ. બંને કાવ્યની જુદી જુદી ખૂબીઓ છે, અને એક માણસને એક બીજાને બીજું જ, બલ્કે એક જ હૃદયને એક દશામાં એક તો બીજીમા તો બીજું જ, ગમે તો આશ્ચર્ય જેવું નથી.

" અનિલ ધીર ભરે પગલા પળે શાન્તિ રખે સહુ,—
... ... ... ... ... ...
ફરી એક વેળા, એક વેળા, બોલ મીઠો! કુહૂ કુહૂ!"

એ પંક્તિઓ વાળું કાવ્ય સ્વીકારતી વખતે,

' વ્હાલી, સાંભળ્ય પેલી કોકીલડી તરુવૃન્દમા રે
ગાતી છન્દમા રે, વ્હાલી૦
... ... ... ... ... ...
વ્હાલી! એ તુજને બોલાવે,
મીઠી મીઠીને મન ભાવે,
દેની પાછો ટહૂકો કોમળ કણ્ઠમાં રે,
ગાતી૦ વ્હાલી૦

ઇત્યાદિ અલૌકિક માધુર્યથી—કોયલડીના માધુર્યથી–ઉભરાતું કાવ્ય છોડી દેતાં રા. અંજારિઆને કેટલી મુશ્કેલી પડી હશે.

" આ શી ઊંડી રજની આજની
ભણે ઊંડા ભણકાર!
ઘેરી ગુહા આકાશની રે
માહિં સૂતો ઊંડો અંધકાર,
ઊંડા ડૂબ્યા નભ તારલા કંઈ

ગૂઢ સંદેશ વ્હેનાર રે;
આ શી ઊંડી રજની ! "

વાંચુ કાવ્ય રાખવા માટે—

" રજની શ્રવણુમાં મન્દ સમીરણુ વાત કરે કંઈ છાની રે,
રસભર આવી, તે નિરખી રહી ચંદા છાનીમાની.
અલૌકિક૦

ગૂઢ વાત એ રજનિહૃદયમાં કોરી રાખી ઊંડી રે !
મુજ હ્રદયે પણુ ધ્વનિ ત્હેના કંઈ થાતા જાતા બૂડી.
અલૌકિક૦

.. ... .. ... ...

ઓ રજની ! તુજ હ્રદય વિશે મુજ હ્રદય 'તણો લય થાજો રે;
આ સરવરજળમાં તારક બની જીવન મુજ સહુ જાજો,
અલૌકિક આ રજની!"

—એવી રા. નરસિંહરાવના ગંભીર સિદ્ધાન્તરહસ્યથી પુષ્કળ ભરેલી કવિતાને વામી દેતાં, જવાબદારીનું ભાન કેવુ દુ:સહ થયું હશે—એ તો આવી પસંદગી કરનાર જ જાણે! પણુ આ કલગીમાં, થોડાંક વગડાઉ વનસ્પતિનાં ફૂલ પાદડાં કે કુદરતનાં પુષ્પોના અનુકરણમાં કાગળની કાતરી કાઢેલી આકૃતિઓ ન બાધતાં, ગુલાબ સાથે જૂઈ ગોઠવી હોત તો ખોટું હતું? વગડાઉ ફૂલો અને પાંદડાંઓમાં પણ કેટલીક મનોહરતા તો હોય છે જ, અને કાગળની આકૃતિઓ કાપવામાં પણ કેટલીક ચાતુરી તો પ્રકટ થાય છે જ, પણ જ્યા પસંદગી જ કરવાની છે ત્યાં તો કુદરતનાં કુસુમોને વધારે સ્ફુટતાથી દીપાવે એવા થોડાક કોમળ પાંદડાંની સાથે ગુલાબ અને જૂઈ જેવાં જ પુષ્પો બાધ્યાં હોત તો વધારે સારૂં હતુ. આમ કરવાથી, નરસિંહરાવના 'મેઘાડમ્બર' અને 'એક અદ્‌ભુત દેખાવ,' 'સરોવરમા ઊભેલો બગ,' 'વાટય જોતી' 'સન્ધ્યાકાળના આકાશ ભણી જોઈ રહેતી બાળકીને' ઇત્યાદિ કાવ્યો માટે થોડો ઘણો અવકાશ પ્રાપ્ત કરી શકાત, અને 'વિધવાનો વિલાપ,' 'ફુલમણિ દાસીનો શાપ' 'દિવ્ય ગાયક ગણુ' અને 'કવિહૃદય'—એ કાવ્યો કેમ દાખલ ન કર્યાં એ અનુત્તર પ્રશ્ન થવાનો પ્રસંગ ન આવત.

રા. અંજારિયાની કૃતિમા થોડીક ખામી કેવી અનિવાર્ય રીતે ભાસ્યા વિના રહેતી નથી, અને થોડીક કેવી રીતે ખરેખર દૂર કરી શકાત—એ સૂચવવા માટે, રા. નરસિંહરાવને ઉપલક્ષણરૂપે–અનેકમાથી એક દાખલા રૂપે જ–લીધા. રા. ન્હાનાલાલ–ખબરદાર–વગેરેને માટે પણુ એ જ ટીકા લાગુ પડે છે.

સ્વદેશાભિમાનનાં કાવ્યોમાં, રા હરિ. હર્ષદ. ધ્રુવનાં—

" પરધમચી પરધમચી પરધમ તારી કકડાવ "—

તથા—

૧. " હલેસાં હલેસાં, હલેસાં હલેસાં "—

એ આદ્ય પંક્તિવાળાં કાવ્યો તથા, "શૂરતરંગિણી" માની—

" ચલોજી ભૈયા ખેલિયે હોરી! "

" રસિયાજી કેસરિયાં કરીરી, આવી હોરી,
જરિપટકા ફરકંત નિશાનો "... ..

" ઘેરિયા ઘેર સામેની ઘેરારી!......૦
ભુંગળ બાગે, કમાડ ફાડે, પાડે કોટ, સિડી માંડી ધારી,
ચરતા કુસુમ વસાવિ વધાવી લો! વેરી વિખેરો ઉખારી,
તાકી માર મોહોકમ મારી! "

" કર્ણઘેલો વાઘેલો એ આગે—ઘૂમે રાગે૦
'જય જય જય જગદમ્બ' જય ધ્વનિ! હર! હર! નાદે જગાડે—
લંક લોકાલોકે લગાડે!
વકર્યા વાઘેલા શા વાઘ! રાટી આંખ! સોળકી સઘળા સળક્યા!
જાદવ જાગ્યા! ચોંક્યા કંઈ ચાવડા! પરમાર ઝાલા શું પલક્યા!
ખૂતી ખૂન ટપકત ઝળક્યા!—કર્ણઘેલો૦ "

" બાવરો બેરી હજુએ ન આવ્યો! નાઠ્યો નાઠ્યો! બાવરો બેરી.
તોપ, બંદુક, તમંચા ભરી કરિ, સારી તૈયારી એ માટે,—
એ પિચકારી ઉડાતું, મુઝાતું, એ રંગે ભિંજાવી આ ઘાટે!
ઠીક બેટિ બેટિ એ હારિ! બાવરો બેરી."

—ઇત્યાદિ હોરીઓમાંની એક પણ રા. અંજારિઆના સંગ્રહમાં કેમ નજરે નથી પડતી એ અમારાથી સમજાતું નથી. આ વર્ગના કાવ્યો રચનામાં, અને રાજકીય વિષયમાં સમયનો રસ ઝીલવામાં, રા. હરિ હર્ષદ એકલા જ છે, અને તેથી એમની કવિ તરીકે વિશિષ્ટતા આ અને આવાં કોંગ્રેસ સ્થાનિકસ્વરાજ્ય વગેરે કાવ્યોદ્વારા ઠીક પ્રકટ કરી શકાત. આ સ્થળે પ્રસંગોપાત્ત અમારે જણાવી લેવું જોઇએ કે 'જનની અક ઝૂલવા' કરતાં,* અને 'સુજલાં સુફલાં મલયજશીતલાં' એમ માતા સમીપ હાથ જોડી 'વન્દે માતરમ્' ગાવા કરતાં, ગગન ફેડી પાર ઉડતી હોરીઓ કવિતા તરીકે અમે વધારે પસંદ કરીએ છીએ. અને અમે આશા રાખીએ છીએ કે હવે પછીની આવૃત્તિ વખતે આ સૂચના વિચારમાં લેવાશે.

* એક ગેરસમજણ થતી અટકાવવી જોઇએ: રા. લલિતનું "જન્મભૂમિનું જયમંગલ" રા. અંજારિઆના સંગ્રહમાં દાખલ થવું જોઇતું નહતું એમ સૂચવવાનો અમારો લેશ માત્ર પણ ઇરાદો નથી. 'ઉરસમુદ્રને હિમાલયે ઉછાળીયે' વાળી પંક્તિવાળા કાવ્યને આ સંગ્રહમાં સ્થાન પામવાનો સંપૂર્ણ હક છે.

રા મણિલાલનાં કાવ્યો માટે રા. અન્જારિયા 'પ્રેમજીવન' અને 'અભેદોર્મિ'ને જ અવલંબી રહ્યા નથી એ ઠીક કર્યું છે. "અંધારૂં થયુ પાતળુ નભ વિષે તારાઙ્ગિ નીતરી" વાળુ કાવ્ય તથા "મદ મદ સમીર વ્હે તરુકુંજમા બહુ મ્હાલતો" એ રા નરસિંહરાવે અનેક વાર ટાકીને ગુજરાતી વાચકને પરિચિત કરાવેલું કાવ્ય, દાખલ કર્યા છે—તે સબન્ધમાં એટલુ જ કહેવાનુ રહે છે કે એમાના પહેલાને માટે 'રાત્રિ' ને બદલે 'પાછલી રાત' નામ વધારે ઉચિત હતું, અને બીજા ઉપરની ર. નરસિંહરાવની 'કવિતા અને સગીત'માની ટીકા છેવટના સંક્ષિપ્ત ટિપ્પણમા ઉતારવી રહી ગઈ છે વળી,

" અહા! એવે રંગે, બહુ બહુ પડયા વીર રણમા,
અહા! એ એકાતે, સુજન જગ જીત્યા સ્મરણમા
ગયા વ્હેતા ગાતા રસિક રસસિન્ધુઝરણમા. '
અહા! એની મૂર્તિ પ્રકટ નિરખાતી મરણમા."

એ શ્લોકથી સમાપ્ત થતું કાવ્ય, કાંઈ નહિ તો એની છેલી પંક્તિની જ ખાતર, દાખલ થવુ જોઇતું હતુ. તેમ જ—

" કૃષ્ણ બની ગીતામૃત ગાઓ, ગોપ બનીને ઝીલો રે,
અમૃત આપી હલાહલ શકર વ્હોર્યું એ રસ પીઓ૦ '

વાળા કાવ્યનો હક પણ વિચારવો રહી ગયો હશે એમ શકા રહે છે.

વળી,

" સાથે આવો તો સગપણ જાણીએ હોજી "—

હોડી માછીડા વહેલી હકારજે.'

એકતાર અને મજીરાની ધૂનમા ગવાતુ એ ભજન,

' જપીને પ્રેમમન્ત્રોથી જગાડયુ મે શુ આજે!
છતા જૂનુ નવુ એવુ જગાડયુ મે શુ આ આજે!

તુ પાડે બુમ તો હું બુમ, તું આંસુ તો હું આસુ છુ,
રમાડે તું રમત હું છુ, જગાડયુ મે શુ આ આજે! "

એ અદ્દ્ભુત અનુભવનુ ચિત્ર,

તથા—

"આખ ભર્યે શુ થાય હઠીલી! આખ ભર્યે શુ થાય ? "

એ સુપ્રસિદ્ધ પંક્તિવાળુ કાવ્ય—એ ક્યા?

ઉપરના કાવ્યો અધિક અનિર્વચનીય સુન્દરતાથી ભરેલા છે એમ અમારૂં કહેવુ નથી પણ એ દ્વારા રા. મણિલાલની કવિતાનો વાચકને વિશિષ્ટ પરિચય કરાવવાનો પ્રસગ હતો અને તે રા અન્જારિઆએ ખોયો છે એમ અમારૂં તાત્પર્ય છે. જેમકે—'હોડી માછીડા વહેલી હકારજે '—ની સ્હામે ' હલેસા, હલેસા, હલેસા ' વાળુ કાવ્ય મૂકવાથી રા. મણિલાલ અને રા હરિ હર્ષદ ધ્રુવ વચ્ચેનો રસભેદ સારી રીતે બતાવી શકાત, અને રા હરિલાલના—

" હવે શા માટ કરૂં ભગવાં ! બહુ તો સોહું કેસરિયાં !
રમું રંગે ધુમું જંગે ! સ્વદેશપ્રેમને સંગે. "

એ પંક્તિઓવાળા કાવ્યથી એ ભેદ ઉપર અધિક પ્રકાશ પાડી શકાત.

રા. મણિશંકરનાં કાવ્યો પૈકી ઘણાં વર્ષો ઉપર 'બુદ્ધિપ્રકાશ'માં પ્રસિદ્ધ થએલા "મત્ત-મયૂર" નું વિસ્મરણ થયું છે. તે માટે જોઇતી જગ્યા કદાચ એમનું જ એકાદ કાવ્ય કાઢી નાંખવાથી થઈ શકત.

" નાચે રસબીનો અલબેલો આવી રગમાં રે,
સ્યામાસંગમાં રે નાચે૦
વિજળી વ્યોમ છટાથી તરે છે,
ઘોર ઘટા ઘન શોર કરે છે,
જોબન જોર ભરે છે એનાં અંગમા રે,
સ્યામા૦ "

એ રીતે શરૂ થતું આખુ કાવ્ય રમણીય છે, અને રા. નરસિંહરાવમાંથી અમે ઉપર સૂચવ્યું છે તે—

" વ્હાલી સાંભળ્ય પેલી કોમલડી તરુવૃન્દમા રે,
ગાતી છન્દમાં રે૦ "

એ કાવ્ય સ્વીકાર્યું હોત તો, બન્નેનો પરસ્પર સંબન્ધ બતાવવાનો અને સરખામણી કરવાનો સારો પ્રસંગ હતો.

રા. ન્હાનાલાલનાં કાવ્યોમાના " સરોવર " અને " વીરાંગના " નો સત્કાર થયો જોઇ બહુ આનન્દ પામીએ છીએ.

' નરી સરલતા કોણ પૂજશે ? '

—એ પંક્તિથી શરૂ થતું ' સરોવર '–કાવ્ય ખરેખર 'Wordsworthian simplicity'–થી ભરેલું છે; અને રા. ન્હાનાલાલ જોઇને સન્તોષ પામશે કે ' નરી સરલતા ' પણ આખું ગુજરાત પૂજવાને તૈયાર છે: માત્ર એટલું ખરૂં કે એ સરલતા નીચેનાં વાક્યોમાં છે તેવી ન હોવી જોઇએ.

" આગળ ઇસ્પિતાલ છે, ખરૂં ? કાળનાં અવિરત મહા પૂર વહે છે, માનવી હેને ખાળવા શે મથતા હશે ? વિધિના હાથ ઠેલ્યા ઠેલાય એમ છે ? પણ બન્ધુ ! માર્ગ તો એ જ. મન્દવાડ ન હોય તો વીરછ ! સ્નેહ અણમૂલવ્યા રહે. "

" વીરાંગના "–કાવ્ય જુદી જ ઢબનું, પ્રાચીન ગ્રીક વગેરે ' પૈરાણિક ' પ્રતિભા—જેનું અંગ્રેજ કવિ Keats માં દર્શન થાય છે—તેવી પ્રતિભાનું છે, અને આ બે કાવ્યો રા. ન્હાનાલાલનું કવિત્વના બ સ્હામસ્હામા બિન્દુનુ સારૂં ભાન કરાવે છે.

" પારણિયાં સતાં સતાં કંઈ મ્હારા બાલનાં. "

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા ૧૫ સુધીના સર્વે પગારદારો માટે વર્ષ એકના રૂા ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસ નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સાર્ટીફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા ૦ ૬-૦ મોકલવા કૃપા કરવી બીજા વર્ષમા,રૂા ૦-૧૨-૦

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલના રૂ ૦-૪-૦ „

મળવાનુ ઠેકાણુ—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—અમદાવાદ

„ મુંબાઈના એજન્ટ—મેસર્સ એન એમ ત્રિપાઠી—મુંબાઈ.

---

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે

૪ કોઈ પણ લેખનુ અસલ લખાણુ-એ લેખ "વસન્ત"મા દાખલ કરવાનો ઠરાવ કર્યો હોય કે ન હોય-પણ, તે લેખકને પાછુ મોકલવાને અમો બંધાતા નથી

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખેરસુધીમા પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી

વ્યવસ્થાપક.

Reg No B 463.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૬, અંક ૪. [ માસિક. ] વૈશાખ, સંવત ૧૯૬૩.

## સર ફિરોઝશાહ મહેતાનો વિજય.

( ધ્વનિત )

ભડ ભારતવીર ફિરોઝ ! સ્વતન્ત્ર સખે !
નરસિંહ સમાજતણા રણશૃંગ ખરા !
તુજ ગર્જનથી ગગડાવી ધ્રુજાવી ધરા
જગવ્યા અમને ધસવા સ્વભૂમિપડખે
તુજ કીર્તિરવિ તમ[1] ડૂબવવા હરખે
કંઈ દેશતણા અરિ જે કૂદતા જબરા,
ધૂળમાં સહુ પામી જ કટકના ગજરા
તુજ તેજપ્રતાપ વિશે બની અંધ ધખે !
ગુણ[2] ભારતબાંધવમાળતણા વિરલા !
તુજ શબ્દતરંગ સમુદ્ર સમા ગરજે,
તુજ ઉજ્જવલ, ધૈર્યપ્રતાપો સ્વરાજ્યકલા
પ્રિયદેશજબંધુતણા[3] ઉરમાં ભરજે;
અમ આશધરાક્ષિતિજે સુપ્રભા સફલા,
વીર ધન્ય ફિરોઝ ! સદા ઉગતી ધરજે !

અરદેશર ફ઼ે. ખબરદાર.

એપ્રિલ, ૧૯૦૭

---

૧ અંધારામાં. ૨ દોરો ૩ દેશથી જન્મેલાઓના, સ્વદેશી બંધુઓના

## ઘુવડ [1]

[2] ( ખડહરિગીત )

રચી ભુતાવળ કારમી
તિમિરમા તારક તરે,
રજનિકુહરે ભમી ભમી
માયાવી ચિત્રો ચીતરે. ૧

---

૧ એડ્ગર ઍલન પો નામના અમેરિકન કવિનું 'The Raven' નામનું કાવ્ય કૉલેજમા હુ ભણતો હતો તે વખત એકવાર સાભળ્યુ હતુ. એક અગ્રેજ નટે એ કાવ્ય કહી સભળાવ્યુ હતુ તે પછી એ કાવ્ય મ્હારા જોવામા આવ્યુ નથી. પણ હેના સસ્કાર અત્યન્ત ઝાખા હોવાને લીધે–માત્ર હેની કલ્પનાને આધારે આ કાવ્ય રચાયુછે તેથી હેની જોડે વિશેષ સમાન અશ નહિ આવે.

૨ 'ખડહરિગીત'–એમ નામ આ છદને હુ આપુછુ હેનુ સ્વરૂપ —પ્હેલા ત્રણ ચરણ બાર બાર માત્રાના, ચોથુ ચરણ ચૌદ માત્રાનુ તાલ પ્રથમ ત્રણ ચરણમા પ્હેલી માત્રા ઉપરથી શરૂ થાય, ચોથા ચરણમા ત્રીજી માત્રા ઉપરથી તાલ શરૂ થાય. ( તાલ ત્રીજી ઉપરથી છે એમ બતાવવા તાલહીન પ્રથમની બે માત્રાના અક્ષરો પ્રથમની ત્રણ પક્તિથી બ્હાર પડતા મૂક્યા છે ). પ્હેલી, ચોથી, આઠમી અને અગિયારમી માત્રા ઉપર તાલ પ્રથમ ત્રણ ચરણમા, ત્રીજી, છઠ્ઠી, દસમી, અને તેરમી માત્રા ઉપર તાલ ચોથા ચરણમા, એમ આરી ઝપા' નામનો તાલ સગીતમા છે હેનો પ્રવેશ અહિ થાયછે.

આ સ્વરૂપ ઉપરથી જણાશે કે માત્ર હરિગીતના બે ચરણના ચાર બનાવીને આ નવો છદ નથી બનતો. ખડહરિગીતના ચાર ચરણની માત્રાનો સરવાળો ૫૦ થશે, અને હરિગીતમા બે ચરણોની કુલ માત્રા ૫૬ થશે. (દલપતરામે કહેલો હરિગીત સમઝવો. નર્મદાશકરના હરિગીતના બે ચરણની કુલ માત્રા બાવન થશે ) ખડહરિગીતનુ ચોથુ ચરણ પણ પ્રથમના ત્રણ ચરણ જેવુ રાખે તો ૪૮ માત્રા કુલ થાય ચોથા ચરણમા મ્હે ફરક રાખ્યો છે તે એકતાનતા થતી રોકવા માટે, તેમ જ શ્લોકની સમાપ્તિની પૂર્વતચ્છાયા કાઢક આકવા માટે.

આ કાવ્યના ૨૫ મા શ્લોકમા ચોથુ ચરણ જાણીને જ ચૌદને બદલે ૧૨ માત્રાનુ રાખી આરમ્ભની માત્રાથી તાલ રાખ્યોછે —

યુવક એ સુખ સેવને
સાચી પ્રેમસુધા કદી
ચાખશે આ જીવને ?
—ઘુવડ બોલ્યો —"કદી નહિ"!"

અહિ પ્રથમના ત્રણ ચરણમાની વિચારશ્રેણી કવિના હૃદયની અદર વ્હે છે, અને ચોથા ચરણમાનો વૃત્તાન્ત ( બાહ્યદર્શન ) કવિહૃદયની બ્હાર દૂર રહેલા ઘુવડનામાથી ઉદ્ભવ

વિશ્વ દમતી શાન્તિ આ
હૃદયને ક્ષોભે ભરે,
ને અનુત્તર કારમા
પ્રશ્નો રચી પીડા કરે ૨

પામેછે એ બને વસ્તુઓ જુદી જુદી દિશામાથી પ્રવર્તતી દર્શાવવાને માટે ત્રીજા ચરણની પછી બે માત્રા ગાળાને ઉત્પન્ન થતા વિરામની આવશ્યકતા છે છેલ્લા ચરણને પૂર્વના ત્રણ ચરણો જોડે જોડનારો અકોડો—બે માત્રા—છોડી નાખવાથી આમ બને ભાગને અલગ રખાયછે

આ કાવ્યમા પૂર્ણ ચાર ચરણના શ્લોક બન્યા પછી 'ધ્રુવક મોલ્યો—કદી નહિ !' વગેરે છુટક ચરણો આવ્યાછે ત્હા ઘણુ કરીને સર્વત્ર ૧૨ માત્રાના ચરણો જ રાખ્યાછે ત્હેનું કારણ પણ કાઈક આ રીતનુ જ છે, તે રસિકજનો યથાસભવ વિચારી લેશે ૨૧ મા શ્લોકમા બીજુ જ ચરણ ૧૪ માત્રાનુ કર્યુછે કેમકે એ શ્લોક બીજા ચરણથી જ સમાપ્ત કર્યોછે ખ હરિગીતના પ્રથમના બે ચરણમા અન્તે બે માત્રા જેટલો વિરામ ઉત્પન્ન થાય છે (પછી આવતાના ચરણમા આરમ્ભની બે માત્રા ગાળવાને લીધે—અથવા, બીજી રીતે બોલતા તાલ પ્રથમની માત્રાથી જ શરૂ કરવાને લીધે) તેથી છન્દમા એક પ્રકારની ઉત્સુકતાનું સ્વરૂપ ધ્વનિત થાયછે, તે સાથે છન્દના નર્તનમાથી અતિસરલ પ્રવાહ કાઇક ઇષ્ટ રીતે ખંડિત થાયછે આ ઇષ્ટ પરિણામ આવવાની સાથે સાધારણ હરિગીતથી સાચી વિલક્ષણતા (ઉપર બતાવ્યા પ્રમાણે) સચવાયછે

આ રચનામા આવતા બીજ કોઇ પ્રકારનુ એક સ્વરૂપ ધ્યાન ખેચવા લાયક છે ઉદાહરણથી સ્પષ્ટતા થશે —

તિમિરમા તારક તરે'

એ ચરણમા આરમ્ભમા 'ઘન' ઉમેરતા

ઘન તિમિરમા તારક તરે

આ હરિગીતના અર્ધ ચરણમા સહજ તાલની રચના ફેરવતા શિખરિણીના ચરણના પાછલા ભાગની રચના ઉત્પન્ન થાયછે આ પ્રમાણે —

હરિગીત—— 'ઘન તિમિરમા તારક તરે'

શિખરિણી—— 'ઘન તિમિરમા તારક તરે'

અહિ 'તારક' ને બદલે 'તારા' કરીશુ તો

ઘનતિમિરમા તારા તરે'—એમ હરિગીત બરોબર થશે પણ

'ઘનતિમિરમા તારા તરે' એમ શિખરિણીનો ભાગ નહિ બને આ સ્વભાવશુદ્ધ અથવા કેળવાયલા શ્રવણને તરત જણાઈ આવશે શિખરિણી જેવા અક્ષરમેળ છન્દમા

( ખંડ શિખરિણી. )

"હૃદયતણી તન્ત્રી તૂટી ગઈ,
મધુર મુજ વીણા મૂક થઈ,
નમેરા આઘાતો વિકટ જગના એ સહો સહી;—
ફરી શું સંગીતે મધુર સુર લેશે રસ વહી?"
ઘુવડ વદતું—"એ કદી નહિં!" ૧૨

( ખંડ હરિગીત. )

"બસ! હવે ઓ ઘૂક! તું,
તાનભંગ તું શિદ કરે?"—
તાનલક્ષ્ય ન ચૂકતું
મુજ હૃદય પાછું ત્હાં ઠરે. ૧૩

"પ્રેમમય ઉલ્લાસમાં,
પાપહીન વિલાસમાં,
મુગ્ધ નિર્મલ હાસમા,
શુચિ બાલ્ય વીતી જો! ગયું; ૧૪

લલિત પ્રેમ વિકાસમાં,
સુન્દરીભુજપાશમાં,
ઉચ્ચવિક્રમઆશમાં,
યૌવન અમોલું જો! વહ્યું. ૧૫

બાલ્ય એ, યૌવન શું એ
દેખશું ફરી આ ભવે?"
હૃદય મુજ છાનું રુવે;—
ત્હાં—"કદી નહિં!"—ઘુવડ જ લવે.
"મૌન ધર્ય! ભૂંડા! હવે." ૧૬

"પ્રિય જનો હૃદયે વસ્યાં,
સંગ રહિયાં ને હસ્યાં,
ક્રૂર કાળે એ ગ્રસ્યાં,
ફરી ભેટ એશું કો સમે? ૧૭

પુણ્ય કર્મો મન ધર્યાં,
કૃતિ વિશે નવ તે ઠર્યાં,
સુપ્રસંગો જે સર્યા,
આ જીવને ફરી શું રમે ?"
—"કદી નહિં ! એ કદી નહિં" ૧૮

ઘુવડવાણી ના ગણું
ચિન્તને હું ડૂબિયો;
પ્રશ્ન ઊંડા ફરી સુણું
છબિ દિવ્ય કરતો ઊભી જો ! ૧૯

( ખંડ શિખરિણી. )

"લલિત મૃદુ હાસે મલકતી,
વસન કંઇ આછું ઝળકતી,
ઉષા રંગીલી આ કનકમય પાંખે ઊડી જતી,
ધસે પ્રેમે પૂવા; ભુજયુગલ લેશે કદી સતી ?"

( ખંડ હરિગીત. )

ઘુવડ બોલ્યો—"નવ કદી !" ૨૦

"ધૂર્ત ! છાનો રહે હવે !
તજી આત્મગૌરવ શું લવે ?" ૨૧

( વસન્તતિલકા. )

"મીંચી વિશુદ્ધ કળી જો ! નવી માધવીની
વેરે સ્મિતો નવલ ચાંદનીશાં રસીલી,
તે કીટદંશથી અજાણ પડી વિનાશે,
શું એ પ્રફુલ્લ ફરી જીવન માર્ગ જાશે ?"

( ખંડ હરિગીત. )

"કદી નહિં ! એ કદી નહિં !
ઘુવડ ઘુરકે - "કદી નહિં !" ૨૨

---

ધીમે કંઇક મધુરૂં લવી જતાં,
સમુદાય રચી સ્વતંત્ર વિહરતાં,
કેવો નિર્દોષ આનન્દ !

નન્દનવનનું દિવ્ય દર્શન !
દૈવિ અમાનુષ જીવનનું
સુંદર ચિત્ર
પંખીડાંના સ્વર્ગિય પ્રાસાદ
સરવરના નિલ તટપર
નમ્ર ભાવે ઝૂકી રહી મનુબાલને આમંત્રતા
પ્રસન્ન તરૂઓ !

મધુર મધુર મંદ અનિલ લહરિ,
સર્વત્ર પરિમલ પમરાવતી;
વિનયી કુસુમ મંડલી,
ઉછળતા હૃદયે દીન બની નમી જતી
સર્વ અંગો સત્કારતી ?

સ્વચ્છંદી બાલ અનિલ,
જલપર અથડાઇ અદૃશ્ય હસતો;
અનિલરાજના અટ્ટ હાસ્યે
મદનયુદ્ધનું વ્યૂહ રચાતું;
નેહનાં નિમંત્રણ પવિત્ર હૃદય કાં ન સ્વિકારે ?

કુસુમડાં આવ્યાં બંદીજનો બની
યોદ્ધાઓને શર ચડાવ્યું.
હૃદય જ્વાલા ભભૂકી !
યુદ્ધ મચ્યું !
અનેરી સ્નેહ જ્યોતિ પ્રકટી !
પ્રકૃતિના અંગમાં દિવ્ય રાસ ચાલી રહ્યો !

—આ દર્શને—
નભ મંડલપણ શરમાતું શરમાતું—

પ્રકાશહીન બની ગયું!
તેની તો—અધિષ્ઠાત્રિ દેવિને પણ જલમાં સંતાડી દીધી
વત્સ! વત્સ! પવિત્ર યોગ થયો!
હૃદય હૃદયના શ્વાસ ઝીલાયા:

પણ—

વિલપતિ રહી કાં? વિમલા સિતે!
પ્રિય સખે! મમ પ્રાણુ ન કાં ઉડે
નયનમાં નિરને ભરી સુંદરી!
"રઘુપતિ" રસના જપતી હશે!

લક્ષ્મણ: આર્ય; આ શો શ્રમ?
આતો ચિત્રપટ!
દેવી જાનકીતો આર્યચરણુમાં
પ્રેમ શ્રદ્ધાનો રસ વહાવતાં;
આ રહ્યાં!

રામ: આહ!

ગૃહિણિ રમણિ દેવિ! સતિ સીતે!
હરિ! હરિ! સ્મૃતિચિત્ર!
પંપાના દેવી પ્રદેશનું વિચિત્ર ચિત્ર?
પ્રયત્ને પણ નહિં ભૂંસાય!!!*

છોટાલાલ રણછોડજી ભટ્ટ.

---

## જીવન.

(અંગ્રેજી ઉપરથી ભાષાંતર.)

### મિશ્ર શિખરિણી.

હશે તું શું તેનું, જીવન નવ કૈં જ્ઞાત મુજને;
તથાપિ જાણું કે,
અરે ! હારે મ્હારે,
જુદાં થાવું અંતે.

મળ્યાં ક્યારે, ક્યાં ને કવણ રીતિ તે શૂન્ય સરવે,
અહા આયૂ ! આજે બહુ સમયથી સંગમ થયો,
અને ખારા ખાટા સઉ અનુભવે સંગ કરિઓ;
હવે જુદાં થાવું અતિ અતિ કઠીણું બની રહ્યું,—
ઉન્હાં આંસૂડાંનાં ઝરણ વહવાં ભાગ્ય લખિયું.

અરે ! જાને ત્યારે,
તને ફાવે જ્યારે,
ન તું કોને કે'જે.
જજે છાને વેશે.

(સાખી)

કહિશ ન કે "હું જાઊંછું," પણ કોક ભલેરે દેશ,
આપણ મળિએ ત્યાહરે, કે'જે "ન્હાય ગણેશ!"

કરીમ મહુમદ માસ્તર



# ગ્રહમંડળ.

( અનુસન્ધાન પૃ૦ ૮૬ થી. )

યુરોપમા ઘણા અજ્ઞાની કાળના અન્તમા પછી ત્યાની સ્થિતિ બદલાવા લાગી. કોલમ્બસ, ગામા, મેગેલાન વિગેરેના નૌકાયુગમા ધર્મસ્વાતન્ત્ર્યની ઊર્મિ લોકોમા ઉછળી રહી અને આવે વખતે જ્યોતિષશાસ્ત્રમા સુધારો કરવા કોપરનીકસ (જન્મ ૧૪૭૩–મૃત્યુ ૧૫૪૩) બહાર પડ્યો. ૧૬ મી સદીના શરૂઆતના વર્ષો કોપરનીકસે રોમ, પેડુઆ અને બુલોનમા ગ્રહગતિનો ખરો ખુલાસો કરવામા ગાળ્યા હતાં. અનેક જુદા જુદા સંકેતો કર્યા પછી તેણે સૂર્યની આસપાસ સર્વ ગ્રહો પ્રદક્ષિણા કરે છે એવા અનુમાન પર આવી સર્વ ગ્રહોની ગુંચવાડા ભરેલી ગતિ સમજાવી. આ નવી કલ્પના ઉપર ઘણા જ હુમલાઓ થયા. એકલા પાદરી લોકો વિરૂદ્ધ નહોતા પણ વિદ્વાન જ્યોતિષીઓ પણ તેને ભજતા નહોતા. કારણ કે માત્ર કોપરનીકસના વિચારો પોતાના અમલ દૃઢ થયેલા ખ્યાલને તોડનાર હતા એટલુ જ નહિ પણ તેનો ખુલાસો બહુ સરળ અને સાદો નહોતો એટલે લગભગ પોણી સદી પછી જ્યારે કેપ્લર (જન્મ ૧૫૭૧–મૃત્યુ ૧૬૩૦) નામનો જ્યોતિષી બહાર પડ્યો અને ત્યારે તેણે આનો ખુલાસો ઘણી જ સાદી ગણિતરીઓથી સમજાવ્યો ત્યારે તો ટોલેમીની જુની કલ્પનાનો જડમૂળથી નાશ થઈ ગયો. ટાઈકો બ્રાહે (૧૫૪૬–૧૬૦૧) નામનો તેના સમકાલીન મહાન્ જ્યોતિષી તેની વિરૂદ્ધ પડ્યો હતો પણ કેપ્લર તેની જ વેધશાળામા આલેખેલા જુદા જુદા ગ્રહોના માર્ગ ઉપરથી જ તેને બહુ સરળતાથી ને સાદાઈથી પોતાનો મત સમજાવી પોતાના વિચારમા મેળવી શક્યો હતો. આ વેધશાળા ઘણી મોટી અને નામાંકિત હતી તેમાં ગ્રહોના માર્ગ એટલા તો ચોકસાઈથી દોરેલા હતા કે કેપ્લરે મંગળ જે આપણી પાસેમા પાસે છે તેના માર્ગ ઉપરથી સર્વ ગ્રહો લંબવર્તુળમાં સૂર્યની આસપાસ ફરે છે એમ સહેલાઈથી અનુમાન કર્યું અને ગણત્રીથી બતાવ્યુ કે સૂર્ય તે લંબવર્તુળના એક કેન્દ્ર (focus)

તે પદાર્થ આ ચોકસ માર્ગ લે છે. અને જેમ આ માર્ગ અંતરગોળ કે બાહ્યગોળ હોય તે પ્રમાણે આ બળ તરફ અથવા દૂર કરનારૂં છે. તો પછી જ્યારે ગ્રહો સૂર્યની આસપાસ સરખે કાળે સરખા ક્ષેત્રફળ માપે છે અને વળી તે માર્ગ કાયમ અંતરગોળ હોવાથી સૂર્યનું ગ્રહ પ્રત્યેનું બળ પોતાની તરફ ખેંચનારૂં છે.

બીજું ન્યુટને એમ બતાવ્યું કે જો ગ્રહો સૂર્યને તેના એક કેન્દ્રમાં રાખી લબવર્તુળ અથવા તો કોઈ પણ શંકુના છેદની આકૃતિમા સૂર્યની આસપાસ પ્રદક્ષિણા કરે તો આ સૂર્યનું બળ તેના ગ્રહના અંતરના વર્ગની સાથે વિષમ પ્રમાણમાં છે અને તે ગ્રહના કદની સાથે સમ પ્રમાણમાં છે. વળી તેણે બતાવ્યું કે જો આ કાયદો ખરો હોય તો તેનું ફળ માત્ર એ જ કે કેપ્લરનો ત્રીજો નિયમ ખરો હોવો જોઇએ. આ ઉપરના અનુમાન અને આ મહાન્ નિયમની સિદ્ધતા વચ્ચેનો તફાવત આપણે બરાબર સમજવો જોઇએ. સૂર્યના ગ્રહો પરના આકર્ષણનું અનુમાન જો કે ઘણું રસિક છે તો પણ તે અનુમાન કંઈ ખાસ ઉપયોગી કે વિચિત્ર નથી. આ આકર્ષક ન્યાય ન્યુટન પહેલાં ઘણાને સ્ફૂર્યો હતો. ન્યુટનને પણ આટલા જ અનુમાનથી સંતોષ થયો નહોતો પણ આ અનુમાન સિદ્ધ કરવામાં તે ગરકાવ થઇ ગયો હતો ન્યુટને ચંદ્રની ગતિ આ અનુમાનથી થયેલા નિયમને અનુસરે છે કે નહિ તે જોવા યત્ન કર્યો ઇ. સ. ૧૬૬૬ માં ન્યુટનને લાગ્યું કે જે બળથી ફળ પૃથ્વીપર પડે છે તે જ બળે કરીને ચંદ્ર પૃથ્વીની આસપાસ ગતિમાં રહે છે પણ આ વખતે પૃથ્વીના વ્યાસના ખોટા માપને લઇને ચંદ્ર ઉપરના પૃથ્વીના બળને તે બરાબર પોતાના નિયમાનુસાર બતાવી શક્યો નહિ પણ આખરે ૧૬૮૪ માં પીકાર્ડે જ્યારે પૃથ્વીનો વ્યાસ બરાબર માપ્યો ત્યારે તેનો આધાર લઈ અત્યાર સુધી પાછો પડતો વિદ્વાન આખરે ફતેહમંદ થયો. આ પ્રમાણે એનો નિયમ માત્ર પ્રયોગસિદ્ધ નહિ પણ પ્રમાણસિદ્ધ થયા પછી તેના અનુમાનો સ્વાભાવિક થઇ પડ્યા. અને તેણે એકદમ સર્વવ્યાપી વિશ્વનિયમ બહાર પાડ્યો.

‘ વિશ્વમાં પદાર્થનું પ્રત્યેક અણુ બીજા અણુને પોતપોતાના પદાર્થના ગુણાકારની સાથે સમ પ્રમાણમાં અને તેમના અંતરના વર્ગની સાથે વિષમ પ્રમાણમાં રહેલા બળથી એક બીજાને ખેંચે છે ”

આ જ નિયમને અનુસરી ઉપગ્રહો ગ્રહોની આસપાસ, ગ્રહો સૂર્યની આસપાસ, સૂર્ય મંડળ પોતાના બધું સૂર્યોની જેમ અમુક નક્ષત્રની આસપાસ, અને તે નક્ષત્ર વળી પોતાના સર્વ કુટુંબીઓ સહિત કોઇ વાયુમય તારાની આસપાસ, આ તારાનું ઝુંડ વળી કોઇ બીજા ઝુંડની આસપાસ આ સાદા નિયમાનુસાર પ્રદક્ષિણા લીધા જ કરે છે. આ જ નિયમોને લઇને આપણી છેક નાની પૃથ્વી ઉપરના નાનામાં નાના મગતરાની ગતિ વિશ્વની મોટી મોટી રચનાઓની ગતિ ઉપર ઘણા જ થોડે અંશે પણ અસર કરે છે

ઉપયોગી નથી. આ યત્ર ગમે તેણે શોધ્યુ હોય પણ ગેલેલીયોએ (૧૫૬૪-૧૬૪૨) પહેલ વહેલું આ યંત્ર આકાશ તરફ ફેરવ્યુ. અને જ્યારે ૧૬૧૦ ના જાન્યુઆરીમા આ યંત્રથી તેણે ગુરુનો ગ્રહ જોયો તો તે ગ્રહને ચાર ઉપગ્રહો માલૂમ પડ્યા. અહિયાથી જ આપણા ગ્રહ મડળના પ્રત્યેક ગ્રહનું જ્ઞાન વધવા લાગ્યુ આ ઉપગ્રહોમાનો છેક નાનામા નાનો આપણા ચદ્રથી મોટો છે અને મોટામા મોટો તો બુધના કરતા પણ મોટો છે. તે જ વર્ષના જુના ઇની શરૂઆતમા જ્યારે ગેલેલીયોએ શનિશ્ચર પોતના દુર્બીનથી જોયો તો તે ગ્રહમા એક ઘણી જ નવીનતા જોઇ પણ તે શુ છે તે સમજી શક્યો નહિ. તો આપણે અનુમાન કરીયે કે આ યત્રથી તેને દૃગ્ના ગ્રહો જોવામા કેટલી રસિક અને અપેક્ષાયુક્ત ભાવનાઓ થઈ હશે પ્રત્યેક જ્યોતિમા તેને કઈની ને કઈ નવાઈ માલૂમ પડી. ચદ્રને જુવે છે તો ખાડા ખચીયા વાળા પર્વતો, સૂર્યને જુવે છે તો તેના બિબ ઉપર ધાબા, શુક્રને જુવે છે તો ચદ્ર જેવી ક્ષયવૃદ્ધિ. પછી ધીમે ધીમે જેમ દુરબીન વધારે શક્તિનુ બનાવતા ગયા તેમ એક પછી એક નવા શોધો બહાર પડવા લાગ્યા ફ્રેચ તત્ત્વવેતા અને ગણિતશાસ્ત્રી ડેકાર (૧૫૯૬-૧૬૫૦) ભૂમિતિનુ બીજગણિતમા રૂપાતર કરવાથી તથા ન્યુટને (૧૬૪૨-૧૭૨૭) કેલ્ક્યુલસથી ગણત્રી કરવાનું દાખલ કરવાથી ગણિતમા ઘણોજ વધારો થયો એટલે ગતિની ગણત્રીમા આ વધેલા ગણિતનો ઉપયોગ કરવાથી દુર્બીનથી થતા શોધો ન્યુટનના ગુરુત્વા કર્ષણની કલ્પનાને વધારે પુષ્ટિ આપતા ગયા. આપણું ગ્રહોનુ જ્ઞાન આ પ્રમાણે એકદમ વધવા માડ્યુ અને તેમનો અનુક્રમે વિગતવાર ઇતિહાસ લખવા બેસીયે તો મોટો ગ્રન્થ થઈ જાય એટલે તેનુ ટુક વર્ણનજ કરીશુ.

ગેસેન્ડી (૧૫૯૨-૧૬૫૫) નામના ફ્રેચ તત્વવેત્તાએ ૧૬૩૧ મા સૂર્યના બિબ ઉપર થતુ બુધનુ ગ્રહણ ( Transit ) જોયુ અને ૧૬૩૯ મા હૉરોકસ વિગ્યદ્દ્ય શુક્રનુ ગ્રહણ જોવા ભાગ્યશાળી થયો હતો

હ્યુજન્સે પોતાના દુર્બીનની શક્તિ ઘણી વધારી અને આ યત્ર વડે શનિનુ વિચિત્ર સ્વરૂપ શેને લઇને છે તે તપાસ કરવા લાગ્યો. ત્રણ વર્ષ સુધી જુદી જુદી કલ્પનાઓ કરી અતે ૧૬૫૯ મા તેણે બહાર પાડ્યુ કે શનિશ્ચરની આસપાસ એક વીંટી વીંટળાયેલી છે. અને જે વિચિત્ર દેખાવ લાગે છે તે તેની સપાટી સૂર્યમાર્ગની જોડે ખુણો કરે છે તેને લઇને છે. તેણે બતાવ્યુ કે વીંટીનો બાહ્ય વ્યાસ ગ્રહના વ્યાસ કરતા ૨½ ગણો છે. ચાર વર્ષ પહેલા એટલે ૧૬૫૫ મા તેણે શનિની આસપાસ એક ઉપગ્રહ ફરતો જોયો હતો. આપણો ચદ્ર ને ગુરુના ચાર ઉપગ્રહો મળી આ ઉપગ્રહ છઠ્ઠો હતો વળી આ વખતે ગ્રહો પણ છજ જાણીતા હતા એટલે તેણે કહ્યુ કે હવે એકે નવો ઉપગ્રહ માલૂમ નહિ પડે. પણ તે જીવતો હતો એટલામા જ કેસીનીએ ૧૬૭૧ મા બીજો, ૧૬૭૨ મા ત્રીજો અને ૧૬૮૪મા ચોથો અને પાચમો એમ બીજા ચાર ઉપગ્રહો શનિની આસપાસ ફરતા બતાવ્યા.

૧૬૬૫ મા વીલીયમ બોલે પહેલ વહેલા અને કેસીનીએ પછી શનિની વીંટીમા એક કાળી પટી જોઈ અને સમજ્યુ કે તે વીંટી બે વીંટીઓની બનેલી છે અને અંદરની વીંટી વધારે ચળકતી છે

કેસેનીએ વળી ગુરૂના ઉપગ્રહોની બહુજ તપાસ કરી એક ઘણુંજ ચોકસ ટીપણુ બનાવ્યું. તેણે વળી ગુરૂની ઉપરના પટા અને મંગળની ઉપરના ટપકાંઓ પરથી તેમનો ધરીપર ફરવાનો કાળ નિર્ણય કર્યો. શુક્રની પણ આ જ હેતુથી ઘણી તપાસ કરી અને તેણે પહેલવેલું ઝોડીયેકલ લાઈટ જે સૂર્ય અસ્ત થયા પછી ત્રિકોણાકારમાં આકાશના રવિમાર્ગમાં દેખાય છે તે જોયું. આ શું છે અને ક્યાં છે તે હજી પણ નક્કી થયું નથી: કેસેની બહુજ બારીકીથી તપાસ કરનારો હતો અને કદી કંટાળતો પણ નહોતો જેથી કરી આખરે ઘડપણમાં તેની આંખો ગઈ હતી.

ઈ. સ. ૧૬૭૫ માં રોમરે ગુરૂના ઉપગ્રહોના ગ્રહણો ઉપરથી પ્રકાશનો વેગ માપ્યો હતો. અને કેસેનીના શિષ્ય અને મદદગાર ગેરેલ્ડીએ ગુરૂના ગ્રહમાર્ગના સૂર્યમાર્ગને કાપનારા બિંદુઓને જોડનારી લીટીને ( Nodal line ) પાછી ફરતી અને ગુરૂ માર્ગમાંના સૂર્યથી દૂરમાં દૂર અને પાસેમાં પાસેના બિંદુઓની જોડનારી લીટીને ( Apside ) રવિમાર્ગમાં આગળ વધતી જોઈ હતી.

હેલીએ (૧૬૫૬-૧૭૪૨) ૧૬૮૨ માં દેખાતા ધૂમકેતુના માર્ગની આકૃતિ ઉપરથી તે પાછો ૧૭૫૯ માં દેખાશે એમ ભવિષ્ય કહ્યું હતું. આ ધૂમકેતુ એનાજ નામથી ઓળખાય છે. તેણે કહ્યું કે ધૂમકેતુઓ પણ આપણા ગ્રહમંડળના સભાસદો છે. આ હેલીનો ધૂમકેતુ ભવિષ્યમાં ૧૯૧૦ માં દેખાશે. હેલીએ બુધના સંક્રમ ઉપરથી સૂર્યનું અંતર બહુજ ચોકસાઈથી કાઢ્યું હતું.

સર વિલિયમ હર્શલે (૧૭૩૮-૧૮૨૨) પોતાનું નામ યુરેનસ નામના નવાજ ગ્રહની શોધથી અમર કર્યું છે. ૧૭૮૧ ના માર્ચની ૧૩ મી તારીખે તેણે મિથુન નક્ષત્રના પગના તારાઓ પાસે એક ગ્રહ હોય એમ જાહેર કર્યું, અને ૧૭૮૫ માં તે ગ્રહને બે ઉપગ્રહો છે એમ જણાવ્યુ. હર્શલે પોતાના સુધારેલા દુરબીનથી શનિના બે બીજા ઉપગ્રહો ૧૭૮૭ માં શોધી કાઢ્યા. આ પ્રમાણે શનિને ૭ ઉપગ્રહો થયા. એનોજ સમકાલીન લાપ્લાસ ગણિતમાં ઘણો એક્કો હતો તેણે શનીની વીંટીની નિશ્ચલતા માટે ગણત્રી કરી જાહેર કર્યું કે તે વીંટી શનિના ગ્રહની આસપાસ ફરવી જોઇએ. અને હર્શલે ૧૭૮૯ માં પોતાના દુરબીનથી બતાવ્યું જે તે વીંટી લાપ્લાસના ધાર્યા પ્રમાણે જ ફરે છે. તેણે શનિના ઉપરના પટાઓપરથી શનિનો ધરીપર ફરવાનો કાળ નક્કી કર્યો. હર્શલ વળી પોતાની બારીક તપાસ ઉપરથી એવા અનુમાન ઉપર આવ્યો જે આપણો સૂર્ય પોતાના ગ્રહમંડળને લઇને કોઈ દૂરના બિંદુની આસપાસ ફરે છે અને તેની પ્રયાણદિશા હાલ હરક્યુલીસના નક્ષત્ર તરફ છે.

૧૭૭૨ માં વીટમબર્ગના પ્રો. ટીટીયસે ગ્રહોના સૂર્યથી અંતરોનો એક વિચિત્ર સંબંધ શોધી કાઢ્યો અને બોડે ૧૭૭૮ માં એકનિયમ જાહેર કર્યો જે 'બોડ્સ લૉ' તરીકે ઓળખાય છે આ નિયમને બધા ગ્રહો મળતા આવે છે પણ મંગળ અને ગુરૂની વચમાં એક ગ્રહ ખુટતો હોય એમ લાગે છે વળી જ્યારે હર્શલે યુરેનસની શોધ કરી તેનું અંતર માપ્યું ત્યારે તે પણ આ નિયમને મળતો આવ્યો, એટલે ગુરૂને મંગળની વચમાં ખુટતા ગ્રહને માટે ચારે મેર તપાસ થવા માંડી અને ૧૯ મી સદીને પહેલેજ દહાડે એટલે ૧૮૦૧ ની પહેલી જાન્યુઆ-

રીએ પીઆઝી ( ૧૭૪૬-૧૮૨૬ )નામના ઇટાલીયન ખગોળવેત્તાએ સીરીઝ નામનો ગ્રહ શોધી કાઢ્યો અને એનું અંતર કાઢતાં બોડના નિયમને લગભગ મળતું આવ્યું. ૧૮૦૨ માં આ નવા શોધાયેલા સીરીઝને આકાશમાં ખોળતાં ડૉ. ઓલ્બર્સે ( ૧૭૫૮-૧૮૪૦ ) પાલાઝ નામનો બીજો ગ્રહ શોધી કાઢ્યો. આ નવા ગ્રહનું અંતર પણ લગભગ સીરીઝ જેટલે હતું એટલે ડૉ. ઓલ્બર્સે એમ અનુમાન કર્યું કે આ બે ગ્રહો કોઇ મોટા ગ્રહના કટકા હશે અને હજી પણ બીજા કટકાઓ જડશે. હવે ૧૮૦૪ માં આ અનુમાનને જર્મનીના પ્રો. હાર્ડીંગના જુનો નામના ગ્રહના શોધથી ટેકો મળ્યો અને ૧૮૦૭ મા ડૉ. ઓલ્બર્સે વળી વેસ્ટા નામનો ચોથો ગ્રહ શોધી કાઢ્યો. આ બધા ગ્રહોને એસ્ટ્રોઇડ્સ કહે છે. ૧૮૪૫ સુધીમાં બીજો એકે નવો ગ્રહ જડ્યો નહોતો પણ તે વર્ષમાં એક પાંચમો જડ્યો અને ત્યાર પછી લગભગ દરવર્ષે આમાંના ગ્રહો જડતા જ ગયા અને ૧૮૯૯ ની સાલ સુધીમા એવા ૪૨૫ ગ્રહો જડ્યા છે. આ ગ્રહો ડૉ. ઓલ્બર્સના અનુમાનને મળતા આવતા નથી કારણ કે યાંત્રિકશાસ્ત્રના નિયમ પ્રમાણે આ બધા ગ્રહોને પોતાની પ્રદક્ષિણામા જે ઠેકાણે તેમના ભાગલા પડ્યા હતા તે ઠેકાણે એકવાર આવવું જ જોઇએ અને તેમ તેઓમા થતુ નથી વળી બોડનો નિયમ નવા શોધાયેલા નેપ્ચ્યુનમા લાગુ પડતો નથી તેથી આ નિયમ કોઇચોક્કસ ગતિના કાયદાને અનુસરીને નથી. જો કે આ ડૉ. ઓલ્બર્સની કલ્પના ખોટી છે તોપણ ડે' એરેટ પોતાના ગ્રન્થમા એક નિરૂપણ કર્યું છે તે ધ્યાનમા લેવા જેવુ છે

" સર્વ કરતાં એક હકીકત આ નાના ગ્રહોના ગાઢ સબંધની કલ્પનાને બહુ મળતી આવે છે. એ એ છે કે જો તેમના ગ્રહમાર્ગ ત્રુટ વાળાના બનેલા હોય તો આ વાળા તો એક બીજા સાથે એટલા ગુંચવાઇ ગયેલા છે કે તેમાંનો જો એક કોઇપણ વાળો આપણે ઉપાડી લેવા માંગીયે તો બીજા બધાએ એની સાથે ઉપડી આવશે. "

હવે એટલા બધા નાના ગ્રહો આપણને માલૂમ પડ્યા છે કે હવે જો કોઇ નવો શોધાય છે તો તે માટે બહુ કાળજી થતી નથી લેવેગીરે ગણ્યુ છે કે આ બધા ગ્રહોનો પદાર્થ આપણી પૃથ્વીના પદાર્થના ચોથા ભાગથી વધે એમ નથી.

અત્યાર સુધી આપણે એમ જોયુ કે ગુરુત્વાકર્ષણ માત્ર પ્રત્યેક ગ્રહ અને ઉપગ્રહને પોતાના માર્ગમાં રાખનારૂં નિયામક બળ છે પરંતુ દરેક પદાર્થ એક બીજાને ખેંચે છે તેથી તે સંક્ષોભ ( Perturbation ) પણ કરે છે તેટલા માટે આની અસર ઘણી ગુંચવાડા ભરેલી છે. ન્યુટન પછી પીઆઝી ( ૧૭૪૬-૧૮૨૬ ) પૃથ્વી ઉપરના ચંદ્ર અને બીજા ગ્રહોથી થતા સંક્ષોભ તપાસવા લાગ્યો અને તેણે ગણિતના આ વિષેના પ્રશ્નો પારીસની " એકેડમી ઓફ સાયન્સીસ " માં ઇનામ માટે મુક્યા.

કલેરોટ અને ડ'અલમ્બર્ટ નામના ગણિતશાસ્ત્રીઓએ પોતાનું કેલ્કયુલસનુ જ્ઞાન આ સંક્ષોભો બરાબર ગણવાને વાપર્યું અને બીજાએ અયનચલનનો આ ઉપરથી વેગ ગણી કાઢ્યો. યુલર પીઆઝીના ગ્રહોના સંક્ષોભનો પ્રશ્ન બરાબર સમજાવી ઇનામ લઇ જવામાં સફળ થયો અને તેણે ગુરૂ અને શનીની ગતિનુ પૃથક્કરણ કરી પોતાની રીત સમજાવી. ઇ. સ. ૧૭૬૬ માં લેગરેંજે ગુરૂના ઉપગ્રહોની ગણત્રી બ્હાર પાડી અને લાપ્લાસે બતાવ્યું કે

સૂર્યથી ગ્રહોના મધ્યમ પ્રમાણ અંતર-સ્થિર છે અને ગુરૂ અને શનીની ગતિનું વૈષમ્ય પણ સિદ્ધ કરી આપ્યું. આ પ્રમાણે આ જમાનાના ગણિતશાસ્ત્રીઓએ ન્યુટને ઉભા કરેલા ભવ્ય મકાનને બારીક શિલ્પ કળાથી સુશોભિત કર્યું.

લાપ્લાસે (૧૭૪૯-૧૮૨૭) ઇમેન્યુઅલ કેન્ટ નામના સુપ્રસિદ્ધ જર્મન તત્ત્વવેત્તાની વિશ્વની વાયુમય તારાઓમાંથી થયેલી ઉત્ક્રાન્તિની કલ્પનાને પોતાના ગણિતથી સિદ્ધ કરી આપી. લાપ્લાસ અને યગ ગ્રહમંડળની સ્થિરતા કેવા પ્રકારની છે તે ગણતા હતા અને આમના વિચારોનું અનુકરણ કરી લેવેરીર (૧૮૧૧-૧૮૭૭) પણ આ પ્રશ્નનો વિચાર કરતો હતો. તે પોતાના ગણિતથી નેપચ્યુન નામનો નવો ગ્રહ શોધવાનું માન લઈ ગયો છે.

નેપચ્યુનના ગ્રહની શોધ જ્યોતિષશાસ્ત્રના ઇતિહાસમાં ઘણી જ ચમત્કારિક બીના છે. આપણે જોયું તે પ્રમાણે પ્રત્યેક ગ્રહ એક બીજા પર મંક્ષોભ કરે છે. અને યુરેનમના શોધ પછી માલૂમ પડ્યું કે સર્વ જાણીતા કારણોથી બનતા સંક્ષોભો બાદ કરીયે તો પણ તેની ગતિ ઉપર હજી પણ મંક્ષોભની અસર થાય છે. તો એમ સૂચન થયું કે આ અસર કોઇ બ્હારલા ગ્રહની હોવી જોઇએ અને આ ગ્રહ ક્યાં છે તે પ્રશ્ન ગણિતશાસ્ત્રીઓ વિચારવા લાગ્યા. આ પ્રશ્નનો નિકાલ કરવા પોતે સમર્થ છે એમ ધારી કેમ્બ્રીજના પ્રો. એડમ અને પારીસના લેવરીર એ બે જણાઓએ જુદા જુદા ગણત્રી કરવાનો નિશ્ચય કર્યો એ આ પ્રશ્નની મહત્તાને લઇને કેટલું યોગ્ય પગલું હતું તે સહજ સમજાશે. પ્રો. એડમે ૧૮૪૧ માંથી આ ગણત્રી શરૂ કરી હતી આ સમયમાં સર જૉન હર્શલ (૧૭૯૨-૧૮૭૧) લખે છે કે:-

"જેમ કોલમ્બસે સ્પેનમાં બેઠાં અમેરીકા જોયું તેમ આપણે આ ગ્રહને જોઇએ છીયે. ચક્ષુસાધનથી કોઈ પણ રીતે ન ઉતરે એવા આપણા પૃથક્કરણના દૂર સુધી પહોંચતા માર્ગના મંક્ષોભોના સાધન વડે તે ગ્રહની ગતિઓ આપણને અહીં બેઠાં માલૂમ પડે છે."

આ જમાનાના પ્રખ્યાત અંગ્રેજ ખગોળવેત્તા સર નોરમન લોક્યર આ શોધ વીષે લખે છે કે "પ્રો. એડમની ગણત્રીથી મળેલી જગ્યાએ આ ગ્રહની શોધ માટે કેમ્બ્રીજની વેધશાળામાં આકાશ તરફ પહેલવેલુ ૧૮૪૬ ના જુલાઇની ૨૯ મી તારીખે એક મોટું દુરબીન વાપર્યું હતું. સપ્ટેમ્બરમાં મો. લેવરીરે પોતાની ગણત્રીઓ બર્લીનના અવલોકન કરનારાઓને મોકલી હતી. અને તેમાં તેણે કેઈ જગ્યાએ ગ્રહ જડશે તે જગ્યા મુકરર કરી લખી હતી. લેવરીરની જગ્યા અને પ્રો. એડમ્સની જગ્યામાં એક અંશનો પણ તફાવત નહોતો. ઉપકાર માનો બર્લીનના તારાઓના નકશાનો જે હજી સુધી સર્વોપયોગ માટે બહાર પડયા નથી કે જેની મદદથી ડૉ. ગાલેએ આ બે જ્યોતિષીઓએ બતાવેલી જગ્યાએ તે જ સાંજે આ ગ્રહને શોધી કાઢ્યો હતો." આ પ્રમાણે ઇંગ્લંડ અને જર્મનીની હરીફાઇમાં જર્મની ફાવી ગયું હતું. નેપચ્યુનની શોધે ગુરૂત્વાકર્ષણના ન્યાયને ઘણી જ મજબુત સાબીતી પુરી પાડી છે આવા પ્રકારનું સત્ય કંઈ આકસ્મિક દૈવયોગ તરીકે ગણી ન શકાય પણ માત્ર ન્યુટનના ન્યાયને સર્વ વિશ્વવ્યાપી ગણી સમજાવી શકાય.

ઈ. સ. ૧૮૬૬ માં કેન્હોફરે સ્પેક્ટ્રોસ્કોપની શોધ કર્યાથી ખગોળના જ્ઞાનની એક નવી

દિશા ઉત્પન્ન થઈ છે તેથી આપણને સૂર્ય વગેરેના પદાર્થોનું ભૌતિક જ્ઞાન મળે છે. પણ આને ગ્રહો સાથે બહુ સંબંધ ન હોવાથી અહીં એ વિશે કંઈ બોલીશું નહિ. ૧૮૪૬ માં લેસલે યુરેનસને બીજા બે ઉપગ્રહો જોયા અને ૧૮૪૮ મા લેસલ તથા બૉન્ડે શનિશ્ચરનો ૮ મો ગ્રહ જોયો. ત્યાર બાદ લેસલે નેપ્ચ્યુનને પણ એક ઉપગ્રહ હોય એમ જાહેર કર્યું. ૧૮૫૦ માં બોન્ડે શનિને એક કાળી વીંટી હોય એ માલૂમ પડ્યુ આ પ્રમાણે શનિને ત્રણ વીંટીઓ એમાં સૌથી અંદરની માત્ર ઝાંખી, વચલી ઘણી તેજવાળી અને બ્હારની જરા ઝાંખી માલૂમ પડી ૧૮૭૭ માં હોલે મંગળના બે નાના નાના ઉપગ્રહો જોયા ૧૮૮૨ માં મંગળ જ્યારે પૃથ્વીની બહુ જ પાસે હતો ત્યારે પ્રો. સ્કીઆપારેલીએ મંગળના પડો ઉપર નહેરો જેવું જોયું. એ શું છે તે હજી સુધી પણ નક્કી થયું નથી. ૧૮૯૨ મા બર્નાર્ડે ગુરુને એક પાંચમો ઉપગ્રહ છે એમ કહ્યું. આ પ્રમાણે છેક આપણા વખત સુધીના ગ્રહ વિશેના જ્ઞાનનો ઇતિહાસ તપાસ્યો. આ પ્રત્યેક ગ્રહનુ હું જુદું જુદું વર્ણન કરવા ઇચ્છતો નથી. આપણા સંબંધીઓનો આટલો ઇતિહાસ જાણવો હાલ તુરત બસ ગણાશે. વળી કોઈ વખત આ સર્વ ગ્રહોમા સૌથી વિચિત્ર અને ભવ્ય આકૃતિના ગ્રહ શનૈશ્ચરનુ વર્ણન કરવા ઇચ્છા છે. તો આજનો આ લેખ હુ શનૈશ્ચરનો ઉંડો અભ્યાસ કરનાર સર વિલીયમ હર્શલના તેના વિશેના બે બોલો લખી સમાપ્ત કરું છું

એઓ લખે છે કેઃ—"આકાશમા શનૈશ્ચરના ગ્રહ જેવો અદ્‌ભુત ચરિત દર્શાવનારો બીજો એકે જ્યોતિ નથી. એ એક એવડી વિશાળ વીંટીથી વીંટળાયેલો, રાક્ષસી કદનો ગોળો છે. પોતાની ધરી આસપાસ જોરથી ફરે છે. દૂરમાની વીંટી પણ ધરી ઉપર ફરે છે. અને આ ક્રિયા વળી દૂરમાના દૂર ઉપગ્રહમા પણ ચાલી રહી છે. શનૈશ્ચરના મંડળના બધા ભાગો વારાફરતી એક બીજા ઉપર અજવાળું પાડે જાય છે.—શનિવાસીઓની રાત્રીએ તેના ચન્દ્રોનુ અને વીંટીનુ અજવાળુ પડે છે. વળી શનિનો ગોળો અને તેના ચંદ્રો આ વીંટીના કાળા ભાગને પ્રકાશિત કરે છે અને વળી આ ગોળો ને વીંટીઓ તેમના ચંદ્રો જ્યારે અમાવાસ્યાને લઇને દેખાતા નથી ત્યારે તેમના ઉપર તેજ રેડે છે.'

અમદાવાદ,<br>તા. ૭ મી જાન્યુઆરી<br>૧૯૦૭ વાર સોમ

વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

# વીરચરિત કાવ્યો.

## ૫.

વેદકાલમાં જે ખરેખર પુસ્તકો ન ગણાઈ શકાય એવાને તેનાથી જૂદા પાડિયે રામાયણ અને મહાભારત એ બે વીરચરિત કાવ્યો છે તેને વેદકાલમાં મૂકી શકાય નહિ, કેમકે તેમનો કેટલો અને કિયો ભાગ બહુ પ્રાચીન છે અને કેટલો તથા કિયો ભાગ પાછળનો છે, એ વિષે આપણે નક્કી કરી શકિયે એમ નથી. તો પણ બે શક, એ બંને કાવ્યોમાંની કેટલીક કથાઓ અતિપ્રાચીન અને વેદમાંની પણ છે. તેમાંના કેટલાક પાત્રો વેદકાળના છે, તો પણ તેમાંના મુખ્ય નાયકો કંઇક જૂદા જ જણાય છે. ઉર્વશી અને પુરૂરવસ્, શકુંતલા અને દુષ્યંત, ઉદ્દાલક, શુનશેપ, જનકવૈદેહ, અને ખાસ વૈદિક ઋષિઓ વસિષ્ઠ, વિશ્વામિત્ર, યાજ્ઞવલ્ક્ય, દીર્ઘતમસ્, કક્ષીવત્, કવષ, અને ઘણા બીજા, એ સર્વે વેદમાંના નામો આ બન્ને કાવ્યોમાં આવે છે, તો પણ એ ઉપરથી તો એમ માની શકાય છે કે એ કાવ્યો જે સમયે બન્યા તે સમયે વૈદિક કથાઓ લોકોના મુખમાં હજી રમતી હતી, અથવા તો એ કાવ્યોમાં એ કથાઓ ભૂલી જવાઈ નહોતી. એકની એક વાત જે વેદના સૂક્તમાં આવે છે તેની તે જ બ્રાહ્મણ મહાભારત, અને પુરાણોમાં પણ આવે છે, પરંતુ તે વૈદિક સૂક્તમાં અત્યંત સરલ, અસલી રૂપમાં, અને સારી રીતે વર્ણવેલી હોય છે પણ પુરાણાદિમાં તેમ જણાતું નથી. આ ઉપરથી એમ કહેવાનું નથી કે એ કાવ્યો બહુ પ્રાચીન નથી. તો પણ તે વેદ જેટલાં પ્રાચીન તો નથી જ. વેદના સૂક્તોમાં કેટલાક કાવ્યો છે કે જેને વીરચરિત કાવ્ય કહી શકાય છે અને તે હોમરના ન્હાના સૂક્ત સાથે સરખાવી શકાય છે બ્રાહ્મણોમાં પ્રાચીન રાજાઓના વર્ણનનાં પ્રસિદ્ધ કાવ્યો અને ગદ્યો આવે છે, પણ તેના બીજા કેટલાક બહુ પ્રાચીન જેવા પણ લખાણો છે

નીચેનો ફકરો શાખાયન મંત્ર (૧૬-૧)માંથી લીધો છે તે ઉપરથી બ્રાહ્મણ વિષે કેટલુંક અજવાળું બહાર આવે છે અને એ ઉપરથી તેને વેદમાં ગણે છે, અને એ જ ફકરાની વાત આશ્વલાયન મંત્ર (૧૦-૭) તથા શતપથ બ્રાહ્મણ (૧૩-૩-૧-૧) માં પણ છે.

'અશ્વમેધયજ્ઞમાં અધ્વર્યું ગાયકોને બોલાવે છે તેઓ વીણાગાન કરે છે. તેમને તે-જે રાજા યજ્ઞ કરે છે તેને માટે—બોલાવે છે તથા બીજા પ્રાચીન સદાચરણી રાજાઓ માટે પણ બોલાવે છે યજ્ઞને પ્રથમ દિવસે ઋત્વિજ મનુ વૈવસ્વતાદિની કથા કહે છે, કે—મનુના લોકો મનુષ્ય હતા અને એ યજ્ઞમાં મનુષ્યો પણ હાજર હતા. આ વાત કહીને એ ઋત્વિજ ગૃહસ્થોને તે શીખવે છે પછી તે કહે છે કે 'ઋગ્મન્ત્રો જ વેદ છે, આ વેદ છે,' અને સૂક્ત બોલે છે

"બીજે દિવસે તે (શતપથમાંથી) યમવૈવસ્વતાદિની વાત કહે છે યમના લોકો પિતૃઓ હતા અને ત્યાં પિતૃઓ હાજર હતા. તે વૃદ્ધોને આ વાત શીખવે છે. પછી તે કહે છે કે 'યજુર્વેદ જ વેદ છે આ વેદ છે', અને તે યજુર્વેદનો (આશ્વમેધિક) અનુવાક બોલે છે

"ત્રીજે દિવસે તે વરુણાદિત્યાદિની કથા કહે છે. વરુણના લોકો ગાંધર્વો હતા અને તેઓ અહિં હાજર હતા. તે યુવાનોને આ કથા કહે છે. પછી તે કહે છે કે 'અથર્વવેદ જ વેદ છે, આ વેદ છે,' અને ભિષજ (વૈદ્યવિદ્યા) કહે છે."

આ ભિષજ વિદ્યાને ટીકાકાર સત્રમાં ગણતો નથી પણ પૃથક્ ગ્રંથ આથર્વણિકોનો કહે છે—**या ओषधीरित्येतत्सूक्तं केचिदाहुः । तदयुक्तं । समाख्यानाद्भेषज--ग्रंथस्याथर्वणिकानां ॥ अथर्वणामेकं पर्व ।** આશ્વલાયનમાં—**यद्भेषजं निशांतं ।**

"ચોથે દિવસે તે (શતપથમાંથી) સોમ વૈષ્ણવની કથા કહે છે. સોમના લોકો અપ્સરસ્ હતા અને તેઓ ત્યાં હાજર હોવાથી તે સુંદર બાલાઓને આ શીખવે છે. પછી તે કહે છે કે—'આંગિરસ વેદ જ વેદ છે, આ વેદ છે', અને આથર્વણિકોનો બીજો ગ્રંથ ઘોર ભણે છે. (**घोरमाथर्वणो ग्रंथः ॥** શતપથ કહે છે કે—**अंगिरसामेकं पर्व**).

"પાંચમે દિવસે તે અર્બુદ કાદ્રવેયની કથા કહે છે. અર્બુદના લોકો સર્પો હતા તેઓ ત્યાં હાજર હતા તેમને આ વાત તે શીખવે છે. પછી તે કહે છે કે—'સર્પવિદ્યા જ વેદ છે, આ વેદ છે', અને સર્પ વિદ્યા જાણે છે. (**गारुडां कंकनीयां वा ॥** શતપથ, **सर्पविद्याया एकं पर्व**).

"છઠ્ઠે દિવસે તે કુબેર વૈશ્રવણની કથા કહે છે. કુબેરના લોકો રક્ષસ્ હતા તેઓ ત્યાં હાજર હતા તેમને તે આ વાત હારા સેલગસ્ (પાપ કરનાર) શીખવે છે. પછી તે કહે છે કે—'રક્ષોવિદ્યા જ વેદ છે, આ વેદ છે', અને તે રક્ષોવિદ્યા જાણે છે. (**कुहुकुरूपा रक्षोविद्या ॥** શતપથ, **देवजन विद्याया एकं पर्व ॥** આશ્વલાયન, **पिशाचविद्या ॥**

"સાતમે દિવસે તે અસિત ધાન્વનની કથા કહે છે. તેના લોકો અસુરો ત્યાં હાજર હતા તેમને તે આ વાતઠાન ઉસુરેસં (**कुसीदिन्**) શીખવે છે. પછી તે કહે છે કે—'અસુરવિદ્યા જ વેદ છે, આ વેદ છે', પછી તે હાથની ચપટી વગાડે છે. (શતપથ અને અને આશ્વલાયનમાં **અસિતધાન્વ** છે. **असुरविद्येंद्रजालादिना तन्निर्देशान्मायामपि कांचित्कुर्यादंगुलिन्यासरूपां**).

"આઠમે દિવસે તે મત્સ્ય સાંમદની કથા કહે છે. તેના લોકો જળચરો હોવાથી તેઓ ત્યાં હાજર હતા તેમને તે આ વાત શીખવે છે. પછી તે કહે છે કે—'ઇતિહાસવેદ જ વેદ છે, આ વેદ છે', પછી તે ઇતિહાસ કહે છે. (**इतिहासवेदस्य पृथग्भावेन दर्शनात्**).

"નવમે દિવસે તે તાર્ક્ષ્ય વૈપશ્યતની કથા કહે છે. તેના લોકો પક્ષીઓ ત્યાં હાજર હતા તેમને (બ્રહ્મચારીઓને) તે આ વાત શીખવે છે. પછી તે કહે છે કે—'પુરાણવેદ જ વેદ છે, આ વેદ છે', પછી તે પુરાણ જાણે છે. (શતપથ, **वायो विधिकाः ॥ पुराणं वायुप्रोक्तमग्राख्येयं ।** વાયુ પુરાણ બીજાં પુરાણો કરતાં વધારે પ્રાચીન દેખાય છે).

" દસમે દિવસે તે (શતપથમાંથી) ધર્મ ઇંદ્રની કથા કહે છે. તેના લોકો દેવો ત્યાં હાજર હતા તે પંડિતોને તે આ કથા કહે છે પછી તે કહે છે કે—'સામવેદ જ વેદ છે, આ વેદ છે', પછી તે સામ ગાય છે. (यूनोऽप्रतिग्राहकां छोत्रियान् ॥ શતપથ, साम्नां दशत ॥).

આ ઉતારા ઉપરથી જણાય છે કે કથિત તેમ જ સુધારેલી કથાઓ વેદકાળમાં પણ હતી, અને પાછળથી તે ખોવાઈ હતી. બ્રાહ્મણો અને આરણ્યકોના કેટલાક ભાગોમાં પ્રાચીન હિંદુઓનુ ભાષાજ્ઞાન આપેલ છે તેના નામો ગાથા, નારાશંસી, ઇતિહાસ, અને આખ્યાન માલમ પડે છે. ગાથા એટલે ગાન, નારાશંસી એટલે કથા, ઇતિહાસ એટલે વીરચરિત કાવ્યો, અને આખ્યાન એટલે વાર્તાઓ છે એ સર્વ વૈદિક ભાષાજ્ઞાનના અંશો છે. તૈત્તિરીયારણ્યક, ૨-૯ મા—ब्राह्मणानीतिहासान्पुराणानि कल्पान् गाथा: नाराशंसी ॥ બૃહદારણ્યક, ૨ ૪ ૧૦ મા—इतिहास पुराण विद्या उपनिषद: श्लोका सूत्राण्यनुव्याख्यानानि व्याख्यानानि ॥ એ જ ૪-૧-૨ તથા ૮-૫-૯, તેમ જ શતપથ બ્રાહ્મણ ૧૧-૭-૧ મા, અને અથર્વસંહિતા ૧૫-૬ મા—इतिहासश्च पुराणञ्च गाथाश्चनाराशंसीश्च ॥ વળી જુવો ઑફ્રેટ (Aufrecht) ઇંડિશે સ્ટુડિયન (Indische Studien), પૃ. ૧૩૩. કેટલીક વાર સાયણ પોતે પણ શંકિત છે, અને તૈત્તિરીયારણ્યક ઉપરના પોતાના ભાષ્યમા તે દાખલા તરીકે કહે છે કે—પુરાણ એટલે બ્રહ્માદિ અને ઇતિહાસ એટલે મહાભારત. તો પણ આ એક ભૂલ છે અને એમાં સાયણ પોતે પોતાથી જ વિરુદ્ધ જાય છે. તેણે પોતાના ઋગ્વેદના ઉપોદ્‌ઘાતમા સંપૂર્ણ રીતે સિદ્ધ કર્યું છે કે તૈત્તિરીયારણ્યકના વાક્યમા વેદથી ભિન્ન કોઈ પણ ગ્રંથો છે નહિ. (જુવો ઋગ્વેદસંહિતા, પૃ. ૨૩). ડા. વેબર પોતાના પાણિનિના ફકરાઓ (૪-૩-૬૦) મા જણાવે છે કે વ્યાખ્યાન, આખ્યાન, કથા, આખ્યાયિકા, ઇતિહાસ, અને પુરાણ, એ નામો કાત્યાયનના સમયમા ગ્રંથોના હતા. પરંતુ તે પોતે એમ માને છે કે કાત્યાયન મહાભારત અને રામાયણને એ સામાન્ય નામોથી કહેતો નથી. (ઇંડિશે સ્ટુડિયન, ૧ પ. ૧૪૭)

ભાષાશાસ્ત્રના ગ્રંથોના આ બધા નામો હતા તે પાછળથી એ જ નામો તેમના રહી ગયા છે. પરંતુ જો કે, મહાભારતને ઇતિહાસ અને રામાયણને આખ્યાન કહેવામા આવે છે, તેમ જ બીજા પુરાણનામના ઘણા ગ્રંથો કહેવામા આવે છે, તો પણ તે બધા બ્રાહ્મણોમાના નામો નથી. તો પણ પાછલા શાસ્ત્રગ્રંથોમા ઇતિહાસ, આખ્યાન, પુરાણ, એ નામો મહાભારત, રામાયણ, અને પુરાણને જ લાગૂ પડી ગયા છે, સામાન્ય નામ તરીકે હતા તે મટી ગયા છે. મહાભારતને જ પુરાણ, આખ્યાન, અને ઇતિહાસ કહેવામા આવેલ છે (જુવો મહાભારત, ૧-૧૭-થી ૧૯) વ્યાસ પોતે પોતાના મહાભારતને કાવ્ય કહે છે, અને એ નામ તેનું બ્રહ્માએ કબુલ કર્યું છે (જુવો મહાભારત, ૧-૭૨). પ્રો લેસન રામાયણને કાવ્ય કહે છે તેને આ વાક્ય મળતું આવે છે. (જુવો ઇંડિયન એંટિક્વિટીઝ, ૧-૪૮૫) વળી મહાભારતને કાર્ષ્ણ વેદ નામે પાંચમો વેદ પણ કહેલ છે. કાર્ષ્ણ વેદ એટલે કૃષ્ણ દ્વૈપાયન વ્યાસે રચિત વેદ (જુવો મહાભારત, ૧-૨૩૦૦, તથા બર્નુફનું ભાગવત, પ્ર ૨૧, તથા લેસનનું ઇંડિયન એંટિક્વિટિઝ, ૧-૭-૮૯)

માટે દેવ, મનુષ્ય, કે સૃષ્ટિની કથાઓનાં સામાન્ય નામો એ બધાં પૂર્વે હતાં (જુવો સાયણ, ઋગ્વેદ સંહિતાનો ઉપોદ્ઘાત, પૃ. ૨૩). વૈદિક ગ્રંથો, જેવા કે બ્રાહ્મણો કે સૂત્રોમાં પુરાણો અથવા રામાયણ વિષે નામ જણાતું નથી. પરંતુ આશ્વલાયન સૂત્રોમાં ભારત નામ, અને વળી કેટલીક હસ્તલિખિત પ્રતિઓમાં તો **મહાભારત** નામ જોવામાં આવે છે. તે કદાચ પાછળથી વધેલો ભાગ માની શકાય છે. ગૃહ્ય સૂત્ર, ૩-૪; હસ્તલિખિત પ્રતિ ૧૯૧૮ E. I. H માં છે કે—**भारतधर्माचार्याः** ।આને બદલે **भारतमहाभारत धर्माचार्याः** । એમ પાઠ ડા. રોથ (Zur Literatur, પા. ૨૭) મૂકે છે. દુર્ભાગ્યે કરીને આ વાક્ય ઉપરની ટીકા બહુ અલ્પ છે અને વળી તે બહુ જુદી જુદી છે. ઉપરની હસ્તલિખિત પ્રતિપ્રમાણે એ વાક્ય એમ છે કે-**अथऋषयः शतार्चिनो माध्यमा गृत्समदो विश्वामित्रो वामदेवोऽत्रिर्भरद्वाजो वसिष्ठः प्रगाथाः पावमान्यः क्षुद्रसूक्ता महासूक्ता इति। प्राचीनावीती सुमंतु जैमिनि वैशंपायनपैल सूत्र भाष्य भारत धर्माचार्या जानंति बाहविगार्ग्य गौतम शाकल्य बाभ्रव्य मांडव्य मांडूकेया गार्गीवाचक्नवी वडवा प्रातीथेयी सुलभा मैत्रेयी कहोलं कौषीतकं महाकौषीतकं पैंग्यं महापैंग्यं सुयज्ञं शांखायन मैतरेयं महैतरेयं शाकलं बाष्कलं सुजातवक्त्र औदवाहिं सौजामि शौनक माश्वलायनं येचान्ये आचार्यास्ते सर्वे तृप्यन्त्विति ॥**

ટીકાકારાનુસાર પ્રથમ ૧૨ ઋષિઓ છે તેમને જનોઇ (**निवित**) પ્હેરાવવા વખતે આવાહન કરવામાં આવે છે. આ બધા ઋગ્વેદના ઋષિઓ છે, તેમા પહેલા શતર્ચિન્ છે તેઓ પ્રથમ મંડળના ઋષિઓનું સામાન્ય નામ છે, ગૃત્સમદો બીજા મંડળના છે, વિશ્વામિત્ર ત્રીજા મંડળના છે, વામદેવ ચોથાના, અત્રિ પાંચમાના, ભરદ્વાજ છઠ્ઠાના, વસિષ્ઠ સાતમાના છે. તે પછી આઠમા મંડળનાં પ્રગાથસૂક્તોના ઋષિઓ છે, પછી નવમાના પાવમાનીઓ, અને છેલ્લે દસમા મંડળનાં ક્ષુદ્ર (ન્હાનાં) અને મહા (મ્હોટાં) સૂત્રોના કવિઓ છે. ટીકાકારાનુસાર બીજા વર્ગમાં ત્રેવીસ આવાહનો છે, અને તે જનોઈ જમણે ખભે ચઢાવવા સમયે (**प्राचीनावीती**) થાય છે, તોપણ મૂળમાં ત્રેવીસથી વધારે નામો આવે છે, તેમાંનાં કેટલાંક નામો પાછળથી વધેલાં અને બીજાં સમૂહદર્શક નામો પણ છે. **भारत-धर्माचार्याः** એ એક શબ્દ તરીકે લેવાય છે, અને એનો અર્થ ભારતના આચાર્યો થાય છે.

આશ્વલાયનનો સમય આગળ નક્કી કરવામાં આવશે તેને ભારત કે મહાભારતનો સંગ્રહ પ્રથમ થવા માંડ્યો તેની પ્રથમ હદ-જો ઉપરની લિખિત પ્રતિને ખરી માનિયે તો-ગણી શકાય નહિ. પરંતુ આશ્વલાયનના વખતમાં કે તેની પહેલાં જે રૂપમાં મહાભારત હતું તેજ સ્વરૂપને શોધવામાં આપણને વિજય મળે એવી આશા નથી. બહુ પ્રાચીન ભાગ અને હાલના સ્વરૂપના મહાભારતનો તફાવત બતાવવા માટે પોતાના ઇંડિયન્ એંટિકિવટિઝ ગ્રંથમાં પ્રો. લેસને ઘણો પ્રયત્ન કરેલો છે. જર્મનીના મહા મહેનતુ અને વિદ્વાન્ એક પંડિતે સઘળી સંસ્કૃત ટીકાઓ ઉપરથી બહુ સંભાળથી આખા મહાભારતનું ભાષાંતર તૈયાર કરેલું છે તે ઉપરથી આપણને ઘણી મદદ મળી શકે છે. મહાભારત અને રામાયણનો મહાન્ સમૂહ જે આપણી પાસે હાલ પ્રાપ્ત છે તેમાથી ઘણી જૂની કથાઓને જે આપણે—તેનો સંગ્રહ થયો,

વૃદ્ધિ થઈ ત્યાઈ, તથા પાછળના લોકોથી વસ્ત્રિત થઇ તે પહેલાના સ્વરૂપમાજ—જુદી એકત્ર કરિયે, તો ભરતખંડના પ્રાચીન કાળની ઘણી મ્હોટી ખાણો માલમ પડે છે તથા વળી વૈદિક કાળ પણ સમઝાય છે પરંતુ હાલ જે સ્વરૂપમા એ બને કાવ્યોના શરીરો ધાર્મિક નીતિઓ, ભાષા, અને છંદોના સબધમા છે તેજ સ્વરૂપ ઉપરથી દેખાય છે કે—જ્યારે વૈદિક સૃષ્ટિ માત્ર કથા વડેજ સજીવ હતી, અને વળી કઈક ભૂલાયલી અને કોક ખોવાયલી હતી, તે કાળમા તેઓ એકત્ર મૂકાઇ હતી આપણા મહાભારતનો મુખ્ય વિષય કુરુ પાડવોનું યુદ્ધ છે તે તો વેદમા જાણવામા આવતુંજ નથી. કુરુ અને ભારત શબ્દો વેદમા સાધારણ છે, પણ તેમા પાડવોનુ નામ જોવામા આવતું જ નથી એ જોવા જેવુ છે કે પાણિનિના વ્યાકરણમા પણ **પાંડુ** કે **પાંડવ** શબ્દ દેખાતા નથીજ, તોપણ **કુરુ** અને **ભારત** શબ્દો વારવાર દેખાય છે, અને તે ખાસ કરીને મુખ્યતાસાચક અને એવા બીજા શબ્દોની રચના બતાવનાર નિયમોમા છે

ડા. વેબર પોતાના ઇંડિશ્ચેસ્ટુડિયન, ૧ પૃ. ૧૪૮ મા કહે છે કે પાણિનિની પછી તુરતનો આચાર્ય કાત્યાયન થયેલ છે, તેમા પણ **પાંડુ** શબ્દ જડતો નથી, પણ તેના વશજો **પાંડવો** પણ નથી દેખાતા. પાડુની બે સ્ત્રીઓ કુતી અને મદ્રીના નામો પાણિનિ ઉપરના ભાષ્યમા દેખાય છે, ૧-૨-૪૯, ૪ ૧-૬૫ ૪-૧-૧૭૬ મા **કુંતી** નામ છે અને ૪-૧-૧૭૭ મા **માદ્રી**નુ નામ છે પરંતુ એ બને નામો ભૂગોળવિદ્યા સબધી છે કુતસ દેશની સ્ત્રી તે કુતી, અને મદ્રદેશની સ્ત્રી તે માદ્રી છે શિવાદિગણમા કુતીનુ બીજુ નામ **પૃથા** છે રાજકુમાર પાડવોના વિશેષ નામના સબધમા પાણિનિ ૬-૧-૧૩૪, ૬-૩-૯, ૮-૩-૮૫ મા યુધિષ્ઠિરનુ નામ છે, ૩-૧-૧૧૯, ૪-૩-૬૪. ૫-૪-૪૮, ૬-૨- ૩૧ મા અર્જુનનું નામ છે, ૬-૧-૨૦૫ મા ભીમનુ નામ છે, ૬-૩-૭૫ મા નાકુલનુ નામ છે અને સહદેવનું નામ દેખાતું નથી, તો પણ તેના વશજો સાહદેવો છે અને તેમને કુરુનગના કહેના છે એજ રીતે પાણિનિ, ૨-૪-૬૬ મા યુધિષ્ઠિર અને અર્જુનના વશજોને પૂર્વના ભારતોમાના કહેલા છે પાણિનિમા દ્રૌપદીનું નામ દેખાતુ નથી, પણ કૃષ્ણની બેન અને અર્જુનની સ્ત્રી સુભદ્રાનુ નામ સ્પષ્ટ રીતે પાણિનિ ૪-૨-૫૬ મા કહેલ છે. પાણિનિ ( ૪-૩-૮૭ ) ઉપરની ટીકામા એક બીજુ વાક્ય સુભદ્રાના વર્ણનનુ છે અને તેમા યુદ્ધ પૂર્વ સુભદ્રાના થયેલ હરણની વાત હોય તો પણ તે કાવ્યનુ અસ્તિત્વ બતાવે તે ( ૪-૨-૫૬ ) મહાભારતમા આ વાતનું એક જુદુ પ્રકરણ છે અને તેનું નામ સુભદ્રાહરણ પર્વ ( આદિ પર્વ, પૃ ૨૮૮ ) છે પાણિનિમા કહેલ વાક્ય આ વાતના સબધનું હોવુ જોઇયે. એ પ્રકરણ (પર્વ) મહાભારતના કાવ્યનો પ્રાચીનમા પ્રાચીન ભાગ હોનો જોઇયે એમ ધૃતરાષ્ટ્રની અનુક્રમણી ( ૧-૧૪૮ ) ઉપરથી જણાય છે "જ્યારે મ્હે સાભળ્યુ કે મધુવશની સુભદ્રાનુ દ્વારકા નગરીમાથી બળથી અર્જુને હરણ કર્યું અને વૃષ્ણિના બને વીરો ઈદ્રપ્રસ્થમા પાછા ફર્યા ત્યારથી હે સંજય, મને જયની આશા નથી રહી " તો પણ મહાભાષ્યમા પૂર્વ સૂત્ર ( ૪-૨-૫૬ ) વિષે નથી અને પાછળના સૂત્ર વિષે પણ અપવાદ કહે છે પણ નિયમ માટે કહેલુ નથી. ૪-૩-૮૭ સૂત્રમા ગ્રંથ શબ્દ છે તે પણ કઈક શકાયુક્ત છે પાણિનિના વ્યાકરણમાના કેટલાક સૂત્રો તેના પોતાનાં ચિન નથી એમ કૈયટનુ કહેવુ છે. ( ૪-૩-૧૩૧ १३२ )—अपाणिनीयः सूत्रेषु पाठ इत्याह इति कैय्यट । कौपिंजल हास्तिपादादिस्वरपापाणिनीयत्वात्

इति कैच्यटः ॥ પાંડવોની કથા સાથે ખાસ સંબંધ ધરાવનાર કૃષ્ણ વાસુદેવ છે તેને વૃષ્ણિ કુલના વાસુદેવ કહેલ છે (પા. ૪-૧-૧૧૪), શિવ અને આદિત્ય સહિત વાસુદેવ (૫-૩-૯૯), અને અર્જુન સહિત વાસુદેવ (૪-૩-૯૮), ૩-૩-૧૫૬ ઉપરની ટીકામાં તથા ૨-૩-૭૨ ની ટીકામાં કૃષ્ણની ઇશ્વર તરીકે પૂજાનું પ્રમાણ છે અને ૧-૪-૯૨ માં તેને યોધ તરીકે કહેલ છે. તેના નિવાસરૂપ દ્વારકાનું નામ પાણિનિમાં નથી.

ત્યારે જો આશ્વલાયન પાણિનિના જ સમયમાં થયેલ હોય, અથવા તેની પછી તુરત જ થયેલ હોય, તો જે ભારત વિષે તે કહે છે તે ભારત કૌરવપાંડવના યુદ્ધ રૂપ જે મહાભારતને નામે આપણા જાણવામાં વીરચરિત કાવ્ય હાલ મનાય છે તેનાથી છેક—જૂદું જ હોવું જોઇએ. ભારતનું યુદ્ધ જે પાણિનિના જાણવામાં હતું તે વિષે તો લેસને (Ind. Alterthumskunde, ૧-૬૯૧ અને ૭૭) કહેલું છે. જે શબ્દો માટે પાણિનિનો ખાસ નિયમ (૪-૨-૫૬) રચાયો છે તે મહાભાષ્યમાંના શબ્દોથી ભાગ્યે જ જૂદા કલ્પી શકાય; એટલે भारतः संग्रामः। सौभद्रःसंग्रामः ॥ પાણિનિનાં સૂત્રો દૃષ્ટાંત વગર શીખવાં એ અશક્ય છે, મહાભાષ્ય લખાયા પહેલાં લાંબા કાળ ઉપર કથિત વ્યાકરણનો આ ભાગ હતો અને એટલા માટે સામાન્ય રીતે મનાય તેના કરતાં તેની વિશેષ ઐતિહાસિક કિંમત છે. પ્રાતિશાખ્યો અને પાણિનિમાં દૃષ્ટાંતો વચ્ચેના બનાવો ઉપરથી એમ દેખાય છે કે એ દૃષ્ટાંતો માત્ર ગમે તેમ ગોઠવી કાઢેલાં સાધનો ઉપરથી અપાયાં નહોતાં, પરંતુ તેમાં કથા ભાગ રહેલ હતા. પાણિનિ ૬-૨-૩૮ માં **મહાભારત** શબ્દ છે, પરંતુ તે કાવ્યના અર્થમાં નથી.

ચમનરાય શિવશંકર વૈષ્ણવ.

---

## જગતમાંનું નીતિમય શાસન.

( અનુસન્ધાન પૃષ્ઠ ૮૭ થી ).

રેલ, ધરતીકંપ, વાવાઝોડાં, વગેરે મનુષ્યની ભૂલ વિના આવી પડતાં દુઃખ વિશે આ ચર્ચામાં એટલું જ કહેવું બસ છે કે આ બનાવોને નીતિનિયમ સાથે સંબંધ નથી, પણ સૃષ્ટિની રચના, સૃષ્ટિનું બંધારણ અને સૃષ્ટિના ફેરફાર માટે યોજેલાં એ કાર્યો છે. સૃષ્ટિ એવા પ્રકારની શા માટે ઘડાઈ છે અને બીજી કોઈ રીતની કેમ નથી એ પુછવું વ્યર્થ છે. સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ હજી ચાલુ જ છે, રેલ, ધરતીકંપ, વાવાઝોડાં વગેરેથી સૃષ્ટિમાંની રચનાઓ અને સ્થિતિઓ બંધાય છે અને તેનાં કારણ મનુષ્યો પૂરેપૂરાં કલ્પી શકતા નથી. અને મનુષ્યોએ આ બનાવ પોતાને બધી રીતે લાગુ પાડી દેવા જોઇએ નહિ. ઉપર કહેલા પ્રકરણમાં દાક્તર માર્ટિનો કહે છે તેમ અખિલ વિશ્વના નિયંતાની સર્વગામિ શક્તિ બધી

વચનમાં કહ્યું છે કે " વહાણમાં બેસનારના દુષ્કૃત્ય માટે ઈશ્વર તેમનાં વહાણ ભાગે છે. " પણ તે પછી તરત જ એવું વાક્ય છે કે " અને તોપણ તે ઘણું માફ કરે છે. "

પ્રત્યેક મનુષ્યનો પૂરેપૂરો ઇતિહાસ જાણવામાં આવતો નથી, દરેકના મન તથા કર્મ વિશે સંપૂર્ણ માહીતી બીજાઓને મળી શકતી નથી. તેથી, નીતિમય શાસનના અનુમાન વિશેષે કરી પૃથક્ વ્યક્તિઓ પરથી નહિ પણ મનુષ્યજાતિના સામાન્ય ઇતિહાસ પરથી બાંધવા જોઇએ. વળી નીતિમય શાસન સંબંધે બિશપ બટલર કહે છે તેમ એ પણ લક્ષમાં રાખવું જોઇએ કે એ શાસન બધું આ દુનિયામાં જ પુરૂં થઈ જતું નથી, આ જીવન પુરૂં થયા પછી પણ એ શાસનને અવકાશ છે, અને તેથી તેનો સંપૂર્ણ દેખાવ અને તેની સમાપ્તિ આ દુનિયામાં હોય એમ બની શકે નહિ. નીતિમય શાસનની શરૂઆત અને આગળ પડતી હયાતી આ દુનિયામાં હોય તો બસ છે એમ બિશપ બટલર માને છે. આ દુનિયામાં તેવું શાસન છે તેની સાબીતી તે આ પ્રમાણે આપે છે " સામાન્ય રીતે એમ બને છે કે અનીતિએ વર્તનાર કરતાં નીતિએ વર્તનાર પોતાના કૃત્યથી ઓછી અશાન્તિ અને વધારે સંતોષ પામે છે. અનીતિએ વર્તનાર આગળ વધી બેશરમ થઈ પ્રકટ રીતે દુષ્કૃત્ય કરે છે અને અશાન્ત થતો નથી એમ જણાય છે ત્યાં પણ તેની અનીતિની એ પ્રકટતા તેને ઘણાની ટીકાનો પાત્ર કરે છે, અને એ રીતે તેને સુધારવાનો માર્ગ ઉઘડે છે અને તે સુધરવા માંડે છે તેમ તેને પાછલી અનીતિ માટે અશાન્તિની પીડા થવા માંડે છે, અને એ રીતે અનીતિથી અશાન્તિની સજા અવશ્ય થાય છે. વળી, ઈશ્વર ઇનામો અને સજા દ્વારા આપણા ઉપર શાસન કરે છે, કેટલાક કાર્ય માટે આપણને સુખ મળે છે અને કેટલાક માટે આપણને દુઃખ મળે છે, એ સ્પષ્ટ છે. અને નીતિ તે યોગ્ય છે તથા અનીતિ તે અયોગ્ય છે એવું આપણને ઈશ્વર તરફથી જ્ઞાન મળે છે તો, નીતિ માટે ઇનામ હોવું જોઇએ અને અનીતિ માટે સજા હોવી જોઇએ ડહાપણથી લાભ થાય છે અને મૂર્ખાઇથી હાનિ થાય છે એ દૃઢ નિયમ જોઇ આપણે આપણી વર્તણુકના સારા ખોટા ભવિષ્ય બાંધીએ છીએ તે પણ કોઈ પ્રકારનું નીતિમય શાસન દર્શાવે છે. અનીતિના કૃત્યો કરનારને જનસમાજ તરફથી સજા કરવામાં આવે છે, એટલું જ નહિ પણ, અનીતિ કરનારા એ સજાની બીક પામે છે, અને એ રીતે પકડાયા વિના પણ સજા ભોગવે છે. તથા નીતિએ વર્તન કરનારને કેટલીક વખત મનુષ્યો તરફથી ઇનામ મળે છે. આ શાસન મનુષ્યો દ્વારા થાય છે પણ તે નીતિનિયમનું જ છે. કોઈ વખતે નીતિ માટે સજા કરવામાં આવે છે અને અનીતિ માટે ઇનામ આપવામાં આવે છે એમ બને છે, પણ એમાં મનુષ્યોની ભ્રાન્તિ રહેલી હોય છે, અને જાણી જોઇ નીતિ માટે તેઓ સજા કરતા નથી કે અનીતિ માટે ઇનામ આપતા નથી પણ અમુક કૃત્યોના ખરા સ્વરૂપ ન સમજવાથી જે કૃત્યોને તેઓ જનસમાજને નુકશાનકારક ગણે છે તે માટે તેઓ સજા કરે છે, અને જેને લાભકારક ગણે છે તે માટે ઇનામ આપે છે. નીતિએ વર્તનારને શાંતિ અને સંતોષ ઉપરાંત કૃતજ્ઞતા મિત્રતા અને પરોપકારના લાભ મળે છે અને તેની નિર્દોષતાને લીધે તેને જીંદગાનીના ઘણા સુખનો અવકાશ રહે છે. અનીતિએ વર્તનારને અન્તર્ગત ક્લેશ છે તે ઇજાથી જુદો જ અનુભવ હોય છે, અકસ્માતથી નુકસાન થાય તેનાં કરતાં પોતે કરેલ ખોટા કૃત્યથી જુદા જ પ્રકારનું દુઃખ થાય છે. હવે પછી આનન્દ મળશે, એ આશા અને હવે પછી વેદના થશે એ ભય જે સદા વિદ્યમાન રહે છે તે પણ નીતિ અને અની-

તિના ઇનામ તથા સજા છે. સાચ અને પ્રમાણિક માણસો પર બીજા મનુષ્યો વિશ્વાસ રાખે છે અને તેમના તરફ સદ્‌ભાવ રાખે છે, તેમને ઉત્તેજન આપે છે, તેમને માન આપે છે, તેમના સદ્‌ગુણ ખાતર તેમને ઉંચી પદવી અને અધિકાર આપે છે. અનીતિમાનને અનીતિમાન્ તરીકે આવા લાભ મળતા નથી પણ અપકીર્તિ અને શિક્ષા જ મળે છે. છોકરાઓને માબાપ અસત્ય તથા અન્યાય માટે સજા કરે છે અને સત્ય તથા ન્યાય માટે ઇનામ આપે છે. જનસમાજ પણ અનીતિમય કૃત્યોને નુકસાનકારક ગણે છે. સદાચાર કરનારને તે માટે દુઃખ પડે તોપણ તે મનમા પોતાના કૃત્યની હિમ્મત સમજી આનંદ મેળવી શકે છે પણ દુરાચાર કરનારને તે માટે દુઃખ પડે ત્યારે તેને એવો આનંદ મેળવવાનુ બની શકતુ નથી. નીતિ અને અનીતિનો ભેદ કેટલા પ્રમાણમા થાય છે એ આથી નિકળતુ નથી. પણ તે બેનો ભેદ આ પ્રકારે થાય છે એ તો સ્પષ્ટ થાય છે મનુષ્યોના સ્વભાવમા નીતિ તરફ વલણ રહેલું હોય છે. અને કુદરતમા સાધારણ રીતે નીતિને ઉત્તેજન તથા સુફળ મળે છે અને અનીતિ નાપસંદ થાય છે, તેના ખોટા ફળ મળે છે કોઇ વાર ઉલટી સ્થિતિ જોવામા આવે તો તેથી કુદરત તેવી છે એમ કહી શકાતુ નથી. જે જનમંડળ નીતિમાન્ હોય તે અનીતિમાન્ જનમંડળ કરતા વધારે બળવાન થાય છે, કેમકે તે એકસંપ કરી શકે છે, સત્ય અને ન્યાયથી એકત્ર થઇ શકે છે અને દીર્ઘ દૃષ્ટિ વાપરી શકે છે. એક દેશનુ રાજ્ય પરિપૂર્ણ રીતે નીતિમય છે એવુ કલ્પિત દૃષ્ટાંત લઇયે તો તેમા સુખ શાંતિ અને ન્યાય ફેલાઇ રહે અને તે રાજ્ય પૃથ્વીમા સર્વોપરિ થાય એવુ પરિણામ ઉદ્‌ભવે છે એકદરે નીતિ વધારે બળવાન છે એમ લાગે છે અને અનીતિ જયવંત થાય એમ સંભવિત લાગતુ નથી આ નિયમવ્યાપારમા જે વિઘ્નો કદિ કદિ આવે છે તે આકસ્મિક તથા કૃત્રિમ હોય છે" (એને લોજી ઓફ રિલિજીયન ભાગ ૧, પ્રકરણ ૩)

'ધર્મીને ઘેર ધાડ અને કમાઇને ઘેર કુશળ' એવા સંકટના પ્રસંગો જાણીતા છતા મનુષ્યજાતિ દુનિયાનુ બંધારણ દૃઢ શ્રદ્ધાથી નીતિમય માનતી આવી છે તે પણ નીતિમય શાસનની મ્હોટી સાબીતી છે

ચર્ચાનો આરંભ કરતા આપણે કહ્યુ હતુ કે દુનિયામા અનીતિનો સંભવ તો હોવો જોઇએ, પણ, દુનિયાનુ શાસન નીતિ વગરનુ થઈ ન જાય એટલે સુધી તે સંભવની હદ હોવી જોઇએ. તો એ સંભવની હદ શાથી બંધાય છે, અર્થાત્ અનીતિનો સંભવ છતા દુનિયાનુ નીતિમય શાસન શી રીતે ચાલે છે તે જોઇએ. ડા માર્ટિનો કહે છે કે "અનીતિના સંભવથી થતા અધોગતિના વલણ ઉપર ત્રણ પ્રકારના કાબુ છે (૧) નીતિવ્યવસ્થા મનુષ્યોમા એકસરખી રહે છે પણ અનીતિના પ્રલોભનો મનુષ્યોમાં એકસરખા હોતા નથી. મનુષ્યો સત્ય, ન્યાય, વગેરેને એકસરખો આદર આપે છે, અંતર્દીપ (conscience) તે બાબતમા એકસમાન હોય છે, પણ પાપાચરણોની બાબતમા આવી એકસમાનતા હોતી નથી, એના એ પાપ તરફ બધા મનુષ્યો આકર્ષાતા નથી, જુદા જુદા પાપ તરફ જુદા જુદા મનુષ્યોના જુદા જુદા વલણ હોય છે. આ રીતે નીતિની શ્રેણી સ્થિર અને કાયમ હોય છે અને અનીતિની શ્રેણી અસ્થિર અને બદલતી હોય છે, તેથી નીતિ સામે અનીતિનુ બળ તુટી જાય છે. નીતિની ઉચ્ચતા માટે સર્વનો એક મત હોય છે અને અનીતિની લાલચો મનુષ્યોને

ઓછા વત્તા ગ્રહણ કરી શકે છે, તેથી નીતિનુ બળ એક તરફ એકઠુ થઈ શકે છે પણ અનીતિના બળના ટુકડા પડી જાય છે કાર્ય જેમ અનીતિમય તેમ તે માટે ઐકસપ કરવાનુ મનુષ્યોમા વધારે અશક્ય હોય છે, પણ નીતિમય કાર્ય માટે સહેલાઇથી સપ થઈ શકે છે. (૨) નીતિમય જીવન જેમ ગતિ કરતુ જાય છે તેમ તે વધારે બળ પ્રાપ્ત કરતુ જાય છે, વધારે ઉત્કર્ષ પામતુ જાય છે જે મનુષ્ય અનીતિના પ્રસગોમા જઈ પડે છે તેની ઇચ્છા શક્તિ ઘટતી જાય છે અને એવા મનુષ્યો દુનિયાના વ્યવહારમા ઉપરી થતા નથી પણ આધીનપણામા આવી જાય છે મનુષ્યલક્ષણ (character) જ માણસોના વ્યવહાર પર કાબુ ચલાવે છે ભરવાડ ઉપર ઘેટા કાબુ ચલાવે એ જેમ શક્ય નથી તેમ મનુષ્યલક્ષણનો આ કાબુ નષ્ટ થાય અને દુનિયામાના કાર્યોમા મનુષ્યલક્ષણ પ્રલોભનોને વશ થાય એ પણ શક્ય નથી. જગલી પ્રજાઓ કે જેમને નીતિની જવાબદારીનુ ભાન નથી તેમના અપકૃત્યો તે નીતિ વિરુદ્ધના અપરાધ હોતા નથી પણ પશુઓની કે પદાર્થોની હાનિકારક ક્રિયા સરખા હોય છે (૩) મનુષ્યના વર્તનો મર્મગ્રથી અસર કરે છે એ ખરૂ છે પણ નીતિમા સવાદ (harmony) હોય છે અને અનીતિમા અસવાદ (discord) હોય છે અનીતિમય કાર્યો ગેર બીજાનો ઉચ્છેદ કરે છે ઈર્ષ્યાવાન્ મનુષ્યો એક બીજાના અનીતિમય પ્રયાસ નિષ્ફળ કરે છે અનીતિમાન્ જનમના રોગ અદેખાઈ, કુમપથી નાશ પામે છે સ્વાર્થી લોભી અને નીચ થઈ સત્તા કે પ્રતિષ્ઠા મેળવનારની આસપાસ શત્રુઓ ઉપજી થાય છે મનુષ્યવ્યક્તિમા પણ એ પ્રમાણે રાગદ્વેષ પરસ્પર વિરોધી થાય છે એ રીતે અનીતિની શક્તિ ક્ષીણ થાય અને નીતિની ઉચ્ચતા જળવાય છે (સ્ટડી એફ રિલિજીઅન ભાગ ૨, પ્રકરણ ૩) આ રીતે નીતિનુ શાસન જ એ પ્રકારનુ છે કે અનીતિનો સભવ દુનિયાના નીતિમય સમતોલ નને ઉથલાવી શકતો નથી

વળી, એ પણ નક્કી છે કે ભવિષ્યની ગણતરી માટે મનુષ્યો નીતિના વિજય પર આધાર રાખે છે, અનીતિના વિજય પર રાખતા નથી મનુષ્યના કાયદાઓ કુટુબની વ્યવસ્થાઓ વ્યક્તિઓના સબધો એ સર્વ અનીતિ વિરુદ્ધ નીતિ નિયમનો જ સ્વીકાર થશે એમ માની લઈ ઘડવામા આવે છે મનુષ્યોના, કુટુબોના કે સમાજોના વર્તન કપટમય અસત્યવાળા કે અન્યથાકારી ચાલ્યા જશે અને એ રીતે અમુક સર્વ સિદ્ધ થશે એમ ગણતરી કરી કાર્યવ્યવસ્થાઓ રચવામા કે સોપવામા આવતી નથી પણ પ્રમાણિકતા, સત્ય અને ન્યાયના ધોરણો પ્રમાણે વર્તન થશે એ પ્રતીતિથી બીજાઓને અધિકાર અપાય છે, બીજાઓ સાથે સબધ બધાય છે અને બીજાઓ ઉપર વિશ્વાસ મુકાય છે અનીતિનો વિજય મનાતો હોય તો રાજ્યમા વેપારમા કે વ્યવહારમા કોઈને કાઈ સોપવામા આવે જ નહિ, દરેક મનુષ્યને પોતપોતાનુ બધુ કામ હાથે કરી લેવુ પડે, અને પશુઓ પેઠે મનુષ્યો છુટા પડી જાય વળી, પોતાના ધાર્યા કાર્યો સિદ્ધ કરવામા અને તે સિદ્ધિ જાળવવામા નીતિમય માર્ગો મનુષ્યો ગ્રહણ કરે છે, નીતિમા વધારે બળ માને છે, અનીતિમય કાર્ય કર્યા પછી પણ અનીતિએ મેળવેલા લાભ જાળવવા સારૂ મનુષ્યો નીતિમાન્ થવા ઇચ્છે છે અનીતિ પોતે જ નીતિની અદીઆની ગણે છે Hypocrisy is the tribute which vice pays to virtue 'અનીતિ તે નીતિને દેણારૂપી ઉપહાર અર્પણ કરે છે' એ અંગ્રેજી કહેવતમાં કહ્યુ છે કે તેમ અનીતિ પણ નીતિનો ડોળ ધાલવા જાય છે અનીતિમાન્ મનુષ્યો પોતાને નીતિમાનમા ખપાવવા મથે છે

કારણ કે અનીતિ કરતાં નીતિ વધારે શ્રેષ્ઠ છે, વધારે માન્ય છે, એમ દુનિયા સ્વીકારે છે એ સુપ્રસિદ્ધ છે. રાજ્યમાં આણ દેશના રાજાની ફરે છે, રાજાના શત્રુની કે બંડખોરની નથી ફરતી. નીતિનું શાસન હોવાથી–નીતિનું રાજ્ય હોવાથી દુનિયામાં નીતિની આણ ફરે છે. અનીતિને અન્દરખાને શત્રુતા છતાં–બંડની વૃત્તિ છતાં–તે પણ નીતિની આણ માને છે.

જે મનુષ્યોનું બીજા પર નિયત્રણ હોય તેમણે તેમના હિત ખાતર પણ અનીતિથી દૂર રહેવું આવશ્યક છે એ વિચાર પણ નીતિમય શાસનને પુષ્ટ કરે છે. સતતિ ઉપર માબાપની અસર થાય છે, શિષ્ય ઉપર ગુરુની અસર થાય છે, પ્રજા ઉપર રાજાની અસર થાય છે. તે માટે માબાપે ગુરુએ અને રાજાએ પોતાની ખાતર તેમ જ પોતાની અસર અનુભવનારની ખાતર અનીતિથી દૂર રહેવું જોઇએ એ સિદ્ધાન્તનો આગ્રહ બહુ સામાન્ય છે. અલબત્ત એ અસરની પણ હદ હોય છે.

आहोस्वित् प्रसवो ममापचरितैर्विष्टम्भितो वीरुधाम् । शाकुन्तल, अंक ५.

એ વાક્યમા કાલિદાસે દુષ્યન્ત રાજા પાસે શંકા કરાવી છે કે 'મારા અપકૃત્યોથી ઋષિઓના વનની લતાઓનો પ્રસવ અટક્યો તો નહિં હોય !'

न राजापराधमन्तरेण प्रजास्वकालमृत्युश्चरति । उत्तररामचरित, अंक २.

'રાજાના અપરાધ વિના પ્રજામા અકાળ મૃત્યુ ફેલાતું નથી.' એ કારણથી રામના રાજ્યમા શમ્બૂક નામે શૂદ્રે તપશ્ચર્યા કર્યાથી એક બ્રાહ્મણનો પુત્ર અકાળ મરણ પામ્યો હતો એમ કહેવામાં આવ્યુ છે. એ પ્રકારના સિદ્ધાન્તોનો નીતિમય શાસનમા સમાવેશ થતો નથી, પણ, માબાપ ગુરુ રાજા વગેરેને પોતાની અનીતિથી બીજા પર થતી અસર માટે જવાબદાર થવું પડે છે અને દુઃખ પણ ખમવા પડે છે એ ખોટું નથી. વર્તમાન સમયમાં રૂશિયાના રાજ્યકર્તાઓના અસત્ય તથા અન્યાયથી આખુ રાજ્યતંત્ર શિથિલ અને બળહીન થયુ, નોકરો દગાખોર થયા, સૈનિકો ભીરુ બન્યા, લાખો રૂપિયા ખરચાયા છતા લશ્કરોને સાધન ન પહોંચ્યાં અને વિજય ન મળ્યો, એ હકીકત રૂશિયાના અનેક વચનભંગો અને અનેક જુલમોની સ્મૃતિ જાગૃત કરી આ જ નિયમ દર્શાવે છે. જનસમાજના બીજા નાયકોને પણ એ જ નિયમ લાગુ પડે છે. ફ્રેન્ચ રેવોલ્યુશન વખતે અન્યાય ક્રૂરતા અને હિંસા કરી લોહીની નદીઓ વહેવડાવનાર રોબ્સપીઅર સરખા નાયકો પોતે જ એ ખુનરેજીના ભોગ આગળ જતાં થઈ પડયા તે તેમણે અનીતિનું બળ જાગ્રત કર્યાનું જ પરિણામ હતું, નીતિના શાસને જ એ નાયકોને નષ્ટ કર્યા અને એ રીતે પોતાનુ રાજ્ય પ્રદર્શિત કર્યું. અનીતિને પરિણામે પણ આખરે નીતિ સ્થપાય છે એ વાત ઇતિહાસ ઘણી રીતે દર્શાવે છે. ઇંગ્લાંડના જોન રાજાની અનીતિથી મેગ્ના ચાર્ટા થયો, એવાં અનીતિમાથી પણ નિકળતા નીતિના શાસનનાં દૃષ્ટાન્ત અનેક છે,

ઇતિહાસમા કોઈ કોઇ વાર સુધારકો અને ઉદ્ધારકો ફતેહમંદ થયા નથી અને કોઇ કોઇ વાર એક પ્રજાએ કે દેશે બીજી પ્રજાનો કે દેશનો ખોટી રીતે પરાભવ કરેલો જણાય છે, ત્યાં પણ નીતિનો પરાભવ થતો નથી પણ વૃદ્ધિ થાય છે, એ દર્શાવનાં ધકતર માર્ટિનો ઉપર

કહેલા પ્રકરણમાં કહે છે કે " દરેક પ્રસંગે અને દરેક બાબતમાં સત્ય તથા નીતિ તત્કાળ વિજયવંત થાય એ નીતિમય શાસન માટે આવશ્યક નથી. કાલક્રમે અને એકંદરે સત્ય તથા નીતિ વિજય પામે એમ જ બને છે. ઇતિહાસનો ક્રમ નીતિનું બળ વધવા તરફ અને ઉચ્ચતા થવા તરફ છે કોઈ શુભ પ્રયાસ આખરે રદ ગયો નથી. અમુક નિષ્ફળ થયેલો સુધારક કે ઉદ્ધારક વખત પાક્યા પહેલાં આવ્યો એમ કહેવામાં આવે છે તેમાં જ તેના પ્રયાસનો અન્ત્ય વિજય કબુલ કરવામાં આવે છે. અમેરિકાના ઇન્ડિયનોનો મુલક દબાવી લેવામાં ત્યાં જઈ વસનાર યુરોપિયનોએ ઘણી ક્રૂરતા કરી છે, પણ તેથી જગતનો એક વિશાળ પ્રદેશ વ્યર્થ જતો બચ્યો છે, અને ત્યાં નીતિશૂન્ય વસ્તીને ઠેકાણે નીતિનું શાસન સ્વીકારનાર વસ્તી પ્રસરી છે. પ્રાચીન ગ્રીસમાં એથેન્સ વગેરે રાજ્યોને મેસીડોનના ફિલિપ સરખા જંગલી રાજાએ ઉથલાવી પાડ્યાં ત્યાં પણ એ ગ્રીક રાજ્યોની ઉત્તમતાની ભરતી પૂરી થઇ ઓટ શરૂ થઇ હતી, તેમની સાર્થકતા પુરી થઇ હતી અને ફિલિપના વિજયને પરિણામે તેનો પુત્ર મહાન સિકંદર એશિયામાં અને આફ્રિકામાં ફરી વળ્યો, અને એ ગ્રીક રાજ્યોનું સાહિત્ય તથા સુધારો અનેક દેશોમાં એ રીતે પ્રસર્યાં. રોમના રાજ્યમાં પણ જ્યારે અન્યાય, જુલમ, લાંચ, આળસ, મોજશોખ પ્રસર્યાં અને દુનિયાનો ઉત્કર્ષ કરવાનું રોમનું સામર્થ્ય નષ્ટ થયું ત્યારે ગૉથ વગેરે જંગલી પ્રજાઓએ ચઢાઇ કરી તે રાજ્યને ઉથલાવી પાડ્યું, અને પરિણામે એ પ્રજાઓએ રોમની શક્તિ ગ્રહણ કરી લઈ યુરોપનો પ્રભાવ જાળવી રાખ્યો અને આગળ જતાં ખ્રીસ્તી ધર્મની નીતિ દુનિયામાં પ્રસરાવી. "

યાહુદી પ્રજાના અનેક યુગનો ઇતિહાસ 'જુના કરાર' માં આપ્યો છે તે પણ નીતિમય શાસનની સાક્ષી પુરે છે અને હિંદુસ્તાનનો પાંડવો તથા કૌરવોના રાજ્યથી માંડીને મુસલમાન તથા મરાઠાના રાજ્યો સુધીનો ઇતિહાસ નીતિમય શાસનની સાક્ષી પુરે છે.

આ રીતે, મનુષ્યની વ્યક્તિઓ તેમ જ મનુષ્યના મંડળો બન્નેમાં નીતિનું શાસન જોવામાં આવે છે. નીતિનાં સારાં ફળ થાય છે અને અનીતિનાં ખોટાં ફળ થાય છે, એ ફળ ઇનામ તથા સજા અથવા સુખ તથા દુઃખ રૂપ કહી શકાય, પણ, વિશેષે કરી તે ઉન્નતિ તથા અધોગતિ રૂપ છે. નીતિમયતાની પ્રાપ્તિ, નીતિની દૃઢતા, એ જ નીતિના આચરણનું મ્હોટું ફળ છે, અને નીતિનિયમ તોડનાર એ ફળ ગુમવે છે એ જ તેને મ્હોટી હાનિ છે. મ્હોટાં અને ચિરસ્થાયી સુખો નીતિના એ ફળમાંથી ઉદ્ભવે છે અને ભયંકર તથા વિનાશકારી દુઃખો અનીતિની એ હાનિમાંથી ઉદ્ભવે છે.

દુનિયાના લાભ ખાતર જ નીતિનું અનુસરણ થતું નથી અને થવું જોઇએ નહિ, તેમ જ અલાભ ખાતર જ અનીતિનો ત્યાગ થતો નથી અને થવો જોઇએ નહિ. લાભ અને અલાભ એ માત્ર આનુષંગિક પરિણામ છે. નીતિનિયમ એથી સ્વતંત્ર ઉંડા મૂળમાં આત્મામાં સ્થપાયેલો છે. નીતિ જાતે યોગ્ય છે એ માટે જ નીતિ સ્વીકાર્ય છે, અને તે જ માટે અનીતિનો ત્યાગ થાય છે. પરન્તુ, આ દુનિયાની ઘટના નીતિની એ યોગ્યતાને પુષ્ટિ આપનારી છે, નીતિના નિયંતાની બીજી રચનાઓ નીતિને અનુકૂલ છે, પ્રતિકૂલ નથી, જે એથી ઉલટો આભાસ થાય છે તે તર્ક કરી જોતાં ભૂલભરેલો માલમ પડે છે, એ કહેવાનો આ ચર્ચાનો હેતુ છે. નિયંતાની નીતિની રચનાઓ સુખની વૃદ્ધિ કરે છે, અને સુખની રચનાઓ નીતિની

શુદ્ધિ કરે છે, તેની રચનાઓ અર્થહીન કે ભાગ્યહીન નથી, એ પ્રતીતિ કરવા આવા તર્ક ઉપરાંત રસમેય દર્શનની સહાયતા લેવી હોય તો કવિવર ટેનિસનનાં આ વચનો શ્રવણ કરીશું કે

"Oh yet we trust that somehow good
Will be the final goal of ill,
*To pangs of nature, sins of will,*
Defects of doubt and taints of blood

That nothing walks with aimless feet,
That not one life shall be destroy'd.
Or cast as rubbish to the void,
When God hath made the pile complete"

*In Memoriam*, LIV

રમણભાઈ મહીપતરામ નીલકંઠ.

---

## જનસમાનતાના મતની તુલના.

યુરોપના રાજકીય, સામાજિક અને ધાર્મિક બંધારણોને નબળાં પાડી નાંખનાર અને ત્યાંની જનસ્થિતિને અવ્યવસ્થિત કરી દેનાર ફ્રેંચ રેવોલ્યુશનના બળવાન્, ઉચ્છૃંખળ, અને દીર્ઘગામી સિદ્ધાંતોમાં આ જનસમાનભાવનો સિદ્ધાંત હતો. 'સૌ મનુષ્યોના સરખા હક છે', 'બધાં માણસો સરખાં છે' એ તે મતના પ્રચારકોનાં મહાવાક્યો હતા. તેનો પ્રસાર ઘણા લોકોને રુચતો આવ્યો; અને પરિણામે ફ્રાન્સમાંજ નહિ પણ યુરોપના ઘણા દેશોમાં બંધારણો શિથિલ થયાં, કેટલીક સંસ્થાઓ તૂટી, અને ધનના બળને યોગ્યાયોગ્યના વિવેકની જગ્યા પ્રાપ્ત થઈ. તે સમય આવા મતને અનુકૂળ હતો, ત્યાંની જનવ્યવસ્થા આ મતને ઉત્તેજીત કરે તેવી હતી, અને કેટલાક સારા હેતુઓનો એ સાધનાર છે એવા ઘણાના મનમાં ઘોળાતા વિચારે તેને મોટું બળ આપ્યું હતું. આ મતનો આવાં આવાં કારણોને લીધે ગર્ભિત રીતે ઇગ્લાંડમાં પણ સ્વીકાર તથા વાસ થયો; કારણ કે ઉઘાડી રીતે સ્વીકાર થતાં તો મોટી મોટી સંસ્થાઓ અને બંધારણો તુટી જાય તેમ હતું, જેને સારૂ તે દેશ તૈયાર નહોતો. તથાપિ સાહિત્યમાં, નવી હીલચાલોમાં, અને કેળવણીમાં તેનો બીજ રૂપે વાસ થયો; અને કેટલેક અંશે તેના છેલ્લામાં છેલ્લા પરિણામ રૂપ હાલની ત્યાંની એ મ્હોટી રાજકીય હીલચાલો–સ્ત્રીઓને મત આપવા તથા પાર્લમેંટમાં બેસવા દેવાની, અને ઉમરાવોની સભાનું બંધારણ બદલવા તથા તેની સત્તા શિથિલ કરવાની હીલચાલો–ઉભી થઈ છે. ઇગ્રેજોનો સહવાસ આપણને થયો ત્યારથી આ મતનાં બીજકો આ દેશમાં આવ્યાં અને ઇગ્રેજી કેળવણીના પ્રસાર સાથે તે

મતનો મ્હોટો ફેલાવો થયો; અને તેણે આપણા દેશમાં પણ ત્યાંને મળતોજ કોલાહલ, ગુંચવાડો અને વિવેકના શંકાભરેલાં ધોરણો ઉત્પન્ન કર્યાં. આ મતનો જ્યારે આપણા કેળવાયેલાઓએ સ્વીકાર કર્યો તે વખતે વિલાયતની વસ્તુઓ અને વિચારો તરફનો મોહ કંઇક ઉગ્ર હતો અને લાભહાનિના વિચાર વિના,—'વિલાયતી એટલે તો શી વાત', 'વીલાયતી એ જ એનું સર્ટિફીકેટ'—એ મહામોહમાં વિલાયતી કારીગીરીને જેમ ઉત્તેજન અપાયું તેમ ત્યાંના વિચારો પણ યોગ્યાયોગ્યના વિવેક વિના સ્વીકારવામાં આવ્યા. આચરણ કરતાં પણ વિચારનું બળ મહાન્ છે અને તે જ પ્રમાણે ભૂલભરેલા વિચારોનાં પરિણામો ભૂલવાળા આચરણના કરતાં પણ વધારે અનિષ્ટ થાય છે. આ જનસમાનતાનો સિદ્ધાંત તર્કથી કેવો અપ્રતિપાદ્ય છે; ન્યાયની દૃષ્ટિએ કેવો ખોટો છે; અને નૈતિક ઉન્નતિને સારૂ કેવો બીનજરૂરનો છે એ સબંધી સૂચનો મ્હારી બુદ્ધિના પ્રકાશાનુસાર આ લેખમાં પ્રદર્શિત કરવા હું ધારૂં છું.

આ મતના ત્રણ સ્વરૂપો છે. 'સર્વ મનુષ્યો સરખાં છે' એ તેનું મૂળ સ્વરૂપ. 'સર્વ મનુષ્યોને સરખાં ગણવાં જોઇએ' અથવા 'સર્વ મનુષ્યોના હક સરખા છે' એ રૂપમાં પણ તે સિદ્ધાંત મૂકાય છે. તે મતનો પ્રચારક પોતે પરમેશ્વરમાં શ્રદ્ધાવાળો કે તે વિનાનો હોય તે પ્રમાણે ઇશ્વર તરફથી અથવા કુદરત તરફથી સર્વ મનુષ્યની સમાનતાનું મૂળ ગણે છે. નૈતિક દૃષ્ટિએ વા જનસમાજના સુખને અર્થે આ સિદ્ધાંત ફાયદાકારક છે એવો મિથ્યાભાસ જો સહાયકારી થઈ પડ્યો ન હોત તો આ ન્યાયહીન સિદ્ધાંતનો ભાગ્યેજ આટલો બધો પ્રચાર થાત. કારણ કે સામાન્ય બુદ્ધિને પણ અવાસ્તવિક જણાઈ આવે એવો આ સિદ્ધાંત છે. આ ઠેકાણે કહેવાની જરૂર છે કે પોતાની રુચિને અનુકૂળ આવે એવા નિયમો વા ધોરણોનું મૂળ કુદરતમાં લાવી મૂકવાનો એક પ્રચાર યુરોપમાં ચાલ્યો છે. ધર્મમાં શ્રદ્ધા ન હોવાથી કુદરતથીજ આમ છે એમ બેસાડી દેવું એજ લોકોને કબુલ કરાવવાનો મુખ્ય રસ્તો ગણાય છે. કુદરતને ધોરણ તરીખે દેખાડવાથી મત શાસ્ત્રીયતાનો ડોળ પકડે છે અને કુદરત બિચારી એવી ફળદ્રુપ છે કે તેમાં મીઠાં ને કડવાં, અમૃતમયથી તે ઝેરી સુધી બધા પ્રકારનાં ફળો મળી શકે છે; અને આજ કુદરતમાં નિયમોનાં કંઈ કંઈ રૂપો પ્રદર્શિત થતાં હોવાથી તેમાંથી તદન વિરોધી, માન્વાના અને પાળવાના, સારા અને ખોટા, સવળા અને ઉંધા ધડાઓ લેવાનું બની આવે છે. આ વિચારનીતિને અનુસાર સમાનતાના મતને સારૂ પણ કુદરતનો આધાર આપવામાં આવ્યો હોય એમ સંભવે છે.

મ્હારે પ્હેલેથી જ સૂચના કરવી જોઇએ કે બ્રાહ્મણ અને શ્વાન બન્ને તરફની પંડિતોની સમદર્શિતાને અને યુરોપના વ્યાવહારિક વિવેકને તોડી નાંખનારા આ મતને એક સમજવાની ભૂલ તો વિદ્વાનો કરશે જ નહીં. પંડિતો તો ઉપાધિનો બાધ કરીને સર્વની સમાનતા સ્વીકારે છે. ગુરુશિષ્યની પરંપરા, અને બ્રાહ્મણ ઇત્યાદિ વર્ણોની પૂર્વાપર શ્રેષ્ઠતા સ્વીકારનારા આપણું શિષ્ટ સંપ્રદાયને આ નવો મત માન્ય નથી.

હવે આપણે આ નવા મતની યોગ્યાયોગ્યતા વિષે વિચાર કરીયે. કુદરતથી સર્વ મનુષ્યો સરખાં નથી. કારણ કે બુદ્ધિમાં, રૂપમાં, બળમાં અને અન્ય નૈસર્ગિક શક્તિઓમ

અને તેમના (પ્રથમના) આગ્રમા સર્વ મનુષ્યો સમાન નથી આના દૃષ્ટાંતો અસખ્ય છે, વ્યક્તિ વ્યક્તિએ ભિન્ન ભિન્નતા છે એટલે દૃષ્ટાંત આપવાની આવશ્યકતા રહેતી નથી. ઇચ્છાધાર વર્તનમા પણ સર્વે મનુષ્યો સમાન નથી. કારણ કે જ્ઞાન, નીતિ, ઉદ્યમ, અને ધર્મ સર્વેમા સરખા દેખાતા નથી કાઇમા વધારે કોઇમા ઓછા, કોઇમા એક વધારે તો બીજુ થોડુ કોઇનામા એક થોડુ તો બીજું વધારે કોઇમા બધા થોડા, કોઇમા બધા વધારે એમ અનેક પ્રકારના મનુષ્યો થાય છે લાગણીઓ અને રુચિઓ પણ પ્રત્યેક મનુષ્ય પરત્વે એક જ વસ્તુ તરફ ભિન્ન ભિન્ન પ્રકારની એટલે અનુકૂળ પ્રતિકૂળ અથવા તેથી વિલક્ષણ હોય છે. અને તેમા થોડી વધારે એમ પરિમાણના ભેદ પણ હોય છે. અર્થાત્ માનસિક વૃત્તિઓ પણ વ્યક્તિ પરત્વે જુદા જુદા પ્રકારની અને જુદા જુદા બળવાળી એટલે અસમાનતા હોય છે ત્યારે હવે, નૈસર્ગિક શક્તિઓ અને સ્થિતિમા જો મનુષ્યો અસમાન હોય છે, તેમના કર્મોમા પણ જો આટલી બધી વિષમતા દેખાય છે, તેમની મનોવૃત્તિઓ પણ જો આવી ભિન્નભિન્ન છે તો તેમને સમાન કહેવા એ કેવુ વિચિત્ર છે અને તે બુદ્ધિની વિચિત્રતા વિના બીજા શેનુ દર્શન કરાવે છે?

જો મનુષ્યો સમાન નથી તો તેમને સમાન ગણવાનુ કહેવા જેવો બુદ્ધિ ઉપર જુલમ કરવાનો બીજો શો રસ્તો? જુઠી વાત માનવાથી શો લાભ? અને જુઠી માન્યતાને, યોગ્યાયોગ્યના અને કાર્યાકાર્યના ધોરણ રૂપ ગણવી એથી ભૂલો ખાવાનો બીજો કીયો સુલભ માર્ગ હોઈ શકે?

હવે જો સર્વ મનુષ્યો સરખા નથી તો તેમની યોગ્યતા સરખી શી રીતે ગણી શકાય? સર્વેને સરખા હક છે એમ શી રીતે પ્રતિપાદન થઈ શકે? ઉલટુ પ્રત્યેક મનુષ્યને અને મનુષ્યના સમાજને તેની બુદ્ધિ ગુણ કર્મ ઇત્યાદિની યોગ્યતા પ્રમાણે હકો મળવા જોઇએ એ ન્યાય છે બાકી કેટલાક કહેવાતા હકો કેટના કાલ્પનિક અને બનાવટી છે એ વિષયમા તો આપણે ઉતરતા જ નથી એટલુ જ કહેવુ બસ છે કે પ્રજાઓના મન ઉશ્કેરવાને અને વધારે રાજ્યસત્તા મેળવવાને સારૂ કલ્પી લીધેના હકની નૈસર્ગિકતાને સારૂ કઈ પણ પ્રમાણ નથી તે સિવાય, રક્ષણનો, ન્યાય મેળવવાનો, મ્હેનતના ફળનો ઇત્યાદિ હકો રાજ્ય તેના તાબાના સર્વ મનુષ્યોને બક્ષે છે અને તેથી તેમને તે હકો પ્રાપ્ત થાય છે અને બધાને બક્ષે છે તેથી બધાને પ્રાપ્ત થાય છે અને રાજ્યે આપેલા છે માટેજ તે હકો તે ગુન્હા અથવા જરૂરને પ્રસંગે લઈ અથવા ટુકાવી શકે છે દેશપાર કરેલા બ્હારવટીઆને રાજ્ય રક્ષણ આપતું નથી વેઠ, કેદી પાસે મજુરી હુલ્લડ સમયના કાયદાઓ એ બધા આના જ દૃષ્ટાંત તરીકે લઈ શકાય

પોતાની લાગણીઓને સર્વે અનુકૂળ થાય અથવા પોતાની ઇચ્છા પ્રમાણે બધુ બને એવો પણ સર્વ મનુષ્યોનો સમાન હક હોઈ ન શકે કારણ કે એક મનુષ્યની લાગણીને અનુકૂળ રીતે બધા વર્તે એ કેવું વિચિત્ર છે! અને લાગણીઓ પણ અનિશ્ચિત અને વિચિત્ર હોવાથી તેમ બની પણ શી રીતે શકે? વળી બધાને તેમ બનવુ એ તો અશક્ય જ એવું

દર્શનજ એવુ ગાઢુ અને ન્યાય વગરનુ છે કે તે વિષે વધારે દલીલની જરૂર નથી. અરો-હના નૈતિક બોધને આ વિચિત્ર મત જોડે કઈ સબંધ નથી. પારકાનુ મન પોતાના કૃત્યથી દુભાવવુ એ પાપ હોવાથી મનુષ્યે તેમ કરવાનુ નથી, સામો માણસ કાંઈ હક લઇ આવ્યો છે તે કારણથી નહીં. દાખલા તરીકે કોઇને મ્હારી સાથે લડવાનુ મન થાય તો તેની લાગણીને માન આપવાને હુ તેના કોઇ કુદરતી હકથી બંધાતો નથી.

તેમ રાજ્યને સારૂ પણ ધોરણ તરીકે આ 'ટકે શેર ભાજી, ટકે શેર ખાજા' જેવો સિદ્ધાત માન્ય થઈ શકતો નથી રાજ્ય અથવા કાયદો બધા માણસોને સરખી નજરે જુએ છે એમ કહેવાય તો તેનો અર્થ એજ છે કે સર્વ મનુષ્યોને તે ન્યાય આપે છે અને તેમની લાયકાઇનુ પ્રમાણ સ્વીકારે છે

પણ હવે હુ આ સિદ્ધાતના માર્મિક હેતુ ઉપર ધ્યાન દોરૂ છુ. મ્હે આગળ સૂચવ્યુ છે કે આ બનાવટી ધોરણ લોકોની નીતિ અથવા સુખને વધારનાર થાય એવી તે સિદ્ધાતના પ્રયોગોની કલ્પના હોઇ શકે. અને તેવાજ મિથ્યાભાસમા કેટલાક ડાહ્યા ગૃહસ્થોએ પણ આ બુદ્ધિવિરૂદ્ધ અને શાસ્ત્રવિરૂદ્ધ સિદ્ધાતની અવગણના કરી ન હોય એમ પણ સભવે છે. પણ વધારે ઉંડા ઉતરી વિવેકપૂર્વક જોતા જણાશે કે આ અવાસ્તવિક મતનો પ્રચાર નૈતિક ઉન્નતિને બીન જરૂરનો છે એટલુ જ નહીં પણ જનસમુદાયની સુખશાન્તિમા પણ વિઘ્નકર્તા છે પ્હેલુ તો સૌને સમાન ન છતા સમાન માનવા એ અન્યાયબુદ્ધિનુ ઉત્તેજક છે. યોગ્ય મનુષ્યોને યોગ્ય લાભ તથા માન ન મળે તેથી તેમને અસતોષ અથવા દુ ખ થયા વિના રહેતુ નથી. આવુ ધોરણ અન્યાય અને ખોટી અદેખાઇનુ મૂળ છે અને ભૂલ ભરેલા રસ્તાઓમા માણસોને દોરવનાર છે જુદી યોગ્યતાના મનુષ્યોના સમુદાયો વચ્ચે તે મહાન્ કલહનુ કારણ છે અને તે ઐક્ય અને સ્નેહની હિતકારી ગ્રન્થિઓ શિથિલ કરવાનુ સાધન છે. આપણે, બીજાને તે સમોવડીયા હોય તેટલા સારૂ ચ્હાતા નથી પણ યોગ્યતા, સમાનશીલતા અને ઉદા તા એ સ્નેહના કારણો છે. ગુરુભાવ એ સ્નેહનુ ઉનડુ એક વધારે કારણ છે. લાયકને લાયક વર્તન કરવુ એજ બન્ને પક્ષના સતોષનુ મૂળ છે અને સ્નેહનુ વધારનાર છે સરખાપણાનો હરસો એ વિરોધનો આશ્રયદાતા અને ઉત્તેજક છે

સુજ્ઞ વિચારકો સમજશે કે આ કૃત્રિમ સિદ્ધાતના તિરસ્કારથી સર્વજન પ્રત્યે ભ્રાતૃભાવના ઉદાર અને હિતકારક બોધને બિલકુલ બાધ આવતો નથી. ભ્રાતૃભાવનુ રહસ્ય એક બીજાનુ શ્રેય ઇચ્છવામા અને એક બીજા પ્રત્યે દિલસોજી (હુ 'ચાહના' શબ્દ મૂકતો નથી) મા સમાયેલુ છે, મોટા નાનાનો તેમા ઉચ્છેદ નહીં પણ સ્વીકાર છે, અને ગુણ, કર્મ, અનુભવ અને વયની યોગ્યતા તેમા માન્ય છે અને તેમા કર્તવ્યની અને યોગ્યતાની વ્યવસ્થાને બાધ આવતો નથી પણ ઉલટી તે સરલ થઈ પડે છે. એક ભાઈ નોકરી કરે, એક વકીલાત કરે, એક દાકતરનુ કામ કરે, એક ભણે, અને એક ખાઇ પીને રમતો ફરે, એક શીખડ પૂરી જમે ત્યારે બીજા માદાને કાઢો અપાય અને ત્રીજા ઘોડીયામા મરતાને દૂધ પવાય એ કુટુમ્બવ્યવસ્થા સર્વને સુવિદિત છે મનુષ્યોમા ભ્રાતૃભાવ ઉત્પન્ન કરવો એ વ્યક્તિ તેમજ સમષ્ટિ બન્નેને લાભકારક અને તેથી ઇષ્ટ છે. આપણે સૌ એક પિતાનો પરિવાર છીએ એ

સત્ય, ભ્રાતૃભાવનાનુ મૂળ છે; અને ઉદારતા, મૈત્રી, મુદિતા, કરુણા ઇત્યાદિ દૈવી સંપત્તિઓ તેનાં સાધન છે.

આ પ્રમાણે જનસમાનભાવનાનો સિદ્ધાંત ખોટો, અન્યાય ભરેલો અને બીન જરૂરનો છે એમ દેખાય છે. યુરોપમા એનો કેમ પ્રચાર થયો એ ઐતિહાસિક વિષયમા પડવાની અત્યારે આવશ્યકતા નથી. તેમણે કર્યું કે માન્યુ માટે પ્રમાણ એટલી બધી ત્યાના લોકો ઉપર આસ્થા ઘણા માણસોના મનમાં હજી સુધી બની રહી નહીં હોય એમ હુ ધારૂ છુ

આપણી વર્ણવ્યવસ્થા જેની સામે આ વિલાયતના બનાવટી મતનો કટાક્ષ હતો તે સબધે થોડુ વિવેચન કરી હું આ લેખ પૂરો કરીશ. આપણી જનસમાજની વ્યવસ્થા મનુષ્યના શરીર જોડે અથવા કુટુબીના ઘર જોડે સરખાવી શકાય. આપણુ બંધારણ હારબંધ ચણી દીધેલી ઓરડીઓ જેવુ નથી પણ આપણા જૂની ઢબના ઘરના જેવુ છે. તેમાં દેવમંદિર, રસોડુ, પાણીયારૂ, કોઠાર, વિગેરે જુદા જુદા ઓરડા ઓરડીઓ હોય છે, તે સર્વ પોતાનુ કામ કરે છે, પ્રત્યેકની જરૂર છે, છતા દેવમંદિર ને રસોડુ સરખા નથી. કોઈ ગૃહસ્થ સર્વે ઓરડા સમાન ગણી મળવા આવનારને પાણીયારામા લઈ જઇને બેસાડતો નથી. તેજ પ્રમાણે ગુણકર્માનુસાર આપણી વર્ણવ્યવસ્થાનુ બંધારણ છે. પ્રત્યેક વર્ગની ઉપયોગિતા છે અને તે જનમંડળનો એક આવશ્યક વિભાગ છે. પ્રત્યેક વર્ગના કર્મો અને કર્તવ્યોની આપણા શિષ્ટજનોએ સુવ્યવસ્થા કરી છે. પ્રત્યેક વ્યક્તિને પોતાનુ માર્ગ ખોળવામા વમળમા પડવુ ન પડે તેમ એ વર્ણવ્યવસ્થાનુ મૂળ માતાપિતામા એટલે જન્મમા નિર્ણીત કરાયેલુ છે. પણ આ સુવ્યવસ્થાના લાભ અને ડહાપણ વિષે વધારે લખવાનો આ પ્રસગ નથી. એટલુ જ કહેવુ બસ છે કે જેઓ પોતાના ગુણ–કર્મોથી ઉત્કૃષ્ટ છે તેને માન મળવુ જોઇએ. જે વધારે બળવાન્ બુદ્ધિવાન્ અથવા ઉદ્યોગી છે તેને તેની યોગ્યતા પ્રમાણે ફળ મળવા જ જોઇએ. જે વધારે વફાદાર, પ્રમાણિક, અથવા નીતિવાન્ છે તે વિવેકીઓના વધારે ભાવને યોગ્ય છે. અને થોડી અક્કલવાળા, આળસુ, અને અપ્રમાણિક મનુષ્યોને તેમની યોગ્યતા પ્રમાણે ફળ મળવા જોઇએ એજ ન્યાય છે. જેઓ પ્રજાને તેનુ પરમ શ્રેયસ્ સાધવા સમર્થ કરે છે, જેઓ તેનુ રક્ષણ કરે છે, જેઓ તેને ખોરાક પોષાક વિગેરે જરૂરીયાતો પૂરી પાડે છે અને જેઓ તેનું કામકાજ કરે છે તે સર્વને તેમના ગુણકર્માનુસાર યોગ્યતા પ્રમાણે માન અને પંક્તિ મળે એમજ ઘટે છે પાશ્ચાત્ય વિચારોના વમળો અહીં દાખલ થયા તે પ્હેલાં એજ વિવેક સર્વને માન્ય હતો અને સમજુ મનુષ્યોને હજી પણ માન્ય છે, અને એટલા જ માટે આપણા ડાહ્યા વડીલોની કહેવત પણ 'આપણે સરખા છીએ' એમ નહીં, પણ 'આપણે ભાઇઓ છીએ' એમ હતી.

જયેન્દ્રરાવ ભગવાનલાલ દુરકાળ.

---

# ગૃહ.

[ એક અગ્રેજી લેખનો સ્વેચ્છાનુસાર અનુવાદ ].

" Sweet is the smile of home, the mutual look,
When hearts are of each other sure,
Sweet all the joys that crowd the household rook,
The haunt of all affections pure "

—*Keble*

કેટલાક વર્ષ પર્યન્ત દેશ પરદેશ પર્યટન કર્યા પછી આપણે જ્યારે આપણી જન્મભૂમિ તરફ પાછા ફરિયે છિયે ત્યારે આપણા પોતાના 'ગૃહ "નો વિચાર ક્ષણવાર આપણી કલ્પનામા સ્ફુરી આવતા જ અહો! આપણા મનમા કેવો અવર્ણનીય આનદ ઉત્પન્ન થઈ આવે છે! સર વૉલ્ટર સ્કૉટ વિષે એવુ કહેવાય છે કે યૂરોપખડપર પર્યટન કર્યા પછી તે જ્યારે પોતાને દેશ પાછો આવ્યો ત્યારે પોતાના નોકરને તેના ઘર આગળ જ લેઈ જવા તેણે સોતકણ્ઠ થઇ આજ્ઞા કરેન હતી, અને પોતાના ઘર આગળ આવી પહોચતા જ તેના મુખમાથી સહજ ઉદ્ગાર થઈ ગયો કે "અહો! આખો યૂરોપખડ મે જોયો તથાપિ ઘર આગળ આવી ઊભા રહ્યાથી જે હર્ષ ઉત્પન્ન થાય છે તેની તો વાત ઓર જ છે!" પ્રત્યેક મનુષ્યના આન્તર હૃદયમા એવો જ હર્ષ શુ નહિ થતો હોય? પરમ કૃપાળુ જગત્ નિયન્તાએ આ દુનિયામા મનુષ્યજાતિના જીવનને સુખી કરવાને અનેક સાધનો કર્યાં છે તેમા "ગૃહ" એ એક ઉત્તમોત્તમ કહી શકાશે અનેક પ્રકારના સુખ અને હર્ષનો આરભ ઘણુ કરીને ગૃહથી જ થાય છે. આપણે જેને સાસારિક અથવા વ્યાવહારિક બોલીમા "ગૃહ"–"ઘરમા એકઠુ મળતુ કુટુબ'—કહીયે છિયે તે વસ્તુનો અનુભવ જે પુરૂષ વા સ્ત્રીએ કર્યો નથી તેનો સમાગ શૂન્ય, એની જીવનસરિતા સુકી છે. વિવિધ પ્રકારના સુખ અમુક મનુષ્ય અનુભવતો હોય તથાપિ ગૃહમાથી મળતુ સુખ તેણે જોયુ ન હોય તો બીજી બધી જાતના સુખ એ એકડા વિનાના મીંડા સમાન છે. ગૃહ એ પ્રેમનુ નિધાન છે જીવનમા મળતા વિવિધ પરિશ્રમથી કટાળી ગયેલા આત્માને પુન વિશ્રાન્તિ મળવાનું યોગ્ય સ્થળ છે આન્તર હૃદયમા અનુભવાતા અસખ્ય સુખ દુ ખની ઊર્મિઓના ઝરણને ખાલી કરવાનુ સ્થાન છે! નિસ્તેજ થઈ ગયેલી મનોવૃત્તિઓનુ પુનરુદ્દીપન કરવાનુ એક મોટુ સાધન છે "ગૃહ" એ શબ્દનુ સ્મરણમાત્ર અધારી રાત્રિએ સમુદ્રના મધ્ય ભાગમા પ્રયાણ કરતા નાવિકને ધૈર્ય આપે છે યુદ્ધસ્થળપર લડતા યોદ્ધાને શૌર્ય આપે છે, થાકી ગયેલા મુસાફરને તેના પગમા બળ પોષે છે અને દુષ્ટ માર્ગે ચાલ્યા જનાર પુરૂષને સન્માર્ગ સૂચવે છે માતાના ભાવમય લાલન, પિતાનો સખ્ત પણ ક્ષમાશીલ પ્રેમ, ભગિનીની નિસ્વાર્થ પ્રીતિ, બાળકોની રસમય રમત ગમત, પતિપરાયણ સ્ત્રીની સ્નેહયુક્ત વાણી-આ સર્વેનો અનુભવ ગૃહમા જ થાય છે બાલ્યાવસ્થામા સાથે રમેલા બાલ સ્નેહીઓની મુખાકૃતિની ઝાખી છાપો તેના મગજમા તરી આવે છે. ઘરની આસપાસ આવી રહેલા વૃક્ષોના ફળની લૂટાલૂટ; પાસે વહેતી નદીમા બાલ સ્નેહીઓની સાથે કરેલ સ્નાનાદિક ગમત, મદિરમાથી

ધસી આવીને કર્ણના આન્તરપટને સાવ બધિર કરી નાખતા ઘટનાદ, પાઠશાળામાના સહાધ્યાયીઓનાં નામ—વિગેરે વસ્તુની સસ્મૃતિ કેવી આહ્લાદજનક છે!

## માતા

આ દુનિયામા મનુષ્યને વહાલામા વહાલી વસ્તુ તેની માતા-જનેતા છે બાળકના જન્મ કાળથી આરભીને તે જ્યા લગી હરવુ ફરતું થાય ત્યા સુધી પૂરેપૂરા હેતથી અને સ્વાર્થ પરિત્યાગ વ્હોરી લેઇને તેની સભાળ લેનાર માતા જ છે બાળકની મનોહર આકૃતિથી માતા તેને ચહાય છે એમ નથી પણ એનુ બાળક એ તેના શરીરનો જીવતો ભાગજ છે એ કારણથી જ માતાનો પ્રેમ અનુપમ છે [' bone of her bone, flesh of her flesh. '] પોતાના બાળકપર માતાના ઉપકાર અનેક છે તેનુ બાળક તેને અનેક રીતે સતાવે છે છતા માતાના હૃદયમા વ્હેતો અમીરસ તો નિરતર તેવોને તેવો જ વહ્યા કરશે! માતા એ ઇશ્વિરનો અવતાર છે કારણ ઇશ્વિરની પેઠે તે આપણને જન્મ આપનાર છે. માતાની સેવા ઇશ્વિરની સેવા કર્યા સમાન છે ધાર્મિક-વ્યાવહારિક-અને નૈતિક પ્રવૃત્તિઓનુ દર્શન માતૃસ્નેહ જ બાળકને પ્રથમ કરાવે છે! માતાનો હર્ક અને માતાના ધર્મ ગભીર છે. નેપોલીઅને કહેલુ છે કે "બાળકના ભવિષ્યનો આધાર તેની માતાપર છે" રોમનો અને ગ્રીસનો પ્રાચીન ઇતિહાસ અવલોકી જોઇશુ તો એવા અનેક દૃષ્ટાત આપણને સમજાશે કે માની કેળવણીપર બાળકના ભવિષ્યની ઉત્તમ વા અધમ સ્થિતિનો કેટલે બધે અશે આધાર રહે છે! રોમના શહેનશાહ નીરોને રાજ્યનીતિની ઉત્તમ કેળવણી આપવાને વાસ્તે સેનેકા જેવા વિદ્વાન્ પુરૂષનુ શિક્ષણ આપવામા આવ્યુ હતુ તેમ છતા, તે શહેનશાહની રાજ્યનીતિ અતિ ક્રૂર અને અવિચારી નીવડી હતી તેને માટે તેની માતા જ જવાબદાર હતી એવુ મનાય છે સ્પાર્ટાની પ્રજાએ દર્શાવેલુ અસાધારણ બળ માતાની કેળવણીનુ પરિણામ હતુ વળી અર્વાચીન કાળના દૃષ્ટાત જોઇએ તો ક્રોમવેલ અને પીટ, વૉશીંગ્ટન અને નેપોલીઅન વૉલ્ટર સ્કૉટ અને બર્ન્સ વિગેરે પુરૂષોએ ઉત્તમ સ્થિતિ પોતાની માતાના ઉત્સાહ અને શિક્ષણવડે જ પ્રાપ્ત કરેલ હતી જૉર્જ હરબર્ટ એવુ કહેલ છે કે "એક મા એ સો ગુરૂ તુલ્ય છે" અમેરિકાના રાજ્યદ્વારી પુરૂષ જૉન રૅન્ડૉલ્ફ એવુ કહેતો કે "જો મને મારી બાલ્યાવસ્થામા મારી માતા તરફથી ઉત્તમ ઉપદેશ વચનનો લાભ ન મળ્યો હોત તો હુ એક મોટો નાસ્તિક નીવડયો હોત"

પ્રખ્યાત ફ્રેંચ રાજદ્વારી પુરૂષ ગીઝોએ પોતાની ઉત્તમ સ્થિતિ માતાએ આપેલી કેળવણીથી મેળવી હતી. લૉર્ડ લીટન અને જર્મનમહાકવિ ગીટી જેવા પુરૂષોએ પોતાની વિદ્વત્તા માતાના બોધવચનદ્વારાજ મેળવી હતી કૅનીંગનુ પણ તેમ જ હતું બાયરનની માતાનો સ્વભાવ મૂર્ખ અને ક્રોધી ન હોત તો બાયરનની પ્રકૃતિ જૂદી જ નીવડી હોત! માતૃસ્નેહ અને ઉપકાર એવા અસખ્ય અને અવર્ણનીય છે કે તેપર જેટલું વિવેચન કરીયે તેટલું ઓછુ નીવડશે માટે દૃષ્ટાતપરપરા કરીને આ સર્વોત્તમ વિષયના રહસ્યને નીરસ કર્યા કરતા એટલું જ વદીશુ કે માતાએ આપણીપર અનેકધા બતાવેલા ઉપકાર સ્નેહાદિકનો આપણે યોગ્ય બદલો તેને વાળી શકીયે તેવી સુબુદ્ધિ પ્રભુ આપણ સર્વને આપો તથાસ્તુ નિર્દય

દૈવની વસ્તુરચનાના યોગે આ લેખક પોતે જો કે પોતાની માતા પ્રતિ યોગ્ય પ્રત્યુપકાર વાળી શકવા ભાગ્યશાળી થયો નથી તથાપિ:—

> " Mother ! thou art mother still,
> Only the body dies
> Such love as bound thy heart to mine
> Death only purifies."

## પિતા.

માતૃસ્નેહ પછી પિતૃસ્નેહ છે. સ્નેહ અને માનનો સંબંધ પિતા પુત્ર વચ્ચે આવી રહેલો છે. પિતાના ધર્મ પણ ગંભીર છે અંગ્રેજી નવલકથાકાર થેકરેએ પોતાના પિતાને ઉદ્દેશીને એકવાર એવું કહેલું હતું કે "ઓ પ્રેમળ પિતા, અમારા હૃદયને એવાં તો મજબૂત અને પુનિત કર કે ભવિષ્યમાં અમારે અમારાં પુત્રાદિક સમક્ષ શરમાવાનું કારણ મળે નહિ." રસ્કીને એકવાર કહેલ છે કે "ઉત્તમ કુળમાં જન્મ્યા કરતાં ઉત્તમ વર્તન પાળવું એ વધારે યોગ્ય છે." પિતાના પુત્રપ્રતિ ધર્મમા જેટલે અંશે સ્નેહનો સમાવેશ આવી રહેલ છે તેટલા જ પ્રમાણમાં સત્તાનો પણ સમાવેશ સમજવાનો છે. પણ તે સત્તાનો વ્યય વિચાર પૂર્વક કરવાનો છે, સ્વેચ્છાનુસાર નહિ. રાજા પ્રજાપર સત્તા દર્શાવે છે તે પોતાના સર્વોપરિપણાને સિદ્ધ કરવાની ખાતર નહિ પણ પ્રજાના જ હિતની ખાતર દર્શાવે છે. પુત્રોએ પોતાના પિતાની સત્તા માન્ય રાખવી આવશ્યક છે. રામચન્દ્રજીએ પોતાના પિતાની આજ્ઞાનુસાર રાજ્યનો પરિત્યાગ કરી વનવાસ ભોગવ્યો હતો. પોતાના કરતાં પોતાના પિતાનો અનુભવપ્રદેશ વિશેષ વિશાળ છે અને તેમની વૃત્તિઓ શુદ્ધ જ છે—એવું પુત્રોએ સમજવું જોઇએ છે. પુત્રોએ પિતાને યોગ્ય સન્માન આપવું જરૂરનું છે; તેની ઇચ્છાને અધીન રહેવાનું છે. જે ગૃહમાં પિતાપ્રતિ તેના પુત્રો અને પુત્રોપ્રતિ તેમનો પિતા સ્વધર્મ સમજે છે, તે ગૃહમાં આનંદ અને સંતોષનો વરસાદ વરસે છે. જે ગૃહમાં અન્યોન્યના ધર્મની સંઘટ્ટના થાય છે ત્યાં શોક અને અશ્રુની સરિતા નિરંતર વહ્યાં જ કરે છે. પુત્રના સુખની ખાતર પિતાનો કેટલો બધો સ્વાર્થપરિત્યાગ હોય છે ! અને એ સ્વાર્થપરિત્યાગને લેઇને પુત્રની ઉન્નતિ તેના પિતાને કેટલી આહ્લાદજનક ! પુત્રના જીવનમાં જ પિતાનું પુરુજ્જીવન રહેલું છે; અને પુત્રનું સુખ પિતાને આનંદરૂપ છે. પિતાની ચોમેર વીંટાઇને ઉભું રહેલું પુત્રમંડળ પોતાના ગૃહના કીર્તિસ્તંભરૂ છે.

## ભ્રાતા તથા ભગિની.

માતા, પિતા, ભ્રાતા, ભગિની, વધૂ, અને બાલકો એઓનો સમૂહ એનું નામ કુટુંબ. કુટુંબ એ એક પ્રકારનું શિક્ષણ મેળવવાનું મંડળ છે. આ વિશાળ સંસારની અનેક સંસ્થાઓને અનુકૂળ થઈ શકીયે તેવું વર્તન સંપાદન કરવાની આપણ પ્રત્યેકને આવશ્યકતા છે. તેવું વર્તન મેળવવાનું એક નાનકડું શિક્ષણ સ્થાન આ કુટુંબ છે. બીજા શબ્દમાં કહીયે તો સાંસારિક વ્યવહારક્રમમાં અનુકૂળ થઈ રહેવાને વાસ્તે ખરૂં શિક્ષણ આપણા કુટુંબ મંડળમાંથી જ આપણે મેળવી શકીયે છિયે. ભ્રાતા અને ભગિનીના અન્યોન્યના ધર્મ અને હર્ષનો વિનિમય કર-

વાનો અવકાશ ગૃહમા જ મળે છે. પ્રખ્યાત ખગોળવેત્તા વિલ્યમ હર્શલે પોતાનુ ખગોળશા સ્ત્રમા જ્ઞાન મેળવ્યુ તેમા એની ભગિની કેરોલીન હર્શલ સહાધ્યાયિની હતી પ્રખ્યાત કવિ વર્ડ્ઝવર્થને કાવ્યરચનામા ઉત્સાહ પ્રેરનાર તેની ભગિની ડોરોથી હતી. બાયરનના ઉચ્છૃંખલ જીવનનો આપણે અભ્યાસ કરીયે તો જણાશે કે બાયરને પોતાના પ્રદેશગમનમા, સુખદુખના સમયે પોતાની ભગિની ઑગસ્ટા ( મીસીઝ લીહન્ટ ) ઉપર કેવા સ્નેહ બતાવ્યો હતો. પોતાના ઉત્તમ કાવ્યોમાના ચાર ગદ્યો તેણે તેને જ ઉદ્દેશીને રચ્યા હતા. અને પોતાના મૃત્યુ સમયે "ઑગસ્ટા" ( એની બ્હેન ) અને 'આડા' (પુત્રી) એ શબ્દોના તેણે ઉચ્ચાર કર્યો હતા. ચાર્લ્સ લેમ્બની બ્હેન મેરીએ જ્યારે ગાંડછામા તેની માને મારી નાખી ત્યારે તે પરથી ગાંડી બ્હેનની સભાળ લેવાની ખાતર લેમ્બે પોતે લગ્ન કરવાનો વિચાર હમેશને માટે માંડી વાળ્યો હતો ! અને તે ઉપકારના બદલામા લેમ્બની ગાંડાઈના સમયે તેની સારવાર તેની બ્હેને જ કરેલ હતી અન્યોન્યના સ્નેહના વિનિમયનુ દૃષ્ટાંત આથી બીજુ કયુ વિશેષ સારૂ હોઈ શકે ! ભ્રાતા અને ભગિનીના સ્નેહ જેવો જ બે ભાઇઓ વચ્ચે પણ હોય છે. એક જ માબાપના સતાન હોઇને ઉભયના હૃદયમા એક જ પ્રકારના લોહીની સરિતા વહે છે. આ દુનિયાના અનેક ક્લેશ, વ્યાવહારિક ઉપાધિઓની સામા બન્ને ભાઇઓ એકરૂપ બનીને જ ઊભા રહે છે. સામાજિક ઉપાધિઓની જાળમાથી મુક્ત રહેવાને બન્ને ભાઇઓ નાના પ્રકારના અને નજીવા પરસ્પરના વિરોધ ભૂલી જાય છે, દોષ વીણી કાઢવાની ટેવ વિસારી દે છે, અનીતિ, દભ ક્લેશાદિકનો ત્યાગ કરે છે.

( અપૂર્ણ )

"જ્ઞાનભક્તિ."

---

## વિજ્ઞાન ( SCIENCE ) અને તત્ત્વજ્ઞાન ( PHILOSOPHY )

( અનુસન્ધાન પૃ. ૩૯ )

હવે આપણે કૉમ્તના મત પ્રમાણે જ્ઞાનની અવસ્થા કેવા પ્રકારની છે તેનો વિચાર કરીશુ. કૉમ્ત યથાર્થ જ્ઞાન અનુભવસિદ્ધ જ્ઞાનને જ કહે છે તે આપણે જોયુ છે. દેવતાવાદી[1] (Theological) પરતત્ત્વવાદી[2] (Metaphysical) અને પ્રત્યક્ષપ્રમેયવાદી[3] (Positive) જ્ઞાનની ત્રણ અવસ્થાઓ અનુક્રમે તત્વજ્ઞાનના ઇતિહાસમા જોવામા આવે છે એમ કૉમ્તનું ધારવુ છે આ સર્વમા ઉચ્ચતમ અવસ્થા ત્રીજાપ્રકારના જ્ઞાનની છે કારણ કે પહેલા બે પ્રકારના જ્ઞાન કલ્પનામય છે અને મનુષ્યની બાલ્યાવસ્થાના લાક્ષણિક હોવાથી, દોષયુ-

---

૧. પ્રકૃતિના બનાવો દેવતાઓ-એક ઇશ્વર વા અનેક દેવોની પ્રેરણાથી થાય છે એવો વાદ

૨ પ્રકૃતિની પેલી પાર રહેલુ સત્-શક્તિ-આદિ કોઇક તત્ત્વ પ્રકૃતિનુ અધિષ્ઠાન હોઇ પ્રકૃતિના બનાવો ઉપજાવે છે એવો મત

૩ પ્રત્યક્ષ અનુભવથી જે સિદ્ધ થઇ શકતું હોય તે જ માનવુ-કોઇ દેવતા અગર પર તત્ત્વ અધિષ્ઠાન તત્ત્વ માનવુ નહિ.

ક્ત હોય એમ સંભવિત છે, અનુભવસિદ્ધ જ્ઞાન-પ્રત્યક્ષજ્ઞાન-તો ત્રીજીજ અવસ્થામા મળે છે, આ કૉમ્તનો અભિપ્રાય કેટલે અંશે ખરો છે તે આ ત્રણ અવસ્થાની સવિસ્તર હકીકતથી માલુમ પડશે.

મનુષ્યનો આત્મા-બુદ્ધિ વિશ્વના પદાર્થસમવાદિના ચમત્કારથી અંજાઈ જઈ તેનો ખુલાસો કરવા જાય છે. આપણે ઉપર જોયુ છે કે આ જિજ્ઞાસા આપણામાં સ્વાભાવિક છે. આ આ પણી મનોવૃત્તિને ઇંગ્રેજીમા Wonder કહે છે 'Philosophy begins in wonder' એ મહાન્ તત્વવેત્તા પ્લેટોનુ સૂત્ર સુપ્રસિદ્ધ છે.* મનુષ્યથી અન્ય પ્રાણીઓમાં આ ભાવના શૂન્ય છે એની સાખીતી આપણને તેમના આચાર ઉપરથી સ્પષ્ટ રીતે મળી આવે છે

"The great fundamental defect of their minds (of lower animals) seems to be the inability of their groups of ideas to break across in unaccustomed places They are enslaved to routine tocut and dried thinking and if the most prosaic of human beings be transported into his dog's soul he would be appalled at the utter absence of fancy which there reigns Thoughts would not be found to call up their similars but only their habitual successors Sunsets would not suggest heroes' deaths but supper time *This is why man is the only metaphysical animal* .....A brute takes the world simply for granted and never *wonders* at it at all." (Psychology by William James p 369)

આ અવતરણ સ્પેન્સરનો ઉત્ક્રાન્તિવાદ ( Theory of evolution ) કે જે મનુષ્ય અને બીજા પ્રાણીઓની બુદ્ધિમા કોઈ વિશેષ પ્રકારનો ભેદ સ્વીકારતો નથી તેની વિરુદ્ધ મનુષ્ય અને બીજા પ્રાણીઓના આત્મવિકાસમા ભેદ પ્રતિપાદન કરે છે પણ એ વિષયની ચર્ચા આ સ્થળે અયોગ્ય છે

જ્ઞાનના આરમ્ભમા સૃષ્ટિના બનાવોનુ શોધન આપણા અનુભવ ઉપર આધાર રાખે છે જે પ્રકારનો આપણો અનુભવ તે પ્રમાણે આપણે બાહ્ય સૃષ્ટિના પદાર્થસમવાદિનો ખુલાસો કરીએ છીએ. કુદરતની ભિન્ન ભિન્ન વસ્તુઓ જેવી કે પર્વત-નદી-તારા-વૃક્ષ-પથ્થર એનો સમાગમ થતા આપણે આપણા જેવી કલ્પીએ છીએ આપણો જીવ-ગુણ-વિગેરે એમને આરોપીએ છીએ એ પદાર્થોના અને આપણા જીવનમા થોડો જ ભેદ માલુમ પડે છે પણ આ અનુભવ-જ્ઞાનમય અને આશ્ચર્યનુ પરિણામ છે આ અનુભવની સાથે જ વિશ્વની અનંતતાનું ભાન થાય છે. આ ભાવના ધર્મજ્ઞાનનુ મૂળ બીજ છે. ધર્મની જુદી જુદી વ્યાખ્યાઓ તપાસીશુ તો આપણને તેમનું સામાન્ય તત્વ-આપણાથી કોઈ શ્રેષ્ઠ-બલવત્તર શક્તિ સાથેનો સંબંધ છે એમ જણાશે. પછી તે શક્તિનું સ્વરૂપ તેના ગુણ તથા તે પરત્વે આપણો ગમે તે પ્રકારનો સંબંધ હોય તો પણ તે શક્તિને આપણાથી ઉચ્ચતર ગણવામાં આવે છે.

§ "That wonder is the primitive intellectual impulse whence all philosophy springs is a maxim held in common by Plato and Aristotle" (Types of Ethical Theory. Vol. II. Martineau, page 152)

જે તત્વજ્ઞાનનું દર્શન મનુષ્યનો પરમ ઉદ્દેશ કેવલ અદ્વૈત છે એમ સ્વીકારે છે તે પણ ભક્તિની ભૂમિકા સુધી તો જીવાત્મા અને પરમાત્માનો ભેદ કબુલ રાખે છે. અલ્પ વસ્તુ ( Finite being ) નો અનંત વસ્તુ ( Infinite being ) સાથેનો સંબંધ અને તેનાથી નિર્ણય થતો મનુષ્યનો વ્યવહાર એને આપણે ધર્મ કહીશું. પ્રો. મેકસમૂલર 'અનતતાનો અનુભવ તે ધર્મ' ( Perception of the Infinite ) એ પ્રમાણે ધર્મની વ્યાખ્યા આપે છે. અનતવસ્તુનું જ્ઞાન-અલ્પ વસ્તુની હયાતીથી થાય છે તેથી તે બન્ને વસ્તુનો સંબંધ એ ધર્મનું રહસ્ય છે એમ સ્પષ્ટ છે. આ પ્રમાણે જ્યારે જ્ઞાનના આરંભમાંજ ધર્મની ભાવના રહેલી છે ત્યારે વિશ્વના પદાર્થસંભવાદિના ખુલાસાને માટે-ઈશ્વર-દેવ-તેને દરેક વસ્તુના કર્તા તરીકે માનવામાં આવે તે સ્વાભાવિક છે. સૃષ્ટિની ભિન્ન ભિન્ન શક્તિઓ તથા પદાર્થોના સારા નરસા અનુભવને અનુસરીને તેમને ગુણ આરોપવામાં આવે છે. જ્યારે દરેક વસ્તુને ઇશ્વરત્વ આરોપવામાં આવે છે ત્યારે જેટલી વસ્તુઓનો અનુભવ થાય છે તેટલા દેવ કલ્પવામાં આવે છે આ અવસ્થા જીવારોપણ ( Fetishism) ની છે. જેમ જેમ વધારે અનુભવથી વિશ્વના પદાર્થનું વર્ગીકરણ કરવામાં આવે છે અને તેમના સામાન્ય ગુણનું જ્ઞાન થાય છે ત્યારે જુદા જુદા દેવોને એક વર્ગમાં મૂકવામાં આવે છે અને અમુક વર્ગના પદાર્થનો સર્વોપરિ અમુક દેવ નક્કી કરવામાં આવે છે. અગ્નિ વરુણ આદિત્ય વિગેરે દેવોની ઉત્પત્તિ કાળક્રમે આ પ્રમાણે ઉદ્ભવે છે. મનુષ્યના સુખ દુ:ખનો આધાર તેમની જ ઇચ્છા ઉપર મનાય છે તેથી તેમની ઉપાસના કરવામાં આવે છે.

આ બહુદેવવાદની અવસ્થાને Polytheism નું નામ આપવામાં આવ્યું છે. દરેક દેશના ધર્મેતિહાસમાં આ પુરાણભાવના ( Mythology ) માલૂમ પડે છે જો કોઈ પણ ધર્મ એકેશ્વરવાદ ( Monotheism ) ધર્મની પ્રથમ સ્થિતિમાં જ હતો એવો હક્ક ધરાવે તો એ હાલની સર્વ ધર્મની સરખાવટના ( Study of Comparative Religion ) અભ્યાસથી મળેલી શોધોથી તદન વિરૂદ્ધ છે એટલું જ નહી પણ ડાર્વીન અને સ્પેન્સરની ઉત્ક્રાન્તિવાદ કે જે આપણા જ્ઞાનની દરેક સંસ્થામાં લાગુ પાડેલો છે તેનો ઉચ્છેદ કરે છે. ઉત્ક્રાન્તિવાદનો મુખ્ય સિદ્ધાંત આ છે-વિશ્વ સ્થવર નથી પણ ગતિમાન્ છે, દરેક વસ્તુમાં કંઇને કંઇ ફેરફાર થાય છે; અને વિશ્વનો વ્યવહાર ધીમે ધીમે સુધારાના લક્ષ્ય તરફ વહે છે, કોઇ પણ વસ્તુ પ્રાણી તથા જ્ઞાનનાં રૂપાંતર થતાં થતા તેઓ ઉચ્ચતમ અવસ્થાએ પહોંચે છે આ પુરાણભાવના દરેક દેશના ધર્મઇતિહાસમાથી મળી આવે છે. ફેર એટલો જ છે કે જે દેશના લોકોની કલ્પનાશક્તિ વધારે તીવ્ર હોય છે ત્યા પુરાણભાવના વધારે ભવ્ય હોય છે. પણ આ શક્તિની બક્ષીસ એક રીતે સત્યની શોધમાં હાનિકર્તા છે. અને જે કલ્પનાનું પરિણામ છે તેને વાસ્તવિક ધારવું એ પણ આપણા મનની અધોગતિ દર્શાવે છે. આ અવસ્થાની અંદર જેને આપણે અનુભવસિદ્ધ જ્ઞાનનું રહસ્ય ( Scientific spirit ) કહીએ છીએ તેનો અભાવ હોય છે. હાલના જમાનામાં એ દેવના ગુણ તથા આચાર વીગેરેના વર્ણનને વાસ્તવિક માનવામાં આવે તો તેની ઉત્પત્તિથી તે અત્યાર સુધી આપણા જ્ઞાનમાં કંઈ સુધારો થયો નથી એમ માનવું પડશે. આપણા જ્ઞાનની તે અવસ્થા સ્થાયી નહતી અને કાળક્રમે તેનું રૂપાંતર થઈ કોઈ ઉચ્ચતર ભાવના થવી જ જોઇએ એમ નિર્માણ હતું. જે

દેવોનું વર્ણન આપણને પ્રાચીન પુસ્તકોમાંથી મળી આવે છે તેમનુ અસ્તિત્વ માનવું એ આપણને અધઃસ્થિતિ ઉપર લઈ જનાર છે. આ પ્રમાણે આપણે આપણા જ્ઞાનના ઇતિહાસને ઉત્ક્રાન્તિવાદની દૃષ્ટિથી વાંચવાનો છે અને આપણી અંધશ્રધા તથા વૃત્તિઓથી અંજાયા સિવાય વિચારપૂર્વક યુક્તિ અને બુદ્ધિથી આલેખવાનો છે. આપણા જ્ઞાનની આ અવસ્થાનો કોમ્ત તેની દેવતાવાદી પ્રથમ ભૂમિકામાં સમાવેશ કરે છે. અને આપણી આ માનસિક સ્થિતિ આપણું વિશ્વના નિયમનુ થોડા જ્ઞાનનું પરિણામ છે કારણ કે દરેક પ્રસંગે અને સ્થળે ઇશ્વરનું કર્તૃત્વ લાવવું એ આપણા થોડા જ્ઞાનને લીધે છે. જેને આપણે 'સાઇન્સ્'–વિજ્ઞાન કહીએ છીએ તેના અભાવનુ ત્રીજુ રૂપાંતર એકેશ્વરભાવના છે. બહુદેવની ભાવનાની ઉત્ક્રાન્તિ એકેશ્વરમાં થાય છે. સામાન્ય તત્ત્વ શોધવાની અને વર્ગીકિરણ કરવાની વૃત્તિ જે બહુ દેવની ભાવનામાં મળી આવે છે તે જ્યારે સર્વ પદાર્થોમા સૃષ્ટિની ભિન્ન ભિન્ન શક્તિઓનુ એકીકરણ કરે છે ત્યારે એકતાનુ જ્ઞાન થાય છે. દેવોના સર્વોપરિ તરીકે એક દેવ સ્થાપવામાં આવે છે અને તેના ગુણ તથા મનુષ્ય પ્રતિ તેનુ વર્તન ઉચ્ચતર આરોપવામા આવે છે. આપણા મૂળ ધર્મજ્ઞાનની વૃદ્ધિ આ પ્રમાણે થાય એ સ્વાભાવિક છે કારણ કે ભેદમાંથી અભેદ, ભિન્ન ભિન્ન વસ્તુમાંથી એકતા, શોધવી એ એક આપણા મનની ઘટનાનુ પરિણામ છે. અને જ્યાં સુધી આ અવસ્થાએ પહોંચ્યા નથી ત્યાં સુધી અસંતોષ રહે છે પણ તે ઘણો કાળ વીત્યા પછી પ્રાપ્ત થાય છે†

ધર્મજ્ઞાનની આ પ્રમાણે ઉચ્ચતર થતી સ્થિતિની સાથે જ આપણા વ્યાવહારિક જ્ઞાનનો પણ વિકાસ થાય છે બન્ને અરસપરસ અસર કરે છે. વર્ગીકરણ અને એકીકરણની પદ્ધતિ વિજ્ઞાનના ક્ષેત્રમાં પ્રવેશ કરે છે અને રાજકીય તેમ જ સંસારિક સંસ્થાઓની પણ ઉત્ક્રાન્તિ થાય છે. ધર્મ અને વિજ્ઞાનનો વિરોધ જોવામાં આવતો નથી કારણ કે આપણા જ્ઞાનની આ અવસ્થાએ ધર્મની ભાવનાનુ પ્રાધાન્ય હોય છે વિજ્ઞાન બાલ્યાવસ્થામાં હોય છે અને તે સ્વતંત્ર રીતે શોધો કરી શકતુ નથી. ધર્મજ્ઞાનના વિચારથી તેની શોધો નિયત થાય છે અને તે એકધર્મજ્ઞાનની સેવામા પોતાની ફરજ બજાવે છે. એકેશ્વરની ભાવના (Theism)નો વિકાસ સર્વેશ્વર (Pantheism) મા થાય છે કે નહી તે વિષે કોમ્ત શાંત રહે છે કારણ કે તેની દૃષ્ટિમર્યાદામાં ક્રીશ્ચાનીટી અને યૂરોપનો જ ઇતિહાસ હોય એમ જણાય છે.

જ્ઞાનની બીજી ભૂમિકા આધ્યાત્મિક છે પ્રથમ ભૂમિકામા કોઈ કાર્યના કારણ તરીકે અમુક દેવની ઇચ્છા–તેનુ કર્તૃત્વ ધારવામા આવે છે તેને બદલે આ અવસ્થામાં આધ્યાત્મિક તત્ત્વો (Metaphysical entities)–અદૃશ્ય સત્ત્વો–વિશ્વના પદાર્થસંભવાદિના કારણ તરીકે શોધવામા આવે છે. આધ્યાત્મિક તત્ત્વોમાંનુ મુખ્ય, કાર્યકારણની ભાવના છે ભિન્ન ભિન્ન વસ્તુઓ કે જેનો આપણને કાળક્રમમા અનુભવ થાય છે તેમની કારણ શોધવાની

† To believe knowledge as *given* by some supernatural agency or as communicated by some disembodied spirit bespeaks the unscientific state of the mind which craves the miraculous interference of God to explain phenomina It ignores the unity of nature achieved by the mechanical explanation of phenomena. The idea of organic evolution (growth from within human consciousness) supplies the keynote to understanding what is called *revelation* hence the apt remark that that Truth is the daughter of Time."

જીજ્ઞાસા સ્વાભાવિક છે સર્વ જ્ઞાનનું મૂળ આ કાર્ય કારણની ભાવના છે પણ તે વિષયાનુભવજન્ય ( Empirical ) છે કે સહજોપલબ્ધિજન્ય ( apriori ) છે તે વિષેની જેમ જેમ સૃષ્ટિના પદાર્થ અને તેમા બનતા બનાવો કાર્યકારણની ભાવનામાં સંકળાય છે તેમ આપણું જ્ઞાન અનુભવસિદ્ધ અને દૃઢ થતું જાય છે. વિશ્વના નિયમ ઉપર આપણો કાબુ વધતો જાય છે. અને આપણા ઐહિક સુખમાં વૃદ્ધિ થાય છે. પણ જ્યાં સુધી આધિદૈવિક અને આધ્યાત્મિક પર સત્વોની શોધ મૂકી દેવામાં આવતી નથી ત્યાં સુધી વિશ્વના નિયમનું જ્ઞાન મળી શકતું નથી. કોઈ પણ કાર્યનું કારણ શોધવાને માટે ક્રમાનુસાર સંભવનુ અવલોકન કરવુ જોઇએ. અને તેના કારણ તરીકે કોઈ અદૃશ્ય તત્વ શોધવું એ મોટી ભૂલ છે. આવા ઉદ્દેશથી વિજ્ઞાનની ઉન્નતિ થતી નથી. તોપનુ ફુટવું અને દિવાલનુ પડવુ એ વસ્તુઓના કારણ તરીકે ત્રીજુ કોઈ ઇન્દ્રિયાતીત તત્વ નથી. કાળક્રમમાં આવતી દૃશ્ય વસ્તુ સિવાય કોઈ પણ કારણ માનવું એ આપણા મનની ભ્રમણા છે. કાળક્રમાનુસારમા આવતા સંભવોમાંથી પૂર્વાંગ ( antecedent ) કારણ છે અને ઉત્તરાંગ ( consequent ) કાર્ય છે તેથી અન્ય કોઈ ગુપ્ત શક્તિ તે સંભવની ઉત્પાદક ( productive energy ) છે એ માનવું તે વિશ્વના નિયમની શોધમાં હાનિકર્તા છે. વિજ્ઞાનનો પ્રદેશ દૃશ્ય વસ્તુના નિયમ શોધવા અને તેનુ એકીકરણ કરવું એ છે. એરીસ્ટોટલના સમયથી તે બેકન સુધી સંભવના ઉત્પાદક (efficient), સમવાયી ( Material ), તેના હેતુ ( Final ) વિષે અને તેની ઘટના-કલ્પના (Formal) વિષેના કારણોની શોધ કરવામા આવી હતી. અને તેનુ ફળ અદૃશ્ય તત્વોની અને આધ્યાત્મિક શાસ્ત્રની કલ્પનાની વૃદ્ધિ કરવાનુ હતું. પરમાત્મા અને જીવાત્માના ગુણ અને તેમના સૃષ્ટિ પરત્વેના સંબંધ વિષે આધ્યાત્મિક શાસ્ત્રવેત્તાઓએ કરોળીઆની જાળની માફક ગુંચળાંવાળી કોઈ ફળદાયી શોધ ન કરી તેથી બેકને વસ્તુના હેતુ અને ઘટના વિષેનાં કારણોને આધ્યાત્મિક શાસ્ત્રના પ્રદેશમાં નિર્મુક્ત કરી મૂકયાં અને સમવાયી અને ઉત્પાદક કારણની શોધ પદાર્થવિજ્ઞાનશાસ્ત્રે કરવી જોઇએ એવું નકી કર્યું. પણ તેના અનુયાયીઓએ તો ઉત્પાદક કારણ ( efficient cause ) પણ સૃષ્ટિના નિયમો શોધવાને હાનિકર્તા છે એમ અનુભવ થવાથી ફક્ત કાળક્રમાનુક્રમમાં આવતા સંભવનો જ અભ્યાસ કરવો એવો આગ્રહ કર્યો.

કોઈ પણ કાર્યનો કર્તા કંઈ ગુપ્ત ઉત્પાદક શક્તિ છે એવું ધારવું એ આપણા મનની ભ્રમણા છે. કોઈ અદૃશ્ય બળ કાર્યના કારણ તરીકે શોધવું એ વિજ્ઞાનના પ્રદેશથી પર છે. વિજ્ઞાન જ્યારે આધ્યાત્મિક શાસ્ત્રોની કલ્પનાનાં પ્રમાણ મૂકી સ્વતંત્ર રીતે શોધ કરે છે ત્યારે જ વિજયી નીવડે છે કાર્યકારણની ઉપર બતાવેલી આધ્યાત્મિક ભાવના વિજ્ઞાનની ઉન્નતિમાં હાનિકર્તા છે વિજ્ઞાનવેત્તાઓએ જ્યારે બેકનથી તે કોમ્ત સુધી દૃશ્ય જગતના કાળક્રમમાં આવતા સંભવોના નિયમ તથા વિજ્ઞાનની કાર્યકારણની ભાવના કે જે વસ્તુના પૂર્વાંગને કારણ અને ઉત્તરાંગને કાર્ય તરીકે લખે છે તેને અવલંબીને શોધો કરી ત્યારે જ વિજ્ઞાન વિજયી નીવડયું. સમગ્ર સત્તાના ભિન્ન ભિન્ન વિભાગ પાડી તેમનુ અનુભવસિદ્ધ જ્ઞાન જે આપણને મળ્યુ છે તે આધિદૈવિક તેમ જ આધ્યાત્મિક ભાવનાઓમાંથી વિજ્ઞાન વિમુક્ત થવાથી અને સ્વતંત્ર રીતે શોધ કરવાથી જ મળ્યું છે.

( અપૂર્ણ. )

" જીજ્ઞાસુ. "

દેવોનું વર્ણન આપણને પ્રાચીન પુસ્તકોમાંથી મળી આવે છે તેમનુ અસ્તિત્વ માનવું એ આપણને અધઃસ્થિતિ ઉપર લઈ જનાર છે. આ પ્રમાણે આપણે આપણા જ્ઞાનના ઇતિહાસને ઉત્ક્રાન્તિવાદની દૃષ્ટિથી વાંચવાનો છે અને આપણી અંધશ્રદ્ધા તથા વૃત્તિઓથી અંજાયા સિવાય વિચારપૂર્વક યુક્તિ અને બુદ્ધિથી આલેખવાનો છે. આપણા જ્ઞાનની આ અવસ્થાનો કોમ્ત તેની દેવતાવાદી પ્રથમ ભૂમિકામાં સમાવેશ કરે છે. અને આપણી આ માનસિક સ્થિતિ આપણું વિશ્વના નિયમનુ થોડા જ્ઞાનનું પરિણામ છે કારણ કે દરેક પ્રસંગે અને સ્થળે ઇશ્વરનું કર્તૃત્વ લાવવું એ આપણા થોડા જ્ઞાનને લીધે છે. જેને આપણે 'સાઇન્સ્'-વિજ્ઞાન કહીએ છીએ તેના અભાવનુ ત્રીજું રૂપાતર એકેશ્વરભાવના છે. બહુદેવની ભાવનાની ઉત્ક્રાન્તિ એકેશ્વરમાં થાય છે. સામાન્ય તત્ત્વ શોધવાની અને વર્ગીકરણ કરવાની વૃત્તિ જે બહુ દેવની ભાવનામાં મળી આવે છે તે જ્યારે સર્વ પદાર્થોમા સૃષ્ટિની ભિન્ન ભિન્ન શક્તિઓનુ એકીકરણ કરે છે ત્યારે એકતાનુ જ્ઞાન થાય છે. દેવોના સર્વોપરિ તરીકે એક દેવ સ્થાપવામાં આવે છે અને તેના ગુણ તથા મનુષ્ય પ્રતિ તેનુ વર્તન ઉચ્ચતર આરોપવામા આવે છે. આપણા મૂળ ધર્મજ્ઞાનની વૃદ્ધિ આ પ્રમાણે થાય એ સ્વાભાવિક છે કારણ કે ભેદમાંથી અભેદ, ભિન્ન ભિન્ન વસ્તુમાંથી એકતા, શોધવી એ એક આપણા મનની ઘટનાનુ પરિણામ છે. અને જ્યાં સુધી આ અવસ્થાએ પહોચ્યા નથી ત્યાં સુધી અસંતોષ રહે છે પણ તે ઘણો કાળ વીત્યા પછી પ્રાપ્ત થાય છે+

ધર્મજ્ઞાનની આ પ્રમાણે ઉચ્ચતર થતી સ્થિતિની સાથે જ આપણા વ્યાવહારિક જ્ઞાનનો પણ વિકાસ થાય છે બન્ને અરસપરસ અસર કરે છે. વર્ગીકરણ અને એકીકરણની પદ્ધતિ વિજ્ઞાનના ક્ષેત્રમાં પ્રવેશ કરે છે અને રાજકીય તેમ જ સંસારિક સંસ્થાઓની પણ ઉત્ક્રાન્તિ થાય છે. ધર્મ અને વિજ્ઞાનનો વિરોધ જોવામાં આવતો નથી કારણ કે આપણા જ્ઞાનની આ અવસ્થાએ ધર્મની ભાવનાનુ પ્રાધાન્ય હોય છે વિજ્ઞાન બાલ્યાવસ્થામાં હોય છે અને તે સ્વતંત્ર રીતે શોધો કરી શકતુ નથી. ધર્મજ્ઞાનના વિચારથી તેની શોધો નિયત થાય છે અને તે એકધર્મજ્ઞાનની સેવામા પોતાની ફરજ બજાવે છે. એકેશ્વરની ભાવના (Theism)નો વિકાસ સર્વેશ્વર (Pantheism) મા થાય છે કે નહી તે વિષે કોમ્ત શાંત રહે છે કારણ કે તેની દૃષ્ટિમર્યાદામા ક્રીશ્ચાનીટી અને યૂરોપનો જ ઇતિહાસ હોય એમ જણાય છે.

જ્ઞાનની બીજી ભૂમિકા આધ્યાત્મિક છે પ્રથમ ભૂમિકામાં કોઈ કાર્યના કારણ તરીકે અમુક દેવની ઇચ્છા-તેનુ કર્તૃત્વ ધારવામા આવે છે તેને બદલે આ અવસ્થામાં આધ્યાત્મિક તત્ત્વો (Metaphysical entities)-અદૃશ્ય સત્ત્વો-વિશ્વના પદાર્થસંભવાદિના કારણ તરીકે શોધવામા આવે છે. આધ્યાત્મિક તત્વોમાનુ મુખ્ય, કાર્યકારણની ભાવના છે ભિન્ન ભિન્ન વસ્તુઓ કે જેનો આપણને કાળક્રમમા અનુભવ થાય છે તેમની કારણ શોધવાની

† To believe knowledge as *given* by some supernatural agency or as communicated by some disembodied spirit bespeaks the unscientific state of the mind which craves the miraculous interference of God to explain phenomina. It ignores the unity of nature achieved by the mechanical explanation of phenomena. The idea of organic evolution (growth from within human consciousness) supplies the keynote to understanding what is called *revelation* hence the apt remark that that Truth is the daughter of Time."

જીજ્ઞાસા સ્વાભાવિક છે અને જ્ઞાનનું મૂળ આ કાર્ય કારણની ભાવના છે પણ તે વિષયાનુભવજન્ય (Empirical) છે કે સહજોપલબ્ધિજન્ય (apriori) છે તે વિષેની જેમ જેમ સૃષ્ટિના પદાર્થ અને તેમાં બનતા બનાવો કાર્યકારણની ભાવનામાં સકળાય છે તેમ આપણું જ્ઞાન અનુભવસિદ્ધ અને દૃઢ થતું જાય છે. વિશ્વના નિયમ ઉપર આપણો કાબુ વધતો જાય છે. અને આપણા ઐહિક સુખમાં વૃદ્ધિ થાય છે. પણ જ્યાં સુધી આધિદૈવિક અને આ આધ્યાત્મિક પર સત્વોની શોધ મૂકી દેવામાં આવતી નથી ત્યાં સુધી વિશ્વના નિયમનું જ્ઞાન મળી શકતું નથી. કોઈ પણ કાર્યનું કારણ શોધવાને માટે ક્રમાનુસાર સભવનું અવલોકન કરવું જોઇએ. અને તેના કારણ તરીકે કોઈ અદૃશ્ય તત્વ શોધવું એ મોટી ભૂલ છે આવા ઉદ્દેશથી વિજ્ઞાનની ઉન્નતિ થતી નથી. તોપનું ફુટવું અને દિવાલનું પડવું એ વસ્તુઓના કારણ તરીકે ત્રીજું કોઈ ઇન્દ્રિયાતીત તત્વ નથી કાળક્રમમાં આવતી દૃશ્ય વસ્તુ સિવાય કોઈ પણ કારણ માનવું એ આપણા મનની ભ્રમણા છે. કાળક્રમાનુસારમાં આવતા સભવોમાંથી પૂર્વાંગ (antecedent) કારણ છે અને ઉત્તરાગ (consequent) કાર્ય છે તેથી અન્ય કોઈ ગુપ્ત શક્તિ તે સભવની ઉત્પાદક (productive energy) છે એ માનવું તે વિશ્વના નિયમની શોધમાં હાનિકર્તા છે. વિજ્ઞાનનો પ્રદેશ દૃશ્ય વસ્તુના નિયમ શોધવા અને તેનું એકીકરણ કરવું એ છે. એરીસ્ટોટલના સમયથી તે બેકન સુધી સભવના ઉત્પાદક (efficient), સમવાયી (Material), તેના હેતુ (Final) વિષે અને તેની ઘટના-કલ્પના (Formal) વિષેના કારણોની શોધ કરવામાં આવી હતી અને તેનું ફળ અદૃશ્ય તત્વોની અને આધ્યાત્મિક શાસ્ત્રની કલ્પનાની વૃદ્ધિ કરવાનું હતું. પરમાત્મા અને જીવાત્માના ગુણ અને તેમના મહિ પરત્વેના સબધ વિષે આધ્યાત્મિક શાસ્ત્રવેત્તાઓએ કરોળીઆની જાળની માફક ગુચળાવાળી કોઈ ફળદાયી શોધ ન કરી તેથી બેકને વસ્તુના હેતુ અને ઘટના વિષેના કારણોને આધ્યાત્મિક શાસ્ત્રના પ્રદેશમાં નિવૃત્તિ કરી મૂકયા અને સમવાયી અને ઉત્પાદક કારણની શોધ પદાર્થવિજ્ઞાનશાસ્ત્રે કરવી જોઇએ એવું નક્કી કર્યું. પણ તેના અનુયાયીઓએ તો ઉત્પાદક કારણ (efficient cause) પણ સૃષ્ટિના નિયમો શોધવાને હાનિકર્તા છે એમ અનુભવ થવાથી ફક્ત કાળક્રમાનુક્રમમાં આવતા સંભવનો જ અભ્યાસ કરવો એવો આગ્રહ કર્યો

કોઈ પણ કાર્યનો કર્તા કઈ ગુપ્ત ઉત્પાદક શક્તિ છે એવું ધારવું એ આપણા મનની ભ્રમણા છે. કોઈ અદૃશ્ય બળ કાર્યના કારણ તરીકે શોધવું એ વિજ્ઞાનના પ્રદેશથી પર છે. વિજ્ઞાન જ્યારે આધ્યાત્મિક શાસ્ત્રોની કલ્પનાના પ્રમાણ મૂકી સ્વતંત્ર રીતે શોધ કરે છે ત્યારે જ વિજયી નીવડે છે કાર્યકારણની ઉપર બતાવેલી આધ્યાત્મિક ભાવના વિજ્ઞાનની ઉન્નતિમાં હાનિકર્તા છે વિજ્ઞાનવેત્તાઓએ જ્યારે બેકનથી તે મીલ સુધી દૃશ્ય જગતના કાળક્રમમાં આવતા સભવોના નિયમ તથા વિજ્ઞાનની કાર્યકારણની ભાવના કે જે વસ્તુના પૂર્વાંગને કારણ અને ઉત્તરાગને કાર્ય તરીકે લખે છે તેને અવલબીને શોધો કરી ત્યારે જ વિજ્ઞાન વિજયી નીવડયું. સમગ્ર સત્તાના ભિન્ન ભિન્ન વિભાગ પાડી તેમનું અનુભવસિદ્ધ જ્ઞાન જે આપણને મળ્યું છે તે આધિદૈવિક તેમ જ આધ્યાત્મિક ભાવનાઓમાંથી વિજ્ઞાન વિમુક્ત થવાથી અને સ્વતંત્ર રીતે શોધ કરવાથી જ મળ્યું છે

(અપૂર્ણ.)

"જીજ્ઞાસુ."

---

## ગ્રન્થાવલોકન.

( નવી ) ગુજરાતી ચોથી ચોપડી—આ ચોપડીના પણ રિવિઝન કમિટિએ ઠગ-વેલી યોજના પ્રમાણે ત્રણ ભાગ કરવામાં આવ્યા છે. "શહેનશાહ સાતમા એડ્વર્ડ" ના પાઠથી સામાન્ય વિષયનો ભાગ શરૂ થાય છે. એ પાઠમાંથી રાજાની કેળવણી વિષે તથા કર્તવ્યો વિષે સારો બોધ મળે છે, અને એ સંબન્ધી લોકમત ઘડવાનો અને આપણા દેશના તાલુકદારો અને ઠાકોરસાહેબોના કુંવરોને સારી ભાવના ઉપદેશવાનો શિક્ષકને પ્રસંગ આપ્યો છે પાઠ (૨) મા અસલી રજપૂતોની સ્વામિભક્તિનો ચિતાર છે. પાઠ (૩) તથા (૪) માં રાજકુમાર ભીમસીંગ તથા રામચન્દ્રજીના દાખલા વડે હૃદયની મ્હોટાઇના સદ્ગુણો ઉપદેશ્યા છે. ત્યાર પછીના 'ખોરાકની જરૂર' ના પાઠ (૫) મા બાલકોને જોઇએ તે કરતાં વધારે વિગત છે. પાઠ ૬ ઠો એક બીજા માટે રળવા વિષે છે—એ પાઠની વિષયપસંદગી અને નિરૂપણ બને પ્રશસાયોગ્ય છે. પાઠ ૭ મામા "આજ અને કાલ" એ મથાળાની કવિતા છે, એ અગ્રેજી ઉપરથી લીધી છે; ભાષાન્તર બહુ સારૂં નથી, પણ બાલકોને મ્હામહામા ઉભા રાખી એ કવિતા ગવડાવવાની અને તે જ સાથે બોધ આપવાની માસ્તરોને ગમ્મત સારી આવશે અવલોકનની ટેવ વિષેના પાઠોમા પેલા પ્રસિદ્ધ દરવેશ અને ખોવાઈ ગએલા ઊંટની વાત છે. શિક્ષકોને અમારી એટલી સૂચના છે કે આટલો જ પાઠ શીખવીને બેશી ન રહેતા બાલકોની અનુમાન કરવાની ટેવ વધારવા માટે વિવિધ દાખલાઓ લેવા અને એ ઉપર પ્રશ્ન પૂછવા. "ભલામણ પત્ર વગરનો ઉમેદવાર" તથા "દરવેશ અને લુટારો"—એ પાઠનો ઉપદેશ સારો હોઈ સારી રીતે અપાયો છે. ખોટા વહેમના પાઠ જુની વાંચનમાળા-માથી લીધા છે. પાઠ ૧૪–૧૫ મા પરમેશ્વરનું અસ્તિત્વ પ્રતિપાદન કર્યું છે. પહેલા ભાગમા મનુષ્યનું જીવન કેવી અદ્ભુતતાથી વીંટાએલું છે એની લાગણી ઉત્પન્ન કરીને, બીજા ભાગમા એ અદ્ભુતતાની કારણભૂત કોઈક અનન્ત સત્તા છે એમ બતાવ્યુ છે. એ સત્તા સર્વવ્યાપી સર્વજ્ઞ અને સર્વશક્તિમાન છે એ ધર્મિગ્રાહક પ્રમાણથી જ સિદ્ધ છે તેથી એ ત્રણ ગુણો બતાવી, ઇશ્વરના નિયમોના બે પ્રસિદ્ધ પ્રકાર—Natural અને Moral—એનું વર્ણન આપ્યુ છે. આ રીતે બહુ મહત્વના નિરૂપણથી આ પાઠ ભરેલા છે અને સારા શિક્ષકને હાથે બાલકોને પણ એ સમજાવી શકાય એમ છે. પ્રસગોપાત્ત અત્રે એટલું કહેવાની અમે છૂટ લઇએ છીએ કે જેઓ નવી વાચનમાળાને અધરી માને છે તેઓએ વિચારવું જોઇએ કે—

"આસપાસ આકાશમા અન્તરમા આભાસ
ધામ ચાસની પાસ પણ વિશ્વપતિનો વાસ,

એ પંક્તિઓમાના "અન્તરમા આભાસ" એ શબ્દોનો અર્થ કેટલા બાલકો સમજી શકે એમ છે? અને છતાં એ પંક્તિઓ ચોથીમા નહિ પણ ત્રીજીમા હતી! આ પાઠ ચોથીમાં મૂક્યો છે એટલો રિવિઝન કમિટિએ સારો સુધારો કર્યો છે, પણ પૂર્વોક્ત લીટીઓ કાયમ રાખી હોત તો સારૂ હતુ વાચકને સ્મરણ હશે કે ત્રીજી ચોપડી સુધી ઇશ્વર વિષે બાલ-

કની આસ્તિકયબુદ્ધિ ઉપયોગમા લીધી હતી હવે એ બુદ્ધિને વિચારથી પરિપુષ્ટ લોકન કરવાની ટેવનો પાઠ થઈ ગયા પછી આ ઇશ્વરાનુમાનનો પાઠ છે એમા યોગ્યતા છે ધ્રુવજી વિષેની કવિતા ચોથી ચોપડીના બાળકો માટે બહુ કઠણ શબ્દાર્થક છે "અહમદશાહ અને માણેકનાથ" તથા "ઠગાઇનુ ફળ" એ છોકરાઓને રમુજ કરે એવા છે જુની પાચમી ચોપડીનો જયાનન્દ અને આવ્યો છે એનામા ખરૂ કામ કરવાને છાતી છે તે સાથે જરા આનન્દીપણુ મૈત્રીની મધુરતા વગેરે માનુષ ગુણો ભરેલા હોત તો એનુ ચારિત્ર વધારે આકર્ષક થાત આ અને આ પછી વિવિધ સદ્ગુણોના પાઠ ઉપરાઉપરી એટલા બધા આવે છે કે એથી અમને કટાળો ઉપજે છે, અને રિવિઝન કમિટિએ હર્બર્ટ સ્પેન્સરનો ઉપદેશ યાદ રાખ્યો હોત તો સારૂ હતુ એમ કહ્યા વિના ચાલતુ નથી 'રાજા અને સન્યાસી" ના પાઠમા જે ગભીર તત્ત્વજ્ઞાન રહેલુ છે તે બાલકોને ઉપદેશવાનુ કાઈ ખાસ પ્રયોજન સમજાતું નથી "સુખ દુ ખ મનમા ન આણીએ' એ નરસિહમહેતાનું પદ પણ એ જ તરેહનું છે એ પાઠમા નળ-દમયતી પાડવ-દ્રૌપદી, હરિશ્ચન્દ્ર-તારામતી વગેરેનો જે ઉલ્લેખ છે તેની છોકરાઓને વિસ્તારથી વાત કહેવામા બે ત્રણ દિવસ કાઢના એવી મહે તાજીઓને અમારી સૂચના છે લોબીઆની રમુજી વાત જુની વાચનમાળામા હતી તે આમા પણ રાખી છે—પણ નાળીએરી ઉપરથી લટકતા લોબીઆના ચિત્ર વિના એની રમુજ અડધી થઈ ગઈ છે મેના ના પ્રતાપ રાણા વિષે પણ એક પાઠ છે—અને એકદરે ટૉડકૃત રાજ સ્થાનનો ઉપયોગ કર્યો છે તે અનુમોદનને પાત્ર છે રાજકુટુમ્બની વિગત બાલકોને મ્હોએ નહિ કરાવી શકાય એમાથી કોઇ કોઈ જણના ઉમદા ગુણોના દૃષ્ટાન્ત લઈ પાઠ રચ્યા હોત તો તેથી બાલકોના મનમા વિશેષ પ્રીતિ ઉપજાવી શકાત 'જમાઇઓને શુળી ઉપર ચઢાવવા વિષેનો' તથા આગળ જતા 'સૂર્ય પર ચઢાઇનો' પાઠ પણ બહુ રમુજી છે આ સ્થળે કહેવુ જોઇએ કે રમુજી પાઠ ખાસ દાખલ કરવામા રિવિઝન કમિટિએ ઠીક કર્યું છે એની પૂરે પૂરી રમુજ બાલકો પાસે લેવડાવવી એ કામ મહેતાજીઓનુ છે તેઓને અમારા તરફથી એટલી વિનતિ છે કે રમુજી પાઠ આપતી વખત શબ્દોના અર્થ વ્યાકરણ જોડણી વગેરે બાબતોને બાજુ પર મૂકવી વિશ્વામિત્ર અને વસિષ્ઠ'ના પાઠનો બોધ ઉચો છે, અને એમાથી બ્રાહ્મણોએ પોતાની ઉચ્ચતાનુ ખરૂ રહસ્ય જાણવાનું છે 'નરસિહમહેતાની ઉના ગામમા પધ રામણી'ની કવિતા પણ બાલકોને આનન્દ આપશે પચતન્ત્ર-હિતોપદેશમાથી દુર્દાન્તસિહની બુદ્ધિના મહિમાવિષેની વાત લીધી છે એ ત્રીજી ચોપડીમા મૂકી હોત તો ચાલી શકત. 'પાણીના નળ'ના પાઠમા 'કનેક્શન' શી રીતે કરવામા આવે છે એની ઝીણી વિગત છે આવુ કનેક્શન થતુ હોય છે ત્યારે ઘણા છોકરા જોવા વીંટળાઈ વળે છે એથી સ્વાભાવિક જિજ્ઞાસા શિવાય આ વિગત આપવાનો બીજો બચાવ થઈ શકે એમ નથી 'મૃગજળ'ની અદ્ભુતતા બાળકોને ઠીક રસ ઉપજાવશે. 'પાણી તથા દુધ ચોકખા રાખવા વિષે'ના પાઠમા સાહેબનું ભાષણ છે તે વર્તમાન સમયના ભાષણોની ઢબમા ઠીક લખાયુ છે "પટેલ, મુખી અને બીજા ગૃહસ્થો—હુ તમને બધાને આજે ભેગા થએલા જોઈ ઘણો ખુશી થાઉં છું તમારામાના જે લોકો ખાટલે પડેલા છે, અને તેથી અહીં આવી શક્યા નથી તેમને માટે મને ઘણી લાગણી થાય છે' એમ શરૂઆત થાય છે છેવટે ઉપકાર પણ મનાય છે. માત્ર વચમા "તાળીઓના ગડગડાટ' નથી! 'અકબર પાદશાહની નગરચર્ચા' અને 'ગજમોજ'-

એમાંના પહેલામાં એક નીચે પ્રમાણે ફકરાઃ છેઃ “ પાદરી
ો એક ઘરડા માણસે પૂછયું, પાદરી સાહેબ, આપણને કોણે
એક છોકરો ઉભો હતો તેને બતાવીને પાદરીએ કહ્યું, કે આ
ારને જાણે છે, પણ તું જાણતો નથી. ત્યારે તે ડોસો બોલ્યો,
ાંચ સાત વરસ થયાં છે, તેથી તે તેના પેદા કરનારને ઓળખે,
સાઠ સાઠ વરસનો આવેલો તેને અસલની વાત કેમ યાદ રહે?” આ
તાત્પર્ય શું છે એમ પ્રશ્ન થાય તો મહેતાજી શો જવાબ દેશે? જગત્ એવું તો
અનાદિ કાળથી ચાલતું આવેલું છે કે છોકરા ઉપરથી પિતાનું અનુમાન કરવું જેવું સરળ અને સ્વાભાવિક છે તેવું ઇશ્વરનુ અનુમાન નથીઃ એમ કહેશે? અમારા તત્ત્વજ્ઞાનને તો એમ ઉત્તર દેવામાં બાધ આવતો નથી, પણ કદાચ સર્વને એ ઉપદેશ રુચિકર થશે નહિ; અને વાચનમાળામા શીખવવાના ધર્મને પણ એ પ્રતિકૂલ પડવાનો ભય છે.

‘સુરતમા અંગ્રેજોનુ પ્રથમ આવવુ’ એ પાઠ (૫૪) માંનો ઇતિહાસ આ ધોરણનાં બાલકોને ચાલતો નથી, તેથી આ પાઠ આ ચોપડીમા અસ્થાને લાગે છે. શામળભટની સમસ્યાની કવિતા બાલકો માટે ભારે પડતી છે અને આવી સમસ્યાઓ મૂળ કોને માટે ઉદ્દિષ્ટ હતી એ પસંદગી કરતી વખતે ભૂલાઈ જવાયુ છે. એકંદરે એમ કહેવામાં પણ બાધ નથી કે કવિતાની પસંદગીમાં આખી વાચનમાળા ખામી ભરેલી છે, અને તેમાં આ ચોપડીમાં તો એની પરાકાષ્ટા છે. ‘પત્ર વહેવાર’ સબન્ધી પાઠ ઉપયોગી છે. એમાં પોસ્ટ ખાતા વાળા શિરનામુ કરવાની રીત બાબતનો નમુનો દાખલ કરાવવાનુ ચૂક્યા નથી. મહેતાજીઓએ બાલકો પાસે ટુકા ટુકા પત્ર લખાવવા, તથા પોસ્ટ ખાતા સંબન્ધી કેટલીક મ્હોંએ માહિતી આપવી; સાથે તાર સબન્ધી પણ જ્ઞાન આપવુ.

બીજા ભાગમા ગુજરાતના ઇતિહાસ સંબન્ધી અને ત્રીજા ભાગમા સાયન્સની વિવિધ શાખાઓના પાઠ છે. થોડી ઘણી ખામીઓ તો બતાવી શકાય એમ છે, પણ શિક્ષક એ પાઠોને સાધન કરીને બાળકોનુ જ્ઞાન વિસ્તારવા માગે તો તે માટે અનુકૂલતા પુષ્કળ છે.

# હિન્દુસ્તાનનો રાજ્યવહીવટ.

( અનુસન્ધાન ગતવર્ષે, પૃ૪ ૩૨૦ થી. )

ખેતીવાડી ખાતું

૧૮૭૮ ના દુકાળકમિશને કરેલી ભલામણની રૂઇએ, લૉર્ડ રિપનના વખતમાં, હિન્દી સરકારમાં તેમજ પ્રાન્તિક સરકારમાં,ખેતીવાડી ખાતું ફરી ઉઘાડવામા આવ્યું તથા એવું નવું બંધારણ બંધાયું. ૧૮૭૧ માં આવું ખાતું ઉઘાડવામાં આવ્યું હતું, પણ તે પાછું ૧૮૭૭ માં કાઢી નાંખવામાં આવ્યું હતું. ખેતીવાડી સંબન્ધી તપાસ, ખેતીવાડીમાં સુધારો, અને દુકાળ વખતે મદદ—એ ત્રણ બાબતો ઉપર આ ફરી ઉદ્ધાર પામેલા ખાતાએ લક્ષઆપવા માંડ્યું.આ ત્રણે શાખામાં, તેમા વિશેષે કરીને ત્રીજીમાં, આ યોજનાથી સારાં પરિણામ નીવડયાં છે, અને આ ખાતાએ હવે હિન્દુસ્તાનના રાજ્યવહીવટમાં ચોકસ સ્થાન પ્રાપ્ત કર્યું છે. પણ હિન્દુસ્તાનની કૃષિમાં લાંબા ફેરફાર કરતા પહેલાં, એ વિશાળ દેશમાં તે તે ઠેકાણાંની સ્થાનિક જરૂરિયાતો બાબત સૂક્ષ્મ બારીક અને સપૂર્ણ તપાસ થવાની જરૂર છે* બીજુ, કૃષિના પ્રયોગોમાં અને સુધરેલી રીતિ દાખલ કરવામાં જે મૂડીનો વ્યય કરવો જોઇએ તે કરવા જમીનદારોની ઇચ્છા તેમજ શક્તિ ઉભયની અપેક્ષા છે. ધીમે ધીમે અને કેટલોક વખત ગયા પછી જ, આ દિશામાં નજરે ચઢે તેટલું કાર્ય સિદ્ધ થવાની આશા રખાય. વળી જમીનદાર અને રૈયતના સંબન્ધ બાબત કાયદો કરવાનો પણ વિચાર આ વખતે જ થવા લાગ્યો.જો કે બંગાળ અને અવધમા ખેડૂત પાસેથી જમીનનુ ભાડુ [ આ કર નહિ પણ ભાડું ગણાય છે—અર્થાત્ જમીનનો માલેક જમીનદાર છે અને ખેડૂત તો ખેતી માટે જમીન ભાડે લે છે એમ મનાય છે. ] કેટલુ લેવું તે સંબન્ધી ખરડામાથી છેવટનો કાયદો તો લૉર્ડ ડફરિનનો અમલ શરૂ થયા પછી થયો, તથાપિ તે માટે પૂરેપૂરી તૈયારી લૉર્ડ રિપનના વખતમાં જ, એણે રાજીનામુ આપ્યું તે પહેલાં કરી

---

* ખેતીનો પ્રશ્ન આટલો વહેલો ઉપસ્થિત થયા છતાં, ખરૂં જોતાં તો તે હમણા જ હાથ ધરવામાં આવ્યો છે એમ કહી શકાય. તેનું એક કારણ એમ બતાવવામાં આવે છે કે ડૉ. વોલકરે તે પ્રસંગે એવો રિપોર્ટ કર્યો હતો કે હિન્દુસ્તાનના ખેડૂતો ખેતીમાં ઘણા નિપુણ છે, અને હજી તો કૃષિશાસ્ત્રીઓએ શાન્તિથી એ લોકની રીતોનું અધ્યયન કરવા જેવું છે.

હિન્દુસ્તાન ખેતીનો દેશ છતાં એની ખેતીની સ્થિતિ કેવી ઉતરતી છે એ રા. લલ્લુભાઈ સામળદાસે પહેલી ઔદ્યોગિક પરિષદ્‌માં વાંચેલા નિબન્ધમાં ટાંકેલા નીચેના આંકડાથી જણાશે:—

(૧) હિન્દુસ્તાનમાં એકરે ૯ બુશલ ઘઉં પાકે છે; વિલાયતમાં ૩૨ બુશલ પાકે છે.

(૨) મુલહૉલના પુસ્તકમાં હિન્દુસ્તાનનો ખેતીનો પાક ૪૦ કરોડ પાઉંડનો નોંધ્યો છે. ૧૮૯૧ માં ખેડૂતી વસ્તી ૧૭૨ કરોડની હતી. એ જોતાં માણસ દીઠ ૪૬ શિલિંગની ઉપજ થઈ—એટલે એક ખેડૂત ઘરધણીની દીઠ વર્ષે દહાડે ૧૦ પાઉંડની ગણી શકાય. વિલાયતમાં એ ૯૧ પાઉંડ જેટલી છે । વિલાયતમાં અનાજના ભાવ ઉંચા હોય છે એ ખરૂં—તો પણ આ ફેરફાર ઘણો મ્હોટો છે એમાં તો કોઇથી ના પડાય એમ નથી.

(૩) અત્રે ખેડાણ જમીન માણસ દીઠ એક એકર છે; બીજા દેશોમાં બે એકર છે.

મુકાઈ હતી. પરાદાર ખેડૂતને જમીનમાં પહેલા કરતાં વધારે સ્થાયી હિત આપવાનો આ કાયદાનો હેતુ હતો. અને અગાઉના ધારામાં આ નવા કાયદાથી જે ફેરફાર કરવામાં આવ્યો તે મુખ્ય આ બાબતનો જ હતો. બધી તરેહના ખેડૂતને—જો કે દરેકને પોતપોતાના હકના પ્રમાણમાં—કાયદા વડે એવો બન્દોબસ્ત કરી આપવામાં આવ્યો કે જેથી તેઓને યથેચ્છ હાકી કાઢવામાં ન આવે, અને તેઓની સાંથમાં ગેરવાજબી રીતે અકારણ વધારો ન થાય. ખેડૂત ખેતરમાં જે જે સુધારા કરે તે માટે, તથા જમીનદાર તરફથી એને જે જે અડચણો થઈ હોય તે પુરતો, તેને બદલો આપવાની પણ ગોઠવણ થઈ* બંગાળામાં, અને એથી કાંઇક થોડો અવધમાં, આ કાયદાના હેતુ પ્રત્યે સખ્ત બુમાટ ઉઠ્યો. આ બંને પ્રાન્તોમાં આજ સુધી જમીનદારે ખેડૂત પાસેથી જુલમી સાંથ લેવાની તથા એને ફાવે ત્યારે હાકી કાઢવાની, હિન્દુસ્તાનમાં કોઇક જ ઠેકાણે જોવામાં આવતી એવી, સત્તા ભોગવી હતી. જે ખેડૂતની મહેનતથી એને લાભ થયો હતો તેના ઉપર એને જરા પણ દયા આવતી નહોતી. કાયદાથી ફરજ પાડ્યા શિવાય, બંગાળનો જમીનદાર કે અવધનો તાલુકદાર ખેડૂતની સ્થિતિ સુધારે એવી આશા નહતી. જેમ બીજા દેશમાં છે તેમાં હિન્દુસ્તાનમાં પણ બે પરસ્પરવિરુદ્ધ દૃષ્ટિબિન્દુઓ છે—એક દૃષ્ટિબિન્દુથી જોનારા એમ માને છે કે જમીન એ તો જમીનદારની જ માલકીની છે, અને ખેડૂત તો વૃથા ઘુશી ગએલો અને કેવલ ભારરૂપ છે, બીજી બાજુએથી જોનારાનુ એમ માનવુ છે કે જમીનમાં ખરો હક તો ખેડૂતનો જ છે, અને જમીનદાર તો માત્ર વચ્ચેથી વગર મહેનતે જમી જનારો છે. પૂર્વોક્ત કાયદામાં, ન્યાય અને મધ્ય માર્ગ ઉપર દષ્ટિ રાખીને ગોઠવણ કરવાનો પ્રયત્ન થયો છે, અને એનું ફળ બધે ઠેકાણે સારૂ આવ્યુ છે. પણ સામાન્ય રીતે એમ કહેવામાં બાધ નથી કે જમીનદાર કરતાં ખેડૂતને એથી અધિક લાભ થયો છે. વાદવિવાદમાં ઉડેલી ધૂળ હવે બેશી ગઈછે, અને આ આપવા;'પ્હો–ને. વહીવટરૂપે જામી ગયો છે. ફાવે તેમ સાંથમાં વધારો ન કરી શકાય, અને

પધારાનો ખેડૂતને લાભ મળે—આ બે ગોઠવણુને પરિણામે આશા રાખી

બીજા ભાગમા ગુંબ્ય એકઠુ થવા લાગશે, તેઓમાં ધીર વધશે, અને ખેતીમાં તેઓ

શાખાઓના પાઠ છે. થોડો'નું ઘટે, અને આજ એક તો કાલે બીજો એમ વારંવાર બદલાતા

પાઠોને સાધન કરીને બાળકોનુ જ્ઞાં. વગરના—ખેડૂતોનુ ટોળું વધતુ આવે એ દેશ ઉપર મ્હોટી

સુધારો કે કરકસર કરવાનું મન થતું નથી. હિન્દુ અને

એલા નહિ એવા સ્વામિત્વના હકો લૉર્ડ કૉર્નવૉ-

જમીનદારોને આપ્યા.* એ જમીનદારનો વર્ગ હિ-

—મીનની મહેસૂલ હલકી કરવાથી યા 'યાવચ્ચન્દ્ર

મ જ પ્રજાને ઉભયને નુકશાન છે. લૉર્ડ કોર્ન-

માબન્દીને એ 'An English landlord

and folly—' એક અંગ્રેજ જમીનદાર

કહે છે, અને એથી હિન્દુસ્તાન સરકારને વર્ષ

થતું જણાવે છે. મિ. થોર્બર્નનું એવું માનવું છે

માં આવે છે એ પ્રજાની જમીન ઉપર રાજાનો

સેથી લેવામાં ... બાકું છે. આ છેવટનો મત

ન્દુસ્તાનના કૃષિજીવનમા જેનો પ્રભાવ છે તેવો જ નિષ્પ્રયોજન છે. સાધારણ રીતે, જે પ્રાન્તમાં જમીનનું ખેડાણ ઉત્તમ થાય છે, જ્યાં એનો લાભ બધાને સરખી રીતે વ્હેંચાતો આવે છે, જ્યા ગામડાઓ ઘણા જ આબાદ સ્થિતિમા છે, જ્યા ઢોર ચારો અને ખાતર પુષ્કળ છે,

---

ભૂલભરેલો છે એમ સિદ્ધ કરવા માટે આપણા પ્રાચીન શાસ્ત્રોનો અને જૂના વહીવટનો પૂરાવો 'બોમ્બે લેન્ડ રેવેન્યુ એક્ટ એમેન્ડમેન્ટ બિલ' નો કાયદો પસાર થતો હતો તે વખતે પ્રજાના પક્ષકારો તરફથી રજુ કરવામા આવ્યો હતો. 'કાયમ જમાબન્દી' ના ફાયદા તેમ જ ગેરફાયદા છે. ફાયદો એ કે રાજા અને ગરીબ ખેડૂત પ્રજા વચ્ચે એક પ્રબળ ધનાઢ્ય જમીનદારનો વર્ગ ઉભો થાય છે, જે એના ધનથી જમીન સુધારી દેશની સંપત્તિમા વધારો કરે છે એટલુ જ નહિ પણ જે વધારાના ધનમાથી સાહિત્ય વગેરેને આશ્રય આપીને તેમ જ હુન્નર-ઉદ્યોગના કારખાના કાઢીને દેશની અનેક રીતે ઉન્નતિ કરે છે, તેમજ રાજકીય પ્રશ્નોની બાબતમા પણ, સરકાર તરફથી ગેરવાજબી પગલુ ભરવામા આવતુ હોય તો તે સ્હામે યોગ્ય પોકાર કરી ટક્કર લેવાનુ સામર્થ્ય ધરાવે છે. એક ભય છે તે એ કે જમીનદાર વર્ગ ખેડુતોને કંગાળ સ્થિતિમા રાખે, અને એમના ઉપર જુલમ કરે. આનો ઉપાય ઉપર બતાવેલા બંગાળામા ટેનન્સિ એક્ટથી લેવામા આવ્યો છે. અર્થાત્, જમીનદાર ખેડુતો પાસેથી અમુક હદ કરતા વધારે મહેસુલ લઈ શકે નહિ, અને જ્યારે જ્યારે એ મહેસૂલ વધારે ત્યારે એ વધારવાના વાજબી કારણ છે એમ એણે કોર્ટમા સિદ્ધ કરી આપવુ જોઇએ. કાયમ જમાબન્દીનુ એક નુકશાન છે તે એ કે જમીનનો નફો આખા દેશની તીજોરીમા ન જતા અમુક વર્ગના ખીસામા પડે છે, ઈંગ્લંડમા લોર્ડ લોકો કાયમ જમાબન્દી ભોગવે છે એ સ્હામે 'Nationalization of Land'—દેશની જમીન ઉપર આખી પ્રજાનુ સ્વામિત્વ સ્થાપવુ એ મતના હિમાયતીઓનુ આ જ કહેવુ છે.

'કાયમ જમાબન્દી' થી સમસ્ત પ્રજાના નુકશાને જમીનદાર વર્ગ ન્યાહાલ થઈ ગયો છે એમ માનનારાઓને થોડાક વર્ષો ઉપર બંગાળાના પ્રસિદ્ધ જમીનદાર રાજા પ્યારી મોહન મુકરજીએ બ્રિટિશ ઇન્ડિયન એસોસિએશનની સભામા જવાબ દીધો છે એમનું એમ કહેવુ છે કે—જમીનદારોની મ્હોટી સંખ્યા ગરીબ છે, એમની જમીન ઉપર પુષ્કળ દેવુ હોય છે, અને એમની સરેરાશ ઉપજ વર્ષ દહાડે ૭૦ રૂપીયાથી વધારે હોતી નથી એમનાં દુઃખો એ જ જાણે. રૂ. ૨) વસૂલ કરવા જતા એમને રૂ. ૬-૮ ખર્ચ થઈ જાય છે. સરકાર એમ માને છે કે જમીનદારોના તાબાનો ખેડૂત વર્ગ એમના કરથી ચગદાઈ જઈ ગરીબ થઇ ગયો છે જમીનદારો વર્ષે દહાડે ૧૬॥ કરોડ ખીસામા નાખે છે અને સરકારને તો માત્ર ૩ કરોડ ૯૮॥ લાખ જ ભરે છે, એ ઉપરથી સરકાર એમની અદેખાઈ કરે છે। પણ જમીનદારોના હક સરકાર વેચાણ લઈ લે તો ખરી હકીકત શી છે એ એમના સમજવામાં આવે.

રાજા પ્યારી મોહન કહે છે એમ જ ખરી હકીકત હોય તો આ કાયમ જમાબન્દીથી લાભ કોને થયો છે એ નક્કી કરવા જેવું છે. સરકાર માને છે કે કાયમ જમાબન્દીથી એમની ઉપજને નુકશાન થયુ છે, જમીનદાર દેવુ થઈ ગયાની ફરિયાદ કરે છે—ત્યારે શુ આનો બધો લાભ માત્ર ખેડૂતને જ મળે છે? બંગાળાનો ખેડૂતવર્ગ સુખી છે

# સ્વદેશી હિલચાલ અને ત્રિરાશિ.

એવી ગણત્રી કરવામાં આવેલ છે કે હાલમાં હિન્દ લગભગ ૬૧ કરોડ રૂપીયાના પરદેશી માલનો ઉઠાવ વર્ષે દિવસે કરે છે; તેમ જ હિન્દુસ્થાનને પાયમાલ કરનારાં કારણોમાંનું એક, કામ કરી શકે છતાં કંઈ પણ ઉપયોગી કામ ન કરનારા આળસુ ભિખારી રૂપી વિચિત્ર જળો દર વર્ષે આશરે ૫૨ કરોડ રૂપીયાના માલ રૂપી હિન્દુસ્થાનનું નીરોગી લોહી ચૂસી જતી રહે છે.

૬૧ કરોડ અને ૫૨ કરોડ રૂપીયા એટલે એક, દશ, સો, હજાર, એ ગણત્રીએ કેટલા એ તો આપણે સહુ જાણીએ છીએ; પરંતુ તે રકમમાંથી શાં શાં અગત્યનાં કામો થઈ શકે, તે રકમ કેટલી જગો રોકે, તોલે કેટલી થાય, એ વિગેરે સંબંધે મ્હને તો જોઇએ તેવો ચોકસ ખ્યાલ નહોતો. બીજા સાથે વાત કરતાં તેનો કાંઇક ખ્યાલ આપવા મન થયું અને તેથી થોડા થોડા જૂદા જૂદા પ્રકારે તે રકમ તે શું તે જરા જોયું, તેનું પરિણામ નીચે પ્રમાણેનું છે. મ્હારા જેવા બીજા પણ આપણામાં હશે કે જેમણે આ બાબત જોઇએ તેવું જોયું વિચાર્યું નહિ હોય, તેમને આ લેખ ઉપયોગી થશે એવી આશા છે.

નીચે બતાવેલા આંકડાઓ જાણવા જણાવવાથી કાંઈ ખાસ ફાયદો થશે એમ માનવું એ કેટલાએકને કાંઇક વધારે પડતું જણાશે પરંતુ મોઘમ ભાષણોથી અસર થતી નથી એટલી વખતે ચોકસ આંકડા સાથેના સ્હેજ ઇશારાથી થઈ જાય છે, એમ મને ઘણી વખત જણાયું છે, અને તેથી આ રીતે પણ અસર થાય તો પ્રયાસ કરી જોવો એ ઇચ્છાથી આ લેખ પ્રસિદ્ધ થવા મોકલ્યો છે. સ્વદેશી હિલચાલ સંબંધમાં ગૂજરાતી ભાઇઓને હવે કાંઈ કહેવાપણું નથી, એવો વખત આવી લાગ્યો હોય એમ મને જણાતું નથી.

હાલ જેટલો પરદેશી માલ આપણે દરેક લેતા હોઇએ તેનો એક પંચમાંશ જ દર વર્ષે ઓછો લઇએ તો પાંચ વર્ષે અને એક દશમાંશ જ ઓછો લઇએ તો દશ વર્ષે તો ૬૧ કરોડ રૂપીયાની રકમ હિન્દુસ્થાન પરદેશ જતી અટકાવી શકે. અમુક પ્રકારના માલ વિના ચાલે તેમ હોય તો બીજા પ્રકારનામાંથી વધારે બચત કરી શકાય તેમ હોય છે. જેટલો પરદેશી માલ ઓછો લઇએ તેટલો અગર તેટલા જેટલો સ્વદેશી માલ લેવો પડશે, ઉપરાંત આ ૬૧ કરોડ પાંચ ટકાને વ્યાજે રોકીએ ( પાંચ ટકા ન ઉપજે એમ જણાય તો નીચેના હિસાબમાં તેટલો ફેર કરી વાંચી શકાશે.) તો તેના વ્યાજમાંથી જ હમેશને માટે આપણે કેટલું કરી શકીએ તે પ્રથમ તપાસીએ. આ ૬૧ કરોડની રકમ દેશમાં જ થાપણ તરીકે રોકાય એટલે તેથી ધંધા ઉદ્યોગને જે લાભ થાય તે ઉપરાંતનો આ લાભ છે.

ઉપર જે ૫૨ કરોડ રૂપીયાની રકમ બતાવેલ છે તે સંબંધે પણ જોઇતો ફેરફાર કરી લેવામાં આવશે તો તે સંબંધે પણ ઉપર પ્રમાણેનો લાભ થશે એમ તુરત જણાઈ આવશે.

| સંસ્થા અગર બાબત. | વાર્ષિક સાધારણ ખર્ચ રૂપીયા; આમાં મકાનખર્ચ ગણેલ નથી. | કેટલું કામ કરી શકાય. (૧)=૬૧ કરોડના વ્યાજમાંથી (૨)=૫૨ કરોડના વ્યાજમાંથી |
|---|---|---|

| | | |
|---|---|---|
| | | મકાનભાડું ગણતાં નીચેના આંકડાઓમાંના કેટલાએકમાં ⅙નો ઘટાડો થશે. |
| કન્યાશાળા. | ૬૦૦ | (૧) ૫૦,૮૩૩ કન્યાશાળા ચલાવી શકાય.<br>(૨) ૪૩,૩૩૩ સદર. |
| વર્નાક્યુલર નિશાળો છોકરાઓની. | ૧૦૦૦ | (૧) ૩૦,૫૦૦ નિશાળો ચલાવી શકાય.<br>(૨) ૨૬,૦૦૦ સદર. |
| હાઇસ્કૂલો. | ૩૦૦૦ | (૧) ૧૦,૧૬૬ હાઇસ્કૂલો ચલાવી શકાય.<br>(૨) ૮૬૬૬ સદર. |
| કાલેજો ( આર્ટસની ) અગર સામાન્ય હુન્નરશાળાઓ. | ૧૬,૦૦૦ | (૧) ૧૯૦૬ કાલેજો અગરસામાન્ય હુન્નરશાળાઓ ચલાવી શકાય.<br>(૨) ૧૬૨૫ સદર. |
| જાપાન ૧ જણ ૧ વર્ષે વિદ્યાભ્યાસ હુન્નર ઉદ્યોગ વિગેરેનો કરી આવતાં (૯૦૦+ભાડાના ૬૦૦) | ૧૫૦૦ | (૧) ૨૦૩૩૩ વિદ્યાર્થીઓ તૈયાર કરી શકાય.<br>(૨) ૧૭૩૩૩ સદર. |
| જાપાનમાં ૧ વર્ષને બદલે ૩ વર્ષ રહી શીખી આવનાર માટે. | ૩૩૦૦ | (૧) ૯૨૪૨ સદર.<br>(૨) ૭૮૭૮ સદર. |
| અહીં સામાન્ય રીતે તૈયાર થયેલ વિદ્યાર્થીઓને સીવીલીયન થઈ આવતાં જણ દીઠ. | ૧૦,૦૦૦ | (૧) ૩૦૫૦ સીવીલીયનો તૈયાર કરી શકાય.<br>(૨) ૨૬૦૦ સદર. |
| મેટ્રીક થએલાને કાલેજનો અભ્યાસ કરાવતાં સરાસરી ૧ વિદ્યાર્થી માટે. | ૧૫૦૦ | (૧) ૨૦,૩૩૩ ગ્રેજ્યુએટો તૈયાર કરી શકાય.<br>(૨) ૧૭,૩૩૩ સદર. |
| દવાશાળા ( દેશી ) | ૧૨૦૦ | (૧) ૨૫,૪૧૬ દવાશાળા ચલાવી<br>(૨) ૨૧,૬૬૬ સદર. |
| મીશનરી. | ૩૦૦ | (૧)૧,૦૧,૬૬૬મિશનરીઓ ફરતા કરી શકાય.<br>(૨) ૮૬,૬૬૬ સદર. |

અહીં સુધીનું વાર્ષિક ખર્ચ સામાન્ય ખ્યાલ આપનારો અડસટ્ટો જ છે એ દેખીતું જ છે.

| | | |
|---|---|---|
| મજૂરો | દરરોજના આના આઠ લેખે | (૧) ૧,૬૯,૪૪૪ મજૂરો કામે લગાડી શકાય. |
| | | (૨) ૧,૪૪,૪૪૪ સદર. |
| રીલીફ વર્કસ ઉપર દુકાળીયાંઓ | દરરોજના આના બે લેખે. | (૧) ૬,૭૭,૭૭૬ દુકાળીયાંઓ કામે લગાડી સકાય. |
| | | (૨) ૫,૭૭,૭૭૬ સદર. |
| કારખાના | એક લાખ રૂપીયાની થાપણવાળાં | (૧) ૩૦૫ કારખાનાં દરવર્ષે ખોલી શકાય. |
| | | (૨) ૨૬૦ સદર. |
| વિગેરે. | વિગેરે. | વિગેરે. |

કંઇક વિશેષ સ્થૂલ રીતે તપાસતાં—

એક સાધારણ બળદની જોડી એક ગાડે ૧૬ મણ ભાર ખેંચી શકે, પરંતુ રૂપીયા ભરવામાં આવે તો સાડાબાર હજાર રૂપીયાથી વધારે ખેંચી શકે નહીં એવી અટકળ થાય છે. હવે જો રૂપીયા ગાડામાં ભરવામાં આવે અને એક પછી બીજું એમ ગાડાંઓ લગોલગ રાખવામાં આવે તો દરેક ગાડું બળદ શીખે આશરે સાડાપાંચ વાર જમીન રોકતું હોવાથી ૬૧ કરોડ રૂપીયાનાં ગાડાં ભરી ગોઠવીએ તો તેની એકવડી હાર લગભગ ૧૫૨।। માઇલ સુધી લંબાય, અને ૫૨ કરોડની લગભગ ૧૩૦ માઇલ સુધી લંબાય. ગાડાંમાં જો દાણો ભરીએ અને જાર બાજરાનો ભાવ સવા રૂપીયે મણ ગણીયે તો દર ગાડાંમાં ૧૬ મણ ભરતાં ઉપર પ્રમાણે ગાડાં ગોઠવીએ તો ૬૧ કરોડ રૂપીયાના ઉપરના દાણાનાં ગાડાંની એકવડી હાર ૯૫,૨૬૯ માઇલ સુધી લબાય અને ૫૨ કરોડના દાણાની ૮૧૧૯૭ માઇલ સુધી લંબાય.

એક સાધારણ મજૂર સાધારણ રીતે ૨૦૦૦ રૂપીયા ઉપાડી લઈ જઈ શકે, એમ ગણતાં ૬૧ કરોડ ઉપડાવવા ૩,૦૫,૦૦૦ મજૂર જોઇએ અને ૫૨ કરોડ ઉપડાવવા ૨,૬૦,૦૦૦ મજૂર જોઇએ. અકેક વારને અંતરે અકેક મજૂર ઉપરના રૂપીયા લઈ ઉભો રાખ્યો હોય તો ૬૧ કરોડ માટેના મજૂરોની એકવડી હાર ૧૭૩ માઇલની થાય અને ૫૨ કરોડની ૧૪૮ માઇલની થાય.

મીટર ગેજ પાટાવાળી રેલ્વેના પાટાઓની પહોળાઇમાં એક બીજાને અડાડીને રૂપીયા ગોઠવીએ અને તેવી હાર તેવી જ રીતે એક હાર બીજીને બરાબર લગતી જ કરીએ તો આવી રીતે ૬૧ કરોડ રૂપીઆ પાથરતાં ૩૫૨ માઇલની લંબાઇમાં રેલ્વેના પાટામાં રૂપીયા પથરાઈ જાય અને ૫૨ કરોડ પાથરતાં ૩૦૦ માઇલની લંબાઇમાં રૂપીયા પથરાય.

એકને અડાડીને બીજો એમ સીધી લીટીમાં ૬૧ કરોડ રૂપીયા એક વડી હારમાં ગોઠવીએ તો ૧૧,૫૫૩ માઇલ સુધી તે હાર લંબાય અને ૫૨ કરોડની ૯૮૪૮ માઇલ સુધી લંબાય.

એક રૂપીયા ઉપર બીજો એમ જો ગોઠવીએ તો ૬૧ કરોડ રૂપીયા ગોઠવતાં તેની ઉંચાઇ (જો તેમ ગોઠવાઈ શકે એમ કલ્પના કરીએ તો) ૭૪૦ માઇલની થાય અને ૫૨ કરોડની ૬૩૧ માઇલની થાય.

દુનીયામાં સહુથી ઉંચો પર્વત હિમાલયનું શિખર એવરેસ્ટ ગણાય છે. દરિયાની સપાટીથી તે ૨૯૦૦૨ ફુટ ઉંચો છે. આ રૂપીયાની દોરીના એવરેસ્ટ જેવડા કટકા કરીએ તો, ૬૧ કરોડમાંથી ૧૩૫ કટકા થાય અને ૫૨ કરોડમાંથી ૧૧૫ થાય.

માણસ જાતની વધારેમાં વધારે ઊંચાઈ ૬ ફુટની ગણતાં ૬૧ કરોડ રૂપીયા ઉપર પ્રમાણે ઉંચાઇમાં ગોઠવીએ તો આવાં માણસનાં ૬,૫૧,૭૦૯ માં થોડાં થાય અને ૫૨ કરોડ ગોઠવતાં ૫,૫૫,૫૫૫ માં થોડાં થાય.

દરીઆની વધારેમાં વધારે ઉંડાઈ ૫ માઇલની ગણાય છે તે હીસાબે ૬૧ કરોડ રૂપીયાની દોરીથી ૧૪૮ વખત અને ૫૨ કરોડથી ૧૨૬ વખત દરીઓ તેવી જગોએથી પણ મપાય

સામાન્ય રીતે પુરાં ખીલેલાં મનુષ્યનાં શરીરનું વજન સાધારણ મણ ગણાય છે આ હિસાબે ૬૧ કરોડમાંથી તેવી ૬૧,૦૮,૯૨૮ તુલા થાય અને ૫૨ કરોડમાંથી ૯૨૮૫૭ તુલા થાય.

એક હાથમાં રૂપીયાનું ઠામ ભર્યું જ રહે એવી સગવડ રાખી દરીયા કીનારે ઉભી એક પછી એક રૂપીયો જોરથી ફેંકી દેવામાં આવે, અને જો એક દિવસમાં આઠ કલાક સુધી આમ સતત (વગર થાકયે) અને જોરથી રૂપીયાને એક પછી એક ફેંકી દેવામાં આવે તો ૬૧ કરોડ રૂપીયા આવી રીતે ફેંકી દેતાં પણ ૧૩૯ા વર્ષ લાગે અને ૫૨ કરોડ ફેંકી દેતાં ૧૧૮ા વર્ષ લાગે.

તમામ ચીજની ખરીદી કરતી વખતે, હરકોઈ પ્રકારના વેપારમાં અગર ધધામાં મૂડી રોકવાને વખતે તથા જૂદા જૂદા પ્રકારની બેંકોમાં બચત નાણાં રાખી વ્યાજ ખાનારાઓ તરફથી કઈ બેંકમાં અગર સંસ્થામાં પોતાનાં નાણાં રોકવાં એ નિશ્ચય કરતી વખતે તેમજ કોઇ પણ પ્રકારનાં દાન આપવાને વખતે જો ઉપરનો હિસાબ બરાબર ધ્યાનમાં રાખવામા આવશે તો તેમ કરનાર તરફથી હિન્દુસ્થાનના ઉદયની સાધન સામગ્રી તૈયાર કરવામાં એની મેળે જ સહાયભૂત થવાશે એમ મ્હને લાગે છે.

**શંકરપ્રસાદ નવલશંકર ધોળકીયા.**

---

## દિગ્-દર્શન.

क ईप्सितार्थस्थिरनिश्चयं मनः पयश्च निम्नाभिमुखं प्रतीपयेत्—

**મિ. મોર્લિએ સૂચવેલા સુધારા**

ધારેલી વસ્તુ મેળવવાના દૃઢ નિશ્ચયવાળું મન અને સમુદ્ર તરફ જતાં પાણી—એ બેને કોણ પાછાં વાળી શકે એમ છે?

કાલિદાસ.

હિન્દુસ્તાનના રાજ્યનો આર્થિક વહીવટ કેવો ચાલે છે એ સંબન્ધી ચર્ચા કરવાનો નામદાર વાઇસરૉયની સભામાં વર્ષે દહાડે એક પ્રસંગ પ્રાપ્ત થાય છે અને એ પ્રસંગે રાજ્યના અને લોકના પ્રતિનિધિઓ તરફથી વિવિધ વિચારો દર્શાવવામાં આવે છે. એ વિચારો 'ઍંગ્લો ઇન્ડિયન' અને દેશી વર્તમાનપત્રોમાં થોડીક ગળી-મોળી-તીખી-કડવી ચર્ચાનો વિષય બની બે ત્રણ અઠવાડીઆમાં તદ્દન ઊડી જાય છે; અને વર્તમાનપત્રો હિન્દુસ્તાનના જુદા જુદા ભાગમાં થતા 'સિડિશનો' (ફિતુરો) અને અમલદારોના 'જુલમો'ના તાર કે વિગતવાર ખબરો પ્રસિદ્ધ કરવામાં પાછાં રોકાઈ રહે છે! વળી પ્રજામતના નાયકોનો કેટલોક ભાગ પણ, રાજ્યગૃહમાં સુધારો કરવા માટે રીતસર રાજ્યદ્વારની સાંકળ ઠોકવાને બદલે, એ ગૃહમાં બારણાં તોડીને ઘુસવું કે ઘરધણીને જગાડી બારણાં ઉઘડાવી અંદર દાખલ થવું એ બાબતના વિવાદમાં ગુંથાય છે તથા પરસ્પર કલહમાં પણ ઊતરી પડે છે!-આપણી રાજકીય હિલચાલનું આવું ખેદજનક ચિત્ર (જે આ વર્ષ કરતાં ગયાં બે વર્ષ વધારે ઉત્કટ હતું) કોઈ પણ નિષ્પક્ષપાત અને દેશહિતૈષી હૃદયને ખેદ ઉપજાવ્યા વિના રહે એવું નથી—પરંતુ હવે આ તોફાની આંધીવાળી અંધારી રાત્રિમાં પણ ક્ષિતિજ ઉપર ચન્દ્રનાં કિરણો ફૂટતાં દેખાય છે. લાલા લજપતરાયને એકદમ દેશ બહાર લઈ જઈ કેદ રાખ્યા એ બનાવ પછી પ્રજામત—જે ત્રણ ચાર વર્ષના પરસ્પરનાં કલહથી ચીરાઈ જવાનો ભય હતો-તે બંને છેડેથી એક બીજાની પાસે આવી સંધાવા લાગ્યો છે, તથા મિ. મોર્લિએ કરવા ઇચ્છેલા રાજકીય સુધારા—બદલાતા યુગનું સુચિહ્ન—આશા ઉપજાવે છે. અંધારી રાતની સમાપ્તિમાં પ્રથમ ચન્દ્રોદય, પછી ઉષઃકાલ, અને છેવટે સૂર્યોદય એ જ પ્રકૃતિનો સ્વાભાવિક ક્રમ છે.

મિ. મોર્લિએ હિન્દી બજેટ ઉપર પાર્લ્યમેન્ટમાં જે ભાષણ કર્યું એમાં એમણે ઉચ્ચારેલા રાજકીય સુધારાના ચાર સંકલ્પો—એ સૌથી મહત્ત્વનો વિષય હતો.

(૧) એક પ્રતિષ્ઠિત સલાહકારનું મંડળ સ્થાપવું: એવા હેતુથી કે એ દ્વારા સ્વતન્ત્ર અભિપ્રાય પ્રાપ્ત કરી શકાય તથા લોકમાં એ સંબન્ધી અજ્ઞાન ટાળી માહિતગારી ફેલાવી શકાય.

(૨) હિન્દી અને પ્રાન્તિક ધારાસભાનો વિસ્તાર.

(૩) વાઇસરૉયની ધારાસભામાં બજેટની ચર્ચા હાલ થાય છે તે કરતાં વધારે સારી રીતે થઈ શકે તે માટે એનો વિષયવાર વિભાગ પાડી દરેક ખાતાના મુખ્યાધિકારી પોતપોતાના ખાતાનું જુદું જુદું નિરૂપણ કરે એમ ગોઠવણ કરવી, તથા તે ઉપર વાદવિવાદ ચલાવવા માટે વધારે વખત આપવો.

(૪) ઇંગ્લંડમાં બિરાજતી સેક્રેટરી ઑફ સ્ટેઇટની કાઉન્સિલમાં 'એક અગર બે' દેશીઓ દાખલ કરવા.

ઉપર જણાવેલા સુધારાની સ્વરૂપરેખા હજી ઘણી અસ્પષ્ટ છે અને કેટલીક બાબતમાં નવા કાયદા માટે પાર્લમેન્ટના ઠરાવની પણ જરૂર પડશે. વળી સાંકડા દિલના 'ઍંગ્લો-ઇન્ડિયન' પત્રકારો તથા 'સિવિલ્યન' અમલદારો તરફથી, નવા સુધારાને એક વેગવાળું 'એન્જિન' સમજી એનો વેગ રોકવા માટે બને તેટલી 'બ્રેક'નો ઉપયોગ પણ કરવામાં આવે છે. આ કારણથી, આગળ જતાં આ કરવા ધારેલા સુધારા કેટલા કરી શકાય છે, અને કાગળ ઉપર કર્યા પછી પણ અમલમાં કેટલા મૂકાય છે, એ જોવાનું છે. પરન્તુ આ સંબન્ધી ચર્ચા લોકમતનું આવિષ્કરણ છે એમ સમજી એ વિષે કેટલાક વિચાર દર્શાવવા યોગ્ય જણાય છે.

(૧) મિ. મોર્લિ હિન્દી સરકારને સલાહ આપવા માટે જે મંડળ સ્થાપવા માગે છે એનું પ્રયોજન જો એ પોતે કહે છે તેમ સ્વતન્ત્ર અભિપ્રાય પ્રાપ્ત કરવાનું અને પ્રજામાં સરકારનાં પગલાં સંબન્ધે માહિતી વિસ્તારવાનું હોય તો ખરી સ્વતન્ત્રતાથી બેધડક રીતે પોતાના વિચારો દર્શાવી શકે તથા પ્રજાના મત ઉપર અસર કરી શકે એવા પુરુષો પસંદ કરવા પડશે, અને એવા પુરુષો કૉન્ગ્રેસપક્ષની બહાર મળવા મુશ્કેલ છે. સરકાર જો જમીનદારોને અને રાજાઓને જ બહુ ભાગે 'પ્રતિષ્ઠિત પુરુષો' ('Notables') તરીકે લેખશે તો આ મંડળદ્વારા તેઓએ કરવા ધારેલું કાર્ય સિદ્ધ કરવામાં તેઓ નિષ્ફળ જશે. કદાચ શરૂઆતમાં સરકારની પસંદગી યોગ્ય પુરુષો ઉપર જ આવી ઊતરશે એમ લાગતું નથી; તથાપિ જતે દહાડે આ સંસ્થા અનેક રીતે લાભકારક થવાનો સંભવ છે. ધનાઢ્ય જમીનદારો અને રાજાઓ એ મંડળમાં નીમાશે તો તેઓ પણ યાવચ્ચન્દ્રદિવાકરૌ હાલના જેવા જ અસ્વતન્ત્રમુખવાળા રહેશે એમ માનવું અશક્ય છે. વારંવાર સલાહ આપવાને પરિણામે તેઓ સ્વતન્ત્ર વિચાર કરતાં તથા એ વિચાર નિર્ભય રીતે દર્શાવતાં શીખશે; અને કૉન્ગ્રેસપક્ષ એવી માગણી કરશે કે પ્રાન્તિક ધારાસભાના પ્રજાના પ્રતિનિધિઓ જેમ હિન્દી ધારાસભા માટે પોતા તરફથી પ્રતિનિધિ પસંદ કરી મોકલે છે તેમ આમાં પણ થવું જોઇએ તો એ માગણી પ્રબળ લોકમતના દબાણથી કોઇક દહાડો પણ સિદ્ધ કરી શકાશે. અને એવી માગણી કરવાનો અવકાશ રહેવો એમાં જ કૉન્ગ્રેસનું જીવન છે.

કારક સમાધાન લાવવાના કાર્યને અર્પી દેવાનું કહ્યું છે; તથા મિ. દાદાભાઇએ છેલ્લી કોન્ગ્રેસના પ્રમુખ તરીકે એને જ ખાસ મહત્ત્વ આપ્યું હતું, પરન્તુ તેથી હિન્દુ-મુસલમાનના ઝઘડા શાન્ત થઈ ગયા છે એમ અમારું કહેવું નથી. હાલના ઝઘડા ધાર્મિક નથી તેટલા રાજકીય છે. અને તે ઉત્પન્ન થવાનું કારણ શું છે? જે અધિકારિવર્ગના મુખસ્થાને રહી મિ. મોર્લિ વિવિધ કોમના પરસ્પર અણુબનાવની વાત કરે છે એ અધિકારિવર્ગ આ ઝઘડામાં જવાબદાર છે કે નહિ એ વિચારવા જેવું છે. અને એ વિચારને અંગે લોર્ડ કર્ઝને બંગાળાના વિભાગ કરવા માટે બતાવેલાં કારણો, સરકારના નોકરો રાખવાના સંબન્ધમાં વખતો વખત પ્રસિદ્ધ થએલા સરક્યુલરો, વગેરે બાબતો ધ્યાનમાં લેવી પડશે. અને એ વિચારને અન્તે જો એમ જણાય કે આ કોમ-કોમના વિરોધમાં સરકારના અધિકારી વર્ગની જવાબદારી થોડી નથી, તો મિ. મોર્લિને મુખે એ વિરોધને આધારે કરેલો આક્ષેપ યોગ્ય ગણાવો કઠિન છે. સાથે એટલું ઉમેર્યા વિના ચાલતું નથી કે આ પ્રશ્ન મિ. મોર્લિ જોડે વિવાદમાં એમના આક્ષેપનું અનૌચિત્ય બતાવવાથી પતી જતો નથી. હિન્દુસ્તાનની આ બંને મ્હોટી કોમોએ સ્વદેશ ખાતર ઘણો સ્વાર્થત્યાગ કરવાનો છે અને એમાં જ ઉભયની ખરી સ્વાર્થસિદ્ધિ છે એમ સમજવાનું છે. મુસલમાનોએ યાદ રાખવાનું એ છે કે ખરી યોગ્યતાનું દ્વાર ન લેતાં કોમના અધિકારે રાજ્યતન્ત્રમાં પ્રવેશ ઇચ્છવાથી પોતાની જાતને જ હાનિ છે. અને હિન્દુઓએ ધ્યાનમાં લેવાનું એ છે કે મુસલમાનો આપણા સ્વદેશી બન્ધુઓ જ છે અને એમને સાથે લીધા વિના કોઇ પણ રાજકીય હિલચાલ પૂરેપૂરી રાષ્ટ્રીય થવી અશક્ય છે, તેથી પોતાનો સ્વાર્થ દબાવીને તથા પુષ્કળ ક્ષાન્તિ ધારણ કરીને પણ એ વર્ગ સાથે એકતા સંપાદન કરવાની જરૂર છે.

* * * * * * *

**રા. રા. મન સુખરામ સૂર્યરામનો દેહત્યાગ.**

સ્વ. સાક્ષરશિરોમણિ ગોવર્ધનરામના ઉત્ક્રમણ માટે ગુજરાત શોક કરી વિરમ્યું નથી એટલામાં એક બીજા સાક્ષરની ખોટ ઉત્પન્ન થઈ છે! વૈશાખ સુદી ૧૧ ને ગુરુવારે રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી એઓશ્રીનો દેહ પડ્યો. પોતાના જીવનનો ઉદ્દેશ નક્કી કરી એ ઉદ્દેશના મનનપૂર્વક પોતાની સઘળી પ્રવૃત્તિઓ રચવી તથા તે તરફ પોતાનું જીવન દોરવું એમાં મનુષ્યનું મનુષ્યત્વ અને 'નીતિ' રહેલાં છે—

ત્રણે અવસ્થામાં વિદ્યા એજ એમનું પરમ રસસ્થાન હતું; અને વ્યવહારયજ્ઞ પણ વિદ્યારૂપી સહધર્મચારિણીને સાથે રાખીનેજ એમણે કર્યો હતો.

રા. રા. મનઃસુખરામજીએ અસ્તોદય, કરસનદાસ મુળજીના જીવનચરિત્રનું અવલોકન, વિચારસાગરનું ભાષાન્તર, 'સુન્ત ગોકુલજી' ઝાલા અને વેદાન્ત આદિ ગ્રન્થો રચ્યા છે. એમના ઘણાખરા ગ્રન્થો જગતના મહાન લેખકોનાં સુભાષિતોથી ભરેલા હોઇ રત્નજડિત ફરસબંધી જેવા શોભે છે. જે વિચાર અન્ય લેખકો જગતના સાહિત્ય અને તત્ત્વજ્ઞાનના અભ્યાસમાંથી પ્રાપ્ત કરી પોતાના શબ્દોમાં પ્રકટ કરે છે, તેને રા. મનઃસુખરામ પ્રાચીન લેખકોની પોતાની જ વાણીમાં વાચક આગળ રજુ કરવાનું પસંદ કરે છે. મહાન પુરુષોની ભાષામાં એ એવી વિલક્ષણતા જોતા કે એને પોતાની વાણીમાં ઉતારવા જતાં રખેને હાનિ થાય એ ભય એમને હમેશા રહ્યાં કરતો, અને તેથી એમનાં ભાષાન્તરો બહુધા 'પ્રત્યયાન્તર'—રૂપ જ થતાં. સ્વતન્ત્ર ગ્રન્થોમાં પણ તેઓ અત્યન્ત શ્રમ અને કાળજીપૂર્વક ભાષાની ઘટના કરતા. 'સંસ્કૃતમયી' ભાષાનો એમનો આગ્રહ સુપ્રસિદ્ધ છે, અને એ માટે એમના ઉપહાસ પણ ઘણા થયા છે; પરન્તુ એથી એમનો આગ્રહ ઘટવાને બદલે, દિન પર દિન વધતો ગયો હતો. એ ઉપહાસ પોતે બહુ આનન્દથી અને રસથી ભોગવતા, અને પોતાના સિદ્ધાન્તનો નવીન ભાષાશૈલીમાં સત્કાર થયો છે એમ અભિમાનથી કહેતા, તથા આખા હિન્દુસ્તાનને ભાષાની એકતા કરી આપવાનું આ એક સાધન છે એમ બતાવી સ્વદેશાભિમાનથી એ સિદ્ધાન્તને પોષતા.

રા. મનઃસુખરામજી શાંકર વેદાન્ત માટે ઘણો આગ્રહ ધરાવતા; તે એટલે સુધી કે રામાનુજાદિકના વેદાન્તનો અભ્યાસ પણ અનિષ્ટ ગણતા, અને એમ બતાવતા કે ભિન્ન ભિન્ન મતના પરિશીલનથી ચિત્ત અસ્થિર બને છે, અને એકે સિદ્ધાન્ત હૃદયમાં સ્થપાતો નથી તેથી જીવનચર્યા અસ્તવ્યસ્ત થઇ જાય છે. વળી, વેદાન્તનું જ્ઞાન 'સંપ્રદાયસિદ્ધ' પ્રાપ્ત કરવું જોઇએ એમ એમનો નિર્બન્ધ હતો, અને તેથી ઘણા સંન્યાસીઓનો સમાગમ પણ કરતા. એમનો સ્વભાવ ગુણગ્રાહી હોવાથી સંન્યાસીઓના વર્તન ઉપર બહુ લક્ષ ન આપતાં તેઓ પાસેથી માત્ર વેદાન્તનું વ્યાખ્યાન સાંભળવાની જ દરકાર રાખતા અને આ રીતે એમણે શાંકર વેદાન્તની પરિભાષાનું સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું.

સ્વ. મનઃસુખરામજીની 'સંસ્કૃતમયી ભાષા'—જુજ ઉપાસકો બાદ કરતાં—ભાગ્યે જ સર્વને માન્ય થશે; અભ્યાસની એકદેશિતા, અને ઉભય પક્ષને બરાબર સાંભળ્યા વિના અમુક સિદ્ધાન્ત પરનો પક્ષપાત એ સત્યશોધનની વૃત્તિને અનુચિત લાગશે; વિવિધ તત્ત્વચિન્તનોના પરિશીલનથી જીવનચર્યા વધારે ઉદાર વિશાળ વ્યાપક અને પૂર્ણ બનાવી શકાય છે એ સિદ્ધાન્તમાં પણ કાંઈ થોડું સત્ય નથી; વળી તત્ત્વજ્ઞાન જ્યારે સંપ્રદાય અને પરિભાષાનાં ચોકઠાંની દરકાર ન કરી આત્મામાં ઉતરી પુનઃ સ્વતન્ત્ર વાણીરૂપે પ્રકટ થાય ત્યારે જ તે ખરી તત્ત્વની સમજણ છે એમ પણ ઘણાને નિશ્ચય હશે. તથાપિ એટલું તો સર્વેએ

કબૂલ કરવું જ પડશે કે રા. રા. મનસુખરામજીએ સત્યની જે એક બાજુ જોઇ હતી.—( અને સર્વ બાજુ એકી વખતે જોવાની અને અનુવર્તવાની તો મનુષ્યમાં શક્તિ જ નથી) તેના પ્રતિપાદનમાં અને સેવનમાં એમણે સમસ્ત જીવન ગાળ્યું હતું. અને પોતાના સિદ્ધાન્તનો રંગ અન્યને ચઢાવવા માટે જોઇતાં આત્મશ્રદ્ધા અને ઉત્સાહ પૂર્ણપણે ધરાવી એનું આચાર્યપદ પ્રાપ્ત કર્યું હતું.

રા. રા. મનઃસુખરામના લેખમાં હમેશાં—એમના આરંભકાળના લેખોમાં પણ—વિચારની પરિપક્વતા જ નજરે પડે છે. જે ગંભીર શાન્ત અને વિશાળ દૃષ્ટિએ તથા સશક્ત વિચાર પુરઃસર રા. મનઃસુખરામજીએ કરસનદાસ મૂળજીના જીવનચરિત્રનું અવલોકન લખ્યું છે તેવું આજ થોડાક જ ગ્રેડ્યુએટો લખી શકે એમ અમારો નમ્ર અભિપ્રાય છે.

રા. રા. મનસુખરામજીએ એક ઉત્તમ રાજ્યમન્ત્રી તરીકે ગુજરાતનાં ઘણાં દેશી રાજ્યોની સેવા કરી છે. એમની સલાહ હમેશાં દીર્ઘદૃષ્ટિવાળી, નિર્ભય, નિખાલસ, યુક્તિમંત, આવેશરહિત અને પુખ્ત વિચારથી ભરેલી આવતી; અને આ ગુણને લીધે અનેક દિવાનોની ફેરબદલીમાં પણ પોતે નિર્વિકારી કૂટસ્થ રહેતા. આ સ્થાને મિ. ફૉર્બ્સ મિ. વેડર્બર્ન વગેરે ઘણા ઊંચા દિલના અંગ્રેજોની જોડે સંબન્ધમાં આવી એમણે ઉંચી ભાવનાઓ જોઇ હતી; અને તેથી તેમણે પોતાના રાજ્યમન્ત્રદ્વારા સાહિત્યને અને કેળવણીને ઘણી સારી મદદ કરી છે, એટલું જ નહિ પણ 'સેક્રેટરિએટ'ની સેવામાં ન ડબતાં, સર ફીરોજશાહ આદિ ભારતવીરોની કુમક કરવામાં પોતે હમેશાં તત્પર રહેતા.

ગયા જમાનાના છતાં નવા જમાના સાથે અનેક રીતે સંસર્ગ રાખી સાથે સાથે ચાલનાર આ વડીલ પુરુષની ગુજરાતને ઘણી મ્હોટી ખોટ છે. જે વેદાન્તના સેવનને એમણે જીવનનુ પ્રધાન લક્ષ્ય કર્યું હતું, તેણે એમના અવસાનસમયે એમના આત્માને અનુપમ સ્થિરતા આપી હતીઃ એ એમના નિશ્ચયની સાચાઇ દર્શાવે છે. એ સ્થિરતા મરણોત્તર પણ રહો! એમ કહી અમે આ ટુંક નોંધ સમાપ્ત કરીએ છીએ. એમના જીવનનું વૃત્તાન્ત એક નિકટના જ્ઞાતા પાસે લખાવેલું અમે આવતા અંકમાં આપીશું.

———

કબૂલ કરવું જ પડશે કે રા. રા. મનસુખરામજીએ સત્યની જે એક બાજુ જોઇ હતી— (અને સર્વ બાજુ એકી વખતે જોવાની અને અનુવર્તવાની તો મનુષ્યમાં શક્તિ જ નથી) તેના પ્રતિપાદનમાં અને સેવનમા એમણે સમસ્ત જીવન ગાળ્યુ હતું. અને પોતાના સિદ્ધાન્તનો રંગ અન્યને ચઢાવવા માટે જોઇતા આત્મશ્રદ્ધા અને ઉત્સાહ પૂર્ણપણે ધરાવી એનુ આચાર્યપદ પ્રાપ્ત કર્યું હતું.

રા. રા. મનસુખરામના લેખમાં હમેશા—એમના આરંભકાળના લેખોમાં પણ—વિચારની પરિપક્વતા જ નજરે પડે છે. જે ગભીર શાન્ત અને વિશાળ દૃષ્ટિએ તથા સશક્ત વિચાર પુરસર રા મનસુખરામજીએ કરસનદાસ મૂળજીના જીવનચરિત્રનું અવલોકન લખ્યુ છે તેવું આજ થોડાક જ ગ્રેડ્યુએટો લખી શકે એમ અમારો નમ્ર અભિપ્રાય છે.

પણ તે 'દક્ષાત'પદવીને પામ્યુ. એ સમયના પોતાના તથા મિત્રોના તરંગો, તેની પ-રૂપ રાશ્રયથી સિદ્ધિ આદિ મિત્રમડલના લાભ દર્શાવતારી એક સુદર કથા 'મિત્રમંડળ" ના શીર્ષકથી સ. ૧૯૩૨ ના 'સ્વદેશવત્સલ'પત્રમા આરભી હતી પરતુ તે અપૂર્ણ રહી છે.

**લેખાદિ આરંભ**—સન ૧૮૫૮ ના વર્ષમા અમદાવાદમા 'ધર્મસભા' તરફથી 'ધર્મ પ્રકાશ' નામે ચોપાનીઉ પ્રકટ થવા માડ્યુ તેના તેઓ ઉપતની નિયમાયા, તેજ વર્ષમા પોતે ગ. રણછોડભાઇ સહ નીતિબોધક કવિતાનુ એક લઘુ પુસ્તક 'વિવિધોપદેશ' નામે પ્રસિદ્ધ કર્યું તે વેલા તેમને કવિ દલપતરામને ભારે સમાગમ હેતો સન ૧૮૫૮ ના બુદ્ધિપ્રકાશના જુલાઇના અકમા "માણસે શુ કરવુ" એ નામની કવિતા પ્રથમ છપાઇ એમા અનુતિ વિચારે પોતાના તે પછીના લગભગ પીસ્તાળીશ વર્ષના જીવનમા કઇપણ ફેરફાર વિના આચારમા આવ્યા હતા

આ સ્થળે જણાવવુ જોઇએ કે રા મનસુખરામ પહેલા ગુજરાતી લેખકરૂપે કવિ નર્મદાશકર, કવિ દલપતરામ, શાસ્ત્રી વ્રજલાલ ભોગીનાથ પ્રાણવલ્લભદાસ, મહીપત રામ રૂપરામ આદિ પ્રસિદ્ધિ પામી ચુક્યા હતા. અને નવા લેખક રૂપે રા રણછોડભાઇ, રા. ભોળાનાથ નાનાભાઇ, કવિ રણછોડ ગતુરામ અને મુબાઇમા ના કરસનદાસ મૂળજી, નગીનદાસ તુલસીદાસ, દલપતરામ પ્રાણજીવન ખખર આદિઓ ગણાના લાગ્યા હતા.

તેજ સમયમા ખેડામા ઇંગ્રેજી શાળા સ્થપાતા સર્વ નડીઆદવાસીઓ અમદાવાદ છોડી ખેડે ગયા અને થોડા મહીના પછી પાછા નડીઆદ આવ્યા. અને એજ વર્ષમા રી બા મણિભાઇ જશભાઇ, જેઓનુ જન્મસ્થાન નડીઆદ હતુ પણ નિવાસસ્થાન પેટલાદ હતુ અને જેઓએ સ્વાશ્રય આદિ શુભ ગુણોથી અતે વડોદરા-મહારાજ્યના પ્રધાનરૂપે સુદીર્ઘમાન ના જાપ્રજારજન કર્યું, તેઓ નડીઆદ ભણવા આવ્યા, અને "મિત્રમડળ" મા એક નવીન વૃદ્ધિ થઇ.

નડીઆદમા તે વેળા અપાતો બધો અભ્યાસ પુરો થતા તે સર્વે અમદાવાદ પાછા સન ૧૮૬૦ મા ગયા, જ્યા શાળામા પ્રધાન શિક્ષક મિ. કર્ટિસ હતા

સન ૧૮૬૧ મા મુબાઇની 'એલફિન્સ્ટન કોલેજ'મા અભ્યાસપ્રવેશ સારૂ પરીક્ષા થઇ તેમા તેઓ અમદાવાદમાથી ઉત્તીર્ણ થયા

એ પ્રમાણે અભ્યાસ–મૈત્રી–અને લેખકરણમા ના મન સુખરામની પ્રથમ વીશી વ્યતીત થઇ

* * * * * *

**મુંબાઇ આગમન**—તે વેળા મુબાઇમા ના. મન સુખરામના પિતૃવ્ય રા માધવરામ (તે રા. ગોવર્ધનરામના પિતા) વ્યાપાર કરતા હતા તેમની દુકાન હતી, તેથી મુબાઇમા રહેવાની અનુકૂલતા જોઇ 'કાલેજ' મા અભ્યાસ વધારવા મુબાઇ ગયા તે વેળા મુબાઇપર્યત

## લવાજમ

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તગાદીઓ તથા (૭) માસિક રૂા ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા ૦-૬-૦ મોકલવા કૃપા કરવી બીજા વર્ષમાં રૂા ૦-૧૨-૦ ત્રીજામાં રૂ ૧-૪-૦

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)
છુટક નકલના રૂ ૦-૪-૦ ,

મળવાનુ ઠેકાણુ—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—અમદાવાદ

મુંબાઇના એજન્ટ—મેસર્સ એન એમ ત્રિપાઠી—મુંબાઈ.

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે

૨ "વસન્ત-ઑફિસ'-ની સહીના લેખો માટે 'વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે

૪ કોઇ પણ લેખનુ અસલ લખાણુ—એ લેખ 'વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ કર્યો હોય કે ન હોય—પણ તે લેખકને પાછુ મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખરસુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી

વ્યવસ્થાપક.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૬, અંક ૫. [ માસિક. ] જ્યેષ્ઠ, સંવત્ ૧૯૬૩.

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ, એલ્ એલ્ બી.

## શ્રી મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.

दानाय लक्ष्मीः सुकृताय विद्या
चिन्ता परब्रह्मविनिश्चयाय ।
परोपकाराय वचांसि यस्य
धन्यस्त्रिलोकीतिलकः स एव ॥

એ શ્લોકમાં ગણિત ગુણોપલક્ષિત, ગરીબ સ્થિતિમાં જન્મ પામી, સ્વાશ્રય ઉદ્યોગ વિદ્યોપાસના આદિએ કરી નિપુણસંસારવ્યવહારવાહક, બુદ્ધિમાન વ્યાપારી, ગુર્જર ભાષામાં એકવિશિષ્ટશૈલીના સ્થાપક, સૌરાષ્ટ્ર તથા કચ્છનાં સ્વદેશીય રાજ્યોમાં દીર્ઘદર્શી પ્રવીણ રાજ્યનીતિજ્ઞ, મન વાણી કર્મોથી યથાશક્તિ પરોપકારપરાયણ, તથા સિદ્ધતત્ત્વજ્ઞાની રૂપે દેશદેશાંતરમાં સુપ્રસિદ્ધ મનઃસુખરામના જીવનકાલના મુખ્ય જાણવા યોગ્ય પ્રસંગો સંક્ષેપમાં નીચે પ્રમાણે છે.

નડીયાદમાં વડનગરા નાગરબ્રાહ્મણ જ્ઞાતિમાં એક ગરીબ ઘરમાં સં. ૧૮૯૬ ના વૈશાખ વદિ ૮ તા. ૯ મે ૧૮૪૦ ને દિન જન્મ થયો હતો.

તેઓના પિતૃશ્રી સૂર્યરામ તેમને માત્ર આઠ માસના મુકી સદ્ગત થયા હતા.

**માતા અને માતૃભક્તિ**—તેમના માતૃશ્રી ઉમેદકુમારીએ તેમનુ પાલનપોષણ કર્યું. તેઓ સુપુત્રનો પૂર્ણ ઉદય જોવા ભાગ્યશાળી થયા. તેઓને શ્રીકાશી આદિ તીર્થયાત્રાઓ કરાવી તથા બહુ પુણ્યદાન કરાવી સ્વધર્મપાલનથી સતુષ્ટ કર્યાં. અને જેઓના આગળ પુત્રનુ વૃદ્ધત્વ પણ બાલત્વ જ ગણાય છે તેવા માતા સંવત્ ૧૯૩૮ માં સદ્ગતિ પામ્યા. એ પ્રસગે તેઓને અતિદુ ખ થયુ હતું. અને એ પ્રસંગે સ્વામિસેવાર્થે મહાબળેશ્વર જવુ પડયુ હતું તેથી પોતે સનિધિમા ન હોવાથી અને સ્વહસ્તે તેઓનો દેહ અગ્નિસસ્કાર ન પામવાથી બહુ પરિતાપ પામ્યા હતા, અને જે ગૃહમા પ્રવેશતાં સર્વદા માતાની દૃષ્ટિ સ્નેહસિંચનથી, અને વિદેશ જતા જેના હસ્તો આશીર્વાદથી દેહને પુષ્ટ કરતા, તે પૂજ્ય મૂર્તિથી શૂન્ય ગૃહમા મહાબળેશ્વરથી આવી પ્રવેશતાં માનસિક વ્યથાનો પ્રવાહ ગભીરત્વસેતુને ભેદી અશ્રુરૂપે દશ્યમાન થયો.

માતાના ઉપકારોનો નિષ્ક્રય કોઈ રીતે થઈ શકતો નથી તથાપિ **માતૃદેવો ભવ** એ આર્યશિક્ષાને પોતે જે ભક્તિભાવથી યાવજ્જીવ પાલી હતી તેને સાકાર કરવા સ્વજન્મભૂમિમા બહુદ્રવ્યવ્યયથી 'શ્રીઉમેદકુમારી મદિર' નામે એક સરસ્વતીમદિર, તથા સ્વમાતાને પ્રિય પુરાણશ્રવણ પ્રચલિત રાખવા 'શ્રીઉમેદકુમારી કથાશાલા'ની સ્થાપના કરી છે, જેનો લાભ હાલમા પ્રતિદિન આશરે ૫૦ સ્ત્રીપુરષો લે છે. તે ઉપરાંત મથુરામા શ્રીહાટકેશ્વર ધર્મશાળાનો જીર્ણોદ્ધાર તથા શ્રીકાશીપુરીમા વિશ્વેશ્વરના દેવાલયમા એક ગવાક્ષાર્પણ તેઓના પુણ્ય તથા સ્મારક સારૂ કર્યું.

**અભ્યાસ**—મોટી વયે નડીયાદની ગામઠી શાળામા અભ્યાસ આરંભ કર્યો. પછી નવી ઉઘડેલી સરકારી શાલામા ગયા પણ શરીરે સારૂ ન રહેતા તે છોડી દીધી. અને એક વાણીયાને ત્યા આઠ આનાના માસિક પગારથી જે કામ બતલાવે તે કરવાની સરતે નામુઠામુ શીખવાની આશાએ રહ્યા. અને નડીયાદના નાગરબ્રાહ્મણોના મુખ્ય વ્યવહાર અનુસાર થોડા થોડા નાણા ધીરવાનો વ્યાપાર આરભ્યો.

તેવામા નડીયાદના મુખ્ય દેશાઇ વિહારિદાસે પોતાના પુત્રોને સુશિક્ષણ આપવા એક 'માસ્તર' રાખ્યો હતો, અને તેને બીજા વિદ્યાર્થીઓને પણ શિખવવા દેતા. એ સાંભળી પોતે પણ ત્યા રીતિસર ગુજરાતી તથા ઇગ્લીશ્ શીખવાનો આરભ સન ૧૮૫૬ મા કર્યો. ત્યા જ સુપ્રસિદ્ધ લેખક રા. રણછોડભાઈ ઉદયરામ સહ મૈત્રીનો આરભ થયો જે ઉત્તરોત્તર એવા પરિપાકને પામી કે જ્યારે તે બે મુબાઇમાં સાથે બહાર જતા ત્યારે બહુ જનો તેમને 'સગા ભાઇ' જ જાણતા હતા. સાંસારિક, વ્યાવહારિક, રાજ્યકીય અને સાહિત્ય સંબંધી સર્વે કાર્યોમા પરસ્પરનો પૂર્ણ મૈત્રીભાવ રહ્યો.

સન ૧૮૫૭ મા દેશાઇ હરિદાસ આદિ સહ અભ્યાસની વૃદ્ધિ સારૂ અમદાવાદ ગયા. અને ત્યા શાલામા અભ્યાસ કરતા રા. બા. મોતીલાલ લાલભાઇ, રા. રા. છોટાલાલ સેવકરામ, દી. બા. અબાલાલ સાકરલાલ આદિ સહ સંબધ બધાયો જે ઉત્તરોત્તર ગાઢ થતો ગયો.

**મિત્રમંડલ**—શાલાઓમા બંધાતી મૈત્રી શાલા છોડયા પછી પણ ઉત્તરાવસ્થામાં કવી ગાઢ અને પરોપકારિણી થાય છે તેનુ આ "મિત્રમડલ" એક પરમ આદર્શ હતું; લોકોમાં

પણ તે 'દૃષ્ટાંત'પદવીને પામ્યું. એ સમયના પોતાના તથા મિત્રોના તરંગો, તેની પરસ્પરાશ્રયથી સિદ્ધિ આદિ મિત્રમંડલના લાભ દર્શાવનારી એક સુંદર કથા "મિત્રમંડલ" ના શીર્ષકથી સં. ૧૯૩૨ ના 'સ્વદેશવત્સલ'પત્રમાં આરંભી હતી પરતુ તે અપૂર્ણ રહી છે.

**લેખાદિ આરંભ**—સન ૧૮૫૯ ના વર્ષમાં અમદાવાદમાં 'ધર્મસભા' તરફથી 'ધર્મપ્રકાશ' નામે ચોપાનીઉં પ્રકટ થવા માંડ્યું તેના તેઓ ઉપતન્ત્રી નિયમાયા. તેજ વર્ષમાં પોતે રા. રણછોડભાઇ સહ નીતિબોધક કવિતાનું એક લઘુ પુસ્તક 'વિવિધોપદેશ' નામે પ્રસિદ્ધ કર્યું. તે વેલા તેમને કવિ દલપતરામનો સારો સમાગમ રહેતો. સન ૧૮૫૯ ના બુદ્ધિપ્રકાશના જુલાઇના અંકમાં "માણસે શું કરવું" એ નામની કવિતા પ્રથમ છપાઇ એમા અંકુરિત વિચારો પોતાના તે પછીના લગભગ પીસ્તાળીશ વર્ષના જીવનમાં કંઇપણ ફેરફાર વિના આચારમાં આવ્યા હતા.

આ સ્થળે જણાવવું જોઇએ કે રા. મનસુખરામ પહેલા ગુજરાતી લેખકોરૂપે કવિ નર્મદાશંકર, કવિ દલપતરામ, શાસ્ત્રી વ્રજલાલ, ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, મહીપતરામ રૂપરામ આદિ પ્રસિદ્ધિ પામી ચુક્યા હતા. અને નવા લેખકો રૂપે રા. રણછોડભાઇ, રા. ભાઇશંકર નાનાભાઇ, કવિ રણછોડ ગલુરામ અને મુંબાઇમા ગ. કરસનદાસ મૂલજી, નગીનદાસ તુલસીદાસ, દલપતરામ પ્રાણજીવન ખખર આદિઓ ગણાવા લાગ્યા હતા.

તેજ સમયમાં ખેડામા ઇંગ્લિશ્ શાલા સ્થપાતા સર્વ નડીઆદવાસીઓ અમદાવાદ છોડી ખેડે ગયા અને થોડા મહીના પછી પાછા નડીઆદ આવ્યા. અને એજ વર્ષમાં દી. બા. મણિભાઇ જશભાઇ, જેઓનું જન્મસ્થાન નડીયાદ હતુ પણ નિવાસસ્થાન પેટલાદ હતું, અને જેઓએ સ્વાશ્રય આદિ શુભ ગુણોથી અને વડોદરા-મહારાજ્યના પ્રધાનરૂપે સુદીર્ઘકાલ ગજાપ્રજારંજન કર્યું, તેઓ નડીયાદ ભણવા આવ્યા, અને "મિત્રમંડલ" મા એક નવીન વૃદ્ધિ થઇ.

નડીયાદમાં તે વેલા અપાતો બધો અભ્યાસ પુરો થતા તે સર્વે અમદાવાદ પાછા સન ૧૮૬૦ માં ગયા, જ્યાં શાલામાં પ્રધાન શિક્ષક મિ. કર્ટિસ હતા.

સન ૧૮૬૧ માં મુંબાઇની 'એલફિન્સ્ટન કોલેજ'માં અભ્યાસપ્રવેશ સારૂ પરીક્ષા થઇ તેમાં તેઓ અમદાવાદમાંથી ઉત્તીર્ણ થયા.

એ પ્રમાણે અભ્યાસ—મૈત્રી—અને લેખકરણમાં રા. મનઃસુખરામની પ્રથમ વીશી વ્યતીત થઇ.

* * * * * *

**મુંબાઇ આગમન**—તે વેળા મુંબાઇમાં રા. મનઃસુખરામના પિતૃવ્ય રા. માધવરામ (તે રા. ગોવર્ધનરામના પિતા) વ્યાપાર કરતા હતા તેમની દુકાન હતી, તેથી મુંબાઇમાં રહેવાની અનુકૂલતા જોઇ 'કોલેજ' માં અભ્યાસ વધારવા મુંબાઇ ગયા. તે વેલા મુંબાઇપર્યંત

એ પ્રકારે અનેક સજ્જનોનો રાજ્યયોગ તેમની ભલામણથી થયો અને તેઓએ પણ એવું સદ્વર્તન ગખેલું કે એથી કરી તેઓની ભલામણકર્તાની પુરુષપરીક્ષા સબન્ધમાં કીર્તિ વિસ્તૃત થઈ અને બીજા જે જે રાજ્યોના સંબન્ધમાં તેઓ આવ્યા તે સર્વ અન્ય અધિકારીઓ ઉપરાંત મુખ્યત્વે કરી પ્રધાન (દિવાન) ની યોજના સારૂ તેમની સંમતિ મેળવતા અને તેથી તેઓ રાજ્યકીય વર્ગમા અને લોકોમા પ્રધાનકર્તા ('દિવાન મેકર') ના ઉપનામથી પ્રસિદ્ધ થયા.

સં. ૧૯૨૭ મા ગ. મણિભાઈ સહ તેઓએ કાઠીયાવાડ તથા કચ્છનો પ્રવાસ કર્યો અને તે જ વર્ષમા ભારતદેશહિતૈષી પ્રસિદ્ધ સર વિલ્યમ વેડર્બર્ન અને સર જોન જાર્ડીન સહ મિત્રતાનો આરભ થયો. અને તેઓ વારવાર વિચારનો વિનિયમ પ્રત્યક્ષ તથા પત્રદ્વારા કરતા ગ્હ્યા હતા

સં. ૧૯૨૮ મા તેઓની પ્રથમ કાશીયાત્રા થઈ અને સ ૧૯૩૩ માં બીજીવાર થઈ. અને મહાબલેશ્વર તથા ગોઆથી લઈ ઉત્તરમા સીમલા પર્યન્ત તથા પૂર્વ પશ્ચિમ કલકત્તાથી અમૃતસર સુધી પર્યટન કર્યું હતું અને તેમા ઘણા સજ્જનોના સમાગમમા આવી લાભ લીધા આપ્યા હતા.

દેશીય રાજ્યોમા તેઓનો મુખ્ય તથા દીર્ઘકાલ પર્યન્ત સબન્ધ જુનાગઢ તથા કચ્છ એ બે રાજ્યો સહ તથા તેથી કાઈક અશે ન્યૂનતાએ ઈડર અને વઢવાણના રાજ્યો સાથે હતો. વાકાનેર તથા રાજપીપલાના સસ્થાનો સાથે કાઈક સમય પ્રત્યક્ષ સંબન્ધ રહ્યો હતો અને ભાવનગર, પાલનપુર, ગોડલ, પોરબદર, લુણાવાડા તથા વડોદરાના રાજ્યો સાથે તેઓના પ્રધાનો સહ અતિ નિકટ સબન્ધથી પરોક્ષ સબન્ધ રહ્યો હતો

જુનાગઢ રાજ્યમા ત્રણ નવાબ સાહેબો અને ૭ દિવાનોના સંબન્ધમા તેમને કાર્ય કરવુ પડ્યુ હતુ. અને તેઓને ખુદ નવાબ સાહેબે દીર્ઘ સેવાના બદલામા સારૂ પેન્શન બાધી આપ્યુ તે ચોત્રીશ વર્ષના અરસામા નવાબ બહાદુરખાનજીનુ ગાદીનશીન થવુ. તથા મેયાનું હુલ્લડ, મકરાણીઓના બહારવટા, પછી નવાબ શ્રી રસુલખાનજીનું ગાદીનશીન થવુ, પ્રભાસનું હુલ્લડ આદિ જુનાગઢ સસ્થાનના વિવિધ પ્રસંગોએ તેઓની સૂક્ષ્મબુદ્ધિ, કાર્યદક્ષતા, શાસ્ત્રાનુવિદ્ધ અનુભવ એ રાજમડળને વિજયી થવામા અત્યન્ત ઉપયોગી થયાં હતા. અને શ્રી હજુર ઠરાવોથી અનેક પ્રસંગે જણાવવામા આવ્યુ હતુ કે "તમારૂં પવિત્રપણુ અને તમારા સારા વીચાર તથા કામ કરવાની ઢબી "શક્તી પ્રસગે પ્રસગે જોવામા આવેલ છે એટલુ જ નહીં પણ તેથી જે ફાયદા થયા છે તે ઘણા જ સારા અને વખાણને પાત્ર છે."

શ્રી કચ્છ રાજ્યનો સંબન્ધ સં. ૧૯૨૯ થી આરંભાઈ પેન્શન મળતા સુધી લગભગ ચોવીશ વર્ષ સુધી રહ્યો અને તેમા શ્રી કચ્છથી સરકાર–આજ્ઞાથી દૂર થયેલા નણાશ્રી જાલમસિહજી તથા દી. બા. મણિભાઈનુ પુન સરકાર દ્વાર જ સ્વાધિકાર પ્રાપ્ત કરવું આદિ કાર્યોમાં તેઓનો બુદ્ધિસબન્ધ હતો.

શ્રી ઈડર રાજ્ય જોડે આશરે સોળ વર્ષ સમ્બન્ધ રહ્યો તેમા પણ સારા અધિકારીઓનો યોગ અને વઢવાણના ઠાકોર સદ્‌ગત શ્રી દાજીરાજજીમા ઉચ્ચ પ્રકારની વિદ્યાભિરુચિ તથા પ્રજાપાલનના ધર્મના સસ્કારો ઉદ્‌ભુવાવવા આદિ શુભ પ્રયત્નવાન્ તેઓ હતા

સક્ષેપમા, તેઓશ્રીને વ્યાપારનો અનુભવ હતો તે રાજ્યકીય દિશામા પરિપક્વતા પામ્યો તેમા સુવિદ્યાથી પુષ્ટિ હતી અને તે સર્વોપરિ વેદાન્તજ્ઞાનથી અનુવિદ્ધ થવાથી અપૂર્વતા અને અમૂલ્યતા ધારણ કરનાર અનુભવનો લાભ મર્યાદ રાજ્યનીતિવ્યવહારમા સપ, પ્રજા હિત, વિદ્યા, રાજ્યાદ્ગ ગોની પરસ્પર પુષ્ટિ અને પ્રજાની તુષ્ટિ આદિ વધે તેવા કુટિલતારહિત સુમન્ત્રના ઉપદેશપૂર્વક અધિકારીઓને તથા અન્ય લોકોને તેઓ આપતા

સન ૧૮૮૫ મા પોતાના પુત્ર રા તનસુખરામને બહુ અશે પોતાના પ્રવૃત્તિકાર્યો સમર્પી સ્વાધ્યાયગ્રન્થલેખનાદિમા તથા વેદાન્તપરિશીલનમા સમય વ્યતીત કરવા માડ્યો

ઉપર પ્રમાણે અનેક રાજ્યકાર્યોમા નિરત હોવા છતા વિદ્યાધન મેળવવાનુ અને તે નિબન્ધ ગ્રથ આદિ દ્વારા પરને અર્પવાનુ પ્રશસ્ત કર્મ પૂર્ણતાએ પ્રચલિત હતુ સન ૧૮૬૫ મા ગુજરાતી સભા સ્થાપવા પ્રયત્ન કર્યો અને સન ૧૮૬૬-૬૭-૬૮ મા બુદ્ધિવર્ધક ગ્રન્થમા બહુ વિષયો તેમના જ લખેલા છે અને તે બધ થતા ત્યાર પછી આગ ભાષાના 'સ્વદેશ વત્સલ' તથા 'આર્યધર્મપ્રકાશ' મા તેઓના રુચિર લેખો બહુ કરી નિરન્તર પ્રકાશવા લાગ્યા, અને અસ્તોદય વિચારસાગર અને શ્રી રામાયણપ્રત્યયાન્તર આદિ ગ્રન્થલેખોમા વ્યાપૃત થતા લઘુ લેખો લખાતા લગભગ બધ થઈ ગયા

**ધર્મપત્ની**—અ સૌ ડાહીલક્ષ્મી તેઓના પત્ની હતા જેમણે રા મનસુખરામના ગૃહસ્થાશ્રમને સ્મૃત્યુક્ત ગૃહિણીધર્મોના યથાર્થ પરિપાલનથી અનેક રીતિએ શોભા વ્યો હતો. સ ૧૮૪૩ મા રા મનસુખરામ જુનાગઢ કાર્યપ્રસગે હતા તેવામા તેમના દેહનો પાત થયો તેઓના સ્મરણાર્થે નડીયાદમા શ્રી ડાહીલક્ષ્મી પુસ્તકશાલા ' નામે એક પુસ્તકશાલા સ્થાપી છે જેમા હસ્તલિખિત તથા મુદ્રિત સસ્કૃત ગુજરાતી અગ્રેજી આદિ અનેક ભાષાના ગ્રન્થોનો મોટો સગ્રહ છે અને તે વર્ધમાન રહેવા વ્યવસ્થાપૂર્વક સારી રકમ આપેલી છે

**ઉત્તરકાલ**—ઉત્તરકાલમા રા મનસુખરામ એક દિન રામનો અને એક દિન કામનો' એમ નિયમપૂર્વક અવાન્તર દિનોએ વ્યવહારકર્મ તથા સાક્ષરકર્મ નિવૃત્ત કરતા હતા પછી ઉત્તરોત્તર રામકાર્યના દિનોની સખ્યા અધિક કરી કામકાર્યનો ભાર પોતાના પુત્ર ઉપર નિક્ષેપી બે ત્રણ વર્ષમા તે તેમા સુપરિચિત થતા પોતેશ્રીએ 'કર્મત્યાગ' કર્યો હતો અને માત્ર 'સાક્ષર જીવન' જીવતા હતા તે સમયમા પોતે અભ્યુદયના પ્રચારને અર્થે શ્રી રામાયણનુ પ્રત્યયાન્તર તથા નિ શ્રેયસના પ્રસારાથ શ્રી ભગવદ્‌ગીતા શાકરભાષ્યનુ પ્રત્યયાન્તર તત્પરાયણ રહી કરતા હતા

**દિનચર્યા**—પ્રાત કાળમા બ્રાહ્મ મુહૂર્તમા ઉઠી શૌચાદિ ક્રિયા કરી પ્રધાનભૂત સન્ધ્યા વદન કરી પછી બ્રહ્મયજ્ઞ કરતા તેમા પ્રથમ સ્વશાખાનુ છાન્દોગ્યોપનિષદ્ સભાષ્ય, અને પાછળના વખતમા તેને સ્થને માણ્ડૂક્યોપનિષદ્-કારિકા સભાષ્યા તથા મહાવાક્યરત્નાવલિ,

આત્મબોધ, અપરોક્ષાનુભૂતિ, વિવેકચૂડામણિ તથા શ્રીભગવદ્ગીતા એ ગ્રન્થરત્નોમાંથી પાઠ કરતા હતા. જે દિન પાઠ ન થતો તે દિન સિદ્ધ અન્ન લેતા ન હતા. નિર્બલતા'અવસ્થામાં તે ગ્રન્થો પોતે વાંચી ન શકતા ત્યારે તેનું પુત્રમુખે શ્રવણ કરતા. એમ એ યજ્ઞ મરણદિન પર્યન્ત અસ્ખલિત રહ્યો હતો.

તે પછી પોતે કેટલાક મુમુક્ષુઓને વેદાન્તનું શ્રવણ કરાવી પછી પોતે ગ્રન્થ લેખનમાં વ્યાપૃત થતા. મધ્યાહ્નને ભોજનોત્તર શ્રમાપનયનાર્થ એક કલાક નિદ્રોપધનું સેવન કરી પુનઃ ગ્રન્થરચનમાં પ્રવૃત્ત થતા. અને નિવૃત્તિયોગ્ય સાયંકાલ થતાં સમુદ્રતટે આશરે ત્રણ માઇલ દેહના સ્વાસ્થ્ય અર્થે પર્યટન કરતા. રાત્રિએ દશ વાગતા પર્યન્ત સમય નાના પ્રકારના ગ્રન્થોના વાચન તથા શ્રવણમાં વ્યતીત કરતા.

આશરે બાર વર્ષથી એકજ વાર ભોજન લેતા, અને મિતાહારી, હિતાહારી તથા નિયમવર્તી અને ઇન્દ્રિયજયી હોવાથી તેઓની શારીરિક તથા માનસિક સ્થિતિ બહુ સારી રહી હતી.

ઉત્તરકાલમાં ઘણા વર્ષ થયાં નેત્રમાં મોતીયાનો વ્યાધિ થયો હતો તથાપિ વાચન લેખનનું કાર્ય ઔષધાદિના સાહાય્યથી શિથિલ થવા દીધું ન હતું.

એ પ્રમાણે પરમાર્થમય જીવન વ્યતીત કરતા સં. ૧૯૬૨ ના ભાદ્રપદ માસથી શરીરપ્રકૃતિ મન્દ રહેવા માંડી. સં. ૧૯૬૩ ના કાર્તિક વદિ ૧૨ ને દિન યુદ્ધકાણ્ડની સમાપ્તિ ઇશ્વરાનુગ્રહથી થઇ અને શ્રી ઉત્તરકાણ્ડનો પ્રારમ્ભ કર્યો. પણ શરીરમાન્દ્યના કારણથી સ્થાન ફેર સારુ માર્ગશીર્ષ વદિ ૪ ને દિન મહાલક્ષ્મી ઉપર પોતાના એક સ્નેહી ઉદારચરિત શેઠ વીરચંદના મહાલયમાં ગયા. પરંતુ તેજ સમયે પોતાને પુત્રનિર્વિશેષ પ્રસિદ્ધ સાક્ષર શ્રી ગોવર્ધનરામ નડીયાદમાં બહુ માંદા હતા અને તેઓને મુમ્બઈ જવા ઇચ્છા હોવા છતાં અન્ય સંબન્ધિઓ અનુમત આપતાં ન હતાં તેથી પોતે પૌષ સુદિ૬ને દિન પોતાની પ્રકૃતિ શિથિલ છતાં નડીયાદ ગયા અને સુદિ ૧૦ ને દિન મુમ્બાઈ તેઓને લઈ આવ્યા જ્યાં પૌષ વદિ ૫ ને દિન રા. ગોવર્ધનરામ શરીરમુક્ત થયા.

રા. ગોવર્ધનરામનો પોતાની સમીપ વાસ તથા તેઓની સાક્ષરકીર્તિ તથા આધ્યાત્મિક ઉન્નતિના દિગ્દર્શક તથા તેઓએ પ્રાપ્તકીર્તિના પોતે મૂલરૂપ હોવાથી પોતાના મનને રા. ગોવર્ધનરામનો આ અસામાયિક દેહાવસાન અતિ વિષમ લાગ્યો પરંતુ આગન્તુક આપત્તિ તુલ્ય અલ્પ સમય જ ચિત્ત વિક્ષેપ થયો અને જે સ્થૂલ દેહદ્વારા આધ્યાત્મિક તત્વની પ્રાપ્તિ થઈ હતી તે દેહના પણ લોક સંગ્રહાર્થ રક્ષણાર્થ ડાક્ટરોની સલાહ અનુસાર અંધેરી સમીપ જુહુ નામક ગ્રામમાં શેઠ નરોત્તમના સુંદર ભવનમાં રહેવા ગયા.

**વિદેહ મુક્તિ**—યોગ્ય ઔષધોપચારાદિ છતાં પણ શરીરે બલતા ગ્રહણ ન કરવાથી અને રક્તક્ષય રોગ ન ઘટવાથી અધિક ચૈત્ર વદિ ૪ ને દિન સ્વજન્મ ભૂમિ નડીયાદમાં આવ્યા અને ઉત્તરોત્તર ભોજનની ન્યૂનતાથી અન્નાદિ લેવાનું પૂર્ણ બંધ થઈ ગયું અને શરીરમાં અન્ય કોઇ પણ રોગ ન હતો વૈશાખ સુદિ ૧૧ મી પુણ્ય તિથિએ પ્રાતઃકાલમાં શ્રીગીતાના પ્રથમ

અધ્યાયચતુષ્ટયનુ શ્રવણ કરી પોતાને પ્રાણવાયુની બહિઃપ્રસ્થાપનક્રિયાનો પ્રયત્નવિશેષ તથા ઇન્દ્રિયલયનો આરંભ જણાતા ચિત્તવૃત્તિને સચ્ચિદાનન્દ સ્વરૂપમા સયોજી તદાગર શનૈ શનૈ થવા માડયુ અને અવશિષ્ટ પ્રારબ્ધક્ષયનો ચરમ ક્ષણ પ્રાપ્ત થતા પૂર્ણ મધ્યાહ્ન સમયે સ્થૂલ શરીરમાથી પ્રાણવાયુ સરલતાથી નિસરી કારણભૂત મહાકાશમા લીન થઈ ગયો.

મરણાન્ત તેમની જ્ઞાનેન્દ્રિયો પૂર્ણ બલવતી હતી. વેદાન્તશાસ્ત્રાનુસાર તેઓશ્રીના શરીરત્રયમાથી કારણદેહનો તો જ્ઞાનસમકાલ જ નાશ થયો હતો અને પ્રારબ્ધાવશિષ્ટ દેહદ્વયમાથી સૂક્ષ્મદેહ તો ઉપર વર્ણ્યા પ્રમાણે વ્યવહાર અને પરમાર્થ ઉભય સંમિદ્ધ થતાથી સપૂર્ણ વાસનાક્ષયથી નષ્ટપ્રાય થઈ રહ્યો હતો અને સચ્ચિદાનન્દમય થઇ જઇ વૃત્તિલેશ રહ્યો હતો તે પણ, પ્રાકૃતિક નિયમાનુસાર જ્ઞાનકર્મેન્દ્રિયાલય દેહની નિર્બલતા, ઉપાન્ત્યભાવવિકારઅપક્ષયદ્વારા પરમકોટિને પામતા, સમષ્ટિસૂક્ષ્મદેહમા વ્યાપી અભિન્ન થઇ ગયો અને સ્થૂલ દેહ ધર્મપરાયણ પુત્રને હસ્તે સાયતનસવનસમયે ( સાયકાલીન હોમ સમયે ) અન્ત્યેષ્ટિસસ્કારને પામી અગ્નિદ્વારા નામરૂપવિહીન થઇ ગયો.

શ્રી મનસુખરામની વિદેહ મુક્તિ થતા બહુ અગ્રેજી તથા ગુજરાતી વર્તમાનપત્રો આદિએ તેમના અનેકગુણાનુવાદપૂર્વક શોક પ્રદર્શિત કર્યો છે જે ઉપરિ લિખિત વૃત્તાંતને પુષ્ટિદાતા સાક્ષિવત્ છે.

પ્રજાસેવા—મુબઈ નગરના તેઓ જસ્ટિસ ઑફ ધિ પીસ હતા.

મુબઈ યુનિવર્સિટીના ફેલો હતા અને તેમની પ્રેરણાથી તથા તેમના દાન "સુત ગોકુલજી ઝાલા વેદાન્ત પ્રાઇઝ," "બહાવદીન ફેલોશિપ, ભાઉ સાહેબ દેશાઇ સ્કૉલરશિપ," તથા "ભાવનગર પર્સિવલ સ્કૉલરશિપ"ના ફડની વૃદ્ધિ યુનિવર્સિટીમા થઇ હતી.

મુબઇની નેટિવ જનરલ લાયબ્રેરીના સન ૧૮૮૪ થી ટ્રસ્ટી હતા અને "તેનો નાણાસગ્રહ વધારવા ભારે મહેનત" લીધી હતી

નાગર વિદ્યાર્થીઓને મુબઇમા વિદ્યાર્જન માટે રહેવા તથા ભોજન આદિની અનુકૂલતા થાય તેવા હેતુથી તેમણે એક યોજના રચી દ્રવ્યસગ્રહ બીજા મિત્રોસહ કરવા માડયો હતો અને તે સગ્રહના પોતે સેક્રેટરી ( કાર્યાધિકારી ) તથા એક ટ્રસ્ટી હતા. એ દ્રવ્યસગ્રહ અનેક પ્રયત્ન છતા યથેચ્છ થયો નહિ પરતુ તેના વ્યાજમાથી જે માઇ અલ્પ આવે છે તે મુબઇમા નાગર ક્લબ સ્થપાઈ છે તેને આશ્રયરૂપે અપાય છે.

સર મગલદાસ નથુભાઇ ગર્લ્સ સ્કૂલના પણ તેઓ લાબા વખતથી ટ્રસ્ટી હતા.

શેઠ ગોકુલદાસ તેજપાલ ચેરિટીઝ ફડના વ્યવસ્થાપક મડલના તેઓ સભાસદ હતા.

ફાર્બસ ગુજરાતી સભા તથા બુદ્ધિવર્ધક સભા સબધમા ગુર્જરભાષાસેવાના સબધમા પ્રસગે લખાશે.

મુંબઈમાં સન ૧૮૮૧ માં ગુજરાતી વક્તૃત્વોત્તેજક સભા સ્થપાઈ હતી. તેમાં તેઓ પરીક્ષક નિયમાતા.

અતિથિસત્કાર—તેઓશ્રીના મુંબઈના નિવાસસ્થાનમાં તેઓના અનેક સ્નેહીઓ તથા પરોક્ષપરિચિત જનો જેઓનું મુંબઈ આવવું જવું થતું તેઓ જેમ સ્વગૃહમાં હોય તેવા સુખપૂર્વક રહેતા. અનેક વિદ્યાર્થીઓએ પણ ચિરકાલ તેમના ગૃહમાં વાસ કરી માત્ર વિદ્યાધન જ નહિ પરંતુ તેઓશ્રીથી બહુ શુભ સંસ્કારોનું તેમજ લેખનરુચિનું સંપાદન કર્યું હતું; જેમાં મુખ્ય રા. ગોવર્ધનરામનું નામ સુપ્રસિદ્ધ છે. તે ઉપરાંત કચ્છ રાજ્યના ભૂતપૂર્વ હજુર આસિસ્ટંટ રા. મોતીભાઈ મણિભાઈ, રા. છગનલાલ હરિલાલ, રા. કૃષ્ણશંકર હીરાશંકર તથા ગ. નવનિધરાય નારાયણભાઈ આદિ મુખ્ય છે.

તેમ જ અનેક પ્રસંગે રાજ્યકીય પ્રધાન પુરુષોનુ પણ તે નિવાસસ્થાન થતું. અને તે સમયે મુંબઈના અનેક સંભાવિત ગૃહસ્થોના ત્યાં આગમનથી તે સંકુચિત થઈ જતું. એ શોભા આપનારમાં મુખ્ય રા. બા. ગોકુલજીભાઈ, દી. બા. મણિભાઈ, દેશાઈ હરિલાલ, રા. બા. મોતીલાલ લાલભાઈ ઇત્યાદિ હતા.

પંડિતાદિ સત્કાર—તેથી પણ વિશેષે મુંબઈમાં જ્યારે પણ કોઈ વિદ્વાન્ સંન્યાસી આવતા ત્યારે અવશ્યમેવ તેઓના દર્શને તેઓ જતા અને તેમને સ્વગૃહે ભિક્ષા કરાવતા એટલું જ નહિ પણ કોઈ કોઈવાર પૂજામાનપુરઃસર વસાવતા. તેવાઓમાં મુખ્ય સુપ્રસિદ્ધ બ્રહ્મનિષ્ઠ પંડિત પીતાંબરજી હતા—જેઓની પાસે તેમણે શ્રીપંચદશી તથા વૃત્તિપ્રભાકર વાચ્યાં હતાં. તથા વેદાન્તસિદ્ધાંતના ઘણા પ્રસંગોમાં તેઓ સંશયોચ્છેદ કરાવતા.

કાશીના શાસ્ત્રી સ્વામી પાસે પ્રથમ "વિચારસાગર" વાંચ્યો હતો. સં. ૧૯૪૬-૪૭ માં શિવકાંચીના સર્વતન્ત્રસ્વતન્ત્ર સ્વામિ શ્રી યોગાનન્દેન્દ્ર સરસ્વતીની પાસે પ્રસ્થાનત્રયનું સભાષ્ય અધ્યયન કર્યું. અને સં. ૧૯૪૭-૪૮ માં કાશીકૈવલ્યધામવાસી શ્રીકૃષ્ણાનન્દ સરસ્વતીને મુખે "કેનોપનિષત્" સટીક, "અદ્વૈતસામ્રાજ્યસિદ્ધિ" આદિ ગ્રન્થોનુ પઠન કર્યું. એ પાઠ પ્રાતઃકાલે થતો અને સાયંકાલે સ્વામિશ્રી યોગવાસિષ્ઠના ઉપશમ પ્રકરણનું વ્યાખ્યાન અનુપમ ઉત્તમ શક્તિથી કરતા, જે શ્રવણ કરવા નાના પ્રકારના અધિકારી જનો આશરે ૩૦૦ એ સ્થાનમાં એકઠા થતા અને તે સર્વ શ્રોતાઓ એ સંબંધમાં રા. મનઃસુખરામનો પણ ઉપકાર માનતા હતા. ત્યાં જ નિવાસ કરતાં સ્વામિશ્રીએ પોતાના બે ગ્રન્થો "વૈદિકપદ્ધતિ" તથા "સુદર્શન" એ રચ્યા. અને અદ્વૈતસામ્રાજ્યસિદ્ધિ તથા બોપદેવકૃત "હરિલીલા" સટીક પ્રસિદ્ધ કરાવ્યાં.

એ ઉપરાંત મહામહોપાધ્યાય રાજારામ શાસ્ત્રી, મહામહોપાધ્યાય ભીમાચાર્ય શાસ્ત્રી, પંડિતવર્ય નાનુરામ, શાસ્ત્રી વેંકટાચલ, શાસ્ત્રી શ્યામજી, તથા શાસ્ત્રી રણછોડજી આદિને સારો આશ્રય આપ્યો હતો. અને તેમાં પંડિત નાનુરામજી તેઓના સાહાય્યથી હાલમાં એલ્ફિન્સ્ટન કૉલેજમાં શાસ્ત્રી પદે સ્થપાયા છે.

**દાનશીલતા**—રા. મનઃસુખરામ પૂર્વાવસ્થામાં નિર્ધન હતા અને તેથી ગરીબ લોકોના ંકટોને સ્વાનુભવથી જાણતા હતા. તેથી સુપાત્ર ગરીબોને તેમજ આશ્રયાપેક્ષી ઉત્તેજનાર્હ ખકો, કલાવાનો, વ્યાપારીઓ આદિને યથાશક્તિ સ્વધનથી સુબોધપૂર્વક આશ્રય આપતા ેટલું જ નહિ પરંતુ સ્વસંબદ્ધ રાજ્યોમાંથી પણ સારો આશ્રય અપાવતા. અને તેથી હુ જનો તેઓને પોતાના પૂજ્ય માનતા.

ન્યાય તથા કરકસરથી ઉપાર્જિત સ્વદ્રવ્યનો પણ તેવી જ વૃત્તિથી પ્રેરાઈ પરોપકારમાં નિયોગ કર્યો. પોતાને મુખ્ય લાભ વિદ્યાની ઉપાસનાથી મળ્યો હતો તેથી તેના પ્રસાર વાના હેતુથી સ્વરચિત ગ્રન્થોનું મૂલ્ય પ્રમાણમાં અલ્પ રાખતા. તથા સ્વગ્રામમાં એક સ્તકશાળા સ્થાપી પ્રજાર્પણ કરી.

તે જ મન્દિરમાં એક કથાશાલા સ્થાપી છે અને તે સર્વના નિર્વાહ સારૂ રૂ. ૩૫૦૦૦ ી રકમ જુદી અર્પણ કરી છે. અને એ સર્વ સંસ્થાઓ મળી આશરે રૂપીયા એક લક્ષ ર્પિત થયા છે.

ભારતની વર્તમાન તથા ભૂતકાલની સ્થિતિ લક્ષમા રાખી તેમણે લૌકિકાભ્યુદય વા રાપ્રજાના કલ્યાણ સારૂ સમયોચિત માર્ગમાં વ્યાજનો ઉપયોગ કરવા એક સારી રકમ ર્પણ કરી છે.

નડીયાદ વડનગરાનાગરબ્રાહ્મણસમાજને જ્ઞાતિહિતના કાર્યમાં ઉપયોગમાં લેવા રૂ.૧૫૦૦) પ્યા છે. શ્રીજુનાગઢમાં નવરાત્રિમાં નાગરબ્રાહ્મણો ચતુર્વેદપારાયણ કરે છે, તેઓને પ્રતિવર્ષ ત્વિક ભોજનથી સન્તુષ્ટ થવા આશરે તેટલા જ રૂપિયા આપ્યા છે.

તેમજ શ્રી ભુજમાં શ્રી હાટકેશ્વરના મહોત્સવદિને પ્રતિવર્ષ સતત બ્રાહ્મણભોજન થવા ય અર્પણ કર્યું છે. તેવી જ સંસ્થા નડીયાદના નાગર બ્રાહ્મણો સારૂ કરી છે.

મથુરામાં શ્રી હાટકેશ્વરધર્મશાળાનો જીર્ણોદ્ધાર સ્વદ્રવ્યથી કરાવ્યો છે અને મુંબઈમાં હાટકેશ્વરના દેવાલય આદિના જીર્ણોદ્ધાર સંબંધમા અગ્રગણ્ય ભાગ લીધો હતો.

શ્રી કાશીમાં શ્રીવિશ્વેશ્વરના દેવાલયમાં એક ગવાક્ષ મૂલ્યાર્પણ કર્યું છે અને ત્યાં સેંટ્રલ દુ કોલેજ સ્થપાતાં સર્વથી પ્રથમ પારિતોષિક દ્રવ્ય પોતે જ અર્પણ કર્યું હતું; જેનો યોગ વેદાંતવિદ્યાના ઉપયોગમાં થાય છે.

નડિયાદમાં નવરાત્રિમાં જે નિર્ધન જણાય તેઓને ગુપ્ત રીતે અન્નધનાદિ આપતા ા જ અનેક સામાજિક તથા પારમાર્થિક દ્રવ્યસંગ્રહોમાં યથાશક્તિ સમયે સમયે પ્રથમ પી દ્રવ્ય આપતા.

**સ્વપ્રિયગ્રન્થોપહાર**—પોતાના સમાગમમા આવનાર આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષોને મા । સારા ગ્રન્થો વાચવાને સર્વદા ઉપદિશતા અને સારા ગ્રન્થોના પરિશીલનથી 'જે સસ્કારે મન ઉપર મુદ્રિત થાય છે તે વાન્વાર વાચનથી-અભ્યાસથી-વધારે દૃઢ થાય છે અને તેમ થતા તદનુસાર વર્તન અજ્ઞાતતાએ પણ થવા માડે છે એમ તેમનુ માનવુ હોવાથી પોતાના મળતા પાત્રોને હેતુકથનપૂર્વક સ્વપ્રિય ગ્રન્થોને વાન્વાર વાચવાના આગ્રહ પૂર્વક અર્પતા

એ પ્રકારે બહુ યુવકોને સ્માઈલ્સ કૃત 'સેલ્ફહેલ્પ" તથા "કેરેક્ટર" તથા વૃદ્ધોને માર્કસ ઓરેલીયસ, એપિક્ટેટસ તથા સેનેકાના ગ્રન્થો તેમજ રાજ્યકીય પુરુષોને ' ટેલી મેકસ" તથા માર્ટિન્સ લાઈફ ઑફ પ્રિન્સ કોન્સોર્ટ"ના પુસ્તકો ઉપહારરૂપે સમર્પતા

**લેખ સામાન્યાવલોકન**—રા મન સુખરામના પ્રસિદ્ધ થયેલા લેખોમા ગદ્યભાગ વિશેષ છે તેઓએ અસ્તોદયની પ્રસ્તાવનામા જણાવ્યુ છે તેમ તેઓના લેખોનો મુખ્ય હેતુ To learn the best that is known and thought in the world and to propagate it for benefit of others" એ હતો એથી તેઓના લેખોમા અન્ય ગ્રન્થોના અવતરણોનો અશ જણાય છે એ સબન્ધમા કેટલાક પડિતોના મતનો અનુવાદ કરી તેઓ કહેતા કે ' ખાણમા રત્નો ઘણા હોય છે પરતુ કોઈ કુશળ સુવર્ણકાર જુદા જુદા સ્થળના ભિન્નભિન્ન આકાર તથા રગના રત્નોને સગ્રહી તથા ઉચિત સ્થાને ગોઠવી સુદર નેત્રાકર્ષક આભૂષણ તૈયાર કરે છે તેમ યદ્યપિ વિદ્યમાન સાહિત્ય પ્રતિ દૃષ્ટિ કરતા કોઈ જ વિચારો નવીન પ્રતીત થશે તથાપિ કુશલ લેખકો તે જ વિચારોને ઉક્ત રીત્યા એવી રીતે પ્રકટ કરે છે કે તેઓ વિશેષે સુદર અને નવીનવત્ ભાસે છે"

ગુર્જર લેખોમા સસ્કૃત શબ્દોના ઉપયોગ સબન્ધમા તેઓનુ આમ મત હતું કે મુસલમાન આદિ વિદેશીય રાજ્યો પહેલા ગુજરાતી ભાષા વિકૃત પણ શુદ્ધ હતી અજ્ઞાતમૂલ અને અજ્ઞાતઅવયવાર્થ એવા પરદેશીય શબ્દોનો પ્રયોગ લેખક વાચક ઉભયને ભ્રાન્તિકારક થાય છે વિનાયનમા લોર્ડ લોકોના ભોજન પ્રસગે જેમ તેઓની પક્તિમાં ન્યૂન અધિકાર કે નિર્ધનને સહપક્તિભોજન આપતા નથી તેમ ગુર્જર ભાષાની શબ્દપક્તિમા અપર ભાષા શબ્દનો પ્રવેશ શોભાપ્રદ અને ઇષ્ટ નથી, અને તેથી તેવા શબ્દોથી ભાષાસકર કરી તેને પતિત કરવાને બદલે સમીપસ્થ કામદુઘાતુલ્ય સસ્કૃત ભાડાગારમાથી જ તેવા શબ્દો લેવા એ આર્યધર્મને અધિક ઉચિત છે

ઇસ્પીતાલ આદિ અનર્થક શબ્દોને સ્થને રોગશાન્તિશાલા આદિ શબ્દોના પ્રયોગનો પ્રારમ્ભ તેઓશ્રીએ કર્યો અને તે સમયે કેટલાકના ઉપહાસપાત્ર તેઓ થયા હતા પરતુ સમય જતા અણધારેલે સ્થને પણ હાઈકોર્ટ, સેક્રેટરી, સોસાયટી નિરિક આદિને સ્થને ન્યાયમદિર, મન્ત્રી, સભા, પરિષદ્ સગીતમાવ્ય આદિ શબ્દોના પ્રયોગો સામાન્ય લોકોમા પ્રવૃત્ત થયેલા જોઇ પોતે અગીકૃત તથા સમર્થિત માર્ગ ઘણાઓનુ અનુસરણ થતું જોઇ સન્તુષ્ટ થયા હતા. પોતે લખેલા ગ્રન્થની પાચ આવૃત્તિ થવા ઉપરાત કાદમ્બરી-ભાષાન્તરની ત્રણ આવૃત્તિઓ થઈ તથા

રા. હરિલાલ ધ્રુવના સસ્કૃતમય લેખો એ આદિથી વાચકવર્ગ પણ તેવુ વાંચવા-સમજવા શક્તિમાન્ થયો છે એ જોઇ પ્રસન્ન થતા, અને પોતાના મતનુ એજ સમર્થન માનતા.

ભાષાની શૈલી સબન્ધમા પણ તેઓના વિચારો ચાલતા આવેલા લેખકોથી ભિન્ન હતા. વાક્યોમા શબ્દોની ન્યૂનાધિકતા, પુનરુક્તતા, વ્યાકરણનિયમભગ આદિ જે દોષો અજ્ઞાન તથા પ્રમાદથી હાલના લેખકોના મોટા ભાગમા જોવામા આવે છે તે તેવા લેખોના આયુષ્યને હાનિકારક છે એમ પોતે માનતા અને તેથી પોતાના લેખોમા તેવા દોષો ન આવે તેની સભાળ રાખતા. લેખના વિષયો તુચ્છ નહિ પણ પ્રૌઢ અને જીવનને વિશુદ્ધ તથા ઉન્નત કરે એવા જોઇએ અને તેમા પણ કાઇ અમૂલ ન લખવુ અને વિચારાનુરૂપ ભાષા ગખવી એ આદિ તેઓના સિદ્ધાન્તો હતા. સસ્કૃત સાહિત્યાચાર્યાની સહસમતિમા તેઓ પણ માનતા કે કાઠિન્યદોષ વિષય કે ભાષા-પરત્વે નથી પણ મનુષ્યની વ્યુત્પત્તિ ઉપર છે અને તેથી ઉચ્ચા ભિલાષીઓએ પ્રયત્નવાન્ થવુ જોઇએ. તેઓના ગ્રન્થોનો મુખ્ય વિષય આપણા દેશની પૂર્વની વિદ્યા, સમૃદ્ધિ, કીર્તિ આદિ જેને ભૂલી જઇ અને જે તરફ લક્ષ ન કરવાથી હાલના કેટલાક યુવકો પાશ્ચાત્ય ઉપનેત્રોથી આપણી સાસારિક સ્થિતિ વિદ્યા આદિને દીન જાણે છે તેઓને તે પૂર્વની વાસ્તવિક સ્થિતિનું દર્શન સ્મરણ કરાવવુ અને તે પુન સપાદન કરવાના સત્ય ઉપાયો દર્શાવવા તથા પોતે અર્જિત ઉદ્યોગ, વિદ્યાવ્યસનિતા, દયાર્દ્રવૃત્તિતા, પરોપકારપ્રવણતા, સત્યાવલમ્બિતા, ધૈર્યાશ્રયતા, આદિ ગુણોના દૃષ્ટાન્તો તથા તે ગુણોનુ સંપાદન કરવા બોધ કરવો એ હતા.

**સ્વગ્રન્થશુદ્ધિવૃદ્ધિ**—વર્તમાન આધુનિક ગ્રન્થકારોમા બહુ ભાગે એક દોષ એ જોવામા આવે છે કે પોતાના પ્રસિદ્ધ થયેલા લેખોનુ પુન શોધન તેઓ કરતા નથી તેમા કોઇ દોષ દર્શાવે છે તો તે રુચિકર થતુ નથી અને ત દોષોને સુધારવા યત્ન કરતા નથી. લેખોમા ગુણાપાદન અને દોષાપનયનના પ્રયત્નોથી તેઓને દીર્ઘાયુષી કરવાથી તેઓ વિમુખ જ રહે છે એના પરિણામે તેવી કૃતિઓ દોષમય અને અલ્પાયુષી થાય છે એ આદિ વિચારોના સગ્રહથી રા મન સુખરામ પોતાની પ્રત્યેક કૃતિનુ નવીનાવૃત્તિ સમયે પુન પુન સૂક્ષ્મ દૃષ્ટિથી શોધન કરતા અને મુદ્રાપણ સમયે તેના પ્રથમ પ્રૂફની ચાર પાચ પ્રતિ કઢાવી અન્ય સાક્ષરોના અવલોકનાર્થ મોકલતા અને તેઓ તરફથી જે સૂચનો આવતા તેનો સાભાર અગીકાર કરી તેમાથી યોગ્ય સૂચનાઓને આગ્રહરહિત અનુસરતા. એ અનુકરણીય રીતિથી તેઓના ગ્રન્થો ન્યૂનદોષ થતા અને એથી ઉત્તરોત્તર દેદીપ્યમાન વાચક વર્ગને જણાતા.

રા મન સુખરામના લેખાદિ સબન્ધમા એક પ્રસિદ્ધ સાક્ષર જણાવે છે કે "સામાન્ય ભાષાના ઇતિહાસ સબધીનું પોતાનું જ્ઞાન, અને તદનુસાર પોતાની માતૃભાષાને ઉન્નત સ્થિતિમા લાવવાની પોતાની મહત્વાકાક્ષા તથા પ્રયત્ન અપૂર્વ પ્રતિના હતા. એમના નેતૃત્વ વડે ઉત્પન્ન થયેલી અને આગળ વધેલી નડિયાદ શાળાએ ગુજરાતી ભાષા પરત્વે અમરપદ મેળવ્યુ છે ઉક્ત શાળાના ગદ્ય-પદ્ય લેખકોએ ભાષાભડારમા જે અમૂલ્ય રત્નો મૂક્યા છે, તેને કોઇ પણ દેશની તથા કોઇ પણ કાળની સુધરેલી પ્રજા અભિમાનથી આદર આપે એવા છે એવા લેખોમા હુ સિદ્ધાન્તસાર, અભેદોર્મિ તથા સુદર્શનના લેખો, સરસ્વતીચન્દ્ર,

સ્નેહમુદ્રા તથા લીલાવતીની જીવનકલા, બાલકવિની રસભરી વાણી, કાદમ્બરી તથા કુસુમાવલિને મુકુંદું. જે પુરષે........સૂક્ષ્મદેહની ભાવનાઓ વડે ઉપર જણાવેલા નક્ષત્રમંડલને ઉપજાવ્યું છે તે...........ઉપર દર્શાવેલા લેખોથી ચન્દ્ર જેમ નક્ષત્રોથી શોભી રહે છે તેમ સદા શોભા અને શીતલતા આપ્યાં જ કરશે એમાં મને સન્દેહ નથી."

( અપૂર્ણ. )

[ વસન્ત-ઑફિસ. ]

---

## બાલવસંત.

"મૈંયે તો તોરે દામનવા લગીઃ મહારાજ !"
એ ભૈરવીનો લયઃ તાલ પંજાબી ઠેકો.

આવ્યો, સખિ ! આવ્યો આતો બાલવસંત !
બાલવસંતઃ એ વ્હાલવસંતઃ ધ્રુવ.

દૂધભરીયે મુખગોરડીયે-
સ્મિતનાં ફાલ્યાં ફૂલડીયે-
ફોરવવા આંતર-સુગંધ ! આવ્યો,

અધઉઘડ્યાં નમણાં નયણે-
ઉજ્જળારંગી અંજનીએ
ઉજાળવા જીવન અનંત ! આવ્યો,

કેસરીયે કર કુપળીયે
કુમકુમીયે પગ પાવનીયે
રેલવવા અજબ આનન્દ ! આવ્યો,

રુમઝુમ રમતાં તરવરતાં-
રડતાં યે રસબસ કરતાં-
કિલકિલવા પ્રભુ-રવ આત્મકુંજ ! આવ્યો,

વ્હાલપનું વિરાટ વામન-
બાલક એ દેવ સનાતન-
ઉદ્ધારવા ભલોભોળો બ્રહ્મ !—આવ્યો,

ગોંડળ.
લલિતાલય. } લલિત.

---

# પ્રેમી જોડું.*

તાપીતટે સૂર્યપુર સ્થાન
મ્હારા તાત વસે ધનવાન
લાડઘેલી હું એકની એક
દ્રવ્યયોગ મ્હને અઠળેક
ભળ્યા તાત સુધારાને ટોળે
મને વર્ષ થયાં પુરાં સોળે
આવે માગાં જાણે ફાટયું વ્હાણુ
ખરાં ખોટાં કરે પ્રેમગાન
કરે વાતો પ્યાતો[1] સઉ વડેરી
નિશો [2]હેમનો ધુન્ય અનેરી
એક સ્નેહી[3] અમારો ચતુર
ન્યાળે નેહે મ્હને રહી દૂર
રૂપે ગુણે વિદ્યાએ સંપન્ન
માન્યો યુવક એ મારે મન[4]
સાદો શાણો નહિ અહંતાન[5]
નહિ સત્તા સુવર્ણનું ધ્યાન
સરસિજ સમાન વિશુદ્ધિ
જળ ઝાકળ થી શુદ્ધ બુદ્ધિ
બિંદુ સુંદર પુષ્પ સુહાય

---

* સ્વર્ગવાસી સાક્ષરશિરોમણિ ગોવર્ધનરામે સરસ્વતીચંદ્રના ચોથા ભાગમાં ગોલ્ડસ્મિથના 'ધી હરમીટ' નામના સુંદર સંગીતકાવ્યના કેટલાએક ભાગનું ભાષાંતર કર્યું છે. એમણે એ નાનકડા કાવ્યની ૧૫૬ લીટીમાંથી પ્હેલી ૧૦૦નો સાર લીધો છે ને બાકીની ૫૬ એમની એમ રહેવા દઈ પોતાની વાર્તાના પ્રવાહને અનુસરતી નવીન કવિતા રચી છે. ગોલ્ડસ્મિથની આ સુંદર વાર્તાનું આખું ભાષાંતર ગુજરાતી ભાષામાં હોય તો ઠીક એ વિચારથી મી. ત્રિપાઠીની શૈલીનું યથાશક્તિ અનુકરણ કરી બાકીના ભાગનું ભાષાંતર ગુજરાતી પ્રજા સમક્ષ મૂક્યું છે.

ગોવર્ધનરામભાઈની ખૂબી આમાં હોય એ અસંભવિત છે. કથાપ્રસંગે રચેલા એમના નવીન ભાગની સુંદરતા ઉત્કૃષ્ટ છે. અંગ્રેજ કવિની એડવીન અને એંજેલીનાની પ્રેમકથા જેવી તેવી ભાષામાં પુરી કરવાનો જ અત્રે ઉદ્દેશ છે.

ત્રિપાઠીની ૧૨૬ લીટી એટલે 'જોગીરાજ ઉભા રહો જરી'થી તે ૪૮૭ મે પાને ચોથી લીટી 'કૃપા કરજો અહો કૃપાનાથ' સુધી વાંચી ત્યાર પછી આ બાકીના ભાગનું અનુસંધાન કરવાનું છે.

કુમુદ અને સરસ્વતીચંદ્રનો દાંપત્યભાવ અનુચિત હોવાથી નાયક અને નાયિકાનાં નામ ચતુર અને ચપળા રાખ્યાં છે. હિંદુ જનસમાજને અનુકૂળ થવા માટે મૂળમાં સ્હેજ સ્હાજ ફેરફાર કર્યા છે.

૧ વખાણ. ૨ સુવર્ણની કેફ એટલે સઘળાને ધનનું જ તાન હતું. ૩ આખા કુટુંબનો અર્થાત અમારે એની સાથે પરિચય હતો. ૪ મન. ૫ અહંતુતાન એટલે અભિમાન.

શોભે સુકે ખીલે કરમાય[૬]
એણે સુંદરતા એક સાધી
તેની ચંચળતા મ્હને લાધી
એણે ભૂરકી બાળાભોળી
મારે હૈયે જાગી પ્રેમહોળી
પણ ચંચળ મ્હારો સ્વભાવ
લાગ્યા પ્રેમી પંખીને કંઇ ઘાવ
પ્રીતી દાખવું બીજે એ ખીજે
પ્રેમી સીઝે મ્હારૂ મન રીઝે.
મ્હારા ઢંગ જોઈ મુકી મામ[૭]
વન સેવ્યું તજી ગ્રામ ધામ
પામ્યો પ્રેમી મ્હારો હરિશર્ણું
માંગું માંગુ હવે હુયે મર્ણું
માર્યો અભાગણીએ મ્હેં કાન્ત
વને રવડીને શોધુ દેહાન્ત
મ્હારે કાજે ગયા સ્વર્ગે પ્રાણ[૮]
એને કાજે તજું હુંય પ્રાણ[૯]
જોગીરાજ વદ્યા શાન્ત, શાન્ત, !
ભુજયન્ત્રે ભીડી બાળા કલાન્ત
મુગ્ધા આકુળ વ્યાકુળ જોય
જોગી ગાઢ આલિંગે ને રોય
મ્હારી માહી મેઘાવિનિ ચપળા
પ્રીતિમૂર્તિ પવિત્ર હે ! પ્રમદા
ન્યાળી લે આ ચતુરનુ ગાત્ર
પામ્યો પ્રેમ અને પ્રેમપાત્ર
મ્હારૂં રત્નું તુ વ્હાલી રત્ન
પ્રીતે પાળીશ હું કરી જત્ન
કરી ચિંતા ચિતા દેશપાર
રે'શું આનંદે નાર ભર્થાર
શુદ્ધ નિર્મળ સ્નેહમા વ્હેશું
લ્હાવ સંસારના સર્વે લેશું
ત્હારે દુઃખે મ્હને દુઃખયોગ
હરિ રાખે અખંડ સંયોગ.

નરહરિલાલ ત્ર્યંબકલાલ દેશભક્ત.

---

૬ ઝાકળનું બિંદુ શોભે ને તરત સુકાઈ જાય ને પુષ્પ ખીલે ને ઝટ કરમાઇ જાય. ૭ મમતા.
૮ પ્રાણનાથ. ૯ જીવ.

# વિલાસિકા.

## ( અવલોકન. )

આ પુસ્તકથી અજાણ્યું હવે કોઇક જ હશે. હેના કર્તા મિ. અરદેશર ફ્રામજી ખબરદારનાં કવિત્વ તથા ભાષાશુદ્ધિથી સર્વ કોઇ ગુજરાતી રસિકજનને આનન્દ થયા વિના રૂહેલો નથી. એક સમય હેવો હતો કે " પારસી ગુજરાતી "ના લેખકો "પૂઠ ગુજરાતી " નો ઉપહાસ કરતા હતા; જો કે ઉપહાસ કોના ઉપર ઠળવો જોઇએ તે સ્પષ્ટ જ હતું. પરંતુ કાલક્રમે એ વૃત્તિ બદલાઇ; 'પૂઠ' ગુજરાતીને બદલે શુદ્ધ ગુજરાતીને ઇષ્ટ લક્ષ્ય તરીકે એ જ પારસી લેખકવર્ગ ગણવા લાગ્યો. એટલું જ નહિં પણ એ હસવા લાયક ઉપહાસના સમયમાં પણ કેટલાક પારસી લેખકો શુદ્ધ ગુજરાતી લખવા માટે યથાશક્તિ સફળ અફળ પ્રયાસ કરવા લાગ્યા. એ આરમ્ભકાળમાં ભાષા શુદ્ધિના અતિ સફળ પ્રયાસમાં મિ. બહેરામજી મહેરવાનજી મલબારીની ' નીતિવિનોદ ' વગેરે કૃતિયો અતિશય ઓ
નીકળેછે. જો આ પૂલ."

( પૃ. ૧૦, શ્લો. ૧. ચ. ૧. )

તે પછીના જમાનામાં કેટલાક સ્તુત્ય પ્ર —

છે. હેમાં સર્વોત્તમ અને બહુધા સ્વાભાવિક પ્રત્યય લગાડયોછે તે શુદ્ધ ગુજરાતી શ્રવણને પ્રગટ થાયછે. હેમાંથી કેટલીક ઝીણી ?

'ગુજરાતી ' ગુજરાતી છે કે કર્તાનું ના'
પારસી હશે. મિ. મલબારીની બાપ મ્હારે અંતરે રે લોલ."

મિ. ખબરદારની કૃતિમાં આધુનિ ( પૃ. ૧૨૩. પ. ૧. )

ક્રમથી કે'વા અણધાર્યા ફેરફાર અનેક ઉભાય છે."

વર્ષ ઉપર—હું એલ્ફિન્સ્ટન ( પૃ. ૮૨, શ્લો. ૨. ચ. ૪. )

પારસી જવાન જોડે મ્હારે

નો બચાવ કરવા લાગ્યો છે 'ઉભાવું ' એ તો પારસી વર્ગમાં જ નિયન્ત્રિત પ્રયોગ છે.

અને હેમાં જે કવિત્વયુ!
પોતે હેનું એક દૃષ્ટાન્ત ઝન્દને ગજાવ, અવલ એ જ ગાનું."

( પૃ. ૧૨૭. શ્લો. ૪. ચ. ૪. )

ગાનું ગાય."
હૃ ( પૃ. ૫૫. શ્લો. ૧. ચ. ૧. )
જે
હતો ઉદ્ભવ રૂપમાં જુનો ન એ ગુજરાતી પ્રયોગ નથી જ.
બચો
શું જુને, કોમળ પગલે પસવાર'તી મ્યાર."
( પૃ. ૧૩૩. શ્લો. ૧. ચ. ૩. )
કો
?
. શબ્દ પણ 'શુદ્ધ' પારસી ગુજરાતીનો જ છે.

હામા કાઇક કવિત્વને પોષક વિચાર-સાધારણ કવિત્વવાળા-છે, તે સ્પષ્ટ છે પણ ભાષાના સસ્કારીપણાને અભાવે કેવી અરસિક અસર થાયછે તે મ્હે એ પારસી મિત્રને સમજાવવાનુ ઘણુ એ કર્યું પણ હુ સફળ થયો નહિં. મરહૂમ મણિલાલ નભુભાઇ દ્વિવેદી પણ તે વખત હમારી સાથે કોલેજમા હતા હેમણે આ ચર્ચા ઉપાડીને ઉપરના જ અર્થને સુન્દર ભાષામાં શિખરિણી વૃત્તમા મૂકી બતાવ્યો. અત્યારે તે શ્લોક મ્હારા સ્મરણમાંથી ખસી ગયાછે, અને કોઇ ઠેકાણે નોંધ્યા હશે તો તે જડે એમ નથી. પરતુ એ બે સરખાવતા તરત સરકારી ભાષાની શક્તિનુ ભાન થાય એમ છે. પણ પેલા પારસી મિત્રને તો ખાતરી ના જ થઇ. હેણે તો "શુદ્ધ ગુજરાતી શીખવનાર" કરીને એક પુસ્તક છપાવ્યુ હતુ, અને હેમા શુદ્ધ ગુજરાતી એટલે પારસી ગુજરાતી એમ સ્થાપવાનો અદ્ભુત પ્રયત્ન કર્યો હતો

રે આ ત્રીસ વર્ષને અતરે હવે કોઇ પારસી વિદ્વાનમાથી પણ હેવો નહિ નીકળે માર્યો અભાગણીપણાની હિમાયત કરવાની ધૃષ્ટતા કરે. હવતુ મિ મળ્ઉ વને સ્વકીને શોધુ સ્હેરનારા જ હવે ઘણે ભાગે મળશે

મ્હારે કાજે ગયા સ્વર્ગે પ્રાણ[8]
એને કાજે તજુ હુય પ્રાણ[6]
જોગીરાજ વધા શાન્ત, શાન્ત, !
ભુજયત્રે ભીડી બાળા ક્લાન્ત
મુગ્ધા આકુળ વ્યાકુળ જોય
જોગી ગાઢ આલિગે ને રોય
મ્હારી માહી મેઘાલિનિ ચપળા
પ્રીતિમૂર્તિ પવિત્ર હે! પ્રમદા
વ્યાળી લે આ ચતુરનુ ગાત્ર
પામ્યો પ્રેમ અને પ્રેમપાત્ર
મ્હારૂ રક્તુ તુ વ્હાલી રત્ન
પ્રીતે પાળીશ હુ કરી જતન
કરી ચિતા ચિતા દેશપાર
રે'શુ આનદે નાર ભર્થાર
શુદ્ધ નિર્મળ સ્નેહમા વ્હેશુ
લ્હાવ સસારના સર્વ લેશુ
ત્હારે દુખે મ્હને દુખયોગ
હરિ રાખે અખડ સયોગ.

નરહરિલાલ ત્ર્યબકલાલ

ની વિલાસિકા મનનુ રજન કરેછે એ આ
પા પ્રમાણે—ક્વચિત્ પારસીપણાની રેખ
ો જાયછે કે આ સરકારી ભાષા ગાથા
ાને આ વાતનુ સમર્થન કરુ છે
આ પ્રસગ નથી, તેથી ત
રોમાથી મુખ્ય ત્રણ ગાર્ય
પામવાને લોભે સહ્ય
રે જુદી જુદી રીતે
પ્રથમ પ્રકારના અનેક
જ છે તેમ સરખી છે
જો પારસીની કૃતિઓ

[6] ઝાકળનુ બિદુ શોભે ને તરત સુકાઇ જાય ને પુષ્પ ખીલે ને ઝટ કરમાઇ જાય. [7] ...
[8] પ્રાણનાથ. [9] જીવ.

હવે ઉદાહરણો લઇયે; પ્રથમ વર્ગનાંઃ—

(૧.) "ચલકતાં ઝલકતાં, ચકિત કરી નાંખતા,
દર્શનો દિવ્ય તુજ અહિં દઈને."

(પૃ. ૧. શ્લો. ૧. પં. ૧)

અહિં ચળકતાં, ઝળકતાં એ શબ્દોમાં ળકારને બદલે લકાર કેવળ પારસી વર્ગમાં નિયન્ત્રિત છે, સાક્ષર ગુજરાતીમાં હેને અવકાશ નથી. તત્સમ શબ્દો હોત તો આમ પરિણામ ના આવત. એ જ મિ. ખબરદારે–એ જ કાવ્યમાં ૩ જા શ્લોકમાં બીજા ચરણમાં –'વિમળ' એમ ળકારવાળો શબ્દ વાપર્યોછે. તત્સમ 'વિમલ' એટલો સમીપ છે કે અહિં લકાર હોત તો કાંઇ શ્રવણને ક્ષતિ ના લાગત, જો કે 'વિમળ' એ તદ્ભવરૂપ તરીકે અસ્વીકાર્ય નથી જ.

(૨.) "સબળ પગોથી તાપી નદીને ચાંપીને ઊભો આ પૂલ."

(પૃ. ૧૦, શ્લો. ૧. ચ. ૧.)

અહિં 'પગો' એમ બહુવચનનો ઓ પ્રત્યય લગાડયોછે તે શુદ્ધ ગુજરાતી શ્રવણને તરત અરુચિ ઉત્પન્ન કરેછે.

(૩.) "આંસુડાં ઉભાય મ્હારે અંતરે રે લોલ."

(પૃ. ૧૨૩. પં. ૧.)

"ઉકળી હાય અનેક ઉભાય છે."

(પૃ. ૮૨, શ્લો. ૨. ચ. ૪.)

"ઊભરાવું" ને ઠેકાણે 'ઉભાવુ' એ તો પારસી વર્ગમાં જ નિયન્ત્રિત પ્રયોગ છે.

(૪.) "નવલ હિન્દને ગજાવ, અવલ એ જ ગાનું."

(પૃ. ૧૨૭. શ્લો. ૪. ચ. ૪.)

(૫). "મીઠું ગાનું ગાય."

(પૃ. ૫૬. શ્લો. ૧. ચ. ૧.)

'ગાણું' એ કેવળ તદ્ભવ રૂપમાં જુનો ન એ ગુજરાતી પ્રયોગ નથી જ.

(૬). "મેં દીઠી તુને, કોમળ પગલે પસવારંતી ચાર."

(પૃ. ૧૩૩. શ્લો. ૧. ચ. ૩.)

'પસવારંતો' એ શબ્દ પણ 'શુદ્ધ' પારસી ગુજરાતીનો જ છે.

(૭). "પમરી બહુ રહો આ તારલા પુષ્પ માંહ્ય."

(પૃ. ૪૯. શ્લો. ૨. ચ. ૪.)

'પમરવું'—એ પણ શુદ્ધ પારસી શબ્દ છે.

બીજા વર્ગનાં ઉદાહરણો:—

(૧.) ઓછી નથી દિવ્ય પવિત્ર થાઈ.

(પૃ. ૧૪૨. શ્લો. ૭. ચ. ૨.)

'થઈ' એ શુદ્ધ ગુજરાતી રૂપને બદલે 'થાઈ' એમ આ સ્થળે લીધેલું સ્વાતન્ત્ર્ય સાક્ષર ગુજરાતીને પ્રતિકૂળ છે.

(૨.) જાગૃત રહેશે ત્યાર રે.

(પૃ. ૧૭૭. શ્લો. ૧. પં. ૪.)

(૩) "સ્મરણ જ્યાર કરું દિન આગલા."

(પૃ. ૮૨. શ્લો. ૧. ચ. ૧.)

(૪.) "તન પવિત્ર જ ક્યાર ખુશી મહીં."

(પૃ. ૮૩. શ્લો. ૪. ચ. ૩.)

(૫.) રેડશે ક્યાર અમીની ધાર.

(પૃ. ૩૬. કડ. ૨. પં. છેલ્લી.)

(૬.) "ક્યાર રેલાતાં કરીશું ખેલ"

(પૃ. ૩૮. કડી. ૪. પં. છેલ્લી.)

(૭) એ રંગ ધરશે ક્યાર.

(પૃ. ૩૯. કડી. ૫. પં. ૯.)

'જ્યહારે', 'ત્યહારે', 'ક્યહારે' એ શબ્દોમાં છેલ્લા એ નો અ કરી નાંખવાનું સ્વાતન્ત્ર્ય આ જમાનાના શુદ્ધ ગુજરાતી તરફ સ્તુત્ય પ્રયાસ કરનારા પારસી લેખકોનું આગવું જ છે. પરંતુ સાક્ષર ગુજરાતી એ સ્વાતન્ત્ર્યને સ્વીકારી સકે હેવું નથી. શબ્દો જોડે સ્વાતન્ત્ર્ય લેવું એ જ પ્રથમ તો ઘણું જોખમનું કામ છે, પોતાની માતૃભાષા જે'ની હોય તે થોડોમા પણ, સમર્થ લેખક, અને વિરલ પ્રસંગે, તેમ જ નૈસર્ગિક રુચિ ઉપજાવાય એ રીતે, શબ્દ જોડે સ્વાતન્ત્ર્ય લે તો જ ક્ષમ્ય થાયછે. તો આ પ્રકારનાં રૂપો અરુચિકર થાય હેમાં આશ્ચર્ય નથી.

(૮.) અમે સત્ય બધેબધ ઢુંઢિયે."

'બધેબધ' આ શબ્દ તો ગુજરાતી શ્રવણને કેવળ અપરિચિત જ છે,—અને 'બધે-બધે' એમ પણ કહેવાય એમ નથી, ત્હાં વળી છેલ્લા એ નો અ કરી 'બધેબધ' એ ઘડી કાઢેલું રૂપ તો કેવળ અનુચિત જ થાયછે.

(૯.) "હ્યાં અંગુલી ગગનસુંદરીએ લગાડી."

'હ્યાં' એ રૂપ પણ હેવું જ અપૂર્વ છે. હિન્દુસ્તાની 'યહાં'નો જ ભાસ થાયછે. આ શબ્દ પૃ. ૪૯ મે આવેલા 'આકાશવાડી' એ કાવ્યમાં ત્રણવાર આવ્યોછે.

હવે ત્રીજા વર્ગનાં ઉદાહરણ:—

(૧.) "હે યૌવના ગગનસુંદરી શુક્રતારા."

(પૃ. ૧૩૮. શ્લો. ૧. ચ. ૧.)

(૨.) "પૂરે પડ્યાં **મનહરમુખી** કંઇ પાપ છે."

(પૃ. ૧૮૦. શ્લો. ૧. ચ. ૭.)

(૩.) "તુજ **બાણ** રંગિન તાણજે."

(પૃ. ૧૮૧. શ્લો. ૩. ચ. ૧.)

(૪.) "ને નમ્ર મીઠું **સ્મિતહાસ્ય** ત્હારું."

(પૃ. ૧૦૫. શ્લો. ૭. ચ. ૩.)

(૫.) "ત્હારૂં દરેક **સ્મિતહાસ્ય** ખિલાવશે જો."

(પૃ. ૧૪૦. શ્લો. ૮. ચ. ૧.)

(૬.) "વસંતદૂત બનીને તું તો આજે ગાતી ગીતરે."

(પૃ. ૧૨૪. કડી. ૧. પં. ૧.)

(૭) વન વન તુજ **અભિવંદન** ગાયે હર્ષ ધરીને ઉર.

(પૃ. ૧૨૪. કડી. ૨. પં. ૨.)

(૮.) **ભટ્ટ** હિનભાગ્યના!

(પૃ. ૭૧. પં. ૩.)

યૌવન વાળીના અર્થમાં 'યૌવના' એ શબ્દ કદી વપરાય નહિં. 'નવયૌવના' જેવા બહુવ્રીહિ સમાસ વિશેષણ હોઈ હેને સ્ત્રીલિંગનો પ્રત્યય 'આ' લાગેછે તે જોઈને વ્યાકરણનું તત્ત્વ ના જાણવાને લીધે આમ ખોટો શબ્દ રચાયો હશે. યૌવન=જવાની-હેને સ્ત્રીલિંગનો પ્રત્યય લાગે એ વાતની અસંભવિતતા સ્પષ્ટ જ છે.

'મનહરમુખી'—એ 'પાપ'નું વિશેષણ છે; અને બહુવ્રીહિ સમાસ ઇષ્ટ હોય એમ જણાયછે. તો ઈકાર એ સ્ત્રીલિંગનો પ્રત્યય અનુચિત જ થાયછે.

'બાણુ 'નો અર્થ તીર સુવિદિત જ છે; તે ધનુષના અર્થમાં અહિં વાપર્યોછે તે ખોટો જ છે. 'તીર' એ અર્થ મિ. ખબરદારના જાણ્યામાં છે એમ અન્યત્ર ઉપયોગથી જણાય છે. (પૃ. ૧૩૫. શ્લો. ૩.)

'સ્મિત' એટલે smile—મુખનું મલકવું; અને 'હાસ્ય' એટલે laugh—અવાજ સાથે હસવું; એમ યથાર્થ છે. તો પછી 'સ્મિત હાસ્ય' એ બે સાથે આણવામાં અર્થવિરોધજ આવેછે.

'કોયલડી' એ સ્ત્રીલિંગને 'વસંતદૂત' કહેવામાં અઘટિતપણું આવે છે—'દૂતી' કહેવુ જોઇયે. પણ અંગ્રેજી શબ્દ Messenger નો તરજુમો 'દૂત' એમ સામાન્યરૂપે હોવાથી આમ થયેલુ જણાયછે; જો કે દૂતી શબ્દનો ઉપયોગ મિ. ખબરદારને અપરિચિત નથી એમ અન્ય સ્થળે કરેલા એ શબ્દના ઉપયોગથી જણાયછેઃ—

"તુ તો પ્રભાતતણી દૂતી પવિત્ર શી છે."

એમ શુક્રતારાને સંબોધીને કહેલુ છે (પૃ. ૧૩૯. શ્લો. ૫. ચ. ૧.)

'અભિનન્દન' (=મુબારકબાદી)ને બદલે 'અભિવંદન' (=નમન) એ કેવળ ખોટો પ્રયોગ છે. આ પ્રકારની ભૂલ્ય મુંબાઈનાં ઘણાં વર્તમાનપત્રો ("ગુજરાતી" પત્રે આરંભ ણાં વર્ષ ઉપર કર્યા પછી) કરતાં જણાયછે. પ્રથમ શબ્દ અપરિચિત હોઈ કોકવાર સાંભળીને બીજો શબ્દ પરિચિત હોવાથી હેને જ ખોટી રીતે વાપરી દેવાની કૃતિ થયેલી જણાયછે.

'હીનભાગ્ય' એ બહુવ્રીહિ સમાસ પૂરેપૂરો છે—હેને વળી ષષ્ઠીનો પ્રત્યય લગાડ્યાથી અર્થહીનતા આવેછે.

'બટ' એ શબ્દ 'ધિક્', 'ફટ' એ અર્થમાં અહિં વાપર્યો જણાયછે. પરંતુ ગુજરાતીમાં એ જાણ્યો નથી. પારસી ગુજરાતીમાં વપરાતો હશે તો એ પ્રથમ વર્ગનાં ઉદાહરણમાં દાખલ થઈ સકશે.

એટલું કહેવું જરૂરનું છે કે ઉપર દર્શાવેલા પ્રકારોના પારસી ગુજરાતી પ્રયોગો સુભાગ્યે મિ. ખબરદારની વિલાસિકામાં વિરલ જ છે,—અને ઉપર બતાવેલાં ઉદાહરણો સિવાય વધારે ભાગ્યે જ જડશે. પણ આ વચન જરાક વિશિષ્ટ કરવુ પડશે; કેમકે ભાષાદોષનાં ઉદાહરણો બીજાં જરાક જથાબંધ નજરે પડયાંછે—તે ઉતારતાં વિસ્તાર થઈ જઈ વાચકને કંટાળો આવે એમ છે તેથી જ નથી ઉતાર્યાં. તોપણ મિ. ખબરદારની 'કાવ્ય રસિકા' કરતાં 'વિલાસિકા'માં પારસી ગુજરાતી અંશ બહુ જ ઓછા છે—તે ઉપરથી આશા પડે છે કે કાલક્રમે હેમની ભાષાશુદ્ધિ આટલી પણ ખામીથી અસ્પૃષ્ટ બનશે.

ઉપર કહેલા ત્રીજા વર્ગના સ્વરૂપને મળતું એક સ્વરૂપ છંદોદોષના આકારમાં દેખા દે છે. સંસ્કૃત શબ્દોનો-પૂરા જ્ઞાનને અભાવે-ઉપયોગ કરવા જતાં ક્ષતિ, એ બંને સ્વરૂપનુ મૂળ છે. આ પ્રકારનાં ઉદાહરણો કેટલાંક બતાવીશું. આ ઉદાહરણો બે વર્ગનાં છે—

(૧.) ગુરુને લઘુને સ્થાને વાપરવો;

(૨) લઘુને ગુરુસ્થાને વાપરવો.

વર્ગ (૧) નાં ઉદાહરણઃ—

(૧.) 'જગજ્ઞાન **વિદ્યા** વધતી બહુ જાય ભલે'

(પૃ. ૫૮. શ્લો. ૨. ચ. ૧.)

(૨.) 'આકાશનાં ઉઘડતાં **ભવ્ય** દ્વારમાં શી'

(પૃ. ૧૩૯. શ્લો. ૪. ચ. ૧.)

(૩.) 'અમે તેજ ભર્યાં **ભવ્ય** બાણુ.'

(પૃ. ૧૯૪. શ્લો. ૭. પં. ૨.)

(૪.) 'જે શોભતા સહુ દીઠા **દિવ્ય** વિશ્વ ક્યારા.'

(પૃ. ૧૫૨. શ્લો. ૨૪. ચ. ૪.)

(૫.) '**શુદ્ધ** પ્રેમને જગમાં હું જોઉં રોળતો.'

(પૃ. ૧૮૨. પ. ૨.)

(૬.) 'અબળ અધીરા માનવને તુજ **ઉચ્ચ** દયાત જ દેજે.'

(પૃ. ૮૮. શ્લો. ૯. ચ. ૨.)

(૭.) 'સુણું ત્યારે **સુસ્વર** કેના.'

(પૃ. ૧૧૦. શ્લો. ૧. ચ ૩.)

આ ઉદાહરણોમાં 'વિદ્યા', 'ભવ્ય', 'દિવ્ય', 'શુદ્ધ', 'ઉચ્ચ' અને 'સુસ્વર'-એ શબ્દોમાં પ્રથમનો સ્વર ગુરુ આવશ્યક રીતે છે. 'સુસ્વર'માં હજી વિવક્ષાધીન ગુરુતા ગણાય, જો કે તે પણ અયોગ્ય સ્વાતન્ત્ર્ય જ બને; પરંતુ બાકીના શબ્દોમાં તો લઘુ ઉચ્ચાર જ અશક્ય છે. છતાં લઘુ બોલાય એમ પદ્ય રચના કરીછે. 'ઉચ્ચ'માંના 'ઉ' ઉપર લઘુનું ચિહ્ન મૂક્યુંછે પણ તેથી અશક્ય તે શક્ય બનશે નહિં. શુદ્ધને બદલે 'શુધ' એમ હજી લખ્યું હોત (અનિષ્ટ પણ તદ્ભવરૂપ) તો દોષ ટળત.

સંસ્કૃત નહિં પણ ગુજરાતી શબ્દોમાં પણ ગુરુને લઘુસ્થાને મૂક્યાનાં નીચેનાં ઉદાહરણ છેઃ—

(૧.) "કે પ્રિયને હૃદયદાન દિયે **અત્યારે**."

(પૃ. ૭૪. શ્લો. ૬. ચ ૪.)

(૨.) "ઓ મેઘ! કર કર વૃષ્ટિ! દૂર દૂર સર્વ એ વ્હેવડાવજે." ,

(પૃ. ૧૮૦. પં. છેલ્લી.)

(૩.) "જોઈ દુનિયાં સંધી."

(પૃ. ૯૨. કડી. ૧. પં. છેલ્લી.)

(૪.) "એ રંગ ધરશે ક્યાર."

(પૃ. ૩૯. પં. ૯.)

અહિં 'અત્યારે' એ શબ્દ તદ્દભવ છતાં પણ 'અ' થડકાઇને ગુરુ જ બોલાયછે—લઘુ બોલાવા અશક્ય છે. હેતું કારણ એ શબ્દની વ્યુત્પત્તિમાં છે. **अत्रवारे, अत्तवारए, अत्तआरह**—અત્યારે—અત્યારે, એમ વ્યુત્પત્તિક્રમ છે; તેથી જણાશે કે અ નો થડકાટ લઘુ પ્રયત્ન ય વાળા જોડાક્ષરને લીધે નહિં પણ त्त એ સંયુક્તાક્ષરને લીધે છે; તે त्त જઈ 'ત્ય' રૂહેતાં યકારમાં ગુરુપ્રયત્નપણું પ્રવેશ પામી અકારનો થડકાટ કાયમ રહેછે. આ કારણથી અકાર આવશ્યક ગુરુ છે ત્હેને લઘુસ્થાને મૂક્યોછે તે દોષરૂપ થાયછે.

'વ્હેવડાવજે'—માં એ અને 'જોઇ'માં ઓ જે નિરન્તર ગુરુ સ્વર છે તે લઘુ બતાવવા એ દૂષણ છે. આ પ્રકારનું દૂષણ મરહૂમ ગોવર્ધનભાઇની કૃતિયોમાં અનેકવાર નજરે પડેછે;—

"મ્હારો ક્ષમા કરે અપરાધ, પુત્રી પ્રિય પ્રાણ."

(સ્નેહમુદ્રા.)

અહિં 'મ્હારો'માં 'મ્હા' તથા 'રો' લઘુ કરવા પડેછે; અને તે વળી લાવણીમાં આવ્યાથી કાંઇક અનાગરિકતાનો ભાસ ઉત્પન્ન થાયછે.

'રંગ'ના 'રં'ને અર્ધચન્દ્ર મૂકી મ્હરાણે લઘુ કર્યોછે તે પણ અશક્યને શક્ય બનાવવાનાં ફાંફાં છે. લઘુ કરે તો તે 'અં' નથી, ને અં છે તો લઘુ નથી.

એમ શંકા કોઇ કાઢશે કે ઇકાર, ઉકારને હ્રસ્વને ગુરુસ્થાને ને દીર્ઘને લઘુસ્થાને મૂકી લાંબીરેખા(—)અનેઅર્ધચન્દ્ર (◡) એ ચિહ્નનોથી નિર્વાહ કરોછો તો પછી એકાર આકાર ઓકાર વગેરે દીર્ઘ સ્વરોને પણ એ છૂટ શા માટે ના આપવી? પરંતુ પ્રથમ તો ઇકાર ઉકારને વિશે પણ ઉપરનાં પ્રકારની છૂટય બહુધા અનિષ્ટ જ છે, અને જેમ બને તેમ ખાસ તત્સમ શબ્દોને પ્રસંગે તો, એ પ્રકારની શિથિલતા ઓછી તેમ × સુરુચિ વધેછે, અને શિથિલતા વધારે હોય તો સુરુચિને ક્ષતિ પ્હોંચેછે. અને બીજું એ કે ઇકાર ઉકાર એ સ્વરો જાતે લઘુ ગુરુ એમ હ્રસ્વદીર્ઘતાની પોતની ઉભય સ્થિતિને લીધે આ પ્રકારની છૂટયને અનુકૂળ રૂપના છે; અને આ. એ, ઓ,—એ સ્વરો સ્વભાવતઃ દીર્ઘ જ હોવાથી આ લઘુતાના બીબામાં, કર્ણરુચિને ક્ષોભ આપ્યા વિના, સમાવા અશક્ય છે. હ્રસ્વ આ એ,. ઓ, એટલે અર્થાત્ જ અ, ઇ, ઉ,—એમ જ બને; બીજો પ્રકાર જ સંભવતો નથી આ ઉપરના દોષનાં બીજ છે.

---

× દિને કરું તુજ વિચાર પ્યારી (પૃ. ૧૦૪ શ્લોક. ૫. ચ. ૧.) અહિં દિં એ ગુરુ બનાવ્યો ના હોત તો ચાલત. માત્ર ઇન્દ્રવજ્રા છંદની ભક્તિ સાચવવાનું મૂકી ઉપેન્દ્રવજ્રાનું ચરણ થાત. તેમ જ, 'ઉદાસ'-(પૃ. ૧૦૫. પં. ૧); 'જુવાનીનાં' (પૃ. ૧૦૪ શ્લો. ૬. ચ. ૧.);—'વિશાળ' (પૃ. ૧૪૧. શ્લો. ૪. ચ. ૧.)

( ૨. ) લઘુને ગુરુસ્થાને વાપર્યાના ઉદાહરણ —

( ૧ ) 'તેથી અરે પ્રકૃતિ તુજ કાંઈ'

( પૃ ૧૪૨. શ્લો. ૭ ચ. ૧. )

* ( ૨. ) 'વિષનુ અમૃત થાય'

( પૃ ૧૦૯. કડી ૧૫ પ. ૨ )

( ૩. ) 'હે અમૃતસાગર મધુકરી કોકિલા!'

( પૃ. ૫૧. કડી. ૧. ચ. ૧ )

( ૪. ) 'વાદલિયાનુ અમૃત આપુ'

( પૃ. ૫૫. પ. ૨ )

અહિ 'પ્રકૃતિ' અને 'અમૃત' એ શબ્દોમા પ્રથમના સ્વર હ્રસ્વ હોઈ લઘુ જ છે, તે પછીના ઋકારવાળી શ્રુતિને સયુક્તાક્ષર માની લેવાથી થડકવાનો ભ્રમ થઈ ગુરુ ગણ્યા જણાયછે—ઋકારનુ સ્વરસ્વરૂપ ભૂલી રકાર+ઉકાર જેવા ઉચ્ચાર કરવાનુ આ પરિણામ છે. આ પ્રકારનો દોષ મરહૂમ મણિલાલ દ્વિવેદીની રચનામા 'અમૃત' શબ્દને અગે જોવામા આવે છે —

'જે કર્ણ-અમૃત રસાયન ચિત્ત કેરા'

( ઉત્તરચરિત. )

શુદ્ધ ગુજરાતી ભાષા માતૃભાષા સપૂર્ણરૂપે ના હોવાના પરિણામ તરીકે વિલાસિકામા ક્વચિત્—વિરલ પ્રસગે—અનાગરિક શબ્દો દીઠમા આવેછે

ઉદાહરણ —

( ૧. ) "ગભ કરતો ધરણી ઉદરેથી કેવો હશે નીકળિયો!"

( પૃ. ૮૭ પ. ૧. )

ખડકની ઉત્પત્તિનુ વર્ણન આ છે. પરતુ 'ગભ' એ શબ્દ સૂચક છે એ ખરુ, પણ ગ્રામ્યતાનો ભાસ આપેછે.

( ૨ ) "જડે કોણ કાળમા ભેના"

( પૃ ૧૧૦ શ્લો. ૨. ચ ૩. )

'ભેના=ભયના, આ પણ બહુ સુરુચિયુક્ત શબ્દ નથી.

( ૩. ) "અને તુજ આસુની રેલે,
જઈ ધસડાતીં આ ઠેલે!"

'હડસેલાએ' એ અર્થમાં 'ઠેલે' ( ઠેલાએ ) શબ્દ છે પણ 'ઠેલો' શબ્દની સાક્ષર લખાણમા અનાગરિકતા જ સ્વીકારવી જોઇશે.

શુદ્ધ ગુજરાતી ભાષા સપાદિત હોવાનુ વળી બીજુ પરિણામ શબ્દોના અનૌચિત્યમા જણાયછે.

---

* વિલાસિકામા બહુધા સર્વત્ર અમૃત શબ્દમા અકાર ગુરુસ્થાને જ આણ્યોછે. સખ્યા બહુ હોવાથી ઉદાહરણ એ જ આપ્યાછે

ઉદાહરણ'—

કોયલની તીણી હાક (પૃ પર.)
કોયલની 'રીડ' (=બૂમ.)
પૃ. પર.

એ કોયલના મધુર રવ માટે બહુ અનુચિત શબ્દો જ છે.' કોયલની 'વાણી' ને 'વાક' (વાક્) કહીછે. (પૃ૦ ૫૩.) તે પણ જુદી રીતે અનુચિત થાયછે.

'મધુગાન' (પૃ પર. શ્લો. ૨૫. ચ. ૨) એ 'મધુરગાન'ના અર્થમાં હોય તો ભાષા શુદ્ધિનો દોષ બનેછે, અને મધુ (=મધ) જેવું ગાન—એમ ઇષ્ટ હોય તો રૂપક બહુ રુચિકર નથી જણાતું.

મગહૃદય (પૃ ૫૧. શ્લો. ૧. ચ. ૪)—એ બાપાસકરવાળો સમાસ અનુચિત જ બનેછે. મગ=પથ્થર—એ ફારસી શબ્દ છે

તેમ જ બેવડ બૂમ (પૃ પર.) એ અગ્રેજી two-fold shout નુ અક્ષરશ ભાષાન્તર છે, પણ સુરુચિ અને ઔચિત્યને ક્ષોભ આપનારુ જ છે.

ક્વચિત્ અણધારી પુનરુક્તિનો દોષ મિ. ખબરદારને હાથે થઇ ગયોછે—

'હુય પણ' (પૃ. ૫૦)

ય (=એ) અને 'પણ' એ બને શબ્દો એક જ અર્થના છે, તેથી પુનરુક્તિ આવેછે.

મિ. ખબરદારે એકાદ પ્રસગે આજથી બે જમાના પૂર્વે બહુ ઉપયોગમા આવતી એક પદની અર્થ સબન્ધે પડગુતાની ટેકણલાકડી જેવા પ્રયોગનો આશ્રય કર્યોછે તે આ જમાનામા સ્વીકાર્ય નહિ ગણાય ઉદા૦—

"અરર સરસ એવો કોણ છે દક્ષ માળી!
(જેની) લલિત કુસુમક્યારી આ રહૂં છુ નિહાળી!"
(પૃ. ૫૦. શ્લોક ૫. પૂર્વાર્ધ)

પદ્યમા ફાલતુ પડતો, પણ અર્થ સબન્ધને માટે આવશ્યક હેવો શબ્દ (જેની) આમ કાઉંસમા મૂકવામા પદ્યરચનાની તેમ જ અર્થ ગોઠવવાની શક્તિની નિર્બળતા ઉઘાડી રીતે સ્વીકારાતી કૃતિ આ પ્રકારના અયોગ્ય પ્રયોગમા થાયછે

અર્થબોધને કૃત્રિમ મદદ આપવાના પ્રયત્નનુ એક સ્વરૂપ વિલાસિકામા જોઈને જરાક અસતોષ ઉત્પન્ન થાયછે. ઉદ્ગારચિહ્ન સાથેલાગા એકથી વધારે ગોઠવેલા કેટલેક સ્થળે જોવામા આવેછે તે વિશે આ ટીકા છે. આ પ્રકાર શા કારણથી અનિષ્ટ છે તે હું કેટલાક વર્ષ ઉપર 'ચન્દ્રના ચમત્કારચિહ્ન' એ મથાળાના લખાણમા દર્શાવી ગયોછુ. (ઈ. સ ૧૮૯૩ કે એ શુમારમા 'જ્ઞાનદર્શન' નામના ભરૂચમા પ્રસિદ્ધ થતા માસિકમાં જાણ્યામા એ લખાણ પ્રસિદ્ધ થયુ હતું)

(અપૂર્ણ.)

નરસિંહરાવ ભોળાનાથ.

---

# ગૃહ.

( અનુસન્ધાન પૃ૦ ૨૯૧ થી. )

## પતિ-પત્ની.

બે સ્થૂલ શરીરનુ ધાર્મિક અને વ્યાવહારિક રીતિ પ્રમાણે લગ્ન થયા પછી તે ઉભયના ભિન્નરૂપ મટી જઇને તેમનુ એક-અભિન્ન-સૂક્ષ્મ-શરીર બની રહે છે—આ સંબંધનુ નામ દાંપત્ય. દાંપત્ય—પતિપત્નીનો સંબંધ પવિત્ર-અવર્ણનીય-અનુપમ છે. સંસ્કૃત મહાન્ કવિ ભવભૂતિ કહે છે કે —

अद्वैतं सुखदु.खयोरनुगुण सर्वास्ववस्थासु यत्
विश्रामो हृदयस्य यत्र जरसा यस्मिन्नहार्योरस.
कालेनावरणात्ययात् परिणते यत् स्नेहसारे स्थित
भद्र तस्य सुमानुषस्य कथमप्येक हि तत् प्राप्यते ।

જેનુ રૂપ કદિ ન થાય અવળું દુ ખે સુખે સર્વદા,
જેને પામી શકે જનો મહજમાં સર્વે અવસ્થા વિષે,
સંસારે ઝટ પ્રાપ્ય શોક દુ ખથી દાઝયુ ઠરે જ્યાં દિલ,
ઢોળાયે, ન કદાપિ જાય ઘટતો જેનો જરાથી રસ.
જાતાં કાળ ઘસાઈ થાય અળગાં સંકોચ લજ્જા, ભય,
ત્યારે સાર ચખાય સ્નેહ રૂપનો તેમા ઠર્યો જે રસ,
એવો પૂર્ણ અનત નિર્મલ રમે-મન્માન ને પ્રેમ તે,
લાધે વિશ્વ વિષે મહાશ્રમવડે, તે એકનો એકને.

ઉત્તરરામચરિત્ર.
ભાષાન્તર-મ. ન. દ્વિવેદી.

વળી કોઈ અગ્રેજી કવિ કહે છે તેમ —

"True wife! fond wife! we have together stood,
Through years of trial, each supporting each
Ever unto the infinite good
......... ................ ...... .
Thou art indeed a gift, a favour from the Lord."

"The young man who marries finds himself in an entirely new relation in life Grand as his life may have been in the past, the present and the future are full of new meaning, of grander possibilities, and of larger blessing. God has meant that love should come to man to glorify life. Now the husband has assumed additional responsibilities; he is no longer to live for himself but for his wife, his children, and in a larger sense for his descendants for the good of his race."

*Stall*

વળી અગ્રેજી કવિ શેક્સપીયરે પોતાના "કીંગ જોન" નામના કાવ્યમાં એક કડી લખી છે તેવા જ સમાન અર્થમા ગુજરાતીમા સ્વ. સાક્ષરશ્રી ગોવર્ધનરામે કોઈક પુસ્તકમા લખ્યુ છે—"અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દપતી"—

તે પ્રમાણે દાપત્યમબધ અન્યોન્યની *ન્યૂનતા-ખોટ ખામીઓ—મટાડે તેવો હોવો જોઇએ શૂરવીર અને બીકણ, ઊડાઉ અને કરકસરી, ઉતાવળો અને શાત, ક્રોધી અને દયાળુ, એવા પરસ્પર વિરોધી ગુણો ધરાવતા જોડા સુખી નીવડવાનો વિશેષ સભવ હોય છે. આપણામા કહેવત છે કે "ઉતાવળ કયે આબા પાકતા નથી." તેમ—દાપત્યસ્નેહ લગ્ન થયા પછી તરત જ પરિપક્વતાએ પહોચે છે તેમ નથી, પણ ક્રમક્રમે જ તેમા વૃદ્ધિ થતી જાય છે. દાપત્યસ્નેહની પરિપૂર્ણતા અનુભવવાનો માર્ગ તો સોપાનપગથી જેવો છે પ્રાત કાળે વૃક્ષોના પત્રપર મોતી જેવા દે ખાતા ઝાકળના બિંદુ અને પૂર્વ દિશામા પ્રકાશતા સૂર્યનુ તેજ જેવા મનોહર-આનદદાયી લાગે છે અને સાયકાળે પશ્ચિમ દિશામા સુનેરી પ્રભા જેમ એટલી જ આહ્લાદજનક હોય છે, તેવી જ રીતે લગ્નના આરભકાળથી અનુભવવા સુખ જેવા જ જીવનના અતકાળ સુધીના સુખ પણ મીઠાજ રહે છે. દુનિયાપરના સુખી દપતીને અનેક પ્રકારના સુખ-હર્ષાદિક અનુભવતા જોઇને આકાશમાર્ગે અદૃશ્ય ઉડતા દેવો પણ ઈર્ષ્યા કરતા હોય તેમ લાગે છે। પરસ્પર નમ્રતા, મધુર હાસ્ય, રસમય વર્તન, સ્નેહયુક્ત વાણી, પ્રકૃતિનુ ઐક્ય, આનો અનુભવ દાપત્યધર્મ આપણને સૂચવે છે. ઉભય અન્યોન્યના સુખ દુ ખને વહેચી લે છે, અન્યોન્યને સાન્ત્વન આપે છે, ધૈર્ય દે છે, ઉન્નત કરે છે. અગ્રેજી સુપ્રસિદ્ધ કવિ મિલ્ટન પોતાના એક ઉત્તમ કાવ્યમા એક સ્ત્રીને ઉદ્દેશીને એમ લખે છે કે તે સ્ત્રી પોતાના પતિપરાયણ એવી હતી કે "તેની સાથે વાર્તાવિનોદમા તે વખત કેમ જાય છે તે ભુલી જતી હતી,"

[ With thee conversing I forget all time,
All seasons, and their change, all please alike " ]

દાપત્યસ્નેહનુ કારણભૂત સૌદર્ય એકલુ જ હોવું જોઇએ નહિ. સદ્ભાવના, વિવેક, અને સદ્વર્તન એ ગુણ વિનાનુ સૌન્દર્ય એ ફળ પત્ર પુષ્પાદિક વિનાના વૃક્ષ સમાન છે પતિપત્નીનો સબંધ એ માત્ર પરસ્પર પ્રેમ દર્શાવતો સબધ છે તેટલું જ નથી પરતુ પરસ્પરની મિત્રતા સૂચવે છે. બલ્કે એથી પણ વિશેષ વસ્તુભાવ સૂચવે છે કારણ એક વિદ્વાને કહ્યુ છે તે પ્રમાણે "એક સદ્ગુણી પત્ની સો મિત્રોની તુલ્ય છે." પરસ્પરના સુખની

* "Woman might be said, both in the family and society, the centripetal force, insuring permanency, attracting to herself, and thus preventing the tendency to fly from the centre Man is life's centrifugal force The impetuosity of his nature tends to throw everything from the centre Thus, while opposite in tendency, they are yet of equal necessity and of equal value Each is essential to the perfection of the other " —*Stall*

ખાતર સ્વાર્થપરિત્યાગ કરવો આવશ્યક છે. આ દુનિયામા પોતાની આજીવિકાના ભરણપોષણાર્થે સાધન સપાદન કરવામા પોતાના પતિને અનેક પ્રકારના સાસારિક યુદ્ધ લઢવા પડે છે અને તે લઢયા પછી વિષણ્ણ હૃદયથી ભરપૂર તે જ્યારે સ્વગૃહે પાછો આવે છે ત્યારે તેની ઉપર ક્લેશ કકાસના વરસાદની ધાર ન વરસાવતા ઉલટુ તેના આત્માને પૂર્ણ શાતિ-સાન્ત્વન-સુખ હર્ષ મળે તેવુ વર્તન તેની પ્રતિ રાખવુ જોઇએ-આવા ઉચ્ચ પ્રકારના વિચારોથી પત્નીનુ હૃદય નિરતર ભરપૂર રહેવુ જોઇએ અને પતિ જ્યારે ગૃહ છોડીને બહાર જાય ત્યારે ગૃહકાર્યમા લક્ષ આપીને ગૃહિણી થવાનો યોગ્ય અધિકાર તેણે મેળવવા યત્ન કરવો જોઇએ પત્ની એ તેના પતિના જીવનપ્રયાણમા તેની સહવાસિની છે,—સલાહ આપનાર અને સાન્તવન આપનાર છે. વડ્ઝવર્થની ઉક્તિમા વદીએ તો—

"A perfect woman nobly planned,
To guard, to comfort, and command

પત્ની પતિ તરફ માન પ્રીતિ, પ્રશસા, સતોષ અને હર્ષમય ભાવથી જુએ છે, પોતાના હૃદયના આન્તર પટ પતિ આગળ ખોલે છે પતિ તેની આગળ પોતાના મનના વિચારો આશા ભય-વિગેરેની વાત કરે છે, અને પત્ની તરફથી તે ઉપદેશ, ઉત્સાહ અને મદદ મેળવે છે પત્ની પોતાના પતિને નિરતર રાજી રાખવા યત્ન કરે છે પોતાનો શાત આનદી, પ્રેમાળ અને આજ્ઞાનુસારી સ્વભાવ પ્રદર્શિત કરીને તે તેના પતિને વશ કરે છે, અને એવી રીતે પોતાનો જ કરી લેઇને તે તેને સુખી કરે છે અને જાતે સુખી થાય છે. નતદિવસ પત્ની પતિની સેવા કરવા તત્પર—સોત્કંઠ બની રહે છે પોતાના ઉચ્ચ સદ્વર્તન દેખાડીને તે પોતાના પતિની કીર્તિને વિશેષ ઉજ્જ્વળ કરે છે પત્ની પોતાના પતિની આજ્ઞાનુસાર રહીને પોતાના પતિને પોતાની જ ઇચ્છાનુસાર ચાલતો કરે છે* પતિ પોતાની પ્રતિ જે અનુપમ પ્રેમ દર્શાવે છે તેના બદલામા તેટલો જ બલ્કે તેથી પણ વિશેષ પ્રેમ દર્શાવીને તેને તે સતુષ્ટ કરે છે પોતાના પત્નીવ્રતથી પોતાની પ્રેમમૂર્તિને પોતાના જ હૃદયમા રમતી કરે છે. ઉભયની વચ્ચે પરસ્પર વિરોધ કે વાદવિવાદ અથવા વિષાદ હોતો નથી પરતુ તેઓની વચ્ચે શુદ્ધ પ્રેમનો વિનિમય અને આત્માની એકતા જ જોવામા આવે છે

હવે, ઇતિહાસના અવલોકનદ્વારા પરમ સતોષ અને હર્ષ અનુભવતા સુખી યુગલોના કેટલાક દૃષ્ટાત આપણે તપાસીએ

સેનીકા અને તેની સ્ત્રી પાઉલીના વચ્ચે એવો ગાઢ શુદ્ધ પ્રેમ હતો કે જ્યારે નીરો નામના શહેનશાહે સેનીકાને આત્મઘાત કરવાની આજ્ઞા કરી ત્યારે પાઉલીના એ પતિએ પહેલા પોતે આત્મઘાત કરવા ઇચ્છા દર્શાવી હતી તેવી જ રીતે બ્રુટસ અને પોર્શીયાની વ

---

* "As unto the bow the cord is
So unto the man is woman
Though she bends him, she obeys him
Though she draws him yet she follows
Useless each without the other — *Longfellow*

સ્ત્રીનો પ્રેમ રોમના ઇતિહાસ વાચનારને અજ્ઞાત નહિ હોય જેમ્સવૉટની સ્ત્રીએ પોતાના શાંત અને આનંદમય સ્વભાવથી તેને તેની માંદગીમાંથી મુક્ત કર્યો હતો. પ્રખ્યાત તત્ત્વવેત્તા સર વીલ્યમ હેમીલ્ટનની સ્ત્રીએ જો રાતોરાત ઉજાગરો વેઠીને પોતાના પતિના ભાષણોનો ઉતારો નહિ કર્યો હોત તો તેના ભાષણોનો લાભ દુનિયાને મળ્યો હોત જ નહિ આપણા પોતાના દેશના પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસમાંથી દૃષ્ટાંત લેઇએ તો પતિપત્નીના શુદ્ધ પ્રેમના અનેક દૃષ્ટાંત મળી આવશે સીતાએ રામચન્દ્રની સાથે બાર વર્ષ વનવાસ ભોગવ્યો, દ્રૌપદી પાંડવની સાથે વનમાં રહ્યા—દમયંતીએ પણ નળની જોડે રાજ્યવૈભવનો ત્યાગ કર્યો, અને એથી વિશેષ, સાવિત્રીએ મૃત પતિને યમના હાથમાંથી પાછો આણ્યો, વળી રાજા હરિશ્ચન્દ્ર અને તારામતીનું દૃષ્ટાંત હૃદયમાં લેવા લાયક છે

## બાલકો.

ગૃહમાં બાલકોનું મંડળ કેટલો બધો આનંદ સૂચવે છે! તેમના વિના આ સંસાર શૂન્ય ભાસે છે તેમની સ્નેહમય મુખાકૃતિપર ક્ષણવાર પણ દૃષ્ટિ નાખ્યાથી આપણે અવર્ણનીય આનંદ અનુભવીએ છિયે ખરી રીતે બાળકમાંથી જ મનુષ્ય યુવક થાય છે અને તેથી જ આપણી બાલ્યાવસ્થા ઘણીવાર આપણી યુવાવસ્થાનું ભવિષ્ય સૂચવે છે* બાળકો આપણી વૃદ્ધાવસ્થામાં આપણને આનંદ આપે છે પોતાના નાજુક હાથવડે તે આપણા કપડાં ખેંચતા આપણી આસપાસ વિંટળાઈ જાય છે. બાળક વિનાનું વૃદ્ધ યુગલ નક્ષત્ર વિનાના શશી સમાન છે બાલ્યાવસ્થામાં બાળકની આપણે આપણા ગૃહમાં સંભાળ રાખીએ, છિયે આપણી નજર નીચે તેમને ઉછેરીએ છિયે, તેમને સાન્ત્વન આપીને અને ઉત્સાહ દેખાડીને આપણે તેમને આપણી છાતી સરસા દાબીએ છિયે અને તેઓ યુવાવસ્થાએ પહોંચતા દુનિયાના દારૂણ યુદ્ધમાં વિજયી નીવડે તેવા તેમને બનાવવા આપણે યત્ન કરીયે છિયે

હે પિતા તમારા બાળકોને ચાહો તેમની તરફ ક્રૂરતા બતાવો નહિ ' અંકુશમાં તેમને રાખવા જરૂરના છે પણ તેમની પ્રતિ ક્રૂરતાથી ભરપૂર ત્રાસ બતાવશો નહિ* આપણે જેટલા અનુભવ અને ડહાપણ મળેલ છે તેટલા જ અનુભવ અને ડહાપણ તેમને મળેલા છે તેવું કદાપિ ધારશો નહિ યાદ રાખવું જોઇએ કે દુનિયા તેમને નવીન જ છે અને તેથી તેમને દરેક વસ્તુમાંથી શિક્ષણ મેળવવાનું છે તેમની દરેક જિજ્ઞાસાનો યોગ્ય ઉત્તર આપવો તમારા દુ:ખના સમયે તે તમને સાન્ત્વન આપશે તમારા મૃત્યુ સમયે તે તમારી આસપાસ વિંટાઈ જશે.

હાલનો સમય એવો બારીક થઈ ગયો છે કે જીવનનું ભરણ પોષણ કરવું બહુ કઠિન થઈ ગયું છે. પહેલા કરતા આજે ઉદ્યોગ અને પરિશ્રમ વધારે કરવો પડે છે આવી વસ્તુસ્થિતિ ધ્યાનમાં રાખી આપણે આપણા બાળકોને યોગ્ય સંભાળ અને કેળવણી આપવી આવશ્યક છે. તેમની શારીરિક, માનસિક, ધાર્મિક અને નૈતિક વૃત્તિઓ પર લક્ષ આપવું જોઇએ છે અને તેના સુખના સાધન સંપાદન કરી આપવામાં આપણને શ્રમ લેવો પડે અને સ્વાર્થપરિત્યાગ કરવો પડે તો તેમ કરતાં પાછા હઠવું જોઇએ નહિ કેટલાક માબાપ પોતાના છોકરાની સંભાળ લેવામાં આળસ અને બેદરકારી બતાવે છે.

---

* ' The Child is father of the man —Wordsworth-

રસ્કીને કહેલ છે કે "બાલ્યાવસ્થા અને યુવાવસ્થા એ મનુષ્યના જીવનને ઉચ્ચ વા નીચ કરવાનો સમય છે તેની ટેવો, આશાઓ, અને શ્રદ્ધા તે જ કાળમા બધાય છે એ સમયની એક પણ ક્ષણ એવી નથી કે જેમા તેનુ ભવિષ્ય બધાતું જતું ન હોય" આ સમયે ઇશ્વર પ્રતિ તે પોતાના ધર્મ સમજે તેવી સસ્થાઓ તેના હૃદયમા ઉદ્ભવ પામે તેવો યત્ન કરો આપણા બાળકો પાપના કૂપમા પડે અને પછી તેમને સન્માર્ગે ખેચી કાઢવા તે કરતા પાપનો છાટો સરખોએ તેમને ન ઉડે તેવી યોજના કરવી જોઇએ જેવી રીતે મળસકામાથી પ્રાત કાળ અધિક પ્રકાશે છે તેવી રીતે બાલ્યાવસ્થાથી યુવાવસ્થા વિશેષ ઉજ્જવળ થવી જોઇએ

છેવટ, આપણુ ગૃહ શાતિ અને સુખનુ સ્થાન નીવડે અને તેમા અરસ્પરસ કલેશ કકાસ નહિ થતા 'રૂદન-શબ્દનુ સ્મરણ પણ ભૂલીને થાય નહિ પરતુ નિરતર અમીરસના ઝરણા વહ્યા કરે એવી પ્રભુ પતિ આપણી નિરતર પ્રાર્થના હોવી જોઇએ તથાસ્તુ

૧૫ જુન ૧૯૦૭ } "જ્ઞાનભક્તિ."
અમદાવાદ

---

## અવસ્તા

( બગાળી ઉપરથી )

પારસીઓના ધર્મગ્રથનુ નામ અવસ્તા છે અને હેમા ગાથા નામનો ભાગ સૌથી પ્રાચીન છે પહેલવી ભાષામા હેનુ ભાષ્ય કરવામા આવ્યુ છે કેટલાક એવુ માને છે કે પારસીઓના ધર્મ ગ્રથનુ નામ ઝેન્દ અવસ્તા અને તે ઝેન્દ ભાષામા લખાયલો છે, પરતુ એ ખરી હકીકત નથી પ્રથમ યુરોપમા એક પણ્ડિત એ ભુલમા પડયો ને ત્યારથી એ ભુલ ચાલી આવી છે, ખુદ યુરોપમા જ નહિ, પણ ત્યાથી ભારતમા પણ એ ભુલે પ્રવાસ કર્યો છે ખરી હકીકત એ છે કે ઝેન્દ નામે કોઈ ભાષા જ નથી પહેલવી ભાષામા અવસ્તાનુ જે ભાષ્ય કરવામા આવ્યુ છે હેનુ જ નામ ઝેન્દ છે આ લેખમા આપણે અવસ્તાની ભાષા વિષે કંઇક ચર્ચા ચલાવીશુ

### આવસ્તિક અને સંસ્કૃત ભાષા.

આવસ્તિક ભાષા સસ્કૃત કરતા ઘણે નીચે દરજ્જે છે, પાલી ભાષાની સાથે હેની તુલના થઈ શકે બન્ને ભાષાઓ એક સમયે જનસાધારણની ભાષા હતી. બુદ્ધદેવે જેમ પ્રચલિત ભાષામા ધર્મનો ઉપદેશ આપ્યો, તેમજ પારસી ધર્મનો ઉપદેશ પણ પ્રચલિત ભાષામા થયો હતો અને સ્થળે ધર્મના ઉપદેશો પણ પ્રચલિત ભાષામા લખી લેવામા હતા

જનસાધારણ શુદ્ધ સંસ્કૃત બોલી શકે પણ નહિ ને કદી બોલતા પણ નહિ, એ તો માત્ર શ્રેષ્ઠો માટે જ હતી. શાસ્ત્રાદિની રચના એ ભાષામા થતી, ને શિષ્ટોની વાતચિત પણ એ જ ભાષામાં થતી. તેવે પ્રસંગે પારસીઓના પૂર્વ પુરૂષો ભારતના આર્યોથી જુદા પડયા ને ભારતની સંસ્કૃત તથા પ્રાકૃત ભાષા પોતાની સાથે લેઈ ગયા. ઈરાનમાં ગયા ને ત્યાંના લોકનાં રીતરીવાજ ગ્રહણ કર્યા ને તે લોક સાથે ભેળાઇ ગયા એટલે તે પ્રદેશના સંસ્કાર તેમની સાથે ગયેલા ભારતી ભાષા પર પણ પડયા. જે ભાષા લેઇને તેઓ ગયેલા તે જ ભાષા અવસ્તામાં છે એમ માનવાનુ નથી, એ પ્રાચીન ભાષામાં અનેક ફેરફાર થયા પછી જ અવસ્તાનાં પાન પર ચ્હડી છે.

એમ એટએટલા ફેરફાર થયા છતાં પણ સંસ્કૃત ભાષા સાથે ત્હેને કંઇ પ્રકૃતિગત ભિન્નતા નથી. શબ્દરૂપ, ધાતુરૂપ, કૃત્, તદ્ધિત, અવ્યય ઈત્યાદિ સર્વ વિષયોમાં બન્ને ભાષાઓમાં સાદૃસ્ય રહ્યું છે. થોડી આલોચના કરવાથી આનું સત્ય તુરત જણાઇ આવશે.

## ૧. વર્ણ અને ઉચ્ચાર.

જે વર્ણોના ઉચ્ચાર કરવા કઠણ છે તે સર્વ વર્ણ અવસ્તા ભાષામાંથી નિકળી ગયા છે. એમ કહીયે તોપણ ચાલે.

સંસ્કૃત ભાષામાં ૧૩ સ્વર છે, પરતુ અવસ્તામાં ऋ, ॠ, ऌ, ऐ, અને औ નથી. હ્રસ્વદીર્ઘભેદે एના ત્રણ અને ओના બે ઉચ્ચાર થાય છે.

સંસ્કૃત ભાષામા ૩૫ સ્વર છે, ત્હેમા જેના ઉચ્ચાર કઠણ છે તેનો પ્રયોગ અવસ્તામા થયો નથી જણાતો. छ, झ, ट વર્ગ, भ, અને ल નો પ્રયોગ જણાતો નથી. ङ અને ञ ને બદલે માત્ર અનુસ્વાર મુકાયા છે. च અને ज ના ઉચ્ચારમાં ફેરફાર થઇ ગયા છે. जના ત્રણ ઉચ્ચાર થયા છે. એક તો સંસ્કૃત ज જેવો, બીજો 'જબરદસ્ત'માંના ज જેવો અને ત્રીજો azure માના z જેવો.

નીચે જણાવેલાં દૃષ્ટાન્તોથી સંસ્કૃત અને આવસ્તિક ભાષાનું સાદૃસ્ય અને પાર્થક્ય બન્ને જણાઈ આવશેઃ—

૧ સંસ્કૃત अ ને બદલે અવસ્તામાં ए વપરાય છે, પરંતુ એ ए નો ઉચ્ચાર બહુ હ્રસ્વ છે.

| સંસ્કૃત | | અવસ્તા. |
|---|---|---|
| नरम् | = | नरेम्; |
| रथम् | = | रथेम्; |
| अयम् | = | अयेम् |

૨. अ ને સ્થાને अइ, आ ને સ્થાને आइ વા आउ થાય છે. ક્યાં इ થાય ને ક્યાં उ થાય એ પાછળ આવનાર સ્વર પર આધાર રાખે છે. એ ए અને उ નો ઉચ્ચાર બહુ હ્રસ્વ છે.

. पतिम् = पइतिम् ( प॑तिम् ),
कन्या = कइन्या ( क॑न्या ),
दारु = दाउर ( दा॑र ).

૩. ए ને સ્થાને अए અને ओ ને સ્થાને अओ થાય છે. अ નો ઉચ્ચાર બહુ હ્રસ્વ થાય છે.

देव = दएव ( જાણે द् एव )
गो = गओ ( જાણે ग् ओ ).

૪. રેફને સ્થળે अरे અને ऋ ને સ્થળે अॅ वा एरे થાય છે. र् મા જે ए છે ત્હેનો ઉચ્ચાર અતિ હ્રસ્વ છે.

कर्ण = करेन,
वृत्र = वेरेत्र,
अमृत = अमेरेत

૫. સંસ્કૃત હ્રસ્વ સ્વર અવસ્તામા કદી દીર્ઘ થાય છે, દીર્ઘ કદી હ્રસ્વ થાય છે.

वायु = वयु,
पिता = पित,
कतर = कतार,
गय = गाय्य,
वितस्तिम् = वीतस्तीम्,
द्रुत = द्रूत,
स्तुत = स्तूत.

૬. क ने સ્થાને ख થાય છે.

चक्र = चख्र,
क्रतु = ख्रतु.

क् + ष ( = क्ष ) ને સ્થાને ख + ष થાય છે અગર क् નો લોપ થાય છે.

क्षुद्र = ख्पुद्र;
क्षत्र = ख्पत्र,
क्षुधा = पुध;
तक्ष = तप;
दक्षिण = दपिण.

૭. ग ને સ્થાને घ અને घ ને સ્થાને ग થાય છે.

नग्न नघ्न,
उग्र = उघ्र,
घर्म = गरेम: ( ગુજરાતીમાં પણ 'ગરમ' થયું છે. )
दीर्घ = दरेग.

૮. त ને સ્થાને थ.

कुत्र = कुथ्र;
पुत्र = पुथ्र;
मूत्र = मूथ्र.

૯. ध ને સ્થાને द.

धाता = दाता,
धारा = दारा,
धन = दन.

૧૦. श ને સ્થાને स ને કોઈ વાર ह થાય છે.

शत = सत;
पशु = पसु;
शूर = सूर;
शुष्क = हुश्क.

૧૧. ष ને સ્થાને श.

शुष्क = हुश्क,
उष्ट्र = उश्ट्र;
दृष्टि = दर्श्ति:
यष्टा = यश्ता.

૧૨. स ने સ્થાને ह અને કોઈ કોઈ સ્થળે श થાય છે.

सखि = हखि;
शस्य, सस्य = हह्य.
सप्त = हप्त;
असुर = अहुर;
स्रोत = हओथ.

स ને બદલે ह બોલવાનો રિવાજ ગુજરાતીમાં થોડો નથી.

૧૩. प ने સ્થાને फ.

प्रश्न = फ्रस्न;
प्रीति = फ्रिति;
प्रोक्त = फ्रओख्त.

૧૪. श्व ने સ્થાને स्प.

अश्व = अस्प;
विश्व = वीस्प,
श्वेत = स्पएत.

૧૫. भ ने સ્થાને ब.

भूमिम् = बूमीम,
भ्राता = ब्राता,
भानु = बानु.

૧૬. ह ने સ્થાને ज.

हिम = जिम;
अहि = अजि;
बाहु = बाजु.

ગુજરાતીમાં પણ बाहु નો "બાજુ" થઇ "બાજુબન્ધ" શબ્દ થયો છે.

૧૭. ल ने સ્થાને र.

शूल = सूर;
श्रील = सील,
लुप = रुप.

સંસ્કૃતમા પણ અનેક સ્થળે ल ને સ્થાને र થાય છે.

૧૮. સસ્કૃત अस् ને સ્થાને અવસ્તામા अह થાય છે.

वसनम् = वहनम्,
वचस् = वचह्,
पयस् = पयह्;
नमसा = नमहा.

આ બે ભાષામા જે વિભિન્નતા દેખાડવામા આવી હેમા પણ કેવુ આશ્ચર્યજનક સાદૃશ્ય છે! કેટલાક શબ્દો એવા છે કે બન્ને ભાષામા સરખા જ છે. નીચે થોડાક દૃષ્ટાન્તો આપવામા આવે છે –

अन्त, अन्य, अप, आयु, इद, इषु, उपर, ऊषा, काम, गाथा, जय, ज्या, तनु, तायु, दूत, दूर, नर, नव, पद, मधु, यव, यदा, वस्त्र, वात, विष, वीर, स्री ઇત્યાદિ.

## २. સન્ધિ.

अकः सवर्णे दीर्घः । આ સૂત્ર અવસ્તાને પણ લાગુ પડે છે

वर + अम = वराम,
ह उक्त = हूक्त (=सूक्त)
शर
पशुभो બન્ને ભાષામા મળતા આવે છે.
शूर ॥ અને અવસ્તામા
शुपत

૧૧. ष ને સ્થાને श. = ए अए,
ओ अओ,
शुष्क =परे)=अर् अर्.
उष्ट्र = उर्
दृष्टि = दर्शो સન્ધિ કઇક સ્વાભાવિક લાગે છે. ભાષા કલ્પિત
यष्टा = यश्ता., છે માપૂ બોલવુ ઉપર માપા શબ્દ છે હવે

तनुभ्य = तनुब्यो,

५ मी पुत्रात् = पुथ्रात्,

पुत्रेभ्य = पुथ्रइब्यो,

६ ठ्ठी पुत्रस्य = { पुथ्रहे, पुथ्राह्या,

पुत्रयो = पुथ्रयो,

दात्रो = दाथ्राओ

विदुष = वीदुषो

पुत्राणाम् = पुथ्रनम्

तनूनाम् = तनुनम्

७ मी पुत्रे = पुथ्रे,

दातरि = दातरि,

वचसि = वचहि,

पुत्रषु = पुथ्रएषु

वचसु = वचहु,

तनुषु = तनुषु

સસ્કૃતમા ઇકારાન્ત, ઉકારાન્ત કિંવા વ્યજનાન્ત શબ્દના રૂપ અકારાન્ત શબ્દના જેવા નથી હોતા, ત્હેમના રૂપમા જે વિભક્તિમા જે સ્થાને જે પ્રમાણનુ વિશેષત્વ હોય છે, તે સ્થાને તે પ્રકારનું વિશેષત્વ અવસ્તામા પણ હોય છે સસ્કૃતમા શ્વન્ શબ્દનું રૂપ સાધારણ નિયમથી જુદુ જ છે, ત્હેની જુદી જુદી વિભક્તિઓના રૂપ સાથે અવસ્તાના સ્પન્ (=શ્વન્ એટલે કુતરો) શબ્દની તે તે વિભક્તિઓના રૂપ મળતા આવે છે

श्वा = स्पा

श्वानम् = स्पानम्

शुने = सुने

शुन = सुनो इत्यादि

## સર્વનામ.

સસ્કૃત સર્વનામ સાથે અવસ્તાના સર્વનામને અત્યત સાદૃશ્ય છે *

अस्मद् શબ્દ.

अहम् =आज़ेम् (हते स्थाने ज़)

वयम् = वयेम,

माम्, मा = मम, मा,

## ૪. લિંગવિધાન.

અવસ્તામાં લિંગવિધાન પણ સંસ્કૃતના જેવું જ છેઃ—

दएव (देव) ઉપરથી दएवी (देवी),
मएष (मेष) ,, मएषी (मेषी);
पइति (पति) ,, पथ्नी (पत्नी);
अस्प (अश्व) ,, अस्पा (તેમજ अस्पी);
वीद्वद् (विद्वान्) ,, विदुषी (विदुषी):

## ૫. સંખ્યાવાચક શબ્દો.

અવસ્તાના કેટલાક સખ્યાવાચક શબ્દો નીચે આપવામાં આવ્યા છેઃ—

एक = अएव (=एव),
द्वि = द्व,
त्रि = थ्रि (અંગ્રેજીમાં પણ three),
चतुर् = चतुर्,
पचन् = पच,
षष् = ख्श्वस्,
सप्तन् = हप्तन्,
अष्टन् = अश्तन्,
नवन् = नवन्,
दशन् = दसन्,
द्वादशन् = द्वादशन,
सप्तति = हप्तातइति,
शत = सत, ઇત્યાદિ.
વળી, प्रथम = फ्रतेम,
तृतीय = थ्रित्य,
अष्टम = अश्टेम,
नवम = नाउम,
दशम = दसेम,
शततम = सतेतम. ઇત્યાદિ.

(સંપૂર્ણ.)

નરસિંહભાઈ ઈ. પટેલ.

## MAN AND WOMAN.

"*Woman*, said Keshub Chunder Sen ' *has been defined* as an adjective agreeing with the noun man I should rather say that man is a noun in the objective case, governed by the verb woman This humorous simile may be read with the simile of the poet of the Veda when he compares the brightness of the god of fire to the shining of a woman in her home Sita, in a celebrated passage of Valmiki's *Ramayana*, says to her husband —

> 'The world shall wake no care in me
> My only care be truth to thee

If we apply this noble saying in a reciprocal sense, and base the solidarity of human society on the truth of man to woman, and of woman to man, many of life s riddles would be solved—many of life's difficulties would disappear I may be something of a dreamer, but I hope and trust that society in India—as elsewhere—will recognise the place that is woman s not as a result of conflict and strife—not as a victory after the dust of battle—but as the natural symbol of Peace, Harmony, Union, Devotion, and Love

'*Life and Labour in India* —by A Yusuf-Ali

Reg No B 463.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૬, અંક ૬. [ માસિક. ] આષાઢ, સંવત ૧૯૬૩.

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ., એલ્એલ્. બી.

## લવાજમ

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસક રૂા ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા ૨-૦-૦ ( પોસ્ટેજ સાથે )

**ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસ** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા.૦-૬-૦ મોકલવા કૃપા કરવી બીજા વર્ષમાં,રૂા ૦-૧૨-૦; ત્રીજામાં રૂ. ૧-૪-૦.

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)
છૂટક નકલના રૂ. ૦-૪-૦ „

પળવાનુ ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—અમદાવાદ

**મુંબાઈના એજન્ટ—મેસર્સ એન એમ. ત્રિપાઠી.—મુંબાઈ.**

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર
૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ કોઇ પણ લેખનુ અસલ લખાણુ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ કર્યો હો કે ન હોય-પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખરસુધીમા પણ ન મળે તો આ અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અ બંધાતા નથી

વ્યવસ્થાપક.



ગ. ગ. મન સુખરામ સૂર્યરામ ત્રિપાઠી.

જન્મ–સવત્ ૧૮૯૬ વૈશાખ વ઼ી ૮ ને શનિવાર

અવસાન સવત્ ૧૯૬૩ વૈશાખ શુદી ૧૧ ને ગુરૂવાર.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૬, અંક ૬. [ માસિક. ] આષાઢ, સંવત્ ૧૯૬૩.

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ; એલ્ એલ્ બી.

## શ્રી મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.

( અનુસન્ધાન પૃ૦ ૩૧૫ થી. )

રા. મનઃસુખરામના લેખોના પાંચ વિભાગ થઈ શકે છે. ૧. નીતિવાર્તિક આદિ પ્રકીર્ણ વિષયો ઉપર માસિકપત્રો આદિમાં લઘુ લેખો. ૨. નિબન્ધો. ૩. જીવનચરિતો. ૪. વેદાન્તગ્રન્થો. ૫. ભાષાન્તરો.

૧. રા. મનઃસુખરામ અમદાવાદમાં હતા ત્યારે સન ૧૮૫૯-૬૦-૬૧ એપ્રિલ સુધીના બુદ્ધિપ્રકાશમાં પદ્યમાં તથા ગદ્યમાં તેઓના અનેક લેખો છે.

સન ૧૮૬૧ માં મુંબઈ આવવું થતાં મુંબઈના પત્રોમાં લેખો લખવા શરૂ કર્યા તેમાં સન ૧૮૬૬-૬૭-૬૮-૬૯ એ વર્ષોના બુદ્ધિવર્ધકમાં તથા તે બંધ પડતાં ડાંડીઓ (૧૮૬૪) સ્વદેશવત્સલ તથા આર્યધર્મપ્રકાશમાં, દેશીમિત્ર (૧૮૬૭), નુરએલમ (૧૮૭૮), બામદાદ એ માસિકોમાં, તથા ઇન્દુપ્રકાશ, રાસ્તગોફતાર એ વર્તમાનપત્રોમાં પ્રસંગોપાત્ત લેખો મોકલતા.

સન ૧૮૬૯ થી અસ્તોદયાદિ મોટા લેખોનો આરંભ કરતાં તેઓએ લઘુ લેખો બંધ કર્યા પરંતુ પાછલા વર્ષોમાં પ્રસંગે પ્રસંગે સમાલોચક તથા "ગુજરાતી" માં લખતા. એ નિબન્ધોના મુખ્ય વિષયો નીતિ તથા આર્ય ધર્મની ઉચ્ચતા અનુકરણીયચરિત પુરુષોનાં સંક્ષિપ્ત જીવનવૃત્તાંતો, અને તે સમયે પ્રકટ થયેલા પુસ્તકો જેવાં કે કરણઘેલો, નર્મકવિતા, સાસુ

વહુની લડાઈ, કરસનદાસચરિત આદિ ઉપર વિવેચન રૂપે હતાં. આરંભના એ લેખોમાં પણ, તેઓશ્રીની પરિણત કૃતિઓમાં જે જાતિનાં સંસ્કાર પામેલાં તથા ઉચ્ચ ભાવ અને વિચારો છે તેના પ્રથમાંકુરો સ્પષ્ટ જણાઈ આવે છે અને ઉપર લખેલા પત્રોમાં જે અન્ય લેખો આવતા તે સર્વથી રા. મનઃસુખરામના લેખો ભાષા તથા વિચારની પ્રૌઢીથી ભિન્ન પડી આવતા અને તેઓની કૃતિઓ કર્તાના નામના પ્રકટન વિના પણ પરખાઈ આવતી.

૨. **નિબન્ધો આદિ**—સન ૧૮૬૬ માં તેઓએ 'ઉત્તર જયકુમારી' નામે એક નાની વાર્તા પ્રકટ કરી. તેઓના પરમસ્નેહી રા. રણછોડભાઇએ 'જયકુમારીવિજય' નાટક રચી પ્રસિદ્ધ કર્યું હતું–જે તે જાતિના લેખોમાં પ્રથમ હોવા છતાં તે સમયે ગુજરાતમાં અતિ લોકપ્રિય થયું હતું " અને જેણે ગુજરાતમાં વાંચવાની વિશેષ રુચિ ઉત્પન્ન કરી હતી. " તેમાં કથાભાગ નાયક નાયિકાના વિવાહથી સમાપ્ત થાય છે તેના ઉત્તરાર્ધરૂપે

" હુ છાયા કાયા કથની પ્રાણજિવન મુજ પ્રાણ;
અભેદવસ્તુ નામભિન્ન, વર્હું કોણ પ્રમાણ. "

એવા સુખી " આર્ય ગૃહસ્થાશ્રમ " નુ એક ચિત્ર આલેખ્યું છે, અને પ્રસંગે અન્યાયી ઇંગ્લિશ્ અધિકારીઓના વર્તનનું પણ ચિત્ર છે તથા તેવે પ્રસંગે રક્ષણ થવા ઉપાયો લેવાના માર્ગોની દિશા બતાવી છે. એ પુસ્તકના પૃષ્ટ ૧૭૦ માં લખ્યું છે કે " બ્રિટનના કુલીન અને ઉદાર પુરુષો જેઓ અત્રે સ્વતન્ત્રતા મોકલવાને અને ઉછેરવાને બહુ ઉત્સુક છે તેમને વારવાર સમાચાર આપતા રહેવું, અને જ્યારે આપણું એ બળ ન ચાલે એવો ભારે અધિકારી સ્વતન્ત્રતાને શુષ્ક કરવા આવે, ત્યારે આપણે બ્રિટનના ઉદાર પુરુષોની સહાય માગવી..." અને અન્તે,

" શુભ જ્ઞાન સ્વતન્ત્રપણું વળિ પૌરુષ, દેશસ્વભક્તિ મને ભારેને,
કર કલ્પિત વાત ખરી ઉપલી મનના મન અર્થ પરિ પુરીને. "

એમ ઇશ્વિરપ્રાર્થના કરી હતી. તે શુદ્ધ સંકલ્પ ભારતભૂમિમાં હાલ કેટલો વિસ્તર્યો છે તે પ્રસિદ્ધ જ છે.

**દેશીય રાજ્ય**—સન ૧૮૬૭ માં બુદ્ધિવર્ધક સભામાં એ નિબન્ધ વાચેલો, જેમાં દેશીય રાજ્યની પૂર્વની તથા આધુનિક સ્થિતિ અને તે સુધારવાનાં સૂચનો તેમાં કરેલાં હતાં. સ્વમતિ અનુસાર એ સંબન્ધમાં ઘણા ઉપાયો પ્રકટાય છે પરંતુ રાજર્ષિ મનુએ પોતાનું હતું તેવું ઉત્તમ અનુકરણીય રાજ્યતન્ત્ર સારૂ જે નીતિઓનુ સ્મરણ કરી પરિપાલન કર્યું હતું તેનો પણ સાર માર્ગદર્શક રૂપે સંયોજ્યો હતો.

**વિપત્તિ વિષે નિબન્ધ**—આપણા આચારોની વિચારોની તથા દેશની અધોગતિ તથા પરતન્ત્રતાનુ તેમને યથાવત્ દર્શન હતું અને તેથી તેમનું હૃદય સશોક રહી તે સર્વનો ઉદ્ધાર થાય તેવા માર્ગોના સંબન્ધમાં વિચાર કરવામાં તથા તે પ્રકાશવામાં તેઓ સચિન્ત રહેતા.

આ લઘુ નિબન્ધમાં એવી અવસ્થા જે વિપત્તિના નામથી ઓળખાય છે તેના સંક્ષિપ્ત દર્શનપૂર્વક તેનો પણ ઉપયોગ કરતાં આવડે તો તે કેવી રીતે સંપત્તિનું સાધન થાય છે તેનું સદૃષ્ટાન્ત નિબન્ધન છે.

એ લેખનો પુનઃ સંસ્કાર ન થયાથી તેમાંથી ઉદ્ધરણ કરી તથા સહજ રૂપાન્તર કરી "વિપત્તિદ્વારા સંપત્તિ" એ નામથી તે વડોદરામાં પ્રકટ થતી "લોકપ્રિય લેખમાલા" માં સન ૧૯૦૧ માં મુદ્રાપિત થયો.

**અસ્તોદય**—ઉન્નતિકારક આ લઘુ ગ્રન્થરત્નની પ્રથમાવૃત્તિ સન ૧૮૭૦ માં પ્રકટ થઇ તેનું મૂલ્ય ૦–૧૨–૦ હતું. તેનો વિષય યથાનામ આપણા દેશની અસ્તાવસ્થાનું ભાન કરાવી ઉદયાર્થ પ્રયત્ન કરવા પ્રોત્સાહનરૂપ હતો. એ ગ્રન્થ બહુ પાઠશાલાઓમાં ગુજરાતીમાંથી ઇંગ્લિશ્ ભાષાન્તર કરવાના શિક્ષણમાં ઉપયોગમાં લેવાયો હતો. અને ધીમે ધીમે પણ દૃઢતાથી એ ગ્રન્થ વાચન તથા અભ્યાસમાં અધિકાધિક પ્રવૃત્તિ પામ્યો. વર્તમાનકાલમાં ગુજરાતી લેખનશૈલી તથા વિચારખનિના આદર્શરૂપ તે લેખાય છે. આ ગ્રન્થ ઉત્તરોત્તર આવૃત્તિઓમાં વૃદ્ધિ શુદ્ધિઓ જે થઈ છે તે પૂર્વોક્ત રા. મનઃસુખરામની તે સંબન્ધની રીતિનું અને તેથી થતા ફેરફારોનુ એક પરમ ઉદાહરણ છે.

અસ્તોદયના ઉદાહરણ રૂપે નલદમયન્તીનુ ઉપાખ્યાન પ્રથમાવૃત્તિમાં અન્તે સંયોજ્યું હતું તેનો કથાભાગ સંસ્કૃત ભારતાન્તર્ગત નલોપાખ્યાન તથા ગુજરાતી પ્રેમાનન્દકૃત નલાખ્યાન ઉભયમાંથી અવતરણ લઈ રચાયો હતો. દ્વિતીયાવૃત્તિમાં એક ઉપોદ્‌ઘાત ઉમેરવામાં આવ્યો હતો. તૃતીયાવૃત્તિમાં નલદમયન્તીના ભાગમાં પ્રેમાનન્દમાંથી અવતરણોનો ત્યાગ કરી તથા રચના ફેરવી નાંખી સંસ્કૃતનુ કેવલ પ્રત્યયાન્તર કર્યું હતું.

વર્તમાનમાં જે બાળ અને યુવા હોય છે તે ભવિષ્યમાં વૃદ્ધ થાય છે અને તેથી દેશના ઉદયનો બહુ આધાર વિદ્યાર્થી યુવકો ઉપર છે એમ ધારી તેઓ પ્રતિ સંબોધન નામે લેખ પણ તેમાં ઉમેર્યો છે. અને અંતિમ પંચમાવૃત્તિ જે બે વર્ષ પૂર્વે છપાઈ તેમાં નલદમયન્તીનું સ્થાન "સ્વાશ્રય" નામના લઘુ લેખે લીધું છે.

સ્માઇલ્સકૃત "સેલ્ફહેલ્પ"નો ગ્રન્થ પૂર્વે લખ્યું છે તેમ તેઓને અતિ પ્રિય હતો. તે આદિ ઉપરથી "સ્વાશ્રય" નામે સ્વતન્ત્ર ગ્રન્થ લખવા માંડ્યો હતો. પરંતુ તે યથેચ્છ પૂર્ણ કરવા સમય આવશે નહિ એ શંકાથી તેના સંક્ષેપને, તથા અસ્તમાંથી ઉદય થવાનું સાધન—શાસ્ત્રોપદિષ્ટ તથા સ્વાનુભવગોચર "સ્વાશ્રય" જ હોવાથી તેને, અસ્તોદય અનન્તર યોગ્ય માની તે પ્રમાણે "અસ્તોદય" માં સંયોજ્યો.

**વાર્તિક (લેખન તથા વાચન)**. નડીયાદના રા. બાલાશંકર ઉલ્લાસરામે "ભારતીભૂષણ" નામે એક ત્રૈમાસિક આરંભ્યું હતું. તેના પ્રથમ વર્ષના પ્રથમ અંકના પ્રથમ લેખ રૂપે વાર્તિક નામે તે પ્રકટ થયુ હતું. તેમાં શુદ્ધિ થઇ તથા "લેખન વાચન" ના અંશની વૃદ્ધિ થઇ વર્તમાન ત્રૈમાસિક "સમાલોચક" માં પ્રકટ થઈ પૃથક્ નિબંધ રૂપે પણ પ્રકટ થયું.

એ લેખમાં લેખ, ભાષા, તથા શૈલી આદિ સંબંધમાં સ્વવિચારો સપ્રમાણ, વિસ્તરથી પ્રસિદ્ધ કર્યા છે.

"કલકત્તા રેવ્યુ" ના સન ૧૯૦૨ ના અક્ટોબરના અંકમાં "ધી લેંગ્વેજ કવેશ્ચન ઇન ગ્રીસ" નામે એક લેખ જેમાં ગ્રીક ભાષાની પૂર્વની ઉચ્ચતા પછી ક્રમે કરીને તેમાં અધઃપતન અને વર્તમાનમાં કેટલાક લેખકોના પ્રયાસથી પૂર્વની ઉચ્ચતાની પ્રાપ્તિ સંબંધી વિદ્વત્તા ભરેલો લેખ હતો તેમાંના વિચારો વર્તમાન ગુજરાતી ભાષા સ્થિતિને બહુ લાગુ પડે એમ હોવાથી તથા સ્વતન્ત્રતાથી પોતે જે નિશ્ચયો કરેલા તેને અનુકૂળ હોવાથી તે લેખનો સાર "ગુજરાતી" વર્તમાન પત્રમાં કેટલાક વર્તમાન ગુર્જર ભાષાની વૃદ્ધિ ઇચ્છનારાઓને વિચારમાં લેવા અર્થે પ્રકટ કર્યો હતો

**૩. જીવનચરિતો**—રા. મનઃસુખરામને જીવનચરિતો વાચવાનો તથા લખવાનો અતિ પ્રેમ હતો. તેઓ માનતા કે નાનાજાતીય લેખોમાં "જીવનચરિત્ર એ દેશોન્નતિમાં એક મહાન્ સાધન છે." કારણ દીપકસમ તે અનેક દીપોને પ્રકટાવનાર છે. અને તેથી ગુર્જર સાહિત્યના એ અંગની વિશેષે વૃદ્ધિ પુષ્ટિ થાય એ હેતુથી અન્યોને પણ જીવનચરિતો લખવા લખાવવા પ્રેરતા હતા.

**૧. સુજ્ઞ ગોકુલજી ઝાલા તથા વેદાન્ત:**—આ પુસ્તકની બે આવૃત્તિ થઇ છે અને બીજામાં તેઓની સુરીતિ અનુસાર સારી શુદ્ધિ વૃદ્ધિ થઇ છે એ ગ્રન્થ તેઓએ પોતાના એક પરમસ્નેહી મિત્ર ભાવનગરનાં ભૂતપૂર્વ પ્રધાન રા. સામળદાસને અર્પણ કર્યો છે જેઓની સૂક્ષ્મ બુદ્ધિ વિષે પોતે વારવાર ઉચ્ચતમ અભિપ્રાય દર્શાવતા હતા.

**૨. કરસનદાસ અને તત્સંબંધમાં વિચાર**—રા. કરસનદાસ મૂલજી, રા. મનઃસુખરામ અને તેમના લેખો ઉપર સારો ભાવ અને રુચિ રાખતા પોતે રચિત "વિલાયતના પ્રવાસ" એ ગ્રન્થમાં ઘણા શબ્દો રા. મનઃસુખરામની સૂચના અનુસાર લખ્યા હતા. એ ગ્રન્થ ઉપર રા. મનઃસુખરામ વાર્તિક લખે એમ તેમની તીવ્ર ઇચ્છા હતી. તે પૂર્ણ થતા પહેલાં. રા. કરસનદાસનો સ્વર્ગવાસ થયો. રા. મહિપતરામે "કરસનદાસ મૂલજી ચરિત્ર" પ્રકટ કર્યું ત્યારે રા. મનઃસુખરામે સં. ૧૯૩૪–૩૫ ના સ્વદેશવત્સલમાં એક વાર્તિક લખી કૃત સંકલ્પની પ્રકારાન્તરે સિદ્ધિ કરી.

સરલ પ્રવહતી ભાષાવાલા આ લેખમાં "સુધારા" નામથી પ્રખ્યાત થયેલા એક સામાજિક (social) વિષય ઉપર ઘણા માનનીય વિચારો છે.

**૩. ફાર્બસ જીવનચરિત**—રાસમાલાના ગુર્જર ભાષાન્તર સહ તે લેખ "ફાર્બસ ગુજરાતી સભા" તરફથી પ્રકટ કરવામાં આવ્યો હતો. શ્રીયુત ફાર્બસ સાહેબ જેવા એક ઉદારચરિત અનુકરણીયવૃત્ત એક યુરોપીયનના ગુણોથી તથા પોતાને પ્રિય ગુર્જર ભાષાનો અને ગુર્જર દેશ ઉપર તેઓની અપૂર્વ ભક્તિ અને તેના ઉત્કર્ષ સારૂ તેમના અનુપમ પ્રેમથી આકર્ષાઇ આ ચરિત લખી પોતાનો ભક્તિભાવ તેઓએ પ્રદર્શિત કર્યો હતો.

આ લેખની પ્રથમાવૃત્તિ સં. ૧૯૨૫ માં અને શોધિત વર્ધિત દ્વિતીયાવૃત્તિ સં. ૧૯૫૪ માં પ્રસિદ્ધ થઇ.

આ લેખમાં પરદેશીય રાજ્યકર્તાઓને લક્ષમાં લેવા યોગ્ય અનેક અવતરણો સંગૃહીત છે.

૪. **શેઠ હરિવલ્લભદાસનું જીવનચરિત્ર**—શેઠ હરિવલ્લભદાસ રા. મનઃસુખરામના મુંબઈમાં પાડોશી હતા. તેઓ મૂલ ગરીબ હતા પણ ઉદ્યોગ અને કરકસરથી યથાશક્તિ ધન સંગૃહીત કર્યું હતું. રા. મનઃસુખરામના સહવાસથી તેઓના ઘણા સંસ્કારો બદલાઈ ગયા હતા અને અંતકાલ સમીપ આવતાં પોતે એક વ્યવસ્થાપત્ર લખ્યું તેમાં સ્વોપાર્જિત ધનનો મુખ્ય ભાગ રા. મનઃસુખરામની જ પ્રેરણાથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને અર્પણ કરવાનું પુણ્ય કર્યું. તે વાત પ્રસિદ્ધ થવા સમય આવતાં પોતે એ સ્નેહીના ઉદાર વૃત્તિ તથા પરોપકાર કાર્યના સ્મરણાર્થે તેમનું એક સંક્ષિપ્ત જીવનવૃત્ત લખ્યું. તેની પ્રથમાવૃત્તિ સન ૧૮૮૦ માં બુદ્ધિપ્રકાશના જાન્યુઆરીના અંકના વધારા રૂપે પ્રકટ થઇ પરંતુ તેમાના કેટલાએક વિચારોએ બુદ્ધિપ્રકાશના તે સમયના મુખ્ય તન્ત્રીઓને એવા ભયભીત કર્યા કે એ લેખના વાચકોને તેમાંના વિચારોથી દોરાઈ ન જવા સાવધાન રહેવા સૂચના સારૂ ચાર પાનાની પ્રસ્તાવના લખવા શ્રમ લેવો પડયો, જેમા તે બુદ્ધિપતિ લખે છે કે "આપણા ભરતખંડની પરાબી કરનારાં મુખ્ય કારણો છે તેમાંનું એક અદ્વૈતમત છે ઇત્યાદિ."

આ લેખની પણ શોધિત વર્દ્ધિત દ્વિતીયાવૃત્તિ સં. ૧૯૫૫ માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રકટ થઈ પરંતુ સુબુદ્ધિપ્રકાશે એ પ્રસ્તાવના કાઢી મૂકવામાં આવી જણાય છે.

૫—૬ રા. બા. મોતીલાલ લાલભાઈના પત્ની સૌ. કુંકુમબાઇએ "સેન્ડફોર્ડ એન્ડ મર્ટન"નું ગુજરાતી ભાષાંતર કર્યું છે તેના આરંભમાં તેમનું જીવનવૃત્ત તથા "સેવ્યસેવકોપદેશ" નામે એક ગ્રન્થના આરંભમાં દી. બા. મણિભાઇના પત્ની સૌ. કેસરકુંવરનું જીવનવૃત્ત તેઓએ લખ્યાં છે.

એ ઉભયમાં પ્રસંગોપાત્ત "આર્ય નારીઓ"ના ધર્મ સંબન્ધમાં વિવેચન છે.

૭. ભાવનગરના ભૂતપૂર્વ પ્રધાન સુપ્રસિદ્ધ ગૌરીશંકરજીનું જીવનચરિત જેની પ્રસિદ્ધિમા પોતે એક મુખ્ય સાધન હતા તેનું તેઓએ "ઉદ્‌ઘાટન" લખ્યું છે.

૪. **વેદાન્ત ગ્રન્થો**—રા. મનઃસુખરામની બાલપણથી જ સ્વાભાવિકતાએ વેદાન્તશાસ્ત્રમા રુચિ હતી અને તેઓએ તે સંપાદન સારૂ કરેલા સત્સમાગમ તથા લીધેલા શ્રમ વિષે પૂર્વે લખાઇ ગયું છે. પાશ્ચાત્ય વિદ્યા તથા તત્ત્વજ્ઞાનના ગ્રન્થો પણ તેઓએ બહુ વાંચ્યા હતા. પરંતુ એ સર્વના વિચારગ્રન્થ નથી અદ્વૈતામૃત જ તેમને ગ્રાહ્ય જણાયું હતુ

હાલના સુધારાવાળાઓના આચાર્યરૂપ થઈ પડેલા પાશ્ચાત્ય વિદ્વાનોસહ પણ તેમને પત્રવ્યવહાર હતો. વર્તમાનકાલમાં જર્મનીમાં કીલ યુનિવર્સિટીના ફીલોસોફીના પ્રોફેસર ડૉ. પોલ ડયુએશન જે "હિસ્ટરી ઑફ ફીલોસોફી"ના અપ્રતિમ ગ્રન્થથી અપૂર્વ કીર્તિને પામ્યો છે તે થોડાંક વર્ષો ઉપર આર્યાવર્તમાં આવતાં મુંબઈમાં ખાસ તેઓની મુલાકાતે તેઓને ઘેર આવ્યા હતા. અને ભવિષ્ય કથનરૂપે તથા સ્વહસ્તસ્મારક રૂપે લખી ગયા છે કેઃ—

"The future religion of Germany would be the Vedanta."

વળી હાલના આદર્શભૂત એ પાશ્ચાત્ય દેશોમાં વેદાન્તજ્ઞાનના આદ્યપ્રવર્તક સ્વામી વિવેકાનન્દ પણ તેઓ સહ વેદાન્ત ચર્ચા કરતા. અને સંક્ષેપમાં રા. મનઃસુખરામના વિચાર, લેખ, તથા આચારમાં પ્રસંગે પ્રસંગે તેઓની વેદાન્તનિષ્ઠતા સુસ્પષ્ટ દીઠી આવતી હતી.

૧ **વેદાન્તવિચાર**—આ નામે ગ્રન્થ ચિરકાલીન શાસ્ત્રાભ્યાસ તથા સ્વાનુભૂતિના ફલરૂપ લખવા આરભ્યો હતો. પરતુ કાર્યાન્તરોને વશ થવાથી અપૂર્ણ સ્થિતિમાં તે **વિચારસાગરની** દ્વિતીયાવૃત્તિમા પ્રવેશકરૂપે સંયોજાયો છે.

૨ **લઘુવાકયવૃત્તિટીકા**—શ્રી શંકરાચાર્યકૃત "લઘુવાક્યવૃત્તિ" નામે સંસ્કૃતમાં એક પરિણામમાં અલ્પ પણ અર્થમા અનલ્પ ગ્રન્થ છે તેનું રામરુચિરા છન્દમાં ગૂર્જર પ્રત્યયાન્તર કરી તે ઉપર સ્વતન્ત્ર ટીકા લખી છે. એ ગ્રન્થ અમુદ્રિત છે.

૩ **A sketch of the Vedanta Philosophy.** વિચારસાગરની પ્રથમાવૃત્તિમાં તથા સુજ્ઞ ગોકુળજી ઝાલાની પ્રથમાવૃત્તિમાં વેદાન્તાદિવિષયક બે ભિન્ન લઘુ લેખો લખ્યા હતા. તેને મિશ્ર કરી તેઓનુ શોધન કરી તથા તેમાં અતિવૃદ્ધિ કરી ઉપરના નામથી એમ સ્વતંત્ર લેખ ઇંગ્લિશમાં સન ૧૯૦૧ માં પ્રકટ કર્યો. ઇંગ્લિશ ભાષાજ્ઞ વેદાન્તસિદ્ધાન્તોના જિજ્ઞાસુઓને એ ગ્રન્થ બહુ ઉપયોગી થઇ પડયો છે. એ ગ્રન્થ પાશ્ચાત્ય દેશના વિદ્વાનો તથા અભ્યાસકોને એવો ઉપયોગી તથા પ્રિય થઈ પડયો છે કે એ ગ્રન્થમાંથી A. Worsby કૃત "Concepts of Monism," અને Slater કૃત "Higher Hinduism" અને Max Muller કૃત "India, what can it teach us "માં પણ તેમાંનાં અવતરણો જોવામાં આવે છે.

હાલની કેળવણી પામેલા યુવાનોના મનને પાશ્ચાત્ય સંસ્કારોનો પટ લાગેલો હોવાથી તદ્દેશીય લોકો તથા ભાષા દ્વારા જે વિચારપાન સંમુખ આવે છે તે તેમને ત્વરિત ગ્રાહ્ય થાય છે તેથી પાશ્ચાત્ય લેખોમાં તત્સમ વિચારો પોતાના વાચનમાં આવેલા તેમાંના કેટલાએકોનો સંગ્રહ તથા અવતરણ રૂપે પ્રકાશ પોતાના ગ્રન્થોમાં કરવાનું રા. મનઃસુખરામને આવશ્યક લાગેલું.

નવીન કેળવણી પામેલા જે લેખકોની ધર્મ તથા લેખન સંબંધી મનોવૃત્તિઓ રા.

મનઃસુખરામના વિચારોથી સંસ્કારિત થઇ સ્વપ્રવાહમા પ્રેરાઇ, તેઓમાં મુખ્ય રા. મણિલાલ દ્વિવેદી તથા રા. ગોવર્ધનરામ ત્રિપાઠીનાં નામો નિર્વિવાદ પ્રસિદ્ધ છે.

૫. ભાષાન્તરો—ગૂર્જર ભાષાની ઉત્પત્તિ તથા સ્વરૂપ સંબંધી રા. મનઃસુખરામના વિચારો બદલાતાં ભાષાન્તર એ સંજ્ઞાને ગુજરાતી સંબધમાં અયથાર્થા ભાસવા લાગી અને તેથી તેઓ તેને પ્રત્યયાન્તર એ નવીન સંજ્ઞાથી વ્યવહાર કરતા.

પ્રત્યયાન્તરની પદ્ધતિ વિના જે ભાષાન્તરો મૂલના શબ્દોમાં ન્યૂનાધિક કરી તથા મૂલના શબ્દોનુ પરિવર્તન કરી કરવામાં આવે છે તેથી ઘણી રીતિએ મૂલના સહેતુક પ્રયોગોને તથા સ્વારસ્યને તથા તાત્પર્યાર્થ રૂપ આત્માને પણ હાનિ પહોચે છે એમ તેઓ માનતા હતા. અને શાસ્ત્રીય લેખોમા પણ સસ્કૃત આદર્શલેખોનુ અનુસરણ ન કરવાથી જે શિથિલતા આવી ગૌરવહાનિ થાય છે તેને પણ સાહિત્યવૃદ્ધિમાં શોચનીય ગણતા. ગૂર્જર ભાષામાં કવિતા તથા શાસ્ત્રીય લેખોના લેખકોને શૈલી તથા વિચાર સંબંધમાં આદર્શ અર્પવા શ્રીવાલ્મિકીય રામાયણ તથા શ્રીભગવદ્ગીતા શાંકરભાષ્યના પ્રત્યયાન્તર તેઓએ આરંભ્યાં હતા.

૧ મણિરત્નમાલા—સસ્કૃતમાંથી સરલ ભાષાતર સન ૧૮૬૭ માં તેઓએ પ્રકટ કર્યું હતું. વિવિધોપદેશ નામક એક લઘુ પદ્યસંગ્રહના પ્રકટન પછી આ રા. મનઃસુખરામનું દ્વિતીય ગ્રન્થપ્રકટન હતું. આ ગ્રન્થ તેમના નિત્ય પાઠમાનો એક હતો.

૨ વિચારસાગર નામે હિંદી ભાષામાં વેદાન્તનો એક સુંદર ગ્રન્થ છે—જેવા સંગ્રહગ્રન્થ સંસ્કૃતમાં પણ અલ્પ હશે તે ગ્રન્થ ગુરુમુખે ભણતાં તેની આવશ્યકતા તથા લોકોપકારિતા જોઈ તેનુ ગૂજરાતી પ્રત્યયાન્તર કર્યું જેનો લાભ બહુ ગુજરાતી અધિકારી મુમુક્ષુઓ લેતા રહ્યા છે.

૩-૪ અદ્વૈતાનુભૂતિ તથા આત્મબોધ—નામે સંસ્કૃત વેદાન્તસિદ્ધાન્તસંગ્રહાત્મક સ્તોત્રોના ગેય પ્રત્યયાન્તર કર્યાં છે.

૫ વાલ્મિકીય રામાયણ—રા મનઃસુખરામે દિવ્ય અનુપમ આદિકાવ્ય શ્રી વાલ્મિકીય રામાયણનુ યથાર્થ સુધાપાનનો લાભ ગૂર્જર પ્રજાને કરાવવા પ્રથમ તેનું ગદ્યમાં ભાષાન્તર સન ૧૮૬૮ ના બુદ્ધિવર્ધકમાં આરંભ્યું હતું. બાલકાંડનો થોડોક ભાગ થયા પછી સન ૧૮૭૯ માં પદ્યાત્મક પ્રત્યયાન્તર આરંભ્યું. તેનો અયોધ્યાકાંડનો કેટલોક ભાગ પ્રથમ હરિગીત છંદમાં રચ્યો હતો. પરતુ અંતે શ્રીરામરુચિરવૃત્ત અધિક રુચિર પ્રતીત થતાં તે વૃત્તમાં સમગ્ર ઉતારવા માંડયું—જે મહાકાર્ય તેઓના અંતિમ સમય પહેલા ઉત્તરકાંડના કેટલાક સર્ગોપર્યંત આવી અપૂર્ણ રહ્યું છે.

૬ શ્રીભગવદ્ગીતા શાંકરભાષ્ય પ્રત્યયાન્તર—આ ગ્રન્થ હાલ મુદ્રણાવસ્થામાં

છે. પોતે આવશ્યક સ્થળોએ ટિપ્પન આપ્યું છે. ભગવદ્ગીતા જગન્માન્ય ગ્રન્થ છે. ગુજરાતી ભાષામાં અદ્યાપિ પર્યન્ત તેના જે અર્થપ્રકાશક ગ્રન્થો પ્રકટ થયા છે એ સર્વાંશે શંકરાચાર્યે સિદ્ધ કરેલ અર્થને પ્રકટતા નથી અને સંસ્કૃત આદિ ભાષામાં એ સર્વમાન્ય ગ્રન્થનાં જે ભાષાન્તરો અને વિવેચનો પ્રકટ થયાં છે તે સર્વમાં અર્થમાં અલ્પ પણ વિરુદ્ધાંશરહિત તથા શ્રીભગવત્સ્મૃતિના મૂલભૂત ઉપનિષદોના અર્થોને અનુસરનાર શ્રી શાંકરભાષ્યના ગુજરાતી યથાર્થ દર્શન કરાવનાર ગ્રન્થની આવશ્યકતા હતી. તે આ ભાષ્યમાં કોઈ કોઈ સ્થલે ગ્રન્થિઓ છે જેનું પ્રયત્નથી વિઘટન આ પ્રત્યયાન્તરમાં કરવામાં આવ્યું છે જે તે મૂલ ભાષ્યના અભ્યાસકોને પણ ઉપકારક થાય તેમ છે.

## અપૂર્ણ ગ્રન્થો.

૧ **ફ્રાન્સ અને રૂશિયા વચ્ચે યુદ્ધ**—નામનો ઇતિહાસ ઘણાં વર્ષ ઉપર બુદ્ધિવર્ધકમાં આરંભ્યો હતો. એ ગ્રન્થ મેકોલેકૃત ઇંગ્લંડના ઇતિહાસની પદ્ધતિ ઉપર લખવામાં આવતો હતો. અને તે બહુ સુંદર થાત પરંતુ તે ત્રણ ચાર પ્રકરણો લખાયા પછી અપૂર્ણ રહી ગયા છે.

૨ **મિત્રમંડલ**—નામની ઉપર સૂચવ્યા પ્રમાણે વાર્તા લખવા માંડેલી તે પણ અપૂર્ણ રહી ગઈ છે.

૩ **ઉત્તરરામચરિત** નાટકના ભાષાંતરના બે અંક રચ્યા હતા. તે અપૂર્ણ રહેવાથી તે તથા અસ્તોદયથી પૃથક્ કરેલ નલદમયન્તી આદિને ગદ્યમાં બીજા ત્રણ સુચરિત ઉમેરી એક ગ્રન્થ રચવા સંકલ્પ કર્યો હતો.

## ગૂર્જરભાષાદિસેવા.

૧ સ્વકૃત ગ્રન્થોથી. એ સંબંધ ઉપર સવિસ્તર લખાયું છે.

૨ કેટલાએક લેખકોના લેખોને પ્રેરીને તથા સુધારીને તેમાં મુખ્ય અગાઉ ગણાવ્યા છે તે ઉપરાંત શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસ, શ્રી નારાયણ હેમચંદ્ર આદિ અનેક હતા અને શ્રીજુનાગઢ રાજ્યના અધિકારીઓને પ્રેરી એક પુસ્તકમાલા છપાવવાનો આરંભ કરાવ્યો હતો જેમાં બે ત્રણ ગ્રન્થો છપાયા છે, તથા નરસિંહ મહેતાનાં પદોનો સંગ્રહ કરાવ્યો છે.

૩ ફાર્બસ ગુજરાતી સભા. રા. મનઃસુખરામ મુંબઈમાં હતા ત્યારે પ્રથમ માત્ર તેમના જ સંકલ્પ, પ્રયત્ન, પ્રેરણા અને ઉદ્યોગથી ગુજરાતી સભાની સ્થાપના તા. ૨૫ માર્ચ ૧૮૬૫ ને દિને થઇ. એ કાર્યમાં વિશેષ ઉત્સાહ લેનાર તથા પ્રથમ પ્રમુખ મિ. એ. કે. ફાર્બસ સાહેબ તા. ૩૧ આગસ્ટ ૧૮૬૫ ને દિને પંચત્વ પામ્યા. તે સાહેબની રાસમાલા આદિ ગ્રંથરચન તથા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના, કવિ દલપતરામને ઉદાર આશ્રય

તથા ઉત્તેજન, આદિ સાભાર સ્મરણાર્થ એ સભા સાથે તેઓનુ નામ જોડ્યું. એ સભાની સંગ્રહનામાવલિના પત્ર ઉપર નાણાં ઘણાએ ભર્યા હતા, પરતુ તે ૪૮ વર્ષમાં શેરસટ્ટામાં મુંબઈના અનેક શ્રીમન્તો નિર્ધન થઈ ગયા અને માત્ર કાઠિયાવાડમાંથી રાજાઓના નાણાં આવ્યાં. યથેચ્છ કાર્યના આરંભને સારૂ જેટલો સંગ્રહ અપેક્ષિત હતો તેટલો સંચય ન થયો. અને માત્ર તેના ચોથા ભાગ જેટલું આશરે સંગૃહીત થયુ. રાસમાલાનુ ભાષાન્તર ગુજરાતીમા કરાવી પ્રકટ કરવવાનુ અતિ આવશ્યક જણાયાથી માત્ર તે એક કાર્ય કરાયું. શેષ રહેલાં નાણાંનો કોશ આદિ રચાવી તે ફંડ પુરૂં કરી નાખવા ઘણાઓએ મત દર્શાવ્યું પરતુ સાધનસંપત્તિ ન્યૂન હોય ત્યાં ઇષ્ટ સાધ્ય સિદ્ધ થતું નથી એ દીર્ઘદૃષ્ટિ ભરેલી નીતિને અવલમ્બી રા. મનઃસુખરામે એ સ્વલ્પીભૂત સંગ્રહનો તાત્કાલિક વ્યય થઇ ન જવા દીધો અને વ્યાજથી તેની વૃદ્ધિ થવા દેવા માંડી. એ વિષે પ્રસંગે પ્રસંગે કેટલાક સ્વાર્થીઓએ અને કેટલાએક આશ્રયને માટે અયોગ્ય પરતુ લેખકમન્ય જનોએ અનુચિત આક્ષેપો કરવા માંડ્યા હતા. પરતુ તેઓ પ્રતિ તેઓ ઉપેક્ષાથી જોતા. એ દીર્ઘદૃષ્ટિનુ આ શુભ પરિણામ આવ્યુ કે હાલ એ સંગ્રહ વધી આશરે રૂ. ૮૫૦૦૦ ) નો થયો છે અને એ સભા સ્થપાતાં જે મૂલ ઉદ્દેશો પ્રસિદ્ધ થયા હતા તે સિદ્ધિમા લાવવા તેના વ્યવસ્થાપકોએ આરંભ કર્યો છે.

વર્તમાનમા ગુજરાતી ભાષામા તુચ્છ અને અરમણીય કવિતા, વાર્તાઓ અને અપક્વ અભ્યાસથી માત્ર નામપ્રસિદ્ધિ સારૂ જે લેખો લખાય છે તેવાઓને ઉત્તેજન આપવાથી એ સભા દૂર રહેતી જણાય છે. હાલમા એ સભાદ્વારા પ્રાચીન ગુજરાતી હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ થાય છે, તથા જીવનને ઉચ્ચતા અર્પનાર વિશ્વવિખ્યાત માર્કસ ઓરેલિયસના વિચારામૃતના ભાષાંતરનુ મુદ્રણ આરભાયુ છે. એ ઉપરાંત અન્ય દુર્ઘટ યોજનાઓ સંબન્ધમાં વિચાર પ્રચલિત છે.

એ ઇતિવૃત્ત દર્શાવે છે કે એ સભાના જન્મદાતા તથા પોષક ગૂર્જર સાહિત્યના અનેક રીતે સેવક રા. મનઃસુખરામ ઉપરના એ સંબંધી આક્ષેપો અજ્ઞાનતામૂલક વા સ્વાર્થી હતા.

૪. બુદ્ધિવર્ધક સભા.—એ સભા તા. ૩૦ મી માર્ચ ૧૮૫૧ મા મુંબઈમાં સ્થાપવામાં આવી હતી પરસ્પર મતભેદથી પરસ્પર ઉંચા મનથી વર્તતા. તેના પરિણામે વારવાર એ સભાના કાયદાઓમાં ફેરફાર થયો, તેના આશ્રયદાતાઓ ધીમે ધીમે ખરી ગયા અને તેનો દ્રવ્યસંગ્રહ પણ ઓછો થઈ ગયો. એ સભાની પણ નિર્બલ મૃતપ્રાય સ્થિતિ જોઈ રા. મનઃસુખરામે તેની સંભાળ લીધી અને એક બે વાર તેના પુનરુજ્જીવન સારૂ પ્રયાસ કર્યો પરતુ મોટા દ્રવ્ય સંગ્રહરૂપ આત્માના અભાવે કાંઈ પણ ફલ ન થયુ અને શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સંગ્રહ તુલ્ય એ સભાના સંગ્રહને પણ પોતાના વ્યાજ રૂપ અન્નથી પુષ્ટિ પામતો કર્યો છે, જે ભવિષ્યમાં સારી વૃદ્ધિ પામી ફલદાતા થશે એમ આશા છે.

૫. પારસી લેખકોને સલાહ તથા ઉત્તેજન. બહુ પારસી લેખકોમહ રા. મનઃસુખરામને

૧૧ "अजरामरवत्प्राज्ञो विद्यालाभ विचिन्तयेत्
गृहीत एव केशेषु मृत्युना धर्ममाचरेत् ॥"

ભાવાર્થ—વિદ્યાલાભમા વૃદ્ધા અવસ્થા ગણ્યા વિના મરણ પર્યન્ત પ્રયત્નવાન્ થવુ, અને મૃત્યુ સમીપ છે એમ માની ધર્મ નામ પુણ્યાદિ તુરત કરવા.

૧૨ વિદ્યા તેમજ ધનનુ —

"आदान हि विसर्गाय सता वारिमुचामिव ॥"

ભાવાર્થ—સત્પુરુષોને વિદ્યા તથા ધનનુ સપાદન કરવુ તે મેવની પેઠે અન્યોને આપવા માટે છે.

તેઓશ્રીના ઉપર સસ્કૃત શબ્દોના પ્રયોગ સબન્ધમા તથા પ્રા ગુ સભા સબધમા અને ધર્માચાર સબધમા કેટલાક અજ્ઞાનીએ આક્ષેપો કરતા તે સબધમા પોતે કથતા કે—

૧૩ "मन्निन्दया यदि जन परितोषमेति
नन्वप्रयत्नसुलभोऽयमनुग्रहो मे ।
श्रेयोऽर्थिनो हि पुरुषा परतुष्टिहेतोः
कष्टार्जितान्यपि धनानि परित्यजन्ति ॥"

(મારી નિન્દા કરી જો કોઈ જન સન્તોષને પામે તો એ મારા ઉપર વિના પ્રયત્ને મળેલો એવો અનુગ્રહ છે. શ્રેયની ઇચ્છા રાખનારા પુરુષો કષ્ટે કરીને મેળવેલા એવા ધનને પારકાના સતોષ માટે આપે છે અર્થાત્ જેની નિન્દા કરવામા આવે છે તે પુરુષને કાઇ પણ ધનનો ત્યાગ કરવો પડતો નથી અને બીજાઓ નિન્દા કરીને સતોષને પામે છે. એવુ સતોષદાન ઇષ્ટ જ છે એમા કાઈ ખોટુ લગાડવા જેવુ નથી )

૧૪ "येन केन प्रकारेण यस्य कस्यापि देहिन ।
सतोष जनयेत्प्राज्ञ तदेवेश्वरपूजनम् ॥"

(કાઇ પણ પ્રકારે કરી કોઇ પણ દેહીને સતોષ થાય એવુ કર્મ કરવુ એ જ ઇશ્વરપૂજન છે )

૧૫ નમ્રપુરુષોને તેઓ બહુવાર કથતા કે —

"रत्नाना च पशूना च ग्राहका बहवो भुवि ।
पडिताना गजेन्द्राणा ग्राहको नृपतिर्गुणी ॥"

( પશુઓ રત્નો વિગેરેના તો ગ્રાહક સામાન્ય લોક પણ છે પરન્તુ હાથી તથા પંડિતોનો ગ્રાહક ગુણી રાજા જ છે. )

રાજાઓ જેમ હીરા અશ્વ આદિઓને બહુ મૂલ્ય આપી ખરીદે છે તેમ તેથી વિશેષ આગ્રહથી પુરુષરત્નોની પરીક્ષા કરી બહુ મૂલ્ય આપી સંગ્રહ કરવો.

૧૬ ગુણી પુરુષોનું સત્ય સ્મારક તેમનામા વાસ કરી રહેલા સદ્ગુણોનુ અનુકરણ તથા પરિપાલન કરી તે પ્રવાહ સન્તત રાખવો એ છે

૧૭ "प्रियं नातिभृशं हृष्येदप्रिये न च सञ्ज्वरेत् ।
न मुह्येदर्थ कृच्छ्रेषु न च धर्मं परित्यजेत् ॥"

૧૮ વ્યાવહારિક દશામા વર્તન માટે તેઓ કહેતા કે,—

૧૯ સંપત્તિમા અતિ હર્ષ-ગર્વિત થઇ ન જવુ વિપત્તિમા ચિંતાતુર ન થવુ, સંકટ દશામા શોકમોહાભિભૂત ન થવુ અને કાઇ પણ દશામા ધર્મનો તો ત્યાગ ન જ કરવો.

૨૦ પારમાર્થિક સત્ય સબંધમા તેઓ કહેતા કે દષ્ટિ અનુસાર સૃષ્ટિ છે, માયા પરિણામ જગતમા કાઇ પણ અસંભવિત નથી, અને अजातवाद પરમ સત્ય છે '

૨૧ તેઓ ગૃહસ્થાશ્રમમા—

"न्यायार्जितधनस्तत्त्वज्ञाननिष्ठोऽतिथिप्रियः ।
श्राद्धकृत् सत्यवादी च गृहस्थोऽपि विमुच्यते" ॥

( ન્યાયે કરી ધન સંપાદિત કર્યું છે જેણે તથા જે તત્ત્વજ્ઞાનમા નિષ્ઠાવાન્ છે તથા જે અતિથિપ્રિય છે, જે શાસ્ત્રો જાણનાર અને સત્યવક્તા છે એવો ગૃહસ્થ હોય તો પણ તે મોક્ષ પામે છે. ) એ શ્લોકમા વર્ણવ્યું છે તેવા ગુણસંપન્ન હતા

અને તેઓશ્રીનુ સમગ્ર જીવન

૨૨ "ब्राह्मणस्य तु देहोऽयं क्षुद्रकामाय नेष्यते ।
इह क्लेशाय तपसे प्रेत्यानन्तसुखाय च" ॥

( બ્રાહ્મણનો આ દેહ તો ક્ષુદ્ર-તુચ્છ કર્મો માટે નથી આ લોકમા દાન યજ્ઞાદિ તપ તથા પરોપકાર માટે ક્લેશભોગવનાર અને આ લોકના ત્યાગાન્તર અનંતસુખ સચ્ચિદાનન્દ સ્વરૂપ પ્રાપ્ત્યર્થ છે ) એ શ્લોકના અક્ષરશઃ દૃષ્ટાન્તભૂત હતુ

[ વસન્ત-ઑફિસ. ]

---

# ગ્રન્થાવલોકન.

**ગૅરિબલ્ડી**—"ઇટાલિના સમર્થ દેશભક્ત તથા ઉદ્ધારક કર્મવીર મહાત્મા ગૅરિબલ્ડીનું જીવનચરિત નકશો અને ચાર છબિઓ સહિત" સુન્દર બાલબોધ અક્ષરે છપાએલું અને મનોહર તથા મજબુત પૂઠે બાંધેલું ૪૧૫ પાનાં જેવડું મોટું પુસ્તક માત્ર રૂ. ૧-૦-૦ ની જૂજ કિંમતે ગુજરાતી વાચક વર્ગની સેવામાં રજુ કરવામાં આવ્યું છે. ગ્રન્થકર્તાએ જે ઊંડી અને તીવ્ર સ્વદેશલાગણીથી આ શ્રમ ઊઠાવ્યો છે એની છાય સમસ્ત પુસ્તક ઉપર સ્ફુરી રહી છે "આ ગ્રન્થ દેશહિતાર્થે પ્રકટ કરવાનો અધિકાર સર્વને છે", અને અર્પણપત્રિકા "સુપુત્ર થવા ઇચ્છતો, ત્હારો કુપુત્ર-નરસિંહ" એવી હૃદયદ્રાવક સહીથી ભારતમાતાને "વ ન્દેમાતરમ્"ના સ્તોત્રરૂપે કરેલી છે. આ પુસ્તક યોજવામાં મુખ્ય આધાર રા. જોગેન્દ્રનાથ શર્મા એમ એના બંગાળી ગ્રન્થ ઉપર રાખ્યો છે, તથાપિ અંગ્રેજી અને મરાઠી પુસ્તકો પરથી પણ કેટલીક હકીકત લીધી છે ગ્રન્થના ભાષા વગેરે બહુ ઉત્તમ છે

મહાત્માઓનું માહાત્મ્ય એમના જીવનની વિવિધ બાજુઓ અવલોકવાથી જ યથાર્થ સમજાય છે, એ સર્વ બાજુઓ સરખી જ ઉદાત્ત અને નિર્દોષ હોય એમ બનવું અશક્ય છે—કારણ કે સર્વાંશે સુન્દર તો પરમાત્મા જ છે—તથાપિ તેઓના જીવનના કેટલાક રેસા એવા પરસ્પર ગુંથાએલા અને એક બીજાના પોષક હોય છે કે તેઓને એકઠા લઇને સમજવામાં જ યથાર્થ અવલોકન થઇ શકે છે. એક બીજુ ઉપમાન લઇએ તો જેમ ડુંગરમાંથી વ્હેતી નદી એક બાજુએથી નીકળતી દેખાય છે, પણ વસ્તુત એ ડુંગરની કોઇક બીજી જ બાજુએથી આવતી હોય છે, તેમ મહાત્માઓની મ્હોટાઇના મૂળ, સાધારણ જગતને દેખાય છે તે કરતાં કોઇક જુદે જ સ્થાને, રહેલાં હોય છે શંકરાચાર્યને આજ આખું જગત્ અદ્વૈતસિદ્ધાન્તના એક સમર્થ પ્રતિપાદક તરીકે જાણે છે, પણ એમની અપ્રતિમ માતૃભક્તિ —ગગનમાં વિહરતા પક્ષીની પોતાના માળા ઉપર જેવી દૃષ્ટિ હોય છે તેવી એમની માતા ઉપરની દૃષ્ટિ—અને માતા ખાતર સામાન્ય શાસ્ત્રના વિધિનિષેધનું પણ ઉલ્લંઘન, એ વિષે ઘણા લોકો અજ્ઞાન હશે આજ પ્રમાણે અત્યારે ગૅરિબાલ્ડી ઇટાલિના ઉદ્ધારક તરીકે સર્વજનવિદિત છે, પણ એના જીવનના અન્યપ્રદેશમાં વહેતાં ઝીણાં ઝીણાં ઝરણાં-જેમાંથી સ્વદેશોદ્ધારક તરીકે એમના જીવનનો મ્હોટો પ્રવાહ ઉત્પન્ન થએલો છે-એનું જ્ઞાન થોડાને જ છે ગૅરિબાલ્ડીએ જે અદ્ભુત બાહુ અને નિશ્ચયના બળથી ઇટાલિને સ્વતન્ત્ર કર્યું એ ક્ષણવાર પણ વીસરવાનું નથી-તથાપિ એ બળ કેવી ઇશ્વરપરાયણતા, માતૃભક્તિ, પરદુઃખાનુકંપા અને નિઃસ્વાર્થતામાંથી ઉપજી આવ્યું હતું એનું સ્મરણ રાખવાની જરૂર છે અને એ કસોટીથી જ આપણે એક ખરા ગૅરિબાલ્ડીને એક સ્વાર્થી અને તમપ્રધાન સાહસિકથી છૂટો પાડી પારખી શકીશું આ બોધ માટે રા નરસિંહભાઇના પુસ્તકમાંથી—

"એ પ્રભુપરાયણ વીર આત્મજીવનમાં લખી ગયો છે કે 'મ્હારૂં અસમ સાહસ જોઈ લોક વિસ્મય પામે છે તે સાહસનું મૂળ પ્રભુ ઉપરનો દૃઢ વિશ્વાસ જ છે મ્હને દૃઢ વિશ્વાસ જ હતો કે મારી માતા—સતીત્વના આદર્શ રૂપ અને દેવીત્વના અ

વતાર્ રૂપ મ્હારી માતા–જે ક્ષણે મ્હારી પ્રાણરક્ષા અર્થ ઇશ્વરઆરાધનમાં નિમગ્ન થશે તે ક્ષણોમાં મ્હારા જીવનને કોઈ પણ પ્રકારનો ભય છે જ નહિ' સૂર્યોદય થતા જેમ રાત્રિનુ ગાઢ અંધકાર નાશ પામે છે, તેમ એ દૃઢ વિશ્વાસથી વિપત્તિના ભીંત ડાના એ ચુરા કરી નાખતો એમજ સમજતો કે સ્વય ઇશ્વર ત્હેના ભક્તનુ દેહ રક્ષણ કરે છે માતૃભક્તિ અને ઇશ્વરપર વિશ્વાસનુ આવુ ઉજળુ દૃષ્ટાન્ત બહુ વિરલ હોય છે"

'ઇટાલિના ભૂત, ભવિષ્ય અને વર્તમાન વિષય સબધે કઈ પણ પ્રકાશ મળી આવે તે શોધવાને હું બ્હાવરો બ્હાવરો ભટકતો જે પુસ્તકમા અથવા મનુષ્યમા મ્હારા હૃદયની છબિ પ્રતિબિંબિત થયેલી જણાય તે પુસ્તક અને તે મનુષ્ય મ્હારા આદર ની વસ્તુ થઈ પડતી. સ્વદેશ અને સ્વદેશના ઉદ્ધારના સાધન–એ બેજ ભાવ–એ દિવસે મ્હારા અતરમા નવજીવન પામ્યા એ જ દિવસથી મનમા ને મનમા મ્હે આ નવા ધર્મની દીક્ષા લીધી"

'માસલ્સમા આવી જુવે છે તો ત્યા મરકીનો પુષ્કળ જોરથી ફાટી નિકળ્યો છે વણજ વ્યાપાર બધુ બધ થઇ ગયુ છે સાધનવાળા આજુબાજુના ગામડામા નાશી જઇ એ ભયકર રોગમાથી બચવાનો પ્રયત્ન કરતા હતા વૈદ્યો, યાજકો અને દયા ધર્મભગિનીઓ પરોપકારવ્રતનુ પાલન કરવા રસ્તાઓમા રખડે છે દીન દુખીની અ સહાય કષ્ટજનક અવસ્થા જોઇ ગેરિબલ્ડીનુ હૃદય ચીરાઈ ગયુ, ને કોલેરાના દવાખા નામા વિના પગારે દર્દીઓની સેવા શુશ્રૂષા કરવા રહ્યો ત્યા રહીને રોગીઓની સેવા કરવા લાગ્યો ને ત્હેમને આશ્વાસન આપી ત્હેમના દુખ ઓછા કરવા લાગ્યો ત્હેની સાધુતાની સત્સાહસની અને સહનશક્તિની પ્રશસા પેલી ભગિનીઓ પણ કરવા લાગી"

"આજ રાજાના હાથમા રાજ્યભાર અર્પણ કર્યાથી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ થઈ એટલે ગેરિબ્લ્ડીએ પોતાના શાન્તિજનક દ્વીપમા વાસ કરવાનો સકલ્પ કર્યો. આવા આત્મત્યાગના દૃષ્ટાન્ત ઇતિહાસમા બહુ વિરલ છે જ્યોર્જ વૉશિંગ્ટન્ જ્યારે અમેરિકન્ સેનાનુ સૈનાપત્ય ત્યાગ કરી પોતાના ગિરિવાસમા રહેવા ગયો, ત્યારે જ ઇતિહાસે આવુ આત્મત્યાગનુ દૃષ્ટાન્ત પ્રદર્શિત કર્યું હતુ પરન્તુ નિષ્કામ ભાવમા અને ચરિત્રમાહાત્મ્યમા તો વૉશિંગ્ટનને પણ ગેરિબલ્ડીના ચરણમા મસ્તક નમાવવુ પડશે કારણ કે દેશોદ્ધારને માટે આમ આત્મસમર્પણ કર્યા છતા ત્હેના બદલામા એક કોડી સરખી ગેરિબલ્ડીએ લીધી નથી વૉશિંગ્ટને તો થોડા દિવસ પણ વિજયફળ ભોગવી લીધુ હતું ખરેખર ગેરિબલ્ડીના એ આત્મભોગની તુલના થઈ શકે એવુ દૃષ્ટાન્ત ઇતિહાસમા મળવુ અશક્ય છે ભવિષ્યમા એવુ દૃષ્ટાન્ત મળશે કે કેમ તે અત્યારે કહી શકાય નહિ"

"'અને ત્હમે ઇટાલીની વીરાઙ્ગનાઓ! ત્હમને પગે લાગીને કહુ છુ કે નિર્વીર્ય બાયલા પુરુષોને આલિંગન દેશો ના, કારણ કે એવા નિર્વીર્ય પુરુષોથી ત્હમને નિર્વીર્ય

પુત્રો પ્રાપ્ત થશે. સૌન્દર્યની વાસભૂમિ આ ઇટાલીની પુત્રીઓ થઇ ત્હમે, ઉચ્ચાશય વીર સંતાનને નહિ જણો તો ત્હમારો જન્મ વૃથા છે !' "

આવા આવા અનેક ફકરાઓ ધ્યાન દઈ વાચવાની અમે અમારા વાચકોને ભલામણ કરીએ છીએ એવી રીતે વાચવાથી જ દેશોદ્ધાર માટે કેવા વિવિધ માર્ગે આપણે કર્તવ્યો કરવાના છે એ સમજાઇ આવશે, અને ખરી સમજણથી પ્રવર્તીશુ તો જ ગેરિબાલ્ડી જેવા મહાન પુરુષોના જીવનચરિત્રો વાચી એમના દૃષ્ટાન્તોનો આપણે યથાર્થ લાભ લીધો ગણાશે.

ગૅરિબાલ્ડી જેવા અનેક દૂર દેશોમા ભમેલા, ઘણાક જળ-સ્થળના યુદ્ધો લડેલા, હારજીત ભોગવી ધીટ બનેલા, અને સુખદુ ખના અસખ્ય પ્રસગોથી રાજા સમાન થઇને પણ વિરાગી રહેલા નરવીરના જીવનચરિતના વિવિધ બનાવોનો કાઇક કાઇક ઉલ્લેખ આ અવલોકનમા થાય તો ઠીક એમ ધારી એ વિષે કેટલુક લખવાની ઇચ્છા હતી. પરન્તુ એટલામા, રા. નરસિહભાઇના આ પુસ્તકથી આકર્ષાઇ એક સાહિત્યરસિક લેખકે, એના અવલોકન રૂપે, ગૅરિબાલ્ડીના જીવનની સવિશેષ હકીકત વસન્તમા પ્રસિદ્ધ થવા લખી મોકલી છે, તેથી પુનરુક્તિ ન થાય એટલા સારૂ અમારી નોધ આટલેથી જ સમાપ્ત કરીશુ માત્ર છેવટે એટલી વાત ઉપર વાચકનુ લક્ષ ખેચતા જઇશુ કે-ગૅરિબાલ્ડીના હૃદયને ઇગ્લડે બતાવેલી દિલસોજી બહુ મદદ રૂપ થઈ પડી હતી. કવિવર ટેનિસને—

> "A name that earth shall not forget
> Till earth has rolled her latest year"

એ પ્રમાણે એનુ સકીર્તન કર્યું હતુ, અને એ જ્યારે ઇગ્લડ ગયો તે વારે એને મળેલા માનનું મિ મૉર્લિ કૃત ગ્લેડસ્ટનના જીવનચરિતમા એક ઠેકાણે નીચે પ્રમાણે વર્ણન છે

"London has seldom beheld a spectacle more extraordinary or more moving. The hero in the red shirt and blue grey cloth long associated in the popular mind with so many thrilling stories of which they had been told, drove from the railway at Vauxhall to Stafford House, the noblest of the private palaces of the capital, amid vast continuous multitudes, blocking roadways, filling windows, lining every parapet and roof with eager gazers For five hours Garibaldi passed on amid tumultuous waves of passionate curiosity, delight, enthusiasm And this more than regal entry was the arrival not of some loved prince or triumphant captain of our own, but of a foreigner and the deliverer of a foreign people. Some were drawn by his daring as a fighter, and by the picturesque figure as of a hero of antique mould, many by sight of the sworn foe of Giant Pope, but what fired the hearts of most was the thought of him as the soldier who bore the sword for human freedom The western world was in one of its generous moments In those days there were idealists, democracy was conscious of common interests and common brotherhood, a liberal Europe was then a force and not a dream"

પોતા મ્હામે યુદ્ધમા સ્હામી તોપે લડનાર જનરલ બોથાને અસાધારણ માનથી વધાવી લેનાર પ્રજા ગૅરિબાલ્ડી જેવા મિત્રને ઉપર પ્રમાણે આવકાર આપે એમા અમને આશ્ચર્ય લાગતુ નથી. પણ ઉપરનું વર્ણન વાંચી અમને પ્રશ્ન થાય છે તો તે એટલો જ કે—તે પૂર્વોક્ત " Idealists " નો સમય ગયો જ? " a liberal Europe "—જે ફ્રેચ રેવોલ્યૂશન ( ૧૭૮૯ ) વખતે સ્વપ્નામા આવતું હતું અને જે ઉપર કહેલે સમયે (૧૮૬૪) જાગ્રત અવસ્થાની શક્તિરૂપ થએલું મિ મોર્લિ વર્ણવે છે, તે પાછુ નિદ્રાપરાયણ થઈ ગયુ? કે " a liberal Europe " એ વચનના વિશેષ્યપદમા જ સર્વે રહસ્ય સમાએલુ છે? જે " Idealism "—ના પાનમાં મિ. મોર્લિ ઊછરેલા છે એના થોડાક બિન્દુઓનો પણ આ ભારતભૂમિ ઉપર એ હિન્દી પ્રધાન—એમની " generous moments " મા પણ—અભિષેક કરશે કે કેમ એ વિષે અત્યારે તો લોકને બહુ શક છે.*

---

# દૂરથી ગીતધ્વનિ

આજ ત્રીસ વર્ષ થઈ ગયા, વિદ્યાભ્યાસના પ્રેમયુક્ત પરિશ્રમમા મન ડુબેલુ હતુ તેવી એક મધ્યરાત્રિએ મુંબાઈ નગરમા ગર્વિરનિસ સંચરતી ટ્રામવેની એક અગ્રેજ મેવરોથી ભરેલી ગાડીમાથી એકાએક મધુર ગીતધ્વનિ મ્હારા શ્રવણ ઉપર પડયો. ક્ષણવાર પુસ્તક પુસ્તકને ઠેકાણે રહ્યું વિકસિત મનોવૃત્તિ શ્રવણેન્દ્રિય દ્વારા એ ગાનસુખનુ પાન કરવા લાગી ટ્રામરથ દૂર દૂર સરતો ગયો, તેમ તેમ એ મેવરમડળનો મધુર ગીતધ્વનિ પણ સરતો ગયો, પણ તેમ તેમ કાઈક વિશેષ મધુરતા, કાંઈક અલૌકિક રૂપ, ધારણ કરી મનને પરવશ કરતો ચાલ્યો આખરે મધ્યરાત્રિની શાન્તિમાથી ઉત્પન્ન થયેલો ધ્વનિ મધ્યરાત્રિની શાન્તિમા લય પામ્યો. તોપણ પ્રતિક્ષણ એ મધુર ગીતનો પ્રતિધ્વનિ મનમા ભમ્યા કરતો હતો. સરસ્વતી દેવીની સેવાના વ્રતમા આ ભગ થયો ખરો. પણ હેવો ભગ કોને ઇષ્ટ ન હોય? વાચકવર્ગને એ વ્રતભંગના અપરાધ સાથે સંબન્ધ નથી. માટે એ વાત કોરે મૂકી આજ જે વિષય ઉપર વિચાર જણાવવાનો છે તે લઈ ચાલિયે.

આમ આ ગીતધ્વનિયે અલૌકિક આનન્દ આપવાનુ કારણ શુ? વિદ્યાપરિશ્રમના થાકમા વચ્ચે મનોવિનોદ એ એક છે. પણ એ જ નથી. ગંભીર મધ્યરાત્રિની શાન્તિ એ પણ એક છે. પણ તે પણ સમસ્ત કારણ નહિ બને. મુખ્ય કારણ તો દૂરથી, પરોક્ષ, એ ગીતધ્વનિ આવ્યો તે છે. સહસા, શાન્તિના સમયમા, આવ્યો તેથી સવિશેષ મનોહર બન્યો. ગાન પ્રત્યક્ષ સંભળાય છે ત્હારે,—એટલે ગીતધ્વનિનું ઉત્પત્તિસ્થાન, ગાનાર અથવા વાદ્ય

* ઉપરનુ લખ્યા પછી સાભળવામા આવ્યુ છે કે વરસાદના થોડાક છાટા પડ્યા પણ લોક તો રોદણુ (દ્દ—to grow, Political growth ) શરૂ એ પતર કરતા નથી, એમને તો એ તપે અમર રેલે એ ઇષ્ટ છે.

નજરની આગળ હોય છે ત્હારે—જે આનન્દ થાયછે તે કરતાં ગાનાર અથવા વાદ્ય સાંભળનારની નજરથી બ્હાર હોયછે ત્હારે જુદા જ પ્રકારનો અને વિશેષ આનન્દ થાયછે, અથવા આનન્દભિન્ન બીજા ભાવ-શોક, ગંભીરવૃત્તિ, વગેરે-જાગૃત થાયછે, તો તે પણ વિશેષ સચોટ રીતે અસર કરેછે;—આ અનુભવસિદ્ધ વાત છે.

આ વિલક્ષણ આનન્દાદિક અનુભવને વિશે શાસ્ત્રીય રીતે કારણનું અન્વેષણ કરતા પ્હેલાં હાવા પ્રકારનાં ઉદાહરણો કેટલાંક પ્રથમ જોઇયે, જેથી કરીને આ વચનને કાંઇક અનુભવની પુષ્ટિ મળે.

ઇંગ્લાડમાં આરમ્ભકાળમાં કેન્યૂટ રાજા એકવાર હોડીમાં બેશીને નદીમાં જતો હતો તે વખત કિનારે ઇલાયના સાધુઓ દેવળમા ભજન ગાતા હતા તે સાંભળવાને હોડી રાજાએ થોભાવડાવી તે વિશેની નીચેની પંક્તિયો પ્રસિદ્ધ છે:—

Merrily sang the monks within Ely
When that Canute, King, rowed there-by,
Row, my knights, row near the land
And hear we these monkys song

અહિ કેન્યૂટ રાજા દેવળના ભજનના સંગીતનો શોખીન હતો તે વાત ખરી છે; પરન્તુ તે ઉપરાંત હેના મન ઉપર વિશેષ મોહ ઉત્પન્ન કરનારું કારણ એ સંગીત ગૂઢ રૂપે આવતુ હતું તે હોવું જોઇયે એમ હુ માનુછું. દેવળમાં નિગૂઢ રહેલા સાધુ દૃષ્ટિયે પડતા ન્હોતા, માત્ર હેમાં ગવાતુ, ગવાઈને દેવળના મકાનમાં ઘોળાતું, સંગીત બ્હાર નીકળી, નદીના પ્રવાહ ઉપર વિશેષ ચમત્કાર મેળવી, દૂર રહેલી હોડીમાં બેઠેલા રાજાને વિલક્ષણ અસર કરનારુ નીવડ્યું. દૂરતાના ચમત્કારનુ જ્ઞાન એ રાજાને નહિં હોય તેથી કિનારા પાસે હોડી હકારી જવાનુ હેણે કહ્યું એમ વખતે લાગશે. પરંતુ કિનારે ઊતરી દેવળમાં જવાની ઇચ્છા હેણે જણાવી નથી, માત્ર કાઇક સમીપ જવા માટે જ કિનારે હોડી થોભાવવાનું કહેછે. તેથી ગાયકમંડળને જોયા વિના જ ગૂઢ સંગીતના મોહને જ સ્વીકારનારી વૃત્તિ આ વૃત્તાન્તમા પ્રગટ થાયછે.

એક પ્રાસંગિક નોંધવા જેવી વાત એ છે કે ગાન જમીન ઉપર કરતાં પાણી ઉપર વિશેષ મીઠાશ, મધુરતા, મૃદુતા, અને ભરાવ પામેછે એ તત્ત્વ આ બનાવમાં રહેલુંછે. આ તત્ત્વનો અનુભવ મ્હને તીવ્ર રૂપે એકવાર કારવારમાં થયો હતો. દરિયા કિનારાના મકાનમાં સંગીત ચાલતુ હતું તે દરિયાના ઓઘને બળે વિલક્ષણ સ્વરૂપ લેતું મ્હને તે વખત લાગ્યું હતું અવાજને પાણી જોડે કાંઇક વિલક્ષણ સંબન્ધ હશે તે વિજ્ઞાનવેત્તાઓ વખતે સમજાવી સકશે.

મિલ્ટનના Paradise Lost માંની નીચેની પંક્તિઓમાંનુ વર્ણન ધ્યાન ખેંચશેઃ—

"How oft from the steep
Of echoing hill or thicket have we heard
Celestial voices to the midnight air,
Sole, or responsive each to other's note,
Singing their great Creator ? Oft in bands
While they keep watch or nightly rounding walk,
With heavenly touch of instrumental sounds
In full harmonic number joined their songs
Divide the night, and lift our thoughts to heaven

ઉપરની પંક્તિયોમા આદમ રાત્રે ઈવને કહેછે —

( વસન્તતિલકા. )

શા આપણે પ્રિય ! સુણતા અનેક વેળ
ગભીર મધ્યરજનીપવને વહેન,
ઊંચા ગિરિ મહિં અને તરુકુંજ માંહે
દિવ્ય ધ્વનિ દ્વિગુણ જે પડઘાથી થાએ
સ્રષ્ટા મહાન તણું ગીત અનન્ત ગાતા
કો એકના, વળી પરસ્પર કો ઝીલાતા !
રક્ષાર્થ યામ ભરતા, ફરતા જ ચક્રે
જે વેળ દિવ્ય ગણ શાન્ત ગભીર રાત્રે,
સંગીતમેળ મધુરો ધરતા સુવાદ્યે,
એ સ્પર્શ દિવ્ય કરી ગાન મહાન ગાએ
એ ગાન રાત્રિ મહિં યામવિભાગ માપે
ને આપણા હૃદય સ્વર્ગ લઈ જ સ્થાપે

મિલ્ટનના કાવ્યમા દિવ્ય ગણમાના કોઈ કોઈ આદમ પાસે આવી વાત કરતા વર્ણવ્યા છે ખરા, પણ તે અપવાદરૂપ સ્થિતિ હતી, આ પંક્તિયોમાં તો અદૃશ્ય–અથવા તો તે ક્ષણે દર્શનની બ્હાર રહેલા–દિવ્યગણોના ગીત તથા વાદ્યોના ધ્વનિના શ્રવણનું વર્ણન છે અને એથી જે ગૂઢ અને વિલક્ષણ કુતૂહલ, આનન્દ ઉલ્લાસ વગેરે ભાવ જાગ્રત આદમ તથા ઈવના હૃદયમા થતા હેનો ધ્વનિ આ કાવ્યપંક્તિયોમા સહજ જણાઈ આવેછે આ એન્જલોની રચના કલ્પનાજગત્‌નો વિષય છે તેથી હેમના ગીતધ્વનિ વગેરેનો અનુભવ અવાસ્તવિક ગણી કાઢવાની અહિં જરૂર નથી. કવિત્વકલ્પનાના જગત્‌નો મૂળ પાયો તો અનુભવના સંસ્કારમા જ છે, તેથી આપણી પ્રસ્તુત ચર્ચાને માટે ગૂઢ ગીત વિશેના અનુભવનુ આ વર્ણન સુસ્થાને જ આવી શકેછે

એક બીજુ ઉદાહરણ લઇયે અંગ્રેજ કવિ વડ્‌ર્સ્વર્થ પોતાના Prelude નામના કાવ્યમા એક સ્થળે નીચેનો પોતાનો બાલ્યકાળનો અનુભવ વર્ણવેછે —

" But, ere night fall
When in our pinnace we returned at leisure
Over the shadowy lake, and to the beach
Of some small island steered our course with one,
The minstrel of the troop, and left him there,
And rowed off gently, while he blew his flute
Alone upon the rock—oh, then the calm
And dead still water lay upon my mind
Even with a weight of pleasure, and the sky,
Never before so beautiful, sank down
Into my heart, and held me like a dream "

( રોળાવૃત્ત )

રજનિ થતાની પૂર્વે હોડલુ લઈ હકારી,
છાયાશ્યામળ સરોવરે મન્દગતિ ધારી
વળતા જે ક્ષણ હમે, અને કો બેટકિનારે

સગીતકુશલ સાથી હમારો કો તે વારે
ઊતારી દઈ, પછી ધીરે હલેસે સરતા જ્યહારે,
ને એ ત્હા એકલો ખડકપર વેણુ વગાડે,
તે વેળા, હા ! એહ શાન્ત સરવરજળ સતુ
ભરતુ કઇ આનન્દભાર મુજ હૃદય વિશે શુ !
ને પૂર્વે નવ દીઠુ ભર્યું સૌન્દર્યે હેવુ
પેલુ ઊંચુ વ્યોમ હૃદય મુજ પેસે કે'વુ !
પેશી ઊંડુ હૃદય વિશે કઇ મોહનમન્ત્રે,
અદ્દ્ભુત સ્વપ્ના સમુ, મુને બાધી લે યન્ત્રે.

બાલ્યકાળમા રમતગમતો વખત સરોવરમા હોડીમા બેશી બાળકમડળ જતુ તે વખતનો આ અનુભવ આલેખ્યોછે અહિ સગીતની-ગૂઢ સગીતની-અસર સ્પષ્ટ શબ્દોથી નથી વર્ણવી, પાણી અને આકાશની શાન્તિની અસર બતાવીછે, એમ શબ્દોનુ ગ્રહણ કર્યાથી તત્કાળ લાગશે પરતુ એ આકાશ તથા પાણીની મોહની શક્તિ એ વેણુના ગીતધ્વનિને બળે જ ઉત્પન્ન થયેલી એમ કવિનો હેતુ સુગમ્ય જ છે —

" શીળી ચાદનીની સમ રેલી રહે,
કઇ ગાન મધુરુ સુમન્દ વહે,
સુણી જે વશવર્તી બની ઠરતા
હરણા સમ અમ્બુતરગ બધા '

એમ જે ગાનનાદની મોહની શક્તિ કહેલી છે તે જ શક્તિને પ્રભાવે આ પ્રસગે સરોવરજળની ગાઢ શાન્તિ ચીતરાઈ છે.

બીજી એક ધ્યાન ખેચનારી વાત એ છે કે અહિ ગીતધ્વનિનુ નિદાનભૂત પેલો વેણુ વગાડનાર છોકરો ધીમે ધીમે પાછી સરતી હોડીમાના છોકરાઓને સધ્યાની છાયાઓમા અદૃશ્યવત્ થતો જઈ, અને, એ કોણુ છે તે જાણ્યા છતા, વેણુનાદના જ પ્રાધાન્યને લીધે અજ્ઞાત જેવો જ ભાસ કલ્પાયોછે, તેથી ગીતધ્વનિની ગૂઢતાનો અશ અહિ લુપ્ત થયો નથી. દૂરથી આવતા ગીતધ્વનિની અસરમા ગૂઢતા એક કારણરૂપ અશ છે એ સહજ જણાશે.

ઉપર પ્રાસગિક નોધ કરીછે કે પાણી ઉપર થઈને—અથવા પાણી ઉપર—ગીતધ્વનિ આવતા વિલક્ષણ ચમત્કાર આપેછે—હેતુ આ વગી બીજુ ઉદાહરણ ઉપરના અનુભવમા મળેછે

સસ્કૃત સાહિત્યમાથી એક દૃષ્ટાન્ત લઇયે બાણુભટ્ટની 'કાદમ્બરી' માથી એ જડેછે ચન્દ્રાપીડ મૃગયા કરતો કરતો અન્છોદ સરોવરકિનારે આવી વિશ્રાન્તિ લેતો હતો તે વખતનો વૃત્તાન્ત છે.

मुहूर्तं विश्रान्तश्च तस्य सरस उत्तरे तीरप्रदेशे समुच्चरन्तमुन्मुक्तकवलेन निश्चलश्रवणपुटेन तन्मुखीभूतेनेन्द्रायुधेन प्रथममाकर्णितं श्रुतिसुभगं वीणातन्त्रीझङ्कारमिश्रममानुषं गीतशब्दम् शृणोत्। कुतोऽत्र विगतमर्त्यसंपाते प्रदेशे गीतध्वनेः समुत्पत्तिरिति समुपजातकौतुकः कमलिनी पत्रसस्तरादुत्थाय तामेव गीतसंपातसूचितां दिशं चक्षुः प्राहिणोत्। अतिदवीयस्तया तु तस्य प्रदेशस्य प्रयत्नव्यापृतलोचनोऽपि विलोकयन् न किञ्चिद् ददर्श। तमेव केवलमनवरतं गीतशब्दं शुश्राव।

( ચોપાઈ ઓખાહરણુમાની પ્રમાણે )

લીધી વિશ્રાન્તિ ક્ષણુભર જ્યહારે<br>
ચારુ ચન્દ્રાપીડ કુમારે,<br>
હેવે ઇન્દ્રાયુધ કૌતુક્થી<br>
તન્મય થઈ, નિશ્ચલ કર્ણપુટથી,<br>
મુખથી તૃણનો કવલ નાખી દઈને,<br>
સુણતો નાદ કો ત્યહા સ્થિર થઈને,<br>
ઊપન્યો સરકેરે ઉત્તર તીર<br>
ગીતનાદ અલૌકિક ધીર<br>
સુણિયુ પછી એ ચન્દ્રાપીડે<br>
ગાન મજુલ સુરથી જે હીડે<br>
વીણાના સુર મૃદુ ઝમારે<br>
માહિ ભળિયાછ વારે વારે.

( અનુષ્ટુપ્ )

'ક્યહાંથી આ નિર્જને દેશે ગીતનાદ જ ઊપને ?'
એમ કૌતુકભાવેથી ચિન્તતો મુગ્ધ એ મને.

( ચોપાઈ ઓખાહરણના જેવી )

તજી કમલિનીપત્રની સેજ
ઊઠ્યો રાજકુમાર સતેજ;
એ દિશ નયન કુતુકનાં ધરતો,
જ્યહાંથી ગીતધ્વનિ એ નીકળતો.
અતિ દૂર એ સ્થળ હતું ત્યાંહિં,
શ્રમ કરતાં એ દીઠું ન કાંઈ;
સુણિયો કેવળ એ ગીતનાદ,
ગ્મતો અવિરત અનિલની સાથ.*

---

* આ ભાગનુ ભાલણકૃત કાદમ્બરીમાં ભાષાન્તર નીચે પ્રમાણે છે—

રાગ ગુડી ।

મહૂર્ત્ત માત્ર કરી સ્થિર મંન
બિહુ તિહાં વાલી આસંન ।
વસ્ત્ર ઉત્તરી પિંડલ કર્યું
લેઈ મસ્તક ઊપરિ ધર્યું ॥ ૩૬ ॥
એટલિ ઇંદ્રાયુધ ત્રે તુરી
રહ્યુ કર્ણ બિ ઊફરા કરી ।
મેહેલી તૃણ ગ્રીવા ઊફરી
રહ્યુ સાંભલિ શ્રવણે કરી ॥ ૩૭ ॥
તવ કુઅર સાંભલિઉં ગીત
અમાનુષ યન્ત્રીયુત રીતિ ।
વાજિ વીણા મધુરિ નાદ
સાંભલતાં મનિ અતિ ઉલ્હાદ ॥ ૩૮ ॥
ત્યજી સાથરુ ચાલ્યુ ચર
જિહાંથી ગીત પ્રવાહનું પૂર ।
આગલિ પાછલિ ચુહુ દિશિ જોય
ગાઈ તે નવિ દીસિ કોય. ॥ ૩૯ ॥

આ લગભગ મૂળના તાત્પર્યને સાચવીને કરેલું પણ સ્વતન્ત્ર ભાષાન્તર છે. પરંતુ કેટલાક ભાગ સહજ રહી ગયાછે તેમ જ ભાષા ભાલણના સમયની છે, તેથી મ્હેં ઉપર ભાષાન્તર કરીને મૂક્યુંછે.

અચ્છોદસરના ઉત્તર કિનારા ઉપર મહાદેવના દહેરામાં મહાશ્વેતા વીણાઝંકારસહિત અલૌકિક ગાન ગાતી હતી તે દૂર દૂર બીજે કિનારે ચન્દ્રાપીડના શ્રવણ ઉપર પડવાનો ક્રમ, તથા તેથી થયેલી અસર આ વર્ણનમાં સુન્દર રીતે નજરે પડેછે. ગીતનાદની અસર-ગૂઢ ગીતનાદની અસર ઇન્દ્રાયુધ જેવા અશ્વના ઉપર પણ થઈ, અને તે ચન્દ્રાપીડના કરતાં પ્હેલી-એ સૂક્ષ્મ રસિકતાનો ચમત્કાર છે. મહાશ્વેતા તો અદૃશ્ય હતી-અજ્ઞાત પણ હતી-તેથી ગીતધ્વનિના ઉત્પત્તિસ્થાન તરફ અસાધારણ કુતૂહલનો ભાવ અહિં જરાક પ્રધાન રૂપે આવીને ગીતથી થતા આનન્દના ભાવને કાંઇક દાબી નાંખેછે એમ ભાસ અહિં થાયછે. પરંતુ વાર્તાવિષયનો ઉદ્દેશ ધ્યાનમાં રાખતાં એ કુતૂહલનુ પ્રાધાન્ય અયોગ્ય નથી. ચન્દ્રાપીડ આ ગીતનાદને યોગે આગળ વધી મહાશ્વેતાને મળવાનો છે, વાર્તા એમ આગળ વધવાની છે, માટે એ ક્રમને માટેનો પ્રવર્તક હેતુ-કુતૂહલ-તે જ અહિ જરાક આગળ પડતું આવે, બાકી ચન્દ્રાપીડે પણ પ્રથમ તો ગીતધ્વનિનો અવિક્ષિપ્ત આનન્દ ક્ષણભર અનુભવેલો જ; પછી કુતૂહલની પ્રવૃત્તિ થયેલી;—એ વાત બાણ કવિયે અનુક્ત રાખી, કાંઇક વ્યંજનાગમ્ય જ રહેવા દીધીછે. તેમ જ ગૂઢ ગીતધ્વનિનો ચમત્કાર એ આ પ્રકારના પ્રસંગે આનન્દને વિશેષ રૂપ આપનાર બનેછે એ તત્ત્વ ધ્યાનમાં રાખતા આ કુતૂહલનું પ્રાધાન્ય આપણી ચર્ચાને બહુ બાધક નહિં બને.

અહિં પણ ગીતનાદ સરોવરના જળ ઉપર થઈને આવ્યાથી હેની ચમત્કૃતિ સવિશેષ બની છે—એ પાછું નોંધવા જેવું છે.

કાંઈક આ પ્રકારનું જ એક વર્ણન મરાઠી સાહિત્યમાં એક સ્થળે જોયેલું મ્હને યાદ આવે-છે. સૌ. કાશીબાઈ કાનિટકરે ન્હાની ન્હાની ચાર પાંચ વાર્તાઓની એક ચોપડી પ્રસિદ્ધ કરી-છે-હેનું નામ હાલ સ્મરણમાં નથી-હેમાં એક વાર્તામાની નાયિકા સરોવર વચ્ચે એક દહેરા-માં વિલક્ષણ માધુર્યથી ભરેલા કંઠથી વીણા કે હેવા વાદ્ય સાથે ગાતી, પ્રથમ અદૃશ્ય, દૂરથી સંભળાતી વર્ણવેલી છે. એ રમણીય ચિત્ર-એ નાયિકાના કરુણરસમય પૂર્વજીવન-વૃત્તાન્તથી-વિશેષ ગંભીર ભાવથી આકર્ષક બનેલું છે.

ગૂઢ ગીતધ્વનિની મોહક શક્તિનું ભાન થવા માટે આટલાં દૃષ્ટાન્તો બસ થશે. આ પ્રકારનાં બીજાં અનેક ઉદાહરણો રસિક વાચકને જડી આવશે. અંગ્રેજી કવિ શેલીનું અનુપમ કાવ્ય Sky lark વિશેનું છે હેમાં એ ચંડોળ પક્ષીના ગીતના ચમત્કારનું મુખ્ય બીજ એ પક્ષીની દૂર ઉંચે આકાશમાં, અદૃશ્ય, ગૂઢ સ્થિતિમાં જ છે. આપણી કોયલના ગાનની મધુરતામાં મોહની શક્તિ પ્રેરનાર તત્ત્વ પણ હેનું નિગૂઢસ્થાન એ જ છે.

" કુહૂ કુહૂ કરી જો ફરી આવ્યો,  
મીઠો રવ અમૃતરસ જો લાવ્યો,  
કોયલડી રહી છૂપી ઝાડના ઝુંડમાં રે  
ગાતી છંદમાં રે. "

આમ હેનું સ્વચ્છન્દ ગાન ઝાડના ઝુંડમાં એ છૂપી રહી હોવાથી સવિશેષ ચમત્કાર આપેછે; અથવા રા. મણિશંકર ભટ્ટનું અનુપમ સૌન્દર્યવાળું વર્ણન લઇયેઃ—

" બેશીને કોણ જાણે કહિં પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય. "

આ સાદી પણ વિલક્ષણ મધુરતાવાળી પંક્તિ એકદમ આપણા હૃદયમાં ઊંડી ઊતરે-છે. અહિં " કોણ જાણે કહિં " એ શબ્દોથી કુતૂહલનો ધ્વનિ થાયછે ખરો; પણ-એ ગમે ત્હાં બેઠી હો, મ્હારે હેના સ્થાન સાથે કામ નથી, ગાન સાથે કામ છે—એ પ્રકારનો ભાવ સૂચવાઈ કુતૂહલની વૃત્તિ ગૌણ બની શુદ્ધ આનન્દની વૃત્તિ જ પ્રધાન બનેછે. આ કારણથી " કોયલડી રહીં છૂપી ઝાડના ઝુંડમાંરે " એ કાંઇક નિશ્ચિતતાવાળા ચિત્ર કરતાં રા. મણિશંકરનું અજ્ઞાતતાની મધુરતાવાળું વર્ણન વધારે ચમત્કારયુક્ત બનેછે.

" મોરલી વાગી રે શ્રીકૃષ્ણની! "—એ એક ગરબીમાંની પંક્તિ આપણી ચર્ચાના તત્ત્વને સંબન્ધે સુન્દર પ્રકારના ધ્વનિ જાગૃત કરે એમ છે. કૃષ્ણની મોરલીનો મોહકનાદ હેના ધ્વનિની સુન્દરતાને લીધે હતો તે કરતાં વધારે સબળ રીતે એ મોરલી અને મોરલીના અધિષ્ઠાનભૂત કૃષ્ણ બંને દૂર અને ગૂઢ હોવાને લીધે ચમત્કારજનક હતો.

" જતન મેં કયા કરુ સજની ?
બાજી બંસી ઉસી બનમ. "

આ એક લૌકિક ગીતની પંક્તિમા પણ એજ ગૂઢતા અને તેથી ઉત્પન્ન થતા કુતૂહલ-જનિત મોહની છાયા સ્પષ્ટ રીતે જણાશે.

ત્હારે ગૂઢ ગાનની–દૂરથી આવતા ગીતધ્વનિની–મોહની શક્તિનુ કારણ શુ ? એ હવે જરાક તપાસિયે. ઉપર દૃષ્ટાન્તો આપી ચર્ચા કરી હેમા સ્થળે સ્થળે આ પ્રશ્નને ઉત્તર મળે હેવી કાંઇ કાંઇ પ્રાસંગિક સૂચનાઓ થઇ ગઈછે, તે ચતુર વાચક તરત જોશે. અહિં હવે એ બીજની નિરાંતે પરીક્ષા કરીશું. એક વાત ધ્યાનમાં રાખવાની છે કે આ મોહની શક્તિ કેવળ ગાનના માધુર્યમૂલક નથી. ગીતધ્વનિ–અથવા તો ધ્વનિ માત્ર–નું ઉત્પત્તિસ્થાન અને અધિષ્ઠાન દૃષ્ટિગોચર ના હોય એટલે જ એ ચમત્કાર ઉત્પન્ન થાયછે. માલતીમાધવમાં

नादस्तावद्विकलकुररीकूजितस्निग्धतार
श्चित्ताकर्षी परिचित इव श्रोत्रसंवादमेति ।

(ગીતિ) નાદ ખરે ! આ વ્યાકુલકુરરીકૂજિતસમો તીણો મીઠો
ખેચે ચિતને પરિચિત સરખો, પૂર્વે શું એ શ્રવણ કીધો।

એ વર્ણનમાં માલતીની ચીસ માધવ સાંભળેછે તે કાંઇ ગીતધ્વનિ નથી, પણ કેવળ છે, ત્હાં પણ એક પ્રકારનો હૃદયનો ચમત્કાર માધવને થાયછે. કારણ એ

છે કે ધ્વનિ–ગીતનો અથવા સાદો–અજ્ઞાત સ્થળમાંથી ઉત્પન્ન થતાંની સાથે સ્વાભાવિક રીતે એકાએક પ્રથમ ભાવ કુતૂહલનો પ્રગટ થાયછે; અને એ કુતૂહલમાં જ એક પ્રકારનો ચારુ ચમત્કાર સમાયલો છે. અને આ ભાવ ગીતધ્વનિ નહિ પણ સાદા ધ્વનિને પ્રસંગે પણ ઉત્પન્ન થાય છે એટલું જ નહિં, પણ નાદભિન્ન ઇતર કેટલાક અનુભવોને પ્રસંગે પણ થાયછે—માત્ર એ અનુભવનું નિદાન દૃષ્ટિગોચર ના હોય તો. ઉદાહરણ તરીકે,–ઉત્તરરામચરિતમા **સીતા** અદૃશ્ય રહેલી રામને સ્પર્શ કરેછે તે વખત રામને જે અવર્ણનીય રમ્ય સંવેદન થાય છે તે વાચકના ધ્યાન આગળ મૂકુંછું. એ જ રામ એ નાટકના આરંભમાં **સીતાને** પ્રત્યક્ષ જોઈ સકતો હતો તે વખત હેના સ્પર્શથી કાંઇ ઓછો આનન્દ હેને ઉત્પન્ન ન્હોતો થતો;–

विनिश्चेतु शक्यो न सुखमिति वा दुःखमिति वा
प्रबोधो निद्रा वा किमु विषविसर्पः किमु मदः ।
तव स्पर्शे स्पर्शे मम हि परिमूढेन्द्रियगणो
विकारश्चैतन्यं भ्रमयति समुन्मीलयति च ॥

(શિખરિણી) ઊંઘુંછું કે જાગુ? ઓંહું હું સુખમા કે દુખ ડૂબું?
ગયોછું ઘેરાઈ મદથી, વિષથી? ના કળી સકુ,
તવ સ્પર્શે સ્પર્શે જડ મમ બધાં ઇન્દ્રિય કરી
ભમાવે વિકાર પ્રફુલ કરી દે ચેતન વળી.”

(મ. ન. દ્વિવેદીકૃત ભાષાન્તર.)

આ કાંઇ અલૌકિકચમત્કારપૂર્ણ આનન્દસંવેદન હતુ. છતા આગળ ઉપર **સીતા** અને વાસન્તી શોકપૂર્ણ રામની પાસે આવતાં રામને **સીતા**–અદૃશ્ય રહેલી જ–સ્પર્શ કરેછે,–તે વખતનો આનન્દાનુભવ ઉપરના કરતાં વિલક્ષણ અને વિશેષ ચમત્કારવાળો હતો. રામ મૂર્છિત થયો હતો; તમસાએ **સીતાને** સુઝાડ્યું કે હેને ત્હારો હાથ અડકાડય એટલે એ મૂર્છામાંથી સાવધ થશે; બ્હીતી બ્હીતી **સીતાએ** હાથ અડકાડયો; મૂર્છામાંથી જાગૃત થતા રામે–આંખ્યો મીંચી રાખીને જ ઉદ્‌ગાર કાઢયોઃ—

आलिम्पन्नमृतमयैरिव प्रलेपै
रन्तर्वा बहिरपि वा शरीरधातून् ।
संस्पर्शः पुनरपि जीवयन्नकस्मा
दानन्दादपरमिवादधाति मोहम् ॥

( ગીતિ )

લેપો અમીરસભરિયા
મીઠા દેતો શરીરધાતુને
અન્તર બાહર સઘળે,
સ્પર્શ કરી આ જીવાડતો મુજને;
આવ્યો અણદીઠો એ
સ્પર્શ મધુર અગ અંગ રસ વ્યાપે,
આનન્દ પૂરો ઊંડો
મૂર્છા એ શુ ફરી મુને આપે!

હજી પણ આખ્ય મીંચીને જ સ્પર્શ સુખ અનુભવતો રામ કહે છે:—સખી વાસન્તી! સુભાગ્ય આપણુ! વધાઈની વાત ? ”

વાસન્તી—કેમ વારુ ?

રામ—સખી ? બીજુ શુ ? ફરીથી જાનકી મળી!

અહિ જોઈશુ તો સીતાને જોવાનુ કુતૂહલ દબાઈને આનન્દનું જ બળ પ્રધાન રહ્યુંછે. રામચન્દ્ર સુખનો અનુભવ સાચવી રાખી સીતાને જોવાનો લોભ નથી કરતો અને આખ્ય મીંચેલી જ રાખેછે. સ્પર્શથી-પ્રેમપરિચિત સ્પર્શથી-ગભીર સબળ પ્રેમના બળે સીતાને વગર જોયે જ રામે ઓળખી તેથી કુતૂહલનો નાશ થયો એમ નથી ગણવાનું. આનન્દ-સવેદન એટલુ પ્રબળ હતુ કે કુતૂહલનો ભાવ હેમા ગૌણરૂપે લપાઈ રહ્યો હતો. પ્રથમ કહેલા સીતાના પ્રત્યક્ષદર્શન સાથેના સ્પર્શમા અને આ પરોક્ષ સ્પર્શમાં ભેદ સ્થાપનાર તત્ત્વ તો કુતૂહલ જ રહેશે,—ક્ષણે ક્ષણે આનન્દને જગાડી, વચમા વળી પોતે આવી, અપૂર્વ રસશૃંખલા ગૂંથ-નારુ કુતૂહલ. ત્હારે, સ્પર્શને પ્રસગે પણ કુતૂહલનો ભાવ-નાદના શ્રવણની પેઠે સ્પર્શના અનુ-ભવનુ મૂળ અદસ્ય હોવાથી થતા કુતૂહલનો ભાવ-એ મુખ્ય ચમત્કારબીજ બનેછે. પછી ગીતધ્વનિને સબન્ધે ગાનની મધુરતા ઉમેરાઈ એ આનન્દાનુભવ ઉપર વિલક્ષણ રસ કૌમુદીનો ઢોળ ચઢાવેછે, તે વિશેષમા.

ત્હારે અદસ્ય ગીતધ્વનિથી થતા ચમત્કારનુ એક કારણ—કુતૂહલ. એ કુતૂહલનો ભાવ અને ગીતધ્વનિનો સહજ આનન્દ એ બે વચ્ચે સમતોલ રહેવું આવશ્યક છે. કુતૂહલ પ્રધાન થઈ જઈ આનન્દને દાબી નાંખે-તો ચમત્કારની ખૂબી જરાક કલુષિત થઈ જવાની. ઉપરનાં દાષ્ટન્તોમા મહાશ્વેતાના સગીતથી ચન્દ્રાપીડને થયેલા ભાવમાં કુતૂહલ કાંઇક અગ્રભાવે વખતે જણાયછે. પરતુ આનન્દના ભાવનુ પ્રાબલ્ય લુપ્ત થયેલુ નથી, એ હુ બતાવી ગયોછુ. આનન્દભાવ કુતૂહલને કાંઇક દાબે તે બાધ નહિ આવે. માટે સમતોલ શબ્દનો પ્રયોગ કરેલો છે તે આટલી રીતે વિશિષ્ટ કરવાનોછે.

આ કુતૂહલની ઉત્પત્તિ થઈને હેતુ શમન થઈ જાય તો ચમત્કાર લુપ્ત થાય; પરંતુ

ગૂઢ સંગીતને પ્રસંગે તેમ બનતું નથી, કેમ કે ગીતધ્વનિનું ઉત્પત્તિસ્થાન તેટલો વખત તો અદૃશ્ય અને ઘણે પ્રસંગે અજ્ઞાત રહેવાને લીધે, કુતૂહલનો ભાવ ક્ષણે ક્ષણે ઉદ્દીપિત થાયછે અને સતત ચાલૂ રહેછે. ગાનમાધુર્યનો આનન્દ અને કુતૂહલ એ બે ભાવનું હેવું વિલક્ષણ મિશ્રણ થાયછે કે એ બને ભાવના પ્રવાહની એકમેક સાથે ગૂંથણી થઈ જઈ, બંનેમા વારા ફરતી એક બીજાનો આવિર્ભાવ અને ક્ષણિક તિરોધાન એમ સૂક્ષ્મ અને અલક્ષ્ય ક્રમથી, રસપ્રવાહ અસ્ખલિત વ્હેછે. અને આ કારણને લીધે જ કુતૂહલ તે આ પ્રસંગે ગાનમાધુર્યમા અને હેના આનન્દમા વિક્ષેપકર બનતું અટકેછે.

સૌન્દર્યચમત્કારનું ઊંડું બીજ કુતૂહલ જ છે. સૌન્દર્યના એક અંશનો ઉપભોગ કર્યા પછી એનો એ ફરીથી આનન્દ આપી નહિં શકે—એના એ સ્વરૂપમા નહિ આપી સકે. અને તેથી જ હેનો બીજો અંશ ઉપભોગવિષય થતા પ્હેલા હેમા નવીનતા જોવાની ઉત્સુકતા ઉત્પન્ન થાયછે, અને અર્થાત્ એ બે અંશોની વચ્ચે કુતૂહલનો અંકોડો જોડવાને માટે આવેછે. એ કુતૂહલને તૃપ્ત કરનારી નવીનતા ના આવે તો સૌન્દર્ય સિદ્ધ ના થાય. આમ કુતૂહલ તે આનન્દની શૃઙ્ખલામા સૂક્ષ્મ ન્હાના ન્હાના અંકોડા પૂરા પાડેછે. આ પ્રકારની પ્રવૃત્તિને વિશેષ બળ આપનારું કારણ સુન્દર વસ્તુની અર્ધનિગૂઢ સ્થિતિ એ બનેછે. ચન્દ્ર વાદળાથી ઢંકાયલો હોયછે ત્હારે સવિશેષ ચમત્કાર આપેછે; લતામંડપ ઉપર ગુપ્ત રહેલા મોગરાનો સુગન્ધ નાકે લગાડેલા ફૂલ કરતા વધારે આનન્દ આપેછે, હેનું કારણ ક્ષણે ક્ષણે કુતૂહલ જાગૃત થઈ નવી નવી સુન્દરતાનું દર્શન-એ જ. કવિતામા પણ વ્યઙ્ગ્યનો ચમત્કાર અતિ ગૂઢતા પણ નહિ અને અતિ સ્પષ્ટતા પણ નહિં હેવી અર્ધગૂઢ સ્થિતિમા જ મનાયલોછે **अर्धोद्गिरामपिहितः पिहितश्च किञ्चिद् रम्यत्वमेति** એ સુપ્રસિદ્ધ વચનમા રસનું અમૂલ્ય તત્ત્વ સમાયલુંછે. કુતૂહલથી ઉપર કહ્યું તેમ રસપ્રવાહ ચાલૂ રહેછે એટલું જ નહિ, પણ એ કુતૂહલના ભાવથી જ્હેં વિક્ષેપ આવીને, કેવળ પ્રગટ સૌન્દર્યથી થતી સતૃપ્તિનો સંભવ ટળેછે. આ વિક્ષેપ તે વિક્ષેપ નથી તે હમણા જ ઉપર નોંધ્યુંછે. મન વિક્ષેપના પ્રસંગો તો બીજા જ છે. અને એ વિક્ષેપનું સ્મરણ થતા ગૂઢ ગીતધ્વનિની મોહની શક્તિનું બીજું કારણ હવે ઉપસ્થિત થાયછે. તે-વિક્ષેપાભાવ. ગીતધ્વનિનું ઉત્પત્તિસ્થાન ગાનાર બજાવનાર માણસ વગેરે અદૃશ્ય હોવાને લીધે, શ્રોતાનું ધ્યાન અવિક્ષિપ્ત રૂપે ગીતધ્વનિમા જ સલગ્ન રહેછે, તેથી *એ માધુર્યજનિત આનન્દ અલિપ્ત અને અવિચ્છિન્ન બની શ્રોતાને મોહપાશમા બાંધી લેછે.* તર્કશાસ્ત્રમા પ્રત્યક્ષ જ્ઞાનની ઉત્પત્તિ વિશે કહ્યુંછે તે પ્રમાણે મન, ઇન્દ્રિય (જ્ઞાનેન્દ્રિય), અને વિષય (જ્ઞાનવિષય વસ્તુ) એ ત્રણનો સયોગ થાય ત્હારે પ્રત્યક્ષ જ્ઞાનનો અનુભવ થાયછે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ—એ પાચે વિષયમા આ ધોરણ પ્રવર્તેછે. અહિ શબ્દ (= અવાજ) ના પ્રત્યક્ષમા શબ્દ, શ્રવણેન્દ્રિય, અને મન એ ત્રણ યોગમા આવે ત્હારે શ્રવણરૂપી પ્રત્યક્ષ જ્ઞાન થાય, તે જ્ઞાનની વચમા શબ્દ ઉત્પન્ન કરનાર પુરુષ કે સ્ત્રીનું દર્શન થાય તો મન શ્રુતિવિષય ઉપરથી દર્શનવિષય ઉપર અને દર્શનવિષય ઉપરથી શ્રુતિવિષય ઉપર એમ વારવાર સંચલન કરવાને પરિણામે એ મન, શ્રવણેન્દ્રિય, અને શબ્દ (ગીતધ્વનિ) ના ત્રિપુટ સંયોગમા ભંગ પડીને ક્ષતિ થવાની, અને તેથી અવિચ્છિન્ન એકસુખની

પરંપરા ના સધાવાની. માટે જ ગૂઢ ગીતધ્વનિને પ્રસંગે આ પ્રકારની ક્ષતિનો સંભવ ટળેછે, અને તેથી અવિચ્છિન્ન આનન્દ અનુભવાયછે. એ આનન્દને નિર્વિકલ્પ આનન્દની પદવી આ કારણથી આપિયે તો અયોગ્ય નહિં ગણાય; કેમકે એ આનન્દાનુભવમાં કોણ ગાયછે, ક્યહાંથી ગીતધ્વનિ આવેછે, શું ગાયછે,—વગેરે કોઇ પણ પ્રકારના વિશિષ્ટ જ્ઞાનની અપેક્ષા ના રહીને કેવળ ગીતમાધુર્યનું નિર્લિપ્ત સ્વરૂપ જ શ્રોતાના હૃદયમાં આનન્દ રેડેછે.

એક વાર્તા છે કે એક ઠેકાણે ઊંચા ભવનની અગાશીમાં કોક વીણાના મધુર સુરનો પ્રવાહ ચલાવતું હતું; તે રસ્તે જનાર કોઇ ગરીબ માણસને કાને પડતાં તે મૂઢવત્, જડવત્, પોતાના સ્થાન જોડે જડાઈ રહ્યો. તે વખતે હેના સાથીએ હેને જાગૃત કરવા કહ્યું— "કડવાં મીઠાં?" (અર્થાત્, કડવાં તુંબડાંની બનેલી વીણામાંથી મધુર સુરની મીઠાશ પ્રગટ થાય છે), ત્હારે પેલાએ જાગૃત થઈ કહ્યું:—"આંગળાં મીઠાં!" (અર્થાત્, વીણાતન્ત્રીને છેડનાર આંગળાંના ચાતુર્યથી મધુર ધ્વનિ ઉત્પન્ન થાયછે). આ વાર્તાનો પ્રસ્તુત ચર્ચા જોડે એટલો જ સંબન્ધ છે કે વીણા, વગાડનાર,–સર્વે કોઇની અપેક્ષા વિના જ માત્ર ધ્વનિના માધુર્યથી જ નિર્વિકલ્પ આનન્દથી આ માણસ મન્ત્રમુગ્ધ બન્યો હતો.

મુંબાઇમા હું ભણવા રહેતો હતો તે સમયમાં એક વાર રાત્રે સરિયામ રસ્તા ઉપર લોકોનું ટોળું ઊભુ હતું; જોડેના મકાનમા ઊંચા ત્રીજા માળમાં નૃત્યસંગીત ચાલતુ હતું; તે સાભળીને એ ટોળુ કેવળ આનન્દ અનુભવતું હતું; હેમાં એક મદ્યપાનથી જરાક પરવશ થયેલા નીચ વર્ણના પુરુષ ઉપર તો એ ગીતધ્વનિયે વિલક્ષણ અસર કરી અને ઊંચે થતા નૃત્યસંગીતના અનુવાદમાં નાચવા લાગ્યો. હામાં હેની મદ્યપરવશ અવસ્થાનો અનિષ્ટ અંશ બાદ કરતા, એટલો સાર જોવાનો છે કે—આ સર્વ અનિમંત્રિત શ્રોતા મંડળને નૃત્ય કરનાર અને સંગીત ગાનાર વગાડનારનુ દર્શન થતું નહોતું, દર્શનની આકાંક્ષા પણ નહોતી,–અને માત્ર અદૃશ્ય ગીતધ્વનિથી જ અલિપ્ત આનન્દ મળતો હતો. આ અદૃશ્ય ગીતધ્વનિના આનન્દના સ્વરૂપનુ કાંઇક નિદર્શન કરેછે-તેથી જ આ પ્રકારનું સાધારણ વર્ગનુ દૃષ્ટાન્ત અહિ મૂક્યુછે.

કેટલાક એમ કહેનારા જાણ્યાછે કે ગાનારીમાં શરીરસૌન્દર્ય ના હોય તો યથેષ્ટ આનન્દમાં ન્યૂનતા આવેછે. આ મત ધારણ કરનારા ખરા સંગીતરહસ્યની ખૂબી ભૂલી જાયછે, એટલું જ નહિ; પણ આપણી ચર્ચાના ધોરણે તો એ રહસ્યને વિરોધી જ હેમની રુચિ બનેછે. ગાનારીના શરીરસૌન્દર્યને માટે આટલી આકાઙ્ક્ષા રાખવામાં જ ગીતધ્વનિના માધુર્યને અંગે, માધુર્યથી ઉપજતા નિર્વિકલ્પ આનન્દને માટે વિક્ષેપ ઊભો થાયછે, એ વાત સ્મરણમાં રાખે તો આ પ્રકારનો રસભંગને અનુકૂલ મત બંધાય જ નહિ. ગાનારના સૌન્દર્યથી ગીતમાધુર્યમાં વિશેષ ચમત્કાર ઉમેરાયછે એમ કલ્પના પ્રથમ દર્શને કોઇને સબળ લાગશે, પરંતુ ઉપર ચર્ચેલાં ધોરણોની ખરી કીમત ધ્યાનમાં લઈશું તો એ શરીરસૌન્દર્ય નાદમાધુર્યના આનન્દમાં—અલિપ્ત આનન્દમાં—વિચ્છેદ જ પાડનાર લાગશે. આ તત્ત્વ એક સુરતના ભાડુતી સગરામ હાંકનાર નિરક્ષર માણસના હૃદયમાં અણધાર્યું જ ઊતરેલું જાણ્યુછે. એકવાર સુરતથી ડુમસ કોઇ ભાડુતને લઈ જતાં એ હાંકનાર વાતે

ચઢયો હતો, તે વખત એક સુરતમા કોઇ ઉત્તમ ગાનારી આવી હતી ત્હેના ગીતકૌશલ અને માધુર્યની ઉચ્ચ પ્રશસા કરતા બોલ્યો,—"હેના મ્હો સામુ જુઓ તો તદ્દન બદસુરત, હેના મ્હો સામુ જોવુ પણુ ના ગમે, પણુ ગાયન-અહા! હેનુ ગાયન તો બસ!" આ પ્રસગે ગાનારનુ દર્શન-કાઇ અપૂર્વ રીતે-ક્ષતિકર ના થતા, હેની બદસુરતી તેજ ગીતધ્વનિને નિગૂઢ કરનાર પડદાનુ કામ સારી ગૂઢ ગીતધ્વનિનો જ પ્રકાર ઉપસ્થિત કરેછે ગીતધ્વનિના અન્યનિરપેક્ષ માધુર્ય અને આનન્દની ખરી કસોટીનું આ સાધારણુ જણાતું પણુ ઉત્તમ ઉદાહરણુ છે.

ત્હારે આ ગીતધ્વનિના ચમત્કારના મુખ્ય બીજ આપણે જોયા,—કુતૂહલ અને વિક્ષેપાભાવને પરિણામે એકાગ્ર ધ્યાન. પરતુ આ ચમત્કારની વૃદ્ધિ ગીતધ્વનિની દૂરતાથી પણુ થાયછે. મૂળ 'દૂરથી ગીતધ્વનિ' સાભળીને તે ઉપર જ ચર્ચા આદરીછે. માત્ર ગૂઢ ગીતધ્વનિ નહિ પણુ ગૂઢ અને દૂર ગીતધ્વનિ એ આપણો વિષય છે ત્હારે એ ચમત્કારનુ ત્રીજુ બીજ દૂરતા છે. હેતું કારણુ તપાસિયે. સર્વ રસિક કલામા-કવિતા, ચિત્રકલા, સગીત, વગેરે સર્વ રસિકકલામા-એક તત્ત્વ એ છે કે અમુક નિબન્ધનમા ઝીણી વિગતો, રસિકતાને પોષક વિગતો, કલાવિધાનમા પ્રવેશ પામેછે,—પરતુ બીજી દષ્ટિએ કલાવિધાન તે ઝીણી વિગતોનો અનાદર કરેછે. પૃથકકરણુ કરીને ઝીણી વિગતોનુ દર્શન કરાવવાનું કામ કલાનું નથી, પણુ સમગ્રભાવમા, મનુષ્યના મન ઉપર અપૃથક્ રૂપે છાપ પડેછે ત્હેના રસિક પ્રતિબિમ્બરૂપે, ચારુતાનુ દર્શન કરાવવુ એ કલાવિધાનનું એક કર્તવ્ય અને સ્વરૂપ છે આથી કરીને વિગતોનો પરસ્પર સબન્ધ અરસિક ખડબચડા સ્વરૂપમા નહિ પણુ પરિણામી ચારુતામા જ ઉપસ્થિત થાયછે આ સિદ્ધિ દૂરના અન્તરથી એક પ્રકારે થઈ સકેછે. Distance lends enchantment to the view એ પંક્તિનુ હાર્દ એ જ છે કે દૂર સ્થિતિને લીધે રસિકતાને અનાવશ્યક, અપોષક, અથવા અર્થહીન ક્ષતિ કરનારા અશો લુપ્ત થઈ ચારતાની છાપ પાડનારુ ચિત્ર નજર આગળ ખડુ થાય છે દૂર ઊચીનીચી, ધુમસભરી ભૂરી, આકાશ જોડે ભ્રમ દેતી, પર્વતમાળમા અસાધારણુ મોહ મમાયલો હોયછે હેનું કારણુ ઉપર કહ્યું તે જ. કાઇક આ પ્રકારના કારણુથી જ દૂરથી આવતા ગીતધ્વનિમા ઝીણી વિગતો સમીપ હોય તો વખતે અનુચિત પ્રમાણુમા આગળપાછળ પડતા ધ્વનિ વગેરે યોગ્ય પ્રમાણુમા ગોઠવાઈ જઈ, લુપ્ત થવા લાયક લુપ્ત થઈ, એક સમગ્ર રૂપમા જ સુન્દરતાનો પ્રવાહ આવેછે. એક બીજું પણુ કારણુ છે, દૂર સ્થિતિને બળે ગીતધ્વનિના માધુર્યમા એક અનુપમ પ્રકારનું માર્દવ, અને સુકુમારતા, પૂરાયછે, જેનુ વર્ણન થવું કઠણુ છે, અનુભવ એ જ હેનું પ્રમાણુ છે. વળી એક કારણુ દૂરતાના ચમત્કારનુ એ છે કે દૂરસ્થ વસ્તુમા અપ્રાપ્યતાનું ભાન થઈ એક નવી જાતનો મોહ ઉત્પન્ન થાયછે.

દૂરથી આવતા ગૂઢ ગીતધ્વનિનો ચમત્કાર ત્હારે આ રીતનો છે પણુ એક અલૌકિક, અમાનુષ, દૂર-દૂરથી વહી આવતો, ગૂઢ, ગૂઢ, અતિ ગૂઢ-ગીતધ્વનિ છે તે તમે કદી નથી સાભળ્યો? બધા માનુષ ગીતધ્વનિ હેની આગળ માધુર્યમા, મોહકતામા, ચમ

દ્વારમા ક્ષણવાર ઊતરતા છે. અતર્ક્ય પરમપ્રભુની અનુપમ સૌન્દર્યભરી સૃષ્ટિમા પ્રકૃતિનાં સ્વરૂપોમાં ગૂઢ ગીતધ્વનિ ચાલી રહ્યોછે, એ દૂર છે, પણ અતિ દૂર નથી;

"ગાન ગાતાં વ્યોમ ચક્ર વિચરિયે રે લોલ
તે સુણે શુ પામર જન મર્ત્ય ?"

એમ એ સ્વરૂપો કહેછે, એ ખરુ; પરતુ કોઇ વિરલક્ષણે એ ગાન આપણી સમીપ આવેછે,

"ગાઇયે ઉપમર્ત્ય ભૂમિમાં અહિ રે લોલ
આજ, તે સુણે કો મનુજ ધન્ય."

એમ કદી એ ગાન માટે સંભવેછે.

પરતુ હું આથી પણ ઊંચે ક્રમે રહેલા ગીતધ્વનિ માટે કહુંછું,—કે એ ત્હમે કદી નથી સાભળ્યો ?

*"સૂતા સાભળે રે સતો શાન્ત મને સુખ ઝાઝે
નાદ નવા નવા રે મીઠા થાય મધુર અવાજે,
જાણે દુદુભિ દેવના કંઈ ગગન વિશે રહીં ગાજે."

એ ગીતધ્વનિનુ આ કાંઇક સ્વરૂપ બતાવેછે,

"ધન્ય વિરલ મે એ ગીતધ્વનિ ઊંડો સુણે રે લોલ.'

એમ એ ગીતધ્વનિ સાભળવાની ધન્યતા વિરલ છે. એ ધન્યતા સંતજનમાં સંભવે-છે તેમ સંતજનનું બીજું રસિકરૂપ શિશુજન ત્હેમા પણ સંભવેછે.

"અમર ભુમિને આગણે દિવ્ય ગાન ગવાય,
સુણીને તે શિશુમુખ પરે મીઠુ સ્મિત લ્હેરાય."

આ શિશુતાનો ધન્ય અધિકાર છે.

"All the while, ye saw me mile, ye knew not whence the song

---

* ગ. બાપાલાલ ભાઇશંકર ભટ્ટની ગરબાવળીમાંથી.

Came that made me smile" ‡

(ગીતિ) સ્મિત રમતું મુજ વદને નિરખો, પણ તે ક્ષણે ન કંઈ જાણો—
એ સ્મિતલહરી નયનનાં સ્હાંથી વહે દિવ્ય ગૂઢ મૃદુ ગાનો.

શિશુના મુખમાં આ વચન કવિયે મૂકીને એ ધન્યતાનું ગાન કર્યુંછે.

આ શિશુ અને સંતની ઉચ્ચ યોગ્યતા છે. દૂર, દૂર, ગૂઢ, ગૂઢ, દિવ્ય પ્રદેશથી આવતું અલૈકિક ગાન એઓ સાંભળેછે, અને અકથ્ય આનન્દ અનુભવેછે હું છાટી દિવ્ય ભૂખથી એટલું જ માગુંછું કે સંતજનની પદવી પૂર્ણ રૂપે અલભ્ય હોય તો આ દિવ્ય યોગ્યતાવાળું શિશુપણું મ્હને નિરન્તર પ્રાપ્ત થજો'

રત્નાગિરિ,
તા. ૫-૬-૦૭ } નરસિંહરાવ ભોળાનાથ.

---

## સ્વદેશધર્મ.

૧. મારી ભારતભૂમિ-એક અને અભેદ્ય-એમાં મને શ્રદ્ધા છે.

૨. મારી ભારતભૂમિ-અનેક કોટિ સંતાનોની પ્રિય માતા-એમાં મને શ્રદ્ધા છે.

૩. મારી ભારતભૂમિ-એના દિવ્ય ઉપદેશમાં મને શ્રદ્ધા છે.

૪. મારી ભારતભૂમિની કૂખે જન્મેલા સંતો અને એના ઉદ્ધારના વીરો—તેઓમાં મને શ્રદ્ધા છે.

૫. મારી ભારતભૂમિ—પૃથ્વીના ઉચ્ચમાં ઉચ્ચ અને પવિત્રમાં પવિત્ર ગિરિવરોથી રક્ષિત મારી અજન્ય ભૂમિ-એમાં મને શ્રદ્ધા છે.

૬. મારી ભારતમાતા જે સાગરના ઉદરમાં વીરાર્ઈ રહેલી છે તેની બલપ્રદ શક્તિમાં મને શ્રદ્ધા છે.

૭. મારી ભારતભૂમિ-સૌન્દર્યની મૂર્તિ-સૃષ્ટિદેવીની પોતાની પુષ્પો અને સરિતાઓથી ભરેલી વાડી-એમાં મને શ્રદ્ધા છે.

---

‡ "Baby's Epitaph"—Swinburne

૮. એ ભૂમિના પ્રત્યેક કણુ પવિત્ર છે એમ મને શ્રદ્ધા છે.

૯. મારી ભારતભૂમિના પ્રાચીન તનુજોમાં મને શ્રદ્ધા છે, જેઓની શ્મશાનભસ્મ પંચમહાભૂતમાં ભળી જઇને મારા અન્ન અને રુધિરરૂપે બની છે.

૧૦. એ પૂર્વજોના પિંડનો આ મારો પચમહાભૂતપિંડ બનેલો છેઃ તેઓના અસ્થિનું મારૂં અસ્થિ બનેલું છે, તેઓના માંસનું મારૂં માંસ બનેલું છે.

૧૧. સર્વ કાળના અને સર્વ જાતિના ભારતવાસીઓ હમેશ માટે પરસ્પર જોડાએલા છે એમ મારી શ્રદ્ધા છે.

૧૨. ભારતભૂમિ ઉપર વસતા સર્વ જનો, તેઓ ગમે તે વર્ણ કે ધર્મના હો તથાપિ, તેઓ સર્વ ભાઇઓ છે એમ મને શ્રદ્ધા છે.

૧૩. દુનીઆદારીના સગપણ કરતાં પણ વધારે વહાલું એવું જે મારૂં દિવ્ય જીવન્ત ભારતપ્રજાત્વનુ સગપણ તેમાં મને શ્રદ્ધા છે.

૧૪. મારી ભારતભૂમિના સુવર્ણમય ભૂતકાળમાં અને તેજોમય ભવિષ્યમાં મને શ્રદ્ધા છે.

૧૫. ભારતભૂમિની પુરુષતાના ધર્મ, વીર્ય અને સ્વદેશાભિમાનમાં મને શ્રદ્ધા છે.

૧૬. ભારતભૂમિના સ્રીજનની સુકુમારતા, પવિત્રતા અને નિરહંતમાં મને શ્રદ્ધા છે.

૧૭. ભારતભૂમિ માટે દરેક ભારતવાસીએ જીવવું અને મરવું એમાં મને શ્રદ્ધા છે,

૧૮. આપણે એક જ ભૂમિના છીએ, આપણે એક જ પ્રજા છીએ, આપણી ભાવના પણ એક જ છે અને આપણે એક જ કાર્ય-પરાયણ છીએ એમ હું માનું છું.

૧૯. મારા સ્વદેશજનની સેવા તે મારા જીવનનો પ્રાણ છે,-તથા એ જ મારા જીવનનું આદિ તથા અંત છે.

૨૦. આમાં મારી ભારત માતાની આશીષ હો!

[ વસન્ત—ઑફિસ. ]*

---

* 'વિવેકાનન્દ-સુવર્ણચાંદ' માટે "An Indian Creed of Nationality." એ વિષય ઉપર લાલા શિવનારાયણ. (એમ. એ)-એમણે લખેલા અંગ્રેજી લેખનું આ ભાન્તર છે.

# અવસ્તા.

( અનુસન્ધાન પૃ૦ ૩૫૪ થી. )

## ૬. ધાતુરૂપ.

સંસ્કૃતની પેઠે અવસ્તામાં પણ ધાતુઓને દશ ગણમા વ્હેંચી નાખવામાં આવ્યા છે. બન્ને ભાષામાં આત્મનેપદી અને પરસ્મૈપદી ધાતુ છે.

(૧) ભ્વાદિગણીય ધાતુ.

આ ગણના ધાતુમાં પ્રત્યયો પહેલાં અ ઉમેરાય છે.

संस्कृत अवस्ता.

भरति = बरइति ( बर'ति )
भरसि = बरहि ।
भरामि = बरामि ।

સંસ્કૃતમાં જેમ सद् ને સ્થાને सीद् થાય છે, તેમજ અવસ્તામાં हद् ને સ્થાને हिद् થાય છે.

(૨) अदादि ગણના ધાતુ.

अस्ति = अस्ति.
असि = अहि
अस्मि = अह्मि ।

લટ્ વિભક્તિમાં જેમ विद् ધાતુનુ સંસ્કૃતમાં એક વિશેષ રૂપ છે તેમ અવસ્તામાં પણ છે.

वेद = वएदा ( હું જાણું છુ.)
वेद = वएदा, वएघ ( તે જાણે છે.)

(૩) ह्लादि ગણના ધાતુઓ.

બન્ને ભાષામાં આ ગણના ધાતુઓ અભ્યસ્ત થાય છે.

दधाति = दधाइति (दधा'ति) ।
दधासि = दधाहि ।
दधामि = दधामि ।
दध्यात् = दद्दयात् (द'ध्यात.)

(૪) दिवादि ગણના ધાતુઓ.

આ ગણમાં પ્રત્યય પહેલાં य ઉમેરવામાં આવે છે.

नश्यति = नस्येइति ।
त्रायस्ते = थ्रायेइस्ते ।
श्लिष्यति = स्लएष्येइति ।

(૫) स्वादि ગણના ધાતુઓ.

આ ગણના ધાતુઓમાં પ્રત્યયો પહેલાં नु ઉમેરાય છે.

कृणोति = केरेनउएति ।
कृणोषि = केरेनूषि ।
कृणोमि = केरेनओमि ।

વેદમાં कृ ધાતુ 'કરવું' અર્થે स्वादि ગણમાં છે; અહીં પણ બન્ને ભાષાનું આશ્ચર્ય સાદૃશ્ય છે.

(૬) तुदादि ગણના ધાતુઓ.

पृच्छतु = पेरेसतु ।
पृच्छ = पेरेस ।
पृच्छानि = पेरेसानि ।

સંસ્કૃતમાં જે વિશેષ નિયમ છે, તે નિયમ અવસ્તામાં પણ છે. જેમ 'विद्' ને સ્થાને विन्द, केरेत (कृत) ને સ્થાને केरेस्त (कृस्त) ઇત્યાદિ.

(૭) रुधादि ગણના ધાતુઓ.

આ ગણના ધાતુના અન્ત્યસ્વરની પ્હેલા न् ઉમેરાય છે. અવસ્તામાં પણ એજ નિયમ છે. પ્રત્યયો લગાડતા પ્હેલાં સંસ્કૃતમાં જેમ छिद् ને સ્થાને કોઇવાર छिन्द् ને કોઇવાર छिनद् થાય છે, તેમજ અવસ્તામાં चित् ને સ્થાને કોઇવાર चिन्द ને કોઇવાર चिनत् થાય છે.

छिनत्ति = चिनस्ति ।
छिनधि = चिनह्मि ।

(૮) तनादि ગણના ધાતુઓ.

બન્ને ભાષામાં આ ગણમાં પ્રત્યયો પ્હેલા उ ઉમેરવામાં આવે છે.

तनोमि = तनओमि ।
तन्वे = तन्वे ।
तन्वीत = तन्वीत ।

(૯) क्र्यादि ગણના ધાતુઓ.

वृणे = वेरने ।
प्रीणामि = फ्रीनामि ।

બન્ને ભાષામા આ ગણના ધાતુઓને પ્રત્યયો લગાડતા પહેલા ના ઉમેરાય છે.

(૧૦) चुरादि ગણના ધાતુઓ

આ ગણના ધાતુઓને પ્રત્યય પહેલા अय લગાડવામા આવે છે

नाशयामि = नासयेमि ।
तपयति = तापयेइति ।
अपातयन् = अपतयेन् ।

लिट्.

બન્ને ભાષાઓમા लिट् પ્રત્યયો પહેલા ધાતુઓ અભ્યસ્ત થાય છે અને ધાતુરૂપમા પણ સાદશ્ય રહ્યુ છે.

शुश्रुम = सुस्रुम
ददाथ = ददाथ
दधार = दधार
विवेद = विवण्द
ऊचे = वओचे
दद्रे = दाद्रे
आसिरे = अएमुहाइरे
दिद्विषिम = दिद्वीष्म ।

लुङ्.

સંસ્કૃત ભાષામા लङ्, लुङ् ઇત્યાદિ પ્રત્યયોમા ધાતુની શરૂઆતે अ મુકવામા આવે છે, પણ વૈદિક ભાષામા એ નિયમમા અપવાદ જોવામા આવે છે. ( પાણિનિ ૬-૪-૭૫ ) અવસ્તામા પણ સાધારણ રીતે એ अ મુકવામા આવતો નથી, પણ કોઇ કોઇ જગાએ अ મુકવામા પણ આવે છે જેમકે—

अदात् = आदात्

સંસ્કૃતની પેઠે અવસ્તામા પણ लुङ् પ્રત્યયોના ૭ વર્ગમા વિભાગ કરવામા આવ્યા છે. કોઇ કોઇ ધાતુ પછી અવ્યવહિત પ્રત્યયો લાગે છે, કોઇ કોઇ ધાતુ અભ્યસ્ત થયા પછી પ્રત્યયો લાગે છે. બાકીના પાચ વર્ગના ધાતુઓને સાધારણ રીતે સંસ્કૃતમા अ, स, स, इष्, शिष् અને અવસ્તમા अ, ह्, ह, इष् અને हिष् લગાડયા પછી પ્રત્યયો લગાડાય છે

अधात् = अदात्, आदात्.
अविदत् = वीदत्
अमस्त = मस्त
अनैषीत् = नएषत् ।

लुट् અને लङ्.

पारय = पात
पातारः = पातारो.
पातास्मि = पाताह्मि
वक्ष्यते = वखूष्येइति

आशीर्लिङ्.

भूयात = बुयात्
भूयास्म = बुयाम

नाम धातु.

प्रश्नयति = परेसन्येइति
पतयति = पइथ्येइति
एनस्यति = अएनंहइति ।

प्रश्न, पति અને एनस શબ્દો ઉપરથી ઉપરના ત્રણ ક્રિયાપદો બન્યાં છે.

यङन्त ધાતુ.

'ફરી ફરી' અને 'અતિશય'ના અર્થમાં બન્ને ભાષામાં ધાતુને यङ् પ્રત્યય લાગે છે. કોઈ કોઈ વેળા यङ्નો લોપ પણ થાય છે પ્રત્યયો લગાડતી વખતે यङन्त ધાતુને અભ્યસ્ત કરી લેવો પડે છે.

અવસ્તામા दिस् ને સ્થાને दएदिस

विद् – वोइविद्
पर्त् – पापेरत्
दर् – दर्दर्

सनन्त ધાતુ.

બન્ને ભાષામાં इच्छा અર્થે ધાતુ અભ્યસ્ત થાય છે અને સયુક્ત થાય છે.

जि ને સ્થાને जीजिष
स्नु – चिश्नुष
ज्ञा–जिस्ऩाओह (=जिज्ञास)
वर्ज् – वीवेरेष
दभ – दिवज (= दिप्स)

કર્મવાચ્ય.

કર્મવાચ્યમાં સંસ્કૃત ધાતુને જે વિશેષત્વ છે તે જ વિશેષત્વ છે તેજ અવસ્તામાં પણ છે.

संस्कृत. प्राकृत.
मन्यते – मन्येते
क्रियते – क्रियेते
शुये – सुये
शुश्रुवे – सुसुये

છેલ્લા ધાતુને લિટ્ પ્રત્યયો લગાડતાં પણ અવસ્તા ભાષામાં કર્મવાચ્યમાં ય ઉમેરાય છે.

સંસ્કૃતમાં લુઙ્ લગાડતાં પ્રથમ પુરૂષ એકવચનમાં इ પ્રત્યય લાગે છે. આ એક વિશેષ નિયમ છે. આશ્ચર્યની હકીકત એ છે કે અવસ્તામાં પણ એ પ્રકારનો વિશેષ નિયમ છે.

अवाचि – अवाची
अस्रावि – स्रावी.

## ૯. વૈદિક ભાષા.

વૈદિક ભાષા સાધારણ સંસ્કૃત ભાષાથી કઇક ભિન્ન છે. પરન્તુ વૈદિક સંસ્કૃતની સાથે અવસ્તા ભાષાને ઘણું સાદૃશ્ય છે.

| સાધારણ સંસ્કૃત. | વૈદિક સંસ્કૃત. | અવસ્તા. |
|---|---|---|
| दातारौ | दातारा | दातर |
| पितरौ | पितरा | पितर |
| तन्वम् | तन्वम् | तन्वेम् |
| देव्यः | देवी | दएवी |
| वस्त्रानि | वस्त्रा | वस्त्र |
| गिरिणा | गिरी | गइरि |
| यौ | या | या |
| यानि | या | या |
| तानि | ता | ता |
| अनया | अया | अय |
| इमे | इमा | इम |
| आसीत् | आस | आस |
| स्मः | स्मसि | महि |
| भगमः | मरामसि | मरामहि |
| दधामः | दध्मसि | ददेमहि |
| उद्मः | उद्मसि | उद्महि |

વૈદિક લોટ્ પ્રત્યયનું અનુરૂપ અવસ્તામાં પણ છે.

| વૈદિક સંસ્કૃત. | | અવસ્તા. |
|---|---|---|
| भराति | = | बराहि |
| कृणवाणि | = | केरेनवानि |
| तनवा | = | तनव |
| प्रीणात् | = | फ्रीनात् |

## ૮. કૃત્ અને તદ્ધિત.

કૃત્ અને તદ્ધિતમા પણ બન્ને ભાષામાં આશ્ચર્ય સાદૃશ્ય છે. નીચે લખેલા પ્રત્યયો કેવળ અવસ્તામાં જ વપરાય છે એમ નહિ પણ એ સર્વે સંસ્કૃતમાં પણ વપરાય છે.

अ, अन्, अन, अइनि ( सસ્કૃત अनि ), अन्त. अर्, अह्, ( સંસ્કૃત अस् ), आ, आन, इ, इन्, इन, इश ( = इस् ), इशी, ई, उ, उन उष, ऊ, क, त, इत, तर, तेम ( = तम ), तात, ति, तु, थ, थ्य ( त्य ), थ्र ( त्र ), त्व, थ्व ( =त्व ), थ, थि, थ्वान ( =त्वान ), थु, न, नह् ( = नस् ), नि, नु, म, मन्, मि, म्न, मन, मन्त्, य, यह ( = ईयस् ), यु, र, रि, रु, व, वन् वन्त्, वह ( =वस ) ઇત્યાદિ.

પ્રત્યેક પ્રત્યયનુ દૃષ્ટાન્ત આપીયે તો આ લાબો નિબંધ વધારે લાંબો બને એટલા માટે માત્ર થોડાં જ દૃષ્ટાન્ત આપીશુ.

| | | સંસ્કૃત | | અવસ્તા | |
|---|---|---|---|---|---|
| गृ | ધાતુમાથી | गीर्य | = | गइर्य | |
| धा | — | दधान | = | दधान | |
| भृ | — | भरन्ती | = | बरेन्ती | ( સ્ત્રીલિંગમાં ) |
| विद् | — | विद्वस् | = | विध्वह् | |
| वृ | — | वरण | = | वरेन | |
| गम् | — | गत | = | गत | |
| स्ना | — | स्नात | = | स्नात | |
| स्तु | — | स्तुति | =. | स्तुइति | |
| अस् | — | सत्य | = | हइथ्य | |
| पृच्छ् | — | प्रश्न | = | फ्रश्न | |
| असुर | ઉપરથી | आसुरि | = | आहुईरि | |
| सप्त | — | सप्तथ | = | हप्तथ | |
| गो | — | गव्य | = | गाव्य | |
| ,, | — | गोमन्त् | = | गओमन्त् | |
| मधु | — | मधुमन्त् | = | मधुमन्त् | |
| वसु | — | वसिष्ठ | = | वहिश्त | |

| | | | | |
|---|---|---|---|---|
| भेषज | — | भेषज्यतर | = | बएषज्योतर |
| ,, | — | भेषज्यतम | = | बएषज्योतिम |
| अस्मद् | — | अस्माक | = | अह्माक |
| ,, | — | मावत् | = | मावन्त् |
| युष्मद् | — | त्वावत् | = | थ्वावन्त् |

છેલ્લા બે દૃષ્ટાન્તો ( मावत् અને त्वावत् ) કેવળ વેદમા જ દેખાય છે, સાધારણ સસ્કૃતમા નથી, આશ્ચર્યનો વિષય છે કે અવસ્તામા એ બે શબ્દોનું અનુરૂપ રહ્યુ છે

બન્ને ભાષામા અપત્યાર્થ षण् પ્રત્યય લાગે છે

સંસ્કૃતમા रघु + षण = राघव

અવસ્તામા नरु + षण = नर्य

સંસ્કૃતમા અપત્યાર્થે आयन પ્રત્યય લાગે છે

बदरि + आयन = बादरायन ( ण )

અવસ્તામા તે જ અય અન તેમ જ अयन પ્રત્યય લાગે છે.

जमस्प + अन = जामास्पन

गओरि + अयन = गआरयन

## ૯. અવ્યય.

અવસ્તામા અવ્યયો પણ સસ્કૃતના જેવા છે

સસ્કૃતમા तम् પ્રત્યય = અવસ્તામા तो

| | | |
|---|---|---|
| त्र | = | थ्र |
| ह | = | ध |
| दा | = | दा |

જેમકે अभित = अइवतो

कुत्र = कुथ्र

इह = इध

कदा = कदा

क्व, ह च ( स च ), नु, मसु ( मक्षु ), अएव ( एव ), न, ना ( नाना ), मा, च, उत, तु, वा, जि ( हि ) ઇત્યાદિ અવ્યયો બન્ને ભાષામા સાધારણ છે

અવસ્તામા આ પ્રમાણે ઉપસર્ગો છે—अइति ( अति ), अइपि ( अपि ), अइवि ( अभि ), अनु, अन्तर ( अन्तर् ), अप, अव, आ, उप, उस्, उन् ( उत् ), ना ( नि ), निश् ( नि ), पर ( परा ), पइरि ( परि ), फ्र ( प्र ), पइति ( प्रति, ), वी ( वि ), हम् ( सम् ) ઇત્યાદિ

ક્ષુદ્ર ક્ષુદ્ર બાબતોમાં પણ આપ બંને ભાષામાં સામ્ય છે.

## ૧૦ છન્દ.

અવસ્તાના છન્દો પણ વૈદિક છન્દોના જેવા છે.

ગાથા નામે ગ્રંથનો તૃતીય અધ્યાય ત્રિષ્ટુભ્ છન્દે રચાયલો છે. ગાયત્રી અને અનુષ્ટુભાદિના જેવા છન્દો અવસ્તામાં પણ મળી આવે છે. યજુર્વેદમાં ગાયત્રી આસુરી, પંક્તિ આસુરી, ઉષ્ણિહ આસુરી ઇત્યાદિ સાત પ્રકારના આસુરી છન્દોનો વ્યવહાર કરવામાં આવ્યો છે. ગાયત્રી અને ઉષ્ણિહ છંદો, જે દેવતાઓને પ્રિય છે, તેહેનું વર્ણન ઋગ્વેદમાં (૧૦-૧૩૦-૪) કરવામાં આવ્યુ છે. એ બધા છન્દો ખરેખર અસુરોના ધર્મશાસ્ત્રોમાંથી લેવામાં આવ્યા હશે, નહિ તો એ સર્વેનુ નામ 'આસુરી' પડે કેમ? કેવળ નામ જ 'આસુરી' છે એમ નહિ, પણ અસુરોના ધર્મગ્રંથોમાં તે સર્વ છન્દો મળી આવે છે. ગાથા એમનો પ્રધાન ગ્રંથ છે; એના ભિન્ન ભિન્ન અધ્યાયો ગાયત્રી પંક્તિ, ઉષ્ણિહ ઇત્યાદિ છંદોથી રચાયા છે.

## ૧૧. ઉપસંહાર.

ઉપસંહાર કરતા અવસ્તામાથી એક મન્ત્ર ઉદ્ધાર કરી મુકીયે છીએ.

तैम अमवन्तेम् यजतेम्
सुरेम दामोहु सेविश्तेम्
मिथ्रेम् यजाइ जओथ्राब्यो ।
यश्त १०-६

એને સસ્કૃતમાં પરિવર્તન કરીયે તો,

तम् अमवन्तम् यजतम्
सूरम् धामसु शविष्ठम्
मित्रम् यजै होत्राभ्यः ।

આ એક માત્ર મંત્ર ઉપરથી પ્રમાણિત થઈ શકે છે કે એક સમયે એ બન્ને ભાષા બોલનાર એક જ સ્થળે વસતા હતા અને એક જ ભાષાદ્વારા પોતાના મનના વિચાર એક બીજાને જણાવતા હતા. વળી એમ પણ જણાય છે કે વૈદિક ભાષા બોલાતી હતી તે સમય પછી અને સાધારણ સંસ્કૃત ભાષા ઉત્પન્ન થઈ તે પહેલાં તે બંને ભાઇઓ જુદા પડ્યા હતા.

નરસિંહભાઇ ઇ. પટેલ.

---

## લવાજમ

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસક રૂ. ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

**ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસ:** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા.૦ ૬-૦ મોકલવા કૃપા કરવી. બીજા વર્ષના,રૂા ૦-૧૨-૦; ત્રીજામા રૂ. ૧-૪-૦.

અન્ય સર્વે માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલના રૂ. ૦-૪-૦ „

મળવાનુ ઠેકાણુ—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—અમદાવાદ

મુંબાઈના એજન્ટ—મેસર્સ એન. એમ. ત્રિપાઠી.—મુંબાઈ.

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વે લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે

૪ કોઇ પણ લેખનું અસલ લખાણ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ કર્યો, હોય કે ન હોય-પણ તે લેખકને પાછુ મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખરસુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી.

**વ્યવસ્થાપક.**

---

# લવાજમ ભરી દેનારને ભેટ.

અમારો કાર્તિકનો અંક વહેંચાયા અગાઉ આ વર્ષ આખરનું એટલે પોષ ૧૯૬૪ સુધીનું વસન્તનું લવાજમ જે ગ્રાહકો તરફથી આવી ગયું હશે તેમને હિન્દુ પોષાકમાં મિસિસ એનીબેસેન્ટની એક અતિ સુંદર છબી ઉત્તમ કાગળ ઉપર ઉતારેલી ભેટ આપવામાં આવશે. આ ભેટનો લાભ ઇચ્છના ગ્રાહકોએ ત્વરિત લવાજમ મોકલવા કૃપા કરવી એજ વિનંતિ.

**વ્યવસ્થાપક.**

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૬, અંક ૭. [ માસિક. ] શ્રાવણ, સંવત ૧૯૬૩.

## ગુણવંતી ગુજરાત.*

( મ્હાડ–ગરબી. )

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત!
નમિયે નમિયે માત! અમારી ગુણવંતી ગુજરાત!—(ધ્રુવ.)
મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝૂકી રહ્યાં અમ શીશ
માત મીઠી! તુજ ચરણ પડીને માગિયે શુભ-આશિષ!—
અમારી ગુણવંતી ગુજરાત! ૧

મીઠી મનોહર વાડી આ ત્હારી નંદનવન શી અમોલ:
રસફુલડાં વીણતાં પીણતાં ત્યાં કરિયે નિત્ય કલ્લોલ!—
અમારી ગુણવંતી ગુજરાત! ૨

સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત!
જય જય કરવા ત્હારી જગતમાં અર્પણ કરિયે જાત!—
અમારી ગુણવંતી ગુજરાત! ૩

* બીજી સાહિત્ય પરિષદ્‌ને પ્રસંગે રચાએલી તથા ગવાએલી.

ઊંડા અઘોર અરણ્ય વિશે કે સુંદર ઉપવન માય!
દેશ પ્રદેશ અહોનિશ અંતર એક જ ત્હારો છાંય!—
અમારી ગુણવંતી ગુજરાત! ૪

સરસરિતા રસભર અમીઝરણાં, રત્નાકર ભરપૂર:
પુણ્ય ભૂમિ ફળ ફૂલ ઝઝૂમી, માત! રમે અમ ઉરા—
અમારી ગુણવતી ગુજરાત! ૫

હિન્દુ, મુસલમિન, પારસી સર્વે, માત! અમે તુજ બાળ:
અંગ ઉમંગ ભરી નવરંગે કરિયે સેવા સહુ કાળ!—
અમારી ગુણવતી ગુજરાત! ૬

ઉર પ્રભાત સમાં અજવાળી, ટાળી દે અંધાર!
એક સ્વરે સહુ ગગન ગજવતો કરિયે જયજયકાર!—
અમારી ગુણવંતી ગુજરાત!
નમિયે નમિયે માત! અમારી ગુણવંતી ગુજરાત! ૭

**અરદેશર ફરામજી ખબરદાર.**

---

# ગૅરિબલ્ડીનું જીવનચરિત્ર.

We think of those
Who blew the breadth of life into her frame
Cavour, Mazzini, Garibaldi · Three.
Her brain, her soul, her sword, and set her free,
From ruinous discords, with one lustrous aim.

*George Meredith.*

૪ થી જુલાઈ ગુરૂવારને રોજ યુરોપ ખંડના કેટલાક દેશોમાં, ખસુસ કરી ઇટાલીના પ્રત્યેક શહેરમાં અને ઇંગ્લડના રાજનગર લંડનમાં, ઇટાલીઅન, મહાન્ વીરનરરત્ન ગૅરિબલ્ડીના જન્મદિવસની શત–સાંવત્સરિક જયન્તી ઉજવાઈ હતી. હિંદુસ્તાનમાં એ માંગલિક ઉત્સવ પળાયો નથી. એ સંબંધી કંઈ ધામધુમ થઈ નથી. માત્ર ન્યુસપેપરોએ જ સહેજસાજ જાગૃતિ બતાવી છે. આ શુભ અવસરે ગુજરાતી સાહિત્યના ટુંક બંડોળમા ગૅરિબલ્ડીના જીવનચરિત્રનુ પુસ્તક પ્રસિદ્ધ થયેલું જોઈ, અમને અત્યત આનંદ થાય છે. એક તો ગુજરાતી સાહિત્યમાં ચારિત્રના ગ્રંથો બહુ જ થોડા છે, તેમાં વળી સ્વદેશાભિમાની પરાક્રમી પુરૂષોના વૃત્તાંતોનાં પુસ્તકો

સારી સંખ્યામાં છપાઈ, લોકમાં વંચાય અને સૂક્ષ્મ અવલોકન અને વિવેકથી અભ્યાસ થાય તો બેશક અમારી માનતા મુજબ વિવિધ અનેક લાભો ઉદ્ભવવા સંભવ છે. તેથી જ અમને શ્રી નરસિંહભાઈ પટેલના ગૅરિબાલ્ડીના ગ્રંથને દીનોજનથી આવકાર આપતાં અતિ હર્ષ થાય છે. અમે તેમના ગ્રંથને કૃતેહ ઇચ્છીએ છીએ અને બીજા અધિક એવી જ પ્રતિના નવીન પુસ્તકો રચવા તેઓ શક્તિરત થાય, એ જ અમારી અંતઃકરણની પ્રાર્થના છે વસન્તમાં શ્રી પટેલના કેટલાક લેખો અમારા વાંચવામાં આવ્યા હતા અને ત્યાંથી જ તેમની મોહક અને સુંદર અનુકરણશક્તિ અને સરળ ભાષા અને સાદી ઇબારતથી અમારું લક્ષ તેમના તરફ ખેંચાયું છે ગ્રંથ ઘણો રસિક અને બોધદાયક બન્યો છે ભાષા પ્રૌઢ છે અને લખવાની ઢબ પણ સારી છે તે એટલી ઉત્તમ છે કે જો કે ગ્રંથ, મૂળ બંગાળીમાંથી ન્યાયો છે તો પણ અજાણ્યો પુરુષ, તેને અસલ લેખ માની, ભુલાવો ખાય તેમાં નવાઈ નથી. જેમ ગ્રંથની અંદરનો ઉપદેશ ઉચ્ચ અને ઉર્જ્વલ છે તેમ બહારની ખુબી–શોભા તેવી જ મનોહર અને આકર્ષક છે. ગ્રંથ સચિત્ર છે અને પ્રસિદ્ધ કર્તાએ તેને સુંદર કરવા કંઇ કમિના કરી નથી. તાજુબ થવાની વાત તો એ છે કે આ ગ્રંથ દેવનાગરી લિપિમાં મુદ્રાંકિત થયો છે ભી પરેલે 'કાશીનાગરીપ્રચરણીસભા' તરફથી દેશમાં ચર્ચાતા લિપિના પ્રશ્નને ઉત્તેજન આપી વ્યવહારમાં મુકી ભારતવર્ષમાં ઐક્ય વધારવા જે શુભ પ્રયત્ન આદર્યો છે તે બદલ તેમને ધન્યવાદ ઘટે છે. આપણે હવે મૂળ વિષયપર આવીશું નરિબાલ્ડીની જીવનકથામાંથી મુખ્ય મુખ્ય બિના ઉતારીશું પણ તે પૂર્વ રોમની સ્થિતિનું ચિત્ર નિહાળવાની જરૂર છે રોમ પ્રાચીન ભારત માફક એક સમયે, પૂર્ણ ખ્યાતિ પ્રાપ્ત કરી જહોજલાલીના પૂર દોર અને દમામમાં ઉન્નતિના ઉંચા શિખરે ચઢ્યુ હતું અને પોતાની હકુમત, દુનિયાના દરેક ભાગમાં પ્રવર્તાવી હતી સૃષ્ટિનિયમ અચળ છે, સર્વનો નિરંતર ઉદય અને લય થાય છે, ભરતી પછી ઓટ આવે છે, તે કાનુનને અનુસરી, ચડતી પડતીના ચક્રમાં રામ પણ એક દિન અગવાઈ ગયુ અનેક પ્રકારની આસમાની સુલતાનીમાંથી પસાર થયુ. આગલી કીર્તિ અને માન ભુંસાઈ ગયા–ધોવાઈ ગયા. ચાલુ વાતનો સમય મહાન પુરુષો, સીપિઓ અને ગ્રેકસ પોમ્પી અને સીઝર અને શરૂઆતના રોમન શહેનશાહની ચઢતી અને આબાદીનો નથી પણ આ વખતે તો તેની સ્થિતિ, આધુનિક હિંદુસ્તાન જેવી બલ્કે તે કરતાં, અધમ બુરી હતી અરાઢમી સદીના અંતમાં નેપોલિઅને, યુરોપને થથરાવી, ત્રાસ આપી, ઇટાલીને વશ કરી, પોતાની સત્તા ત્યાં સ્થાપી હતી. ૧૮૧૫ માં વૉટરલુની લડાઇમાં તેની હાર થઈ, સેંટ હેલીનામાં કેદી પકડાયો.

૧૭૮૯ ના ફ્રેન્ચ વિપ્લવના પરિણામે, હુલ્લડ, તોફાન અને બાગેંડાથી યુરોપના પાદશાહો બહુ ભયભીત હતા અને તેમની સામે ક્યારે હુમલો થશે એ અનિશ્ચિત હતું. ગજરાજને તેઓએ ઘણા નીચ ને નિર્દય કાયદાઓ અમલમાં મુક્યા. પ્રજાને રીબી–કચડી–પોતાની આપખુદી, અન્યાયી સત્તા વધારવા, દરેક ઉચ્ચ દાદી રાજ્યનીતિના સૂત્રો આભમાં ઉંચે ટાંગ્યા. રાજાઓએ માંહોમાંહે સંપ કરી પોતાનો પક્ષ સબળ કરવા, વિયેનાની મહાસભા અને 'પવિત્રસંમિલન,' (Holy Alliance) એ નામની બે સંસ્થાઓ સ્થાપી. ફળ એ નિપજ્યું કે સન ૧૮૧૫–૧૮૭૦ સુધી આખા યુરોપ ખંડમાં, બધાધુંધી તોફાન અને મારફાડ ચાલુ રહ્યા. 'પવિત્ર સંમિલન' નુ વર્ણન લેખક નિચે પ્રમાણે આપે છે–' યુરોપના

સઘળાં રાજ્યોએ પરસ્પરના રક્ષણ અર્થે 'પવિત્ર સંમિલન' નામની એક અપવિત્ર સભા સ્થાપી હતી. પ્રજાજનોની સ્વાધીનતા બળથી ખુંચવી લેવી, એ, એ સભાનુ કામ હતું. યુરોપના સઘળાં રાજ્યો, એક અપયશ-યજ્ઞકુડમાં હોમાયાં હતાં..... એ 'પવિત્ર સમિલન'નો મુખ્ય ઉદ્દેશ એ હતો કે કોઇ દેશની પ્રજા રાજદ્રોહી નિવડે તો તે દેશના રાજાની મદદે સર્વેએ સૈન્ય મોકલી, પ્રજાને કચરી નાંખવી." માત્ર મત્રિવર કેનિંગેજ ઇંગ્લાંડને એ દુષ્ટ સંમિલનમાં ભળવા દીધુ નહિ અને પોતાની દેશની કીર્તિ, ઉજ્વળ અખડિત રાખી.*

"નેપોલીઅનના પતન પછી વિયેનાની મહા સભાએ ઇટાલીની ઇચ્છા વિરૂદ્ધ ઇટાલીના ટુકડે ટુકડા કરી નાખ્યા અને યુરોપીઅન રાજ્યોને વ્હેંચી આપ્યા." આસ્ટ્રીઆને સિંહભાગ મળ્યો અને બોર્બન વશના ફર્ડિનન્ડને નેપલ્સ આપ્યુ. ઇટાલીમાં આસ્ટ્રિઆ અને બોર્બન રાજ્યોની સત્તા પાછી જામી. રાજકીય અને ધાર્મિક જુલ્મનુ જોર મજબુત થયું અને ભય અને ત્રાસ અને ક્રૂરતા પ્રકટી નીકળી ભિન્ન ભિન્ન ન્હાના ન્હાના રાજ્યો બધાયાં અને સર્વત્ર આસ્ટ્રિઅન સૈન્ય નિર્દયપણે લુટી, સ્વાર્થથી અંધ બની, ઇટાલીઅન સ્વાધીનતા કચરી નાંખવા તત્પર થયુ. પણ તેનું પરિણામ વિપરીત આવ્યુ. સર્વ પ્રયત્ન નિષ્ફળ ગયા. આખરે ઇટાલીનો જય થયો. ઐક્ય પ્રાપ્ત થયુ સ્વાધીનતા મળી. આ ફ્રેનેહનુ કારણુ એ જ કે ઇટાલીઅનોમા, એકત્ર થઇ, પ્રજામા જોડાઇ જવાની સર્વે સામગ્રી તૈયાર હતી. તેથી જ લોકને જાગ્રત થતા ઝાઝી વાર લાગી નહિ. તુરત છુપી સભાઓ સ્થપાઇ અને સ્વદેશને પર રાજ્યોની સત્તાની ગુસરીમાથી છોડવવા બહુ બહુ યત્ન કર્યા. અસંતોષ, ફરિઆદ અને તિરસ્કારનો અગ્નિ ધુમાવા માંડયો અને મહાન્ દેશ ઉદ્ધારક અને દેશહિતૈષિ નર મૅટ્ઝનીના આગમન સાથે જ ધુધવાતા અગ્નિમાથી તેજ ત્વરાથી પ્રકાશી ઉઠ્યું. દેશમાં 'નવ્ય ઇટાલી' (Young Italy) એ નામનો પ્રચડ પક્ષ પ્રચલિત થયો. આ પ્રમાણે દેશની દશા હતી. હવે ગૅરિબલ્ડીના જીવનવૃત્તાત તરફ નજર કરીએ

સને ૧૮૦૭ માં નાઇસ નગરમાં, એક નાવિક કુટુંબમાં ગૅરિબલ્ડીનો જન્મ થયો હતો. ન્હાનપણથી જ તેને વિદ્યાદેવી તરફ અભાવ હતો. વાચવું ગમતું નહિ. ભણતાં કટાળો આવતો. ઇંગ્રેજ સરદાર કલાઇવની માફક સ્વછદી રમત ગમ્મત અને મસ્તી તોફાન બહુ પ્રિય હતા. સમુદ્રમાં સફર કરવી અત્યત પસંદ પડતી. સમુદ્રજીવન ગાળવા હોસ હતી.

માબાપે જ્યારે જાણ્યુ કે પુત્રની આ ઇચ્છા કોઈ પણ પ્રકારે રોકી શકાવાની નથી ત્યારે તેઓએ ત્હેને કિશોર વયમા જ એ ધધો ગ્રહણ કરવા અનુમતિ આપી. ભૂમધ્ય સમુદ્રમાં અનેક સફરો કરી, બહુ બહુ દુ:ખ વેઠયાં. સુભાગ્યે એક દિવસ ગ્રીસથી કોન્સ્ટાન્ટીનોપલ જતા, એક પવિત્ર સાધુનો સમાગમ થયો. જીવનસાફલ્ય થયું. મહંત પાસેથી વિશ્વપ્રેમિતા અને સ્વાધીનતાના મંત્રોનુ માહાત્મ્ય મળ્યુ. ધર્મગુરૂનો ઉપદેશ તેની નસેનસમાં પ્રસરી ગયો. તેના જીવનની ગતિ બદલાઈ જઈ નવીન પ્રકાશ-ચૈતન્ય પ્રાપ્ત થયું. આ પછી ટુક મુદતમા તેનો મેટ્ઝની સાથે મિલાપ થયો. મેટ્ઝનીની એકાગ્રતા, ચિન્તાશીળતા અને ઉત્તેજીત વાક્યોથી મોહ પામી ત્હેનો મંત્રશિષ્ય બન્યો અને ગુરૂ સમક્ષ પ્રતિજ્ઞા કરી કે

* જુઓ Bright's 'History of England'

ઇટાલીના 'સાધારણ તંત્ર' માટે હું આત્મસમર્પણ કરીશ. આજથી મહાન વ્રત શરૂ થયું. આ કટોકટીના કાળમાં, મેટ્ઝીનીના ઉપદેશ અને લખાણોથી, લોક લાગણી ઉશ્કેરાઈ. વિપ્લવ સારૂં સર્વ સાહિત્ય તૈયાર હોઈ સળગવા માટે માત્ર ઝીણી દેવતાની ચીણગારીની ઢીલ હતી. ઇટાલીઅનઓમાં નવીન જુસ્સો ઉત્પન્ન થયો. પરદેશી બંધન છિન્ન ભિન્ન કરી, દુઃખમાંથી મુક્ત થવા, અને 'એકતા, સ્વાધીનતા અને સ્વાતંત્ર્ય' સાધવા નિશ્ચય કરી તેઓએ સાર્ડીનીઆના રાજા આલબર્ટની સહાયતા માંગી. તેણે દગો દીધો. ધારણા નિષ્ફળ ગઈ. મદદ કરવી બાજુએ મુકી આલબર્ટે જાતે, પ્રજાકીય બળને છેદી નાંખવા, સૈન્ય લઈ આવ્યો અને પ્રજાને હઠાવ ા, પીલવા, કંઇક કાલત્રાં ગ્ગ્યા. નવીન પક્ષની હાર થઈ. વિપ્લવનાં સાહિત્ય વિખરાઇ ગયાં. અગ્રેસરોને ભાગવું પડયુ. મહેર્જ શાંતિ ફેલાઇ. ગૅરિબૅલ્ડી અને મેટ્ઝીનીને દેહાંત દંડ થયો. ગૅરિબલ્ડીએ નાસી છુટી, દક્ષિણ અમેરિકામાં આશ્રય લીધો. અહિં પણ તેના શરીરને જંપ નહોતો. અનેક પ્રકારના સુખ દુ ખ ભોગવ્યા. અમેરિકાની નાના નાના રાજ્યની લડાઇમાં તેણે ઝીંપલાવ્યું. દરિઆઇ અને ખુશકી લડાઇમાં તેની ઘણી વાર હાર-જીત થતી. તેણે અનેક પરાક્રમો દાખવ્યા. બહુ જ બહાદુરી બતાવી અનેક મુસિબતો અને સંકડામણોમાંથી પ્રભુકૃપાથી સહી સલામત બચ્યો. આખરે તેને બહુ યશ મળ્યો. તેનો વિજય થયો. તેનુ નામ અને કીર્તિ ઠેઠ યુરોપ સુધી પહોંચ્યા. ત્યા તે એક બાહોશ, બહાદુર લડવૈયા તરિકે નામાંકિત થયો.

અહિં તેની ભવિષ્યની ફતેહમંદ કારકીર્દિનો પાયો નખાયો અને—

"By his gallant conduct gave the first prognostic of that high military spirit, which was the spring of his future actions and the principal source of the decisive intrepidity and elevation of mind which were his characteristic endowments."

મૉણ્ટીવિડિયો-રાજ્યની તેણે બહુ ઉત્તમ પ્રકારની સેવા કરી અને લડાઇના પ્રસંગે, સાન્ આણ્ટોનિઆના રણક્ષેત્રમાં અદ્ભુત વીરત્વ પ્રદર્શિત કરી, તેનો સરસ રીતે બચાવ કર્યો. સરકારે તેની કદર બુઝી અને તેના માનાર્થે તે રાજ્યે એક ઘોષણાપત્ર પ્રસિદ્ધ કર્યુ. તેનો અત્યંત આદર સત્કાર થયો. બહુ માન અકરામ મળ્યુ. અહિં આવ્યાથી ગૅરિબૅલ્ડીએ બહુ લાભ પ્રાપ્ત કીધા; તેને રણનૈપુણ્ય અને વ્યૂહરચનાનું સારૂં જ્ઞાન મળ્યું અને લશ્કરી કવાયદ, અને લડાઇની બીજી ઘણી ઝીણી બાબતોનો અનુભવ થયો. અહિં તેને એક સુંદર સ્ત્રી મળી; તેમનું લગ્ન થયુ. બાઇનું નામ આનિટા (Anita) છે. તે બન્નેનો સમાગમ થયો તે પણ એક અદ્ભુત કહાણી છે. લેખક તે સમયનું ચિત્ર આ પ્રમાણે આલેખે છે. —"જ્યારે રિઓગ્રૅન્ડી નગર શત્રુના સૈન્યથી ઘેરાઇ ગયું હતું અને ગૅરિબલ્ડી આનિથ નદીમાં શત્રુઓને અટકાવવા પોતાનાં વહાણોને ગોઠવતો હતો, તે ઉત્તેજનાપુર્ણ સમયે ત્હેની સમરસંગિની, લક્ષ્મીરૂપિણી, સર્વાંગસુંદરી, યશસ્વિની, આનિટા નદીને કાંઠે ત્હેની નજરે પડી. એ મોહકરી મૂર્તિની પ્રતિ મૂર્તિ ત્હેના ચિત્તપર સજ્જડ ચોંટી ગઇ. ચારે આંખો એકઠી થઇ. આંખોદ્વારા બન્નેએ ભેટી લીધું. તરત જ તેઓએ જાણી લીધું કે તેઓ પરસ્પર એક બીજાને માટે જ સરજાયાં છે. કોઇએ કોઇનું ઓળખાણ લીધું નહિ ને તરત જ પર-

સ્પરે એક બીજાને પતિ-પત્નીભાવે ગ્રહણ કર્યાં—"તે બહુ શૂરવીર અને બહાદુર સ્ત્રી હતી. યુદ્ધક્ષેત્રમાં ઘોડા પર બેસી સ્વામીની સાથે જ રહેતી." નીચેનું લઢાઇ પ્રસંગનું વર્ણન વાચો-વિચારો. આનિટા કેવી હિંમતવાળી પરાક્રમી અબળા છે! "પ્રાતઃકાળ થતાં શત્રુઓનાં બધા વહાણ ત્હેમના પર ચ્હડી આવ્યાં. બન્ને પક્ષ વચ્ચે તુમુલ યુદ્ધ જામ્યું. આનિટા સૌથી આગળ ઉભી રહીને શત્રુ પર ગોળા છોડવા લાગી......આનિટાએ આ યુદ્ધમાં આગેવાન ભાગ લીધો હતો, બધા ત્હેને મોખરે જ દેખ્યા કરતા, કેટલીક વખત તે નિરુત્સાહીને ઉત્સાહ આપતી, કેટલીક વખત તોપમાં દારૂ ભરી દેવતા ચાંપતી, કેટલીક વખત ઘવાયલાઓને રણભૂમિમાંથી લઇ જતી ને કેટલીક વાર મૃત્યુ પામેલાઓને એક બાજુ કરી દેતી. ગમે તે કાર્ય કરતી હોય તો પણ ત્હેની નજર તો સ્વામી પર જ રહેતી." ગૅરિબેલ્ડી બહુ જ ગરિબ માઠી અવસ્થામાં હતો તો પણ આનિટા કદી કજીઓ કરતી નહિ. સદા સંતુષ્ટ રહેતી. તેઓને રહેવા ઘર ન્હોતું. ખાવા ધાન્ય નહિ. પણ પ્રભુ પર પૂર્ણ આસ્તા હતી; પોતાની ભક્તિમાં ચુસ્ત હતો.

દુર્બળ સ્થિતિ હતી, દુઃખના દહાડા હતા, તે છતાં આનિટા પતિ તરફ અચળ શુદ્ધ પ્રેમ રાખતી. આના કરતા વિશેષ કઠિણ અને દુઃખમય મન કયું અનુભવશો!—"પ્રસવ કાળે ત્હેની પાસે કોઇ ધાત્રી કે વૈદ ના મળે, જન્મેલા કુમારને સુવાડવાને પથારી ના મળે; એક વસ્ત્ર પણ મળ્યુ હોત તો બહુ હતું! પણ કોરી જમીન જ ઇશ્વરદત્ત પથારી એ કુમારને માટે નિર્માણ થઇ હતી." તો પણ આવા ગંભીર પ્રસંગે પણ એ પતિપરાયણ ભગવત્પરાયણ વીરપત્નીના મુખ પર દુઃખની એક પણ રેખા નહિ. ધન્ય આનિટા, ધન્ય ત્હારી પતિભક્તિ! ધન્ય ત્હારી સહનશક્તિ! આ દશામાં દુશ્મનોએ તેમની પર છાપો માર્યો. એકાએક ભાગવુ પડયું ગૅરિબેલ્ડી લખે છે કે "પ્રસવને બારમે દિવસે અર્ધ નગ્ન અવસ્થામાં આનિટા ઘોડા પર બેઠી, વગર વસ્ત્રના નવકુમારને ઘોડાના જીન પર આડો સુવાડી, એ પવન અને વરસાદના ભયકર તોફાનમા પલાયન કરી, વનમા જઇ આશ્રય લેવો પડ્યો. ગરીબ હતો તો પણ તેનું હૃદય બહુ ઉદાર અને કોમળ હતુ. પારકું દુઃખ ત્હેનાથી સહેન થતું નહિ. ઘણી વાર તે પોતાના શરીર પરના એકના એક વસ્ત્રને પોતાના સાથીને ખુશીથી આપી દેતો. એક સમયે ગૅરિબેલ્ડી પોતાના એક સાથીને એકાન્તમાં લેઇ ગયો, ત્યાં પોતાના શરીર પરનુ એકનું એક પ્હેરણ ઉતારી પોતાને હાથે ત્હેને પહેરાવ્યું. ને ત્હેને વિદાય કર્યો. પછી ગૅરિબેલ્ડી કાપતો કાપતો ઘેર ગયો અને આનિટા પાસે એક ડગલો માંગ્યો. આનિટા બોલી, "જેમફ તમે ઠીક કર્યું નહિ, ત્હમારે એક જ ડગલો હતો ને તે ત્હમે પ્હેર્યો હતો એ જ હતો. તે પણ ત્હમે આપી દીધો! હવે હું બીજા કયાથી લાવીશ?" એમ બોલી તે વીરપત્ની રડી પડી. ઘણીવાર તે પોતાના દુશ્મનોને પણ અંતઃકરણથી મદદ કરતો. આસ્ટ્રિઅનો ઇટાલીના કટ્ટા દુશ્મન હતા પણ ભયકર દુકાળના સમયે તે વૈરભાવ વીસરી ગયો. પોતાની શક્તિ પ્રમાણે મદદ કરી. એક સદ્‌ગૃહસ્થે આ સમયે તેને કહ્યુ કે "પણ તેઓતો આસ્ટ્રીયનો છે! જગતપ્રેમી ઉદાર ગૅરિબલ્ડીએ જવાબ આપ્યો "આવા વિચારથી ત્હમે ક્રાઇસ્ટના ઉપદેશને વ્યવહારમાં મૂકી શકશો? ત્હેણે તો સર્વને માટે પોતાનો પ્રાણ સમર્પણ કર્યો હતો ને?... સમસ્ત જગતની માનવ જાતિ એક બીજાનાં ભાઈ બેન છે. ઑસ્ટ્રીઅનોની શાસનપ્રણાળી

એવી નિષ્ઠુર હોય તો હેની પ્રજાની તો આપણે વધારે દયા ખાવી જોઇએ. એમા એ બનો શો દોષ ?" તેના ઘરનુ વર્ણન આ પ્રમાણે છે—એક સમયે જળસેનાનો અધ્યક્ષ એડમિરલ લેન ગેરિબાલ્ડીના ઔદાર્યથી, સાહસથી વીરત્વથી અને આત્મ સમર્પણથી મુગ્ધ થઈ, તેની મુલાકાતે તેને ઘેર ગયો આવીને જોયુ તો સમુદ્રનો અને ચમ્પાસનો વાયુ નીકળી જાય એવી એના ઘરની ભીત હતી. વરસાદ વરસે તો ટીપુએ પાણી બહાર ન જાય એવુ એ ઘરનુ છાપરૂ હતુ ઘરમા દીવો પણ નહિ. બિચારો લેન અંધારામા ખુરશીની અડફટમા પડી ગયો અને એ ચિત્કાર કરી ઉઠયો કે "ગેરિબાલ્ડી, ઓ ગેરિબાલ્ડી! આ શુ! ત્હમારૂં ઘર આવુ કેવુ! ત્હમારે ઘેર ત્હમને કોઈ મળવા આવે ત્હેને હાથ પગ ભાંગી ઘેર જવાનુ કે ?" આવી દુર્દશા હતી તો પણ પારકા પૈસા હરામ હતા. રાજ્યમાથી જો ધાર્યું હોત તો મોટો પૈસાદાર બનત પણ પૈસા પર તેનો પ્રેમ ન્હોતો. રાજ્યભંડારમાથી માત્ર પોતાના ખર્ચન પુરતા જ પૈસા લેતો. આ તેની સાદાઈ હતી સ્વાર્થ તો સમુળગો નહિ હવે ઇટાલીની સ્થિતિ નીહાળીએ સ્વદેશ પાછા ફરવા અમેરિકામાથી રોમના પોપ પર નોકરી માટે ગેરીબાલ્ડીએ કાગળ લખ્યો હતો પણ તેનો તેને ઉત્તર મળ્યો નહિ. ઘણા દિવસ રાહ જોઈ છેવટ સાહસ કરી, પોતાના ઇટાલીઅન બંધુઓ સાથે દેશમા આવવા વહાણ હંકાર્યું નાઇસ બંદરે આવી પહોચ્યા. અહિં પોતાની જન્મભુમિમા ગેરિબાલ્ડી, પોતાની સ્ત્રી અને છોકરા સહિત ઉતર્યો ત્હેના આવ્યાની વાત પ્રસરી જતા નગરના લોક ત્હેને વધાવી લેવા ગાડા ગાડા થઈ ગયા પ્રથમ તે પોતાની વૃદ્ધ માતાની પાસે ગયો અને સ્ત્રી તથા પુત્ર પુત્રીને માતાના હસ્તમા સોપ્યા ગેરિબાલ્ડી પોતાની માતાને બહુ ચહાતો અને કહેતો કે "મ્હારા જીવનના અતિ સંકટના સમયમા જ્યારે ગોળીઓ મ્હારા કાન પાસેથી ચાલી જતી, જ્યારે તોપના ગોળા પત્થરના વર્ષાદ પેઠે મ્હારી ચારે બાજુએ આવી પડતા, તેવા સમયમા મને એક અલૌકિક દેખાવ દેખાતો જાણે મ્હારી પુત્રવત્સલ માતા પ્રાણાધિક પુત્રની રક્ષા કરવા ઇશ્વરસાધનમા નિમગ્ન થઈ છે એ સર્વોચ્ચ અને સર્વનિયંતાની પાસે પોતાના પુત્રના પ્રાણની ભિક્ષા માગે છે એવુ જ મને દેખાતુ " આવી આવી માતૃસ્નેહની અનેક વાત છે તેણે માતા પાસેથી દાનશીલતા, પવિત્રહૃદયતા, પરદુખમોચનની ઇચ્છા અને અત્યાચારને નિવારણ કરવાની બળવાન સ્પૃહા મેળવી હતી.

સ્વદેશ આવી ઘણા કાર્યો કરવાની તેની ઉમેદ હતી પણ તે સર્વ આશાઓ અફળ ગઈ સાર્ડિનીઆના સૈન્યમા જોડાવા માગણી કરી પણ યોગ્ય જવાબ મળ્યો નહિ તેથી નાસીપાસ થયો.

૧૮૪૮ ના ફ્રેન્ચ વિપ્લવ પછી ઇટાલીના કેટલાક રાજ્યોને યોગ્ય હક્ક મળ્યા. આ તકનો લાભ લઈ, પોપ Pius IX અને આલબર્ટ સપક્ષી લોકને મદદ આપી, આસ્ટ્રીઅન અને જર્મનને દેશમાથી હાંકી કાઢવા યત્ન આદર્યો. પણ પોપ દગો દઇ છુટો પડી ગયો. માત્ર ચાર્લ્સ પ્રજાની કુમકે અડગ અને વિશ્વાસુ રહ્યો દુર્ભાગ્યે માંહોમાહી ફાટફુટ પડી અને મેઝીની, ગેરિબાલ્ડી અને રાજા વચ્ચે, રાજ્યતંત્ર સબધી મતભેદ પડ્યા. કુસંપથી પ્રજાકીય જોર નરમ પડયુ દુશ્મનોની સત્તા મજબુત થઈ અને આસ્ટ્રીઅનોને ઇટાલીઅન બળવો દાબી દેતા ઝાઝી હરકત નડી નહી. ચાર્લ્સ આલબર્ટને પદભ્રષ્ટ કર્યો. તેનુ મોત થયુ. ગરબાસને

તેનો પુત્ર વિકટર ઇમ્યુનલ આવ્યો. તેણે પ્રજાપક્ષ સ્વીકાર્યો. છેવટ તેનો વિજય થયો, અને એકત્ર ઇટાલીનો પાદશાહ થવા ભાગ્યશાળી બન્યો. પોપ, આ સમયે, ગેઇટા નગરમાં ભરાઇ બેઠો અને રોમ અને વેનિસમાં પ્રજા સત્તાક રાજ્યો સ્થાપ્યાં. ફ્રેન્ચ સરકારે પોપની વ્હારે ધાઇ, રોમ પર ચઢાઈ કરી, ઘેરો ઘાલ્યો. આ બાજુ, ગૅરિબલ્ડી નિરાશ થઈ, પોતાનો પક્ષ સબળ કરવા, અહિં તહિં ભટકતો હતો અને વૉલણ્ટીઅર સૈન્ય એકઠું કરતો. તેઅરસામાં ચાર્લ્સને આસ્ટ્રિઅન સરકાર સાથે વિગ્રહ શરૂ થયો.

ગૅરિબલ્ડીએ પોતાનો જુદો જ ઝુંડો ઉઠાવ્યો. ચોમેર લડાઇ સળગાવવા માંડી અને રૈયતને વિપ્લવ સારૂ તૈયાર કરી. સ્વિટ્ઝરલાંડ અને પહાડી મુલકમાં આથડવા માંડયું અને એક દિવસ વેનિસ તરફ કુચ કરવા તૈયારી કરતો હતો તેવામાં રોમના તોફાનના અને ત્યાંની નિરાશાજનક સ્થિતિના સમાચાર તેને મળ્યા. તુરત જ પોતાના ત્રણસો 'ઇચ્છાપ્રવૃત્ત' વીરોના સૈન્ય સાથે રોમ તરફ પ્રયાણ કર્યું. રસ્તામાં સૈન્યની ભરતી થતી ચાલી. ગૅરિબલ્ડીએ અતિશય પરાક્રમ દર્શાવી, કીલ્લાનો મજબુતાઇથી સાવચેતપણે બચાવ કરી, અનહદ બહાદુરી બતાવી પણ ગંજાવર સૈન્ય અને તોપના સખત પ્રાણઘાતક મારા આગળ તેની સર્વ ચાતુરી અને હોંશિયારી નભી શકી નહિ. પાછાં પગલાં ભરવાં ફરજ પડી દેશમાંથી દોડવું પડયુ. માર્ગમાં ઘણા સંકટો પડયા. તેને પકડવા સૈન્ય અને જાસુસો દેશમાં ફરી વળ્યા. કોઇ વાર ખેતરમાં તો કોઈવાર પહાડી ખીણુમા, કોઇવાર શાંતપણે સુખમાં, તો કોઇ વાર ચિંતામા, દરેક દિશામાં નાશ ભાગ કરી. સખ્યાબંધ સ્થાનો બદલ્યા. તેના દુઃખનું વર્ણન કરૂણાજનક છે.

The tale of his sufferings at this time was such as could not be surpassed by any legendary lay. "No written or unwritten poem was richer in the elements of romance, courage and fortitude" than the story of Garibaldi's escape across the Appenines Hunted like a bandit, among the woods, and hiding behind rock-boulders among the mountains, he wandered from place to place and the climax of his misfortunes came when Anita, on the threshold of delivery and unable to bear the fatigues, died and left him desolate with three orphans to take care of.

જ્યારે તેના દુઃખનુ વર્ણન વાચીએ છીએ, જ્યારે તેની દયાજનક સ્થિતિનો વિચાર કરીએ છીએ, ત્યારે આપણા શરીરના રૂવાં ઉભા થાય છે, કંપારી છુટે છે, આંખમાંથી અશ્રુ પડે છે. અહાહા! શું આ મહાન્ વીર પુરૂષની દશા! આવા જ વિરલા પુરૂષો દેશોન્નતિ પ્રાપ્ત કરી શકે છે. લાખોમાં શૂરવીર એક જ જન્મે છે. જ્યાં આત્મભોગ નથી, જ્યાં લોભ છે, સ્વાર્થની લાલસા છે, ત્યા ખરી મોટાઇનાં કશાં ચિન્હ નથી. ઉપરનો ડોળ છે. માત્ર પાણીનાં ઝાંઝવા નીરખવાનુ છે

(અપૂર્ણ.)

હીરાલાલ. ત્રિ. પારેખ.

# મહર્ષિ.

॥ ૐ ॥

## [ મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરનું આત્મચરિત. ]

### પ્રકરણ ૧ લું.—માજીનો વારસો.

દાદીમા મ્હને ઘણુ હેત કરતા બાલ્યાવસ્થામા હુ પણ હેમના સિવાય બીજા કોઇને ઓળખતો નહિ સૂવુ બેસવુ જમવુ દરેક હેમની સાથે રાખતો તેઓ કાલીઘાટ જતા તો હુ પણ સાથે જતો તેઓ મ્હને મૂકીને જ્યારે જગન્નાથ ક્ષેત્ર અને વૃન્દાવન ગયા ત્યારે હુ ઘણુ રોયો હતો ધર્મ ઉપર માને ઘણી આસ્થા હતી તેઓ દરરોજ મળસ્કામા ઘણા વ્હેલા ઉઠી ગંગાસ્નાન કરતા, અને શાલિગ્રામની સેવા સારૂ ફુલની માળા હાથે ગુંથતા. કોઇ કોઇ વખત ઉદયાસ્ત સાધનાનો સકલ્પ કરતા, અને સૂર્યોદયથી સૂર્યાસ્ત સૂધી અર્ધ્ય આપતા તેવે વખતે બપોરના ખરો ધોમ ધખતો હોય ત્યારેય અગાસીમા હુ હેમની પાસે જ રહેતો સૂર્યના અર્ધ્યનો મત્ર એમ કરતા કરતા મ્હને યાદ થઈ ગયો હતો.—

जपाकुसुमसङ्काश काश्यपेय महाद्युतिम् ।
ध्वान्तारिं सर्वपापघ्न प्रणतोऽस्मि दिवाकरम् ॥

દાદીમા એક એક દિવસને આતરે વાર રહેતા–ઉપવાસ કરતા અને આખી રાત ભજન કીર્તનની ધૂન મચાવતા તેથી મ્હને ઉંઘ નહોતી આવતી ઘરસસારની બધી વ્યવસ્થા દાદીમા પોતે રાખતા અને ઘણુ કામકાજ તો જાતે જ કરી લેતા એમની ચાલાકીથી ઘરનુ કાર્ય સ્વચ્છ નીતિથી ચાલતુ. ઘરમા સર્વ કોઇ જમી પરવાર્યા પછી જ પોતાને હાથે રસોઈ કરી તેઓ જમતા અને હુ હેમની પ્રસાદીમાથી ભાગ પડાવતો. એ પ્રસાદ મ્હને એટલો બધો મીઠો લાગતો કે તે વિના કેવળ ઘરની જ રસોઇથી મ્હને સતોષ વળતો નહિ. માનુ શરીર જેમ સુન્દર હતું તેમ તેમનુ કામે ચોકસ હતું ધર્મ ઉપર હેમને અતીવ આસ્થા હતી પરન્તુ સાધુ જોગીડાના અતિશય સહવાસની હેમને ઇચ્છા નહતી ધર્મ ઉપર અંધ શ્રદ્ધા હોવા છતા હેનામા એક જાતની સ્વતન્ત્રતા હતી. હમારી જૂની વાડીએ ગોપીનાથ ઠાકુરના દર્શન કરવા હમેશા હું હેમની સાથે જતો. હેમનાથી છૂટા પડવુ મ્હને બીલકુલ ગમતું નહિ. હેમની કેહડે બેઠો રહીને બધે જોયા કરતો. હમણા તો દાદીમા હયાત નથી પણ કેટલે બધે દિવસે અને કેટલી બધી શોધ પછી હવે મ્હને મ્હારી દાદીમાની પણ દાદીમા મળી છે અને હેની કેહડે બેસીને જગતની લીલા હું જોઉં છુ.

દાદીમાએ મરણના થોડા દિવસ અગાઉ મ્હને પાસે બોલાવીને કહ્યુ હતું— ‘મ્હારી પાસે જે કાંઈ છે તે સર્વસ્વ હુ ત્હને આપીશ અને બીજા કોઇને નહિ આપુ.’ પછી હેમણે મ્હને પોતાની પેટીની ચાવી આપી પેટી ખોલીને મ્હે જોયુ તો અદરથી થોડી

સોના મ્હોરો અને રૂપિયા નીકળ્યા તે લઇને લોકોને કહેવા લાગ્યો કે દાદીમાની દોલત મ્હને મળી.

શાકે ૧૭૫૭ માં મ્હારા પિતાશ્રી પ્રયાગ (અલાહાબાદ) જીલ્લામાં ફરવા ગયા હતા ત્યારે દાદીમા મરણ પથારીએ હતાં. વૈદ્યે જણાવ્યું કે ત્હેમને વધારે વખત ઘરમાં રહેવા દીધાથી દુઃખ થશે. એ વાત ત્હેમને કરવી અને ગંગા કિનારે લઈ જવાનું નક્કી કર્યું. પણ ત્હેમણે પોતે તે માટે આનાકાની જણાવીઃ—"જો, દ્વારકાનાથ (મ્હારા પિતાશ્રી) ઘેર હતે તો મ્હને ગંગાતીરે કોઈ લઈ જઈ શકત નહિ." પણ લોકોએ તે વાતને કાન ન દીધા; ગંગા કિનારે લઈ ગયા. ત્યારે દાદીમા કહેવા લાગ્યાંઃ-"મ્હને ગણકાર્યા વિના જેમ સહુ મ્હને લઈ જાવ છો તેમ હું ત્હમારી વાત સાંભળ્યા વિના ત્હમને દુઃખી કરીશ ને વ્હેલી મરીશ નહિ." ગંગાતીરે ત્હેમને લઇ જવામાં આવ્યાં તે પછી તેઓ ત્રણ દિવસને રાત્ર સુધી જીવિત રહ્યા હતાં. ત્યા પણ હુ ત્હેમની સાથે હતો.

દાદીમાના મરણના પહેલા દિવસની રાત્રિએ પાસેના વીમતલા ઘાટ પર એક ખૂણામા હુ બેઠો હતો. પૂર્ણિમાની રાત્રિ હતી. ચન્દ્ર પૂર્ણકલાએ ખીલેલો હતો; અને બાજૂ પર વિશાલ શ્મશાન હતું. દાદીમા પાસે તે વખત હરિ નામની રટના ચાલૂ જ હતીઃ—

"એવો દિન શું થશે
હરિ રટતાં રે પ્રાણ જશે!

પવનલહરીઓ પર તરતા તરતા ત્હેના સૂર ધીરા ધીરા આવીને કાનપર પડતા હતા; અને તે સાથે હૃદયમાં કંઈ આશ્ચર્ય ઉદાસી ભાવ ઉપડતા હતા. હવે જાણે હુ પહેલાંનો માણસ છું જ નહિ. વૈભવ ઉપર વિરાગ ઉપજવા માંડયો. જે ખૂણામાં હુ બેઠો હતો તે જગો જાણે ખૂરસી ગાલીચા કરતાં ઘણી સારી લાગવા લાગી અને મનની અંદર અપૂર્વ આનંદ રેલ રેલી રહી.

એ વખતે મ્હારી ઉમ્મર આઠ વર્ષની હતી.

### પ્રકરણ ૨ જું.—એક દર્શનઃ Vision.

આજ સુધી હું વિલાસી વૈભવમાં જ મગ્ન હતો. તત્ત્વજ્ઞાનનું લેશ પણ ચિન્તન નહોતું કર્યું. ધર્મ શું, ઇશ્વર શુ, કંઇ પણ જાણતો નહિ; કંઈ પણ શીખ્યો નહોતો. શ્મશાનનો પેલો ઉદાસી આનન્દ, તે વખતનો સ્વાભાવિક સહજ આનન્દ હવે ફરી પાછો મ્હને મળ્યો નહિ. ભાષા બળ વિનાની લાગે છેઃ કેવી રીતે મ્હારો તે ઘડીનો અનહદ આનન્દ લોકોને સમજાવી શકું? એ સ્વાભાવિક આનન્દ! તર્કો કરવાથી કે યુક્તિ શોધવાથી એ આનન્દ કોઈ મેળવી શકશે નહિ. એ આનન્દ આપવાનો અવસર ઇશ્વર પોતે જ જુએ છે. વખત જોઇને જ એણે મ્હને તે આનન્દ આપ્યો હતો. કોણ કહેશે, ઇશ્વર નથી! આજ ત્હેના અસ્તિત્વનું પ્રમાણ! હું તો તે માટે તૈયાર કે પ્રયત્નવાન હતો નહિ ત્યારે કયાંથી તે આનંદ આવ્યો? એ ઉદાસી અને આનન્દ હૃદયમાં સંચી રાત્રના બે પહોર પછી ઘેર આવ્યો. ઘેર પણ તે ગળે ઉંઘ આવી નહિ. કારણ તે આનંદ જ. બધ રાત્ર જાણે આનન્દજ્યોત્સ્ના હૃદયમાં રેલી રહી હતી. એના ઝગમગતા તેજમાં નિદ્રા શું?

રાત્રિ પૂરી થઈ. સવાર જતાં પાછો હું ગંગાતીરે દાદીમાને જોવા ગયો. તે વખતે માને દમ શરૂ થઈ ચૂક્યો હતો. બધાં ઉતાવળાં ઉતાવળાં દાદીમાને લઇ ગંગાના જળમાં ઝબોળતાં હતાં અને પૂર ઉત્સાહથી "ગંગા નારાયણ બ્રહ્માદિના જાપ જપતાં હતાં. ઘડિકમાં દાદીમા મરણ પામ્યાં. પાસે જઇ મ્હેં જોયું તો માનો હાથ હૃદય પર અને અનામિકા આંગળી ઉંચે આકાશ તરફ હતી. તેઓ હરિબોલની માળ જપતા જપતાં પરલોક પરવરી ગયા. એ જોઇને મ્હને એમ લાગ્યું કે, મરતી વખતે આંગળી ઉંચે રાખી મ્હને સમજાવી ગયાં કે "એ ઇશ્વર અને પરલોક."

દાદીમા જેવાં આ લોકના સગાં હતાં તેવાં પરલોકનાં પણ થયાં.

મહા સમારોહ સાથે ભાનુ શ્રાદ્ધ થયુ. તેલ હિન્ડિ સાથે શ્રાદ્ધના વૃષકાષ્ટ ગંગાજીમા પધરાવી આવ્યા. તે પછી થોડા દિવસો ત્હેના જ ગડબડમા વીત્યા. પણ પછી દાદીમાના મરણને પહેલે દિવસ જે આનંદ મળ્યો હતો તે આનંદ ફરી મેળવવાને વૃત્તિ થવા માડી. પણ પ્રયત્નો છતાં સફળ ન થયો. મનમાં હવે તો બધો વખત ઉદાસી અને વિષાદ રહેવા લાગ્યાં. તે રાત્રે ઉદાસી સાથે આનન્દ મળ્યો હતો, આજે તે આનન્દની ગેરહાજરીમાં ઘોર વિષાદ મનને વ્યથિત કરવા માડ્યો. કેવી રીતે હવે પેલો આનન્દ પાછો મેળવુ, તે માટે મન વ્યાકુળ રહેવા લાગ્યુ. કોઇ પણ ચીજ ઉપર ભાવ ન રહ્યો. અહીંયા ભાગવતમાંના એક ઉપાખ્યાન સાથે મ્હારી ખરી સ્થિતિનો હાલ ખ્યાલમા આવી શકશે.

નારદ વેદ વ્યાસ આગળ પોતાની કથા કહે છે—"હુ પૂર્વ જન્મે કોઇ ઋષિનો દાસીપુત્ર હતો. એ ઋષિના આશ્રમમા વર્ષાના દિવસોમા અનેક સાધુઓ આશ્રય લેતા અને હું તે સહુની સેવા શુશ્રૂષા કરતો. ધીરે ધીરે મ્હારામા દિવ્ય જ્ઞાન આવતું ગયુ અને હરિ તરફ એકાન્ત ભક્તિભાવ સુદૃઢ થતો ચાલ્યો. પછી એ બધા સાધુઓ જ્યારે તે આશ્રમમાથી વિદાય લઇને ગયા ત્યારે કૃપા કરી મ્હને જ્ઞાનનું રહસ્ય શીખવતા ગયા. ત્હેને લીધે હરિનુ માહાત્મ્ય હુ સ્પષ્ટ રીતે સમજી શક્યો. માતાજી ઋષિને ત્યાં દાસી, અને હું ત્હેનો એકનો એક પુત્ર—"एकात्मजा मे जननी." હુ ફક્ત ત્હેને જ ખાતર તે આશ્રમનો ત્યાગ કરી શક્યો નહિ. એક દિવસ તે રાત્રિના વખતે ગાય દોહવાને બ્હાર નીકળી. રસ્તામા એક કાળો વિષધર નાગ પગ તળે ચંપાતા છંછેડાઇ આને ડસ્યો અને મા પચત્વ પામી. પણ આને મ્હેં અભીષ્ટ સિદ્ધિ માટે સુયોગ ગણ્યો અને અને તત્કાળ વનપુવડથી ઘુઘવતા નિબિડ વનમા હું પેઠો. ઘણું ચાલવાના થાક સાથે સખત ભૂખ લાગી. નજીકમાં સરોવર જણાવાથી ત્યા સ્નાન અને જળપાન કરી થાક અને ભૂખથી નિવૃત્તિ મેળવી. મન પ્રશાંત થયુ. પાછી એક વડના ઝાડ નીચે જઇને બેઠો અને સાધુઓના ઉપદેશ પ્રમાણે આત્મામા જ નિવસિત પરમાત્માના ધ્યાનમાં મન પરોવવા લાગ્યો. મન ભાવથી ભરપૂર ભરેલું, આંખો તરબોળી આંસુ ઉભરાવતી. એકદમ જાણે હૃત્પદ્મમાં જ્યોતિર્મય બ્રહ્મનો સાક્ષાત્કાર થયો. અંગનાં રોમ રોમ પુલકિત થયા અપૂર્વ આનન્દ પ્રાપ્ત થયો. પણ બીજી જ ક્ષણે તે આનન્દ ઉડી ગયો તે પાછો મળ્યો જ નહિ. ગોરનુ કારણ થઇ પડનાર તે કમનીય સ્વરૂપ ફરી નજરે મ્હડયુ જ નહિ. મનમાં વિષાદ જ ડ્વાઇ રહેલો. ફરી હું ધ્યાનસ્થિત થઇ તે સ્વરૂપના દર્શન મેળવવાને પ્રબલ કરવા લાગ્યો; પણ ક્યાંઇ નહિ. આતુરતાથી અધીર થઈ ગયો, ત્યાં સહસા જાણે દેવવાણી સંભળાઇ.

"આ જન્મમાં ફરી તું મ્હને જોવા પામીશ નહિ. જેના ચિત્તનો મળ ધોળાયો નથી, જેનો યોગ અસિદ્ધ છે, તે મ્હને દેખી શકતો નથી. મ્હેં જે એકવાર દર્શન દીધું તે ત્હારો અનુરાગ વધારવાને માટે જ!"

મ્હારી બરાબર આવી જ સ્થિતિ થઇ હતી. પેલી રાત્રિનો આનન્દ ફરી ન મળવાથી હું ખિન્ન થઇ ગયો; પણ તેથી જ પાછો મ્હારો તે આનન્દ માટે ભાવ ઉત્પન્ન થયો. ફક્ત નારદ ઋષિની સાથે એક જગે જ મ્હારી વાત મળતી આવતી નથી. નારદજીએ ઋષિઓને મ્હોંએથી હરિગુણાનુવાદ સાંભળ્યા હતા અને ભક્તિભાવ મેળવ્યો હતો અને આખરે ત્હેમની પાસેથી બ્રહ્મજ્ઞાનના અનેક ઉપદેશો સાંભળ્યા હતા. પણ મ્હેં પ્હેલાં કોઇને મ્હોંએ હરિગુણાનુવાદ સાભળી ભક્તિ મેળવી નહોતી તેમ કોઇએ કૃપા કરી મ્હને બ્રહ્મતત્ત્વના ઉપદેશ કર્યા નહતા. મ્હારે ચારે બાજુ હમેશાં વિલાસ વૈભવ અને ત્હેવી જ વાતો થયાં કરતી.

આટલી બધી પ્રતિકૂળ હવામાં આવી રહેલો છતાં દયામય પ્રભુએ દયા કરી મ્હારા મનમાં વૈરાગ્ય પ્રકટાવ્યો અને સંસાર પરની આસક્તિ ઉરાડી મૂકી અને અપૂર્વ આનન્દમયી પોતાના આનન્દસ્વરૂપની ધાન મ્હારા મનમા વર્ષાવી મ્હને નવ જીવન આપ્યું. ત્હેની કૃપાની કંઇ તુલના નથી. તે જ મ્હારો ગુરૂ! તે જ મ્હારો પિતા!

## પ્રકરણ ૩ જું.—અંધકારમાં તફડાટ.

દાદીમાના મરણ બાદ એક દિવસ હમારા દિવાનખાનામાં જઈ સહુને મ્હેં જણાવ્યું કે આજે હું કલ્પતરુ થયો છું. મ્હારી પાસે આપવા જેવી જે બધી ચીજો તે તેમાંથી જેને જે જોઇએ તે માગો હું તે આપીશ. મ્હારી પાસેથી તે ઘડિ કોઇએ કાંઈ માંગ્યું નહિ. ફક્ત મ્હારા કાકાના પુત્ર બ્રજબાબુએ માગ્યું:-"મ્હને આ બે મ્હોટા આયના આપો, આ છબિયો આપો, આ જરીનો પોષાક આપો." તત્કાળ મ્હેં તે સર્વ ત્હેને કહાડી આપ્યું. તે બીજે દિવસ નોકરને લઈ દિવાનખાનામાથી તે તે ચીજો ઉપડાવી ગયો. સારાં સારાં ચિત્રો હતાં, બીજો પણ કીંમતી ઘર શોભાવે તેવો સામાન હતોઃ તે સઉ તે લઇ ગયો. આવી રીતે મ્હારા સર્વ સરસામાનથી તો હું ફારેગ થઈ શક્યો. પણ મનમાંનો પેલો વિષાદ મ્હારાથી દૂર થયો નહિ. કેમ કરી શાંતિ પામુ, એમ થવા લાગ્યુ પણ કાંઈ વળ્યું નહિ. દિવસાનુંદિવસ કોચ પર પડ્યો પડ્યો ઇશ્વર સંબંધી જ વિચાર કર્યા કરતો અને તે વિચારમાં ને વિચારમાં મન એટલુ બધુ ગાદેલ બની ગયું હતું કે ક્યારે કોચ પર પડ્યો ક્યારે જગ્યો ક્યારે સૂતો એ વિષયનુ બીલકુલ ભાન નહોતું. એમ લાગતું કે જાણે હું એક જ જગાએ પડ્યો રહ્યો છું. કોઇ વખત મનમાં આવતું ત્યારે દિવસના બપોરને વખતે એકલો જ 'બોટાનિકલ ગાર્ડન'માં ફરવા જતો. આ બાગ તદ્દન નિર્જન રહે છે. એ બાગની વચ્ચોવચ્ચ એક એક સમાધિસ્તંભ છે ત્યાં આગળ જઇ હું બેસી રહેતો. મનમાં વિષાદ ઘણો રહેતો. ચારે કોર અંધકાર જ દીસતો. વિષયનુ પ્રલોભન હવે નહોતું તેમ ઇશ્વરનો ભાવ પણ નહોતો અનુભવાતો. પાર્થિવ તેમ જ સ્વર્ગીય એકે જાતનું સુખ નહોતું મળતું. જીવન નીરસ અને પૃથ્વી સ્મશાન જેવી લાગતી. કશામાં સુખ નહિ, કશામાં શાંતિ નહિ. ખરા બપોરના પ્રખર

સૂર્યના કિરણો પણ મને ઘોર લાગતા. તે વખતે એની મેળે જ કોણ જાણે ક્યાંથી નીચેની લીટી મ્હોંમાથી નીકળી ગઈ —

" થાશે શું થાશે દિવસ દીપિત ?
જ્ઞાન વિના સહુ અંધકાર ! "

એ મ્હારૂં સૌથી પહેલું ગીત હતું એ સમાધિ આગળ બેઠી હમેશાં એકલો હું એ ગાન મ્હોટે સાદે છેડતો તે વખતે સંસ્કૃત શીખવાની મ્હને ઘણી ઇચ્છા થઇ સંસ્કૃત ભાષા ઉપર મ્હને બચપણથી જ ઘણો ભાવ હતો. ચાણક્યના શ્લોકો ઘણા યત્નથી મ્હેં મ્હોંએ કરેલા હતા. કોઈ પણ નવો સારો શ્લોક મને પત્તાને સાથ તે હું મ્હોડે કરી લેતો. તે વખત હમારે ત્યાં એક સભાપતિ રહેતો હતો એનું નામ કમલાકાન્ત ચૂડામણિ હતું, ગામ બાંશવેડે પહેલા તે ગોપીમોહન ઠાકુરના આશરા નીચે હતા પછી હમારે ત્યાં આવેલા. તેઓ સારા પંડિત અને તેજસ્વી હતા. મ્હાની ઉમ્મર તે વખતે ઘણી ન્હાની હતી, તે વખત એ મ્હારા પર ઘણો ભાવ રાખતા અને હું ત્હેમના પર ભક્તિ રાખતો. એક દિવસ મ્હેં ત્હેમને કહ્યું — ' હું ત્હમારી પાસે મુગ્ધબોધ વ્યાકરણ શીખીશ ' ત્હેણે કહ્યું — ઠીક, હું ત્હમને શીખવીશ અને ચૂડામણિ પાસે પછી મુગ્ધબોધનો પાઠ લીધો ઝ, ટ, ધ ષ, ભ, જ, ડ, દ ગ, બ, મ્હોડે કરવા માંડ્યા સંસ્કૃત ભાષાનું જ્ઞાન મેળવવા માટે ચૂડામણિ આગળ પહેલ વહેલો ઉત્સાહ મુગ્ધબોધ શીખતી વખતનો. એક દિવસ ચૂડામણિ પોતાને હાથે લખેલું એક કાગળ મ્હારી આગળ ધરી મ્હને કહેવા લાગ્યા કે " આમાં સહી કરો તો " મ્હેં પૂછ્યું " એમાં શું લખ્યું છે ? " કરી વાંચના માંડ્યું તો,-એમના પુત્ર શ્યામાચરણને લાંબા વખત સુધી પાળવાનું વચન એમાં હતું મ્હેં તરત જ તે વખતમાં ત્હેમને સહી કરી આપી. ચૂડામણિ ઉપર મ્હને શ્રદ્ધા અને ભાવ ઘણોજ હતો, ત્હેમણે કહ્યું કે તરત જ મ્હેં એ કાગળમાં સહી કરી આપી. તે વિષે તે ઘડિ કોઈ પણ વિચાર સરખો કરવાનો વખત લીધો નહતો. થોડા દિવસ પછી હમારા સભાપતિ ચૂડામણિ મરણ પામ્યા એટલે શ્યામાચરણ મ્હારી સહીવાળો પેલો કાગળ લઇ મ્હારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો —"મ્હારા પિતાશ્રી મરણ પામ્યા હવે હમે નિરાશ્રય થયા આપે હમારૂં પાલન કરવું પડશે જૂઓ તે વિષે આપે આ પ્રમાણે લખી પણ આપેલું છે

તે મ્હેં કબુલ રાખ્યું અને શ્યામાચરણને તે દિવસથી મ્હારી પાસે રાખવા માંડ્યો. તે પણ સંસ્કૃતનું સારૂં જ્ઞાન ધરાવતો હતો. મ્હેં ત્હેને સવાલ કર્યો ' બ્રહ્મનું જ્ઞાન શાથી પ્રાપ્ત થઈ શકે ? ' ત્હેણે કહ્યું — ' મહાભારતથી ' ત્યારે મ્હેં ત્હેની જ આગળ ' મહાભારત ' વાંચવાનું શરૂ કીધું આ ગ્રંથ ઉઘાડતાં જ એક શ્લોક મ્હારી નજરે પડ્યો તે આ છે

धर्मे मतिर्भवतु य सततोत्थितानाम्
स ह्येक एव परलोकगतस्य बन्धु ।
अर्था स्त्रियश्च निपुणैरपि सेव्यमाना
नैवाप्तभावमुपयान्ति न च स्थिरत्वम् ॥

[ ધર્મે મતિ તમ દીપો નિત્ય જાગૃતીની !
તે એક મિત્ર પરલોક જનારને છે !
સ્ત્રી અર્થ આદિ કરી નિપુણતાથી સેવો !
તોયે ન આપ્તજનભાવ, નસ્થિર થાશે ! ]

મહાભારતમાં એ શ્લોક વાંચી મ્હારા મનમા ઘણો ઉત્સાહ વધી પડયો. મ્હને એમ ભાસ હ્તો કે, બધીએ ભાષામા બંગાળી અને ઇંગ્રેજી ભાષાની માફક વિશેષ્યની પૂઠ વિશેષણો આવતા હશે પણ સંસ્કૃતમા જોયુ કે વિશેષ્ય જ્યાં વિશેષણો ત્યા જ એ સમજતા મ્હને કેટલાક દિવસો લાગ્યા મહાભારતનો ઘણો ભાગ વાચ્યો ધૌમ્ય ઋષિના આખ્યાનમા ઉપમન્યુની ગુરૂભક્તિ વાળી વાત મ્હને બહુ ગમી આજ તો એ ગ્રન્થના ભાષાન્તર ને સક્ષેપની અનેક આવૃત્તિએ થઈ છે, પણ તે વખતમા મૂળ ગ્રથ થોડાક જ વાંચતા ધર્મપીપાસા તૃપ્ત કરવા માટે મ્હેં ત્હેનો ઘણો ભાગ વાચ્યો હતો

તત્વાન્વેષણ માટે એક બાજુ સસ્કૃતનો અભ્યાસ તેમ બીજી બાજુ ઇંગ્રેજીનો અભ્યાસ પણ ચાલુ રાખ્યો હતો યુરોપીય દર્શનશાસ્ત્રના પણ ઘણા ગ્રથો વાચ્યા પણ મનમા જેવો અભાવ હતો તે તો તેમનો તેમ જ રહ્યો તે કશાથી ફીટયો નહિ એ વિષાદનો અધકાર, અને અશાતિ હૃદયમા મહાવ્યથા ઉપજાવવા માડ્યા મનમા થઇ આવ્યુ, કે પદ્ધતિને અધીન થવુ એ જ શુ મનુષ્યનુ સર્વ બળ છે? ત્યારે તો વાત ગઇ એ પિશાચીનુ જ પરાક્રમ આટલુ બધુ! અગ્નિ સ્પર્શ થતાની સાથે જ સર્વ કોઇને ભસ્મ કરી નાખે છે વહાણમા ત્હમે દરીયાની મુસાફરી કરો, ચકરી ત્હમને રસાતલમા ડૂબાડશે, વાયુ ત્હમને ચકડોળે ચ્હડાવશે. એ પિશાચી પ્રકૃતિથી કોઇ અળગુ ટકી શકે તેમ નથી. એની આગળ સદા હાર માની નીચે મ્હોએ રહેવાનુ હોય તો તો થઇ રહ્યુ. હુ ગયો. હવે આશા શેની? આશ્વાસ શાનો? વિશ્વાસ કોનો? વળી મનમા વિચાર કર્યો, જેમ ફોટોગ્રાફના કાચ ઉપર કિરણો વડે વસ્તુના આકાર અકાય છે તેમ તો શુ બાહ્ય ઇન્દ્રિયદ્વારા મનની અદર બ્હારની વસ્તુનો અવભાસ નહિ પડતો હોય? આ જ જ્ઞાન એ સિવાય જ્ઞાનલાભનો બીજો ઉપાય કયો રહ્યો? યુરોપના દર્શનશાસ્ત્રે મ્હારા મનમા આ ભાવ પ્રગટાવ્યો કોઇ નાસ્તિક આગળ તો આટલી વાત બસ થાત, ત્હેને કુદરત સિવાય બીજુ કાંઈ જોઇએ જ નહિ પણ મ્હને એટલેથી શાતિ કેમ થાય? ! મ્હારો પ્રયત્ન ઇશ્વર પામવા માટે હતો, અધવિશ્વાસશ્રદ્ધાથી જ નહિ પણ જ્ઞાનના તેજ સાથે! તેમ ન થતા દિવસો દિવસ મ્હારી વ્યાકુળતા વધતી જ ચાલી. કોઈ કોઈવાર થઈ આવતું કે ' મ્હારે હવે આરો નથી '

## પ્રકરણ ૪ થું.—એક કિરણ.

એ વિષાદના અધકારમા ને અધકારમા ગોથા ખાતા ખાતા વીજળી જેવો એક ઓચિંતો ચમકાટ થયો. ત્હેના પ્રકાશથી સમજાયુ કે બાહ્ય ઇન્દ્રિયોવડે રસ રૂપ ગધ શબ્દ સ્પર્શના યોગથી આપણામા વિષયનું ભાન થાય છે અને આ જ્ઞાનની સાથે હુ જ્ઞાતા છું એ પણ જાણી શકાય છે દર્શન સ્પર્શન આઘ્રાણ અને મનન સાથે હુ તે દ્રષ્ટા સ્પ્રષ્ટા ઘ્રાતા

અને મન્તા છું. એ જ્ઞાન પણ થાય છે, વિષયના જ્ઞાન સાથે વિષયીનુ પણ જ્ઞાન થાય છે, શરીરની સાથે શરીરને ઓળખી શકાય છે. કેટકેટલા અન્વેષણ પછી પહેલ વહેલું આ સત્ય મ્હને સમજાયુ. જાણે ઘોર અંધકારના સામ્રાજ્યમાં એક કિરણરેખા ફુટી. વિષયબોધ સાથે હું તે હું છું જાણી શકાય છે એ સમજાયુ. પછી ક્યાંહી પણ નજર કરી તો વિશ્વસંસારમા સર્વત્ર એ જ્ઞાનનો જ પ્રભાવ જણાવા લાગ્યો. આપણે જ માટે ચન્દ્ર સૂર્ય નિયમિત ઉગે આથમે છે, આપણે જ માટે વાયુ વરસાદ જોઇએ તેમ ચાલ્યા કરે છે, એ બધાં મળીને એકઠા થઇને જાણે આપણા જીવનના પોષણનુ એક લક્ષ્ય સાધે છે. એક લક્ષ્ય તે કોનું? જડને તો લક્ષ્ય હોઈ શકે નહિ. ત્યારે એ લક્ષ્ય ચેતનનુ. તેથી એક ચેતનજ્ઞાન પુરૂષની સત્તાથી આ સકલ વિશ્વસંસાર ચાલે છે. જુઓ, એક બાળક અવતરતાંની સાથે માતે ધાવી શકે છે, કોણ ત્હેને એ શીખવવા જાય છે? તે જ કે જેણે એને પ્રાણ આપ્યો છે. અને માતાના હૈયામા પેલી વત્સલતા કોણ મોકલે છે? તે જ કે જેણે ત્હેના સ્તનમાં દૂધ મૂકેલુ છે. તે જ આ પ્રયોજન-વિજ્ઞાનનો અધિષ્ઠાતા ઇશ્વર, જેની સત્તાથી જગત્ સંસાર ચાલે છે. જ્યારે આટલુ એ જ્ઞાનતેજ આંખમા આવ્યુ ત્યારે કાંઇક કળ પડી, વિષાદનાં વાદળા કંઇ વેરાયાં ને થોડી શાંતિ મળી.

ઘણું વખત ઉપર બચપણમા અનન્ત આકાશ તરફ જોતા અનન્તનો ખ્યાલ સમજાયો હતો; વિચાર કરતા તે વાત યાદ આવી અને એકાગ્ર મનથી અગણિત તારાગણોથી ખચિત અનન્ત ગગન પ્રદેશ પર નજર કરી તે અનન્ત દેવનાં જ દર્શન થયા; સમજાયું કે તે અનન્તનો જ આ સર્વ મહિમા છે, તે અનન્તજ્ઞાનસ્વરૂપ જેનાથી આપણે પરિમિત જ્ઞાન અને ત્હેનો આધાર આ અવયવો પામ્યા છીએ ત્હેને કોઈ અવયવો નથી. તે શરીર અને ઇન્દ્રિયોથી રહિત છે. ત્હેણે હાથ વડે કંઈ આ વિશ્વ ઘડયું નથી, કેવળ પોતાની ઇચ્છા વડે આ જગત્ સર્જ્યું છે. કાલીઘાટની તે કાલી માતા નથી, તેમ તે હમારા ઘરની 'સેવા' ના શાલીગ્રામે નથી. અંહીયા જ મૂર્તિપૂજાની ભાવનામા કૂહાડો પડયો. સૃષ્ટિરચનાની કુશળતાનુ ભાન ખીલવતા સ્રષ્ટાનુ જ્ઞાન થયુ. નક્ષત્રોથી દીપ્તિમાન આકાશ જોતાં સમજાયું કે તે અનન્ત છે. એ સૂત્ર હાથ લાગતાં ત્હેનું સત્ય સ્વરૂપ મનમાં તેથી તેથીય વધારે ખીલતુ ગયું. તે અનન્ત જ્ઞાન છે, ત્હેની ઇચ્છાને કોઈ આડે આવી શકતુ નથી. તે જે ધારે તે કરી શકે છે. આપણે બધા સાધનો ભેળા કરી કંઈ રચના કરી શકિયે; તે ત્હેની મરજી પડે ત્યારે બધાં સાધનો ઉત્પન્ન કરી રચના કરે. તે જગત્ કેવળ રચનાર જ નથી, તેથી પણ ઉચ્ચ ત્હેનોય તે સૃષ્ટિકર્તા છે. આ બધી સૃષ્ટ વસ્તુઓ અનિત્ય વિકારી, પરિવર્તનશીલ અને પરતંત્ર છે. એમને જે પૂર્ણ જ્ઞાને રચ્યા છે તે જ નિત્ય, અવિકારી અપરિવર્તની અને સ્વતંત્ર છે. તે જ સત્ય સનાતન પૂર્ણ પુરૂષ સકલ મંગલનો હેતુ છે અને સર્વને ભજવા યોગ્ય છે. કેટલા બધા દિવસની બુદ્ધિની કસોટીએ આ સત્ય દૃઢ સમજાયુ. કેટલી બધી સાધના પછી આ સિદ્ધાન્ત સિદ્ધ થયો! છતાં પણ મ્હારૂં હૃદય કંપવા લાગ્યું. જ્ઞાનમાર્ગ અતિ દુર્ગમ માર્ગ છે. કોણ એ માર્ગ ચ્હડવાની હિંમત કરે? હું જે સિદ્ધાન્ત પર આવ્યો એ સિદ્ધાન્તની સાક્ષ્ય કોણ પૂરે? કેવી રીતે પૂરે? જેમ પદ્મામાં માછી તરફથી સાક્ષ્ય મળી હતી તેવી સાક્ષ્ય કોણ દે?

હું એક વાર હમારી કાલીગ્રામ જાગીરે ગયો હતો. ત્યાંથી ઘણે દિવસે હમે પાછા ફર્યા

હતા. પદ્મા નદીને જળમાર્ગે હમે નાવમાં આવ્યા હતા. વર્ષાની ઋતુ હતી, આકાશમાં વાદળાંનાં જુથ જામતાં, અને વાયુ પૂર વેગથી ફુંકાતો. પદ્માનાં પાણી ઉંચા નીચા ઉછળતાં તેથી માછીઓ તોફાનની આશંકા જોઈ આગળ વધી શક્યા નહિ; કિનારે ત્હેમણે તો હોડી બાંધી દીધી. એ કિનારે પણ પાણીના ઉછાળાને જોરે હોડી સ્થિર રહી નહોતી શકતી. પણ ઘણા દિવસ ત્યાં થઈ ગયા હતા તેથી ઘેર જવાની આકાંક્ષા ઘણી હતી. ચારેક વાગતાને સુમારે પવન સહેજ નરમ પડ્યો એટલે ખલાસીને મ્હેં કહ્યું હવે હોડી હંકારી શકીશું? ત્હેણે જવાબ આપ્યો, "હજુરનો હુકમ થાય તો છોડી મૂકિયે!" મ્હેં જવાબ આપ્યો "ચાલ જવા દે ત્યારે." પણ વખત વીતતો ગયો તોયે નાવ ચાલ્યું નહિ. અર્ધો કલાક વીતી ગયો તો પણ નાંગર ઉપડ્યું નહિ. ખલાસીને બોલાવીને પછી મ્હેં કહ્યું,–કે ત્હેં કહ્યું કે હજુરનો હુકમ થાય તો હંકારીયે ત્યારે મ્હેં હુકમ આપ્યો તો પણ હજુ નાંગર કેમ ઉપાડતા નથી? હાલ તો તોફાન શાન્ત જણાય છે, ફરી કયારે ઉપડશે એ કોણ કહી શકશે? જો ઉપાડવું હોય નાંગર તો આ-જ ઘડિ ઉપાડ ને ચાલ જવા દે!"

ખલાસીએ જવાબ આપ્યોઃ—"વૃદ્ધ દિવાનજી મ્હને કહેવા લાગ્યા કે 'ઓરે તડેલ, આ શું કરે છે? દિવાનો બીવાનો થયો છે કે શુ? મોજાં આવે છે ને હોડી કિનારે તો ઠરીને સ્થિર રહી શકતી નથી તેવે વખતે તુ પદ્મામાં પોહાવા માગે છે? જોતો નથી તેમાં અધૂરામાં પૂરી આ શ્રાવણની સંક્રાંતિ છે?" દિવાનજીના આ શબ્દો ડરીને નાંગર ઉપાડ્યું નથી.

મ્હે હુકમ કર્યો—ચાલ બસ જવા દે!

તેની સાથે ખલાસીએ લંગર ઉપાડયુ, હોડી છોડી મૂકી.

છુટતાની સાથે પછી ને પહેલેજ ઝપાટે હોડી પદ્માના જળમાં તીરની માફક છૂટી. હજારો વ્હાણ કિનારે નાંગરેલા હતાં તે બધા પૂકારી ઉઠયા 'આ ઘડિ જાવ ના! આ ઘડિ જાવ ના!' તે વારે હમારાં હૃદય ધબકવા માડયાં. શુ કરવુ હવે પાછા વળવાનો ઉપાય ન રહ્યો. હોડી તો છુટતાની સાથે પવનને ધક્કે સર સર સર કરતી સોસરી દોડવા માંડી. કેટલે દૂર આવી પહોંચ્યા! સામે જોઇએ છીએ તો મોજે મોજા સામસામાં અફળાઈ ઉંચી દિવાલ જેવાં અથડાયાં તે ભેદીને હમારી હોડી ત્હેની વચ્ચે થઇને નીકળી. હમારા હોશ કોશ ગડી ગયા. હોડી ઉછળે પડે, ઉછળે પડે ને સાથે હમારા પ્રાણ ઉછળે. તેવે વખત થોડે દૂર મોજાં સાથે અફળાતી ઝટકાતી સામેથી એક હોડી જાણે આવતી જણાઇ. એનો ખલાસી હમારું સાહસ જોઈ હમને ધીરજ આપવા ઉત્સાહિત કરવા હતાશ થતા અટકાવવાને પૂકારી ઉઠયોઃ–"ચાલ્યા જાવ! ચાલ્યા જાવ! ભય નથી!"

હમારા ઉત્સાહમા તે ઉત્સાહી સ્વર ભેળાયો. આજે મ્હારા જ્ઞાનોત્સાહમાં એવો સ્વર કોણ પૂરાવશે? મ્હારે એવી સાક્ષ્ય એવો ટેકો જોઇએ છે. પણ હા! તે કોણ આપશે?

(અપૂર્ણ.)

—બંગાળીપરથી ભાષાન્તર કરનાર—

અરવિન્દ.

# " વિનીત " અને " ઉદ્દામ. "

આ સાલના માહ માસના વસન્તમા " દિગ્દર્શન " એ શિરોનામના લેખમાં ૨૨ મી રાષ્ટ્રીય સભા અને તેના અંગભૂત અન્ય પ્રવૃત્તિઓનુ સમાલોચન કરવામા આવ્યું છે.

આ લેખમા રાષ્ટ્રીય સભામાં " ઉદ્દામ " અને " વિનીત " એવા બે પક્ષ છે એમ સ્વીકારી, તેમના ઉદ્દામ એટલે ' જેઓ કોઈ પણ પ્રકારના દામણા-બન્ધન-માન્ય કરતા નથી તે,' અને વિનીત એટલે ' જેઓ દીર્ઘદૃષ્ટિ, ડહાપણ અને કર્તવ્યવિચારથી આત્મસયમ આચરે છે,' એવા લક્ષણ આપવામા આવ્યા છે. રાષ્ટ્રીય સભાના પ્રણેતાઓમાં વિચારની ભિન્નતા છે એ વાત વાદગ્રસ્ત નથી પણ તે ભિન્નતાને પક્ષનુ સ્વરૂપ આપવુ યોગ્ય છે કેમ તે સશય યુક્ત છે. પક્ષમા અરામ વિરોધિતાનો ધ્વનિ છે. આવી વિરોધિતા આપણા અગ્રણીઓમા નથી. એ રાષ્ટ્રીય સભાની ૨૨ મી બેઠકનુ કાર્ય નિર્વિઘ્ન રીતે પાર પડવાથી સહજ સમજાય તેમ છે. તો પણ બે પક્ષ છે એમ ઘડીભર વાદને વાસ્તે સ્વીકારીએ તો પણ જે નામ તે પક્ષને આપવામા આવ્યા છે ને તેમનો જે અર્થ કરવામા આવ્યો છે તે કોઈ પણ રીતે યોગ્ય નથી. બન્ને પક્ષના અગ્રણીઓના વિચારનો ઊહાપોહ કરી તે નામ આપવામા આવ્યા નથી. તેમનાં લક્ષણ જાણે સ્વતસિદ્ધ હોય એમ સ્વીકારવામા આવ્યા છે. ઉદ્દામ પક્ષના નેતાઓ કયા પ્રકારના-નૈતિક, રાજકીય અથવા તો સામાજીક-બન્ધનો સ્વીકારતા નથી, તેઓના કયા આચાર વિચારમા દીર્ઘદૃષ્ટિ, કર્તવ્યવિચાર અને આત્મસયમની ન્યૂનતા છે તેનો ઇશારો સરખો પણ કરવામા આવ્યો નથી.

લોર્ડ કર્ઝનના સ્વાર્થી અને આપખુદી અમલે હિંદુસ્તાનમા સર્વત્ર અશાંતિ રૂપી આગ પ્રકટી છે. આખા દેશમા ખળભળાટ થઈ રહ્યો છે. પચાસ વર્ષની શાંત નિદ્રામાથી તેણે આપણને જાગ્રત કર્યા છે અને જે સુખદ સ્વપ્ન અનુભવતા હતા તે તેણે વિચ્છિન્ન કરી નાખ્યુ છે દોઢસો વર્ષના અંગ્રેજોના સહવાસથી, અને ઇતિહાસના પચાસ વર્ષના અભ્યાસથી જે જ્ઞાન આપણને પ્રાપ્ત થયુ નહોતું તે જ્ઞાન તેના સાત વર્ષના અમલથી આપણને થયુ છે. આપણામાં તેણે આજ સુધી અનુભવેલી નહિ એવી એક નવીન લાગણીને જન્મ આપ્યો છે. આ લાગણી અવિશ્વાસની છે. આપણા રાજકર્તાઓમા અવિશ્વાસ, ઇંગ્લાંડની પ્રજામા અવિશ્વાસ, આ લાગણીએ આપણામા સ્વદેશપ્રીતિની મદ જ્યોતિને સતેજ કરી છે. આપણા અગ્રણીઓમા તેણે એક નવીન વિચાર યા પક્ષને જન્મ આપ્યો છે. દિનપ્રતિદિન આ લાગણી આપણા યુવક વર્ગમા પાણીના રેલા માફક પ્રસરતી જાય છે.

લાલા લજપતરાય અને મિ. તિલક આ નવીન પક્ષના અગ્રણી છે. તેમણે રાષ્ટ્રીય સભામા તેમજ તેની બહાર જાહેર સભાઓમા, વર્તમાનપત્રો અને માસિકોમા, પોતાના વિચાર સ્ફુટથી જણાવ્યા છે. તે ઉપરથી આ નવીન પક્ષનુ યથાર્થ સ્વરૂપ બાધવુ દુર્ઘટ નથી આ વિચાર સંક્ષિપ્તમા નીચે પ્રમાણે બતાવી શકાય.

(૧) આપણી આર્થિક અને રાજકીય ઉન્નતિને વખતે આપણા રાજકર્તાઓ અને ઇંગ્લાંડની પ્રજા ઉપર રાખેલી શ્રદ્ધા ને વિશ્વાસ અસ્થાને છે. ફક્ત માગવાથી યા પોકાર કરવાથી તેઓ આપણને કાંઈ આપનાર નથી. આપણી માગણીઓ સ્વીકારવાને તેઓને ફરજ પડે તેવા ઉપાય આપણે યોજવા જોઇએ ટુંકામાં ભિક્ષુક વૃત્તિનો ત્યાગ કરી આપણે આપણી ઉન્નતિનો અન્ય માર્ગ શોધવો.

(૨) આ અન્ય ઉપાય બહિષ્કાર છે. આર્થિક અને રાજકીય બહિષ્કાર, એ હાલના સંયોગોમા, ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવાને અને રાજકર્તાઓને આપણી માગણીઓ સ્વીકારવાની ફરજ પાડવાને, અત્યુત્તમ અસ્ત્ર છે તે સબધી લોકમત કેળવવો ને તેનો પ્રચાર કરવો એ આપણા નેતાઓનો ધર્મ છે

(૩) આપણામા અન્ય નથી, શક્તિ નથી, આપણે રાજ્યવહીવટ કરવાને લાયક નથી વિગેરે જે આત્મવિઘાતક વિચારો પ્રજામા ઘુસાડી દીધા છે તે દૂર કરવા.

(૪) પ્રજાકીય કેળવણીનુ ધોરણ દાખલ કરવુ.

એક વાક્યમા કહીએ તો ન્યાયથી વધારેનો માર્ગ નવીન પક્ષ સૂચવે છે. સત્ય અને ધર્મના અડગ ખડક ઉપર તેઓ પોતાની નીતિનો પાયો રચવા માગે છે. રાજકર્તાઓ અને ઇંગ્લંડના વહેપારીઓ સામે થશે તેઓની સાથે દ્વન્દ્વ યુદ્ધમા ઉતરવુ પડશે તે તેઓ જાણે છે. પણ તેમા ઇશ્વરપતિ માને છે. હથિયાર સિવાયનુ આ દ્વન્દ્વ યુદ્ધ આપણી સ્વદેશપ્રીતિની, આપણા પ્રજા તરીકેના ઉચ્ચ ગુણોની કસોટી કરશે, અને ન્યાય આપણા પક્ષમા હોવાથી ઇશ્વર આપણને સહાય કરશે.

કેટલાક આગેવાનોએ પ્રજાકીય કેળવણીનો સવાલ ઉપાડી લીધો છે. એટલે મુખ્ય વિચાર ઉપર જણાવેલી બે વિરોધની બાબતસર જ કરવાનો રહે છે

જુનો પક્ષ ઇગ્લાડની ન્યાયવૃત્તિ અને ઉદારતામા વિશ્વાસ રાખવાનુ કહે છે પરતુ આ નીતિથી આપણી ઉન્નતિ થશે એમ માનવાને કાંઈ કારણ મળી આવતું નથી. હિંદુસ્તાન ઇગ્લાડને ભારરૂપ છે ને ફક્ત હિંદુસ્તાનના હિત ખાતર જ તે અત્રે રાજ્ય કરવા માગે છે અને ઇગ્લાડનો કોઇ પણ જાતનો સ્વાર્થ રહેલો નથી એ કથન જો સત્ય હોય અથવા તો ન્યાય અને ઉદારતા એ જો ઇગ્લાડની પ્રજાના પ્રધાન લક્ષણ હોય તો જ શ્રદ્ધા અને વિશ્વાસની નીતિ સકારણ છે એમ કહી શકાય હિંદુસ્તાન અને ઇગ્લાડના સબધના દોઢસો વર્ષના ઇતિહાસ ઉપરથી પ્રથમ બાબતમા શુ પ્રતીત થાય છે? હિંદુસ્તાનનુ રાજ્ય પ્રાપ્ત કરવામા કરેલા પ્રપચો, તે હરહમેશ ગમે તે ઉપાયથી પોતાની સત્તા તળે જ રાખવાનો દૃઢ નિશ્ચય, તેના ઉદ્યોગોનો નાશ કરવા શરૂઆતમા વાપરેલી યુક્તિઓ અને હાલ પણ તેમને સજીવન કરવાના પ્રયત્નોને મૂળમાથી જ દાબી દેવા લેવામા આવતા ઉપાયો આપણા હિતને ભોગે અગ્રેજ વહેપારીઓને કરી આપવામા આવતી સગવડો તેમની નજીવી અને અમરણ ફરિયાદોના સબધમા આકાશ પાતાળ એક કરી નાખનારા પોકારો અને તે દૂર કરવા ઇગ્લાડ તેમ જ અત્રેની સરકારની નહિ સમજી શકાય તેવી ઇંતેજારી અને આ દેશના લોકોના અસહ્ય દુખો તરફ પણ બતાવવામા આવતી બેદરકારી, તે સબધી પોકાર કરતા રાજ્યદ્રોહનો આરોપ, હિંદુસ્તાનના મજુર વર્ગથી સમૃદ્ધિવાન થયેલા અને તેના જ લશ્કરની મદદથી જીતાએલા દક્ષિણ આફ્રિકામા હિંદુસ્તાનના લોકો ઉપર કરવામા આવતો જુલમ, ૧૮૫૭ ના ઢઢેરાનો કરવામા આવતો અર્થ એ તથા અન્ય અસખ્ય બાબતો ઉપર વિચાર કરતા આપણા હિતને જ વાસ્તે રાજ્ય કરવાની તેમની વાત ઘડીભર પણ માનવા આપણુ અતકરણ કબુલ કરતુ નથી

જુના પક્ષના અગ્રણીઓ આ વાતથી અજ્ઞાત નથી વૃદ્ધ સ્વદેશભક્ત દાદાભાઇની માન્યતા પણ તે પોકળ વાત વિરુદ્ધ છે અગ્રેજી રાજ્યથી આ દેશને ફાયદો થયો છે કે કેમ એ સવાલ અત્રે અપ્રાસગિક છે તેમ જ તે રાજ્ય અત્રે સ્થાપન થવામા કોઈ ઉચ્ચ સત્ત્વ કારણભૂત હતુ કે કેમ તે સવાલ પણ હાલના સવાલને સબધ કરતા નથી મહર્ષિ રાનડેના કહેવાનો ઉદ્દેશ ફક્ત અગ્રેજી રાજ્ય હિંદુસ્તાનમા સ્થાપન થવામા ઇશ્વરનો હાથ છે, અને તેથી હિંદુસ્તાનની ઉન્નતિ થશે એટલો જ હતો પરતુ તે ઉન્નતિ ઇગ્લાડને હાથે યા તો તેમની ઉદારતા અને ન્યાયવૃત્તિને લીધે થશે એમ કહેવાનો નહોતો. ઇગ્લાડ પાસેથી બ્યાજે નાણા મેળવી આપણે આપણી ધન સપત્ત વધારીએ એ હેતુથી ઇશ્વરે આ સબધ યોજ્યો છે એ વિચાર તો સ્વપ્નમા પણ તેમણે કર્યા નહિ હોય. ઇગ્લાડ સાથેના સબધથી જ આ દેશ આજે દારિદ્રયની નિવાસભૂમિ થઈ પડયો છે એ બાબતમા તો નવીન અને જુનો બન્ને પક્ષ એકમત જ છે

અન્ય પ્રજાઓને ભોગે આત્મવિવૃદ્ધિ કરવી એ પાશ્ચાત્ય પ્રજાઓનુ વિશેષ લક્ષણ છે ઇગ્લાડ તેમા અપવાદરૂપ નથી ઇંગ્લાડની ઉદારતા અને ન્યાયવૃત્તિ ફક્ત ત્રાહિતના સબ-

ધર્મો, જ્યાં તેના સ્વાર્થ અને હિતની આડે આવતી નથી ત્યાં જ પ્રવર્તે છે. આ દેશના તેઓના રાજ્યવહિવટમાં ઉદારતા નથી એમ ઉપર જણાવેલાં દષ્ટાંતોથી સહેજ પ્રતીત થશે. તેઓના અનિયન્ત્રિત શાસનમાં ન્યાય પણ નથી. અગ્રેજોએ કરેલા ગુન્હા સંબંધી ચોકસી કરવાની રીત, તે બદલ તેમને કરવામાં આવતી શિક્ષા, ઇલ્બર્ટ બીલ વખતે કરવામાં આવેલું ધાંધલ, લોર્ડ રિપન અને હ્યુમ જેવા ન્યાયી અમલદારો તરફ બતાવેલી ખેદજનક વર્તણુક, એંગ્લો ઇન્ડીઅન પત્રોનાં સ્વાર્થી લખાણ, નાના સાહેબની પાગડીનો કકડો પણ વિક્ટોરિયા મેમોરીઅલમાં મુકવા દેવાની ના પાડનાર લોર્ડ કર્ઝનનો ક્લાઈવનું સ્મારક ઉભુ કરવાનો પ્રયત્ન, વિગેરે ન્યાયવૃત્તિનાં લક્ષણ નથી. જે ન્યાય અને ઉદારતા અત્રસ્થ અગ્રેજોમાં આપણે જોતા નથી, તેની ઇગ્લાડવાસી અગ્રેજોમાં પણ અપેક્ષા રાખવી વ્યર્થ છે. ઇગ્લાંડ અને હિંદુસ્તાન વચ્ચે લશ્કરી ખર્ચની વ્હાલવણી, ત્યાંના મજુર અને વહેપારી વર્ગનો આ દેશના ઉદ્યોગો આગળ વધતા અટકાવવાનો પ્રયત્ન, એ તથા બીજી અનેક બાબતો ન્યાય અને ઉદારતાનાં દૃષ્ટાંત નથી.

ઉદારતા અને ન્યાયના નમુના રૂપ ગણાતા મિ. મોર્લિએ આપણુ ભવિષ્ય આક્યું છે. આપણા શિક્ષિત વર્ગને તે શત્રુ રૂપ ગણે છે ને ઘણા લાબા કાળ સુધી સ્વરાજ્યને વાસ્તે આપણને નાલાયક જણાવે છે કોઈ પણ જાતની તપાસ કર્યા સિવાય, અને ગુન્હાનુ સ્વરૂપ જણાવ્યા સિવાય ફક્ત આપખુદી, ભીરૂ અમલદારોના કહેવા ઉપર વિશ્વાસ રાખી, લાલા લજપતરાય જેવા સત્યવાદી, નીડર અને અદ્વિતીયશીલના દેશભક્તને તેના સ્વદેશ તરફના ભક્તિભાવને લીધે જ દેશપાર કરવામા તેની ઉદાર અને ન્યાયવૃત્તિને હરકત જણાઈ નથી તેમ ખટકો પણ લાગ્યો નથી. બંગભગના પ્રશ્નમાં ન્યાય કરતાં અમલદારોની પ્રતિષ્ઠાને તેણે વિશેષ ગણી છે. થોડામા લીબરલો પ્રધાનપદ ઉપર આવ્યા ત્યારે જે જે હવાઈ કીલા આપણે બાધ્યા હતા તે સર્વ નાશ પામ્યા છે મિ મોર્લિના વિચારો જાણ્યા પછી શું આપણા કર્ત્તવ્ય સબધી વિચાર કરવાનો રહે છે? શુ શ્રદ્ધા અને વિશ્વાસની નીતિને હમેશને વાસ્તે તિલાંજલિ આપી, આપણા ઉદયને વાસ્તે અન્ય દિશામા પ્રયાણ કરવાનો હજુ વખત આવ્યો નથી? કે તે નીતિને બીજો—અગ્રેજોની ઉદારતા અને ન્યાયવૃત્તિ સિવાય કાંઇ આધાર છે? અમેરિકા, ટ્રાન્સવાલ, આયર્લન્ડ અને ઇજીપ્ત પૈકી કોને ઇગ્લાંડે ઉદારતા અને ન્યાયબુદ્ધિથી સ્વતનતા બક્ષી છે. જે ન્યાય અને ઉદારવૃત્તિ તેમના તરફ બતાવવામા આવી નથી તે હિંદુસ્તાન તરફ બતાવવામા આવશે એમ માનવાને કાઇ વિશેષ કારણ છે? શું આપણા ઉપર તેની અધિક પ્રીતિ છે? ઇતિહાસમા કોઇ પ્રજાએ અન્ય પ્રજાને સ્વતત્રતાનુ દાન કર્યાનું દષ્ટાત દષ્ટિગોચર થાય છે? કે તેવુ દાન પ્રાપ્ત કરવાનુ ફક્ત હિંદુસ્તાનને જ વાસ્તે નિર્માણ કરેલુ છે? આ સર્વ બાબતોનો ઇગ્લાડની ઉદારતાને અવલમ્બી નિરર્થક આશાઓના વહનમાં વહેતા પહેલા વિચાર કરવાનો છે. જુના પક્ષના અગ્રણીઓ શ્રદ્ધા અને વિશ્વાસ રાખી બેસી રહેવાનું કહેતા નથી પણ પોકાર-સંક્ષોભન કરવાનુ કહે છે એ વાત ખરી, પણ ફક્ત ખાલી પોકાર,-સંક્ષોભનથી કાઇનું વળ્યુ નથી આયર્લેન્ડ આજે સેકડો વર્ષથી પોકાર મારે છે, આપણે પણ પચીસ વર્ષથી પોકાર કરીએ છીએ, બગભંગ વખતે પ્રચડ પોકાર કર્યો હતો, પણ તે ઉપર લેશ માત્ર પણ લક્ષ્ય આપવામા આવ્યુ નથી.

વિરોધની અન્ય બાબત બહિષ્કાર છે. બહિષ્કારયોગ હિંદુસ્તાનના લોકોને અપરિચિત નથી. નિરાધાર થઇ ગયેલી પ્રજાનું તે અપ્રતિ અસ્ત્ર છે. જુના વખતમાં રાજા પ્રજાને દાદ નહિ આપતા ત્યારે લોકો તે રાજાના રાજ્યનો બહિષ્કાર કરી ઉચાળા ભરી અન્ય સ્થળે જતા અને રાજાની શુદ્ધ ઠેકાણે લાવતા. શહેરોમાં મહાજનની વિનતી નાકબુલ કરવામાં આવતાં હડતાળ પડતી અથવા તો મહાજન પણ ઉચાળા ભરતું. નિરંકુશ રાજસત્તા ઉપર આથી જબર અંકુશ રહેતો, અને અધાધુનીના વખતમાં પણ રાજાને પ્રજાની પ્રીતિ સંપાદન કરવા અને તેમના હિત તરફ લક્ષ્ય આપવું પડતું. આ કારણને લીધેજ મુસલમાન રાજ્યના અંત અને અંગ્રેજી અમલની શરૂઆત જેવા અવ્યવસ્થિત કાળમાં પણ પ્રજા આબાદ અને સુખી હતી. અંગ્રેજોએ દેશી રાજ્યો સાથે કરેલા તહમા હમેશા એક શરત હોય છે કે એક રાજ્યે અન્ય રાજાની પ્રજાને આશરો આપવો નહિ યા વસવાટ કરવા દેવો નહિ. તે આ શસ્ત્રનો ઉપયોગ લોકો કેટલી છુટથી કરતા તે બતાવી આપે છે. અને ગામડાના વૃદ્ધ પુરૂષો પણ તે વાતની સાક્ષ્ય પુરે છે. હાલના સમયમાં પણ બહિષ્કારયોગ નાબુદ થયો નથી. ચીન અને અમેરિકાનો પ્રસંગ તાજો છે. જાપાન પણ તે શસ્ત્ર વાપરવા તૈયાર થયું છે.

બનારસ રાષ્ટ્રીયસભા વખતે મિ. ગોખલેએ બહિષ્કાર અર્થશાસ્ત્રાનુસાર છે એમ જાહેર કર્યું હતું અને જુના પક્ષના અન્ય અગ્રણીઓ તરફથી તે વિરૂદ્ધ હજુ સુધી કાંઇ પણ કહેવામાં આવ્યું નથી. એટલે તે અર્થશાસ્ત્રાનુસાર છે કે કેમ તે સંબંધી ભિન્ન મત નથી એમ માનીએ તો હરકત જેવુ નથી. બહિષ્કાર યોગનો સ્વીકાર નહિ કરવા માટે જુના પક્ષના અગ્રણીઓ તરફથી બે કારણ આગળ ધરવામાં આવે છે. (૧) અંગ્રેજી પ્રજાનો દ્વેષ અને તે વિરૂદ્ધ ટકી શકવાની આપણી અસમર્થતા, અને (૨) બહિષ્કારયોગની અસાધ્યતા.

બહિષ્કારનો માર્ગ લેવાથી અંગ્રેજી પ્રજામાં આપણા વિરૂદ્ધ દ્વેષ ઉત્પન્ન થવાનો સંભવ છે એમાં તો શક નથી, પરંતુ આ દ્વેષ ફક્ત બહિષ્કારનો આશ્રય લેવાથી જ થશે કે આપણી આર્થિક અને રાજકીય ઉન્નતિનો અન્ય કોઈ પણ ઉપાય યોજીશું તો પણ થશે તે પ્રશ્નનો વિચાર કરવાની આવશ્યકતા છે. બહિષ્કારનો ઉપયોગ નહિ કરીએ તો શું તેઓ આપણી રાજકીય માગણીઓ અથવા આર્થિક ઉન્નતિના પ્રયત્નોને વહાલથી વધાવી લેશે? જ્યાં અન્યોન્ય વિરૂદ્ધ હિત રહેલુ છે અથવા માની લેવામાં આવ્યુ છે ત્યાં ગમે તે ઉપાય લઇશું તોપણ દ્વેષ થવાનો સંભવ છે. આજ સુધી આપણે બહિષ્કારયોગ યોજ્યો નહોતો તોપણ તેઓ આપણી રાજકીય હકની દરેક માગણી સ્હામા થતા ને દ્વેષ કરતા. મિ. મોર્લિ શિક્ષિત વર્ગને શત્રુવત્ ગણે છે તે બહિષ્કારયોગને લીધે નહિ, પણ તેમની રાજકીય માગણીઓ, લોકોને તેમની સ્થિતિ સમજાવવાના તેમના પ્રયત્ન અને તેમની દેશભક્તિને માટે. જો રાજકીય અને આર્થિક સત્તા આપણે ગુમાવી છે, તે સંપ્રાપ્ત કરવાના આપણા હરેક યત્નની વિરૂદ્ધ તેઓ થવાના, તે યત્ન કરવા માટે આપણો દ્વેષ પણ કરવાના, અને દ્વંદ્વ યુદ્ધ પણ મચવાનું. હિંદુસ્તાનનું અનિયંત્રિત શાસન સદૈવ અંગ્રેજોના હાથમાં રહે અને તે ઈંગ્લાંડના વહેપારના ક્ષેત્ર તરીકે કાયમ રહે તેમાં અંગ્રેજ પ્રજાના દરેક વર્ગનું હિત સમાયલુ છે. હિંદુસ્તાનનું શાસન અનિયંત્રિત રહે તેમાં અંગ્રેજી વહેપારીઓનું પણ હિત રહેલું છે. અંગ્રેજી

માલ આપણા દેશમા જે સર્વોપરી સત્તા ભોગવે છે તેનું કારણ આ અનિયન્ત્રિત શાસન અગ્રેજોના હાથમા છે તેજ છે. હિંદુસ્તાનના રાજ્યવહિવટનું તંત્ર પણ વાસ્તવિક રીતે જોતાં અગ્રેજ વહેપારીઓના જ હાથમાં છે. એટલે આપણા રાજકીય તેમજ આર્થિક ઉન્નતિના દરેક પ્રયત્નમાં તેમના તરફથી પ્રત્યવાય નડવાનો. આપણી મીલોનો ઉદ્યોગ સતેજ થવા લાગ્યો એટલે તેમના ઉપર એકસાઇઝ જકાત માન્ચેસ્ટરના વહેપારીઓની માગણી ઉપરથી નાંખવામા આવી. તે વખતે આપણે બહિષ્કારયોગ સાધ્યો નહોતો. હજુ પણ તે ઉદ્યોગ દાબી દેવાના પ્રયત્ન ચાલુ જ છે. બહિષ્કારમા દ્વેષની જે ભીતિ લાગે છે તે સ્વદેશીવ્રત યા અન્ય કોઈ ઉપાયનું અવલમ્બન કરવાથી દૂર થાય તેમ નથી. એટલે પ્રશ્ન એટલો જ રહે છે કે અગ્રેજી પ્રજાના દ્વેષથી ડરી જઈ આપણે હાથ પગ જોડી બેસી રહેવું અને આપણા નાશના દ્રષ્ટા થવું કે આપણા ઉદ્ધારનો જે એક માર્ગ આપણા હાથમા અવશેષ રહેલો છે તેનો આશ્રય, તે દ્વેષની યત્કિંચિત્ પણ ભીતિ રાખ્યા સિવાય લેવો. ઉન્નતિનો કોઈપણ માર્ગ ફુલોથી આચ્છાદિત નથી. તેમા પગલે પગલે સંકટ અને વિઘ્ન આવવાના. તે સંકટો અને વિઘ્નો દૂર કરી કોઈપણ પ્રકારની ભીરુતા સિવાય ઉન્નતિના માર્ગને દૃઢતાથી વળગી રહેવામાં જ દેશહિત રહેલુ છે. તેમા જ આપણા ધર્મનો સમાવેશ થાય છે. તે ધર્મનું આત્મભોગે પણ પાલન કરવામા ખરી દીર્ઘદૃષ્ટિ અને આત્મસંયમ રહેલા છે. આપણે આપણો ધર્મ સપ્રેમ બજાવીએ તો તે દ્વેષથી કરવાનુ કારણ નથી. અગ્રેજ વહેપારીઓ પૈસાદાર છે, તેમની પાસે રાજ્યસત્તા છે અને આપણે પરતન્ત્ર અને ગરીબ છીએ એ વાત ખરી. પરન્તુ સ્વદેશપ્રેમની દૃઢ લાગણી સ્હામે તે પૈસો અને રાજ્યસત્તા નિરૂપાય છે, અડગ સ્વદેશભક્તિ અને આત્મબળ જ સદૈવ વિજયી નીવડે છે. આપણી ગરીબાઈ આપણી આર્થિક સ્થિતિમા નહિ પણ સ્વદેશપ્રેમની ન્યૂનતામા છે.

"The virtues and faculties within
Are vitue—and the riches are akin
To fear, to change to cowardice and death"

*Wordsworth*

ઇતિહાસ કવિવર્ય વર્ડઝવર્થના ઉપલા વચનોના સત્યની શાક્ષ્ય પુરે છે. ક્ષત્રિકુલતિલક પ્રતાપ અને દીલ્હીશ્વર અકબરના બળમા કેટલુ મહત્ અતર હતું? તેવી જ રીતે મહારાષ્ટ્ર વીરનાયક શિવાજી અને ઔરંગજેબની સ્થિતિમાં કેટલું વૈષમ્ય હતું? એક તરફ ગાઢ સ્વદેશભક્તિ, અન્ય બાજુ અતુલ બાહ્ય સાધનો સ્હામસ્હામા આવ્યા હતા. બન્નેમાં વિજય સ્વદેશભક્તિનો જ થયો હતો. તેજ રીતે આર્થિક દ્વંદ્વ યુદ્ધમા પણ વિજય તેનો જ છે. આપણા સુતેલા સંસ્કારો જગાડી, આપણામા સ્વદેશપ્રેમની ગાઢ લાગણી ઉત્પન્ન કરવાનુ કામ આપણા અગ્રણીઓનું છે. લોકોને રાષ્ટ્રીયતાના ઉચ્ચ સદ્ગુણોનું શિક્ષણ આપવુ એ તેમનો ધર્મ છે. તે ધર્મ જો તેઓ યથાર્થ રીતે નીડરતાથી બજાવે તો વિજય દૂર નથી. આ ધર્મનુ સેવન અનેક સંકટો અને વિટંબનાઓથી ભરપૂર છે સ્વાર્થત્યાગ અને આત્મભોગની તેમા આવશ્યકતા છે. તે સર્વે સહન કરવાની શક્તિ અને ધૈર્ય નેતાઓમા અવશ્યનાં છે. આત્મદૃષ્ટાંતથીજ તેમણે પ્રજાની ઉપર સ્વદેશભક્તિની ગાઢ છાપ બેસાડવી જોઇએ.

બહિષ્કારને લીધે અંગ્રેજ વ્યાપારીઓ સાથે આર્થિક દ્વંદ્વ યુદ્ધમા ઉતરવામા અન્ય રીતે પણ ભય રાખવા કારણ નથી. બહિષ્કારને લીધે મોઘવારીની જે ખોટ ખમની પડશે તે ટુક મુદતને વાસ્તે ખમવાની છે, અને આપણી જરૂરીઆતો જો આપણે સ્થિતિ અનુસાર રાખીએ તો તે ખોટ નજીવી જણાશે. વિશેષમાં જેને ખોટ માનવામા આવે છે તે ખોટ પણ નથી. વિદેશી માલ વાપરવાથી જે પૈસા હાલ પરદેશ મોકલીએ છીએ તે બહિષ્કારથી દેશમા ને દેશમા રહેશે અને સ્થળાતર થઈ પાછી આપણી પાસે આવશે એટલે મોઘવારીનો બદલો વળશે. આપણી આર્થિક સ્થિતિ દિન પ્રતિદિન સુધરતી જશે એટલે આપણી ગરીબાઈને લીધે અંગ્રેજ વ્યાપારીઓ વિરુદ્ધ ટકી શકવાની જે ભીતિ રાખવામા આવે છે તે પણ અકારણ છે

બહિષ્કારની અસાધ્યતાના બે કારણ જણાવવામા આવે છે જનસમૂહના મોટા ભાગની બહિષ્કાર તરફ ઉદાસીનતા અને આપણી જરૂરીઆતો પુરી પાડવાની આપણી અસમર્થતા. આ કારણોમા કાંઈ ગૌરવ નથી પ્રથમના કારણ સબધી લખતા મિ ચીંતામણી 'મૉડર્નરિવ્યુ' મા જણાવે છે કે દોઢ વર્ષથી બગાળમા બહિષ્કાર આદોલન શરૂ કરવામા આવ્યુ છે અને સ્વદેશાભિમાનની લાગણી પુર જોસથી વહે છે તો પણ બગાલમા હજુ ઘણો માલ પરદેશથી આવે છે.*આ ઉપરથી તે બહિષ્કારની નિષ્ફલતા અને જનસમાજની તે તરફ ઔદાસીન્ય વૃત્તિ સિદ્ધ કરવા માગે છે. પરદેશી માલ ઉપર આ વખતમા થોડી ઘણી અસર થઈ છે અને આપણા ઔદ્યોગિક ઉત્સાહમા બહિષ્કારથી વધારો થયો છે એમ તો તે કબુલ કરે છે તો પછી તે ઉપરથી તેની નિષ્ફલતા કેવી રીતે સિદ્ધ થાય છે? ગયા વર્ષમા બગાળમા ત્રણ કરોડ રૂપીઆનુ કાપડ ઓછુ આયાત થયુ છે. આ શુ ઔદાસીન્યનુ લક્ષણ છે? જ્યા સુધી લોકોનું લક્ષ્ય તે તરફ ખેચવામા આવતુ નથી ત્યા સુધી જ તેઓનુ ઔદાસીન્ય જણાય છે પરતુ યોગ્ય રીતે લક્ષ્ય ખેચવામા આવતા આ ઔદાસીન્ય દૂર થાય છે ઉન્નતિના અન્ય સવાલો કરતા આ સવાલ તેઓ વધારે સહેલથી સમજી શકે છે, અને તે તરફ તેમનું લક્ષ્ય પણ ઘણી સહેલથી આકર્ષી શકાય છે જ્યા જ્યા બહિષ્કારને યોગ્ય રીતે સમજાવવાનો અને તેને અનુભવમા મુકતા નડતી હરકતો દૂર કરવાનો પ્રયાસ કરવામા આવ્યો છે ત્યા ત્યા લોકોએ તેનો ઝડપથી સ્વીકાર કર્યો છે વિશેષમા જેઓ બહિષ્કારની હિમાયત કરે છે તેઓ હિંદુસ્તાનનો એકે એક માણસ તેમા જોડાશે એવી વ્યર્થ આશા પણ રાખતા નથી. જુજ ભાગ તો તેથી વિમુખ રહેવાનો જ કોઈપણ પ્રશ્નના સબધમા કાંઈ પણ દેશમા એક મત હોવાનો સભવ નથી એટલે જુજ ભાગ વિમુખ અથવા તો વિરુદ્ધ હોવાથી કોઈપણ માર્ગ અસાધ્ય છે એમ કહી શકાય નહિ

બહિષ્કારની અસાધ્યતાનુ બીજુ જે કારણ જણાવવામા આવે છે તે પણ સૂક્ષ્મદૃષ્ટિથી વિચાર કરતા ટકી શકે તેમ નથી હાલ આપણી જરૂરીઆતોને માટે પરદેશી માલ ઉપર આપણે આધાર રાખીએ છીએ એ વાત ખરી, પરતુ તે જરૂરીઆતો પુરી પાડવાને આપણી પાસે સાધન નથી અથવા તો આપણે અસમર્થ છીએ એમ નથી. ઈંગ્લાડની અન્યાયી વ્યાપાર નીતિને લીધેજ આપણા ઉદ્યોગો પડી ભાગ્યા છે. તે યોગ્ય ઉત્તેજન મળવાથી સજીવન થશે.

સો વર્ષ પહેલાં આપણે આપણી હાજતો પુરી પાડતા એટલું નહિ પણ અન્ય દેશોની પણ ઘણી જરૂરીઆતો આ દેશ જ પુરી કરતો હતો. સો વર્ષમાં આપણી હાજતો અને વસ્તીમાં વૃદ્ધિ થઈ છે તે સાથે આપણી પેદા કરવાની શક્તિમાં પણ વધારો થયો છે. પરદેશી માલ તરફ હાલ જે મોહ છે તે દૂર થાય તો આપણા ઉદ્યોગોમાં વૃદ્ધિ થઈ આપણી ઔદ્યોગિક પરતંત્રતા દૂર થાય એમાં શક નથી. ગયા વર્ષમાં ઘણાં નવાં કારખાનાં અને મીલો અત્રે ઉભી થઈ છે. તે ઉપરથી સમજાશે કે યોગ્ય ઉત્તેજન મળ્યે આપણી જરૂરીઆતો પુરી પાડવાને આપણે સમર્થ છીએ. અંગ્રેજોના સંસર્ગમાં આવ્યા પછી આપણા વિલાસની વસ્તુઓમાં ઘણો વધારો થયો છે; તે પૈકી કેટલીએક શરૂઆતમાં પુરી પાડવાને આપણે અશક્તિવાન જણાઇએ તો તેમાં ઇષ્ટાપત્તિ જ છે. તેવી વસ્તુઓનો તો ત્યાગ જ કરવો જોઇએ છીએ. અન્નાચ્છાદન જેવી સર્વ આવશ્યકતાની વસ્તુઓ પુરી પાડવાને તો આપણને કોઈ વખત વાંધો આવે તેમ નથી. વિશેષમાં નવીન પક્ષના અગ્રણીઓ અવિવેકી બહિષ્કારનો આગ્રહ કરતા નથી. સાંચા કામ વિગેરે જે વસ્તુઓ વિના આપણે ચલાવી શકીએ તેમ નથી અને જે આપણે હાલ બનાવી શકીએ તેમ પણ નથી તેવી વસ્તુઓ પરદેશથી નહિ મંગાવવા તેઓ દુરાગ્રહ કરતા નથી. બહિષ્કાર ક્રમિક હોઈ શકે નહિ એમ જે કહેવામાં આવે છે તેમાં કાંઈ અર્થ નથી. જેમ એક દેશ, એક માણસ, તેમજ એક વસ્તુનો પણ બહિષ્કાર હોઈ શકે. **स्वल्पमप्यास्य धर्मस्य त्रायते महतो भयात्** એ ભગવદ્વાક્ય બહિષ્કારધર્મને યથાર્થ લાગુ પડે છે. અત્રે એક અન્ય વાત પણ જણાવવાની જરૂર છે. બહિષ્કારથી ગરીબ વર્ગ મુશ્કેલીમાં આવી પડશે એમ જણાવી બહિષ્કારના ઘણા વિરોધીઓ પોકળ આંસુ પાડે છે. તે ફક્ત ગરીબ વર્ગની સ્થિતિ સંબંધી તેમનુ અજ્ઞાનપણુંજ બતાવે છે. ગરીબ વર્ગની જરૂરીઆતો ઘણી થોડી છે. અને તે સર્વ હાલ પણ સ્વદેશી માલથી જ પુરી પડે છે. બહિષ્કારથી જે સહેજ મોંઘવારી વેઠવાનો તેમને પ્રસંગ આવશે તેનો બદલો મજુરી મોંઘી થવાથી તેમને મળશે. બહિષ્કારથી દેશમાં જે અનેક ઉદ્યોગો જન્મ પામશે તેથી મજુરી મોંઘી થશે એ સહેજ સમજાય તેમ છે. પરદેશી માલનો વપરાશ મધ્યમ અને વિશેષે કરીને કેળવાયલા વર્ગમાં વધારે છે. બહિષ્કાર સંબંધી વિરોધ પણ તેમના તરફથીજ ઉભો થાય છે. તેમની જરૂરીઆતો હદપાર વધી ગઇ છે અને વિલાસવૃત્તિઓના તેઓ એટલા તો ગુલામ થઇ ગયા છે કે વિનાશનો ભય સમીપ આવ્યા છતાં તેમની આંખ ઉઘડે તેમ નથી. દેશહિતની લાંબી લાંબી વાતો કરવાને તેઓ તૈયાર છે પણ વિલાસવૃત્તિઓનો ભોગ આપતાં તેઓ ડરે છે. નવીન પક્ષના અગ્રણીઓને સ્વદેશી ઝમનો ઠરાવ રાષ્ટ્રીય સભામાં પસાર કરવતાં નડેલી મુશ્કેલી આજ કારણને આભારી છે.

બંગાળને માટે બહિષ્કાર ઉચિત ગણવાનો અને અન્ય પ્રાંતાને માટે તે અનુચિત ઠરાવવાનો રાષ્ટ્રીય સભાનો ઠરાવ કોઈ પણ રીતે ન્યાયસંમત નથી. તે ઠરાવ અને સ્વદેશી અને બહિષ્કારમાં માની લીધેલી ભિન્નતા આપણા જુના—વિનીત—પક્ષના અગ્રણીઓની નિર્બળતા સિદ્ધ કરે છે એટલું જ તે સંબંધી કહેવું બસ થશે.

સત્ય સ્વદેશી નીતિમાં અને બહિષ્કારમાં ભિન્નતા નથી. બન્ને એક જ વસ્તુનાં જુદાં સ્વરૂપ છે. પ્રકાશ અને અંધકારનો અભાવ એ બેમાં જેમ નામ સિવાય અન્ય તફાવત નથી

તેમજ સત્ય, સ્વદેશી અને બહિષ્કારના સંબંધમાં છે. એક વિધિ અને અન્ય નિષેધ રૂપ છે. સ્વદેશીનો જ્યારે ભળતો અર્થ કરવામાં આવે છે ત્યારે જ તે બહિષ્કારથી ભિન્ન પડે છે. અન્યથા સ્વદેશીનો સ્વીકાર તેજ બહિષ્કારનો સ્વીકાર છે. મિ. ટિલકે આપેલાં ઉદાહરણો પણ તેજ સિદ્ધ કરે છે. તે ઉદાહરણોમાં એમાંથી કયો માર્ગ ગ્રહણ કરવો તે બતાવવાનો પ્રયત્ન નથી. તેમજ તેમાં દ્વેષની વાત પણ નથી. કોઈ વસ્તુ નિષેધ વર્જ્ય-કરવાથી આપણે તેનો દ્વેષ કરીએ છીએ એમ કહેવાય નહિ. મિ. ટિલક તે ઉદાહરણોમાં પરદેશી માલ-પરસ્ત્રીનો-નિષેધ કરવાનું જણાવે છે, દ્વેષ કરવાનુ કહેતા નથી. સ્વસ્ત્રીમાં પ્રીતિ અને પરસ્ત્રીમાં આસક્તિ એ બન્ને સાથે હોઈ શકે નહિ. એટલું જ નહિ પણ પરસ્ત્રીમાં આસક્ત પુરૂષને સ્વસ્ત્રીમાં પ્રીતિ કરાવવા પરસ્ત્રીના નિષેધની પ્રથમ આવશ્યકતા છે. બ્રહ્મનો વેગ લાગ્યા વિના સંસાર ત્યજવામાં અર્થ નથી એ વાત ખરી પરંતુ સંસાર ઉપર વિરાગ થયા સિવાય બ્રહ્મવેગ લાગવાનો સંભવ નથી. સંસાર તરફ તટસ્થ વૃત્તિવાળાને બ્રહ્મનો વેગ લાગવાથી સંસાર એની મેળે છૂટવા સંભવ છે. પરંતુ સંસારમાં આસક્ત પુરૂષને તો બ્રહ્મમાં ધ્યાન સ્થપાવવા સંસાર ઉપર વિરાગ કરાવવાની પ્રથમ જરૂર છે. તેજ પ્રમાણે પરદેશી માલ ઉપર મોહી ગયેલી પ્રજાને સ્વદેશી માલમાં પ્રીતિ કરાવવા પરદેશી માલ તરફ વિરાગ ઉત્પન્ન કરાવવાની વિશેષ આવશ્યકતા છે. બહિષ્કારથી પરદેશી માલ ઉપરનો મોહ ટળી સ્વદેશી ઉપર પ્રીતિ થશે. તેનાથી અન્ય સંસ્કારોને લીધે લોકમત વહેલો જાગ્રત થવા સંભવ છે, અને તેથી જ નવીન પક્ષ સ્વદેશીઝમ અને બહિષ્કાર એ નામ પૈકી બહિષ્કારને વધારે પસંદ કરે છે. તોપણ નામ સંબંધી તેમનો દુરાગ્રહ નથી એમ રાષ્ટ્રીય સભા વખતે સ્વદેશીનો ઠરાવ પસાર થવાથી તેઓએ જાળવેલા અભેદ ઉપરથી સ્પષ્ટ સમજાય તેમ છે. તેમજ તે તેમની દીર્ઘદૃષ્ટિ અને આત્મસંયમ પણ સૂચવે છે.

જુના પક્ષના અગ્રણીઓ રાજ્યકીય બહિષ્કારને આપણી ઉન્નતિના એક યોગ્ય સાધન તરીકે કબુલ રાખે છે, પણ તે અસાધ્ય છે એમ જણાવી તે પ્રજા-સન્મુખ લાવવાની ના પાડે છે. નિર્વાહનાં અન્ય સાધનો તથા સ્વદેશાભિમાનની યોગ્ય લાગણીને અભાવે હાલ એક જણ સરકારી નોકરી વર્જ્ય કરે તો દશ જણ તે જગ્યા લેવાને તૈયાર થાય છે. અને કોઇ પણ વખતે દેશના સમગ્ર લોક સરકાર સાથેનો સર્વ સબંધ વર્જ્ય કરશે એવો સંભવ નથી એ વાત ખરી, પરંતુ નવીન પક્ષના અગ્રણીઓ તેથી અજ્ઞાત નથી. તેઓનો ઉદ્દેશ તે પ્રશ્નને એક ઉચ્ચ ભાવના દાખલ પ્રજાસન્મુખ લાવવાનો અને તેથી સ્વદેશાભિમાનની લાગણી જાગ્રત કરવાનો છે. તે સબંધી જો યોગ્ય રીતે આન્દોલન કરવામાં આવે તો પ્રજામાં સ્વદેશપ્રેમની લાગણી ઉત્પન્ન થાય અને હાલ ગરીબ તેમ જ તવંગર, અભણ તેમ જ શિક્ષિત સર્વ કોઈ સરકારી નોકરીને વાસ્તે પ્રયત્ન કરે છે તેમાંથી થોડા તે પ્રયત્નો છોડી દઇ દેશોદ્ધારના કાર્યમાં જોડાય એમાં સંશય નહિ. મિ. ગોખલે અને લાલા લજપતરાયનાં એવાં સદનો આજ ધોરણ ઉપર રચાયલાં છે અને તેમનો ઉદ્દેશ પણ તે જ છે. એટલે નવીન પક્ષના આ કાર્યક્રમ સંબંધી પણ વાંધો લઇ શકાય તેમ નથી. અન્યાયી અને જૂલમી કર ન આપવાની અવરોધક નીતિ ઘણી સુધરેલી પ્રજાઓએ સ્વીકારી છે. આ બાબતમાં આપણે આપણા રાજકર્ત્તાઓનુ જ અનુકરણ કરીએ છીએ. ગાઢ સ્વદેશપ્રીતિ અને અડગ ધૈર્યની તેમાં જરૂર છે.

ઇગ્લાંડના વ્યાપારીઓના અને આપણા રાજકર્તાઓના દ્વેષ અને વિરૂદ્ધતા કરતાં આપણી રાજ્યકીય ઉન્નતિના કાર્યમાં આપણામાં દૃઢ થયેલા નિર્બળતાના વિચારો વિશેષ અવરોધ કરે છે. દેશોદ્ધારની કાંઈ પણ વાત, અભણ તેમ જ કેળવાયલા આગળ કરતાં વધામણીમા 'આપણે શું કરી શકવાના છીએ?' એવો નિરાશાજનક જવાબ મળે છે. આપણી પાસે દ્રવ્ય નથી, આપણામાં સંપ નથી, સ્વદેશાભિમાન નથી વિગેરે વિઘાતક ઉદ્‌ગારો કાઢવામાં આવે છે કાંઈ પણ યત્ન નહિ કરતાં હાથ પગ જોડી બેસી રહેવાનો આ સૌથી સરસ માર્ગ છે. આપણી અવનતિનુ મુખ્ય કારણ પણ આવા જ વિચારો છે.

અગ્રેજો તેથી અજ્ઞાત નથી તેમ તેનો લાભ લેવા ચૂકે તેમ પણ નથી. નિરુત્સાહ અને નિર્બળતાના વિચારો આપણા મનમા સ્થાયી કરવા તેઓ હરેક પ્રયત્ન કરે છે. અને તે ફળીભૂત પણ થાય છે. સ્વતંત્ર વિચાર કરવાની ટેવ આપણે ગુમાવી છે. તેથી તેમનું કહેલુ સત્ય માનીએ છીએ. અને હરહમેશ નિર્બળતાના જ વિચાર કરવાથી આપણે નિર્બળ પણ થઇએ છીએ માર્ચ માસના "મોડર્ન રિવ્યુ" માં પ્રસિદ્ધ થયેલો સ્વદેશભક્ત લાલા લજપતરાયનો લેખ આ સબધી દરેક સ્વદેશપ્રેમી પુરૂષે મનન કરવા જેવો છે. આત્મશ્રદ્ધા એ જ સર્વ ઉન્નતિનુ મૂળ છે આત્મશ્રદ્ધા, અને આત્મભોગ વિના કાંઇ પણ પ્રાપ્ત કરવાની આશા વ્યર્થ છે. નિર્બળતાના વિચાર આત્મશ્રદ્ધાના ઉચ્છેદક છે એ કહેવાની આવશ્યકતા નથી. જાપાનની ઉન્નતિનુ કારણ પણ આત્મશ્રદ્ધા અને આત્મભોગ જ છે. પચાસ વર્ષ પૂર્વે તેની સ્થિતિ આપણા કરતા વિશેષ અવનત હતી. પણ નિર્બળતાના વિચારો કરી તે કોઇ વખત નિરુત્સાહી બન્યુ નથી. રૂશીઆ સાથેની લડાઈ વખતે સર્વ તરફથી રૂશીઆના અતુલ બળ તરફ લક્ષ્ય ખેચી છેલી ઘડી સુધી જાપાનના પરાજયની આગાહી કરવામાં આવતી હતી. પરંતુ તે તરફ ધ્યાન નહિ આપતા પોતાના બળમાં દૃઢ વિશ્વાસ રાખી જાપાને લડાઇ આરંભી અને વિજય મેળવી દુનિઆને ચકિત કરી.

નવીન પક્ષની નીતિ પણ આત્મશ્રદ્ધાના આ અચળ ખડક ઉપર રચવામાં આવી છે, એમ વિચાર કરતા સહજ પ્રતીત થાય તેમ છે.

ઇશ્વર સ્વદેશી બંધુઓને સત્યધર્મ અને કર્તવ્યતાનુ ઉચ્ચ જ્ઞાન કરાવો, તેમનામાં આત્મશ્રદ્ધા અને આત્મભોગની તીવ્ર લાગણી પ્રેરો, ઉત્સાહ અને સકટો સહન કરવાનું ધૈર્ય અર્પી તેમના હૃદયમાં સ્વદેશપ્રેમની અખંડ જ્યોતિ પ્રકટો, અને તેમને ખરા વીર બનાવો એ જ અભ્યર્થના.

મહેસાણા. અંબાઇદાસ કાળીદાસ પટેલ.

***

૧. 'પક્ષ'–શબ્દમાં કદી પણ શમે નહિ એવી વિરોધિતાનો ધ્વનિ માનવાને કારણ નથી. બે વર્ગ વચ્ચે એવો મુદ્દાનો ભેદ છે કે એ ભેદ 'પક્ષ' શબ્દથી દર્શાવવામાં અમને કાંઈ અતિશયોક્તિ જણાતી નથી. એ ભેદ વખત આવ્યે ઓછો થશે–બલ્કે, અમારા

વૈશાખના દિગ્દર્શનમા બતાવ્યા પ્રમાણે, ઓછો થવા માડયો પણ છે-તેથી એ ભેદનુ મહત્ત્વ અને તાત્ત્વિકપણુ ઘટતુ નથી છેલ્લી કૉન્ગ્રેસની બેઠક વખતે સર્વાનુમતે ઠરાવ પસાર થયા હતા એટલા ઉપરથી પક્ષનુ અસ્તિત્વ નિષેધવુ બરાબર નથી એ પ્રસગે વૃદ્ધ દાદાભાઈ નવરોજજી અને સર ફીરોઝશાહ મહેતા વગેરેને કૉન્ગ્રેસનુ ઐક્ય જાળવતા પડેલી મુશ્કેલી સુપ્રસિદ્ધ છે. રા. અબાઈદાસે 'વિનીત' પક્ષનુ ખડન કરવાનો અત્રે જે પ્રબળ યત્ન કર્યો છે એ જ 'વિનીત' અને 'ઉદ્દામ' પક્ષ વચ્ચે કેટલો-દેશના મહાન પ્રશ્ન પરત્વે-મતભેદ છે એનો પુરાવો છે.

૨. આપણે આપણી ઉન્નતિ માટે સરકાર ઉપર આધાર રાખી બેસવુ નહિ એ વાત 'વિનીત' પક્ષને પણ કબૂલ છે સ્વાશ્રયની ઇષ્ટતા એવી સ્વત સિદ્ધ છે કે કોઇને પણ એ ના કબૂલ હોય જ નહિ પણ ખરો મતભેદ ઢાકી દઈ, જે વાતમા મતભેદ ધરાવવો એ મૂર્ખતાનું લક્ષણ છે એવી વાતમા સ્હામાનો મતભેદ કલ્પી લઇને 'ઉદ્દામ' પક્ષવાળા 'વિનીત' પક્ષ ઉપર આક્ષેપ કરે છે. ઉદ્દામ પક્ષથી વિનીત પક્ષનો ખરો મતભેદ એમ કહેવામા છે કે સરકારની તીજોરીમા જે કરના નાણા ભરાય છે તે આપણા પોતાના જ છે, અને તેથી એનો યોગ્ય ઉપયોગ કરાવવા માટે વારવાર સરકારને માગણી કર્યા કરવી એ આપણો હક છે અર્થાત્ ઉદ્દામ પક્ષવાળા જેને ભિક્ષુકવૃત્તિ કહે છે, એ ભિખારીની ભિક્ષુકવૃત્તિ નથી પણ લ્હેણદારની છે એમ વિનીત પક્ષનું કહેવુ છે

૩. બહિષ્કાર બે પ્રકારના રાજકીય અને આર્થિક. તેમા રાજકીય બહિષ્કાર—જેને રા. અબાઈદાસ 'આપણા રાજ્યકર્તાઓને આપણી માગણીઓ સ્વીકારવાની ફરજ પાડવાનું અત્યુત્તમ અસ્ત્ર' કહે છે—એ આપણી રાજકીય માગણીઓ સ્વીકારાવવામા કૃતેહમદ નીવડયુ નથી એમ અમે સમજીએ છીએ અને આ ભવિષ્ય 'વિનીત' પક્ષવાળા ત્રણ વર્ષ ઉપર જોઈ શક્યા હતા તેથી અમે તેમને 'દીર્ઘદર્શી' કહ્યા છે બહિષ્કાર રૂપી અસ્ત્રથી જગતની કેટલીક પ્રજાઓએ બીજી પ્રજાને સીધી કરેલી એના દાખલા છે, પણ જ્યા હુનરોનુ સામાન્ય રીતે કાઇક પણ જોર હોય ત્યા જ એ અસ્ત્રનો સ્હામી પ્રજાને ભય લાગવાનો સભવ છે તેમા પણ વળી જ્યારે સ્હામી પ્રજાનુ રાજકીય બળ ઘણુ હોય ત્યારે એ ભય એમને અસર કરી શકતો નથી. આ સમજવા જેટલુ વિનીતપક્ષમા ડહાપણ હતુ એમ અમારૂ માનવુ છે આર્થિક બહિષ્કાર—જે દ્વારા સ્વદેશના હુન્નરો ઉત્તેજિત કરવાનુ કહેવામા આવે છે—એ વિનીત' પક્ષને સામાન્ય રીતે ઈષ્ટ છે એ સબન્ધમા એમનો મતભેદ એટલો જ છે કે આ ઠરાવ કૉન્ગ્રેસના ઠરાવોમા દાખલ કરવો એ ડહાપણભરેલુ નથી, કારણ કે કૉન્ગ્રેસનું કામ પ્રજાના વર્તન સબન્ધી સિદ્ધાન્તો બાધવાનુ નથી પણ સરકાર પાસે આગ્રહપૂર્વક આપણી માગણીઓ રજુ કરવાનુ છે. કૉન્ગ્રેસનો રથ ઘોડા ખેચી ન શકે એવો ભારે અને વિશાળ રચી દેવો એ તેઓને સલાહ ભરેલુ લાગતુ નથી-અને આ સમજણમા વિનીતપક્ષનુ અમે ડહાપણ જોઇએ છીએ વળી આ ત્રિગુણાત્મિકા પ્રકૃતિથી બનેલા જગતમા સ્વભાવવૈચિત્ર્ય હોય એ સ્વાભાવિક છે, અને તેથી દરેક પાસે બહિષ્કારદ્વારા જ સ્વદેશની સેવા કરાવવાનો આગ્રહ રાખવો વ્યર્થ છે જેમ પરદેશી વસ્તુને ત્યજનાર માણસ સ્વદેશની સેવા બજાવે છે, તેમ એ

વૈશાખના દિગ્દર્શનમા બતાવ્યા પ્રમાણે, ઓછો થવા માડયો પણ છે–તેથી એ ભેદનુ મહત્ત્વ અને તાત્ત્વિકપણુ ઘટતું નથી છેલ્લી કૉન્ગ્રેસની બેઠક વખતે સર્વાનુમતે ઠરાવ પસાર થયા હતા એટલા ઉપરથી પક્ષનુ અસ્તિત્વ નિષેધવુ બરાબર નથી એ પ્રસગે વૃદ્ધ દાદાભાઈ નવરોજજી અને સર ફીરોઝશાહ મહેતા વગેરેને કૉન્ગ્રેસનુ ઐક્ય જાળવતા પડેલી મુશ્કેલી સુપ્રસિદ્ધ છે. રા. અબાઈદાસે 'વિનીત' પક્ષનુ ખડન કરવાનો અને જે પ્રબળ યત્ન કર્યો છે એ જ 'વિનીત' અને 'ઉદ્દામ' પક્ષ વચ્ચે કેટલો–દેશના મહાન પ્રશ્ન પરત્વે–મતભેદ છે એનો પુરાવો છે

૨. આપણે આપણી ઉન્નતિ માટે સરકાર ઉપર આધાર રાખી બેસવુ નહિ એ વાત 'વિનીત' પક્ષને પણ કબૂલ છે સ્વાશ્રયની ઇષ્ટતા એવી સ્વત સિદ્ધ છે કે કોઇને પણ એ ના કબૂલ હોય જ નહિ પણ ખરો મતભેદ ઢાકી દઈ, જે વાતમા મતભેદ ધરાવવો એ મૂર્ખતાનુ લક્ષણ છે એવી વાતમા સ્હામાનો મતભેદ કલ્પી લઇને 'ઉદ્દામ' પક્ષવાળા 'વિનીત' પક્ષ ઉપર આક્ષેપ કરે છે ઉદ્દામ પક્ષથી વિનીત પક્ષનો ખરો મતભેદ એમ કહેવામા છે કે સરકારની તીજોરીમા જે ખરચના નાણા ભરાય છે તે આપણા પોતાના જ છે, અને તેથી એનો યોગ્ય ઉપયોગ કરાવવા માટે વારવાર સરકારને માગણી કર્યા કરવી એ આપણો હક છે અર્થાત્ ઉદ્દામ પક્ષવાળા જેને ભિક્ષુકવૃત્તિ કહે છે, એ ભિખારીની ભિક્ષુકવૃત્તિ નથી પણ લ્હેણદારની છે એમ વિનીત પક્ષનું કહેવુ છે

૩. બહિષ્કાર બે પ્રકારના રાજકીય અને આર્થિક. તેમા રાજકીય બહિષ્કાર—જેને રા. અબાઈદાસ 'આપણા રાજ્યકર્તાઓને આપણી માગણીઓ સ્વીકારવાની ફરજ પાડવાનુ અત્યુત્તમ અસ્ત્ર કહે છે—એ આપણી રાજકીય માગણીઓ સ્વીકારાવવામા ફતેહમદ નીવડયુ નથી એમ અમે સમજીએ છીએ અને આ ભવિષ્ય 'વિનીત' પક્ષવાળા ત્રણ વર્ષ ઉપર જોઈ શક્યા હતા તેથી અમે તેમને 'દીર્ઘદર્શી' કહ્યા છે બહિષ્કાર રૂપી અસ્ત્રથી જગતની કેટલી પ્રજાઓએ બીજી પ્રજાને સીધી કરેલી એના દાખલા છે પણ જ્યા હુનરોનુ સામાન્ય રીતે કાઇક પણ જોર હોય ત્યા જ એ અસ્ત્રનો સ્હામી પ્રજાને ભય લાગવાનો સભવ છે તેમા પણ વળી જ્યારે સ્હામી પ્રજાનુ રાજકીય બળ ઘણુ હોય ત્યારે એ ભય એમને અસર કરી શકતો નથી. આ સમજવા જેટલું વિનીતપક્ષમા ડહાપણ હતું એમ અમારૂ માનવુ છે આર્થિક બહિષ્કાર—જે દ્વારા હુનરો ઉત્તેજિત કરવાનુ કહેવામા આવે છે—એ 'વિનીત પક્ષને સામાન્ય રીતે સબન્ધમા એમનો મતભેદ એટલો જ છે કે આ ઠરાવ કૉન્ગ્રેસના ઠરાવોમા એ ડહાપણભરેલુ નથી કારણ કે કૉન્ગ્રેસનું કામ પ્રજાના વર્તન સબન્ધી [illegible] વાનુ નથી પણ સરકાર પાસે આગ્રહપૂર્વક આપણી માગણીઓ રજુ કરવાનુ રથ ઘોડા ખેચી ન શકે એનો ભારે અને વિશાળ [illegible] દેવો એ ભરેલુ લાગતું નથી–અને આ સમજણમા વિનીતપક્ષનું એક ડહાપણ વળી આ ત્રિગુણાત્મિકા પ્રકૃતિથી બનેલા જગતમા સ્વભાવવૈચિત્ર્ય હોય છે, અને તેથી દરેક પાસે બહિષ્કારનારા જ સ્વદેશની સેવા [illegible] વ્યર્થ છે જેમ પરદેશી વસ્તુને ત્યજનાર માણસ સ્વદેશની સેવા

અને કૉન્ગ્રેસના કાર્યની આ પ્રમાણે મર્યાદા બાધવામા વિનીતપક્ષનુ અતુલ ડહાપણુ સમાએલુ છે જેનો ઉદ્દામ પક્ષને બિલકુલ ખ્યાલ નથી એમ અમારૂ માનવુ છે

ઉદ્દામ પક્ષવાળાના સિદ્ધાન્તનુ વાસ્તવિક સ્વરૂપ, સરકાર અને પ્રજા ઉભયને યથેચ્છ વર્તન કરવાની છૂટ આપી, બંનેના યથેચ્છ વર્તનના સઘટ્ટથી જે ફળ થાય તેને ઇષ્ટ ગણવુ —એવુ ફલિત થાય છે, વિનીત પક્ષવાળા સરકાર ઉપર પ્રજાનો અને પ્રજા ઉપર પ્રજાહિતનો અકુશ મૂકવો આવશ્યક ગણે છે એક જ વસ્તુના આ બે જુદા જુદા લાગતા સ્વરૂપોમા તાત્ત્વિક ભેદ એ છે કે એક પક્ષ કેવળ બળને બળ રૂપે પ્રવર્તવા દે છે એટલુ જ નહિ પણ એને કર્તવ્યના પવિત્ર નામથી આકવા માગે છે, બીજો પક્ષ કેવળ બળને નિરકુશ રીતે પ્રવર્તવુ નાપસદ કરે છે અને એના ઉપર નીતિનો અકુશ મૂકવાનો સતત ઉપદેશ કર્યા કરે છે. મનુષ્યની સર્વ પ્રવૃત્તિઓ સુવ્યવસ્થિત, પરસ્પર અવિરુદ્ધ, અને સમન્વિત હોવી જોઇએ અને તેથી જે સિદ્ધાન્ત અમને ધર્મ નીતિ સસારસુધારો વગેરે વિષયમા ગ્રાહ્ય છે તે જ તત્ત્વત રાજકીય વિષયમા પણ અમે સ્વીકારીએ છીએ અને તેથી અમે વિનીત પક્ષને જય ઇચ્છીએ છીએ

તન્ત્રી.

---

## બીજી સાહિત્ય પરિષદ્‌માં પ્રમુખ શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવે કરેલુ ભાષણ

સાહિત્યરસિક મહિલાઓ અને ગૃહસ્થો !

તમે જે મહાન્ પદનો ભાર બધુપ્રેમથી મારે શિર મુકોછો તે, રુચિ અરુચિનો, સ્વીકાર અસ્વીકારનો અને ઇચ્છા અનિચ્છાનો પ્રશ્ન બાજુ ઉપર મૂકી નમ્ર સર્વૈકાર્યં પ્રમુખપદ ધારણ પ્રતિપત્તિહેતેવ કર્તવ્યધર્માય। એ મહાસત્રને માન આપી, ધારણ કરવા ઉદ્યુક્ત થાઉછુ મારી ગતિ મૅરેથનના સગ્રામમા સેનાનીપદે નીમાયલા સ્પાર્ટાના અગતિક શિક્ષાગુરુના જેવી છે. આથેન્સનો અભ્યુદય ઇચ્છનારા રણવીરના અપ્રતિમ ઉત્સાહથી તે દુર્બળ શિક્ષાગુરુ વિજયશાળી થયો, તેવો આજ હુ પણ ગુર્જર-સાહિત્યની અભિવૃદ્ધિ ઉપર પ્રેમ રાખનારા ને તેના ઉત્કર્ષમા આનદ માનનારા અનેક સાહિત્ય વીરોના ઉત્સાહથી યશસ્વી થવાનો લોભ રાખુ છુ.

સાહિત્ય પરિષદ્‌નુ આ બીજીવારનુ મળવુ થાય છે. પ્રથમ મેળાવળામા એક વિશાળ

પહેલી પરિષદ્‌ના પ્રમુખ

હૃદયના, ઉંડી લાગણીવાળા, પ્રખર તર્કશીલ, ઉજ્જવળ પ્રતિભાશાળી, કર્તવ્યનિષ્ઠ અગ્રગણ્ય સાક્ષરે પ્રમુખપદ શોભાવ્યું હતું. એ સાક્ષરે જે નિવૃત્તિની પ્રીતિથી ધનપ્રદ પ્રવૃત્તિનો પરિત્યાગ કરી નડિયાદમાં નિવાસ સ્વીકાર્યો હતો, તે નિવૃત્તિ એમનો અમર આત્મા અત્યારે અક્ષર ધામમાં ભોગવે છે! ભાવના ભૂતાવળને ધૂણાવનાર ને બોલાવનાર, નવીન વિદ્યાના મનોરાજ્યનું પ્રતિબિંબ પાડનાર ને સત્પુત્રીના અલ્પજીવનનું ઉજ્જવળ ચિત્ર આલેખનાર એ અગ્રેસર લેખકને કોણ સ્મરતું નહિ હોય? સદ્‌ગત શ્રી ગોવર્ધનરામનો ઠામ તો અહિં ખાલી જ છે.

પરિષદ્ મળવાના સ્થાન.

પરિષદ્‌નો પ્રથમ મેળાવડો બે વર્ષ ઉપર તેને જન્મ આપનારી સાહિત્ય સભાના નિવાસ સ્થાન અમદાવાદમાં મળ્યો હતો. પન્હોતા પ્રેમે ઉછેરેલા બાળકને તેની માતા આજે આ રત્નાકરની પુત્રી મુંબઇના ખોળે મૂકે છે. અહિં એક તરફ મહાસાગર ગંભીર ગાન કર્યાં કરે છે, સદાગતિ કોઈ સમયે વાસળીના તો કોઈ સમયે ભેરીના સુર કાઢતો વહ્યાં જાય છે ને ઋતુઓ પ્રકૃતિનો રાસ રમ્યાં કરે છે. અહિં સ્પર્ધામાં ધૂઆંપૂઆં થતા સંચાઓ ચેગમેર ભભી રહ્યા છે, ધાઇયેલી વરાળની અને વીજળીની ગાડીઓ એક છેડેથી બીજે છેડે દોડધામ કરી રહી છે ને વ્યાપારનાં શેતરંજનાં મ્હોરાંઓ સર્વત્ર ફેલાઈ જઈ અનેકાનેક દાવ ખેલતા ચોપટનું ધાંધળ મચાવી રહ્યા છે. એવા પ્રવૃત્તિના ધામમાં પરિષદ્‌નાં પગલાં વળવાં ઉચિત જ છે. મુબઇનુ વાતાવરણ વ્યાપારના કોલાહલોને તેમ જ વિદ્યાનાં આંદોલનોને અવકાશ આપવા પૂરતુ વિશાળ ને અનુકૂળ છે. અહીં દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક, માસિક, ત્રિમાસિક ને અન્ય સામયિક પત્રો સર્વદેશી ચર્ચા ચલાવ્યા કરે છે. અનેક વિદ્યાપરાયણ સંસ્થાઓ લેખથી ને ભાષણથી શોધખોળ ને વિદ્યાવૃદ્ધિમા આગળ ને આગળ પગલો કર્યાં જાય છે. સંગીત, શિલ્પ, ચિત્ર, સ્થાપત્ય આદિ કળા, કોઈ વ્યક્તિના તો કોઈ સંયુક્ત મંડળના પ્રયત્નથી, વિકાસ પામવાનુ કરે છે. આ પશ્ચિમ હિંદુસ્તાનનુ પાટનગર દક્ષિણમાં આવ્યુ છતા આપણા દાક્ષિણાત્ય બંધુનું જ કંઈ નથી, આપણું પણ છે. ગૂજરાતના પ્રબોધના ઇતિહાસમાં સ્થાન પામવા યોગ્ય બુદ્ધિવર્દ્ધક સભાનુ આ મુબઇ જ કાર્યાલય હતું. ફાર્બસ સભાની સંચિત શક્તિના ભાવી વ્યાપારનુ ક્ષેત્ર તે આ જ છે. મરાઠી ને કાનડીની સાથે ગૂજરાતી સાહિત્યને એમ. એ. માં આવકાર આપનાર શારદાપીઠનુ આ ધામ છે. પેશવાઇનું પુના ભલે દક્ષિણીનુ જ કહેવાઓ, સલ્તનતનુ અમદાવાદ ભલે ગૂજરાતીનું જ ગવાયો અને અમીરાતનુ હૈદ્રાબાદ સિધી બાંધવોનુ જ ભલે લેખાઓ. મુબઈ તો સર્વનુ જ છે ને આપણું તો છે જ. પારસી અને મુસલમાન બંધુઓ સાથે ગૂજરાતી હિંદુઓએ જ મુબઇને સોનાની મુબઇ બનાવી છે. તેમના મધ્યમાં એટલે સ્વજનના મધ્યમાં—આમ મંડળમાં—પરિષદ્ સાહિત્યની અભિવૃદ્ધિની ચર્ચા ચાલુ રાખવાને મળેલ છે.

સાહિત્ય તે શું ?

જેની અભિવૃદ્ધિ પરિષદ્‌ને ઇષ્ટ છે તે સાહિત્ય તે શું? કેટલાક કાવ્ય નાટકને સાહિત્ય કહે છે. બીજા નવલકથાને સાહિત્યમાં ઉમેરે છે. ત્રીજા ચરિત્રગ્રંથને ભેગા ગણે છે. ચોથા નીતિ નિબંધની સાહિત્ય કોટીમાં ગણના કરે છે. પાંચમા પ્રવાસના વર્ણનોનો સાહિત્યમાં સમાસ કરવા માગે છે. છઠ્ઠા

ગિબનકૃત, રોમના સામ્રાજ્યની પડતી ને પાયમાલીની તવારિખને સાહિત્યમા ઊંચુ સ્થાન આપે છે. એમ સાહિત્યની મર્યાદા મુસાફરની દૃષ્ટિમર્યાદાની પેઠે આઘી ને આઘી જાય છે. આપણા પૂર્વજોએ તો સાહિત્યને વાઙ્મય નામ આપી તેમા સર્વનો સમાવેશ કર્યો છે. જે કંઇ

**સંસ્કારી સ્થાયી ભાષામાં લોકોત્તર લેખ કે કથન તે સાહિત્યસંજ્ઞાને પાત્ર છે.** વાણી જગલી મનુષ્યને ભરતમુનિ જેને વાચિક અભિનય કહે છે તેની જ ગરજ સારે છે. તિર્યગ્ જાતિમા અવ્યક્ત ધ્વનિ જે કામ બજાવે છે, તેના જેવુ જ કામ જગલી મનુષ્યમા વ્યક્ત વાણી બજાવે છે. વ્યક્તિની જ લાગણીનો તે યાદચ્છિક ઉદ્‌ગાર બને છે. અન્યને બોધ, તે માત્ર આનુષગિક છે. સુધરેલા મનુષ્યમા, જેમ નાણુ દ્રવ્યના વિનિમયને માટે અને મૂલ્યના સતોલનને માટે લેખાય છે, તેમ વાણી વિચારના વિનિમયને માટે અને ભાવના સવિભાગને અર્થે વ્યવહારનુ મુખ્ય અને મહત્ત્વનુ સાધન બને છે. કેળવાયેલા મનુષ્યને વાણી આવા લૌકિક વ્યવહાર કરતા લોકોત્તર પ્રયોગને માટે વધારે ઇષ્ટ છે સામાન્ય મનુષ્ય જ્યારે બોલીને બોલવાને માટે જ શુકવત્ વાપરે છે, ત્યારે બોલી બોલાતા આપોઆપ પળાતા ઉચ્ચારણના નિયમોનુ શાબ્દિક તેમાથી દોહન કરે છે બોલીના બોલોને બોલતા કરી તેમની સાત પેઢીનો ઇતિહાસ કઢાવે છે વળી વૈયાકરણ એક વાક્યમા શબ્દો કૌટુબિક બની શી રીતે પરસ્પર સકળાય છે તેના નિયમો સાધે છે, બોલીફેરનુ સ્વરૂપ નોધે છે અને શબ્દસિદ્ધિની સાથે શબ્દશુદ્ધિ નિર્ધારે છે, તથા એક રાષ્ટ્રને માટે એક લિપિનો અને એક ભાષાનો પ્રશ્ન આડકતરી રીતે વિચારે છે. વાણીના વર્ણબદ્ધ મૂળતત્ત્વોને એક વર્ગ જ્યારે ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ નિહાળે છે ત્યારે અન્ય વર્ગ શબ્દોના ભાવપ્રદર્શક સામર્થ્યને જ પકડી લઈ લોકોત્તર ભાવચિત્રના કાવ્ય રચે છે, બુદ્ધિરસવાદી અલકારથી શણગારે છે, હૃદયરસવાદી છદોમા ગોઠવે છે ને શ્રોત્રરસવાદી સગીતમા ઉતારે છે ત્રીજો વર્ગ, સસ્કારી હૃદયના ઉચ્ચ વિશુદ્ધ સસ્કારો જે ધાર્મિક અને તાત્ત્વિક ચિતનમા તથા આધ્યાત્મિક ને નૈતિક પરીક્ષણમા પરિણામ પામે છે, તેના ઉલ્લેખથી સાહિત્યને બળકટ બનાવે છે. ચોથો વર્ગ, જેના જીવનની એક પણ કળા રાષ્ટ્રના ઉત્કર્ષને માટે પ્રકાશી હોય, તેવી વ્યક્તિના ચરિત્રને ચારિત્રની ચિત્રાવળીથી અને નિજ મંડળ તથા અન્ય મડળના સામાજીક અને રાજકીય ઇતિહાસના સદર્ભથી સાહિત્યને શણગારે છે. પાચમો વર્ગ ઇતિહાસની પતાકા ને પ્રકીર્ણ રૂપ સસારશાસ્ત્રના વિવિધ અગો ખિલાવે છે. એવી રીતે મનુષ્યજીવન ઉચ્ચ કરવાને, દુ ખનો ભાર હલકો કરવાને અને સાત્ત્વિક સુખની સપત્તિ વધારવાને અભિનયકળા, ગાનકળા, ચિત્રકળા, શિલ્પકળા, સ્થાપત્યકળા અને મોટાઇનો દેખાવ ન કરનારી સાદી ગૃહ્ય કળાઓનુ વિવેચન વળી અન્ય વર્ગો કરે છે. આ ઉપરાત આવો જ આડકતરાતો સબધ ઉંચી કેળવણીમા સર્વત્ર દેશી સાહિત્યને સ્થાન આપવાની અને સામાન્ય વર્ગમા ઉપયોગી રસાયનાદિ વિદ્યાનુ સામાન્ય જ્ઞાન ફેલાવવાની ચર્ચા સાહિત્ય સાથે ધરાવે છે.

આરભ ક્યારથી

પરિષદ્ જે સાહિત્યના વિકાસ માટે ઉદ્યુક્ત છે, તે ગૂજરાતી સાહિત્યનો આરભ પાચમેં વર્ષ ઉપર થયો એમ સામાન્ય રીતે મનાય છે. સર્વે ભાષામાં કાવ્ય સાહિત્ય જ પહેલવહેલુ ખેડાય છે, તે પ્રમાણે આપણી ભાષામા પ્રથમ કવિતા જ લખાયલી બહુધા મળી આવે છે ગૂજરાતી ભાષામાં આદિ

કવિનું માન નરસિંહ મહેતાને સર્વાનુમતે અપાય છે. વિશેષમાં એમ પણ માનવું છે કે એ રસિક નાગરકવિના સમય પહેલાનું સાહિત્ય તે પ્રાકૃત કે અપભ્રંશ સાહિત્ય, ગૂજરાતી સાહિત્ય નહિ. આ રીતે એ ભક્તરાજનું નામ કવિઓની કાલાનુપૂર્વી દર્શાવવામાં જ નહિ પણ ભાષાઓની મર્યાદા બાંધવામાં પણ કામે લગાડાય છે. અત્યાર સુધીમાં જે જૂજ શોધખોળ થઈ છે તેમાં નરસિંહ મહેતાની પૂર્વે થયેલા કોઇ સમર્થ કવિનું નામ મળી આવ્યું નથી, કે જે એમને આદિ કવિના સ્થાનથી ઉથલાવી પાડે. પરંતુ ભાષાની બાબતમાં તો કહેવું જોઇએ કે ઇસવી સનના પંદરમા શતકની મર્યાદા જે બંધાયલી છે તે ચારસેં પાંચસેં વર્ષ અથવા કદાચ તેથી પણ એકેક સદી વધારે પાછી હઠાવવી પડશે. કોઇ કહેશે કે તમે તો ભીમદેવ અને સિદ્ધરાજના સમયની વાતો કરો છો; પણ હેમાચાર્ય જ તે સમયની ભાખાને એમના અષ્ટાધ્યાયીમાં અપભ્રંશ નામ આપે છે. એ કહેવું ખરૂં છે. પણ અપભ્રંશ નામથી ભુલાવો ખાવાનો નથી. જો નામથી જ દોરાઇયે, તો અખાની વાણીને ગૂજરાતી નહિ, અપભ્રંશ નહિ, પણ પ્રાકૃત કહેવી પડશે; કેમકે વેદાંતી કવિ પોતે જ તેને પ્રાકૃત નામ આપે છે. ભાલણ ને પદ્મનાભ પણ કાદંબરી અને કાન્હડદે પ્રબંધ પ્રાકૃતમાં લખ્યાનું જણાવે છે. એ કાવ્યોની ભાખા મહારાષ્ટ્રી, શૌરસેની, માગધી કે પૈશાચી છે નહિ, પણ ગૂજરાતી જ છે. કેવળ નામ ઉપર આધાર રહેતો હોય, તો નરસિંહ મહેતાને ગુજરાતીના આદિ કવિ કહી શકાશે નહિ, કેમકે તેમના પોતાના જ શબ્દોમાં કહિયે, તો તેમનું સુરતસંગ્રામ કાવ્ય 'અપભ્રષ્ટ ગિરા' માં એટલે કે અપભ્રંશમાં છે. જેવી રીતે આપણા આ આદિ કવિના ઉત્તમ કાવ્યની ભાષા અપભ્રંશ નામે ઓળખાવ્યા છતાં ગુજરાતી જ છે, તેવી રીતે હેમાચાર્યની અષ્ટાધ્યાયીનો અપભ્રંશ તે ગુજરાતી જ છે. જેટલે દરજ્જે વૈદિક ભાષા જે સામાન્ય રીતે સસ્કૃત નામથી ઓળખાય છે, તે લૌકિક સસ્કૃત થી ભાષાશાસ્ત્રીની દૃષ્ટિએ ભિન્ન છે, તેટલે દરજ્જે અથવા તેથી પણ વિશેષ આ અપભ્રંશ જે પ્રાકૃત નામથી પ્રસિદ્ધ છે તે મહારાષ્ટ્રી આદિ પ્રાકૃત થી ભિન્ન છે. પ્રાકૃતનું વ્યાકરણકલેવર સસ્કૃત વ્યાકરણનાં મૂળતત્ત્વોનું બંધાયલું છે. જે Synthetical stage એટલે સમસ્ત દશામાં સસ્કૃત છે તે જ દશામાં નિર્દિષ્ટ પ્રાકૃત છે. સસ્કૃતનાજ રૂપાખ્યાનના પ્રત્યયો ઘસાયલા પ્રાકૃત માં કાયમ રહ્યા છે. અપભ્રંશ માં એ પ્રત્યયો છેકાછેક ઘસાઈ જઈ તેમની જગા નવા પ્રત્યયોથી પુરવામાં આવે છે. નામનું પ્રથમના એકવચનનું પ્રાકૃત રૂપ અને ક્રિયાપદનું વર્તમાન કાળનું અંગ એ અપભ્રંશમાં મૂળ બને છે ને તેના ઉપર સમગ્ર રૂપાખ્યાનની ઇમારત બંધાય છે. એ રીતે જેને Analytical stage એટલે વ્યસ્ત દશા કહે છે તેમાં અપભ્રંશ ભાષાનો પ્રવેશ કરતી આપણે જોઇએ છીયે.

ગુજરાતી ભાષાના ત્રણ યુગ.

વાસ્તવિક રીતે ગુજરાતી ભાષાના ત્રણ યુગ છે. ઇસવી સનના દસમા અગિયારમા શતકથી ચૌદમા શતક સુધીનો પહેલો યુગ; પંદરમા શતકથી સતરમા શતક સુધીનો બીજો ર ને તે પછીનાં શતકોનો ત્રીજો. પહેલા યુગની ભાષાને અપભ્રંશ કે પ્રાચીન ગુજરાતી નામ આપવું ઘટે છે. બીજા યુગની ગુજરાતી જે સામાન્ય રીતે હાલમાં જુની ગુજરાતીના નામથી ઓળખાય છે, તેને મધ્યકાલીન ગૂજરાતી કહેવી યોગ્ય છે. ત્રીજા યુગની ગૂજરાતીને અર્વાચીન ગૂજરાતી સંજ્ઞા આપવામાં મતભેદ હોય જ નહિ. પહેલા પાંચ શતકોની ભાષા ગૂજરાતી છે તેની પ્રતીતિ સારૂં કાલક્ષેપનો ઉપાલંભ વ્હોરીને પણ શતકવાર ઉદાહરણ આપવાની

જરૂર છે. એ પાય શતકના સાહિત્યને ગેરઇન્સાફ થયો છે કેમકે મધ્યકાલીન ગૂજરાતીને જ પ્રાચીન કાવ્યમાલાના અભિમત તંત્રી ગૂજરાતી ગણવા ના પાડે છે, ત્યા પ્રાચીન ગૂજરાતીનો તો ધડો જ થવો કેવો! માતાપિતા મોટા છોકરાને ઇનકાર કરી નવારસ ઠેરવે ને ન્હાના બાળકને જ કબુલ રાખે તેના જેવુ આ તો થાય છે અવમાનિત સાહિત્યની શોધ ખોળ થતી નથી, અભ્યાસ થતો નથી, ચર્ચા થતી નથી ને તેને ન્યાય મળતો નથી. આંધળે બ્હેરૂં કુટાય છે ને ગૂજરાતી અગૂજરાતીની યોગ્યતા તપાસાવા વગર અવળુ વેતરાયા જાય છે વગર ઓળખ્યે અથવા ભુલમા ભુટકાઇ અજ્ઞાનના અધારામા પ્રકાશની વાટ જોયા વગર આપણે આપણા સાહિત્ય વડની જમીનમા ઉંડી ઉતરેલી વડવાઇઓ વાઢી નાખવા પ્રવૃત્ત થઇયે છીયે. આ સાહસ અટકાવવા તે તે શતકની ભાષાના ઉદાહરણ નીચે આપવામા આવે છે.

પદરમા ચઉદમા શતકનુ ગુજરાતી

શ્રી કૃષ્ણના ભક્ત નરસિંહ મહેતાને જૂનાગઢના શિવભક્ત રા મંડળિક સાથે વાદ પડ્યો, તે અરસામા ઉતારાયલા वसन्तविलासमाथी કેટલીક કડીઓ પ્રથમ આપિયે છીયે. એ કાવ્યની એક લિખિત પ્રત ડેકન કૉલેજના સરકારી સગ્રહમા પણ છે. જૂના ગૂજરાતશાળાપત્રમા પૂર્વે એ કાવ્ય માગ તરફથી છપાયુ હતુ. એમાથી દસ જ વૃત્ત અહિં ઉતારુ છુ

खेलन वा वि सुखाली ( जाली गूरव विश्राम)।
मृगमदपूरि कपूरिहिं पूरि ।हिं जल अभिराम॥
अभिनव परि शिणगारी नारी रमइ विसेसि।
चन्दन भरइ कचोली, चोली मण्डन रेसि॥
कामुक जन मन जीवन तीं वन नगर सुरङ्ग।
राजु करइ अभङ्गिहिं रङ्गिहिं राउ अनङ्ग॥
कुसुम तणू करि घणह रे गुण ह भमरलामाल।
लख लाघवि नवि चुकए मूकए सर सुकुमाल॥
इम देखी रिद्धी कामनी कामनी किंनरकण्ठि।
नेहगहेली माननी माननी मूकइ गण्ठि॥
केषू कली अति वाकुडी आकुडी मयणची जाणि।
विरहिणीना इणे कालि ज कालिज काढइ ताणि॥
सकल कला तु निशाकर शा कर सइरि संताप।
अबला म मारि कलङ्की शङ्की म्या हव पाप॥
वहिनू रहि नहीं मनमथ मन मथतु दीह राति।
अङ्ग अनोपम शोपए पोपए वइराणि राति॥

विरह सहू ते भागलु कागलु करलउ पेखि ।
वायसना गुण वरणए अरण ए त्यजइ विशेखि ॥
मुख आगलि तू मलिनरे नलिन थई नलि नाहि ।
दन्तह बीज दिखाडि म दाडिम तूं मुख माहि ॥

ઉપરના ઉતારામાં નરસિંહ અને પદ્મનાભમાં મળી આવતો ચો પ્રત્યય, ભાલણમાં મળી આવતું कर રૂપ ને પદ્મનાભમાં મળી આવતો लउ પ્રત્યય વિદ્યમાન છે. તે ઉપરાંત જેને બીજી કે ચોથી વિભક્તિ કહે છે તેના અર્થમાં પ્રાકૃત રીત્યા પષ્ઠીના दन्तह રૂપનો પ્રયોગ એમાં ધ્યાન ખેંચે છે. વળી અર્વાચીન હિંદી મરાઠીના સામાન્ય કૃદંતનું પૂર્વરૂપ खेलनेंहि. વ્યા. ૮।૪।૪૪૧। तुम तवे मणाणहमणा हमणाह च। સૂત્રની સ્મૃતિ આપે છે, તથા પ્રાચીન ગૂજરાતીનો रेसि પ્રત્યય है. વ્યા. ।૮।૪।૪૨૫। तादर्थ्ये केहिं-तेहिं-रेसि-रेसिं-तणेणाः। સૂત્ર યાદ દેવરાવે છે. આ રૂપ ને પ્રત્યય પંદરમા શતકથી જુના હોવાથી આપેલો ઉતારો ચૌદમા શતકની ભાષાનું પણ ભાન કરવવા સમર્થ છે. આથી તે શતકની ભાષાના દષ્ટાંત प्राकृत पिंगळ સૂત્રમાંથી શોધતા નથી. એ ગ્રંથમાં લક્ષણ બાંધ્યાં છે તે મધ્ય કાલીન ગૂજરાતીમાં છે; ને ઉદાહરણો પણ મોટે ભાગે તે જ ભાષામાં છે.

તેરમા શતકનું ગુજરાતી

તેરમા શતકની લોક ભાષાનાં ઉદાહરણ મેરુતુંગ પુરાં પાડે છે. એણે प्रबन्धचिन्तामणि રચ્યાની સાલ ૪૦ સ૦ ૧૩૦૫ છે. તેથી મધ્યમ ગણતરીએ એના પ્રબંધોમાંનુ અપભ્રંશ સાહિત્ય તેરમા શતકનું લેખિયે છીયે. નીચેના દુહા मुञ्जराजप्रबन्धમાંથી લીધા છે.

मुञ्जु भणइ मुणाल वह जुव्वणु गयउ म झूरि ।
जइ सक्कर सय खण्ड थिय तोइ सु मिट्ठी चूरि ॥
जा माति पच्छइ सपजइ सा माति पहिली होइ ।
मुञ्जु भणइ मुणालवइ विघन न वेढइ कोइ ॥
झोली तुट्टिवि किंन मुअउ किं न हुउ छारह पुञ्ज ।
घरि घरि नचावी यइ जिम मक्कड त्तिम मुञ्ज ॥
सायरु खाई लङ्क गढ गढ वइ रावण राउ ।
भग्ग करवइ सावि भञ्जि गय मुञ्ज म करउ विसाउ ॥

નીચેનાં રાણકદેવીનાં વચનો સિદ્ધરાજ પ્રબંધમાંનાં ધ્યાન ખેંચનારાં છે.

तइ गढुआ गिरनार काहु मणि मच्छर धरिउ ।
मारितां खेंगार एकु वि सिहरु न ढालिउ ॥

बेमल मोडि म वाह वलि वालि विसूउ मावि थइ।
नइ जिम नवा प्रवाह नवघण विणु आवइ नेहि ॥
वांटी तउ नदवाण वीसारता न वीसरइ।
सोनासमा पराण मोगानह तह मोगवइ॥

નીચેના સુભાષિત પણ મન હરે એવા છે

अइआ रावणु जाइउ दहमुहु इक्कसरीउ।
जणणी पीहली चिंतवइ कवणु पिया विह खीरु॥
एहु जम्मु गयु नग्गउ मडासिरि खग्गु न मग्गु।
तिक्खा तुरा न माणिआ गोरीगलइ न लग्गु॥
कसु करु पुत्तकलत्तधी कसु करु करसण वाडि।
आइनु जाइनु एकला हत्थ विन्निवि झाडि॥

હવે અપભ્રંશ કિંવા પ્રાચીન ગૂજરાતીના વ્યાકરણ આદિપ્રવર્તક અને પ્રાકૃત બોલીઓના પાણિનિ જે હેમાચાર્ય તેની અષ્ટાધ્યાયીમાંથી ઉદાહરણ ઉતારિયે છિયે એ સમયે ગુર્જર પ્રથમરનો સમય ઇ૦ સ૦ ૧૦૮૮–૧૧૭૨ છે આથી એના અપભ્રંશ ખંડમા સંગ્રહેલું સાહિત્ય બારમા અને અગિયારમા શતકની લોકભાષાના દષ્ટાંત તરીકે લેખયે છિયે

બારમા અગિયારમા શતકનું ગુજરાતી

वायसु उड्डावन्ति अइ पिउ दिट्ठउ सहसत्ति।
अद्धा वलया महिहि गय अद्धा फुट्ट तडत्ति॥
हिअडा फुट्टि तडत्ति करि काल क्खेवें काइ।
देक्खउ हय विहि कहिँ ठवइ पइ विणु दुक्खम याइ॥
साहु वि लोउ तडप्फडइ वड्डत्तणह तणेण।
वड्डप्पणु पुणु पाविअइ हत्थि मोकलडेण॥
जइ न सु आवइ दुइ घर काइ अहो मुहु तुज्झु॥
वयणु जु खण्डइ तउ सहिए सो पिउ होइ न मुज्झु॥
जइ स सणेही तो मुइअ अह जीवइ निन्नेह।
बिहिँवि पयारेहिँ गइ अधण किं गज्जइ खल मेह॥
बप्पीहा पिउ पिउ भणवि कित्तिउ रुअहि हयास।
तुह जलि महु पुणु वल्लहइ बिहुँवि न पूरिअ आस॥

हिअइ खुडुक्कइ गोरडी गयणि धुडुक्कइ मेहु ।
वासारत्ति पवासु अह विसमा संकडु एहु ॥
तं तेत्तिउ जलु सायर हो सो तेवडु वित्थारु ।
तिसहे निवारणु पलु विनवि पर धुघ्धुअइ असारु ॥
ज दिट्ठउ सोमग्गहणु असइहिँ हासउ निसङ्कु ।
पिअमाणु स विच्छोहगरु गिलि गिलि राहु मयङ्कु ॥
अन्ने ते दीहर णअण अन्नु तं भुअजु अलु ॥
अन्नु सु घणथणहारु तं अन्नु जि मुहकमलु ।
अन्नु जि केस कलावु सु अन्नु जि प्राउविहि
जेण णिअम्बिणि घडिअ स गुणलावण्णनिहि ॥
पिअसंगमि कउ निद्दडी पिअहों परो कखहो केम्व ।
मइ बिन्निवि विन्नासिआ निद्द न एम्व न तेम्व ॥
जाइज्जाइ तहिँ देसडइ लब्भइ पियहो पमाणु ।
जइ आवइ तो आणिअइ अहवा तं जि निवाणु ॥
जइ पवसन्ते सहु न गय म मुअ विओए तस्सु ।
लज्जि जइ सदेसडा दिन्तिहिँ सुहय जणस्सु ॥
खज्जइ नउ कसरक्केहिँ पिज्जइ नउ घुण्टेहिँ ।
एम्वइ होइ सुहच्छडी पिए दिट्ठें नयणेहि ॥
सिरि जरखण्डी लोअडी गलि मणियडा नवीस ।
तोवि गोठ्ठडा कराविआ मुद्धए उट्ठ वईस ॥
अब्भा लग्गा डुङ्गरिहिँ पहिउ रडन्तउ जाइ ।
जो एहा गिरि गिलणमणु सो किं धणहेँ घणाइं ॥
सिरि चडिआ तोडन्ति फल पुणु डालइं मोडन्ति ।
तोवि महद्दुम सउणाहुं अवराहिउ न करन्ति ॥

નીચેના બે દુહા મુંજ રાજાને લગતી પ્રાચીનતર લોકકવિતાના હોઈ લક્ષ રોકે છે.

रक्खइ सा विसहारिणी ते कर चुम्बिवि जीउ ।
पडि बिम्बि अमुञ्जालु जलु जेहिं अडोहिउ पिउ ॥
बाह विछोडवि जाहि तुहु हुउ तेम्वइ को दोसु ।
हिअ अट्ठिअ जइ नीसरहि जाणउ मुञ्ज सरोसु ॥

હેમાચાર્યનો સગ્રહ મોટો છે. મહાભારત ભાગવત આદિ કાવ્યો તેમના સમયમા અથવા તે પહેલાં રચાયલા હતા અને અપભ્રંશ સાહિત્ય એટલે કે પ્રાચીન ગૂજરાતી સાહિત્ય સારુ ખેડાયલુ હતુ, તેની એમના ઊતારામા આપણને ઝાંખી થાય છે. વળી, ગૌડમંડળમા કવિ જયદેવે ગીતગોવિન્દ થી રાધાકૃષ્ણની પ્રીતિ ગાઈ તે પહેલા ગૂર્જર ભૂમિમા એ રસરાજના અધિષ્ઠાતાની અને એ રાસેશ્વરીની પ્રેમગાથા અપભ્રંશ કવિઓ ગાઈ રહ્યા હતા, તેનુ પણ સગ્રહીત વચનોથી ભાન થાય છે. પરતુ એ બધા ફકરા અહિં ઉતારવા જેટલો અવકાશ નથી. આ ટૂંકી નોંધ, ગુજરાતી સાહિત્યના આરંભનો અવધિ અગિયારમા શતકની પણ પૂર્વે જાય છે, તેનો સહજ ખ્યાલ આપવા માટે છે

બીજા અપભ્રંશ સાહિત્યનો સહજનિર્દેશ

प्राकृतदुयाश्रयने નામે પ્રસિદ્ધ कुमारपालचरितना છેલ્લા સર્ગનો પાછલો ભાગ હેમાચાર્યે અપભ્રંશમા રચેલો છે મુંજરાજના સમયમા થયેલા અમિતગતિના શિષ્યનો छन्दम्मोत्तएसो પણ અપભ્રંશમા છે વળી મહાકવિ કાલિદાસના विक्रमोर्वशीयना ચોથા અંકમા જે પ્રક્ષિપ્ત ભાગ મળી આવે છે તે પણ અપભ્રંશમા છે. साहित्यदर्पणना કર્ત્તા विश्वनाथ कर्णपराक्रम નામે कन्वक्र બદ્ધ મહાકાવ્ય અપભ્રંશમા ગ્યાયાનુ લખે છે. જૈન ભંડારોના બારીક તપાસ કરાશે તો ઘણા અમૂલ્ય રત્નો નીકળી આવવાનો સભવ છે અપભ્રંશ સાહિત્ય બહાર પડવાથી આપણી ભાષાની તેમજ બંગાળી, હિંદી, મરાઠી વગેરે બીજી પણ અર્વાચીન ભાષાની ઉત્પત્તિ ઉપર અપૂર્વ પ્રકાશ પડશે. બૌદ્ધોની पाली અને જૈનોની अर्धमागधी वैदिक महासस्कृत સાથે જે સબધ ધરાવે છે, તેના કરતા પણ વધારે નિકટનો સબધ આપણી અપભ્રંશ ભાષા સાથે એ બધી ભાષાઓ ધરાવે છે

પ્રથમ યુગનુ ઉત્તેજક સાહિત્ય

ઉપરની હકીકત ધ્યાનમા લેતા ગૂજરાતી સાહિત્યની કાલમર્યાદા હજારેક વર્ષની થવા જાય છે આટલુ જૂનુ સાહિત્ય તેની ભગિનીઓના ભંડારમા મળી આવતુ નથી તેને લીધે એ સવિશેષ મૂલ્યવાન બને છે એ સાહિત્યના આપણે ત્રણ યુગ પાડયા હતા પ્રથમ યુગનુ પ્રાચીન ગુજરાતી સાહિત્ય નિર્મળ પ્રેમભાવના પોષતુ ને ઉજ્જ્વળ દેશભક્તિથી ઉભરાતું ઉત્સાહપૂર્ણ છે જે કાળમા જેવી દેશની સ્થિતિ, તેવુ તેવુ તે કાળનુ સાહિત્ય હોય છે. મહારાણી ધવિઝા એમના રાજમકવિથી આજ પર્યંત આપણા પ્રતાપી રાજકર્ત્તાઓનો ઉત્તરોત્તર અધિકાધિક ઉદય થતો આવ્યો છે, તો તેમનું સાહિત્ય પણ એ સદીઓનુ પરમ તેજસ્વી અને ઉત્કર્ષશાળી છે. ઇસવી સનની અગિયારમી, બારમી ને તેરમી સદી ગૂજરાતના પરમ અભ્યુદયની હતી. ચાંચિયા અને લુટારાને શાસન થતા કરી વ્યાપાર જળમાર્ગે ને સ્થળમાર્ગે ધમધોકાર ચાલી રહ્યો હતો. દેશનો ઉદ્યોગ ખીલવવાને માટે બહારથી શિલ્પીઓ તેડાવી વસાવ્યા હતા. કુરુક્ષેત્ર, પાંચાલ, શુરસેન, પ્રયાગ, અયોધ્યા આદિસ્થળના શ્રોત્રિય બ્રાહ્મણોને આણી દેશમા જુદે જુદે સ્થાને સ્થાપ્યા હતા. વિદ્વાનોને સપૂર્ણ આશ્રય મળી રહ્યો હતો, તે એટલે સુધી કે હેમાચાર્યનુ વ્યાકરણ હાથીની અંબાડીમા રાજદરબારી સવારીના મોટી મોટી ધામધુમ સાથે મહારાજા સિદ્ધરાજના સરસ્વતીભંડારમા પધરાવવામા આવ્યુ હતું. સિંધ, માળવા, કનોજ, અયોધ્યા, ચેદિમંડળ, અપરાંત અને ચૌલમંડળ પર્યંત દિગ્વિજયી ગુર્જર વીરોની વીર હાક

ગાજી રહી હતી. આવા સમયના સાહિત્યમાં શુરાતનની જ્વાળા અને સ્વદેશપ્રીતિની જ્યોતી ભભુકી રહે તે સ્વાભાવિક છે. સાહિત્યના ઉત્કર્ષ સાથે દેશનો ઉત્કર્ષ સંધાયલો જ છે. નાંખી નજર ના પહોંચે એવા જે પ્રાચીન યુગમાં પ્રકૃતિની વિવિધ વિભૂતિમાં પ્રકાશતા દિવ્ય સત્ત્વનો મહિમ ઋષિઓએ ગાયો, તેજ યુગમાં આર્યોના આધિપત્યે આર્યાવર્તને આર્યાવર્ત બનાવ્યો, જે સમયે ઉપનિષદ્ સાહિત્યની પરમોજ્જ્વળ બ્રહ્મભાવના પ્રગટી, તે સમયે ગાર્ગીવાચક્નવી આદિ મહિલાઓ પૂજાઈ અને અરૂંધતી સપ્તર્ષિની પંક્તિમાં માન્યપદ પામી. જે જમાનાએ રામાયણ અને મહાભારત જેવી વિશ્વવિખ્યાત વીરસંહિતાઓને જન્મ આપ્યો, તેણે ભારતભૂમિની નૈતિક ને આધ્યાત્મિક ઉન્નતિ પણ જોઇ. જે વખતમાં બુદ્ધ ભગવાનનાં ઉદ્બોધક વચનોના ત્રિપિટક ગૂંથાયાં, તે વખતમાં વિશ્વવિજયી સીકદરના સમર્થ અનુયાયીઓએ સાર્વભૌમ ચંદ્રગુપ્તની અને તેના મહાપ્રતાપી પૌત્ર અશોકની મૈત્રી શોધી, જે કાળમાં વિશુદ્ધ દાંપત્યપ્રીતિનું આદર્શ મેઘદૂત ઉદ્ભવ્યું, તે કાળમાં ભરતખંડે સ્વરાજ્ય પાછું મેળવ્યું. ઉત્કર્ષ કાળનુ સાહિત્ય આ રીતે ઉત્સાહ પૂર્ણું હોય છે. ગૂજરાતી સાહિત્યનો પ્રથમ યુગ તે ગૂજરાતના ભવ્ય ઉદયનો હતો. તેથી તે યુગના સાહિત્યમાં પુરૂષપરાક્રમનું ગંભીર ગાન છે. મહાનયતિ હેમાચાર્યના મૂલ્યવાન સંગ્રહમાં એક વાર ફરીને આપણે ચંચુપાત કરિયે. જ્યારે યદૃચ્છાએ સંગૃહીત સુભાષિત આવાં શૂર પૂરનારા છે, ત્યારે તે સમયનું ઉદ્દેશપૂર્વક રચેલું સાહિત્ય તો કેવું ઉત્તેજક હશે તે કલ્પનાગમ્ય છે. સંગ્રહમાના થોડાંક વચન આપણે આપણા કાર્યસર ઉતારિયે છિયે.

धवलु विसूरह सामि अहो गरुआ भरु पिक्खेवि।
हउ कि न जुत्तउ दुहुं दिसिहिं खण्डइ दोण्णि करेवि ॥
भल्ला हुआ जु मारिआ बहिणि महारा कन्तु।
लज्जेज्ज तु वअंसि अहु जइ भग्गा घरु एन्तु ॥
जौं पिउ कासु न बल्लहउ घणु पुणु कासु न इट्ठु।
दोण्णिवि अवसर निवडि आहँ तिण सम गणइ विसिट्ठु ॥

अम्हे थोवा रिउ वहुअ कायर एम्व भणन्ति।
मुद्धि निहालहि गयणयलु कइजण जोण्ह करन्ति ॥
महु कन्तह वे दोसडा हेल्लि म भङ्खहि आलु।
देन्तहो हउ पर उव्वरिअ जुज्झन्त हो करवालु ॥

जइ भग्गा पारक्कडा तो सहि मज्झु पिएण।
अह भग्गा अम्हह तणा तो तें मारि अडेण ॥
पुत्तें जाएं कवणुगुणु अवगुणु कवणु मुएण।
जा बप्पीकी भुहडी चम्पिज्जइ अवरेण ॥

महु कन्तह गुट्ठट्ठिअहो कउ झुम्पंडा वलन्ति ।
अह रिउरुहिरें उल्हवइ अह अप्पणें न भन्ति ॥
सरिहिं न सरेहिं न सरवरेहिं नहि उज्जाण वणेहिं ।
देस रवण्णा होन्ति वढ निवसन्तेहिं सुअणेहिं ॥
हिअडा जइ वेरि अ घणा तो किं अब्भि चडाहुं ।
अम्हाहिं बे हथत्थडा जइ पुणु मारि मराहुं ॥
पाइ विलग्गी अन्त्रडी सिरु ल्हसिउ खन्धस्सु ।
तो वि कटारइ हत्थडउ बलि किजउ कन्तस्सु ॥

અલંકાર પ્રસ્થાનની અસર.

આ યુગના પૂર્વ ભાગમાં સંસ્કૃત અલંકારપ્રસ્થાનની અસર અપભ્રંશ સાહિત્ય ઉપર થતી જોવામાં આવે છે. સમસ્યાપૂર્તિ શ્લેષ આદિ સભારંજની કવિતા અને સુભાષિતના મુકત આ સમયમાં સંસ્કૃતની પેઠે અપભ્રંશમાં પણ રચાય છે. એ યુગના ઉત્તર ભાગમાં રજપૂત રાજ્યની અવનતિ થાય છે ને મધ્યકાલીન ગૂજરાતીના યુગમાં તો દેશ પરચક્ર નીચે કચરાય છે. પરંતુ પેશવાઈનું લોપ થયા થતાં પેશવાઈએ આપેલો વેગ મરાઠી સાહિત્યમાં જેમ ટકી રહેલો જોઈયે છીયે, તેમ રાજ્યની ઉથલ પાથલ થયા છતાં પણ ગતરાજ્યના સમયનો વેગ આ મધ્ય યુગના આરંભમાં કેટલોક વખત ટકી રહે છે અને નરસિંહ, ભાલણ અને પદ્મનાભ જેવાં કવિરત્ન પાકે છે, પરંતુ તેમની કવિતાનો પ્રવાહ જુદે માર્ગે વહે છે. નાતજાતની અને આલંકારિકની મર્યાદા ઉલંઘી પ્રત્યગ્દૃષ્ટિથી રાસલીલા અને દાણલીલામાં ભાગ લેતો સ્વતંત્ર નાગર કવિ ભક્તિશૃંગારના ઉન્નત પ્રદેશમાં સ્વચ્છંદ ઘૂમે છે; વિદ્વાન બ્રાહ્મણ કવિ કાદમ્બરી ને ભાગવત દેશીબદ્ધ ગૂજરાતીમાં સંસ્કૃત માંથી ઉતારી પોતાની રસવૃત્તિનો વેગ શમવે છે; ને આશ્રિત નાગર કવિ આશ્રયદાતાના પૂર્વજનાં પરાક્રમનું યશોગાન ગાઈ હૃદયમાં ઠલવે છે.

મધ્ય યુગમાં પૂર્વયુગનાં આંદોલનો.

મધ્ય યુગના બીજા ગણાવવા જેવા સમર્થ લેખક છે નહિ. મોટા ભાગે સ્થૂળ ધર્મબુદ્ધિ તૃપ્ત કરવા મહાભારત રામાયણનાં ન્હાનાં મોટાં આખ્યાનોનાં જોડકણાં જોડાયલાં આ સમયમાં મળી આવે છે, અથવા તો સામાન્ય જનસમાજની વિનોદવૃત્તિ સંતોષવા વાર્તાઓ ગદ્ય ને પદ્યમાં લખાયલી જોઈયે છીયે. ભાલણસુત ઉદ્ધવ વાલ્મીકિના રામાયણનું પ્રતિબિંબ ઉતારે છે. વીહાસુત નાકર પુરાણીના મુખે સંસ્કૃત કથા સાંભળી માણભટ્ટવાળા ઉપર અર્થે પુણ્યબુદ્ધિથી ભારતના પર્વો ઘડે છે. એ ધર્મસંહિતા પાછળ બહુ કથાભટો યુગમાં મંડી પડે છે. વિષ્ણુદાસ, શિવદાસ, દેવીદાસ, મુરારિ, શ્રીધર આદિક કથકોનાં આખ્યાનોની ને કથાઓની ધર્મમંદ નિઃસત્વ પ્રજામાં ખપતી પુષ્કળ થાય છે. બોરસદ પરગણાનો વસ્તો આખ્યાનશૈલીમાં વાર્તાની વિનોદ શૈલી મેળવી શુકદેવ-આખ્યાન રચે છે. હિંદુસ્થાન જેને પ્રેમાન [illegible] . વીરજી [illegible] ઓખાહરણના આરંભી છે [illegible] ની વાર્તામાં

મધ્યુ યુગનું ધર્મ મંદ મુલોજ્જીવક સાહિત્ય.

બ્રહ્મજ્ઞાનનુ ગૂઢ રૂપક સમાવે છે. જૈન યતિ નેમવિજય ધર્મ અને આચારના ઉપદેશ અર્થે અદ્ભુત કથનનો ઉપયોગ કરે છે. એ લેખોની કૃતાર્થતા જમાનાની જરૂરિયાતો પૂરી પાડવાની સાથે સાહિત્ય વૃક્ષના મૂળ સજીવન રાખવામા સમાપ્ત થાય છે. સારસ્વત પ્રવાહ જે પદરમા શતકમા પવિત્ર દર્શન દેઈ સોળમા અને સત્તરમા શતકમા સોસાઇ સોકાઇને ન છતો જેવો થઈ ગયો હતો, તે અઢારમા શતકમા પાછો વિસ્તારથી જોસભરે પ્રગટ વહેવા માડે છે

વ્યક્તિના પ્રતાપથી સજીવન રહેલા મૂળ નવપલ્લવ થવા

આદિકવિની રસદષ્ટિને તત્વદષ્ટિ વિભક્ત થઈ પ્રેમાનદ અને અખામા સક્રાત થઇ એકે પોતાનું નવુ જીવન પ્રેરનારી વાણીથી નૂતન રસિક મડળ ઊભુ કર્યું અને તેમા પોતે તારામડળમા ચદ્રવત્ સુધા સિંચતો પ્રકાશ્યો નાગર ગુરુથી ભાખા ભક્તિનો મત્ર પામી પ્રવૃત્તિના પ્રચડ આદોલનને તેણે સાહિત્યને અનેક દિશામા અપૂર્વ વેગથી બહલાવ્યુ સસારિક જીવોના પ્રપચ અને ક્ષુદ્રતાથી સસાર જેને નીરસ લાગ્યો હતો, એવો બીજો અકવિ માનવામા માન ગણતો જ્ઞાની કવિ નિ સગ રહી અચવ્યો રસ ચવવામા ઉદ્યુક્ત રહ્યો અ ઢારમા શતકમા ભાલણના સાહિત્યરસિક શ્રોતાને સ્થાને વાર્તાના ચમત્કારના ભોગી શ્રોતાજ હતા એમની રુચીને પોખતું વાર્તાસાહિત્ય જેના મૂળ નેમવિજય વચ્છરાજ વગેરેએ સજીવન રાખ્યા હતા, તે રખીદાસના સીહુજના ચોરામા વિસ્તાર પામ્યુ

સાહિત્યના સુકવણામા એક અમરવેલ

ઓગણીસમુ શતક શમમય દુર્બળ સાહિત્યનુ છે તેમા ઘણે ભાગે ભજનિયા ને વૈરાગ્યના પદ સાહિત્યની પાનખર ઋતુના શુષ્ક પત્રવત જ્યા ત્યા પથરાય છે દેશમા અવ્યવસ્થા એક છેડેથી બીજે છેડે મચી રહે છે. અશાતિને લીધે વ્યાપાર અટકી પડે છે લદાયક ધાડાના ત્રાસથી ખેતીવાડીને ભારે ધક્કો પહોચે છે. ઉન્નત ભાવના સમર્પનાફ઼ ધર્મ ચૈતન્ય ઉપશાત છે. ગુરુકુળમા કેળવણીનો પ્રચાર બધ પડયો છે એવા સકટના સમયમા કરતાલ વગાડી ભજન કીર્તન ગાઈ આશ્વાસન આપનારા બુઢિયો નિરાત ભગત રણછોડ ભગત, તથા ઉત્સાહ અને પ્રવૃત્તિના મૂળ બાળી રાખનારા વૈરાગ્યનો બોધ આપનાર નિષ્કુલાનદ, કેશવદાસ, અલખ બુલાખી ઇમ જે વાની પદરચનાનો જ વિકાસ થવો શક્ય છે. સાહિત્યના આ સુકવાણા એક જ વેલી નવ પલ્લવ રહી નયનને અને હૃદયને ઠારે છે. તે નર્મદાને તટે ઉદ્ભવી છતા અન્ય દેશકાળનું પાણી પી ફુલીફાલી જણાય છે નરસિહ, ભાલણ ને પ્રેમાનદનો ઘટ્ટ પરિચય દયારામભાઇની વાણીમા જોઇયે છિયે, પણ એ ફક્કડ કવિ કોઇનો દેવાદાર રહ્યો નથી મહેતાને નામે નવા પદ જોડીને, ભાલણની દશમલીલાનો પોતાની વાણીમા ઉદ્ધાર કરીને અને પ્રેમાનદના ઓખાહરણમા ભારોભાર ઉમેરો કરીને દયારામે બ્રહ્મઋણ વાળી દીધુ જણાય છે. પાછલા સાહિત્યનુ સક્ષિપ્ત સમાલોચન અહિ પૂરું થાય છે શુકલપક્ષની અષ્ટમીએ ચદ્રનુ અર્ધું બિબ તેની પુજથી અજવાળીને સુધાથી સીંચી પ્રકૃતિદેવી બાકીના મડળની ઉજ્જવળ રૂપરેખા જ દોરે છે, તેમ આ સાહિત્યના સુધાનિધિના બિબનું પ્રતિબિબ પણ અહિ અધુરુ જ દોર્યું છે પહેલી પાચ સદીનું સાહિત્ય સગ્રહાયુ નથી–શોધાયુ જ નથી. બીજી પચશતીના પણ ઉત્તમોત્તમ ગ્રંથો હજુ પ્રકાશમા આવવા બાકી છે. નરસિહનો સહસ્રપદી રાસ પુરો ઉપલબ્ધ નથી. ભાલણનું ના કર્પ્પીર્કી મુહૂર્ત જ મલ્યુ છે એનો દશમ સ્કધ પ્રકાશકની રાહ જુએ છે. પ્રેમાનદના છે બીજા આદ ક્યા છે? ક્યા છે એના લાખ લાખ

પુરના ત્રણ કાવ્યો કયા છે પ્રથીરાજ રાસાને ને ટમેર મારવુ વલ્લભે વખાણેલુ કર્ણચરિત્ર ? એ વલ્લભનાં નવે રસના નોખા નોખા કાવ્યો પણ બધા પ્રસિદ્ધ થયા નથી. પિતાને પરિતોષ પમાડનારી કૃષ્ણક્રિડિ પણ શોધી કઢાઈ નથી ગૂજરાતી સાહિત્યના ઇતિહાસમા અત્યંત ઉપયોગી વજ્રભકૃત પ્રેમાનદકથા પણ પ્રકાશમા આણાઇ નથી. જેટલુ સાહિત્ય બહાર પડયુ છે, તે અપ્રસિદ્ધ સાહિત્યના મુકાબલામા થોડુ છતાએ મગરૂરી ઉપજાવનારુ છે નરસિહ મહેતાના ગોવિદગમન, સુરતસગ્રામ ને ચાતુરિઆપર્યંષક હૃદય ગાઢ પણ આર્દ્ર ભક્તિ રસના પારદર્શક પડો ઉકેલે છે. ભાલણની રામકૃષ્ણની બાળલીલામા રસિક હૃદય વાત્સલ્ય ભાવની સુઘડતા જુએ છે. પદ્મનાભના પ્રબધની કવિતા વાચી ઉત્સાહશીલ હૃદય ઉછળ્યા વગર રહેતુ નથી. ભાષાભક્ત પ્રેમાનદની વાણીની તો વાત જ શી કહેવી ? એના અભિમન્યુ આખ્યાનના વીરરસથી નાંદોર દરબારમા રજપૂત સામત વીરહાક કરી ઉઠયો હતો. એના નાટકો સસ્કૃત નાટકોની સમોવડી કરે એવા છે એનુ માધાતા આખ્યાન વાચી દીવકા મનુષ્યને પણ હસવુ દાબી રાખવુ મુશ્કેલ પડે એમ છે એના પુત્ર વલ્લભની બાનીનો ઝોક કોઈ ઓરજ છે પ્રેમાનદના મડળના વૃદ્ધ પ્રસાદકવિ દ્વારકાદાસના વચનો રોમેરોમ રસ ઉભરાવે છે. દયારામ આદિ શૃગારી કવિની ગરબીઓ લાખોને અદ્યાપિ પણ ભક્તિમા ને શૃગારમા લીન કરી નાખે છે

નૂતન સાહિત્યમા પારસી, મુસલમાન સહોદરની સહકારિતા અપેક્ષિત છે

કાવ્યમાર્ગમા જીનુ સાહિત્ય યશસ્વી બન્યુ છે ખરુ પણ કાવ્યમા જ સાહિત્યની પરિસમાપ્તિ થતી નથી. ગદ્યસાહિત્યમા પણ કાનિદાસની સુઘડતા અને શૈલી ટેનીસનની ઉન્નત પ્રતિભા મિલ્ટનની પ્રૌઢતા અને શેક્સપીઅરની સર્વદેશી કુશળતા આવવી હજુ અપેક્ષિત છે તેની સાથે કળાવિધાન અને શૈલી પણ કેળવાય તે અપેક્ષિત છે એ સાહિત્ય કેવળ પુરાણમૂલક છે, તે સસારમૂલક થતુ પણ દીઠ છે બીજા સાહિત્યના માર્ગો તો ઘણે ભાગે અક્ષુણ્ણ જ છે કવિ નર્મદાશકરના સમયથી ગદ્ય કઇક ખેડાવા લાગ્યુ છે ચરિત્રનિરૂપણ તરફ પણ કઇક લક્ષ દોરાયુ છે. સગીતકળા સબધી કઇક કુતૂહલ ઉત્પન્ન થયુ છે. પણ હજુ કરવાનુ બહુ છે બગાળી ને મરાઠી સાહિત્યના મુકાબલામા ગૂજરાતી સાહિત્ય પછાત છે એના સર્વદેશી વિકાસનો આધાર ગૂર્જર ભૂમિના પુત્રો હોવાનુ અભિમાન ધરાવનારા ઉપર છે. સાહિત્યના કાર્યક્ષેત્રમા જાતિનો જ્ઞાતિનો ધર્મનો કે વર્ણનો ભેદ નથી. હીંદુ, પારસી, મુસલમાન સર્વે જેમની જન્મભાષા ગૂજરાતી છે, જેમના શિક્ષણનો પાયો ગૂજરાતીમા નખાયો છે ને જેમનો વ્યવહાર મોટપણે ગૂજરાતીથી ચાલે છે, તે પછી પારસી હો હીંદુ હો કે મુસલમાન હો, સાૈએ સહોદર છે બધાની ગૂજરાતી સાહિત્યના ઉત્કર્ષમા સહકારિતા અપેક્ષિત છે. એક વખત સમશેર બજાવવા આગળ પડનાર મુસલમાન ભાઇએ કલમપેશીમા પાછળ પડવુ યોગ્ય નથી જૂની હીંદીના શણગાર રૂપ પદુમાવતિ નામે વાર્તાકાવ્યનો કર્તા મુસલમાન જ છે મુસલમાન રાજ્યકાળમા ઉત્તર હિદુસ્તાનમા એવા મુસલમાન કવિઓ અનેક થયા છે હાલ પણ ઉત્તરમા મુસલમાન શાયરો મશહુર છે જે લાભ ઉત્તર હિદુસ્તાનના મુસલમાનો હિદીને આપે છે તે લાભની ગૂજરાતી ભાષા અહિના મુસલમાન ભાઇઓ પાસેથી આશા રાખે તે બરહક છે હિદુસ્તાનની ગાયનકળા મુસલમાન ઉસ્તાદોએ ખીલાવી સજીવન રાખી છે

એવી જ ઉસ્તાદી ગૂજરાતી સાહિત્ય ખીલાવવામાં આપણે તેમની માગિયે છિયે.

**સાહિત્યમાં ભાષાની વિશુદ્ધિ અને એકતા.**

આપણા ઉત્સાહી પારસી બંધુઓ તો સાહિત્યક્ષેત્રમાં આગળ જ છે. એમના અગ્રેસર લેખકોએ મરહુમ કવિ દલપતરામે ગુર્જરીવાણી-વિલાપમાં મુકેલું આળ ખોટું પાડ્યું છે. તેમ છતાં ઘણા મલબારી, ઘણા તારાપોરવાળા, ઘણા ખબરદાર, ઘણા વાયુચક્રશાસ્ત્ર ચર્ચનાર, ઘણા ઇરાન આદિની તવારીખ લખનાર, ઘણા આરોગ્ય અને વૈદક શાસ્ત્રનુ ઉપયોગી જ્ઞાન ફેલાવનાર, ઘણા દેશપરદેશના રમુજી એહવાલ આપનારની સાહિત્યોપાસક ટોળામાં ભરતી કરવાને અને ભાષાની એકતા જાળવવાને જરૂર છે. પારસી ભાઇઓ ઇંગ્રેજીમાં કાબેલિયત મેળવવા જે મહેનત લે છે તે મુબારક છે. પણ તે મહેનતના ફળ રૂપ તેમના જ્ઞાનનો લાભ ગૂજરાતી બોલનારો સર્વ આલમ એકસરખી રીતે લઇ શકે એટલા માટે પારસી બોલીમા નહિ પણ ગુજ-**રાતી ભાષામાં** તેમના હાથે ગ્રંથો લખાવા ઇષ્ટ છે. અમુક ભાગની કે અમુક કોમની બોલીમાં ગ્રથ લખાવાથી ભાષાની વિશુદ્ધિ જળવાતી નથી, લેખક ટોળામા ફુટ પડે છે, તે લેખનો લાભ સમસ્ત મડળ લેઈ શકતું નથી. આથી સાહિત્યની ભાષાની એકતા અને વિશુદ્ધિ જાળવવા હમેશાં સુધરેલા દેશોમાં લેખકો પોતે જ ભાષા પ્રત્યેની પૂજ્ય બુદ્ધિથી, સાહિત્ય પ્રત્યેના ગૌરવથી, અને સ્વબધુ પ્રત્યેના પ્રેમથી કાળજી રાખતા જોવામાં આવે છે. બ્રિટિશ દ્વીપોના એક ભાગનો હો કે બીજા ભાગનો, દેશી હો, કે વિદેશી, યુરોપ કે અમેરિકાનો હો, એશિયા કે આસ્ટ્રેલિયાને, ગોરો હો કે કાળો, જે કોઈ લેખક અંગ્રેજીમાં જ ગ્રંથ લખવા પ્રવૃત્ત થાય છે તે King's English એટલે રાજરૂઢ ઇંગ્રેજીમાં જ લખે છે. પારસી બોલી મુકી રૂઢ ગુજરાતી ભાષા વાપરવી કઈ પારસી ભાઇઓને મુશ્કેલ નથી. વાંચનમાળા હિંદુ મુસલમાનો શીખે છે, તે જ પારસીઓ શીખે છે. એ વાંચનમાળાથી સુરતી બોલીનુ સુરતીપણું અને કાઠીયાવાડી બોલીનુ કાઠીયાવાડીપણુ ગયુ છે. એ વાંચનમાળામાંથી કેળવાયલા પારસીઓની પારસી બોલીનુ પારસીપણુ ઘણે ભાગે ઘસાયુ છે. પારસીઓમાં મગરૂર થવા જેવું એ છે કે સ્ત્રીશિક્ષણનો બહુ સારો ફેલાવો છે. પારસી બાળકીઓ અને હિંદુ બાળકીઓ એક જ વાચનમાળા વાચે છે. આ જોતાં સામયિક અને જાથુ સાહિત્યમાં પારસી બોલીના આયુષનો વરતારો ટુકો જણાય છે. પણ એ વરતારો સાચો પાડવાનું પારસી લેખક મડળના હાથમાં છે, પારસી રોજીંદાં પત્રોના માલીકોના હાથમાં છે, જ્ઞાનપ્રસારક સભા જેવી સંસ્થાઓના હાથમાં છે. આશા છે કે કેળવાયલા ઉત્સાહી પારસી ભાઇઓ જમાનાના ઝોકને માન આપશે.

**ધર્મરંગે રંગાયલા સાહિત્યનો સમય ગયો છે**

પારસી ભાઇઓ રૂઢ ગૂજરાતી ભાષા વાપરતા થાય, તેની સાથે ગૂજરાતી ભાઇઓએ પણ સાહિત્યની દિશામાં એક અગત્યનો ફેરફાર કરવાની જરૂર છે. કેવળ પૌરાણિક ( Mythological ) સાહિત્યને પડખે શુદ્ધ સંસારી સાહિત્ય તેમણે ખેડવું જોઇએ, જેમાં પૌરાણિક કથાઓથી અજાણ્યા પારસી અને મુસલમાન ભાઇઓ સરખો આનંદ લેઈ શકે. આની શરૂઆત થઈ ચૂકી છે. કેવળ ધર્મના રંગે રગાયલા સાહિત્યનો સમય વીત્યો છે. એક સમય એવો હતો કે જ્યારે સર્વ ઉપદેશ સર્વ જ્ઞાન આપવાનુ દ્વાર ધર્મ હતો, પ્રતીતિ શ્રદ્ધા ને પ્રીતિ ઉપજાવનારો માર્ગ દેવકથા હતી, રુચિ અને આદર પ્રગટાવવાનો પ્રકાર

અદ્‌ભુતકથનું હતું સમયબળને અનુસરી આરોગ્યસરક્ષણાર્થ સ્નાન શૌચાદિના સામાન્ય નિયમ ધર્મનુ અગ બન્યા, દેશાટનનો લાભ આપનારું તીર્થમાહાત્મ્ય શત શાખાએ વિસ્તર્યું, નીતિનો બોધ દેનારા અનેક અદ્‌ભુત ઉપાખ્યાનો ઉદ્‌ભવ્યા, અને જ્ઞાન અને નિર્વાણનો માર્ગ સર્વને માટે ખુલ્લો મૂકનાર ઐતિહાસિક બુદ્ધ ભગવાન ઈશ્વરાવતાર બન્યા એ જમાનો આજ નથી. જુના જમાનાએ ‘શીનવતીના રાસને અને રોષદર્શિકાને જન્મ આપ્યો, તો નવો જમાનો સરસ્વતીચદ્રને અને કાન્તાને જન્મ આપે છે ભૂતકાળમા વ્યક્તિની સ્તુતિના રાસા અને પ્રબધો રચાતા તો વર્તમાનકાળમા સામાજીક સ્થિતિના ઇતિહાસ લખાય છે. પ્રાચીન યુગમા ધર્મના સગ્રહાર્થ સાધુઓના મહાન્ સઘો મળતા ત્યારે અર્વાચીન સમયમા નાગરી-પ્રચારિણી સભા, એકલિપિપ્રચારિણી પરિષદ્, સાહિત્યપરિષદ્ જેવા મડળ ભિન્ન ભિન્ન ભાષાના સાહિત્ય સર્વમાન્ય કરવા, પોતાનું ભૂતપૂર્વ સાહિત્ય સગ્રહવા વર્તમાન સાહિત્યનો સર્વતોમુખ વિકાસ સાધવા સ્થળે સ્થળે મળે છે

પૂર્વનું ઉત્તેજક અને પશ્ચિમનુ પોષક સાહિત્ય

આવા મેળાવડાનુ સાર્થક્ય ક્યારે ક જ્યારે અશ્વિનોએ ચ્યવન ભાર્ગવમા નવુ જીવન પ્રેર્યું હતુ તેવુ નવુ જીવન વૃદ્ધોમા પ્રેરાય, અને રાજર્ષિ વિશ્વામિત્રના સાહચર્યમા રામ લક્ષ્મણ જેમ વીરચર્યામા ઉદ્યુક્ત થયા તેમ યુવકો પોતાનું પરાક્રમ પ્રકાશવા પગભર થાય આરભ મહાન છે ખડેર ફરી વસાવવાના છે, ઉજ્જડ પ્રદેશ આબાદ કરવાનો છે, નવા થાણા નાખવાના છે, આપણને ગુગળાવી નાખતી આલકાંગિકાની કીનેબદી આપણે તોડી પાડવાની છે, સાહિત્યના ઉદ્યાનમા જડ નાખી વધેના નિદ્ય રોપાઓ નીંદી કાઢવાના છે, ભયકર પ્રાણીના આશ્રયભૂત ઝાડી સાફ કરવાની છે તૃષા છીપાવનારા જળાશયો ખણવાના છે, આબાદી વધારનારી ન્હેરો ખોદવાની છે, ઉત્પન્નની આપને સરળ કરનારા માર્ગો ઉઘાડવાના છે આ કામમા આપણા પૂર્વજો પીઠ પુરી રહ્યા છે કાવ્યક્ષેત્રમા નવો વિજય મેળવવાને આદિકવિ વાલ્મીકિ આપણને કોકિલકઠથી તેડે છે આથર્વ વિદ્યાઓને પુનર્જીવન આપવાને આરણ્યક પાવકાન્ય ઋષિના નિર્ઘોષથી પુકારે છે સુકુમાર કળાઓને ખીલવવાને વીણા મારતા નારદ સાથે નાટ્યમુનિ ભરત સજ્જ કરે છે. રસાયનાદિક વિદ્યાનો રાગ જગાડવાને વીતરાગ નાગાર્જુન પ્રબોધે છે સાહિત્યના રાજ્યનો વિસ્તાર કરવાના પ્રયાસમા સહાયભૂત થવા અનેક અક્ષરદેહધારી સાહિત્યવીરો વ્યૂહબદ્ધ આપણી પીઠે તત્પર ઉભા છે જેઓમા આપણા માજી પ્રમુખ માગ મુકાવી મોખરે આવી ઉત્સાહપૂર્ણ મુખમુદ્રાથી આપણને ઉત્તેજે છે વળી આ તરફ આપણા મહાન રાજકર્તા આપણને આગળ દોરવા સન્મુખ તૈયાર છે બેકન ને સ્પેન્સરની સરદારી નીચે તત્ત્વક્ષેત્રમા ઘુમો શેક્સપીયર, મિલ્ટન અને ટેનીસનની સહાયતાથી કાવ્યક્ષેત્રમા આગળ ધસો. બોપ, ગ્રિમ અને મેકસમુલરના અગ્રેસરપણામા શબ્દવિદ્યા અને પૌરાણવિદ્યાના અજાણ્યા પ્રદેશ સર કરો. આ અને બીજા વિષય હાથ કરવામા સાહાય્ય આપવા પશ્ચિમના વીરોની સેનાઓ સજ્જ જ છે વિજય મેળવવામા કોઇનો પ્રતિરોધ નથી પ્રતિરોધક કહીયે, તો તે આપણુ આલસ્ય જ છે, આપણો પ્રમાદ જ છે, આપણી કર્તવ્યવિમુખતા જ છે, આપણી હૃદયભીરુતા જ છે આપણો અનુત્સાહ જ છે આલસ્ય મરડો મા, આલસ્યને જ મરડી નાખો. પ્રમાદ ખાઓ મા, પ્રમાદને

જ ખાઇ જાઓ. પ્રવૃત્તિધર્મની ભગવદ્‌ગીતોપનિષદ્‌નો નિત્ય પાઠ જ્યાં થાય છે, ત્યાં અનુત્સાહ ક્યાંથી, હૃદયભીરુતા શી, કર્તવ્યવિમુખતા કેવી? જેના મનમાં રાષ્ટ્રને પ્રબોધવાની ઊર્મિ છે, તેને ઉંઘવાનું નથી; જેના મગજમાં કંઈ નવું ઉત્કર્ષક કહેવાની પ્રેરણા છે, તેને મૌન ધારવાનું નથી, જેની પ્રતિભામાં વીજળિક શક્તિના અંશ ઝણઝણે છે, તેને, જડવત્ બેસી રહેવાનું નથી. આપણામાં સમર્થ નરનો તોટો ન હોવો જોઇયે. પ્રતિવર્ષ આપણા શારદાપીઠમાંથી પદવીધારી નરો સખ્યાબંધ બહાર પડે છે. આ આપણા

આપણા શારદાપીઠના પદવીધારી નરો

વીરો શું નિર્વીર્ય છે? નહિ જ નહિ. ત્યારે શું એમ છે કે કોઈ પૂછે તો જ સહદેવ જોશીની પેઠે તેમના જ્ઞાનનો તેઓ આપણને લાભ આપે? ના ના, તેમે ન હોય. ત્યારે તો એક જ દિશામાં તર્ક દોડે છે. સીતાજીની ભાળ કાઢવા નીકળેલા મહાવીરો અરણ્ય ને પર્વત ઓળંગતા ઓળંગતા દક્ષિણ મહાસમુદ્રને તીરે જઇ પહોંચ્યા, ત્યારે નલ નીલ સાથે હનુમાન પણ શોચ કરવા લાગ્યા કે હવે શું કરવું? આ મહાસમુદ્ર શે ઓળંગાય? તે ક્ષણે વિચક્ષણ જાંબવાને મારતિને તેમના સામર્થ્યનું સ્મરણ કરાવી ઉત્સાહપૂર્ણ વચનથી કહ્યું કે "કપિરાજ! તમે પણ આમ શોચ કાં કરો છો? તમારે તો આ મહાસમુદ્ર ગોષ્પદ માત્ર છે." આવી કોઈ જાતની સ્મૃતિ આપણા શારદાપીઠના વીરોને આપવાની જરૂર હોય તો કોણ જાણે! એમનામાં નિગૂઢ સામર્થ્ય છે. એઓ ચાહે તો, એક વખત મહાન્ શંકરાચાર્યે આકાશમાર્ગે ચાલી જતી સરસ્વતીને યોગબળે આકર્ષ્યાનું કહેવાય છે, તેવી રીતે આ વીરો પણ દ્વીપાંતરમાં જઇ વસેલી સરસ્વતીને અને તેની પૂઠે લક્ષ્મીને પણ એમની વિદ્યાના બળે આકર્ષી લાવે. જે પશ્ચિમમાં છે ને પૂર્વમાં નથી, એવું કેટલું બધું તેઓ અહિં વસાવી શકે એમ છે? બાળશિક્ષણ, સાર્વજનિક આરોગ્ય, પ્રતિનિધિસત્તાક રાજ્ય આદિ ખાસ પશ્ચિમના જ કહેવાતા વિષયમાં કેટલું ઉપયોગી જ્ઞાન આપવાનું તેમને સહજ છે? પશ્ચિમના જનસમાજમાં ઉદ્‌ભવ પામેલી હિતકારક યોજનાઓ આ દેશના જનસમાજને અનુકૂળ કરવાનું એમનાં અવલોકન અને અનુભવી સત્તાની બહાર નથી. રસાયનવિદ્યાનો ઉપયોગ અપવાદભૂત પ્રો. ત્રિભોવનદાસ કલ્યાણદાસ ગજ્જર અને તેમના શિષ્યો સિવાય કેટલાએ ઔદ્યોગિક અભિવૃદ્ધિમાં કર્યો? પ્રાચીન મહાકવિની સૃષ્ટિનાં ભવ્ય ચિત્રોનો ઉપયોગ સદ્‌ગત ચિત્રકાર રવિવર્મા ઉપરાંત કેટલાએ હૃદયદ્રાવક ચિત્રકળાની મીલવણીમાં કર્યો? મિલ, ફૉસેટ ને સિજવિકના લેખનું રટણ કરી મી. રાનડે કે સર ફીરોજશાહ, ઓ. મી. ગોકળદાસ કે મી. ગોખલે જેવા અથવા તો દિ. બા. અંબાલાલ સાકરલાલ દેસાઇ કે ઓ. મી. ચિમનલાલ હરિલાલ સેતલવાડ જેવા આર્થિક પ્રશ્નોના ચિંતક કેટલા ઉભા થયા? ઇંગ્રેજીનો અક્ષર પણ ન ભણનાર સદ્‌ગત ભગવાનલાલ ઇંદ્રજી શોધખોળમાં યુરોપિયન શોધકોની દમોદમી કરે, એકે પરીક્ષા પસાર ન કરનાર રા. બ. રણછોડલાલ છોટાલાલ સી. આઇ. ઇ. શહેરસુધારાના અટપટા સવાલોનો નિર્ણય આણે, મધ્યમ દરજ્જાની કેળવણી ધરાવનાર સદ્‌ગત દી. બા. મણિભાઈ જસભાઈ સ્ત્રીકેળવણીનો વિષય હાથ લે, અને આપણા પદવીધારી બંધુઓ તેમાં ચંચુપાત પણ ન કરે એમ કાંઇ હોય? સદ્‌ગત રા. સા. મહિપતરામ રૂપરામ નીલકંઠ હરકોઇને જેવું આવડે તેવું લખવાને પ્રેરતા. તેમને કોઇ ન આવડવાનું નામ દેતું તો તેઓ ભાર દઇને કહેતા કે, "ન કેમ આવડે? લખો એટલે આવડશે." માટે આ બંધુઓ પ્રત્યે એટલું જ કહેવું છે કે શરમાઓ નહિં, સંકોચ ખાઓ નહિં,

પોતાને તુચ્છ લેખો નહિ. તમારી પાસેનું મૂલ ન થાય એવું ધન છે. તમે તેને અનુભવથી ઓળખાવો; તમે તેને અવલોકનથી ખીલાવો; તમે તેને ઉપયોગથી બહલાવો; ને પછી એ ધન તમે તમારા ઓછા ભાગ્યશાળી અશિક્ષિત અથવા અલ્પશિક્ષિત બંધુઓને આવકારદાયક થાય એવા રૂપમાં આપો. આપણું-લખાણ નામ અમર કરે એવું ન હોય તેની પરવા નહિં. કીર્તિ એ પ્રવૃત્તિનું પ્રવર્તક તત્ત્વ નથી. પ્રવર્તક તો કર્તવ્ય છે. **કર્તવ્યની પરિસમાપ્તિ કર્તવ્યમાં જ છે;** તેનો કર્તવ્યથી ભિન્ન અન્ય ઉદ્દેશ છે નહિ. માતાપિતા સંતાનને ઉછેરે છે, રાજા પ્રજાને પાળે પોષે છે, શ્રીમાન અનાથની સંભાળ લે છે, શેરીમાં રમતા ન્હાના બાળકને રસ્તે જનાર ગાડીઘોડાના ઝપાટામાં ઉગારી લે છે, ને નદીમાં તણાતાને તરી જાણનાર તારે છે—એ પ્રત્યેક પ્રત્યેકનું પોતાનું કર્તવ્ય છે, ને તે કરે છે. કરનાર સ્વધર્મ બજાવે છે એ જ એનું ગૌરવ છે. ન કરનાર સ્વધર્મમાં ચુકે છે ને દોષિત થાય છે.

**આપણા શિક્ષિત મહેતાજીઓ**

પદવીધારી સુશિક્ષિત પુરુષો મોટા શહેરોમાં વહેંચાયલા છે; પણ શિક્ષણશાસ્ત્રને શિક્ષકળાનાં પ્રમાણપત્ર ધારણ કરનારા ગૂજરાતી મહેતાજીઓ બધા દેશમાં ફેલાઇ ગયેલા છે. તેમનો અવકાશનો સમય જે તેમને ગામડામાં ભારે પડતો થઈ પડે છે ને જે તેઓ હલકી ખટપટ કે તુચ્છ કારભારમા ગૂમાવે છે, તેનો તેમના પોતાના હિતને માટે સદુપયોગ કરવા ધારે, તો અનેક માર્ગ છે. જૂના સાહિત્યનો સંગ્રહ કરવાની, સમાજના આચાર વિચારનું અધ્યયન કરવાની, મનુષ્યકુળની ખાસિયતનું અવલોકન કરવાની, જે મંડળમાં તેમનું જીવન નિર્માયુ છે તેમને જ્ઞાન અને સાહિત્યનો રસ લગાડવાની, તેમની વૃત્તિઓ કેળવવાની, તેમને ઉચ્ચ ભાવનાઓ અર્પવાની, અને તેમને સર્વ પ્રકારે પોતાની વિદ્યાનો શક્તિનો અને સહૃદયતાનો લાભ આપવાની તેઓ અસાધારણ અનુકૂળતા ધરાવે છે. બાળકેળવણી એ તો તેઓ જે વેતન ખાય છે તેનો બદલો છે. જનસમાજના શિક્ષિત સામાજીક તરીકેના નિજ કર્તવ્યનો તેમાં સમાસ થઈ જતો નથી. કુટુંબમાં રહી કૌટુંબિકોની ઉપેક્ષા કરે તે સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે, તેવી રીતે સમાજમાં રહી સામાજીક બંધુઓ પ્રત્યે બંધુકૃત્યમાં જે પ્રમાદ કરે છે તે જનસમાજનો દેવાદાર રહે છે અને સર્વ સમાજના પરમ અધ્યક્ષ જગદીશ્વરનો અપરાધી બને છે. જનસમાજ એક સહકારી સંસ્થા છે. એ સંસ્થાના સહકારધર્મથી શિક્ષિત સુશિક્ષિત સાધન-

**સાધનસંપન્ન બંધુઓ અને સાહિત્યપીઠની યોજના**

સંપન્ન ને સાધનરહિત એક સરખા બંધાયલા છે. સ્વાગતમંડળના ઇતિહાસરસિક અધ્યક્ષ શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી શોધખોળમાં અને ઐતિહાસિક સંગ્રહમાં પોતાની સમૃદ્ધિનો સદુપયોગ કરી રહ્યા છે. શેઠ ગોકળદાસ તેજપાળ, શેઠ મંગળદાસ નથુભાઈ, શેઠ પ્રેમચંદ રાયચંદ, સર જમશેદજી જીજીભાઈ, સર કાવસજી જહાંગિરજી, શેઠ જમશેદજી નસરવાનજી તાતા વિગેરે મુંબઇના ધનાઢ્ય ગૃહસ્થોની ઉદારતાની પિછાન આપવી તે સૂર્યચંદ્રને ઓળખાવવા જેવું ગણાય. તેમણે કેળવણીની અભિવૃદ્ધિ માટે બહુ કર્યું છે. પણ સાહિત્યની સેવામાં પોતાનું સર્વ ધન સમર્પનાર ને ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીને છેવટની વારસદાર ઠરાવી જનાર તો સુરતના સદ્ગત શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ જ છે. સાધનરહિત બંધુઓને માટે સાધનસંપન્ન ગૃહસ્થો પુસ્તકશાળા ને વાંચનશાળા ઉઘાડે છે,

તેને માટે તેમને અભિવંદન આપવું ઘટે છે. તેની સાથે પુસ્તકશાળાનો પુસ્તકસંગ્રહ મૂલ્યવાન બનાવવા અને વાચનશાળાનું વાચન વજનદાર કરવા સાહિત્યને ઉત્તેજન આપવા સંયુક્ત ભંડોળ ઉભું કરવાની તેમને વિનતિ છે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની પ્રવૃત્તિ તેના બંધારણને લીધે એકદેશી છે ફાર્બસ સભાની પ્રવૃત્તિની દિશા કંઈ ભિન્ન છે. પરંતુ તે પણ સર્વતોમુખ નથી સાહિત્યસભામાં ઉત્સાહ છે ત્યારે સાધન નથી. આ ખોટ પુરી પાડવા સર્વતોમુખ ઉત્તેજન આપનારૂં સાધનસંપન્ન સાહિત્યપીઠ સ્થાપવાની જરૂર છે, જે વિશુદ્ધ ભાવનાવાળું અને ઉપયોગી જ્ઞાનવાળું અલ્પમૂલ્ય સાહિત્ય એક એક ગામ જ્યાં ગૂજરાતી નિશાળ હોય ત્યાં મફત છુટથી વહેંચી સાહિત્યની ગંગા આગળે આગળે વહેતી કરે, જે વધારે મૂલ્યના પુસ્તકોની અચેતન જંગમ પુસ્તકશાળા ( Free circulating libraries ) સ્થાપી સંગીન જ્ઞાનનો પ્રસાર કરે, જે ભાષણોથી ને નિબંધોથી લોકોના હૃદય કેળવે અને સત્પ્રવૃત્તિ ને સદુદ્યોગ જાગૃત કરે, જે સ્વકાર્યરસિક પગારદાર પુરૂષોદ્વારા શોધખોળ ચલાવે, ટુંકામાં સાહિત્યનું સંગ્રાહક, સંરક્ષક, સંવર્ધક, પ્રચારક ને અધ્યાપક મંડળ નીવડે, આવા સાહિત્યપીઠની સ્થાપના લક્ષ્મીના વિશ્રામભૂત ઉત્તમ પુરૂષોના હાથમાં છે.

*વાચક વર્ગ તરફથી સાહિત્યને આવકારની જરૂર છે*

સાધનરહિત બંધુઓ પણ સાહિત્યની વૃદ્ધિને માટે બહુ કરી શકે એમ છે. જેમને અક્ષરજ્ઞાન છે તેઓ સારૂં સાહિત્ય વાંચે, તે પણ સાહિત્યની એક અંશે કૃતાર્થતા છે, સારા ભાષણોને અને સારા લેખોને આવકાર આપે, તે પણ તેની કદર છે, બુદ્ધિનો ઉપયોગ કરી સારાનરસાનો વિવેક કરે, તે પણ ઉત્તેજન છે આટલું કરે તો વાચનાર ક્યાં છે, સાંભળનાર ક્યાં છે, સમજનાર ક્યાં છે, કદર બુજનાર ક્યાં છે એ જે ફરિયાદ ઉઠાવવામાં આવે છે, તે દૂર થાય

*સમષ્ટિશ્રેય માટે વ્યષ્ટિપ્રવૃત્તિ*

આ રીતે સાહિત્યની અભિવૃદ્ધિમાં સર્વની પ્રવૃત્તિને સ્થાન મળે છે સાહિત્યના ક્ષેત્રમાં કોઇનો બહિષ્કાર નથી સર્વનો સહકારી ઉદ્યોગ સ્વીકાર્ય છે. સત્સંગીનું મંદિર જ્યારે બંધાય છે, ત્યારે કોઈ સત્સંગી ઇંટો ઉપાડી કે તગારાં વતી શરીર વહેવરાવે છે, કોઈ સત્સંગી પત્થર ઘડે છે, બ્હેરે છે કે કોરે છે, કોઈ ઇમારત આંકે છે, તો કોઈ પાયા ખોદે છે, કોઇ ચણતર ચણે છે તો કોઈ ચિત્રનું કામ કરે છે, કોઈ સર્વના ઉપર દેખરેખનો ભાર ઉપાડે છે, તો કોઈ ખરચનો ભાર માથે લે છે. સર્વ પોતાના ગજા પ્રમાણે કાર્યભાગ બજાવી ઉત્સાહ પ્રદર્શિત કરે છે. એ ન્હાના મોટા સૌ એ પુણ્યના સરખા અધિકારી છે, સર્વ કર્મના સાક્ષી પરમ પુરૂષની દૃષ્ટિમાં સૌનો પ્રયાસ સરખો આવકાર પામે છે એ ભારવાહક, એ કર્મકાર, એ શિલ્પી, એ સૂત્રધાર, એ સમવેક્ષક, એ ધનદાતા, સંસારી પાળા કે સાધુ સૌ આ મહાન કાર્યમાં પોતાના વ્યષ્ટિજીવનને સમષ્ટિજીવનમાં હોમે છે. આવી સ્વધર્મપરતા, આવા સમષ્ટિશ્રેયની ભાવના આપણું સાહિત્યમંદિર બાંધવાને સરસ્વતીના સત્સંગીઓમાં ઇષ્ટ છે કાર્યક્ષેત્ર ક્યાં ન્હાનું છે ? સૌને પોતપોતાની યોગ્યતા અનુસાર પ્રવૃત્તિના અનેક માર્ગો ખુલ્લા છે. સ્વલક્ષણવતી કવિતા રચવાની પ્રતિભા ધરાવનાર કવિને ઘણા પ્રદેશ અક્ષુણ્ણ છે, તેમાં જ

તે ધૂમે એમા સાહિત્યને લાભ છે. જેનાથી સ્વકલ્પિત લેખ નથી લખાતો, તેને માટે બીજી ભાષામાથી અનુવાદનો માર્ગ ઉઘાડો છે કેવળ સ્વભાષાનિષ્ઠ ને સ્વભાષામા ઘણુએ કરવાનુ છે અનેક પુસ્તકો ઉધઇ ખાય છે, અથવા પટારામા કે પોથીમા અધારામા પડ્યા છે, તેમનો ઉદ્ધાર કરવાનો છે. લોકગીત, લોકવાર્તા રાસા ને પવાડા, શિક્ષા ને શાસનપત્ર, શિલાલેખો ને પાળિયા, વહી ને દસ્તાવેજો, સગ્રહનારાના પ્રયત્નની વાટ જુએ છે હૃદયચક્ષુથી જોનારને લોકના રીતરીવાજો, વહેમો અને રૂઢ સરકારો અવલોકન માટે તૈયાર છે વિદ્યાના રસિક ને ન્હાના ન્હાના પ્રદર્શનો માટે સાધનો ચોતરફ વેરાયલા છે પ્રતિમાવિધાન, ચિત્રવિધાન, સગીતપરિચય આદિ અનેક કળાઓનો નિરાતે એકાતમા અભ્યાસ થઈ શકે એમ છે સરસ્વતીની સેવાના માર્ગ અનેક છે, જ્યારે દેવપૂજનના પ્રકાર આઠ જ છે એક એક માર્ગ અનેક ઉપાસકોને યાવજ્જીવ વ્યાપૃત રાખે એવો વિશાળ છે. શ્રદ્ધાળુ સેવકોના લખલૂટ ધર્મદાયનુ શ્રીજીના મુખવાસનુ તામ્બૂલ બને છે, તેમ પણ છે, ને વિદુરની ભાજી તથા સુદામાના તાદુલ પણ ભગવાનને બહુ પ્રિય છે તેમ પણ છે સરસ્વતીદેવીને પણ સર્વ ઉપાસકોની ખરા હૃદયની સેવા સ્વીકાર્ય છે

આ મહાન ઉદ્યોગમા સભાળવાનુ એક જ છે અસત્પ્રવૃત્તિ સાહિત્યમા વર્જ્ય છે, તામસી વૃત્તિ અનિષ્ટ છે, માટે આ પ્રવૃત્તિમય સસારના સ્વામીનો અનુગ્રહ ઇચ્છી તે પ્રવૃત્તિના પ્રેરકને પ્રાર્થના એટલી જ છે કે

અસત્પ્રવૃત્તિ ને તામસીવૃત્તિ અનિષ્ટ છે

असतो मा सद्गमय । तामसो मा ज्योतिर्गमय । ओम् शाति शाति शाति ।

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

## વિજ્ઞાન (SCIENCE) અને તત્વજ્ઞાન (PHILOSOPHY)

( અનુસંધાન પૃષ્ઠ ૨૮૫ થી )

જ્ઞાનની અમુક કલ્પના પરોક્ષ યા અપરોક્ષ રીતે તત્વજ્ઞાનના સ્વરૂપને નિર્ણીત કરે છે. જો પ્રત્યક્ષ પ્રમાણને યથાર્થ જ્ઞાન ગણવામા આવે તો દૃશ્યમાન વસ્તુથી પર કઈ છે નહી એ મત સ્વાભાવિક છે કારણતા પરત્વે જે મતભેદ આધ્યાત્મિક શાસ્ત્રની અને વિજ્ઞાનની દૃષ્ટિથી જોવામા આવે છે તેનું કારણ તેમણે સ્વીકારેલી જ્ઞાનની કલ્પના છે વિજ્ઞાનદૃષ્ટિથી, કોઈ પણ સભવના કાળક્રમમા આવતા ફક્ત પૂર્વવર્તી (antecedent) અને અનુવર્તી (consequent) જ કાર્યકારણ છે એમ સ્પષ્ટ સિદ્ધ થયુ છે તે જ ન્યાયને અવલબીને આતર મન સૃષ્ટિમા કાળક્રમાનુસાર અનુભવાતા મનોભાવ સિવાય કોઈ નિરાળુ ચેતનતત્વ નથી એ સ્વાભાવિક પરિણામ આવે છે કાળક્રમમા અનુભવાતા મનોભાવથી કૂટસ્થ આત્મા કલ્પવો એ આધ્યાત્મિક શાસ્ત્રનો આભાસ છે તેવો જ બીજો ભ્રમ જીવનતત્ત્વ વિષે છે શરીરના યાન્તિક વ્યાપારથી અલગ કોઇ પ્રાણ તત્ત્વ (Vital Spirit) તેને નિયંત્રિત

કરે છે એમ ધારવું એ પણ આપણા મનની ભ્રમણા છે. શરીરના અવયવોના વ્યાપાર એક યંત્રરૂપ ચાલે છે અને કોઈ પણ તત્વ તેને નિયંત્રિત કરવાને માટે કલ્પવું એ લાઘવન્યાયવિરૂદ્ધ છે.

વિશ્વના નિયમો શોધવાની જિજ્ઞાસા સ્વાભાવિક છે અને તે તૃપ્ત કરવાને વસ્તુસ્વભાવાદિને કાર્યકારણની ભાવનામાં સંકલવામા આવે છે. જ્ઞાનની પ્રથમ ( Theological ) ભૂમિકામાં કારણ તરીકે કોઈ અમુક દેવનું કર્તૃત્વ ધારવામાં આવ્યું હતું; જ્ઞાનની બીજી અવસ્થા કે જે આધ્યાત્મિકશાસ્ત્રની ( Metaphysical ) છે તેમાં અદ્દશ્ય તત્ત્વોને કારણ તરીકે કલ્પવામાં આવ્યાં હતાં; અને જ્યાં સુધી તે આધ્યાત્મિક આભાસોને નિર્મૂલ કરવામાં આવ્યાં નહતાં ત્યાં સુધી જ્ઞાનની ત્રીજી અવસ્થા કે જે અનુભવસિદ્ધ ( Positive ) જ્ઞાનની છે તે ઉદ્ભવે એ અસભવિત હતું.

વિજ્ઞાન—પ્રયોગસિદ્ધ જ્ઞાન એ વિશ્વના રહસ્યનો વધારે સારી રીતે ખુલાસો કરવાનો હક ધરાવે છે. જ્યાં સુધી આધિદૈવિક દેવની કલ્પના અને આધ્યાત્મિકશાસ્ત્રના અદૃશ્ય તત્ત્વની ભ્રમણા દૂર કરી નથી ત્યાં સુધી સૃષ્ટિના પદાર્થ અને બનાવોની સંતોષકારક સમજૂતી મળવી અશક્ય છે એમ વિજ્ઞાનની પ્રથમ ફરીયાદ હતી. કોઈ કાર્યની ગુહ્ય ઉત્પાદક શક્તિ કલ્પવી અને તેનાં હેતુ કારણ શોધવાં એ વિજ્ઞાનના પ્રદેશમા આવતું નથી. દૃશ્ય સંભવોનુ અવલોકન કરી તેનાં નિયતપૂર્વવર્તી (invariable antecedents) શોધી કાઢવાં એ જ વિજ્ઞાનનો પરમ હેતુ છે. વિશ્વના નિયમ શોધવાનુ કામ આ ઉદ્દેશથી આગળ વધે છે. અમુક દેવ યા સત્ત્વ આપણા તરંગ અને સ્વેચ્છાનુસાર કલ્પવાં એ જ્ઞાનની ઉન્નતિને હાનિકર્તા છે. કાર્યના નિકટ કારણો શોધવાથી જ જ્ઞાનની વૃદ્ધિ થાય છે. સૃષ્ટિનાં સત્યો આપણને આવા ઉદ્દેશથી જ મળી આવે છે. આ પ્રયોગસિદ્ધ-જ્ઞાન બાહ્ય તેમ જ આંતર સૃષ્ટિમાં વિવર્તના અધિકરણ રૂપ કોઈ તત્ત્વનો સ્વીકાર કરતું નથી. તે પ્રત્યક્ષ જ્ઞાનને જ સપ્રમાણ ગણે છે. આ જ્ઞાનની કલ્પનાને અનુસરી દૃશ્યમાન જગતના નિયમો અનુભવસિદ્ધ જ્ઞાનથી શોધવા અને તેમનુ એકીકરણ કરવું એ જ્ઞાનનો પરમ આશય છે.

આ વિજ્ઞાનદૃષ્ટિથી લાભ શું છે? પૂર્વે આ પ્રમાણે શોધ થઈ નહતી? આ પ્રશ્ન સહજ ઉદ્ભવે છે. એ વિષે એટલુ કહેવુ જોઇએ કે જ્ઞાનની પ્રથમ અવસ્થામાં પ્રયોગસિદ્ધ જ્ઞાન ઘણું થોડુ હોય છે, કારણ કે અવલોકન પ્રયોગ અને શોધ તે માટે જોઇતાં સાધન હોતા નથી. આધુનિક સમયમા આ અડચણો દૂર થઈ છે. દૃશ્યમાન ભૌતિક જગતના પદાર્થોના ધર્મ અને તેમના અન્યોન્ય સબંધના નિયમોને જેટલું હાલમાં શોધવું રહેલુ છે તે પ્રાચીનકાળમાં નહતું. તે વખતના જ્ઞાનમાં કલ્પનાનુ પ્રાધાન્ય હતું એ આપણે સ્વીકાર્યા સિવાય ચાલે એમ નથી. જે વિષયોનો મુખ્ય આધાર કલ્પના મન તથા આત્મા ઉપર છે તેનું ખેડાણ ને વૃદ્ધિ વિશેષ જોવામાં આવે છે. ઍરીસટૉટલે જો કે પ્લેટોના કરતા વ્યાવહારિક સત્તા ઉપર વધારે લક્ષ આપ્યું અને પ્રાકૃતિક શાસ્ત્રોનો અવલોકન અને પ્રયોગથી અભ્યાસ કર્યો તો પણ તેના ગ્રન્થોમાં પદાર્થવિજ્ઞાનનાં સત્યોનું આધ્યાત્મિક શાસ્ત્રનાં તત્ત્વોથી નિરૂપણ થાય છે. આધિદૈવિક અને આધ્યાત્મિક શાસ્ત્રોથી નિર્ણય થએલા સત્યોનુ સામ્રાજ્ય ભૌતિક શાસ્ત્ર ઉપર હતું. આ પ્રમાણે

શોધો સ્વતન્ત્ર નહી હોવાથી તે આગળ વધી શકતુ નહી વિજ્ઞાનને પરતન્ત્રતામાથી છુટા કરીને તેના ઉપર વિશેષ ધ્યાન આપવાનો આગ્રહ બેકને કર્યો તેથી અર્વાચીન વિજ્ઞાનના પિતા તરી-કેની સંજ્ઞા તેને આપવામાં આવે છે. આધ્યાત્મિકશાસ્ત્રોના વિચાર ફળહીન નિર્થક છે અને વિશ્વનુ અવલોકન અને પ્રયોગથી અનુભવસિદ્ધ જ્ઞાન ઐહિક સુખ અને સામાજિક ઉન્નતિને માટે મેળવવુ જોઇએ એ બેકનનો સિદ્ધાંત હતો. વિજ્ઞાનનો અધિકાર આ પ્રમાણે અલગ નિશ્ચિત થયો તે અરસામાં અમેરીકાની શોધ, હોકાયન્ત્રનુ જડી આવવુ, કોપરનીકસ અને ગેલી-લીઓએ કરેલી ખગોળની નવી શોધો, દારૂગોળાની શોધ, મનુષ્યની ઐહિક સુખ તરફ વૃત્તિ એવા કેટલાક કારણથી બાહ્ય જગતના નિયમો શોધવા તરફ શોધકોનું ચિત્ત દોરાયુ.

નવા યુગનો આ વિચારપ્રવાહ ધીમે ધીમે પ્રબલ થતો ગયો અને સૃષ્ટિના પદાર્થ સંભવાદિના ધર્મ-ગુણ અને નિયમો વધારે ને વધારે શોધાતા ગયા. આ પ્રયોગસિદ્ધ જ્ઞાન અને પૂર્વે આધ્યાત્મિક શાસ્ત્રદ્વારા મળેલુ કલ્પનામય જ્ઞાનનો મુકાબલો થતા વિજ્ઞાન ઉપર શ્રદ્ધા વધતી ગઈ. અનુભવસિદ્ધ જ્ઞાન જ યથાર્થ જ્ઞાન છે અને તે જ્ઞાન મેળવવાના સાધન અને તેની પદ્ધતિ જ્ઞાનના બીજા પ્રદેશોમાં લાગુ પાડવી એવો મત દૃઢ થતો ગયો. આધ્યાત્મિક શાસ્ત્રો કલ્પિત છે, મનની તરંગ છે, એ વિચારથી તેમનો તિરસ્કાર થતો ગયો. વિશ્વનો એક પ્રદેશ પછી બીજો એમ દશ્યમાન જગતના પદાર્થસંભવાદિના નિયમો ગોધાયા અને તેમનો યન્ત્રવત્ ખુલાસો થયો. દેવનુ કર્તૃત્વ ધીમે ધીમે લોપ થતુ ગયુ અને કાર્યકારણની ભાવનાથી સર્વ બનાવોનુ ઐક્ય સિદ્ધ થયુ. વિજ્ઞાનની દૃષ્ટિથી સર્વ વિચાર રગાવા લાગ્યા. વિજ્ઞાને સંપાદન કરેલુ જ્ઞાન અપ્રમાણ ગણાયુ અને તેના જ્ઞાનની કલ્પનાથી સર્વ જ્ઞાનની યથાર્થતાની કસોટી થવા લાગી. કારણતાની ગૂઢતાને લીધે જ્યાં ઇશ્વરનુ કર્તૃત્વ આરોપવામા આવ્યુ હતુ અથવા કોઈ અદૃશ્ય સત્વ તેને નિયન્ત્રણ કરતુ હોય એમ ધારવામા આવતુ હતુ તેને બદલે યાન્ત્રિક નિયમાનુસાર ખુલાસો વધારે સંતોષકારક માલુમ પડ્યો, તેથી ઇશ્વર તેમ જ અતગચ રૂપ કોઈ તત્વના અસ્તિત્વની જરૂર નિરર્થક અને કલ્પિત લાગે એ સ્વાભાવિક છે. જ્ઞાનના આર-ભમા વિશ્વની એકતા જે મુખ્યત્વે કરીને કલ્પનામય હોય છે તેને ઠેકાણે વિજ્ઞાન આપણને સૃષ્ટિના પદાર્થસંભવાદિના સવિસ્તર અને અનુભવસિદ્ધ જ્ઞાનથી પ્રયોગસિદ્ધ એકતા આપે છે ઉત્ક્રાન્તિવાદ ગુરૂત્વાકર્ષણ અને ભિન્ન ભિન્ન શક્તિઓના પરસ્પર રૂપાંતરથી વિશ્વનુ ઐક્ય આપ-ણને જાણે કે પ્રત્યક્ષ જ્ઞાનથી મળે છે એમ લાગે છે.

આ પત્રમાં પ્રસિદ્ધ થએલા "વિશ્વરચના અને તત્ત્વજ્ઞાન" ના લેખ ઉપરથી સ્પષ્ટ માલૂમ પડે છે કે રા. વિજયલાલ વિજ્ઞાનના હિમાયતી છે અને તત્ત્વજ્ઞાન અને ઇશ્વરજ્ઞાનના દોષો સુધારવા વિજ્ઞાન સમર્થ છે એટલુ જ નહી પણ વિજ્ઞાનના સાધન-સંવિધાન-જ્ઞાનની કલ્પના આપણા મનનુ સંપૂર્ણ સમાધાન કરી શકે એમ છે. એમ એમનુ માનવું છે, અને વિજ્ઞાનની કુચી તેમના પ્રદેશમા લગાડીએ તો સર્વ મુશકેલીઓ દૂર થઈ જાય એમ માનવામાં આવે છે. ઉપર જણાવેલી કોમ્તની જ્ઞાનની ત્રણ અવસ્થા અને રા. વિજયલાલના વિચાર ઘણે અંશે મળતા આવતા હોય એમ લાગે છે અને જેને તે 'વિજ્ઞાનસિદ્ધ જ્ઞાન' કહે છે તે સર્વસ્વ છે એમ એમનું ધારવુ હોય એમ લાગે છે. આ પ્રસંગે વિજ્ઞાનની યોગ્યતા કેટલી છે તેનો આપણે નિશ્ચય કરીશુ.

રા. વિજયલાલ લખે છે કે "સેંકડો વર્ષ સુધી ઇશ્વરજ્ઞાનનું રાજ્ય નિર્વિવાદ અને સંપૂર્ણ હતું" ઇશ્વરજ્ઞાનનો અર્થ સુવ્યવસ્થિત અને શાસ્ત્રીય રીતે ઇશ્વરનું અસ્તિત્વ, તેના ગુણ અને સૃષ્ટિ સાથે તેનો સંબંધ, જીવાત્માનું સ્વરૂપ, અને ઇશ્વર સાથે એ કેવો સંબંધ ધરાવે છે વિગેરે પ્રશ્નોનુ નિરાકરણ-એનો જો ઇશ્વરજ્ઞાનમા સમાવેશ થતો હોય તો તે જ્ઞાનના આરંભની પ્રથમ અવસ્થા નથી. પણ જેને કૉમ્ત આધિદૈવિક ભાવના કહે છે તે અર્થમાં જો ઇશ્વરજ્ઞાન(Theology)ને લઇએ તો જ્ઞાનની શરૂઆતમાં દેવની ઇચ્છાને જ સર્વ બનાવો આધીન મનાય છે એ આપણે આગળ જોયું છે. વિશ્વના અદ્ભુત ચમત્કારથી ઉદ્ભવતા સાનંદાશ્ચર્યને લીધે તેનુ રહસ્ય જાણવાની ઇચ્છા સ્વાભાવિક રીતે થાય છે. ધર્મભાવના અને જ્ઞાનનું મૂળ આ મનોવૃત્તિ છે. તેથી જ્ઞાનના આરંભમાં જ્ઞાનના વિભાગ હોતા નથી અને સર્વ જ્ઞાનનું ઐક્ય હોય છે. ઇશ્વરજ્ઞાન તત્વજ્ઞાન અને વિજ્ઞાન મિશ્રિત હોય છે, પણ કાળક્રમે તેમના ભિન્ન ભિન્ન પ્રદેશ નિર્ણય થાય છે. જ્ઞાનના આરંભમાં કંઈ ક્રમ વ્યવસ્થા કે નિયમિતપણું હોતું નથી સર્વ સંભવો આકસ્મિક અને અગમ્ય છે એવી દૃઢ ભાવના હોય છે. અનંતતાથી થતો વિસ્મય અને કાવ્યકલ્પનાની પ્રબળતા એ પુરાણ ભાવના (Mythology) નુ મૂળ છે. તે પછીના યુગમાં શાસ્ત્રીય રીતે જ્ઞાન મેળવવાનો પ્રયત્ન થાય છે અને બુદ્ધિથી તત્ત્વનો નિર્ણય થાય છે.

પાશ્ચાત્ય દેશના તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં સેંકડો વર્ષ સુધી આ પુરાણભાવના પ્રચલિત હતી. ત્યાર પછી તત્વદૃષ્ટિએ પ્રવેશ કર્યો. ઇસ્વીસન પૂર્વે ૬૦૦ થી થેલ્સના વખતથી તે નીયો પ્લેટોનીસ એટલે ઇસ્વીસન ૨૦૦ વર્ષ સુધી તત્વજ્ઞાન યા આધ્યાત્મિક શાસ્ત્રનું સામ્રાજ્ય હતું. થેલ્સથી તે નીયો પ્લેટોનીસ સુધી ઇશ્વર વિષેનો વિચાર કવચિત માલુમ પડે છે. સ્ટોઇક્ અને એપીક્યુરીયનના દર્શનમા ઇશ્વર સંબંધી કઈ વિચાર સંભળાય છે પણ તેમની દૃષ્ટિ નીતિશાસ્ત્રથી નિર્ણીત થઈ હતી. આધ્યાત્મિક વિચારો આ યુગનું લક્ષણ છે અને તે સિદ્ધાંતથી પ્રાપ્ત થએલી દૃષ્ટિથી નીતિશાસ્ત્ર રાજ્યનીતિશાસ્ત્ર માનસશાસ્ત્ર ઇશ્વરજ્ઞાન પ્રાણવિદ્યા તેમ જ પદાર્થવિજ્ઞાનનાં સત્ય નિરૂપણ થાય છે. એરીસ્ટોટલની (Form and Matter) ફોર્મ અને મેટર આકાર અને તત્ત્વની આધ્યાત્મિક પ્રક્રિયાના સત્યથી બીજા સર્વ શાસ્ત્રનું જ્ઞાન નિશ્ચિત થાય છે. તેથી ઇશ્વરજ્ઞાન જે ઇશ્વર સંબંધી સુવ્યવસ્થિત અને શાસ્ત્રીય રીતનું જ્ઞાન છે તેનું રાજ્ય તત્વજ્ઞાન પછી શરૂ થાય છે. યુરોપના અંધકાર અને મધ્યકાળના યુગમાં ઇશ્વરજ્ઞાનનું રાજ્ય નિર્વિવાદ અને સપૂર્ણ હતું. ત્રીજી સદીમાં ક્રીસ્ચીઆનીટીના સિદ્ધાંત યૂરોપમાં પ્રસરવા લાગ્યા પણ ઍરીસ્ટૉટલ અને પ્લેટોના આધ્યાત્મિક વિચારો પ્રબળ હતા. તેથી ઉદ્ભવતો વિરોધ દૂર કરવાને અને તેમાંના સત્યોનો એકતા સાબીત કરવાના પ્રયત્નમાં ઇશ્વરજ્ઞાનની ઉત્પત્તિ છે. ઇશ્વરજ્ઞાનનુ સામ્રાજ્ય આવી રીતે ચૌદમી સદી સુધી ચાલ્યું ત્યાર પછી મનુષ્યનું મન ઐહિક સુખ તરફ દોરાયું અને તે વખતના મનોજોગોને અનુસરીને એકને બાહ્ય જગતના નિયમો શોધી કાઢવાનો ઉપદેશ કર્યો. આ યુગને આપણે વિજ્ઞાનનો યુગ કહી શકીએ.

"વિજ્ઞાન શાંત અને છુપી રીતે પોતાનો સ્વતન્ત્ર માર્ગ કરતું હતું." આપણે ઉપર જોયું છે કે આધ્યાત્મિક અને આધિદૈવિક કલ્પનાઓ વિજ્ઞાનના સ્વતન્ત્ર વિસ્તારમાં આડે આવતાં હતાં પણ યોગ્ય કાળે તેના સ્વતંત્ર વિકાસને માટે તેમના પ્રદેશ અલગ થયા આ ઉપરથી

તત્વજ્ઞાન અને ઇશ્વરજ્ઞાનના વિચાર શૂન્ય છે એમ ધારી શકાય નહી. રા. વિજયલાલ તત્વજ્ઞાનનું રાજ્ય મધ્યમ અવસ્થામા સ્થાપિત કરે છે પણ જે વખતે બાહ્ય જગતના નિયમ શોધવાનો આગ્રહ બેકને કર્યો તે જ અરસામાં ફ્રેન્ચ તત્વવેત્તા ડેકાર્ટે આંતર સૃષ્ટિની ઉન્નતિનો આરભ કર્યો. ડેકાર્ટનુ " Cigotoergosum " હુ ચિંતન કરૂ છુ તેથી મારૂં અસ્તિત્વ છે ' એ સૂત્ર ઘણુ મહત્વનુ અને અર્થસૂચક છે. ચેતન અને જડનો વિરોધ શરૂ થયો અને તેમનુ સમેલન કેવી રીતે કરવુ તે એક મહા પ્રશ્ન ઉદ્ભવ્યો. અર્વાચીન તત્વજ્ઞાનના પિતા તરીકેની સંજ્ઞા ડેકાર્ટને આપવામા આવે છે. અને તેનો વિકાસ અને વૃદ્ધિ તે સિદ્ધાંતથી શરૂ થાય છે જેવી રીતે બેકને બાહ્ય જગતના નિયમોના અભ્યાસ માટે ઉત્સાહ વધાર્યો તેની રીતે ડેકાર્ટે ચેતન તત્વની મહત્તા સિદ્ધ કરી અને સૃષ્ટિનુ સત્ શોધી કાઢવાની સુગમ પદ્ધતિ બતાવી આપી. બેકનના અનુયાયી તરીકે જેમ આપણે લોક કૉન્ડીનેક હેલવેશીયમ કોમ્ત અને સ્પેન્સર ગણી શકીએ તેમ ડેકાર્ટના અનુયાયીઓ સ્પિનોઝા વિમનીઝ કેન્ટ અને હેગલ છે. આની રીતે વિજ્ઞાનની વૃદ્ધિની સાથે જ તત્વજ્ઞાનની ઉન્નતિ થતી ગઈ.

" ઇશ્વર જ્ઞાન પોતાને માટે શ્રદ્ધાને લાગણીઓનો પ્રદેશ સ્વીકારી લે છે. અને તત્વજ્ઞાનને તે સત્યના શોધનો પ્રદેશ સોંપે છે " આ વિચાર વિજ્ઞાનની કલ્પનાના પરિણામ રૂપે છે. જ્યારે પ્રત્યક્ષ જ્ઞાન એ પ્રમાણયુક્ત છે ત્યારે ઇન્દ્રિયતીનીત એવુ કઈ તત્ત્વ નથી એ સ્વાભાવિક છે તેથી દસ્યમાન જગતના પદાર્થના ગુણ ધર્મનુ અવલોકન અને વર્ગીકરણ કરી તેમના નિયમો શોધવા એ વિજ્ઞાનનો અધિકાર છે તત્ત્વજ્ઞાનનો ઉદ્દેશ આ સર્વ કલ્પનાઓનુ એકીકરણ કરી તેમને વધારે વ્યાપક એવી કલ્પનામા મુકવુ એ કરે છે. પ્રત્યક્ષ જ્ઞાન એ ક્ષણિક વિજ્ઞાનથી પણ કોઇ નિત્ય તત્ત્વ સાબીત થઈ શકે નહી. વસ્તુસ્થિતિ આની રીતે છે ત્યારે ઇશ્વર જ્ઞાન હોય જ નહી કારણ કે ઇશ્વર એ એક અક્ષર નિત્ય તત્ત્વ છે તેથી ઇશ્વરનુ અસ્તિત્વ શ્રદ્ધા અને લાગણી આનુ ફળ હોય કારણ કે જે જ્ઞાનની કલ્પના આપણે પૂર્વે સ્વીકારી છે તેનો અવિરોધના નિયમાનુસાર વિચાર કરીએ તો બુદ્ધિપૂર્વક ઇશ્વરના અસ્તિત્વનો નિશ્ચય થઈ શકે નહીં. ઇશ્વરનુ જ્ઞાન શ્રદ્ધા અને લાગણીઓ ઉપર આશ્રિત હોય તો તે વધારે વખત ટકી શકતુ નથી, કારણ બુદ્ધિ ઇચ્છા અને લાગણી એ આપણા મનની ત્રણ સુસબદ્ધ શક્તિઓ છે. તેથી કાળક્રમે વિચારશક્તિનો જે સશય ઉદભવે તેનુ સમાધાન લાગણીથી થઈ શકતું નથી આનુ પરિણામ સશયાત્મવાદ યા નાસ્તિકતા આવે છે' તેથી ઇશ્વરનુ અસ્તિત્વ શ્રદ્ધા અને લાગણી ઉપર રાખવુ એ ભયકર છે અથવા તો આપણે પૂર્વે સ્વીકારેલી જ્ઞાનની કલ્પના ફેરવવી જોઇએ.

(અપૂર્ણ)

જિજ્ઞાસુ.

---

# વિલાસિકા.

( અનુસંધાન પૃ. ૩૪૦ થી. )

ભાષા, પદ્યરચના, કવિત્વ,—એ ત્રણ મુખ્ય અંગ કાવ્યનાં છે; ત્હેમાંથી વિલાસિકાની કાવ્યોની ભાષાનુ અવલોકન કર્યું. હવે પદ્યરચના વિશે થોડુંક બોલવાની જરૂર છે. આનન્દની વાત છે કે 'પારસીગુજરાતી' ના ભક્તોએ જે અપૂર્વ છન્દરચના ઊપજાવી કાઢીછે ત્હેનો સ્પર્શ મિ. ખબરદારે કર્યો નથી, અને શુદ્ધ ગુજરાતી સાહિત્યમાં સ્વીકારાયલા અને સ્વીકાર્ય છન્દ વગેરેમા જ પદ્યબંધ રચ્યાછે. પારસી ગુજરાતી છન્દો ગુજરાતી ભાષાના બંધારણને પ્રતિકૂળ હોઈ હાસ્ય ઊપજાવનાર બનેછે ત્હેનુ કારણ સ્પષ્ટ છે. ગુજરાતી છન્દનું બંધારણ સ્વરની લઘુગુરુતામૂલક માત્રા ઉપર મુખ્ય આધાર રાખેછે અને પારસી ગુજરાતી છન્દો એ તત્ત્વનો અનાદર કરી, માત્ર એક પ્રકારના તાલનુ અધકચરું સેવન કરવા જતાં, ફારસી છંદ અને અંગ્રેજી છંદરચના,—જે બંનેના મૂળતત્ત્વ કેવળ જુદા જ પાયા ઉપર છે,—ત્હેનો મરડ કરી નાખી આવો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ દશાને પામેછે.

વિલાસિકાની પદ્યરચના—ઉપર વિરલ પ્રસંગે છન્દદોષ ( ગુરુને લઘુ અને લઘુને ગુરુ કરવાનો ) બતાવ્યોછે તે બાદ કરતા—સરલ, સુશ્લિષ્ટ, અને શ્રવણને સુખદ છે. એ ગુણ પારસી લેખકની કૃતિમા વિશેષ અભિનન્દનીય છે.

પરન્તુ પદ્યરચનાના બીજા એક સ્વરૂપનુ ખાસ અવલોકન કરવાની જરૂર છે;—તે છન્દોની યોજના. મિ. ખબરદારે વિલાસિકામા આશરે ૭ એક નવા છન્દ યોજ્યા છે તે નીચે પ્રમાણે —

| | | |
|---|---|---|
| (૧) ધ્વનિત | (૪.) મોહક | (૭.) ઘટિકા |
| (૨.) અદલ છંદ | (૫.) દિવ્ય | |
| (૩.) તોટકમણિ. | (૬.) મિશ્રહરિગીત | |

છલ છલ કરી
ઉર ગાનમા છલકાવજે !

આમ કડકા પાડેવાને મૂળ ક્રમમા ગોઠવતા—

ઓ મેઘ ! વૃષ્ટિ લાવજે ! પશુ પર્ખીને હરખાવજે !
તુજ રવ ભરી છલ છલ કરી, ઉર ગાનમા છલકાવજે !

આ મૂળ હરિગીતના બે ચરણ બનીને ઊભા રહેછે તેથી આ છન્દને નવીનતાનો હક આપી નવુ નામ આપવાની જરૂર જણાતી નથી, અને ઉપર કડકા પાડીને રચના મૂળ અપૂર્વતાનો દેખાવ આપવો તે પણ વાજબી નથી યમકને લીધે-મૂળ યતિથી પડતા વિભાગ ઉપરાત-કાઈક વિશેષ વિભાગ થાયછે તે સ્વીકારતા પણ જુદો છન્દ થવા જેટલી સામગ્રી ઉત્પન્ન નથી થતી એમ લાગેછે માત્ર—

" કવિ અન્તરે કદી શુષ્કતા આવી વમે,
*નિરસ કદરહિણુ જગતથી મદ જ થમે "

એ પ્રકારના બબ્બે ચરણો ઉપરના પ્રકારની રચના પછી આવ્યાછે તે હરિગીતના પૂર્ણ ચરણથી સ્હેજ જુદા બનેછે. પરતુ હરિગીતના ચરણમાથી પ્રથમના સાત માત્રાના એક કડકાનો લોપ કરીને આ ચરણો રચેયાછે–ત્હેમા ખાસ વિલક્ષણતા નથી

( કવિ અતરે ) કવિ અતરે—એમ બે વાર વાચતા પૂરુ ચરણ હરિગીતનુ બની સકશે આટલી જ વિલક્ષણતા નવીન તરીકે સ્વીકારાય પરતુ તે ઉપરાત એક ચરણના યતિમૂલક ચાર પાચ કડકા કરવાની યોજનાને વિલક્ષણતાના બીજ તરીકે બતાવવુ તે તો ન્યાય્ય નથી.

આ પ્રકારના 'નવા છદ' બનાવવાનો ખેલ એક મ્હારા અભ્યાસકાળના વૃત્તાન્તનુ સ્મરણ કરાવેછે. અમદાવાદ હાઇસ્કૂલમા એમ મ્હારો મહાધ્યાયી હતો તે કસરતશાળામા કસરતના નવા નવા 'દાવ' શોધી કાઢતો હતો, parallel bars ઉપર બે હાથ અમુક રીતે મૂકવા, વળી કેવળ નજીવો ફેરફાર કરી જુદો ક્રમ રાખવો વગેરે–કેવળ ગમ્મત ખાતર જ હાસ્યજનક ફેરફારને નવા 'દાવ'નુ નામ એ આપતો હતો. ઉપરની નવી છન્દયોજના તે કાઇક હાવો જ ખેલ બનેછે, વસ્તુગત ભેદને અભાવે જુદા જુદા સ્નાયુને જુદી જુદી રીતે કસવાથી વિકાસ આપવાના ધોરણ ઉપર જ જુદા જુદા 'દાવ' બની સકે, તે જ પ્રમાણે છન્દના અન્તર્ગત બધારણમા હેવો ફેરફાર થાય કે તેથી શ્રવણ ઉપર સુન્દરતાની છાપમા પણ ફેરફાર થાય,-ત્હારે જ નવીનતાનો હક છન્દને મળે બાકી તો આભાસ જ ગણાય.

---

* 'નીરસ' અને 'હીણુ (હીન)—એ ખરા રૂપ છે તે સસ્કૃતના પૂર્ણ જ્ઞાનના અભાવને લીધે જ ન જાણીને આ પ્રયોગ થયા જણાયછે

પરતુ કેવળ નવીનતાનો હક કરનારા છન્દો તપાશિયે. ધ્વનિત, અદલ, તોટકમણિ, મોહક, અને દિવ્ય એ સર્વ નવીન છદોં વિશે (મિ. ખબરદારે પૃ૪ નીચે આપેલી તે તે ટીપો ઉપરથી જણાય છે કે) એક અપૂર્વ સ્વરૂપ હેમણે જોયુછે. અગ્રેજી ભાષામાના છદ અથવા કોઇ કાવ્યની ઢબ ઉપરથી, અથવા હેને મળતાં સ્વરૂપના, નવીન છદો યોજ્યાછે એમ આશય જણાયછે. આ વિશે સામાન્ય ટીકા એક એ કરી સકાય કે અગ્રેજી છદનુ બીજ accent અને એ પ્રકારની યોજનામા છે, અને ગુજરાતી છદનુ બીજ સ્વરની લઘુ-ગુરુતાના તત્વમા છે, એ બને બીજમા કોઇ પણ રીત્યનુ સરખાપણું કે સમાન અશ સભવી સકે નહિ—અને તેથી આ પ્રકારનો દાવો કરવો એ શી રીતે તે કળી સકાતુ નથી તાલની સખ્યા અને યતિને લીધે જે accent જોડે સમાનતાનો ભાસ માત્ર થાયછે તેથી છેતરાઈને આ પ્રકારનુ સામ્ય નજરે પડતુ હશે એમ લાગેછે

હવે પ્રત્યેક નવા છદ તપાશિયે.—ધ્વનિત છદ વિશે મિ. ખબરદાર પોતે જ કબુલ છે કે હેના ચરણનુ માપ—'ભ્રમરાવળી' છદનુ છે. તો પછી માત્ર sonnetની પેઠે ૧૪ ચરણ, અને અન્ત્ય યમકની ગોઠવણ,—એટલા ઉપરથી હેને નવીનતાનો હક આપવો વાજબી નથી. Sonnet અને ધ્વનિતમા તાલ માપની સમાનતા બતાવવાનો પ્રયત્ન કર્યોછે. પરતુ તત્વરૂપે સમાનતા નથી જણાતી જરાક વધારે વિગતમા ઊતરિયે અગ્રેજી sonnetની રચના Iambic pentameterની છે, અર્થાત્ પ્રથમ અસ્વરિત (unaccented) અને બીજી સ્વરિત (accented) હેવી બબ્બે વર્ણશ્રુતિ (syllable) વાળા પાચ ગણનું એક એક ચરણ હેમા હોયછે નીચે પ્રમાણે —

To one/who has'/been long'/in cit'/y pent'.

હવે મિ ખબરદાર પણ કબુલ કરશે કે આપણી ગુર્જર છન્દની રચનાનો આધાર સ્વરની લઘુગુરુતા ઉપર છે, સ્વરિતત્વ (accent) ઉપર નથી પરતુ હેમનો આશય કાઇક એમ જણાયછે કે માત્રાઓની ગણના કરી સ્વરિતત્વને ઠેકાણે આપણા છન્દ શાસ્ત્રના તાલ લઈશુ તો અગ્રેજી તથા ગુર્જર છદોને સમીપ આણી સકાશે આ ધોરણે એઓ ઉપરની પક્તિની માત્રાગણના નીચે પ્રમાણે કરતા જણાયછે —

| | | | | |
|---|---|---|---|---|
| । | । | । | । | । |
| ટૂ વન્ | હૂ હૅઝ | બીન્ લૅાગ્ | ઇન્ સી | ટી પેન્ટ્ |
| ૨ ૨ | ૨ ૨ | ૨ ૨ | ૨ ૨ | ૨ ૨ |

અને આ માત્રાપ્રમાણ તથા તાલસ્થાનવાળો ગુર્જર છદ ભ્રમરાવળી હેમને જડી આવ્યોછે —

| | | | | |
|---|---|---|---|---|
| । | । | । | । | । |
| ધરતી | જગની | મનમો | હનસુ | દગતા |
| ૧૧૨ | ૧૧૨ | ૧૧૨ | ૧૧૨ | ૧૧૨ |

અને આ દેખાતા સામ્ય ઉપર હેમનુ 'ધ્વનિત' નુ ચણતર મૂકાયુછે

પરંતુ કોમાં મુખ્ય બે સ્ખલન જણાય છે. પ્રથમ તો ટ વન્ ઇત્યાદિ ગણોમાં દરેક સ્વર
૨ ૨
ની બબ્બે માત્રા ગણીછે તે નિરાધાર છે. અંગ્રેજી Iambic છંદમાં માત્ર સ્વરભાર ગણની બીજી શ્રુતિ ઉપર હોઈ ગણમાંના સ્વરો લઘુ પણ હોય અને ગુરુ પણ હોય એમ અનિયમ છે. ઉપરના જ દૃષ્ટાન્તમાં ટ એમ દીર્ઘ માની બે માત્રા ગણવાનું કશું કારણ નથી. એ વાસ્તવિક રીતે એક જ માત્રાની વર્ણશ્રુતિ છે. એમ અન્યત્ર પણ જોવું. આ રીતે પ્રત્યેક ગણની ચાર ચાર માત્રા એ કલ્પના નિરાધાર થઈ તે ઉપર રચેલી દલીલ ભાગી પડેછે. બીજું, કાંઈક આ કારણથી જ–Iambicના ગણમા સ્વરની માત્રાઓના અનિયમને બળે જ અથવા બે બે માત્રાની બે શ્રુતિનો ગણ સ્વીકારતા પણ,–એ Iambicના ગણમાંના પ્રથમ સ્વરની બે માત્રાની સ્હામે ભ્રમરાવળી છંદના ગણમા પ્રથમ બે લઘુ સ્વર આવવાથી શ્રવણ જુદા જ પ્રકારનુ બની જઈ રચના બદલાઈ જાયછે, અને તેથી અંગ્રેજી છંદનો ધ્વનિ આ ગુર્જર છંદમા ઊતરતો નથી; અને તલથી મળતી મઝ નકામી થઈ પડેછે.

અંગ્રેજી છંદ આપણી કવિતામાં ઊતારવાનો પ્રયત્ન શી રીતે વ્યર્થ નીવડેછે તે બતાવવાને આટલું વિગતમાં ઊતરવુ પડ્યું. અંગ્રેજી તથા ગુજરાતી છદનાં પ્રાણભૂત તત્ત્વ વચ્ચે મૂલગત ભેદનું પરિણામ જેમ અંગ્રેજી છન્દ ગુજરાતી આણવાની અશક્યતામાં આવેછે તેમ જ–અથવા તેથી પણ વિશેષ રીતે–ગુજરાતી છંદ અંગ્રેજીમા આણવાની અશક્યતામાં પણ દર્શન દેછે. આ ઉત્તરોક્ત પ્રયત્ન કે'વો હસનીય થાયછે તે સર્વને અનુભવગમ્ય છે.

આમ બંને છન્દઃશાસ્ત્રના સ્વરૂપભેદના પરિણામે નીપજતી અન્યોન્ય વિનિમયની અશક્યતા છતાં એટલું સ્વીકારવુ પડશે કે sonnetનુ કાંઈક પણ અનુકરણ જો થઈ સકે તો મિ. ખબરદાર એ પ્રયત્નમાં અત્યાર સુધી બીજા કેટલાક પ્રયત્ન કરનાર આધુનિક કવિયો કરતાં સારી રીતે સફળ થયાછે. રા. મણિશંકર ભટ્ટ, રા. બ. ક. ઠાકોર વગેરે કેટલાક વિદ્વાનોએ શિખરિણી, શાર્દૂલવિક્રીડિત, મન્દાક્રાન્તા, પૃથ્વી–ઇત્યાદિ ગમે તે વૃત્તોનાં માત્ર ૧૪ ચરણ કર્યાં એટલે અંગ્રેજી 'સૉનેટ'નુ સ્વરૂપ આવી ગયુ એમ ગણી જે પ્રયાસ કર્યાછે તે 'સૉનેટ'ના તાત્ત્વિક સ્વરૂપને સ્પર્શ પણ ના કરતા કેવળ ચરણની સંખ્યાના એક ગૌણ અંશને જ વળગવાથી અર્થહીન અને કાંઈક હાસ્યજનક નીવડ્યાછે એમ સર્વ છન્દઃશાસ્ત્રરસિક જનને લાગેછે; ત્હારે મિ. ખબરદારની આ 'ધ્વનિત' ની યોજનામાં 'સૉનેટ' ના તત્ત્વભૂત અંશોનું વિશેષ અનુકરણ હોવાને લીધે હેમની યોજનાને છેક હસી કઢાય એમ નથી. ઉપર બતાવ્યું તેમ માત્રા વગેરેની ઊતારણીની અશક્યતાને લીધે જે મહત્ત્વનુ અંતર બંને છન્દોમાં રહે છે તે તો ભુલવાનુ નથી જ. તોપણ, ચરણની સંખ્યા, ચરણોમાં યમકના ક્રમની યોજના—અને તે સફોરોલ યોજના—અને છન્દના બંધારણમાં કાંઇક પ્રૌઢિ—એ સર્વ ગુણોને લીધે 'ધ્વનિત'નો સત્કાર કરતાં આચકો ઓછો આવશે. 'ધ્વનિત' એ નામની યોજના પણ sonnet શબ્દ જોડે અર્થમાં તેમ જ હેના શબ્દધ્વનિમાં મળતાપણાને લીધે સુરચિયુક્ત તથા સુભગરૂપ બનીછે. માટે આ નવા છન્દની યોજના બાબત મ્હેં બતાવેલા વાંધા છતાં એ માટે મિ. ખબરદારને કાંઇક ધન્યવાદ આપવાને અડચણ નથી.

અદલ છંદ તપાસતા જણાશે કે પ્રથમનાં ત્રણ ચરણ તોટકથી અભિન્ન છે, માત્ર ચોથુ ચરણ તોટકના અડધા ચરણને એક ગુરુ ઉમેરી અટકાવી દીધુછે. હાવાં ચાર ચાર ચરણના બે ઝુમખાંનો એક શ્લોક ગણ્યોછે. અને ચોથા અને આઠમામાં અન્ત્ય યમક સાધ્યોછે. આ એક રચનાન્તર છે. પણ છન્દના તત્ત્વમાં બહુ ફેરફાર નથી. અને અંગ્રેજી ઢબનો અંશ અસભવિત છે. તોટકમણિમા તો નવીનતા માત્ર અન્ત્ય યમકની ગોઠવણમા જ છે, એમ મિ. ખબરદાર પોતે જ સ્વીકારેછે. પ્રથમ અને ચોથાં ચરણ યમકિત, અને બીજાં અને ત્રીજા યમકિત; આટલા ઉપરથી નવો છન્દ ઠરાવવો એ જરાક હસવા જેવું બનેછે. ટેનિસનના In Memoriam ની રચના જોડે હાને સરખાવવામાં પણ યમકની આ ગોઠવણ ઉપર જ બધો હક કર્યોછે. એટલા ઉપરથી છન્દનુ સામ્ય ઠરાવવું એ સાહસ છે. તાલની સંખ્યા બનેમાં સરખી આવેછે એ સામ્યથી છેતરાવાનુ નથી.

મોહક છદમા પણ અંગ્રેજી છંદનુ સામ્ય માત્ર આભાસમૂલક છે, તાત્ત્વિક નથી. અને યોજના ગુજરાતી છદોમાં સહજ ફેરફારથી નિષ્પન્ન થયેલીછે.

દિવ્ય છદ—આ માત્ર કાંઈક નવીન યોજના છે. પન્તુ તે માટે અંગ્રેજી છંદની ઢબ ઠરાવવી એ આવશ્યક પરિણામ નથી. અનેક ગરબીઓ, ગીતો, પદો, વગેરે આપણામાં યોજાયછે, હેમા માત્રા અને તાલના નિયમને વશ રચના હોયછે. તેમ આ પણ છે. વિશેષ કશું નથી.

આ સાત 'નવીન' છદો શિવાય બીજી કેટલીક રચનાઓ ગોઠવણમાં ફેરફારને લીધે વિલાસિકામાં નવીન રૂપે આવેલીછે. 'ઉપ-વસંતતિલકા' તે 'હૃદયવીણા' માંના ઉપજાતિ વસંતતિલકાથી' જુદો નથી. માત્ર નામ જુદુ રાખ્યુંછે. પરંતુ ઉપજાતિ-વસંતતિલકાથી જે છન્દનુ ખરુ સ્વરૂપ સૂચવાયછે તે ઉપવસંતતિલકાથી નથી થતું. નામ ફેરવવાનો હેતુ સમઝાતો નથી

'આશાદેવીનુ ગાન'—(પૃ. ૧૮૯) એ કાવ્યને 'ગરબી' નામ આપ્યુંછે. કોઇ પરિચિત 'ગરબી' ના ઢાળમા પરિપૂર્ણ રૂપે આ સમાતી નથી. રચના તપાસતાં જણાયછે કે 'ઓધવજી સંદેશો કહેજો સ્યામને'—એ ગરબીનાં ચરણમાં થોડોક ફેરફાર કરીને આ 'નવી' ગરબી રચીછે. પરંતુ એ ફેરફારથી ગેયતામાં વિશેષતા શી સધાયછે તે સમઝાતું નથી. મ્હારી અલ્પમતિમાં તો કાંઇક ગેયતામાં (તાલને સંબન્ધે ખાસ) ક્ષતિ આવેછે. ચરણો તપાસતાં જણાશેઃ—

"મ્હારી મીઠી મીઠી વાત સુણો રે માનવી"

અહિ 'મ્હારી' એ પ્રથમની ચાર માત્રા ટાળીશું તો—

મીઠી મીઠી વાત સુણો રે માનવી

એ અને—

ઓધવજી સંદેશો કહેજો સ્યામને

એ માપમા પૂર્ણ રૂપે ઊતરશે અહિ 'મ્હારી' એ ચાર માત્રા આરમ્ભમા ઉમેરેલી મ્હારા શ્રવણને તો નડતરરૂપે લાગી ગેયતામા ક્ષતિ કરેછે

પ્રત્યેક કડીમા પ્હેલી તથા ત્રીજી પક્તિ આ પ્રકારની છે (ચાર માત્રા આરમ્ભમા કઠગી ન્હોડેલી), અને બીજી તથા ચોથી વળી એથી વધારે વિચિત્ર છે—

"મ્હારુ ભુવન બધુ બ્રહ્માડ વરુ વખણાય"

અહિ આરમ્ભમા 'મ્હારૂ' એમ ચાર માત્રાની વરસોળી વધારીછે, અને અતની બે માત્રાનુ અગ કાપી નાખી પદરચનામા વ્યગતા પણ આણીછે બીજુ ફળ જણાતું નથી.

ભુવન બધુ બ્રહ્માડ વરૂ વખણાય જો—

આમ વાચતા 'ઓધવજીના સદેશા'નુ સુપરિચિત માપ ઉદ્ભૂત થશે આમ અગ ક્ષતિ અને અઘટિત વધારા કર્યાથી માધુર્યનુ તત્ત્વ કિયુ સચવાયછે તે સમઝાતું નથી આ ગરબી વિશે કોઇ પણ પ્રકારનો ખુલાસો મિ. ખબરદારે આપ્યો નથી તેથી હેમના કારણો વિશે અજ્ઞાન ગ્હીને જ ઉપરની ચર્ચા કરવી પડીછે

કાવ્યગુણમા મધુરતાવાળુ 'હાલરડુ' (પૃ. ૫૪) એ ગીતની ચાલ બતાવી નથી પરતુ ધ્રુવ પદનુ બાહ્ય સ્વરૂપ બાદ કરતા એકદર ગ્ચના 'અજનીગીતની ચાલ' જે પૃ ૮૯ મે 'ત્યાગ' નામના કાવ્યમા બતાવીછે તે જ હામા સમાયછે પૃ ૯૨ મા 'ત્યાગમા રાગ' એ કાવ્યની ચાલ બતાવી નથી પણ હેની પૂર્વ જ આપેલા 'અજનીગીતની ચાલ' ઉદ્દિષ્ટ જણાયછે તેમ પ્રત્યક્ષ છે પ્રેમમદિર' (પૃ. ૧૨૨) એ કાવ્યને 'ગરબી' કહીને જ સતોપ માન્યોછે કેઈ ચાલની તે બતાવ્યુ નથી પરતુ ગરબીની ગ્ચના મધુર અને રસિક સ્વયપ્રકાશ છે અને બે જાતની ગરબીનું મિશ્રણ સુદરતાથી થયુછે આ ગરબીનુ લલિતસ્વરૂપ સર્વ રસિકજનો સ્વીકારશે.

વસતદૂત (પૃ. ૧૨૪) ની 'ગરબીની ચાલ—સુપ્રસિદ્ધ છે 'અનમેલી રે અમે માત'—તે ખરુ, પણ નિર્દિષ્ટ કરી હોત તો અડચણ નહોતી.

'પ્રેમતરગ' (પૃ ૩૫) ને 'લાવણી' એમ નામ અને 'સધ્યાને અરજ' (પૃ. ૧૫૭) ને 'લાવણ્યમયી' એમ નામ આપ્યુછે એ ભેદ શા માટે ગમ્યોછે તે સમઝાતુ નથી. બને લાવણીઓ જ છે 'પ્રેમતરગ તે મણિલાલ ન. દ્વિવેદીના ઉત્તરચરિતમા પ્રથમ દર્શન દેનારી અને હેમની અપૂર્વ તથા સુન્દર લાવણીના સ્વરૂપની છે અને 'સધ્યાને અરજ' તે સામાન્ય લાવણીના સાદા સીધા ચરણોવાળી ગ્ચના છે 'લાવણી' એ ખરુ જોતા એક જાતનું તાલનુ જ સ્વરૂપ છે હ્હેના આવર્તનમા અનેક પ્રકારના ફેરફાર થઈ સકેછે, અને એક છેડે ગ્રામ્યતાના સસ્કારથી અરુચિ ઉત્પન્ન કરનારી રચનાથી માડી, ક્રમે ક્રમે સુન્દરતાના સ્વરૂપ સધાઈ-બીજે છેડે અનુપમ લાવણ્ય પ્રગટાવનારી રચનાના પ્રાદુર્ભાવ

થાયછે. સ્વર્ગસ્થ ભીમરાવની ' લાવણ્યમયી ' નું સ્વરૂપ રસિક વર્ગથી અજાણ્યું નથી. અને એ સુન્દર રચનાને 'લાવણી ' એ નામ જોડે બંધાયલા ગ્રામ્યતાના સંસ્કારથી અસ્પૃષ્ટ રાખવા માટે જ ભીમરાવે 'લાવણ્યમયી' નામ યોજ્યું હતું. એ નામનો આરમ્ભ હેમની એ રચનાના વખતથી જ હોઈ-પછીથી પ્રચારમાં એ સુન્દર નામ આવ્યુંછે. તે નામ 'સંધ્યાને અરજ' એ કાવ્યની સાધારણ ' લાવણી 'ની રચનાને આપવું ઉચિત નથી લાગતું.

નવીન છન્દરચનાનો આભાસ માત્ર છે હેવું ઉદાહરણ "છેલ્લી સલામ" એ કાવ્યમાં છે (પૃ. ૧૯૬). 'રેખતો' એમ નામ તો મૂક્યુંછે, ને તે બરોબર જ છે. પરંતુ પંક્તિયોની ગોઠવણમાં કેવળ દેખાવ અપૂર્વતાનો હોઈ અપૂર્વતા કશી નથી. ચાર ચાર ચરણની બે કડીઓની એક કડી બનાવી છે, અને પ્રથમનાં ચાર ચરણને બબ્બે ચરણો એક સાથે છાપી ચારનાં બે ચરણનો દેખાવ મૂકયોછે. આમ ગોઠવવાનો હેતુ સમઝાતો નથી, તેમ જ એથી કોઇ પ્રકારની રસિકતાની નિષ્પત્તિ પણ નથી થતી.

રેખતો એ ખાસ * છન્દ નથી, અને હેનો બાંધો હેવો છે કે (અક્ષરમેળ છન્દો કરતાં પણ વધારે સરલતાથી) કોઇ પણ રાગમાં ગાઈ સકાય, અને રાગ અને છન્દ એ બેનાં સ્વરૂપનિયામકતત્ત્વ જ જુદાં છે એ વાત મિ. ખબરદાર ભૂલી જતા જણાયછે. પૃ. ૫ મે ફૂટનોટમાં એઓ લખેછેઃ—"આ રેખતા ગઝલ હમીર કલ્યાણમાં પણ ગવાયછે." અહિં 'પણ' શબ્દનો હેતુ શો ? 'રેખતો' તે રાગ? એમ હોય તો તે કેવળ અર્થહીન વાત છે. હમીર કલ્યાણમાં જ નહિં પણ કોઇ પણ કલ્યાણમાં, ભૈરવીમાં, સોરઠમાં, કાફીમાં,—વગેરે અનેક રાગમાં રેખતો ગાઈ સકાય એ વાત સર્વ સંગીતતત્ત્વ જાણનારને અજાણી નથી. રાગનું સ્વરૂપ વિસારે મૂકવાની આ રીતને પરિણામે જ પૃ. ૨૮ મે "ભૈરવી ગઝલ" એમ નામ આપેલું જણાયછે, અને પૃ. ૬૩ મે 'રાગ પ્રભાત' એમ નામ આપવાને વિશે પણ જરાક સંશય પડે હેવું છે.

(અપૂર્ણ.)

નરસિંહરાવ ભોળાનાથ.

---

* પૃ. ૧૩ મે મિ ખબરદારે રેખતાને ચિન્તામણિ છન્દ કહ્યોછે. પણ એ છન્દ જાણ્યામાં કે સાંભળ્યામાં આવ્યો નથી. પછી નવા છન્દ બની સકેછે તે વાત જુદી છે.



SIR CHARLES MALET

# પેશ્વાના દરબારમાં પ્હેલો ઇંગ્રેજ રેસીડન્ટ

## સર ચાર્લ્સ માલેટ

### પ્રથમ ભાગ.

### પૂર્વ વૃત્તાન્ત.

સર ચાર્લ્સ વોરી માલેટનો જન્મ તદ્દન ગરીબ કુટુમ્બમાં થયો હતો. તે આપબળથી જ ઉન્નતિને પામ્યો હતો. એના પિતાનું નામ રેવ્હરંડ એલેક્ઝાંડર માલેટ હતું. તેને ત્યાં માલેટનો જન્મ ઈ. સ. ૧૭૫૨ માં થયો. તે કાળ પ્રમાણે માલેટે થોડું શિક્ષણ લઈ પોતાની ગૃહસ્થિતિથી કંટાળી ઇસ્ટ ઇન્ડીયા કંપનીની નોકરી સ્વીકારી. તેની પોતાની વીસી પૂર્ણ થઈ ન્હોતી તે પ્હેલાં સ્વદેશ છોડી હીંદુસ્થાનમાં આવ્યો. અઢારમા સૈકાનો ઉત્તરાર્ધ હીંદુસ્થાનમાં ઇંગ્રેજોનું રાજ્ય સ્થાપિત કરનાર સાહસિક બુદ્ધિશાળી, રાજકારસ્થાની પરાક્રમી અને ભાગ્યશાળી પુરૂષોનો આગમન કાળ હતો. સર માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન, સર જોન માલકમ, સર ટોમસ મનરો આદિ વીર અને મુત્સદ્દી પુરૂષોનું આવવું આ સૈકાના અંતભાગમાં થયું. આ વીર પુરૂષોએ હીંદુસ્થાનમાં વિશેષ કરી પશ્ચિમ હિન્દુસ્થાનમાં, આંગ્લરાજસત્તાનું ધ્વજારોપણ કર્યું. પરંતુ તેનો ખરો ઉપક્રમ તેમની પૂર્વ મોસ્ટીન, એપટન, હોર્નબી, માલેટ, ફોર્બસ ઇત્યાદિ મુત્સદ્દીઓએ કર્યો હતો. મ્હોટા માધવરાવ પેશ્વાના સ્વર્ગવાસ પછી મરાઠી રાજ્યમાં જે ગૃહકલહ થયો અને નારાયણરાવ પેશ્વાનો વધ થતાં પુના દરબારમાં જે ફાટફુટ થઇ તેનો લાભ તત્કાલીન ચતુર અને દૂરદર્શી ઇંગ્રેજોએ લઈ મરાઠાઓના રાજ્યકારણમાં કેવી રીતે પોતાનો ચંચુ પ્રવેશ કર્યો અને યુક્તિપ્રયુક્તિથી મહત્વ વધારી પોતાનું હિત કેવી રીતે સાધ્યું તે ઇતિહાસ પ્રસિદ્ધ છે.

શ્રી માલેટ હીંદુસ્થાનમાં પ્રથમ કેવા અમલદાર તરીકે આવ્યો અને તેણે પ્રથમ કયા કયા કાર્યો કર્યા તેની સારી માહીતી ઉપલબ્ધ થઈ નથી, તથાપિ તેની પશ્ચિમ હીંદુસ્થાનમાં ઈ. સ. ૧૭૭૦ માં પ્રથમ ઇસ્ટ ઇન્ડીયા કંપનીના મુંબઇના મુલ્કી ખાતાના કારકુનની જગ્યાપર નિમ્નોક થઈ હતી. ત્યાંથી તે ખંભાતના નવાબની દરબારમાં ઇંગ્રેજો તરફથી રેસીડન્ટ તરીકે ગયો. ઇ. સ. ૧૭૭૮ માં જે વખતે રાઘોબાદાદા પેશ્વાની સખત હાર આરાસ મુકામે થઈ અને તેના સૈન્યની નાશભાગ થઈ રહી તથા સખત ઘાણ સૈન્યનો નીકળી ગયો ત્યારે તે ઇંગ્રેજની મદદ માટે સુરત જવાને પ્રથમ ખંભાત બંદર આવ્યો. આ વખતે ખંભાતની ઇંગ્રેજી ફેક્ટરીનો મુખ્ય અધિકારી તથા નવાબની દરબારમાં ઇંગ્રેજ તરફનો પ્રતિનિધિ માલેટ હતો. નવાબ તથા માલેટ તરફથી રાઘોબા દાદાને સારો આશ્રય મળ્યો. દાદાએ માલેટને તે વખતે કહ્યું —"તમે મ્હારા ખરા મિત્ર છો! તમે મ્હારા પિતા કરતાં અધિક ઉપકાર મ્હારા ઉપર કર્યો છે. બાજીરાવ પેશ્વાએ મને જન્મ આપ્યો, પરંતુ તમે તેનું

સરક્ષણ કર્યું અને તે સાથે મ્હારી આબરૂનો પણ બચાવ કર્યો।" ખભાતમા માલેટ ઘણા વર્ષ સુધી રહ્યો અને તે દરમીયાન તેણે ફારસી અને હીંદુસ્થાની ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો. ખંભાતથી તેની બદલી મુબઈ થતા મુંબઇના ગવર્નરના દુભાશીયા અને પ્રાઇવેટ સેક્રેટરીનુ કામ કરતો હતો અહીંથી તે જંજીરાના સીદી પાસે કાઈ રાજ્યકારણ પ્રસંગે શિષ્ટાચાર માટે ગયો હતો. આ પ્રમાણે દિનપ્રતિદિન માલેટની યોગ્યતા મુબઇ સરકારના રાજકીય ખાતામા અધિકાધિક વધતી ગઇ અને તે સારી પ્રસિદ્ધિ પામ્યો.

ઇંગ્રેજ અને મરાઠાઓની વચ્ચેનુ પ્રથમ યુદ્ધ પૂર્ણ થતા તા. ૧૭ માર્ચ ઇ સ ૧૭૮૨ મા મહાદાજી સિધિયાના મધ્યસ્થપણાથી સાલ્પા મુકામે બન્ને પક્ષ વચ્ચે તહ થયો. આ પછી મરાઠાઓ સબધી રાજ્યકીય કાર્યો સિંધિયા મારફત ઇંગ્રેજોને કરવા પડતા પરતુ ઉત્તર હીંદમા નવીન મુલક પાદાક્રાત કરવામા અને દિલ્હીના બાદશાહ તથા રજપુત રાજાઓ પર પોતાનું વર્ચસ્વ સ્થાપવામા સિંધિયા ગુંથાયલો હોવાથી ઇંગ્રેજોને પુનાના રાજકારોબાર જોવા પોતાનો સ્વતત્ર વકીલ રાખવાની આવશ્યકતા દેખાવા લાગી. ઇંગ્રેજો તરફથી કર્નલ એપટન, મોસ્ટીન ઇત્યાદિ વકીલો પુનાના દરબારમાં વખતો વખત ગયા હતા. તથાપિ એટલા વખત સુધી કાયમનો વકીલ પુનામા રહેતો નહોતો. સાલપાના તહ પછી મરાઠા દરબારમા, ફીરગી, ફ્રેન્ચ, ટીપુ અને નિઝામ ઇત્યાદિ પરરાષ્ટ્રો સાથે ચાલતી મસલતો ખાતર, પોતાના હિત વિરૂદ્ધ જે કાઈ ખટપટો ચાલે તેનો વખતો વખત પ્રતિકાર કરવા તથા તેની પર નજર રાખવા ઇંગ્રેજોને પોતાનો કાયમનો વકીલ રાખવાની અગત્ય જણાઈ. મરાઠા દરબારના મુખ્ય મુત્સદ્દી નાનાફડનવિસે ઘણા દિવસ સુધી ઇંગ્રેજોના યુરોપીયન વકીલનો પુના દરબારમા પ્રવેશ થવા દીધો નહી પરતુ મહાદાજી સિંધિયાનો ઉત્તરહીંદમા દિવ્ય અભ્યુદય અને સ્વસત્તા વધારવાની ઉગ્ર આકાક્ષા, તેની સાથે ટીપુ અને ફ્રેન્ચની ભીતિપ્રદ ચળવળ જોઇ, તેને ઇંગ્રેજોને પોતાના પક્ષમા રાખવાના હેતુથી ઇંગ્રેજ વકીલને પુનામાં રાખવા દેવાની પરવાનગી આપવી પડી. પુના દરબારની આજ્ઞા આવતા જ કલકત્તાના કામચલાઉ ગવરનર જનરલ મી. મેકફરસને મુંબઇ તરફના રાષ્ટ્રીય પ્રસંગોમા પ્રવીણ તથા મરાઠાઓની હીલચાલોનો પૂર્ણ માહીતગાર મી. ચાર્લ્સ માલેટની આ કામ માટે નિમ્નોક કરી.

માલેટ આ જોખમી જગ્યાને માટે યોગ્ય જ હતો, અને મુબઇના ગવરનર મી. બોડેમે ઘણા આનદથી માલેટની નિમ્નોકને અનુમોદન આપ્યુ. પરતુ સાલપાના તહથી ઇંગ્રેજોના મરાઠા સાથેની રાજખટપટો મહાદાજી સિધિયા મારફતે ચાલતી હોવાથી, પુના દરબારમા, સિંધિયાને અજ્ઞાત રાખી, બ્હારોબ્હાર વકીલ મોકલવાથી મહાદાજીને ક્રોધ આવશે ને કદાપિ પોતાને અપમાન થયુ સમજશે એમ વિચારી મહાદાજી સિંધિયાના અનુમોદન માટે માલેટને પ્રથમ તેની પાસે મોકલવાનું ઠર્યું પ્રાતની બરોબર હકીકત મેળવવા માટે માલેટની સાથે મુબઇ સરકારે, કેપ્ટન રેનોલ્ડસ નામના સર્વેયરને તથા ક્રુસો નામના ડાક્ટરને અને મદદગાર તરીકે વિલ્કિન્સનને મોકલ્યા. મહાદાજી સિંધિયાને મળી ત્યાથી કલકત્તા જવાનો

હુકમ માલેટને ઈ સ ૧૭૮૫ જાનેવારી તા. ૧૮ મીના દિવસે મળ્યો. માલેટ તા. ૨૭ મી જાનેવારીએ મુબઇથી નીકળી સુરત આવ્યો. સુરતમા ઘણા દિવસ રહી તેણે સિંધિયા, પેશ્વા અને ઇતર રજવાડાઓના પરવાના મગાવી ત્યાથી કુચ પર કુચ કરી ભરૂચ, મિયાગામ, વરોદડા હાલોલ બારિયા દાહોદ વિગેરે માર્ગોથી ઉજ્જેની ગયો ત્યાથી તુરાણા સારગપુર રાજગઢ રાઘોગઢ વગેરે રસ્તેથી ગ્વાલીયર ગયો. મહાદાજી સિંધિયા તે વખતે મથુરામા હોવાથી તે આગ્રા ગયો. આગ્રામા રાયાજી પટેલ નામે સિંધિયાનો સુબેદાર હતો. સિંધિયાની પૂર્વવત્ સૂચના મુજબ તેણે માલેટનો યોગ્ય સત્કાર કર્યો. માલેટે આગ્રામા રહી સર્વોત્કૃષ્ટ જગત્પ્રસિદ્ધ ઇમારત તાજમહાલ જોઇ ગૌઘાટ પરથી મથુરા ગયો તા. ૨૦ મી માર્ચ ઇ મ ૧૭૮૫ ને દિવસે સિંધિયાએ મ્હોટા ઠાઠમાઠથી તેની ભેટ લીધી સિંધિયા પાસે એન્ડરસન નામનો ઇગ્રેજ તરફનો પ્રતિનિધિ હતો તેની દ્વારા માલેટે દરબારમા ઇગ્રેજનો વકીલ રાખવા બદલ તેની પાટીલ બાવા (સિંધિયા) સાથે મત્ર ચલાવ્યો. સ્વતત્ર રીતે ઇંગ્રેજનો વકીલ પુના દરબારમા રાખી પોતાના મધ્યસ્થપણાની સત્તા કમી કરવાને ઇષ્ટ ન લાગ્યુ તે જ પ્રમાણે પેશ્વાનો પ્રધાન પણ આ વ્યવસ્થા કબુલ કરશે કે નહી એનો જ મશય હતો પાટીલ બાવાની સમજુતી કરી વકીલ બાબતની પરવાનગી લેવાનો એન્ડરસને પ્રયાસ કર્યો પુના દરબારને આ વ્યવસ્થા અનુકૂળ હોય તો પોતાની ના નથી એમ છેવટે સિંધિયાએ કબુલ કર્યું તે પછી સિંધિયાના લશ્કરમા રહેતા મોગલ બાદશાહ શાહઆલમની ભેટ માલેટે લીધી ત્યાથી મોગલરાજધાની દીલ્હી શેહેર જોઇ પાછો આગ્રે આવી કાનપુર થઇ કલકત્તા ગયો. દરમીયાન મહાદાજી સિંધિયા કલકત્તાના ગવરનર જનરલ મેક્ફરસન તથા મુબઇના ગવરનર મી. બોડેમ વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યો. તેમા પણ સિંધિયાએ પુના દરબારમા ઇગ્રેજનો સ્વતત્ર પ્રતિનિધિ રાખવાને પેશ્વા તરફથી મજુરી મળ્યા પછી પણ મી. માલેટને તે જગ્યાએ રાખવાને પોતાને વાધો નથી એમ જણાવ્યુ હતુ, અને માલેટની સ્તુતિ કરી હતી. સિંધિયાના અતસ્થ હેતુ સિદ્ધ કરવા માટે માલેટને ચિંતા હતી તેથી પુના દરબારમા કપની તરફના પ્રતિનિધિ તરીકે પોતાને નીમવા બદલ તેણે અત્યાગ્રહ સાથે લખી મોકલ્યુ હતુ આ વખતે ફ્રેન્ચ તરફનો વકીલ સેઠ લુબીન પુનામા હતો ટીપુએ નરગુદને ઘેરો ઘાલ્યાથી નાના ફડનવીસે ફીરગી લોકો સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો હતો આવા સમયે પુના દરબારમા ઇંગ્રેજોનો પ્રવેશ ખાસ આવશ્યક છે એવુ બન્ને સરકારના મન ઉપર ઠસ્યુ કલકત્તાના એક્ટીંગ ગવરનર જનરલ મી. મેકફરસને મહાદાજી સિંધિયાનો અનુકૂળ ઉત્તર આવતા જ માલેટને તા ૭ મી નવેમ્બર ઈ સ ૧૭૮૫ ને રોજ ઇંગ્રેજની વતી પુનામા વકીલ તરીક રહેવાનો હુકમ આપ્યો અને તેનો માન મરતબો જળવાવા માટે સિંધિયા મારફત નાનાફડનવિસ ઉપર પત્ર લખી મોકલ્યો. આ પ્રમાણે માલેટનું ઇષ્ટ પુના દરબારમા વકીલ તરીકેની નિમણુક થયાથી સિદ્ધ થયુ માલેટે પોતાના પ્રવાસની આ સર્વે હકીકત સવિસ્તર પોતાની રોજનીશીમા લખી છે અને તે ફોરેસ્ટના 'સીલેકશન'મા પ્રસિદ્ધ થઇ છે

હુકમ મળ્યા પછી માલેટ કલકત્તેથી મુબઈ જવા નીકળ્યો અને ઈ સ ૧૭૮૬ ની જાનેવારીની આખેરીયે મુબઇ આવી પ્હોચ્યો આ વખતે નાનાફડનવિસ કર્નાટકમા ટીપુ

સાથેના યુદ્ધના પ્રસંગમાં રોકાયો હતો, તેથી તેણે બહિરો રઘુનાથ મેહેંદલેની, ઈંગ્રેજના વકીલ સાથે સહાધિકારી તરીકે ઘટના ઘડી મૉલેટની પુનામા યથાર્થ આગતાસ્વાગતા કરવા મેહેંદલેને રવાના કર્યો. તેણે મુંબઇના ઇંગ્રેજના વકીલ સૈયદ *નુરૂદિનખાનની મારફત મૉલેટના આગમનની સર્વ તજવીજ કરી અને માર્ગમા રોકાણ ન થાય તે માટે પરવાનો (પાસપોર્ટ) મોકલી સર્વ યોગ્ય વ્યવસ્થા કરી. મૉલેટ પાસે વકીલાતના કામ પર રહેવાની બહિરો રઘુનાથ મેહેંદલેની નીમનોક થઈ અને તે ઘણા વર્ષ સુધી કાયમ રહી. ઇંગ્રેજોના પત્રવ્યવહારમા "બહિરો પડિતનુ નામ વારવાર વાચવામા આવે છે તે આ જ બહિરો પત હતો। તેણે નાનાને જે પત્રો લખ્યા છે તે ઘણા જ મહત્ત્વના છે. તે પત્રો તે વખતની રાજખટપટો તથા પ્રકરણોની સારી કલ્પના કરાવે છે

બહિરો રઘુનાથે મૉલેટનું મુંબઈ આવવુ થયા પછી એક મુબારકબાદીનો પત્ર તેને મોકલ્યો તેનો ઉત્તર મૉલેટે ના ૧૦ મી ફેબ્રુઆરી સને ૧૭૮૬ મા મોકલ્યો તે નીચે પ્રમાણે —

" પડિત સાહેબ મહેરબાન દોસ્તાન સલામત તમે અમને ખુશાલી ભરેલો ખત મોકલ્યો તે મળ્યો. જે વર્તમાન લખ્યા તે જાણ્યા. તેમા લખ્યુ હતું કે, તમારા આવવાની બહુ વાટ જોઉં છુ અને તમારા મુંબાઈ આવ્યાના સમાચારથી બહુ આનદ થયો તથા મદારૂલમહામે ( નાનાફડનવિસ ) દીલથી પોતાનો સતોષ દેખાડી માર્ગના પરવાના, અને બીજા પત્રો અમારે હવાલે કરી આ કામ માટે લશ્કરમાથી અમને રવાના કર્યા છે એમ લખ્યુ તે જાણ્યુ. એવી જ તમારી ભલાઈ અને મિત્રતા તથા મદારૂલમહાનો પ્રેમ સૈયદ નુરૂદિન હુસેનખાનના હમેશના લખવા પરથી અમને જણાયો હતો, અને તેથી તમારી ભેટ માટે બહુ જ આતુર હતો. હવે સવિસ્તર વાતોથી એ રાગ થશે અને ચિત્તની સફાઇ થશે અમારા નામ માટે પરવાના તથા ખતો કમાવીસદારોને મોકલી આપે શ્રમ લીધો એ વિગતવાર હેવાલ નુરૂદિનના કહેવાથી જાણ્યો છે આથી તમારી અમારી મિત્રતાનો દાવો એક થઈ દઢ થતો જાય છે. જેમ જલદી પુનામા આવવુ થાય તેમ ઉત્તમ, તથા આપણે સાથે લશ્કરમા જવુ એમ જે લખ્યુ તો તેના ઉત્તરમા ઇશ્વરસત્તાથી સત્વર પુના આવી તમારા વિચાર મુજબ દોસ્તીદાનો એક રાગ કરો, પંડિત પ્રધાનની ભેટ લઈ પછી મદારૂલમહામ પાસે જઈ જે મત્ર કરવો છે તે કરીશુ. વિશેષ સમાચાર નુરૂદિનખાનના લખવા પરથી જાણશો."

---

* સૈયદ નુરૂદિનખાનને મુબાઇના ઇંગ્રેજોએ પેશ્વા દરબારમા વકીલ તરીકે એક સમય મોકલ્યો હતો પરંતુ ત્યા તેનો પગ ટક્યો હોય એમ લાગતુ નથી. મુબઈ સરકાર અને પેશ્વા સરકાર વચ્ચે આ બાબતસર પત્રવ્યવહાર પણ થયો હતો. સૈયદ નુરૂદિનખાન ઈંગ્રેજો તરફનો વજનદાર માણસ હતો મૉલેટ પાસે તે ઘણા વર્ષ વકીલાત પર હતો. તે ઇંગ્રેજી ભાષા સારી રીતે જાણતો હતો

બહિરો પંતપર નુરૂદ્દિનખાનનો જે પત્ર છે તે પત્ર છે તે પત્ર નીચે પ્રમાણે છે*—

" × × × × × × આઝમ માલેટ સાહેબે તમને પત્ર લખ્યો છે. × × × × × આઝમ માલીટ સાહેબ રવિવારે પનવેલ દાખલ થશે × × × × આજ શુક્રવાર બારમી તારીખે પાટીલબાવાના લશ્કરમાંથી મેસ્ટર ઈંદરસન ( મી. એન્ડરસન ) નો પત્ર આવ્યો છે. તેમ સનદ છ હજારી મનસબા, અને ઝાલરદાર પાલખી તથા ખેતાબ "મેહાતે શામઘેલા નસીરૂલમુલ્ક ફેરોજજંગ" આ પ્રમાણે સનદ આપી છે. આ પરથી અમે તમને લખ્યું છે. તો આપ માલીટ સાહેબને પત્ર તેમની ઉન્નતિ ઉદ્દેશી લખજો. અને શ્રીમંતને પણ જાહેર કરજો. શ્રીમંત રાજશ્રી નાનાને નજર કરવા ઘણો સારો ઘોડો લાવ્યા છે તે વિદિત થાય ઘોડો આરબી છે. શ્રીમંત પંત પ્રધાનને પણ નજરણા માટે ઘણી સારી વસ્તુઓ લાવ્યા છે, નાનાને માટે પણ ઉમદા ચીજો આણી છે આપણો તો ભાઇચારો જ છે × × ×

માલેટ મુંબઇથી નીકળ્યો તે વખતે આપણે ઉપર કહી ગયા તે પ્રમાણે નાનો ટીપુ પરની સ્વારીમાં કર્નાટકમાં રોકાયો હતો નાનાની ઇચ્છા લશ્કરમાં માલેટને પોતાની સાથે લઈ જવાની હતી પણ માલેટ બ્હારોબ્હાર ન આવતા પ્રથમ પુને જઇ પેશ્વા સરકારની મુલાકાત લેવાનો નિશ્ચય બતાવ્યો. માલેટ પુને જવા મુંબઇથી તા. ૧૨ મી ફેબ્રુઆરીએ નીકળ્યો. બહિરો રઘુનાથે તેની હીલચાલના વર્તમાન નાનાને તા. ૨૪ મી ફેબ્રુઆરીના પત્રમાં નીચે પ્રમાણે જણાવ્યુ છે.—

" સેવામાં વિજ્ઞાપના. મેસ્ત્ર માલિટ મુંબઇથી ક્યારે નીકળ્યો અને ક્યાં સુધી આવ્યો, પુનામાં ક્યારે આવનાર, તે લખી મોકલજો કરી આજ્ઞા થઈ. તેના ઉત્તરમા તે મશારનિલ્હે ચંદ્ર ( તા. ) ૧૨ ને રોજ પનવેલ દાખલ થયો. આઠ મુકામ પનવેલમાં થયા ચંદ્ર ૨૧ મીએ ત્યાંથી નીકળી ચંદ્ર ૨૨ મીએ ખાલાપુરમાં ખોંપવલી નજીક ઘાટ નીચે પ્હોચ્યાનો પત્ર છે.

બીજે દિવસે ઘાટ ચઢતા હતા. ખંડાળામાં બે મુકામ થશે. આટલાં મુકામ કરવાનું કારણ તેની સાથે પાચસો સાતસો ભાર બોજો, ને તેટલા મજુરોને ઉપર ચઢવું તેટલા માટે દિવસો લાગે. અહીં ચાર મુકામ કરી લશ્કરમાં જવા નીકળીશ એવી બાતમી તથા લખાણ છે. પરંતુ ઉતાવળ થાય તો પણ ચાર આઠ દિવસ આ સ્થાને તેને કાઢવા પડશે એવું દેખાય છે. તેની સાથે સરંજામ નીચે પ્રમાણેઃ—

ટોપીવાળા માલિટ સુધાં આસામી ૭ જણ પૈકી પાલખીના ધણી ત્રણ જણ છે. ઘોડા ૩૬, ગારદી વિગેરે ૨૦૦, ૧૦૦ શાર્ગીદપેશા વિગેરે, ૫૦ હમાલ, કામાઠી ૭૫ ભોઇ મહાર ૪૨૫ ના આશરે. હાથી નંગ ૨, પાલખીઓ ૫, ફરાસખાના-૧ ડેરા (તંબુમ્હોટો),

* આ પત્રનો જરૂરી મજકુર જ આપ્યો છે. આખો પત્ર આપ્યો નથી.

૨ ન્હાના તખ઼ુ. ૩ રાવટીઓ મ્હોટી, પાલા લોકોની આ પ્રમાણે ફરાસખાનુ છે આનિટની નાટકશાળા ( રાખ ) મુસલમાનો પાનખી સુદ્ધા એમ છે

આ પ્રમાણે સરજામ છે પુનામા રહેવાને નારાયણ પેઠમા આવેલો રાજેશ્રી ગોવિંદ રાવ ગાયકવાડનો વાડો ( મહેલ ) ખાલી હોવાથી નક્કી કર્યો છે તેની મરજી બાગમા મુકામ રાખવાની છે પણ બાગમા ઇમારત વગેરેની યોજના જોઇએ તેવી ન હોવાથી આ જગ્યા પસદ કરવામા આવી છે તે જાણજો. સેવામા જાણવા માટે લખ્યુ છે તે વિજ્ઞાપના.”

આ પત્ર પરથી માલેટ મુબઇથી નીકળી તા. ૧૨ મી ફેબ્રુઆરીએ પનવેલ આવ્યો ત્યાથી તા. ૨૧ મી ફેબ્રુઆરીએ નીકળી ખાલાપુરમા ખોપવળી નજીક ઘાટ નીચે આવ્યો. તેની સાથે સરસામાન ઘણો હોવાથી તેનો પ્રવાસ ધીમે ધીમે થતો હતો

( અપૂર્ણ )

પુરુષોત્તમ વિશ્રામ માવજી.

---

# WHY I BELIEVE IN GOD

As I have told you, I am not a Christian My God has almost nothing in common with the God of Christian dogma, but I am profoundly religious, firstly, by my heart and by the voice of my conscience, and then by my intellect and through study When I was a student I was sometimes led astray into the path of atheism, it was history and science that caused me to retrace my steps In studying history—not the history of individuals—but that of the masses from age to age, I perceived the action of a power, of a law, which, little by little, leads us upward and extracts *good from evil There has been no great and noble idea* that once promulgated, did not triumph in the end, although it might traverse centuries of obstacles and persecutions, *there* has not been one holy aspiration which, starting with a handful of believers, who were called fanatics, was not certain to increase the number of its adherents, become sooner or later a church, and modify the dominant religions there has been no evil enterprise, whether of ignorant barbarians or ruthless tyrants, that was not followed by a powerful reaction of the good, by an enlargement of the sphere of civilisation, by the advance of liberty Progress was therefore a law, and science showed this to me even in the material universe It was evident that a plan of education had been traced out for humanity Our progress may be rapid or slow, according to our endeavours and according to the use we make of our freedom, but sooner or later we infallibly *follow* this guidance This supreme law is an intelligent and beneficent law We have not made it Therefore, some one higher than ourselves has made it, and this some one is God

—*Mazzini*



ધી યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ —અમદાવાદ.

Reg No. B. 463

# वसन्त.

इद सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमय पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૬, અંક ૮. [ માસિક. ] ભાદ્રપદ, સંવત્ ૧૯૬૩.

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ એમ એ, એલ્‌એલ્ બી



---

## લવાજમ

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, ) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂા. ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષે એકના રૂા. ૨-૦-૦ ( પોસ્ટેજ સાથે.)

ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસઃ નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા.૦-૬-૦ મોકલવા કૃપા કરવી. બીજે વર્ષે મા,રૂા ૦-૧૨-૦; ત્રીજામાં રૂ. ૧-૪-૦.

અન્ય સર્વ માટે વર્ષે એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

ફૂટક નકલના રૂ. ૦-૪-૦ ,,

મળવાનુ ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—અમદાવાદ.

મુંબાઇના એજન્ટ—મેસર્સ એન. એમ. ત્રિપાઠી.—મુંબાઈ.

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ કોઇ પણ લેખનું અસલ લખાણ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ કર્યો હોય કે ન હોય-પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખરસુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી

વ્યવસ્થાપક.

---

# લવાજમ ભરી દેનારને ભેટ.

અમારો કાર્તિકનો અંક વહેંચાયા અગાઉ આ વર્ષ આખરનું એટલે પોષ ૧૯૬૪ સુધીનું વસન્તનું લવાજમ જે ગ્રાહકો તરફથી આવી ગયું હશે તેમને હિન્દુ પોષાકમાં મિસિસ એનીબિસેન્ટની એક અતિ સુંદર છબી ઉત્તમ કાગળ ઉપર ઉતારેલી ભેટ આપવામાં આવશે. આ ભેટનો લાભ ઇચ્છતા ગ્રાહકોએ સત્વર લવાજમ મોકલવા કૃપા કરવી એ જ વિનંતિ.

વ્યવસ્થાપક.

---

Reg. No B. 463

# વસન્ત.

इदं मर्त्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૬, અંક ૮. [ માસિક ] ભાદ્રપદ, સંવત્ ૧૯૬૩.

## *અભિનયકલા

અભિનયકલા તે લલિતકલાઓમાં સ્વતન્ત્ર સ્થાન પામવાને લાયક છે. નાટકકાર નાટક રચીને બેશી રહે છે; પણ નટ હેના અભિનયથી હેમાંનું હાર્દ પ્રગટ કરવાનું કરે છે; અને તેમ કરવામાં ઊંચા પ્રકારના કલાવિધાનની જરૂર પડેછે. એ કલાને અંગે નટ તે–નાટકકારથી જુદી રીતે છતાં હેની પેઠે તેમ જ હેની જોડાજોડ–અપૂર્વ સૃષ્ટિનો ઉત્પાદક બને છે. અભિનયકલાને mimetic art,–અનુકરણની કલા એમ કહેવામાં આવેછે. તે–અનુકરણનો અર્થ શુષ્ક નકલ, મૂળ વસ્તુની માત્ર યથાવત્ પ્રતિબિમ્બરચના–એમ કરિયે તો તો યથાર્થ નથી. અનુકરણમાં કેવળ પ્રતિબિમ્બ કરતાં વિશેષ ચમત્કાર ઉમેરાય ત્હારે જ કલાવિધાનને માર્ગ મળે. એ ચમત્કારનું બીજ નવીન સૃષ્ટિ ઉત્પન્ન કરવાની શક્તિમાં–સર્જનશક્તિમાં–જડેછે.

(નટની સર્જનશક્તિ.)

અનુકરણ તે કેવળ નકલ નથી, પણ સદૃશીકરણ છે. અને સાદૃશ્યનું લક્ષણ तद्भिन्नत्वे सति तद्गतभूयोधर्मवत्त्वम् (મૂળથી ભિન્ન હોઈ મૂળના ઘણાખરા ગુણ ધારણ કરવા) એમ છે. ઉપમાદિક અલંકારમાં સાદૃશ્યનું બીજ આ રીતે જ પ્રવેશ પામેછે.

---

* બીજી 'સાહિત્યપરિષદ્' માટે તૈયાર થયેલો લેખ મ્હોટા પુસ્તક જેટલો થઈ જવાથી હેને સંક્ષિપ્ત રૂપ આપી આ લેખ રચ્યો છે. આ કારણથી મૂળમાંનાં અનેક દૃષ્ટાન્તો, ઊહાપોહ, વગેરેને અહિં સ્થાન આપી શકાયું નથી.

ન. ભો.

માત્ર અલંકારમા વાસ્તવિક ભિન્નપણુ વિશેષ હેઈ, સમાન ધર્મનો અંશ ન્હાનો હોય છે,-પણ તે ઉપર વિશેષ જોર મૂકવામા આવ્યાથી તે પ્રધાન પદ પામે છે અભિનયમા તેથી ઊલટે ફેર છે. હેમા મૂળમા અને અનુકરણમા વાસ્તવિક સમાન ધર્મ વિશેષ હોયછે, અને ભિન્નત્વ ઓછુ હોય છે, પરતુ ભિન્નત્વને પ્રધાન પદ મળવાથી નવી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે ર ભિન્નત્વ સંપાદન કરવામા જ કલાવિધાનનો વ્યાપાર આવેછે, અને નવીન સૃષ્ટિની ન વીનતા તે જ ભિન્નત્વસંપાદક તત્ત્વ છે, ત્હા જ કલાવિધાનનો ચમત્કારજનક સનેરી ઢોળ મૂળ ઉપર પાડીને

> The light that never was on sea or land,
> The poet's consecration and the dream—'

જે દીપ્તિ પૃથ્વી ઉપર કે પાણી ઉપર કદી નથી હોતી તે કવિની આરોપજનિત સ્વપ્નમા ખડી કરાય છે

સૌન્દર્યના સ્વરૂપ વિશે એક મત હેવો છે કે, પદાર્થોના અંશોની સમપ્રમાણતા તે જ સૌન્દર્યનુ તત્ત્વ, આ એરિસ્ટોટલનુ materialistic (જડવાદી) લક્ષણ છે બીજો મત Neo-Platonist તત્ત્વવેત્તાઓનો છે તે સૌન્દર્યનુ idealistic (ભાવનાવાદી) લક્ષણ આપે છે, એ લક્ષણમા સૌન્દર્યનુ બીજ પદાર્થની સમપ્રમાણ ઘટનાથી પર રહેના કોઈ ભાવ નામય તત્ત્વમા રહેલું મનાય છે પ્રસ્તુત અભિનયકલાને સબન્ધે આ નટની ભાવનાથી નવી સૃષ્ટિ-વ્યાપાર થવાનુ કહ્યું છે તે સૌન્દર્યના ભાવનામય લક્ષણનો જ સ્વીકાર કરીને શક્ય બને છે

(અભિનયનો મૂળ પાયો અનુકરણ)

આમ સર્જનશક્તિનુ તત્ત્વ અભિનયકલામા પ્રધાન રૂપે પ્રવર્ત ખરુ પણ હેનો મૂળ પાયો તો અનુકરણમા જ છે એ નિર્વિવાદ છે પ્રકૃતિથી જ મનુષ્યમા અનુકરણની વૃત્તિ રોપાયલી છે આમ નાટ્યકલાના ઇતિહાસ અને ઉત્પત્તિનુ ઊંડુ મૂળ છેક આદિ માનવ સ્વભાવમાછે આ કારણથી કેટલાક અપવાદ બાદ કરતા જગતમા સર્વત્ર-જગલી પ્રજાઓમા સુદ્ધા—નાટ્યકલાના અધૂરા પૂરા કાચા પાકા, સ્વરૂપ જોવામા આવે છે એ કનાના પ્રાચીન ઇતિહાસમા ઊતરવાને માટે હાલ અવકાશ નથી આપણા મુબાઈ ઇલાકામા ગુર્જર નાટકનો ઇતિહાસ પણ સવિસ્તર ચર્ચતા લબાણ થઈ જશે અને આધુનિક રગભૂમિનુ પણ ઐતિહાસિક દર્શન સક્ષિપ્ત રૂપે જ કરવુ પડશે

(ગુજરાતી રગભૂમિનો સંક્ષિપ્ત ઇતિહાસ)

ગુજરાતી રગભૂમિ આધુનિક પદ્ધતિની તો પાછલા ૩૦-૪૦ વર્ષથી જ શરૂ થાય છે આરમ્ભમા ભવાઈ, રાસધારીના ખેલ, વગેરે રૂપમા અભિનય ખેલાતા હતા ભવાઇની અત્યન્ત અશ્લીલતાનો દોષ કોરાણે મૂકતા પણ, હેમા છૂટક છૂટક અનેક વેશ અને ક્વચિત્ સ્વલ્પ વૃત્તાન્તોની છાયા એ જ અંશ હોવાથી નાટકનું રૂપ હેમા ખરુ આવતું જ નથી. રાસધારીના ખેલ વ્રજભાષામા નિયન્ત્રિત છે અને હેમા કાઇક વૃત્તાન્તના અભિનય આવે છે, પરતુ નાટકના પૂર્ણ રૂપનો પ્રવેશ હેમા નથી થતો. આ સસ્થાઓ હવે ક્ષીણ થ

જવા આવી છે. આ શિવાય આશરે ૪૦ વર્ષ ઉપર ગુજરાતમાં જૂની પદ્ધતિની દક્ષિણી નાટક મંડળીઓ પ્રથમ આવી, પુરાણાદિકનાં આખ્યાનો કાંઇક અસંસ્કારી રીતે ભજવવા લાગી. આ પછી કેટલેક વર્ષે પ્રથમ મુંબાઇમાં નવીન પદ્ધતિના ખેલ પારસી મંડળીઓએ શરૂ કર્યા.

પ્રથમ હિન્દુસ્તાની ભાષામાં ખેલ થતા હતા. કાલક્રમે મરહૂમ કેખુશરો નવરોજજી કાબરાજીએ ગુજરાતીમાં ખેલ ભજવનારી પારસી મંડળી ઊભી કરી. આ પ્રયાસનો હેતુ ઉત્તમ હતો. પરંતુ સંગીત, ભાષાશુદ્ધિ, તથા અભિનયમાં બહુ ન્યૂનતાઓ હતી. તે પછી કેટલેક વર્ષે રા. રણછોડભાઈ ઉદયરામના પ્રોત્સાહનથી ગુજરાતી મહેતાજીઓની નાટકમંડળી ઊભી થઈ; તે એ નાટકકારનાં નાટકો ભજવવા લાગી. સંગીતમાં એ મંડળી કાંઇક ચઢિયાતી હતી; પરંતુ અભિનયના કલાવિધાનમાં અરસિકતા જ ઉત્પન્ન થતી હતી. લગભગ તે જ સમયમાં પણ કાંઇક એક બે વર્ષ પછી મરહૂમ કવિ નર્મદાશંકરની પ્રેરણાથી એક નાટકમંડળી ઊભી થઈ અને એ કવિનાં નાટકો ભજવવા લાગી. હેમાં પેલી 'મહેતાજીઓ' ની મંડળી કરતાં કાંઇક અભિનયકલા ઠીક હતી, પરંતુ સ્વતન્ત્ર દૃષ્ટિયે ઉત્તમ ન્હોતી.

(આધુનિક ગુજરાતી રંગભૂમિના અનિષ્ટ સંપ્રદાય.)

આટલું પશ્ચાદવલોકન બસ છે. હેમાં દૃષ્ટિગોચર કરેલો સમય બહુધા ઈ. સ. ૧૮૬૫ થી ૧૮૮૦ સુધીમાં આવી રૂહે છે. તે પછીનાં વીસ પચીસ વર્ષમાં આધુનિક નવીન નાટકમંડળીઓ અને હેમના સંપ્રદાય બહુ ત્વરાથી ઉત્પન્ન થઈ ફેલાવ પામ્યા જોઇએ છિયે. એ સંપ્રદાયનું સ્થૂલ વર્ણન કરિયે તો—સંગીત ઉપર વિશેષ લક્ષ, છતાં સંગીતમાં કૃત્રિમતા તથા શાસ્ત્રીયદોષ અને રસક્ષતિ, દૃશ્ય સામગ્રીના આડમ્બરનું અનિષ્ટ સેવન, નાટકની વસ્તુમાં બહુધા અસારતા, લોકસંઘની અધમ વૃત્તિયોને ઉત્તેજન આપનારા પ્રકાર —જેવા કે અયોગ્ય પ્રસંગે અને અયોગ્ય રીતે હલકો હાસ્યરસ ઠેર ઠેર રેડવો, સામાજિક ઉત્કર્ષના વ્યાપારો ઉપર વૃથા આરોપ અને ઉપહાસ, ઇત્યાદિ; આ લક્ષણરેખાઓથી એ વર્ણન કાંઇક અંકાશે.

આપણી રંગભૂમિ ઉપર અભિનયકલાની આમ નિકૃષ્ટ અવસ્થાથી થતી ગ્લાનિને લીધે એ કલાનાં ખરાં અને ઊંચાં ધોરણોનું દર્શન તથા પરીક્ષણ જનમંડળ આગળ મૂકવાના ઉચ્ચ ઉદ્દેશથી આ નિબન્ધ રચાયો છે.

(અભિનયકલાનાં લક્ષણો.)

અનુકરણવૃત્તિ અને અન્યદ્વારા અન્તર્ભાવનો ઉદ્ગાર—એ બે બીજ અભિનયની પ્રવૃત્તિનાં છે, હેમાં અભિનયના કલાસ્વરૂપ માટે અનુકરણ એ જ મુખ્ય અને વ્યવહારને ઉપયોગી તત્ત્વ છે. આ અનુકરણમાં રસિકતાનો પ્રવેશ આવશ્યક છે તે હવે તપાસવાનો પ્રસંગ આવે છે. એ લક્ષણોમાં કેટલાંક સામાન્ય અને કેટલાંક વિશેષ છે.

મુખ્ય સામાન્ય લક્ષણ સ્વાભાવિકપણું છે. અભિનયમાં કૃત્રિમતા આવે તો નટના માયાની વ્યાપાર જોડે વિરોધ આવે છે. અતદ્‌ને તદ્‌રૂપ બનાવી માયાનો (સ્વાભાવિકતા) આભાસ ઊભો કરવામાજ નાટ્યનુ સામર્થ્ય સમાયું છે, તેથી પ્રેક્ષકને કૃત્રિમતાનેયોગે એમ ભાસ થાય કે આ તો રામ, સીતા, કે દુષ્યન્ત કે શકુન્તલા ન હોય, પણ એ વેશધારી ફલાણો ફલાણો છે, એટલું જ નહિં પણ હેના ભાવ પ્રદર્શનાદિકમા પ્રકૃતિને પ્રતિકૂળ લક્ષણો જણાઈ કૃત્રિમતા પ્રગટ થાય, તો કલાનુ ખાસ ધન–માયામય રચના–લુપ્ત થઈ જાય. પરતુ આ સ્વાભાવિકતા તે નિત્ય જીવનની સ્વાભાવિકતાથી ભિન્ન છે. એ ખરુ છે કે બાળક પોતાની રમતોમા અનુકરણવ્યાપાર કરે છે તે વખત કોઈબીજુ જુવે છે એમ ભાન થતા હેના અનુકરણમાંથી લાલિત્ય જતું રહી અસ્વાભાવિકતાનુ કઢગાપણું પ્રવેશ પામે છે, અને આ કારણથી અભિનયમાં આ પ્રકારના આત્મસવેદનનો નાશ ઇષ્ટ છે તથાપિ નટને તો કેટલેક અશે પોતાના અભિનયનુ ભાન રહેવું આવશ્યક છે. એ પ્રસગે આત્મસવેદનનો લોપ ઇષ્ટ છે ખરો, પણ તે નટની ઇચ્છાથી કરેલો લોપ છે.

આ ઉપરથી જણાશે કે અભિનયની સ્વાભાવિકતા તે સ્વચ્છન્દ પ્રવૃત્તિનુ ફળ નથી પણ અભ્યાસથી સાધિત કળા છે. આ કારણથી જ સમર્થ નટોના અભિનયપ્રસગોમા આકસ્મિક જણાતા ચમત્કારો તાત્કાલિક ઊર્મિને વશ થઇને બનેલા નથી હોતા પણ ઊંડા અભ્યાસના પરિણામ હોય છે. પરિપૂર્ણકલાવિધાયક નટ લાબા અને સંભાળથી કરેલા અભ્યાસથી આ ફળ સાધે છે, અને આમ "કલાવડે કલાને સતાડે છે."

અભિનયકલાના બીજા સામાન્ય લક્ષણ—(૧.) છાયા (Tone), (૨.) વિચક્ષણતા (Distinction) અને (૩.) શક્તિવિસ્તાર (Breadth) એ છે. (છાયા) એના સ્થૂલ સ્વરૂપ જ જોઈ જઈશું.—છાયા એ ગુણ ચિત્રકળામા આભાસવાદી (Impressionist-) કલાવિધાયકોએ સ્વીકારેલો છે હેને જ મળતો ગુણ અભિનયકલામા છે. અમુક દેખાવની સમગ્ર 'છાયા' ની છાપ ઉપસ્થિત કરવી, ઝીણી ઝીણી વિગતોનો અનાદર કરવો,—એમ ચિત્રકલામા આભાસવાદીનો સિદ્ધાન્ત છે. તે જ પ્રમાણે અભિનયમા માત્ર સ્વભાવનુ સ્વરૂપ—એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના, લગાર પણ હાલ્યા ચાલ્યા વિના, સ્વભાવરેખાની વિગતોનુ સ્પષ્ટ ચિત્ર પાડ્યા વિના જ–માત્ર સ્વભાવમુદ્રાની સમગ્ર 'છાયા' વડે જ દર્શાવવુ એ એ કલાનુ એક લક્ષણ છે. વિચક્ષણતા (Distinction) એ લક્ષણ છાયાના લક્ષણ સાથે જોડાયલુ જ છે. રગભૂમિ ઉપર નટનો પ્રવેશ થતા જ નટ પોતાના આ ગૂઢ ગુણવડે પ્રેક્ષકો ઉપર (વિચક્ષણતા) પ્રભાવ એકદમ સ્થાપી સકે છે, અને જાય છે એટલે જાણે સર્વ કાંઈ ખાલી પડી ગયુ, બીજા નટો કેવળ સામાન્ય વર્ગના બની ગયા, એમ ભાસ થાય છે.

શક્તિવિસ્તાર એ ગુણ પણ આત્મશક્તિથી જ સાધ્ય છે. એ ગુણને યોગે નટ એક વાક્યમા, એક શબ્દમાં, હેવો સપૂર્ણ ભાવ-હેની માથે જોડાયલા સર્વ (શક્તિવિસ્તાર) સંસ્કાર અને દૃષ્ટાન્ત જે જે સભવે તે સર્વની સહિત—પૂરીને એ વાક્ય અથવા શબ્દને મૂલ્યવાન્ બનાવી દે છે. આ ગુણ માટે લાંબો અનુભવ અને શિષ્ટ અને અર્થભારથી ભરેલા નાટકોનો વારવાર અભિનય આવશ્યક છે.

હવે અભિનયકલાનાં વિશેષ અંગ લઇયે. હેમા સર્વથી વિશેષ મહત્ત્વનુ અંગ **તદ્રૂપાનુભવ** છે. રંગભૂમિ ઉપર નટ જે પાત્રનો વેશ ભજવેછે હેના (તદ્રૂપાનુભવ) હૃદયમાંનાં ભિન્ન ભિન્ન ભાવસચલનો નટે તદ્રૂપ રીતે-જાણે પોતાને જ ભાવસચલન થાયછે એમ અનુભવવા જોઇયે? એ અનુભવ શક્ય છે? શક્ય છે તો તે કલાવિધાનને અનુકૂલ છે કે પ્રતિકૂલ? વગેરે મહત્ત્વના પ્રશ્નો આ તદ્રૂપાનુભવને અંગે ઉત્પન્ન થાયછે. આ પ્રશ્ન વિશે બે પક્ષ છે. એક પક્ષનો મુખ્ય આચાર્ય પ્રખ્યાત ફ્રેંચ તત્ત્વચિન્તક ડિડરો (Diderot) છે. હેને મતે તદ્રૂપાનુભવ તે કલાવિધાનને પ્રતિકૂલ તથા અનિષ્ટ છે. એ પ્રકારનો અનુભવ અતિવાસ્તવિકતા ઉત્પન્ન કરે છે, જે કલાથી વિરોધી છે,-એમ એક વાદી એ પક્ષવાળા બતાવેછે. બીજો વાદો એ બતાવાયછે કે તદ્રૂપાનુભવને લીધે નટ આત્મસંયમ ખોઈ પરવશ થઈ જાય અને કલાવિધાનનુ દર્શન અટકી જાય.

બીજો પક્ષ સ્વયભૂકલાનો છે. એ મતે તદ્રૂપાનુભવ સર્વથા ઇષ્ટ છે, એ અનુભવથી જ સ્વાભાવિક અભિનય ઉત્પન્ન થાય છે અને કૃત્રિમતા ટળેછે. પાત્રના ભાવનો તદ્રૂપ અનુભવ ના થાય તો નટનામા ખરી ઊર્મિ ઉત્પન્ન થાય જ નહિ. પ્રથમનો પક્ષ અભિનયને પરલક્ષી કલા માનેછે, અને આ બીજો પક્ષ આત્મલક્ષી માનેછે.

આમ બે પક્ષ છે. પરતુ બનેમાંથી સારતુ દોહન કાઢતા તદ્રૂપાનુભવ આત્મસયમની લગામમા રહીને થવો જોઇયે-એટલું જ છે. નટે શુષ્ક-તે પ્રસગના ભાવથી અસ્પૃષ્ટ-રહેવુ નહિ, પણ તે ભાવ તદ્રૂપ અનુભવવા ખરા, પરતુ પોતાના હોય તેમ નહિં, પણ જાણે પોતાના હોય તેમ અનુભવવા, એ ખરુ હાર્દ છે. આથી અભિનયકલાનુ પરલક્ષી સ્વરૂપ છતા આત્મલક્ષી વ્યાપારનુ અન્તર્ગત બીજ પણ સુરક્ષિત રહે છે. આ પ્રશ્નનુ સમર્થ સમાધાન લ્યૂઇસે કર્યું છે ત્હેમાં છેવટે એક અત્યન્ત અર્થગર્ભ વચન મૂક્યુ છે.—

"His (i. e the actor's) passion must be ideal—sympathetic, not personal"

"નટનો ભાવોદ્રેગ ઉત્તમ ભાવનારૂપ હોવો જોઇયે,-પાત્રના ભાવોદ્રેગ જોડે સમભાવ થનારો, પોતાના ભાવોદ્રેગથી સ્વકીય બનેલો નહિ."

આપણા દેશમાં રસનુ તત્ત્વ અભિનવગુપ્તાચાર્યે બતાવ્યુંછે ત્હેમા આ પ્રકારનુ જ તત્ત્વ સમાયલુ છે.

આ રીતે તદ્રૂપાનુભવ સ્થાપવા માટે પાત્રના સ્વરૂપ જોડે નટે અદ્વૈતભાવ સમભાવવડે

સિદ્ધ કરવાની કેળવણી પોતાને અભ્યાસ, ચિન્તન, ઇત્યાદિવડે આપવી જોઇયે. આ રીતના અદ્વૈતભાવના અનેક દૃષ્ટાન્તો ઉત્તમ નટનટીઓમા યુરોપન દેશોમાં મળે છે

આ તદ્રૂપાનુભવ આવશ્યક છે એટલું જ નહિ, પણ વાસ્તવિક છે, નટવર્ગ એ પ્રકારે અનુભવ કરે છે, હેના પુષ્કળ પ્રમાણ મળે છે. " Masks or Faces " એ નામના પોતાના પુસ્તકમા મિ. આર્ચરે અભિનયનુ માનસશાસ્ત્રદષ્ટિથી અન્વીક્ષણ કરતા ડિડરોના સિદ્ધાન્તની વિરુદ્ધ જથાબંધ દૃષ્ટાન્તો અને પ્રમાણો એકઠા કરીને બતાવ્યા છે. અનેક પ્રખ્યાત નટનટીઓના અનુભવથી સિદ્ધ થાયછે કે અભિનય વખત ભાવનો તદ્રૂપ અનુભવ થાયછે, પાત્રની સાથે નટ પણ અશ્રુ ખરા જ પાડે છે, હર્ષ ખરો જ અનુભવે છે, ક્રોધથી ખરો જ આવિષ્ટ થાય છે. એ સર્વ પ્રમાણોથી જણાવેછે કે તદ્રૂપાનુભવ અભિનયમા સ્વાભાવિક રીતે જ, આપોઆપ, પ્રવેશ પામેછે. પણ તે સાથે એ માટે પૂર્વાભ્યાસ તેમ જ આત્મસયમ તો આવશ્યક છે જ.

(અભ્યાસ) અભિનયની કલાનુ બીજુ વિશેષ અગ અભ્યાસ છે હમણાં ઉપર કહેલા અભ્યાસ ઉપરાત, પાત્રસ્વભાવનો મનનપૂર્વક અભ્યાસ જરૂરનો છે તે કરવા માટે માત્ર પોતે ભજવવાના પાત્રના વચનાદિક ઉપરાત તે પાત્રના સસર્ગમા આવતા તેમ જ ના આવતા અન્ય પાત્રોના વચનાદિકનો તેમ જ આખા નાટકનો અભ્યાસ તેટલો જ આવશ્યક છે. કલાના તત્ત્વોનું અન્વેષણ હેમાંથી થઈ સકેછે. કોઈ પણ પાત્ર છૂટી વ્યક્તિરૂપે નહિ પણ નાટકની સૃષ્ટિનાં સર્વ પાત્રોમાની એક અન્યોન્ય સસર્ગથી જોડાયલી, વ્યક્તિરૂપે જ ઉપસ્થિત થાયછે. માટે આ સમગ્ર નાટકના અધ્યયનની જરૂર

આ ઉપરાત બીજા વિશાળ પ્રદેશમા અભ્યાસ પ્રવર્તાવવાની પણ જરૂર છે પાત્રસ્વભાવથી આગળ વધી, માનવસૃષ્ટિમા મનુજસ્વભાવનુ ડગલે ડગલે અન્વીક્ષણ કરી એ સૃષ્ટિનુ અધ્યયન સમભાવના સૂક્ષ્મ પ્રકાશથી કરવાની જરૂર તેટલી જ છે. એથી જ પાત્રસ્વભાવની કૂંચી હાથ આવે આમ પ્રકૃતિનો અભ્યાસ કરી પ્રકૃતિની સમીપ અભિનયને લઇ જવાની શક્તિ સપાદિત કરાયછે

વળી એ માનવસૃષ્ટિનુ પ્રતિબિમ્બ સમર્થ નાટકકારોના ગ્રન્થોમા વિલક્ષણ સબળતાથી અને ભાવનાની દિવ્ય રગરેખાથી રગાયલું નજરે પડેછે, તેથી હેવા ગ્રન્થો પણ ગભીર અભ્યાસ તળે આણવા એ જરૂરનું સાધન છે વાસ્તવિક જીવનનો અભ્યાસ કરતા હેમા રહેલા ભાવનામય અશ ખેંચી કાઢવા એ નટનો વ્યાપાર આવશ્યક છે, એ વ્યાપાર આ સમર્થ આચાર્યોએ પોતાની રચનામા જ કરેલો હોવાથી એટલો વ્યાપારક્રમ નટને ભરવાનો બચે છે. પરતુ આ ગ્રન્થોનો અભ્યાસ પુરવણી રૂપે જ કરવાનો છે. નટે પોતાની અવલોકનશક્તિને અને રહસ્યદર્શન, પછી ભાવનામય કલ્પનાવ્યાપાર, અને તે સર્વથી પ્રેરાયલું અનુકરણ–એ અગોની સાધના તો પોતાની મેળે કરવીજ જોઇએ.

તદ્રૂપ અનુભવેલા ભાવને દર્શાવવાના અનેક સાધનો નટ વાપરે છે નિત્યજીવનમા વપરાતા સાધનો, અગવિક્ષેપ, મુખમુદ્રા, ઇત્યાદિનો કલામય ઉપયોગ અભિનયમા થવો જોઇયે પ્રથમ અગવિક્ષેપ લઇયે અગવિક્ષેપ યથાર્થ અને સ્વાભાવિક થવો જોઇયે તે માટે હેમા (૧) અનુરૂપતા, (૨.) મિતોપયોગ (૩) લાલિત્ય (grace), અને (૪.) ગૌરવ (dignity),–એ ગુણો જોઇયે.

( અગવિક્ષેપ )

પ્રથમના બે લક્ષણો સ્વાભાવિકતાના સપાદક છે, અને પછીના બે લક્ષણો ચારુતાની નિષ્પત્તિ કરેછે. અનુરૂપતા સાધવામા એક ઝીણું કલાતત્ત્વ એ છે કે શબ્દોચ્ચારણની કાઇક પૂર્વે અંગવિક્ષેપ શરૂ થવો જોઇએ. એ રીત્યથી ઉચ્ચારેલા શબ્દોમા રહેલા વિચાર નટના મનમા પ્રથમ ઉત્પન્ન થઇને પછી તે દર્શાવવા માટે પ્રથમ સ્વાભાવિક સાધન, અગવિક્ષેપ, અને પછી વાણી, એમ ઉપયોગમા આવતુ જણાય છે. આ સ્વાભાવિક ક્રમ છે આ ક્રમથી પ્રેક્ષકના મનમા પ્રથમ ઉપસ્થિત થયેલા અગવિક્ષેપ અને પછી આવનારા વચન એ બેની વચ્ચે સવાદીપણા માટે કુતૂહલ ઉત્પન્ન થઈ, સવાદ જણાતા ચમત્કારજનિત સતોષ થાયછે.

( અગવિક્ષેપમા અનુરૂપતા )

અનુરૂપતાનુ એક બીજુ ચાતુર્યસાધિત સ્વરૂપ સ્તમ્ભ એ છે આકસ્મિક શોકનો આઘાત, આશ્ચર્ય, નિર્વેદ, વગેરે ભાવ નટના ઉપર હુમલો કરે તે વખતે કાઈ પણ અગવિક્ષેપ વિના, શબ્દ પણ ઉચ્ચાર્યા વિના, માત્ર સ્તબ્ધ બનીને વિલક્ષણ સ્થિતિમા ઊભા રહેવામા જે અભિનયસામર્થ્ય પૂરાય છે તે કોઈ પણ અગસચલનોમા નહિ સભવે

( સ્તમ્ભ )

મિતોપયોગથી અગચેષ્ટાની વ્યજનામા સામર્થ્ય વધેછે, અધિકતાથી ઘટેછે અને રસેન્દ્રિયને ક્ષોભ પ્હોચેછે. મિતોપયોગના બીજા બે પ્રકાર આવેછે–(૧.) નિગ્રહ, અને (૨.) યોગ્યતા. અગચેષ્ટાનો વ્યાપાર ઉચિત નિયન્ત્રણમા રાખી કામ જેટલી ચેષ્ટાઓ વાપરી બાકીની સગ્રહ કરેલા ભડારમા સાચવી રાખવી–એ નિગ્રહક્રિયાનુ સ્વરૂપ છે. ફ્રેનિવોન કહે છે –

( મિતોપયોગ )

"બોલતી વખત હમેશા અગવિક્ષેપ કરવા એ સ્વાભાવિક નથી, આપણે જોસમા આવ્યા હોઇયે માટે હાથ હલાવવા તે બરોબર છે, પણ **જોસમાં આવ્યા છિયે એમ દેખાડવા માટે** હાથ ના હલાવવા જોઇયે."

આ કારણથી અગવિક્ષેપનું વલણ નિગ્રહ તરફ રહેવુ જોઇયે. નિગ્રહમા ગૂઢ બળ સમાયલુ છે. તેમ જ, અંગવિક્ષેપ જેમ એક પક્ષે વાણીનુ સામર્થ્ય અટકે ત્હા પ્રભુત્વ ધારણ કરે છે તેમ બીજે પક્ષે બુદ્ધિપ્રેરિત વાણીની અશક્તિનું ચિહ્ન પણ એ જ અગવિક્ષેપ બનેછે,–એ અશિક્ષિત વર્ગમા અગચેષ્ટાના અત્યધિક ઉપયોગમા જણાઈ આવેછે.

( નિગ્રહ )

યોગ્યતા એ ગુણ નિગ્રહની સાથે જોડાયલો છે. અનુરૂપતાનો ગુણ પાછળ કહ્યો તેથી આ જુદો ગુણ છે. અનુરૂપ અગવિક્ષેપ કરવા પણ તે કેટલે ક્રમે અટકાવી રાખવા એ યોગ્યતાના ગુણથી નિશ્ચિત થાય છે.

( યોગ્યતા )

કૃત્રિમ અને અધિક અંગચેષ્ટાનું મુખ્ય કારણ આત્મસંવેદન છે; પોતાનું સ્વરૂપ પાત્રનામાં વિલીન કરી દેનાર નટ હમેશાં બરોબર અને સ્વાભાવિક અંગચેષ્ટા કરશે. આ તત્ત્વનું એક બહુ સૂચક દૃષ્ટાન્ત યાદ આવે છે. વૉલ્ટર એક નટીને શિક્ષણ આપતો હતો તે વખતે અતિશય અંગવિક્ષેપ રોકવાના હેતુથી એ નટીના હાથ કાચા દોરાવડે બંને પડખાં સાથે બાંધી લીધા, અને પછી હેના વેશનો પાઠ શરૂ કરાવ્યો. બહુવાર સુધી તો ધૈર્યથી એ ટકી રહી; પણ અંતે, ભાવબળથી તદ્દન ઘસડાઇ જઇને, કાચા સૂત્રમાં બન્ધન તોડી નાંખ્યાં અને હાથ ઊંચા કર્યા. શિક્ષકની આજ્ઞા તોડી એમ ધારીને ભયથી એ કવિની ક્ષમા માગવા લાગી સ્મિત કરીને વૉલ્ટરે હેને આશ્વાસન આપ્યું અને આ અંગવિક્ષેપ તે દૂષણ નથી એમ હેની ખાતરી કરી. આ પ્રસંગે અંગચેષ્ટા દાબી દબાઇ નહિં માટે જ પ્રશંસનીય બની.

(લાલિત્ય અને ગૌરવ)

લાલિત્ય અને ગૌરવ એ ચારુતાસંપાદક ગુણો કેટલેક અંશે સ્વાભાવિકતામાંથી જ ઉદ્‌ભવ પામેછે, છતાં સ્વાભાવિક અંગવિક્ષેપ માટે લલિત અથવા ગૌરવયુક્ત હોય જ એમ હમેશાં નથી બનતું. માટે આ ગુણોને જુદુ સ્થાન આપવું ઉચિત છે. આ ગુણો સર્વે અંગચેષ્ટામાં જુદા જુદા સ્વરૂપે–પ્રવિષ્ટ થવા જ જોઇએ. હાસ્યરસમાં અંગચેષ્ટાઓ લલિત કે ગૌરવાન્વિત ના સંભવે એમ છેક નથી; માત્ર જે લાલિત્ય અને ગૌરવ ઇતર રસોમાં–શૃંગાર, કરુણ, રૌદ્ર ઇત્યાદિમા આવશ્યક છે તે પ્રકારના લાલિત્યગૌરવ હાસ્યરસમાં ના જ આવે. માટે તે ઉપરથી બીજે છેડે જવાનુ નથી. કેમકે હાસ્યરસમાં પણ ગ્રામ્યતા વગેરે હલકા ગુણો રોકવા માટે એક પ્રકારનુ ગૂઢ ગૌરવ તથા લાલિત્ય ઇષ્ટ જ છે. રસિકકલાનું કર્તવ્ય મનને ઉન્નત કરવાનું છે, અધમ કરવાનુ નથી, અને હાસ્યરસને પણ રસિકકલામાં સ્થાન છે, એટલે ત્હ્યાં પણ આ ગુણો–લાલિત્ય ગૌરવ–નો સ્વીકાર કરવો પડશે.

(અપૂર્ણ.)

નરસિંહરાવ ભોળાનાથ.



## મૃગયાવિહાર.

(અંગ્રેજી ઉપરથી.)

### ઉપજાતિ.

'મોનાન' સ્રોતે શશિ નાચતો જ્યહા,
પર્યાપ્ત પાણી પિધું'તું મૃગે ત્યહા
ઉંડો સુતો રાત્રીવિરામકાર્ય,
'ગ્લેનાટર્ની'ના નિર્જનવૃક્ષછાયે,
સ્પષ્ટ કિધો જ્યહા નભદીપ રક્ત,
'બેન્વોર્લીક'ના દ્રિશિખરે પ્રદીપ્ત
ત્યહા શૈલપથે પડવા સ્વરોના,
ઊંડા પડ્યા, શ્વાનશિકારિયોના,
અને ઘણે દૂરથી કાંઈ મંદ,
થાતો સુણ્યો ત્યહા ખરીતૂરીનાદ.



"શસ્ત્રો ધરો, શત્રુ ચડ્યા જ કોટે"—
યોદ્ધો, સુણી રક્ષકશબ્દ, ઊઠે,—
ત્વરાથી શય્યા મુકી તેમ ઊઠ્યો,
ઘણો અરણ્યે મૃગરાજ રૂઠ્યો
પરંતુ વેગેથી જતા જ પૂર્વે,
ખખેરી નાખ્યા હિમબિંદુ સર્વે
કિરીટી સેનાપતિના સમાન,
ઊંચું કરીને શિર શૃંગવાન,
ઉત્ક્ષેપથી દૃષ્ટિ કીધી સગર્વ,
આકાશમાંહી, તુચ્છકારી સર્વ,
ક્ષણેક નીચે ખીણમાં નિહાળ્યું,
ક્ષણેક સૂંઘ્યો "દૂષિતો" જ વાયુ,
ક્ષણેક તે ધ્યાન બહુ દઈને,
ઉભો જ મેલાહલને સુણીને,
સમીપ આવ્યો સહુ સાથ જેમ,
વધ્યો ગયો ત્યહા ધ્વનિ તેમ તેમ,

પછી જ જ્યહારે અગ્નિ અક્ષય દીઠો.
વનેથીં મ્હોટી ભરી ફાળ નાઠો;
અને સવેગે દૂર કૂદી દોડ્યો,
'યૂઆમ–વૉર્'ની વનભૂમિ પ્હોંચ્યો

-ॐ-

જોઈ ભસ્યા જોરથીં શ્વાન જાતા
ગિરિગુહાએ પ્રતિશબ્દ દીધા;
થયો જ કોલાહલ એક સાથે,
પ્રબુદ્ધ પ્હાડો પ્રતિઉત્તરો દે;
શ્વાનો ભસ્યા સૌ, ઉંડું ઊગ્યું, સાથે,
સૌ અશ્વનો નાદ થયો જ પંથે;
પ્રોત્સાહીં શૃંગધ્વનિ નીકળ્યો જ્યહા,
ઝાઝા સ્વરો શોર મહીં ભળ્યા ત્યહાં:
"સુણો, અરે, હો"—બહુ સાદ આવ્યા,
'બેન્વૉર્લીક' ના પડઘા વિરામ્યા;
દૂરે કુરંગી તુમુલેથીં નાઠી,
મૃગી ગુહામાહિ લપાઇ પેઠી;
બાજે કર્યો 'તો તહિં શૈલટોચે,
માળો વિશાળો નભમાંહિં ઊંચે;
તહીંથીં ટોળા ઉપરે જ તાકી,
આશ્ચર્યથી દૃષ્ટિ સુદૂર નાખી;
જ્યહા સુધીં ત્હેની ઝીંણી દૃષ્ટિ પાર,
મકી ખીંણો, શીઘ્ર થયો પસાર
તે સંઘ, ઝંઝાનિલ હોય જાણે,
જોઈ રહ્યો ત્યહાં સુધીં શ્યેન ધ્યાને;
થયો જ કોલાહલ આછઆછો,
ગુહાગિરિનિર્ઝરમાંથીં પાછો
વળ્યો જ ત્હેનો પડઘો હવે તો,
ધીમે ધીમે મંદ વિમંદ થાતો;
એકાન્ત તે જંગલને પ્રદેશે,
મહાન તે પર્વતપાર્શ્વદેશે;
વિશાળ શાન્તિ પ્રસરી રહી ત્યહાં,
સર્વત્ર સુસ્થિર થઈ ગઈ ત્યહાં.

ભ્રમર.

---

# પાટીઆં વાંચનારા.

## Board Readers

જાહેર ઠેકાણા પર સાર્વજનિક માહીતી માટે જે પાટીઆ મુકવામાં આવે છે તે ઉપરના લખાણ વાંચનારા હમેશ એકસરખા હોતા નથી કેટલાક ઉતાવળથી પાટીઆ વાંચી ચાલ્યા જાય છે, કેટલાક પાટીઆનો થોડો ભાગ જ વાંચે છે કેટલાક પાટીઆ પાસે ઉભા ઉભા દરેક અક્ષર ને દરેક શબ્દ ઘડી ઘડી મ્હોટેથી વાંચે છે, કેટલાક એક વાર વાંચી જઈ ફરી ફરી પાટીઆ વાંચવા પાછા આવે છે, કેટલાક પાટીઆ વાંચી ઉંડા મનન અને ચિંતનમાં ઉતરી પડે છે. પાટીઆ પરના લખાણ ઉપરથી કેટલાક એકાએક સ્તબ્ધ થઈ જાય છે, કેટલાક પાટીઆ આગળ જમીન ઉપર એકાએક ચોંટી જાય છે કેટલાક એકાએક ગતિમાન્ તથા પ્રવૃત્તિમાન્ થઇ જાય છે, કેટલાક આશ્ચર્યમાં ગરક થઇ જાય છે, કેટલાક કુતૂહલમાં પડી જાય છે, કેટલાક ઉશ્કેરાઇ જાય છે કેટલાક મૂઢ થઈ જાય છે એ સર્વના વૃત્તાન્તનો સંગ્રહ કરવામાં આવે તો માનસ શાસ્ત્રનું જ્ઞાન બહુ વૃદ્ધિ પામે અને ઇતિહાસની ગતિ વાળવામાં રાજા તથા પ્રજાને બહુ સામર્થ્ય મળે એમાં સંદેહ નથી એ સંગ્રહ કરવા સારૂ 'કમીશન' બેસાડવાનો સરકારને કોઇ વગવાળી સભા આગ્રહ કરશે અને 'ડેપ્યુટેશન' પણ મોકલશે એવી આશા રાખવી તે વ્યર્થ નથી હાલ તો જે બે। દાખલા મા। જાણવામાં આવ્યા છે તેની નોંધ પ્રસિદ્ધ કરૂં છું કે શોધક વૃત્તિવાળા વિદ્વાનો યોગ્ય લાગે તેવો તેનો ઉપયોગ કરી શકે

( ૧ )

એક વખતે મધરાતે અગત્યનો તાર મોકલવા હું તાર ઓફીસે ગયો તાર લખી આપવાની બારી આગળ જતાં એક નવાઈ જેવો દેખાવ જોવામાં આવ્યો. બારીના મથાળા ઉપર જાળીના સળીઆ હતા તે ઉપર કાંઇક વળગતું માનસ પડયું પાસે જઇ જોતાં જણાયું કે કોઇ માણસ સળીઆમાં પગના અંગુઠા ભેરવી ઉંચા હાથ કરી સળીઆ ઝાલી જાળીને અઢીને ટગાઈ રહ્યો હતો આવો અસાધારણ શ્રમ લેવાનું કારણ પુછતાં તેણે પોતાના પગ તરફ આંગળી કરી ત્યાં આગળ બારીને મથાળે ચોટેલું પાટીઉં બતાવ્યું પાટીઆ ઉપર 'અહીં ઉભા રહેવું' એમ લખેલું હતું પણ તેથી આ વિચિત્ર ચેષ્ટાનો હેતુ સમજાયો નહિ. હું વધારે પુછવા જતો હતો એટલામાં તાર લેનાર 'સિગ્નલર' બીજી બાજુથી આવ્યો અને બારીના ઉંમરા ઉપર પરચુરણ નાખી બોલ્યો 'લેઓ બે બાર આને' ઉંચે નજર જતાં બાર આનાના માલીકને જાળીએ વળગેલો જોઈ ચકિત થઇ તેણે પુછ્યું 'યે કયા? ઉધર કાયકુ ચડા હયે? ઉતર જાઓ.' નીચે ઉતરી એ ગૃહસ્થે ખુલાસો કર્યો કે "પાટીઆ ઉપર લખ્યું છે કે 'અહીં ઉભા રહેવું' તેથી હું સમજ્યો કે જ્યાં એ પાટીઉં માર્યું છે ત્યાં ઉભા રહેવું પડતું હશે "

નીચુ જમીન પર ખડા રહેનેકા હયે જાલીપે ચઢનેકા નહિ લિખા હયે.'

'ત્યારે પાટીઉં નીચે જમીન પર કેમ નથી મુકચુ ? જ્યા પાટીયુ માર્યું હોય ત્યા ઉભા ન્હેવાનું અમે તો સમજિયે '

સિગ્નલર મારો તાર લેવામા રોકાયો હતો તેણે તિરસ્કાર ભર્યા ' ઉંહ ' સિવાય બીજો ઉત્તર દીધો નહિ

( ૨ )

મુબાઇમા અબદુલ રહેમાન સ્ટ્રીટમા એક વખત ટ્રામ પુરપાટ ચાલી જતી હતી બાજુની એક ગલીમાથી એક માણસ બે હાથ ઉંચા કરી ઉભી રાખો ! ઉભી રાખો !' એમ બુમો પાડતો દોડતો આવતો જોઈ ' કડક્ટરે ' ઘટ વગાડી ટ્રામ ઉભી રાખી માણસ અજાણ્યા જેવો જણાતો હતો તેથી ' કડક્ટરે ' રોફથી પુછ્યુ 'કિધર જાયગા ?'

તેણે હાફતા હાફતા પાસે આવી ટ્રામને મથાળે મુકેલા જાહેર ખબરના પાટીઆ તરફ આગળી કરી કહ્યુ બે પૈસાવાળી સાબુની ચકતી આપો ' તે વાકો વળી થેલી છોડી બે પૈસા કાઢતો હતો પણ કડક્ટરે બે ઘટા વગાડી ટ્રામ ચલાવી દીધી, અને

## બાદશાહી ખુશબોદાર સાબુ

### મ્હોટી ચકતી–ચાર પૈસા. નાની ચકતી–બે પૈસા

ની જાહેર ખબરનુ પાટીઉં ટ્રામ સાથે અદશ્ય થયુ ત્યા સુધી તે તરફ પહોળુ મ્હો કરી તે માણસ જડ થઈ ઉભો રહ્યો ટ્રામના કડક્ટરે ટ્રામ ચલાવતી વખતે ઉદ્‌ગાર કરેલો તે અહીં લખવા લાયક નથી

( ૩ )

મારા પડોસીનો દીકરો મોતીલાલ પહેલવહેલો મુબાઈ જઈ આવ્યો તે પછી તે પોતાના અનુભવનુ સિક વર્ણન છોકરાની અને ચાકરોની સભા ભરી કરતો હતો તેમા એક હકીકત તેણે એવી ન્હી કે ' મુબાઇમા કોઈ ટોબલેટ " કરીને સાહેબ છે તેના બહુ બગલા છે જ્યા જાઓ ત્યા એનો એકાદ બગલો ખરો. કોલાબા, કોટ, ગિરગામ, તારદેવ, ભાયખળા પરેલ મહાલક્ષ્મી, ખભાલા હિલ વાલકેશ્વર, ચોપાટી જ્યાં જઇએ ત્યા ઠેર ઠેર ' ટોબલે૮ "ના નામના પાટીઆવાળા બગલા આવે છે હું આવેથી આ વર્ણન સાભળતો હતો. સભારજનમા વિઘ્ન કરવા મારી ઇચ્છા નહોતી તેથી સભા બરખાસ્ત થયા પછી મોતીલાલને બોલાવી મે તેને ટોબલેટ " સાહેબ વિશે હકીકત પુછી ઘણી ઉલટ તપાસ પછી માલમ પડી આવ્યુ કે બગલાઓ ઉપરના TO BE LET ( ભાડે આપવાનો છે ) એ પાટીઆં મોતીલાલે બહુ જિજ્ઞાસાથી વાચેલા હતા.

( ૪. )

રેલવે સ્ટેશન પર For Gentlemen (ગૃહસ્થો માટે) ની જગામાં જતાં એક ગૃહસ્થે ભીંત ઉપર પાટીઉં જોયું તે ઉપર નજર ફેરવી જતાં "Please just your address before leaving" (જતાં પહેલાં મહેરબાની કરી જરા તમારૂં સરનામુ) એવું લખેલું જણાયું. કાંઈ ફી આપવી પડશે એ ધારણાથી તે ગૃહસ્થને ક્ષોભ થયો, પણ, કાયદો માનવો જોઈએ એ વિચારથી તેણે પેનસીલ કાઢી સરનામુ લખવાની ચોપડી ખોળી, તે ન જડતાં ભીંત ઉપર પોતાનું સરનામું લખવા માંડયું. એવામાં બહાર ઉભેલો ભંગી અંદર ડોકીયું કરી બોલ્યો 'ભેંત પર લખવાનો હકમ નથી.' તે ગૃહસ્થે ગભરાઈને પેનસીલ ગજવામાં મુકી દીધી, પણ, પછી હિંમત આણી કહ્યું,

'આ પાટીઆ પર લખ્યું છે કે સરનામુ લખવું તે શેમાં લખવું?'

'એવું કહીં લખ્યું છે?'

તે ગૃહસ્થે ફરી પાટીઉં વાંચી જોયું તો "Please adjust your dress before leaving" (જતાં પહેલાં મહેરબાની કરી તમારો પોશાક સજ કરજો) એવું ખરેખરી રીતે પાટીઆ પર લખેલુ હતું. અને વધારે વિવાદ ન કરતાં એકદમ બહાર નીકળી આવવું તે ગૃહસ્થને દુરસ્ત લાગ્યું.

( ૫. )

જાહેર જગા ઉપર ગંદકી કરવા માટે એક માણસને મેજીસ્ટ્રેટ આગળ ઉભો કરવામાં આવ્યો. મેજીસ્ટ્રેટે તોહોમતદારને પુછ્યું.

'તને વાંચતા આવડે છે?"

'હા સાહેબ. હું ભણેલો છું."

'ત્યારે, પાટીઆ ઉપર લખેલું હતુ કે "આ ઠેકાણે ગંદકી કરવી નહિં" તે તેં નહિં વાંચ્યું?'

'વાંચ્યું હતું સાહેબ. પણ મેં તે પાટીઆવાળી ભીંત ઉપર ગંદકી નથી કરી."

'એટલે?'

'જ્યાં પાટીઉં હતું તે ઠેકાણે ગંદકી કરવાની મના હતી. પણ તે નીચે રસ્તામાં ગંદકી કરવાની મના પાટીઆમાં લખી નહોતી.'

તહોમતદારે શુદ્ધ બુદ્ધિથી ભૂલ કરી છે એવી તેના મુખત્યારે તકરાર કરી, પણ, મેજીસ્ટ્રેટે તે ગણકારી નહિં.

( ૬. )

બી. બી. એન્ડ સી આઈ. રેલવેની સેકન્ડ કલાસમાં હું મુસાફરી કરતો હતો. અમારા ખાનામા અમે ચાર જણા હતા તેથી બારીએ બેસવાની દરેક જણને અનુકૂળતા હતી. એક સ્ટેશનેથી પાચમો ઉતારૂ આવ્યો પણ દહાડો હતો તેથી કોઇ નારાજ થયા નહિ. બીજે સ્ટેશનેથી છઠ્ઠો આવ્યો તેથી પણ અમારામાથી કોઇને ઝાઝો ક્ષોભ થયો નહિં, પણ, તે નવો ઉતારૂ બેઠો એટલે તન્ત જ અમારામાથી એક જણ પગ લાબા કરી ગાદી ઉપર સુઇ ગયો અને બોલી ઉઠયો 'હવે બધા સુઇ જાઓ.' અમે સહુ આશ્ચર્યથી આ નવાઇ જેવી વર્તણુક જોઇ રહ્યા. જેને આ નાટકના નાયકની લાત વાગી તેને ગુસ્સે થવાનુ કારણ હતું, પણ, ખામોશ કરી તેણે પુછ્યુ,

'કેમ ભાઇ! એકાએક શુ થયુ?'

'થાય શુ? કાયદો છે. આ પાટીઊં છે તે નથી જોતા?"

'ખાનાના બારણા ઉપર અદરની બાજુએ લખ્યુ હતુ કે " To Seat 10, To Sleep 6 " ( દસ જણ બેસે, છ જણ સુએ ) તે ઉપર અમારી નજર ગઇ પણ ભેદ સમજાયો નહિં. તે ઉતારૂએ ફરી પુછ્યુ,

'એ પાટીઆને શુ છે?'

'ખાનામા છ જણા થાય એટલે સુઇ જવુ જ જોઇએ, અને દસ જણા થાય તો પાછા બેઠા થઇ જવુ જ જોઇએ આગગાડીનો કાયદો નહિં પાળનારને સજા થાય છે.'

એટલું બોલી તે મહો ફેરવીને સુઇ ગયો. બાકીના ઉતારૂઓ વિચારમાં પડી બહારનો દેખાવ જોવા લાગ્યા

'મામલતદાર વિરમગામ'ના નામનો પટો પહેરનાર સીપાઇને વિરમગામના મામલતદાર ધારનાર, સરિયામ જગા ઉપરના બબા ઉપર 'સાકળ ખેચવી' લખ્યુ હોય ત્યાં સાંકળ ખેચી કલાક સુધી ઉભા રહેનાર, 'દરિયે જનારે ☛ આમ જવુ' એવુ પાટીઊં વાચી હાથ લાંબો કરી આગળી એ પ્રમાણે આગળ કરી દરિયા તરફ જનાર ગૃહસ્થો પણ જોવામાં આવ્યા છે. પણ આટલો સંગ્રહ હાલ બસ છે.

"मकरन्द."

---

# પ્રેમ અને ધૈર્ય.

"There's no use in life without body's strength and heart's love"

*Marie Corelli*

જીંદગીમા ખરેખરૂં સુખ મેળવવાનો એક જ ઉપાય છે અને તે એ છે કે, આપણી આસપાસના મનુષ્યોને આપણે જેમ જેમ વધારે ચ્હાઇશુ તેમ તેમ આપણો આત્મા વધારે ઉન્નતિ પામી પ્રેમમય થતો જાય છે, અને તેથી જ દરેક મનુષ્યે પોતાનુ મન ઉચ્ચ વૃત્તિ ઓમા દોરવા પ્રયત્ન કરવો.

દુનિયામાથી દુખ તો દૂર થઈ શકવાનુ નથી, કારણ અગ્રેજીમા કહેવત છે કે "Men are born unto troubles" એટલે મનુષ્ય દુખ ભોગવવાને જ અને મ્હેનત કરવાને જ જન્મ્યો છે. આપણે પોતાને માટે દુખી થઇએ ત્હેના કરતા બીજાને માટે થવુ વધાર ઉચિત છે. તેથી ઉત્તમમા ઉત્તમ "પ્રેમ અને ધૈર્ય 'ચ્હાવુ અને રહેવુ" "Love and Bear" માર્ગ છે.

પ્રેમ અનેક તરેહના છે માતાનો, પિતાનો, પુત્રનો, બન્ધુનો, મિત્રનો, ભગિનીનો, પતિ પત્નીનો, એવા અનેક તરેહના છે માતાનો પોતાના પુત્ર ઉપર પ્રેમ હમેશ "everlasting love" રહેવાનો. પરતુ પિતાનો પ્રેમ પોતાના પુત્રની વર્તણુક ઉપર ઘણો આધાર રાખે છે મિત્રનો, પુત્ર, બન્ધુ, અને ભગિની એ બધાનો હમેશને માટે નથી. પરતુ પતિપત્નીનો જો કે everlasting છે, તો પણ એકમેકના હૃદય જોડાયેલા હોય તો જ રહે છે. નહિ તો પછી એક વિદૂષી લેખક કહે છે.

"The divorce cases are of the people who desperately love each other before marriage and who behave disgracefully and are perfectly sick of each other after marriage"

*Marie Corelli*

જેઓ લગ્ન પ્હેલા ઘણા જ એકમેકને ચ્હાતા હોય પરતુલગ્ન પછી ત્હેમની પોતાની વર્તણુકને લીધે, પોતે એક બીજાને ધીક્કારે છે, અને તેથી જ આખરે વિવાહવિમોક્ષ કરવો પડે છે.

મિત્રનો પ્રેમ હમેશને માટે નથી, કારણ મિત્રતા જાળવી રાખવા દરેક મનુષ્યને આવડવુ જોઇએ

"Friendship is a good thing It may be safer and sweeter than love But even friendship to be worthy of its name must be quite unselfish, and unselfishness in both love and friendship is rare'

*Marie Corelli*

ખરા સુખી થવાનો માર્ગ એ છે કે પોતાની લાગણીઓ ઇચ્છાઓને વશ કરી, બીજાના હિતમા ત્હેમને આપણે જેટલી દોરીએ છીએ, ત્હેના પ્રમાણમા જ આપણને સુખ અને આનન્દ મળે છે અદેખાઈ, ઝેર, ક્રોધ અને અભિમાન એ સર્વ દૂર કરવા જોઇએ અને જ્યારે માયા, દયા શાન્તિ, અને નમ્રતાને અંત કરણમા આપણે રહેઠાણ કરાવીએ છીએ ત્યારે જ જીદગીમા પ્રભુપ્રીતિનુ કિરણ પ્રકાશ પામે છે સુખ મેળવવાને માટે સર્વ પ્રયત્ન કરશે પરતુ દુ ખ મેળવવાને માટે પોતાને માટે પ્રયત્ન કરે નહિ તો બીજાને માટે તો શેના જ કરે? વ્હેલુ કે મોડુ દુ ખ એક પછી એક એમ બધાને આવવાનુ છે માટે દુ ખ સહન કરવાની શક્તિ બધામા હોવી જોઇએ અને તેવે જ વખતે જો આપણે ધૈર્ય ધરી સાહસ કરે જઇએ તો જ આપણે આ ભવસાગર રૂપી દુનીયામા પાર ઉતરીએ. જો ખરૂ જ સુખ મેળવવુ હોય, આસપાસના બધાને આપણે માટે સારી વાસનાઓ, સારા વિચાર ઉત્પન્ન કરના હોય, પરમેશ્વરના કરુણાપાત્ર બનવુ હોય, તો ત્હેને માટે એક જ ઉપાય છે, આપણી સ્વાર્થવૃત્તિઓ જેમ બને તેમ દાબવી ને બીજાના દુ ખ માટે જેમ બને તેમ વધારે પ્રયત્ન કરવો અને ટુકમા એ સર્વ માટે "પ્રેમ અને ધૈર્ય" એ આપણું કર્તવ્ય છે

Be thankful unto Him and speak good of His Name Trust in God with all thine heart and lean not upon thine own understanding Praise the Lord O my soul, and forget not all His Benefits

"ચંદ્ર."

---

# ગૅરિબલ્ડીનું જીવનચરિત્ર.

( અનુસધાન પૃ૦ ૪૦૭ થી )

વેનીસની પણ રોમ માફક, બે માસ કેડે એ જ વલે થઇ. એ જ મુસીબત પડી. પોપ રોમમા પાછો ફર્યો અને તેની ક્રૂર જુલમી, દયાહીન રાજ્ય-હકુમત-૧૮૭૦ મા ઇટાલી સ્વતત્ર થયુ ત્યા સુધી જારી રહી. આ સ્થિતિમા વિક્ટરને આસ્ટ્રિયા સાથે હલકી,હાનિકારક સધીમા જોડાવા ફરજ પડી. બીજો ઉપાય નહોતો. રોમની પડતીની સાથે જ ઇટાલીમા વિપ્લવનું તોફાન શાંત પડ્યુ અને સ્વતત્રતાના ઝાખા ચિન્હો જણાતા હતા, તે ઢકાઇ જઇ, વિલુપ્ત થયા દેશમા ભયકર ત્રાસ અને જુલમનું રાજ્ય ફેલાયુ અને લોકની બુરી દુર્દશા આવી ગૅરિબલ્ડી દક્ષિણ અમેરિકામા જઈ વસ્યો. ભિન્ન ભિન્ન ધધા કર્યા. છેવટ મીણબત્તિનુ કારખાનુ કાઢ્યુ થોડાક સમયમા ફરીથી દરિઆઈ જીવન ગ્રહણ કર્યુ અને વહાણનો નાખુદો બન્યો. ચીન સુધી મુસાફરી કરી તેમા વહાણના વેપારી સાથે થયેલા દસ્તાવેજમા, તે માણસે લુચ્ચાઇમા એક એવી નીચ કલમ દાખલ કરી હતી કે વહાણ જો માલથી ભરી ન આવાય તો ચીનના ગુલામોથી ભરી લાવવુ. શુ આવુ ગૅરિબલ્ડી અઘોર કૃત્ય કદાપી કરી શકે? શુ સ્વાધીનતા અને સ્વતત્રતાનો પ્રેમી પુરૂષ આવો નીચ ધધો કોઈ પણ દીવસ કબુલ કરે? તરત જ તેણે તે કલમ પર છેકો માર્યો અને બોલી ઉઠયો કે "ગૅરિબલ્ડી કદીએ મનુષ્ય-માસનો વ્યાપાર નહિ કરે.' ધન્ય છે તારા ઉચ્ચા ઉદાર ખવાસને! ફરીથી ઇટાલીમા પાછા ફરવા સાહસ કર્યું પોતાના નાસી છુટી આવેલા ઇટાલીઅન બધુઓ સાથે ઇગ્લાડ તરફ વહાણ ચલાવ્યુ. અહિ ન્યુકેસલની પ્રજાએ તેની બહાદુરીની કદર બુઝી, તેની શૂરવીરતાની પીછાણમા એક કિમતી તરવાર યાદગારીમા ભેટ આપી. તેઓએ તેને અગાધ માન આપ્યુ નાઇસ બદરે પહોચતા તેને તેની વૃદ્ધ માતાના મૃત્યુના સમાચાર મળ્યા. કોઈ પણ ઠેકાણે આશ્રય નહિ મળવાથી, પોતાનો હેતુ તાત્કાલિક ફળીભૂત થશે નહિ એમ સમજી, છેવટે ભૂમધ્ય સમુદ્રમા વ્યાપાર કરવો શરૂ કર્યો તેમા ઘણુ ધન સપાદન કર્યુ. એ પૈસાથી, એક ઉજ્જડ વેરાન ટાપુ ખરીદી લઈ, ત્યા નિવૃત્તિસ્થાન સ્થાપ્યુ. પોતાની જાત-મહેનત-અથાગ ખત અને અત્યત પરિશ્રમ અને ઉદ્યોગથી, તે જગલી, પહાડી ટાપુને સુંદર લીલી વાડીમા ફેરવી નાખ્યો. ખેતીવાડી પર નિર્વાહનો આધાર રાખ્યો. આસપાસ વસ્તી વધારી. એક નાનું ગામડુ વસાવ્યુ. ઇ° સ° ૧૮૫૪ થી ૫૯ સુધી ગ્રેસકુલ્યમા કુટિરવાસ કર્યો અને સાંસારિક સુખ પણ લીધુ આ વખતે સાર્ડિનીઆના યુવાન પાદશાહે મહાન રાજ્યનીતિજ્ઞ અને બુદ્ધિનિપુણ વિદ્વાન કેવોરની સલાહથી ઇગ્લાડ અને ફ્રાન્સ સાથે કોનકરાર કરી, નેપોલીઅન ત્રીજાને આસ્ટ્રિયા સામે યુદ્ધ કરવા ઉશ્કેર્યો ત્યારે જગ મચ્યો. ગૅરિબાલ્ડી વિક્ટરને આવી મળ્યો. બહુ આદર સત્કાર પામ્યો. ખરી તક સાધી, પોતાના દેશને બચાવ્યો. પોતાના સૈનિક દળ સહિત લોમ્બર્ડીના વિગ્રહમા જોડાયો. "આજ ઇટાલીનો સગ્રામ ચાલુ થયો. લોમ્બર્ડીમાથી, વેનીસીયામાથી ને રોમમાથી અને સમસ્ત ઇટાલીમાથી આસ્ટ્રિઅનોને હાંકી કહાડવાની ગૅરિબલ્ડીની બહુ દહાડાની આશા ને ચિન્તા હતી, સ્વપ્નમા પણ એ જ ચિન્તા હતી. આજ શુભ અવસર મળ્યો જોઈ, તેહનુ હૃદય આનદથી ફાટી જવા લાગ્યુ "

અનેક યુદ્ધમા તેનો જય થયો અને ટીરોલ સુધીની એલ્પાઇન ભૂમિને શત્રુના હાથમાથી છોડવી. ખેદ સાથે કહેવુ પડે છે કે ગૅરિબલ્ડીના યુદ્ધપ્રસગનુ વર્ણન સ્થળસંકોચના ભયે આપી શકતા નથી. નહિ તો બેશક તે બિયાન બહુ રસિક છે અને રણક્ષેત્રનો ચિતાર આપણા હૃદયને વીંધી નાખે છે પણ જશમા તો જુતીઆ મળ્યા. દૈવગતિ વિચિત્ર છે સુલેહ કરવાની જરૂર પડી ગૅરિબલ્ડીનુ જન્મસ્થાન નાઇસ નગર પણ, દુશ્મનોને આપવામા આવ્યુ. તેને બહુ ખોટુ લાગ્યુ. અતરૂ આત્મા ચીરાઇ ગયો, બળી રાખ થયો, પણ અસાધારણ નજદીક મજોગ આગળ, દેશના હિત ખાતર, બીજો કઇ ઇલાજ નહોતો નેપોલીઅન જે કે મીઠુ મીઠુ બોલી, ઇટાલીના ઉદ્ધારક તરીકે બહાર મેદાન પડયો હતો તો પણ તેણે જ વિશ્વાસઘાતી થઈ, ઇટાલીના ગળા પર છુરી મેલી. ઇટાલીને પુછ્યા વગર તેણે આસ્ટ્રિઆ સાથે સધી કરી ઇટાલીની એ સ્થિતિ નહોતી કે એકલુ સામે થઈ, ફ્રાન્સ અને આસ્ટ્રિઆ સામે ટકી શકે. ઇટાલી એ સાહસનુ જોખમ ખેડવા તૈયાર નહોતુ કેવોર બુદ્ધિબળ અને ચાતુરી વાપરી, વખત વીચારી ગયો મત્રબળે વશ કરેલા સાપની પેઠે વિકટરે બધુ સહન કર્યુ. ગૅરિબલ્ડી કેવોર પર ગુસ્સે થયો કેપ્રેરાદ્વીપમા પાછો ફર્યો પણ તેના મનને શાતિ મળી નહિ. દેશમા લોહી રેડાય પછી પોતાનાથી સુખે કેમ બેસાય? જપ કેમ વળે?

છેવટ, તેણે સિસિલી પર ચઢાઇ કરી, આ યોજના ફતેહમંદ પાર પડી. લોર્ઝન પાદશાહ ફ્રાન્સીસને હાંકી મુકયો. વિકટરની ગેરહાજરીમા, ડીકટેટરશિપ પોતે ધારણ કરી પણ તે સદા સાદાઇમા રહેતો આખો પ્રાત પોતાને ગળે કરી, તે વિકટરને સમર્પણ કરવા ઉત્સાહી બન્યો પ્રજાને સ્વતત્રતા બક્ષી અને 'ઇટાલીનો જય' 'વિકટરનો જય' ગૅરિબલ્ડી ઘણુ જીવો વિગેરે ધ્વનિથી જયઘોષથી આકાશને ફોડી નાખ્યુ ગૅરિબલ્ડીનું સૈન્ય લાલ કપડાં પહેરતુ અને તે તે જ નામે ઇતિહાસમા વિખ્યાત છે આ સમયનું વર્ણન પ્રથમા આ મુજબ કરેલ છે ' ગૅરિબલ્ડી અને તેહેના સૈનિકો લાલ વસ્ત્ર પહેરતા, તેથી પાનર્મોના સર્વ સ્ત્રી પુરૂષો લાલ વસ્ત્ર પહેરવા લાગ્યા લાલ વસ્ત્ર તો શુ પણ સર્વ વસ્તુના ભાવ ચ્હડી ગયા! નગરને ઉચેથી જોયુ હોય તો જાણે લાલ પ્રાણીઓનો જ રાફડો ફાટયો છે. વિશેષે કરીને સ્ત્રીઓના વસ્ત્રમા લાલ વિના બીજો રંગ જ ન્હોતો." આજ તેની જીદગીનુ એક કર્તવ્ય પુરૂ થયુ. તેના જીગરની ઇચ્છા ફળીભૂત થઈ વિકટરને ઇટાલીનો શહેનશાહ કર્યો ફ્લોરેન્સમા રાજ્ય ધાની સ્થાપી સિસિલીના વિગ્રહમા દાખવેલા, તેના પરાક્રમ અને બહાદુરીની વાતો ચોમેર પ્રસરી ગઈ એક મહાન્ યોદ્ધા તરિકે એક રણનિપુણ સરદાર તરિકે તેની કીર્તિ-નામના આખા જગતમા પ્રસિદ્ધ થઈ તે છતા પોતે ખોટી ફુલાસ મારી નથી પોતાની સત્તાનો ગેરઉપયોગ કર્યો નથી. નહિ તો સીઝર અને નેપોલીઅન પેઠે ગજ્યગાદી મેળવી શકત. પણ તે ઇચ્છા અનિષ્ટ હતી. એક પાઈ પણ હરામ હતી. ઉલટુ માથે ત્રણસો રૂપિઆનું કરજ હતુ આ જ સ્વાર્થત્યાગ, આ જ સ્વદેશપ્રેમ ધન્ય છે ગેરિબલ્ડી, તારા જીવતરને! તેની મદદે આખુ લશ્કર હતુ સૈન્યનો તે માનિતો સરદાર હતો પણ કેપ્રેરાદ્વીપમા જઈ, ખેતીવાડી કરવાનુ તેણે પસદ કર્યુ પ્રાચીન રોમન સરદાર સિન્સીનેટસ માફક સર્વ સાહીબી મોટાઇ તુચ્છ ગણી, પોતાના અમલ કાર્યમા ગુથાયો. કેપ્રેરામા ગોઠયુ નહિ શાત જીદગી ગમી નહિ. દેશદાઝનો અગ્નિ તેની હૈયા રૂપી સગડીમા નિરતર બળ્યા કરતો. ઇટાલીનો છુટકારો થાય

નહિ ત્યાં સુધી તેને કળ વળી શાંતિ મળે તેમ ન્હોતું પાછો લશ્કરમાં જોડાયો. રોમપર હલ્લો કરવા ગોઠવણ કરી પણ તેમાં નિષ્ફળ થયો રાજ્યખટપટ અને પરરાજ્યોની અડચણને લીધે વિક્ટરને તેની સામે ફોજ મોકલવી પડી. તેની હાર થઈ સહેજ ઘવાયો. વળી કેપ્રેરામાં આવી વસ્યો હવે તેની પર, ચોગરદમથી માન અકરામનો વરસાદ વરસવા માંડયો સેંકડો સ્ત્રીઓ તેના વાળ અને નખ, તેની યાદગારીમાં જાળવી રાખવા મંગાવતી. "ઘણી કુલવાન સ્ત્રીઓ પણ ત્હેને કાગળમાં ઢાંકી દેતી. કોઇ ત્હેના હસ્તાક્ષરને માટે પ્રાર્થના કરે, કોઇ તેના વાળને માટે પ્રાર્થના કરે! કોઇ ત્હેના ગુણના ગાન કરે ને કોઇ તો વળી ત્હેના પ્રેમને માટે પ્રાર્થના કરે! ગૅરિબલ્ડી સુંદર અક્ષરે મીઠા અક્ષરોમાં દરેક સ્ત્રીના પત્રનો ઉત્તર આપતો કારણ કે તે સ્ત્રીજાતિનો ભક્ત હતો અને ત્હેના ગુણથી મુગ્ધ બન્યો હતો" તેનો માતૃપ્રેમ પણ તેવો જ ઉચ્ચ હતો. તે કહેતો કે મારી માતા સ્ત્રી જનોને માટે સંપૂર્ણ આદર્શ રૂપ છે. જો મ્હારામાં કોઇ સાધુભાન હોય તો તે મ્હારી માતા પાસેથી મળ્યો છે ટુંકાણમાં આખા સુધરેલા દેશમાં તેના જયના ગુણના ગીત ગવાવા માંડયા લંડનથી અનેક મિત્રોએ તેને મુબારકબાદી આપી ઇંગ્લાંડ આવવા વિનતી કરી. તેણે સન ૧૮૬૪ માં ઇંગ્લાંડની મુલાકાત લેવા નિશ્ચય કર્યો અહિં તેને બેહદ આવકાર મળ્યો લંડન શહેરના 'છુટકારા'નો ઉમદા હક પ્રાપ્ત થયો. આખું ઇંગ્લાંડ તેની પાછળ ગાંડુ ઘેલું બની ગયું લંડનમાં શહેર તરફથી એક જાહેર માનપત્ર મળ્યું. આ ધામધુમની હકિકત નિચેના શબ્દોમાં યથાર્થ માલુમ પડશે

*No man ever appealed so strongly to the British nation, as one of his ablest historians, Mr G M Trevelyan, says—on the occasion of his famous visit to our country in 1864 the ovation which he received was so universal and so overwhelming that there was nothing in the nineteenth century like it, except perhaps the Jubilee procession of the Queen herself*

આ પ્રસંગ સબંધી વિવેચન કરતાં જાણીતો ફ્રેન્ચ લેખક વિક્ટર હ્યુગો કહે છે કે—

It is really beautiful and grand to be the guest of London after being the liberatry of Italy

૧૮૬૭ માં તેણે રોમ પર ફરીથી હલ્લો કર્યો પણ તેમાં તે ફાવ્યો નહિ. તે તેમ જ તેનો પુત્ર રણક્ષેત્રમાં ઘવાયા, કેપ્રેરાદ્વીપમાં પાછા ફરવા ફરજ પડી. છેવટ ફ્રેન્કો જર્મન વડાઈ જાગી. ફ્રાન્સને રોમમાંનું લશ્કર બીજે સ્થળે મોકલવા જરૂર પડી. ફ્રેન્ચ સત્તા નરમ થઈ આ ઉત્તમ તકનો લાભ લઇ, ઇટાલીએ પોતાનું કાર્ય સાધ્યું રોમને સર કર્યું, આખું ઇટાલી એકત્ર થયું. રોમને પાયતખ્ત સ્થાપ્યું. ગયેલી સ્વાધીનતા પ્રાપ્ત કરી સ્વતંત્રતા મેળવી. યુરોપીઅન રાજ્યોમાં એક પ્રજા તરીકે પીછાણુ થઈ તેના હક્કો સ્વીકારાયા. ગેરિબલ્ડી એવા ઉદાર અને ભલા સ્વભાવનો મનુષ્ય હતો કે જો કે ફ્રેન્ચનો કટ્ટો દુશ્મન હતો, ફ્રેન્ચોએ તેને તેમ જ ઇટાલીને અત્યંત દુઃખ આપ્યું હતું, તે છતાં, પોતાના ઉમદા વિચારોને વળગી રહી, લુઈ પોતાનો પ્રતિપક્ષી છે પણ લોકતંત્રનો સખા છે માટે તેણે ફ્રાન્સનો પક્ષ લઈ, ફ્રેન્ચ સૈન્યને પુષ્કળ મદદ આપી

હમારા મિત્રોનુ એક મડળ સ્થાપ્યુ. હમે બધાયે મળી સકલ્પ કર્યો, કે પૂજાને વખતે પૂજાના ચઢીચોકમા હમે જઇશુ નહિ, અને કદી જઇએ તો પ્રતિમાને નમીશુ નહિ. સન્ધ્યાકાળે આરતીને વખતે પિતાશ્રી ચોકમા ગયા, તેથી ત્હેમના ભયના માર્યા હમારે પણ તે વખતે ત્હેમની સાથે જવુ પડ્યુ, પણ પ્રણામ વખતે જ્યારે બધા જમીન પર લાબા થઈ સાષ્ટાગ દડવત કરતા ત્યારે હમે તો ઊભા જ રહેતા હમે પ્રણામ કરતા કે નહિ તે પેલા લોકો જાણી શકતા નહિ

હવેથી જે શાસ્ત્રોમા પ્રતિમાના ઉલ્લેખ જોવામા આવ્યા તે પરથી શ્રદ્ધા ઉઠતી ગઈ. તે વખતે મનમા એવો જ ભ્રમ બંધાઈ ગયો કે આપણા શાસ્ત્રો પ્રતિમાપૂજનથી જ ભરેલા છે, અને તેમાથી નિરાકાર નિર્વિમર ઇશ્વર હોવાનુ તત્વ મેળવવુ સભવિત નથી. આવી નિરાશા મનમા છેક વ્યાપી રહી હતી તેવામા એક દિવસ એક સસ્કૃત પુસ્તકનુ ફાટેલું પાનુ ઉડતુ ઉડતુ નજરે પડ્યુ. જિજ્ઞાસા જાગૃત થવાથી તે મ્હે ઉપાડી લીધુ પણ ત્હેમા શુ હતું તે મ્હને સમજાયુ નહિ. શ્યામાચરણ ભટ્ટાચાર્ય મ્હારી પાસે બેઠા જ હતા, ત્હેમને મ્હેં કહ્યુ "યુનીયન બેકનુ કામ કરી નાખી આ તરત હુ ઘેર પાછો આવુ છુ તેટલી વારમા ત્હમે આ પાના ઉપરના શ્લોકનો અર્થ કરી નાખો, કાકીમાથી આવુ એટલે તે મ્હને સમજાવજો" એમ કહી હુ તો ઝપાટાબધ યુનીયન બક તરફ ચાલ્યો. એ વખતે હુ યુનીયન બેંકમા કામ કરી હતો. મ્હારા ન્હાના કાકા રમાનાથ ઠાકુર ત્હેના ખજાનચી હતા અને હુ ત્હેમના હાથ નીચે હતો સવારે દશથી જ્યા સુધી કામ ચાલ્યા કરે ત્યા સુધી મ્હારે ત્યા હાજર રહેવુ પડતુ હતુ બધી કૅશ (રોકડ)નો હીસાબ આપતા કોઈ કોઈ વખત રાતના દશ વાગી જતા. પણ તે દિવસ પેલા પાના પરના શ્લોકનો અર્થ શ્યામાચરણ ભટ્ટાચાર્ય પાસેથી જાણવો હતો એટલે કૅશનો હીસાબ આપવા જેટલા વખત સુધી ધીરજ પકડી શકાઈ નહિ

હુ તો ન્હાના કાકાને ઉપલકથી હીસાબની વીગત કહી બીજી દિવસ થતા આથમતામા તો ઘેર આવી પહોચ્યો હુ મ્હારી બેઠકના ત્રીજે માળના દિવાનખાનામા જઈ શ્યામાચરણ ભટ્ટાચાર્યને પૂછવા લાગ્યો " પેલા કાગળીયામાના શ્લોકનો અર્થ હવે મ્હને સમજાવો

ત્હેણે કહ્યું ' મ્હે આટલો બધો વખત થયો તે સુધીમા ઘણો પ્રયત્ન કરી ચૂક્યો પણ મ્હને કઈ અર્થ બધ બેસતો ફાવ્યો નહિ "

મ્હને આશ્ચર્ય લાગ્યુ. ઇગ્રેજી પડિતો તો ઇગ્રેજી હરકોઈ ગ્રથના અર્થ કરી શકે છે ત્યારે સસ્કૃતના પડિતો દરેક સસ્કૃત ગ્રથ શા માટે ન સમજી શકે ? મ્હે સવાલ કર્યો — "ત્યારે, એનો અર્થ કોણ કરી શકશે ?'

ત્હેણે કહ્યુ —"એ તો બ્રહ્મસભાના સિદ્ધાન્ત જણાય છે, તેથી બ્રહ્મસભાના પડિત રામચન્દ્ર વિદ્યાવાગીશ એનો અર્થ કરી શકશે."

મ્હે કહ્યુ ત્યારે ત્હેને બોલાવીયે. વિદ્યાવાગીશ મહારાજ થોડી વારમા મ્હારે ત્યા પધાર્યા. ત્હેમણે એ પાનું એકવાર વાચતાની સાથેજ કહ્યુ કે એ તો ઇશોપનિષદ્માથી છે

ईशा वास्यामिदं सर्वं यत्किंच जगत्या जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथा मागृध कस्यचिद्धनम् ॥

વિદ્યાવાગીશજીને મ્હોયેથી જ્યા "ईशावास्यमिदं सर्वं" ની વ્યાખ્યા સાભળી ત્યા જાણે સ્વર્ગમાથી અમૃત વરસ્યુ અત્યાર સુધી કોઈ મનુષ્યને હુ મ્હારા વિચારનો સહાયક જોવા તડફડતો હતો આ વખતે દૈવવાણીએ જાણે મ્હારા વિચારને બળ આપ્યુ મ્હારી બધી આકાક્ષા ફૂલિત થઇ ઇશ્વરને સર્વત્ર જોવા હું ઇચ્છતો. ઉપનિષદ્માથી શુ મળ્યુ ? મળ્યુ એ કે "ઇશ્વરવડે આખુ જગત્ આચ્છાદન કરો " ઇશ્વરવડે જ્યા આખુ જગત્ આચ્છાદિત જણાયુ ત્યા હવે અપવિત્રતા ક્યા રહી ? તેથી સર્વસ્વ પવિત્ર થયુ જગત્ આખુ વિષ હતું તે મધુ મય જણાયુ મ્હારે જે જોઇતું હતું તે જ મળી આવ્યુ. આવી રીતે મ્હારા મનની વાત અત્યાર સુધી બીજે કહીથી સાભળવામા નહોતી આવી માણસ નુ આવી દૃઢ આપી શકત ? તે ઇશ્વરની જ કરુણા જાણે મ્હારા હૃદય ઉપર ઉતરના માડી ત્યારે જ "ઇશાવાસ્યમિદં સર્વં" એવુ રહસ્ય દૃ પમી શક્યો આહા ! શુ સાભળ્યુ ? "तेन त्यक्तेन भुञ्जीथाः" ત્હેણે જે આપ્યુ છે ત્હેનો જ ઉપભોગ કર. ત્હેણે શુ આપ્યુ છે ? ત્હેણે પોતાનુ જ દાન કર્યું છે. એ જ પરમ ધનનો ઉપભોગ કરો. બીજુ સર્વસ્વ ત્યાગી એને જ ગ્રહણ કરો. કેવલ એનો જ સહવાસ એ મનુષ્યના ભાગ્યમા મ્વુ મ્હોટુ કલ્યાણ છે ! મ્હારે ઘણા વખતથી જે જોઇતુ હતુ તે જ આણે આપ્યુ.

મ્હારા વિષાદમા જે તીવ્રતા હતી તે એટલા જ માટે હતી, કે પાર્થિવ કે સ્વર્ગીય એમાથી એક પણ જાતનુ સુખ મ્હને હતું નહિ. સસાર પર જ્યારે આસક્તિ નહિ તેમ ઇશ્વરનો મપૂર્ણ આનદ પણ ભોગવી શકાતો નહિ પણ જ્યારે આ દૈવવાણીએ સમજાવ્યુ, કે હર તરેહના સાસારિક સુખ ભોગ મૂકીને ફક્ત ઇશ્વરનો જ ભોગ કરો ત્યારે જ મન માનતું મળ્યુ અને અપૂર્વ આનન્દમા દૃ મગ્ન થયો

આ મ્હારા જેવા મન્દ બુદ્ધિના વિચાર નથી એ એજ ઇશ્વરનો ઉપદેશ છે એ ઋષિ ખરેખર ધન્ય ખરો જે તેના હૃદયમા પહેલ વહેલુ આ સત્ય વસ્યુ ! ઇશ્વર ઉપર મ્હને દૃઢ વિશ્વાસ બેઠો હવે સાસારિક સુખના બદલામા બ્રહ્માનદમા રસ પડવા માડયો. આહા, એ દિવસ મ્હને કેવો શુભ દિન હતો ! કેવો પવિત્ર આનન્દનો દિવસ ! ઉપનિષદ્ના દરેક વચનો મ્હારા જ્ઞાનને વધારે ને વધારે ઉજ્જ્વલ કરતા ગયા ઉપનિષદ્નો માર્ગ લઈ દિવસો દિવસ મ્હારે જવાના સ્થાન તરફ આગળ વધ્યો હવે મ્હને બધા ગૂઢ અર્થો સરલ લાગવા માડયા. વિદ્યાવાગીશ મહારાજ આગળ પહેલા ઇશ, કેન, કઠ, મુડક, માડૂક્ય, ઉપનિષદો વાચ્યા અને બાકીના છ બીજા પડિતોની મદદથી પૂરા કર્યા દરરોજ હુ જે શીખતો તે મ્હોયે કરી લેતો અને બીજે દિવસે વિદ્યાવાગીશજી આગળ બોલી જતો તેઓ મ્હારા વેદોચ્ચાર સાભળી કહેતા, કે, "ત્હમે આ ઉચ્ચારણો કોની પાસે શીખ્યા ? હમાનાથીએ તે પ્રમાણે ઉચ્ચારણ થઈ શકતા નથી.'

હુ વેદના ઉચ્ચારો એક દ્રવિડી પડિત પાસે શીખ્યો હતો. જ્યારે ઉપનિષદોનો મ્હને

વધારે લાભ મળ્યો અને સત્યનુ તેજ મળવાથી મ્હારૂ જ્ઞાન વધારે ઉજ્વલ થયુ ત્યારે એ સત્ય ધર્મ લોકોમા પ્રચાર કરવાનો મારા મનમા આગ્રહ થવા લાગ્યો. પહેલા તો ભાઈબધ દોસ્તોનુ એક મડળ સ્થાપવાનો વિચાર કર્યો. હમારા ઘરની પુષ્કરિણી ( તળાવડી )ની બાજુ પર એક ઓરડી હતી તે ધોવરાવી ધોળાવી સાફ કરાવી. આમ દુર્ગાપૂજાના દિવસો આવી લાગ્યા અને પૂજા શરૂ થઈ. હમારા કુટુંબના સર્વ કોઇ આ ઉત્સવમા મચ્યા રહ્યા. ત્યારે હમે શૂ શૂન્ય હૃદય લઈ બેસી રહ્યા હઇશુ ?

નહિ. હમે પણ તે જ કાળીચૌદશને દિવસે પૂર ઉત્સાહથી એક સભા સ્થાપી. હમે બધા પ્રાત સ્નાન આટોપી શુદ્ધસત્ત્વ થઈ પુષ્કરિણી પરની પેલી ઓરડીમા આવીને એકઠા થયા જ્યા હમે સહુ એકઠા થયા ત્યા હમારા હૃદયમા સત્યની શ્રદ્ધા ઉત્પન્ન થઈ સહુ એક મેકના સામુ જોવા લાગ્યા દરેકના મુખ ઉપર તે શ્રદ્ધાની જ છાપ ઘરમા સપૂર્ણ પવિત્રતા પથરાઈ રહી હતી. મ્હ સપૂર્ણ શ્રદ્ધા ભક્તિ સાથે ઈશ્વરને આવાહન કરી કઠોપનિષદ્ના આ શ્લોકની વ્યાખ્યા આરભો

"न साम्पराय प्रतिभाति बालम् प्रमाद्यन्त वित्तमोहेन मूढम् ।

अय लोको नास्ति पर इति मानी पुन पनर्वशमापद्यते मे" ॥

પ્રમાદી અને ધનમદથી મૂઢ મૂર્ખ આગળ પર લોક પ્રાપ્ત કરવાના સાધન પ્રકટ થતા નથી. આ લોક જ છે અને પર લોક નથી એમ માનનારાઓ ફરી ફરી મ્હારા પાશમા એટલે મૃત્યુના પાશમા આવે છે

મ્હારૂ વ્યાખ્યાન બધાયે પવિત્ર ભાવથી સ્તબ્ધ રહી સાભળ્યુ એ મ્હારૂ પહેલ વહેલુ જ વ્યાખ્યાન થયુ વ્યાખ્યાન પૂરૂ થતા બાદ મ્હેં દરખાસ્ત મૂકી કે આ સભા મડળી હમેશ માટે કાયમ રાખવી અને ત્હેનુ નામ તત્વરજની ' રાખવુ, આ વાત બધાયે કબુલ રાખી 'બ્રહ્મજ્ઞાન' મેળવવુ જોઇએ એ આ સભાનો હેતુ હતો. દર મહિનાને પહેલે રવિવારે બધાયે એકઠા થવાનુ નક્કી કર્યું બીજીવારની બેઠક વખતે રામચન્દ્ર વિદ્યાવાગીશને તેડાવ્યા અને ત્હેમને સભાનુ આચાર્ય પદ આપ્યુ. ત્હેમણે આ સભાનુ નામ "તત્વરજની" ને બદલે "તત્વબોધિની" કરાવ્યુ આવી રીતે શાકે ૧૭૬૧ આશ્વિન સુદિ ૬ ના રોજ, ને રવિવારની કાળી ચૌદશે, આ "તત્વબોધિની ' સભાની સ્થાપના થઈ

## પ્રકરણ ૬ ઠું.

શાકે ૧૭૬૧ આશ્વિનને ૨૧ મીએ ' તત્વબોધિની ' સભા સ્થપાઇ આપણા સર્વ શાસ્ત્રોનુ રહસ્ય સમજવુ અને વેદાન્તમા વર્ણવેલા બ્રહ્મનુ જ્ઞાન મેળવવુ એ તે સભાના હેતુ હતા ઉપનિષદ્ને જ હમે વેદાન્ત તરીકે સ્વીકાર્યા હતા વેદાન્તદર્શનના સિદ્ધાન્તોમા હમને શ્રદ્ધા હતી નહિ પહેલે દિવસે તો સભાસદોની સખ્યા ફક્ત દશ જ થઇ હતી પણ પછીથી ધીરે ધીરે તે વધતી ગઇ પહેલા એની બેઠક હમારા ઘરમા પહેલા માળપરની એક ઓ

ડીમાં થતી; પછીથી ત્હેને માટે સુકીયા સ્ટ્રીટમાં એક ખાસ જગા ભાડે લીધી હતી. એ ઘર હાલમાં રા૦ કાલીકૃષ્ણ ઠાકુરના કબજામા છે આ અરસામાં અક્ષયકુમાર દત્ત સાથે મ્હને સંબંધ થયો. ઇશ્વરચન્દ્ર ગુપ્ત ત્હેમને મ્હારી પાસે લઇ આવ્યા હતા. પછી અક્ષયબાબુ "તત્વબોધિની" સભાના સભ્ય થયા. સભાની બેઠકો મહિનાના પહેલા રવિવારની ગત્યના થતી અને રામચન્દ્ર વિદ્યાવાગીશ તે સભામાં આચાર્યને આસને બિરાજી ઉપદેશ આપતા. તેઓ આ શ્લોક ઘણીવાર બોલતાઃ—

" रूपं यस्य विवर्जितस्य भवतो ध्यानेन यद्वर्णितम् ।
स्तुत्यानिर्वचनीयताखिलगुरो दूरीकृता यन्मया ॥
व्यापित्वं च विनाशितं भगवतो यत्तीर्थयात्रादिना
क्षन्तव्यं जगदीश तद्विकलता दोषत्रयं मत्कृतम् ॥ "

"હે અખિલ ગુરો! રૂપથી ત્હમે વિવર્જિત છો તેથી, ધ્યાનવડે ત્હમારૂં વર્ણન કરીયે, સ્તુતિવડે ત્હમારી અનિર્વચનીયતા દૂર કરીયે, અને તીર્થયાત્રા કરી ત્હમાર સર્વ વ્યાપકપણાનો વિનાશ બતાવીયે તો હે જગદીશ, એ ચિત્તભ્રમથી થતા ત્રણે દોષો ક્ષમા કરજો!"

આ સભામાં હરકોઇને વ્યાખ્યાન કરવાનો હક્ક હતો. છતા ત્હેમા એક નિયમ એવો હતો કે જે સહુથી પ્હેલો પોતાનુ ભાષણ લખીને વિદ્યાવાગીશને આપે તે પ્હેલો બોલી શકે. આવો નિયમ હોવાથી કોઇ કોઇ તો પંડિતને સુવાના ઉશીકા નીચે પોતાનુ વ્યાખ્યાન ધીરે રહીને ગોઠવી આવતા કે તે પહેલુ પંડિતજીની નજરે પડે. ત્રીજે વર્ષ "તત્વબોધિની" સભાનો પહેલો સાંવત્સરિક સમારંભ કર્યો. સભા સ્થાને બે વર્ષ થઈ ગયા હતા પણ હમે ધારેલા તેટલા બધા સભાસદ થયા નહોતા. એમ કરતા કરતા ૧૭૦૩ શાકેની ભાદ્ર વદ ૧૪ આવી. આ ઉત્સવ ધામધૂમથી ઉજવવો અને બ્હાર લોકોને પણ ત્હેમા ભાગ લેવા નિમંત્રણ કરવુ એમ વિચાર કર્યો. તે વખતે વર્તમાનપત્રોમા જાહેર ખબર આપવાથી વાત એટલી બધી વહેલી ફરી વળતી નહિ. તેથી હવે એમ કર્યુ કે દરેકે દરેક ઓફીસ અને કચેરીઓમા તે તે ખાતાના વડા ઉપર હમે આમંત્રણો મોકલાવી આપ્યા. નોકરીયાત માણસો ઓફીસમા આવીને જૂએ છે તો તે દરેકની મેજ ઉપર ત્હેમના નામની એક એક ચીઠ્ઠી પડેલી છે, ઉઘાડીને જૂએ છે તો "તત્વબોધિની" સભાનું નિમંત્રણ. તેઓએ કદી પણ "તત્વબોધિની" સભાનુ નામે નહિ સાંભળ્યુ હોય. હમે આ તરફ આખો દિવસ કારભારમા રોકાયલા હતા. શુ કરીએ તો સભાનું ઘર યોગ્ય શણગારવાળું દેખાય, કેવી રીતે પાઠ અને ભાષણ કરવા, અને બીજું શું શું કામ કેમ કેમ કરવું ત્હેની જ વાતો ચાલતી હતી. સંધ્યાકાળ પડતા પહેલાં તો હમે ઠીકઠાક સાથે દીવાબત્તી સુદ્ધાત સર્વસ્વ તૈયારી કરી મૂકી. હમને બીક હતી કે વખતે આ નિમંત્રણથી રખે કોઈ ન આવે તો? પણ સંધ્યાકાળ પડતા તો લોકો સહુ આગળ ફાનસ લઇ લઇને આવવા માડ્યાં. હમે તે સહુને બોલાવી આવકાર આપીને સભાની સામેના ભાગમા આગળની બાંકો પર બેસારવા માંડ્યાં. એમ કરતા કરતા લોકોથી ભાગ ભરાઈ ગયો.

લોકોને એકઠા થતા જોઈ હમારો ઉત્સાહ વધતો ગયો. આવેલા લોક સમજી નહોતા શકતા કે હેમને અહીં શામાટે બોલાવવામા આવ્યા છે અને શુ થવાનુ છે. હમે આતુરતાથી વારે વારે ધડિયાળ તરફ જોયા કરતા કનારે આઠ વાગે ક્યારે આઠ વાગે એમ કરતા જ્યા બરોબર આઠનો ટકોરો થયો કે શખ ઘટા ભૂગળોના નાદ એકદમ શરૂ કીધા. ઓરડાના બધા બારી બ્હારણા ખોલી નાખ્યા અને લોકોને ઘણી જગા આપી. લોકો બધા તદ્દન શાત હતા સામે વેદી હતી. ત્હેની આજુબાજુ દશ દશ દ્રવિડોની હાર કરી વીશ વેદમડળને ગોઠવી દીધુ હતું વેદી ઉપર જ્યાં રામચન્દ્ર વિદ્યાવાગીશે આસન લીધુ ત્યા દ્રવિડી પડિતોએ વેદના મત્રોની ધૂન મચાવી મૂકી તે છેક રાતના દશ વાગ્યા સુધી ચાલી. તે પૂરી થતા મ્હે ઉભા થઈને વ્યાખ્યાન કર્યું એ વ્યાખ્યાનનો સારાશ નીચે પ્રમાણે હતો —

હાલના વખતમા ઈંગ્રેજી ભાષામા વિદ્યાનો વિસ્તાર વધતો જાય છે અને ત્હેના અભ્યાસથી આપણા લોકોમાથી અજ્ઞાન ખમતુ જાય છે એ વાતનો સદેહ નથી. એ પણ વાત ખરી છે કે આપણા મૂર્ખ વર્ગમા લોહ લાકડામા ઇશ્વરના સ્વરૂપનુ આરોપણ કરવામા આવે છે તેવુ ત્હેમનામા નથી પણ આપણા વેદાન્ત ધર્મના અજ્ઞાનને લીધે જ ઇશ્વર નિરાકાર ચૈતન્ય સ્વરૂપ સર્વ વ્યાપક મન વાચા અને ઇન્દ્રિયથી પર છે એ શાસ્ત્રનો ખરો મર્મ જાણીતો નથી તેથી પોતાના ધર્મમા આવુ શુદ્ધ બ્રહ્મ જ્ઞાન નથી એમ જાણીને અન્ય ધર્મમા ત્હેની શોધ કરવાનુ મન થાય છે. ત્હેમના મનમા એવો નિશ્ચય જ થઈ ગયેલો છે, કે આપણા શાસ્ત્રમા કેવલ સાકાર ઉપાસના છે, પણ જો આપણો વેદાન્ત ધર્મ ખરેખર સમજાવવામા આવે તો કદી બીજા ધર્મનો આશ્રય લેવાની જરૂર રહે નહિ. હમે આવી રીતે હિન્દુ ધર્મનુ રક્ષણ કરવાને તત્પર થયા છીએ

મ્હારૂં ભાષણ પૂરૂં થયા પછી શ્યામાચરણ ભટ્ટાચાર્ય બોલ્યા ત્હેમના પછી ચન્દ્રનાથ રાય ઉમેશચન્દ્ર રાય ને પછી પ્રસન્નચન્દ્ર ઘોષ, અક્ષયકુમાર દત્ત અને છવટે રમાપ્રસાદ રાય એમ એક પછી એક બોલ્યા એટલામા રાતના બાર વાગી ગયા. કામ સમાપ્ત થઈ રહ્યુ પછી રામચન્દ્ર વિદ્યાવાગીશ બોલ્યા પછી સગીત ચાલ્યુ ને બે વાગ્યા લોકોને હવે કટાળો આવવા લાગ્યો. ઘણુ ખરૂં બધા લોકો પોતપોતાની ઓફીસ ચાકરીયેથી જ પાછા ફરતા બારોબાર ત્યા આવેલા. કોઇએ મ્હો ધોયેલુ નહિ કોઇએ પાણીએ પીધેલુ નહિ. નાવા વિના બધા આવેલા પણ આ સમારભમા તૂટ પાડવાની કોઇની હિમત ચાલી નહિ ને કોઇ વચ્ચેથી ઉઠી શક્યુ નહિ. કોઇએ બોલ્યુ ચા યુ કે ગણગણ્યુ નહિ, ને સભા મ્હોટી ફતેહ સાથે આખરે પૂરી થઇ આ હમારી 'તત્વબોધિની" સભાનો પ્હેલો મ્હોટો સાવત્સરિક સમારભ અને તે જ ત્હેનો છેલો. આ સમારભ ગયા બાદ શાકે ૧૭૬૪ મા હમે બ્રાહ્મ સમાજ સાથે ભળી ગયા. બ્રાહ્મ સમાજના સસ્થાપક રાજા રામમોહન રાય એ દિવસથી અગીયાર વરસ ઉપર ઇગ્લાડના બ્રીસ્ટલ નગરમા વિદેહ થયા હતા મ્હને લાગ્યુ કે બ્રાહ્મ સમાજ જ્યારે બ્રહ્મોપાસના માટે સ્થપાઈ છે ત્યારે ત્હેની સાથે "તત્વબોધિની," સભા ભેળવી દેવાથી અનાયાસે હમારો મૂળ હેતુ સિદ્ધ થઈ શકશે એમ વિચાર કરી એક બુધવારે તે સમાજ જોવાને હમે ગયા. જઇને જોયુ તો સૂર્ય અસ્ત થતા પહેલા સમાજની પાછળના ભાગમા એક દ્રવિડી બ્રાહ્મણ ઉપનિષદનો પાઠ કરતો હતો અને રામચન્દ્ર વિદ્યાવાગીશ

ઇશ્વરચન્દ્ર ન્યાયરત્ન, અને બીજા બે ત્રણ બ્રાહ્મણો ત્હેની સામા બેસીને સાંભળતા હતા શૂદ્રોને ત્યાં જવાનો અધિકાર હતો નહિ. સૂર્ય અસ્ત પામ્યા પછી રામચન્દ્ર વિદ્યાવાગીશ અને ઇશ્વરચન્દ્ર ન્યાયરત્ન સમાજના મકાનમાં ખુલ્લી રીતે વેદી આગળ બેસી અહીંયા આગળ તો બ્રાહ્મણ શૂદ્ર સર્વે જાતિને સમાન હક હતો પણ લોકો ત્યાં થોડા આવતા વેદીની પૂર્વ તરફ જાજમ ને ગલીચો પાથરેલા હતા તે પર પાંચ છ ઉપાસકો બેઠા હતા અને વેદીની પશ્ચિમ તરફ બે ચાર જણ બ્હારથી આવનારા લોકો બેસતા. ઇશ્વરચન્દ્ર ન્યાયરત્ને ઉપનિષદનું વ્યાખ્યાન કર્યું અને વિદ્યાવાગીશ મહારાજે વેદાન્તદર્શનની મીમાંસા સમજાવવા માંડી વેદીની સામે કૃષ્ણ અને વિષ્ણુ એ બે ભાઇઓએ મળી એમ ત્રરે બ્રહ્મસંગીતનું ગાન કર્યું અને રાત્રિના નવને સુમારે સભા વિસર્જન થઈ. હમે આ વ્યવસ્થા અને હાલત જોઈ બ્રાહ્મ સમાજની ઉન્નતિ કરવાનો ભાર ઉપાડવો એમ નિશ્ચય કર્યો અને 'તત્વબોધિની' સભાને ત્હેની સાથે ભેળવી દીધી નક્કી એમ થયું કે 'તત્વબોધિની' સભા બ્રાહ્મ સમાજનો બધો મ્હેનતભાર સભાળે તે દિવસથી "તત્વબોધિની" સભાની માસિક ઉપાસના બંધ થઈ અને ત્હેને બદલે સવારના વખતે બ્રાહ્મ સમાજની ઉપાસના કરવા માંડી 'તત્વબોધિની' સભાના સાંવત્સરિક સમાગમો મૂકી બ્રાહ્મસમાજ પ્રતિષ્ઠાનો દિવસ ૧૧ મી માઘ ઉત્સવ માટે નક્કી થયો. શાકે ૧૭૫૦ ના ભાદ્ર માસમાં જોડા સાંકોમાં કમલ બસુનું ઘરભાડે લીધું અને ત્હેમાં બ્રાહ્મ સમાજ એકઠી થવા માંડી, અને એ ભાદ્ર માસમાં ત્હેનો જે વાર્ષિક ઉત્સવ થતો તે તે હમારી બ્રાહ્મસમાજ સાથે જોડાવા પહેલા શાકે ૧૭૫૫ માં ક્યારનોય બંધ થઈ ચૂકયો હતો

જ્યારે બ્રાહ્મ સમાજની વ્યવસ્થા હમે માથે લીધી ત્યારથી ત્હેના ઉન્નતિની ચિન્તા હમને વધી. સમાજમાં વધારે માણસો કેમ કરીયે તો આવે એના વિચારો થવા માંડ્યા ધીરે ધીરે હમારા પ્રયત્નથી અને ઇશ્વરની કૃપાથી લોકમાં સંખ્યા વધતી ચાલી, તેમ તેમ ઘર પણ મ્હોટું લેવાનું ચાહ્યું એ વખતે હમારો કેવો ઉત્સાહ હતો! પેલા મકાનની અંદર બે ત્રણ ન્હાના ન્હાના ખંડો હતા જેમ જેમ સભાસદોની સંખ્યા વધતી ગઈ તેમ તેમ ભીંતો તોડી પાડી ખંડ વિશાળ કરતા ગયા જેમ સમાજનું ઘર ન્હાનું મ્હોટું થતુ ગયું તેમ તેમ લોકોની આવજાવ વધતી ગઈ તે જોઈ હમને ખાતરી થતી ગઈ કે બ્રાહ્મ સમાજની ઉન્નતિ થાય છે ખરી. એથી મનને કેટલો બધો આનન્દ થતો હતો!

"અરવિન્દ."

---

# ગૃહ્ય કલાઓ.*

મનુષ્યજાતિના મનમા સૌન્દર્યની ભાવના સર્વ કાલમા રહેલી છે. જગલી પ્રજાઓમા અપરિપક્વ રૂપમા પણ એ ભાવનાનુ દર્શન થાય છે. મનુષ્યસ્વભાવનુ લક્ષણુ સુન્દરતા તરફ આકર્ષાવાનુ છે. સૌન્દર્યની એ ભાવનાને ઇન્દ્રિયગોચરતામા લાવવી તેને કલા કહેવામા આવે છે. કલાની આ ટુકી વ્યાખ્યામા એના સાધારણ અર્થનો સમાવેશ થઈ શકે છે. મહાન તત્ત્વચિંતકોએ કલાના જૂદા જૂદા લક્ષણુ કહ્યા છે સૌન્દર્યના લક્ષણુ વિશે પણુ એક મત નથી. તથાપિ કલાના સર્વ ભિન્ન ભિન્ન લક્ષણુમા સૌન્દર્યની ઇન્દ્રિયગોચરતા એ સ્વરૂપ હોય છે જ.

આ સૃષ્ટિની રચના સુન્દરતાથી પરિપૂર્ણ છે. કુદરત–સૃષ્ટિનો કર્તા એક મહાન કલા વિધાયક છે કુદરતની રચનાઓ સર્વ કલાઓના ઉત્કૃષ્ટ નમુના છે. ઘણીવાર મનુષ્ય કુદરતની કલાઓનુ અનુકરણુ કરે છે અને ઘણીવાર પોતાના મનમા રહેલી કલ્પનાશક્તિવડે નવી સૃષ્ટિ ઉપજાવે છે કાઇક અસાધારણુ કારણોથી મનુષ્યના મનમા લાગણીઓ ઉદ્ભવે છે અને તે લાગણીઓ મૂર્ત સ્વરૂપ–આકર્ષક, સૌન્દર્યપૂર્ણુ સ્વરૂપ–ધારણુ કરે છે. આ રીતે સર્વ કલાઓની ઉત્પત્તિ છે અનુકરણશક્તિ, કલ્પના અને લાગણીઓ એ સર્વ મળી મનુષ્ય પાસે જે કાર્ય કરાવે છે તે મનુષ્યની કલાઓ છે

જર્મન તત્ત્વવેત્તા હેગલ મુખ્ય પાચ કલાઓ ગણે છે અને જડ પદાર્થ જોડેના તેમના સબધના પ્રમાણુમા તેમને એક એકથી ચઢીઆતી ગણે છે તેને અભિપ્રાયે સર્વથી ઉતરતી પક્તિની કળા Architecture (બાધકામ) છે, કેમકે તેમા મુખ્યત્વે જડ પદાર્થોની, જડ આકૃતિઓની ગોઠવણુ છે. ત્યાર પછી શિલ્પવિદ્યા (Sculpture) તેનાથી કાઇક ચઢીઆતી છે, કેમકે મનુષ્યની પ્રાણીની આકૃતિઓ તેમા કહાડવામાં આવે છે અને તેમા મનોવ્યાપાર કાઇક વિશેષ છે તે પછી ચિત્રકળા છે. તેમા જડપદાર્થ સાથે વધારે ઓછો સંબધ છે વળી તેમા મનોવ્યાપાર વધારે હોવા ઉપરાત માનસિક વ્યાપારો–લાગણીઓનુ તેમા દર્શન થાય છે ચિત્રકળાથી ચઢતી કળા સગીત છે, જે દૃષ્ટિગોચર ન હોતા કર્ણુગોચર છે તેથી ઓછી સ્થૂલ લાગે છે તે શબ્દમય હોઈ તેનું ઉપાદાન જડ પૃથ્વી નહિ પરતુ આકાશ છે સર્વથી શ્રેષ્ઠ કળા તે કવિતા છે તેમા જડ ઉપાદાન નહિ જેવા છે. તેમા મનુષ્યનો આત્મા મૂર્તિમાન થઈ વાણીનુ રૂપ ધારણુ કરે છે. અને તેની ઇન્દ્રિયગોચરતા બહુ થોડી છે. તે કવિના મનમાથી ઉદ્ભવી અન્ય મનુષ્યોના મનને સ્પર્શે છે. એક મનુષ્યનુ મન અન્ય મનુષ્યના મનને સ્પર્શી કરી શકે તેના સાધનરૂપ વાણીની કવિતાને જરૂર પડે છે એટલા અશમા જ તે ઇન્દ્રિયગોચર છે. આ સર્વ અગ્રેજીમા જેને Fine Arts કહે છે તે–મનોવ્યાપારની સૌન્દર્યોત્પાદક કલાઓ છે.

---

* મુબાઇમા મળેલી બીજી સાહિત્ય પરિષદ્મા સૌ. વિદ્યા—એમણે કરેલુ ભાષણુ

આ લખનો વિષય ગૃહ્ય કલાઓનો છે ગૃહ્ય કલાઓમા ઘર મનથી તમામ કળાઓનો સમાવેશ થાય છે Fine Arts જેને આપણે સૂક્ષ્મ કલાઓ કહીશુ તેમાની થોડી અને બીજી ઘણી વધારે ઘરને લગતી કળાઓ છે આપણા સસ્કૃત શાસ્ત્રકારોએ એકદર ચોસઠ કળાઓ કહી છે તે નીચે પ્રમાણે છે –

૧ વાદ્ય ૨ નૃત્ય ૩ ગીત ૪ નાટ્ય. ૫ આલેખ્ય ૬ દેહને રગવી ૭ જમીનમાથી રત્ન કહાડવા ૮ દેવને તદુલ પુષ્પથી પૂજવુ ૯ પુષ્પની શય્યા બનાવવી. ૧૦ દાત લુગળ અને અગનુ રગવુ ૧૧ શયનરચન ૧૨ ઉદકવાદ્ય (જલતરગ વગાડવુ) ૧૩ ઉદકઘાત (ફુવારા ઉડાડવા) ૧૪ ચિત્રયોગ ૧૫ પુષ્પની માળા ગુથવી ૧૬ કેશ ગુથવા. ૧૭ સ્વાગ લેવો ૧૮ કાનને ભૂષણ કરવુ ૧૯ સુગધી પદાર્થો ખેચવા ૨૦ ભૂષણ યોજના. ૨૧ ઇન્દ્રજાલ ૨૨ કૌચમાર યોગ (બીજાને ફસાવવાની બાવિદ્યા) ૨૩ હાથચાલાકી ૨૪ પક્વાન મિષ્ટાન્ન વગેરે ક્રિયા ૨૫ શરબત મદિરા બનાવવાની ક્રિયા ૨૬ સીવવાની ક્રિયા. ૨૭ વીણા ડફ વગેરે વગાડવાની ક્રિયા ૨૮ ઉખાણા મસરીઆ વેણુ મારવાની વિદ્યા. ૨૯ પુતળા બનાવવાની વિદ્યા ૩૦ દુર્વચક યોગ (દુષ્ટ માણસને પ્રપચથી હરાવવાની વિદ્યા) ૩૧ પુસ્તકવાચન (બીજાને સભળાવવા માટે વાચવુ તે) ૩૨ નાટિકા આખ્યાયિકા દર્શન ૩૩ સમસ્યાપૂર્તિ ૩૪ પટા ખેલવાની તથા બાણ ફેકવાની વિદ્યા. ૩૫ તર્ક કર્મ ૩૬ સુતારની કારીગરી ૩૭ વાસ્તુ વિદ્યા. ૩૮ રૂપ્યરત્નપરીક્ષા ૩૯ રસાયન વિદ્યા. ૪૦ મણિરાગ જ્ઞાન ૪૧ ખાણ શોધી કહાડવાનુ જ્ઞાન. ૪૨ ઝાડના આયુષ્ય જાણવાની વિદ્યા ૪૩ મેઢા કુકડા લડાવવાની વિદ્યા ૪૪ પોપટ મેના વગેરેને બોલાવવાની વિદ્યા ૪૫ ઉત્સાદન ૪૬ કેશમાર્જનકૌશલ ૪૭ અક્ષરમુષ્ટિકા કથન ૪૮ મ્લેચ્છ કાવ્યનુ જ્ઞાન ૪૯ દેશભાષાજ્ઞાન ૫૦ બગીચા બનાવવાની કળા ૫૧ યત્રમાતૃકા ૫૨ ધારણ માતૃકા (કાગળ વગેરે ઉપર અક્ષર ખેચી પ્રયોગ કરવાનુ જ્ઞાન) ૫૩ સપાટ્ય (હીરાના એ કકડા કરવાનો હુન્નર) ૫૪ માનસી કાવ્યક્રિયા ૫૫ ક્રિયાવિકલ્પ ૫૬ કપટ પ્રપચ યોગનુ જ્ઞાન ૫૭ શબ્દનુ તથા કવિતા રચવાનુ જ્ઞાન ૫૮ સુતરના વસ્ત્રને રેશમી અને રેશમીને સુતર જેવુ દેખાડવાની ક્રિયા ૫૯ ખોટા પાસા નાખી દ્યૂતક્રિયાની વિદ્યા ૬૦ મત્રથી બીજાની વસ્તુ હરણ કરવાની વિદ્યા ૬૧ બાલક્રીડન ૬૨ વૈનાયિક (બરવાની વિદ્યા) ૬૩ વશીકરણની વિદ્યા ૬૪ વૈતાલિકી વિદ્યા. એ રીતે ચોસઠ કળાઓ સસ્કૃત લખનારાઓને અભિપ્રાયે છે આટલા બધા નામ કુતૂહલ ખાતર આપ સર્વેએ કટાળ્યા વિના સાભળ્યા હશે એવી આશા છે. એમા સૂક્ષ્મ કળાઓ ઉપરાત બીજી કળાઓ ઘણી છે અને પાશ્ચાત્ય સૂક્ષ્મ કળાઓમાથી બાધકામ તથા શિલ્પ વિદ્યા નથી. વળી ઘણી એવી છે કે જેને સૌન્દર્ય સાથે સબધ નથી. કેટલીક સદ્વર્તનને ઉચિત પણ નથી ખોટા પાસાથી દ્યૂત રમવુ, પારકાની વસ્તુ હરણ કરવી, વૈતાલિકી વિદ્યા બક વિદ્યા વગેરે અયોગ્ય વર્તનોનો પણ અદર સમાવેશ કરેલો છે કેટલીક કલાનુ નામ પણ ઘટતુ નથી. પણ આપણે જેને ગૃહ્ય કલાઓ કહીએ તે લગભગ સર્વ આ સમૂહમાથી મળી આવે તેમ છે સૂક્ષ્મ કલાઓથી માડીને લગભગ હુનર સુધીના પ્રદેશને પહોચતી ગૃહ્ય કળાઓ છે એ ચોસઠ કલાઓમા વિદ્યા અને કળા (Science and Art)

જ્ઞાન અને તેનુ વ્યવહારમા કાર્યરૂપ પરિણામ, એનો ભેદ રાખ્યો જણાતો નથી. વિદ્યા અને કલાઓ ભેગી આપી છે તથાપિ પ્રત્યેક કલાની વિદ્યા ( art ની science ) હોઇ શકે અને પ્રત્યેક વિદ્યા વ્યવહારમા મુકતા તેની કલા થાય એ શક્ય છે એમ જાણી જ્ઞાન અને કાર્ય એકત્ર મુકવાથી થતી ગુચવણ દૂર કરી શકાશે

ઉપર કહ્યુ તેમ કલાની ઉત્પત્તિ, સૌન્દર્યની ભાવના, કલ્પના તથા લાગણીમા છે તે સાથે તેનો હેતુ આનદ આપવાનો છે, એ વાત ધ્યાનમા રાખવા યોગ્ય છે એ ધોરણે ઉપ ગની ચોસઠ કલાઓમાથી ગૃહ્ય કલાઓ તારવી કહાડવી સહેલી પડશે. વાદ્ય, નૃત્ય, ગીત, નાટ્ય, આલેખ્ય, લુગડા રગવા, જલતરગ વગાડવુ ફુવારા, બનાવવા, ચિત્રકલા, પુષ્પની માળા ગુથવી, કેશ ગુથવા, કાનને ભૂષણ લગાડવા, સુગધી પદાર્થ ખેચવા, ભૂષણયોજના પકવાન મિષ્ટાન્ન બનાવવા, શરબત બનાવવા સીવવુ, વીણા ડમ્ બજાવવા, પુતળી બના વવા, પુસ્તકવાચન ( Reading aloud & reciting ), પોપટ મેના બોલાવવા, કેશમાર્જન, બગીચા બનાવવા, બાલક્રીડનક અને વૈનાયિક અથવા ભરવાની કળા એટલી ગૃહ્ય કળાઓ કહી શકાય આ ઉપરાત હાલના સમયમા ફોટોગ્રાફી એ પણ સુગણનાયોગ્ય ગૃહ્ય કળા છે વળી ઘરને શણગારવાના તથા વસ્ત્રાલકાર સજવાના સસ્કૃત કાવ્યોમા તથા ગુજરાતી કાવ્યોમા વર્ણન છતા તેમને કલામા ગણાવ્યા નથી એ સિવાય બીજી પણ હશે જુદા જુદા દેશોમા કાઇ જુદી જુદી ગૃહ્ય કલાઓ પ્રવર્તમાન હોય છે

ગૃહ્ય કલાઓનો અર્થ માત્ર જડ ઘરને જડ પદાર્થોથી શોભાવનારી કલા કરતા વિસ્તારવાળો લીધો છે ઘર એટલે ઇંટ માટીનું ઘર નહિ પરતુ Home એમા ઉપયોગી અને આનદ આપનારી કળાઓ એવો અર્થ લેતા બાધ નહિ આવે એ માટે પ્રથમ ઘરને સુશોભિત કરવાની, અદર અને બહારથી સુદર રચનાકૃતિ કરવાની કલાઓ, પછી તેમા વસનારાઓની ભૂખ તરસ સતોષાઇ તેમને આનદ મળે તેવી કળાઓ, તેઓ સુશોભિત વસ્ત્રાભૂષણ સજી સુન્દરતાની ભાવનાનો સાક્ષાત્કાર કરાવે તેવી કલાઓ, તથા તેમના માનસિક સૌન્દર્યની આ-કર્ષક છાપ દર્શાવનારી કલાઓ એ સર્વ ગૃહ્ય કલાઓમા આવવી જોઇએ એ સર્વ સરખા મહત્ત્વની નથી તથાપિ વધતા ઓછા મહત્ત્વના અશ છતા પ્રત્યેકમા કાઇ ચતુરાઇ કે કારી ગરીનો અંશ હોવો જરૂરનો છે. અને તેથી જ એ કળાઓના વિધાયક સામાન્ય બુદ્ધિના મનુષ્ય કરતા ચઢીઆતા ગણાય છે. કલાવાન મનુષ્યની દૃષ્ટિએ સૌન્દર્ય વહેલુ પડે છે ઇંગ્રે જીમા કહે છે તેમ An eye for the beautiful એવી તેમની શક્તિ હોય છે

જુના સસ્કૃત ગ્રથોપરથી જણાય છે કે પ્રાચીન કાળમાં એ સર્વ કલાઓ પ્રચલિત હતી. ચિત્રકળા તથા સગીતકળા સરખી સૂક્ષ્મ કળાઓ પરિપકવ દશામા આપણા દેશમા ઘણા જુના કાળથી હશે એમ માલમ પડે છે મહાકવિ કાલિદાસના શાકુતલ નાટકમા દુ-ષ્યન્ત રાજા ને ચિત્રકળામા નિપુણ બતાવ્યો છે અને તે એટલી હદ સુધી કે તેણે પોતે ચિતરેલું શકુતલાનું ચિત્ર જોઈ તેને ખરી શકુતલા સમજી રાજા તેને ભ્રમર ડખ દેશે એમ ઘડીક ભ્રમણામા પડે છે. મેઘદૂત કાવ્યમા યક્ષ પોતાની વિરહિણી સ્રીનુ વર્ણન મેઘ આગળ

કરે છે તેમા કહે છે કે તે કદાપિ મારૂ ચિત્ર કલ્પનાવડે દોરતી હશે, અથવા વીણા વગાડતી હશે અને પોતાનુ રચેલુ ગીત ગાતા વિહ્વલતાથી ગાવામા કાઈ ભુલતી હશે વગેરે એ પ્રમાણે સગીત, વાદ્ય અને ચિત્રકળા ત્રણે કળાઓના વર્ણન છે. ગુજરાતી કવિ પ્રેમાનદમા ચિત્રલેખાને ચિત્રકળામા કુશળ વર્ણવી છે, અને તેમા એટલી નિપુણ કહી છે કે દેશ દેશના રાજાઓના ચિત્ર ઓખાને તે ચિતરી દેખાડે છે અને,

"ચિત્રલેખાએ લખીને દેખાડયો અનિરૂદ્ધ
મુગટ ભ્રમરપર વદન સુધાકર, નેત્ર બે અબુજ,
ઘેલી થઈ ઓખા ધાઇને ભેટી કાગલને ભરી ભૂજ.

*  *  *  *

નાના બેનો મારા સમ છે, લાને છો શા માટે,
ચિત્રલેહા કહે ન હોય સ્વામી વગગ્યામા કાગળ ફાટે

એ પ્રમાણે આમેહુબ છબી ચિતરી શકતી એમ કવિએ બતાવ્યુ છે. બાગ બગીચા બનાવવા અથવા બાગબાનીનો શોખ પણ સસ્કૃત કાવ્યોમા વર્ણવેલો છે. શકુન્તલાને ઝાડને પાણી પાતી કવિએ વર્ણવી છે મેઘદૂતમા યક્ષ કહે છે કે અનકાપુરીમા એક મન્દારનુ ઝાડ છે, અને તે મારી કાન્તાએ સ્નેહથી ઉછેરેલુ છે અને તેને ઘણુ પ્રિય છે મહેલો અને ગૃહો અતિ મનોહરતાથી શણગારેલા હોય તેના વર્ણન કાદબરી વગેરે સસ્કૃત ગ્રથમા છે સભા મડપો અને મહેલોના વર્ણન આપણા ગુજરાતી કવિઓના કાવ્યોમા પણ છે, સગીત, વાદ્ય અને નૃત્યનુ વર્ણન પ્રેમાનદના દ્રૌપદીસ્વયવરમા પણ છે—

"જીરે શીરે શોભા કહુ તેહની જાહા નૃત્ય કરે ઉરવશીજી,
મેનકા હેમા બીજી બહુ રભા, જે છે નાર સુર અશીજી

*  .  *  *  *

કો ગોડી શ્રીરાગ વખાણે, કો કલ્યાણુ કેદારજી,
કો ગુજરી સારગ સામેરી, કો ગાવે રાગ મલારજી,
કો કાનડો અડશો ને અશાવરી, કો ગાએનાર વસતજી,
કો ભેરવને દેશાખ આલાપે નટરાગ વિહસજી
કો આદોલ કાશી મેવાડો, કોએ દીપક રાગ માડયોજી,
મધુરા ટોડી વેરાડી ગાએ, બેવ અન્ય તો છાડયોજી

*  *  *  *

તાલ મ્રદગ ને અનેક સુર સાથે તબુરા વીણા વગાડે રગેજી,
રબાબ સારગી પીનાક શ્રીમડલ, પાવા જલ જત્ર દશ દશેજી."

વળી સામળ ભટની વિદ્યાવિલાસીનીની વાર્તામા વિલાસીની નૃત્ય કરે છે તેનુ વર્ણન છે—

"નૃત્ય નિહાળી રીઝયો ભૂપ, જાણે રભા સરખુ રૂપ,
પૃથ્વી ઉપર પગ નવ ધરે, અંગ મોડીને કટકા કરે
બોતેર કળાથી કરતી નૃત્ય, ગઈ રાજા કેરી ત્યાં ગત્ય.
* * * *
થાય જેવો વીણાનો નાદ, તેવો પડે નારીનો પાદ,
રાગ છત્રીસે તેમાં ભળે, ચંગ મૃદંગ સુર આવી મળે,
ઢોલ નરઘાં ઘુઘર ને ચગ, ઉતારે વીણાના રગ,
નૃત્ય દેખી વિલાસીની તણું, સર્વે મોહ પામ્યા છે ઘણું."

એ સિવાય બીજા કવિઓના લખાણમા પણ સગીત અને વખત વખતના રાગના વર્ણન છે.

વલ્લભની ગરબીઓમા અબાજી તથા બહુચરાજીના શણગાર વર્ણવ્યા છે તેમા જુદાં જુદા આભૂષણો અસખ્ય ગણાવેલા છે. પ્રેમાનદ, સામળ અને બીજા કવિઓએ પોતાનાં કાવ્યની નાયિકાઓ ( Heroines )ના વસ્ત્ર આભૂષણ વર્ણવ્યા છે નરસિંહ મહેતો, દયારામ વગેરેએ કૃષ્ણના કાવ્યોમા કૃષ્ણના શણગારનુ વર્ણન કર્યું છે. બ્રહ્માનંદ કવિએ કૃષ્ણકીર્તનના કેટલાક પદમા કૃષ્ણના તમામ ફુલના શણગાર લખ્યા છે—

"કાનમા ફુલડાના કુડળ, ફુલડાના ભુજબધ,
ફુલતણા ગજરા ફાવે છે, સુદર માહિ સુગધ.
ફુલતણો શિર મુગટ જોઈને, મગન ફરે વ્રજનાર."

"ફુલની બાધીરે, પોચી ફુલની બાધી.
ફુલતણા છોગળીઆ ફરતા, મેલ્યા મર્માળા.
ફુલડાની ટોપી ગુથીને, પ્રેમે પહેરાવી."

"ફુલડા કેરા તોરા પહેર્યા, વ્રજ જીવન વહાલે,
ભૂધરજી ફુલડાને ભારે, લટકતા ચાલે."

આમા પુષ્પ ગુથવાની સુદર કળા નજરે પડે છે સ્વાદિષ્ટ અને ભાત ભાતનાં પકવાન, મીઠાઈઓ, શાકો, અથાણા એના વર્ણન પણ કૃષ્ણની થાળના કાવ્યમા અથવા બીજા કૃષ્ણભક્તિના કાવ્યમાં ગોપીઓ કૃષ્ણને ભોજન કરવા તેડે છે તે પ્રસગમા લખેલા છે.

આ સર્વ દષ્ટાંતો ઉપરથી, એમા વર્ણવેલી કળાઓ તે તે સમયે સારી રીતે જાણીતી હતી એમ સિદ્ધ થાય છે. એ સમયને આટલા વર્ષ વીત્યા પછી તે કળાઓમાં અને બીજી ગૃહ્ય કળાઓમા ગણના યોગ્ય આપણે કાંઈ જ આગળ વધ્યા નથી. ઉલટુ કેટલીક કળાઓ નાશ પામી છે મધ્ય કાળમા વારાંગનાઓ સર્વ કળાઓમા નિપુણ ગણાતી અને કુલીન સુ-

વકો જાત.જાતની કળાઓની માહિતી મેળવવા તેઓ પાસે જતા. કળાઓ શીખવાની એક સંસ્થા જેવાં એવી સ્ત્રીઓનાં ઘર ગણાતાં.

મુસલમાની રાજ્યના સમયમાં એ લોકો પાસેથી આપણે થોડી જ કળાઓ શીખ્યાં છીએ. મુસલમાનો ઘણી ગૃહ અને બીજી કળાઓમાં કુશળ હતા; પરંતુ એમના રાજ્ય સમયે હિંદુ મુસલમાન વચ્ચે ભિન્નભાવ અને અંતર હોવાથી કે બીજા ગમે તે કારણથી આપણે તેમની કળાઓ કોઇક જ દાખલ કરી છે. પાંચસો વરસના મુસલમાની અમલ કરતાં સો વરસના અંગ્રેજી અમલમાં ઘણીક નવીન કળાઓ આપણા દેશમાં આવી છે. આનું એક કારણ એ છે કે અંગ્રેજ લોકો આ દેશના લોકને શરૂઆતથી કેળવતા આવ્યા છે. અને બીજું કારણ અંગ્રેજી ભાષામાં લગભગ બધી કળાઓ માટે પુષ્કળ સાહિત્ય છે. આપણી કલાઓનો પુનરુદ્ધાર કરવા માટે સર્વ કળાઓનાં શાસ્ત્રીય પુસ્તક હોવાની જરૂર છે. પુસ્તકો વાંચી એમનેએમ કલાવિધાનની શક્તિ આવી જતી નથી એ સત્ય છે. છતાં જુદા જુદા સમયના મહાન કલાવિધાયકોનો અનુભવ અને જ્ઞાન સ્થાયી સ્વરૂપમાં પુસ્તકમાં રહી કળાના નવીન અભ્યાસીઓને માર્ગદર્શક બને છે. માટે બીજા સાહિત્યની વૃદ્ધિ સાથે કળાઓ સંબંધી સાહિત્યની ઉન્નતિ થવાની અતિ આવશ્યકતા છે.

ઘરનાં સર્વ કાર્ય સ્ત્રીઓનાં હોવાથી ગૃહકળાઓ મોટે ભાગે સ્ત્રીઓની કળાઓ જ હોવી જોઇએ. દુર્ભાગ્યે આપણા દેશમાં કળામાં કૌશલ્યવાળી સ્ત્રીઓ થોડી છે. ચિત્રકળામાં આપણી સ્ત્રીઓ વધારેમાં વધારે સાથીઆ પુરે કે નાગ કહાડે. સંગીતમાં જાણીતા ઢાળની ગરબીઓ ગાઈ જાણે. હલકી સ્ત્રીઓ સંગીતકળામાં પ્રાવીણ્ય મેળવી ગાવાનો ધંધો કરે છે તેને લીધે ઉચ્ચ સ્ત્રીઓમાં સંગીત તિરસ્કાર પાત્ર ગણાયું. ઘર શોભાવવામાં આપણી સ્ત્રીઓ ઘણું તો ઘરનાં તમામ વાસણ સફાઈથી સુંદર દેખાય તેમ ગોઠવે અને ઉંચી વર્ણોમાં સહેજ ભરવું ગુંથવું, આમાં આપણી સર્વ ગૃહ કળાઓની સમાપ્તિ થાય છે. હાલમાં નિશાળોમાં કન્યાઓ શીખવા જાય છે તેને લીધે ભરવા ગુંથવાનું આગળ વધ્યું છે, એ ખરૂં છે પણ જેને ખરી કળા કહીએ એવાં સુંદર ( Artistic ) કાર્ય થોડાં જ કરી જાણે છે. જેમને અનુકૂલતા હોય તેઓ નવરાશનો કાળ ગૃહ કળાઓ ખીલવવા પાછળ કહાડે તો નિરર્થક નહિં જાય. કેમકે મહાન કલાવિધાયકો સરખું તો નહિં પણ ચિત્ત પ્રસન્ન થાય અને નિર્દોષ આનંદ પ્રાપ્ત કરાય એવું કલાવિધાન સર્વ કોઈ કરી શકે છે. પરિપૂર્ણ રીતે માત્ર ઇશ્વિરદત્ત ખાસ શક્તિવાળાં કરી શકે પરંતુ સાધારણ કલાવ્યાપાર દુર્લભ નથી. કલાના પ્રસાદથી અંકિત થએલાં મનુષ્ય જગતની મલિનતાથી કાંઇક દૂર રહી શકે છે એવો કલાનો દિવ્ય પ્રભાવ છે.

ગૃહ કળાઓ કેટલી મનોહર અને ચિત્તાકર્ષક હોઇ શકે તેનો કાંઇક ખ્યાલ આવે તેવો, મુંબઇમાં થએલા પ્રદર્શન વખતનો સ્ત્રીઓનો વિભાગ હતો. સુંદર કારીગરીની સુંદર રચનાઓ એમાં સર્વત્ર નજરે પડતી હતી. પરંતુ એ સર્વમાં આપણી હિંદુ સ્ત્રીઓનો ભાગ જુજ હતો, અન્ય કોમોનું કામ મોટે ભાગે હતું. હિંદુ સ્ત્રીઓને પણ કળાઓનું યોગ્યશિક્ષણ આપવામાં આવે તો તેઓ પણ વખત જતાં કળાઓમાં પ્રવીણ થઇ આગળ વધી શકે. પરંતુ 'ગૃહ

કળાઓ જેવી સ્ત્રીઓની ખાસ કળાઓ તરફ પણ આપણા લોકો બેદરકાર છે. એ બેદરકારીને લીધે પ્રજાની ઉન્નત ગતિમાં અવરોધ આવે છે. વિદ્યાકળા અને હુન્નરમાં ચઢિયાતી સ્થિતિમાં આવ્યા વગર કોઇ પણ પ્રજા આગળ વધી શ્રેષ્ઠતા પામતી નથી. વિદ્યાકળાની સ્થિતિ પ્રજાની સ્થિતિનું સૂચક ચિહ્ન છે. એક સમય એવો હતો કે આપણો દેશ સર્વ સુધરેલી પ્રજાઓને અગ્રણી હતો. તે સમયમાં અહીં વિદ્યાકળામાં કૌશલ્ય પણ પરિપૂર્ણ હતું. બીજી બાબતોની અવનતિ સાથે વિદ્યાકળા પણ અધોગતિ પામી. પ્રજાનાં સમસ્ત અંગ સાથે ખીલે તો જ તે ઉન્નતિ પ્રાપ્ત કરે એવો સૃષ્ટિનિયમ છે. કેટલીક પ્રજાઓ કળામાં ખાસ વધારે પ્રવીણ હોય છે. પરંતુ સામાન્ય રીતે સર્વ દિશામાં ઉન્નત માર્ગ ક્રમણ કરાય તો જ શ્રેષ્ઠતા પ્રાપ્ત કરાય.

જગત વ્યવહારની બહાર લઈ જઇ કાંઇક દિવ્ય પ્રદેશોની ઝાંખી કરાવનાર-કળાઓ સર્વથા આદરણીય છે, પૂજ્ય છે. ગૃહ કળાઓ તેવી જ કળાઓનાં રૂપ છે માટે તે પરિપૂર્ણતા પામે એવો આપણુ સર્વને યથાશક્તિ યત્ન કરવાનો છે.

સૌ. વિદ્યા.

---

## પેશ્વાના દરબારમાં પ્હેલો ઇંગ્રેજ રેસીડન્ટ.

"મેસ્ત્ર માલિટ ઇંગ્રેજના, ઘાટ પર આવ્યાનું વર્ણન પ્હેના સેવામાં લખી મોકલ્યુ છે હાલ ગલે છ ૨ જમાદિલવલે અસ્તમાન વખતે પુનામાં તે દાખલ થયા. ગણેશખિંડ સુધી રા જનાર્દન આપાજી અને હું ગયા હતા રા ગાયકવાડના વાડામાં તેને ઉતારો આપ્યો છે પરંતુ પ્રશસ્ત અને ઝાડપાન વાળી જગ્યા તેમને જોઇએ તેથી પર્વતીની સામે રા આનદ રાય જીવાજીના બાગ સાનિધ્ય અદબરાઇમાં તંબુ નાખી પડયા છે જનાનખાનું ગાયકવાડના વાડામાં મોકલ્યુ છે અને પોતે બ્હાર રહ્યા છે ફરાસખાનું ડેરા રાવટીઓ વિગેરે સર્વ સામાન ઘણો છે સરકારમાંથી કાઇ લેવું પડયુ નથી આજ્ઞા પ્રમાણે એક હજાર રૂપીઆ મેજબાની મોકલાવી આજ પ્રાતકાલે તેમના બોલાવ્યાથી તેમને ડેરે ગયો હતો. બહુ માનની વાતો સરકારની મૈત્રિ વગેરેની વાતો થઈ શ્રીમતને નજર કરવાની વસ્તુઓ દેખાડી. લશ્કરના વર્તમાન પુછયા. તે બાબતમાં સ્વામીના પત્રમાં આજ્ઞા આવી હતી તે પ્રમાણે ઉત્તર આપ્યો પછી લશ્કરમાં આવવાનું કવી રીતે છ તેની પુછપરછ થઇ લશ્કરમાં આવવાનું ઠર્યું સરજામ ફરાસખાના વિગેરે બોજો ઘણો છે તેથી વીસ પચીસ ઉંટ ખરીદના અને બાકી સાહિત્ય સરકારમાંથી લેવા એમ બોલ્યો મ્હેં માત્ર સાભળી લીધુ પરંતુ મરજી મુજબ આજ્ઞા કરશો બીજા રાજકારણ સબંધી વાતચીત પ્હેલે દિવસે થઈ નહી. શ્રીમતની ભેટ ૭ ૫ તારીખે લેવાનો વિચાર કર્યો છે હવે બીજી બેઠકમાં જે કાંઈ પુનારોથી બોલશે તે લખીશ શ્રીમતને ભેટ કરવા માટે શાહમૃગપક્ષી હુબસાણથી સામી બાજુમાંથી મગાવી સાથે લાવ્યા હતા તે ઘાટ નીચે પાંજરામાં મૃત્યુ પામ્યો. તે જ સ્થિતિમાં પાછળથી મજુર તેને લઈ આવ્યા. પક્ષી ઘણો મ્હોટો બે ગજ ઉચો હતો. ઘણો અપૂર્વ તેથી લાવ્યા પરંતુ મૃત્યુ પામ્યો. ૭ ૧ તારીખે તેનો મુકામ ઔંધમાં હતો, ત્યાથી નુરૂદિનખાન વકીલને આગળ મોકલ્યો × × × × × × હાલ કારભારી રા અમૃતરાવ છે × × × × × × સવિસ્તર હકીકત ભેટ થયા પછી લખીશ

આ પ્રમાણે શુક્રવાર તા ૩ જી માર્ચ ઇ સ ૧૭૮૬ ને દિવસે ઇંગ્રેજનો પ્રતિનિધિ મી માલેટ પુ ય નગરી (પુનામાં) દાખલ થયો આટલા દિવસ સુધી માત્ર રાજનીતિની રીતે મરાઠાના દરબારમાં ઇગ્રેજોનો પ્રતિનિધિ સસ્થાપિત થયો નહોતો પરંતુ ઉપરના લખેલા દિનસે તેની સ્થાપના થઇ તે માટે રાજકીય દૃષ્ટિએ આ દિવસ પુનાના ઇતિહાસમા સ્મરણીય માનવો જોઇએ બહિરો પતના ઉપ ના પત્રમાં એક વાત વિશેષ લક્ષમાં લવા જેવી છે મી માલેટ ખ્રીસ્તી ધર્મનો હતો તથાપિ પેશ્વાની રાજધાનીમાં ગાયકવાડના મ્હેલમાં રહેવાની જગ્યા મળી એ વાત તત્કાલિન ધર્મ સમજુતીની દૃષ્ટિએ વિશેષ વિચાર કરવા જેવી છે નાના ફડનવિસ કીંવા બહિરોપતના જેવા બ્રાહ્મણ મુત્સદીઓના મનમાં એક ખ્રીસ્તી ધર્મના વકીલને બ્રાહ્મણી રાજધાની મધ્યે રહેવા જગ્યા આપવી કીંવા ન આપવી, એવી શકા આવ્યાનું લખાણ તેમણે કર્યું હોય એમ તેમના એક પણ પત્ર પરથી દેખાતું નથી।

ઉપલા પત્રમાં જાહેર કર્યા પ્રમાણે બહિરોપત પુન માલેટના ડેરામાં ત્રણ ચાર દિવસે ભેટ લેવા ગયો. ત પ્રસગે તેની અને માલેટ વચ્ચે રાજકીય પ્રકરણમાં વિસ્તૃત બોલવું થયુ તે સર્વ હકીકત બહિરોપતે છ ૮ જમાદિલાવલ એટલે તા. ૧૦ માર્ચના પત્રમાં નાનાને લખી મોકલી છે તે મહત્વની છે ત લખે છે કે—

"મૈસ્ત્ર માલિટ પાસે તેના ડેરામા ગયો હતો, ત્યા રાજકારણ સબધી બોલવુ થયુ તે મજકુરઃ—

"મુબઇથી ગઇ સાલમા માલિટ કલકત્તા ગયો, ત્યારે જનરાલ બાડમ મુબઇકરે સરકારમા લખ્યુ હતુ કે માલિટના જવામા તમોને પણ લાભ છે, તે શુ! તે મ્હેં પુછયું. તેણે ઉત્તર આપ્યો ઇગ્રેજોનો અને સરકાર શ્રીમતનો સલુખ થયો. તે રા સિંધિયાના વિદ્યમાનથી થયો અને આ પૂર્વ હરેક કામકાજ, જવાપ સવાલ માટે પાટીલ બાવા તરફ બોલવુ થતું હતું હજુર શ્રીમત પાસે ઇગ્રેજ તરફના જવાપ સવાલ માટે વકીલ નથી, તે વકીલ કલકત્તાનો અલાહીદો સરકારમા રહેવો જોઇએ. આ પ્રયત્ન માટે જનરાલ અને માલિટે ઉદ્યોગ કર્યો આજ કામ થયુ, એ તમારી સરકારનો નફો આ પ્રમાણે ઉત્તર આપ્યો તે પરથી મ્હેં પુછયુ કે, સરકારનો ઇગ્રેજનો સલુખ થયો, પછી દરમદાર પ્રમાણે દુતર્ફ સ્નેહ ચાલ્યો છે, દરમીયાન કાઇ જવાપ સવાલ–કામ પડતા કલકત્તાનો વકીલ પાટીલ પાસે છે, અત્રેથી જવાપ સવાલ ત્યા લખી થાય છે જ, તેમાં ત્યા જવાપ સવાલ લખવા ન પડે, મને હજુર અલાહીદા વકીલ સાથે બોલવુ થાય, તો પણ સિધિયા સરકારના જ સરદાર, અહીં—પણ બોલવુ સરકારના જ કારભારી જ કરનાર, તેમા નફો શુ? તે પરથી તેણે કહ્યુ કે એમ છે તો પાટીલ બાવા તરફથી પુનામા વકીલ ન રાખવો, એ વિષે આગ્રહ અમારી પાસે શુ કરવા કરે? આ સર્વ તેણે મ્હારી પાસે ઘણું કહ્યુ છે. પત્રમા વિસ્તાર કેટલો લખવો. સમક્ષ વિનતિ પરથી ધ્યાનમા આવશે.

સારાશ વકીલ હજુરમા રહ્યાથી બેઉ સરકારને લાભ અને કામ ઘણા છે. એવું તેના બોલવામા આવ્યું. કલમ ૧.

સાદી સબધી ખુલાસો કાઢયો. તે બાબતમા કેવળ હાલ ખુલ્લુ બોલવુ નહી—સરકાર અને શ્રીમત નાનાની મરજી હોવાથી તેની મરજીનો સતોષ રાખવા અમ આવ્યા છીએ આ પ્રમાણે સવિક બોલવુ થયુ. કલમ ૧.

ટીપુપર સરકારમાંથી મસલત (ચઢાઇ) થઇ છે તેમા તમારી અને સરકારની દોસ્તી, તેથી તમારા મનથી ટીપુ સાથે બગાડ કરવાનુ છે કે નહી! બગાડ કરવાનો હોય તો સરકારની ફોજને હમરાહા તમારી પલટણો આપીએ બોલાવી, તો પલટણો આપવાનું કેવી રીતે? એવુ પ્રથમ જનરલ મુબઇકરની સાથે બોલવુ થતા, તેણે કલકત્તે લખ્યુ હતું, તે વિષે શો વિચાર થયો એવુ મ્હે પુછયુ તેણે ઉત્તર આપ્યો, વિલાયતથી હીંદુસ્થાન સુદ્ધા ઇગ્રેજ કપની અને જનરલ તથા કૌસલ સુદ્ધા —સર્વ ઇગ્રેજના મત ઠર્યા છે કે, હીંદુસ્થાન પ્રાતમા મીરાશ અને સલુખ રાખવુ, તે મ્હોટુ ઘર શ્રીમતનું તેમ જ વર્તણુક અને રીતિ દસ્તુરની સારી, તેથી શ્રીમત સાથે ઘરવટ રાખવી. આ પ્રમાણે મજબુતાઇથી ઠર્યું છે ત્યારે તમને અગત્ય તે જ અમને પરસ્પરે સલાહ મસલતોમાં એક થવુ એ એક, અને ટીપુ માણસ સારો નથી, અમે તેને દીનથી ચ્હાતા નથી, પરતુ હાલ ઇગ્રેજ સાથે તેણે સલાહ કરી છે, તેમા તેના તરફથી અતર નથી, અમે નિમિત્ત વગર બગાડ કર્યો એવુ

જ્ઞા કરી. તે પરથી માલટ અને બ્રહિરોપંત વચ્ચે લશ્કરમા જવા બદલ મસલતો થઇ તે સંબધી નાના સાથે પત્ર વ્યવહાર ચાલ્યો છે. માલેટની લશ્કરમા જવા વિષેની ખટપટ ચાલતી હતી ત્યાં એક બે મહત્વના પ્રશ્ન ઉભા થયા. પુતામાં માલેટે શ્રીમંત સવાઇ માધવરાવ પેશ્વાની ભેટ કરતા પોતા સાથે લાવેલી વસ્તુઓ નજરાણાં તરીકે ભેટ મુકી. દરબારની રીતિએ તેને ખાલી હાથે પાઠો ન કાઢવો પણ પોષાક આપી સારૂં માન આપવું જરૂરનુ હતું. પરતુ તે માન કેવી રીતે આપવુ એ પ્રશ્ન ઉપસ્થિત થયો.

(અપૂર્ણ.)

પુરુષોત્તમ વિશ્રામ માવજી.

---

## તત્વજ્ઞાન (PHILOSOPHY) અને વિજ્ઞાન. (SCIENCE)

( અનુસન્ધાન પૃષ્ટ ૪૪૫ થી. )

તત્વજ્ઞાનનો અધિકાર ફક્ત વિજ્ઞાને સપાદન કરેલી કલ્પનાઓને એક ઉચ્ચતર કલ્પનામાં મૂકવી એટલો જ નથી. આ અધિકાર વિજ્ઞાનદષ્ટિથી નિરૂપણ થતા તત્વજ્ઞાનનો છે પણ વાસ્તવિક રીતે તો આ લેખની પ્રસ્તાવનામા તત્વજ્ઞાનનો જે અધિકાર જણાવ્યો છે તે જ છે. વિજ્ઞાન જે જે સત્યો સ્વીકૃતપક્ષ તરીકે ગણે છે તેમને પ્રતિપાદન કરવા અને તેમાથી સત્ શુ મળી આવે છે તેને માટે પ્રયત્ન કરવો એ તત્વજ્ઞાનનો અધિકાર છે. વ્યાવહારિક સત્તાથીપર જો કોઇ પારમાર્થિક સત્તા સ્વીકારવામા યા સ્થાપન કરવામા ના આવે તો વાસ્તવિક તત્વજ્ઞાન રહેતું નથી. તત્વજ્ઞાન સત્ વસ્તુ શોધી કાઢવાને પ્રયત્ન કરે છે અને તેનું સ્વરૂપ શુ છે તે જણાવે છે. નિત્ય વસ્તુ જો છે જ નહી તો તત્વજ્ઞાનનો અધિકાર સકુચિત થાય છે એટલું જ નહી પણ કેટલેક અંશે કલ્પિત ઠરે છે. કૉમ્તની જ્ઞાનની ત્રણ અવસ્થાઓ અને પ્રથમ આપેલો જ્ઞાનની અવસ્થાઓ સરખાવતા વિજ્ઞાનની દૃષ્ટિ કેટલી સંકુચિત છે અને તત્વજ્ઞાન તેના સ્વીકારેલા સત્યોને પોતાની વિસ્તીર્ણ દૃષ્ટિથી કેવી રીતે સુધારે છે તે સહજ માલૂમ પડશે " ઇશ્વરજ્ઞાનનાં સાધનો ઘણે અંશે માનસિક ( Subjective) છે. ઇશ્વરજ્ઞાને પોતાની સર્વ કલ્પનાઓ માત્ર માનસિક ભાવનાઓમાંથી કરી છે. " આ બન્ને વાક્યોમા વિરોધ છે કારણ કે જ્યારે ઇશ્વરજ્ઞાન મેળવવાનાં સાધન ઘણે અંશે માનસિક છે તો તેથી સપાદન થએલું જ્ઞાન પણ ઘણે અંશે માનસિક ભાવનાઓમાંથી છે એમ કહેવુ જોઇએ. અનુભવસિદ્ધ જ્ઞાનની પૂર્વે આપણું ઘણું જ્ઞાન કલ્પનામય

હતું તે આપણે જોયું છે એમ હોય તો પણ એ સ્થિતિ જોતાં તે આવશ્યક હતું પણ તે કાળનુ ઇશ્વરજ્ઞાન માત્ર માનસિક ભાવનાઓમાંથી છે એમ કહી શકાય નહી. ઇશ્વર જ્ઞાન મેળવવાનાં બે સાધન છે–એક તો વિશ્વનુ જ્ઞાન અને બીજું સ્વાનુભવ. આ બન્ને સાધનથી મળેલી હકીકત ઉપરથી અનુમાનદ્વારા ઇશ્વરજ્ઞાન મળે છે. ઇશ્વર એ કંઇ પ્રત્યક્ષ વસ્તુ નથી તેથી જે સાધન અને દ્દષ્ટિનો ઉપયોગ વિજ્ઞાનમાં કરવામાં આવે તેને ઇશ્વરજ્ઞાનમાંથી બાતલ કરવામા આવે છે. જ્ઞાનના આરંભમાં જ્ઞાન અવ્યવસ્થિત હોય છે અને કલ્પના પ્રબળ હોય છે તેથી તે વખતનુ ઇશ્વરજ્ઞાન હાલના કરતાં વધારે માનસિક હોય એ સ્વાભાવિક છે. પણ એ કેવળ માનસિક છે એ માન્ય નથી કારણ કે તે વખતે જે થોડું ઘણું વિશ્વનું જ્ઞાન અને સ્વાનુભવ હોવાં જોઇએ તેની મદદથી અનુમાનદ્વારા ઇશ્વર સંબંધી વિચાર કર્યો હશે. હાલના જમાનામાં ઇશ્વરજ્ઞાન પરોક્ષ રીતે બીજા પ્રયોગસિદ્ધ જ્ઞાનની મદદથી સિદ્ધ થઇ શકે એમ છે, પૂર્વે આમ હતું નહીં. હાલનું ઇશ્વરજ્ઞાન વધારે ચોક્કસ અને અનુભવસિદ્ધ જ્ઞાનને આધારે રચાયલું છે પણ માનસિક તો તે પણ છે જ.

"ઇશ્વરજ્ઞાનનાં સાધન ઘણે અંશે માનસિક હતા, જ્યારે વિજ્ઞાનના સાધનો વિષયાત્મક (objective) હતાં." જે તત્વજ્ઞાનીઓ પોતાનો મત ઇશ્વરજ્ઞાનની માનસિક કલ્પનાઓમાંથી સિદ્ધ કરવા માગે છે તે તત્વજ્ઞાનીઓને આપણે આધ્યાત્મિક (Innitive Metaphysical) તત્વજ્ઞાનીઓ કહીશું અને જે તત્વજ્ઞાનીઓ વિજ્ઞાનની કલ્પનાઓમાંથી પોતાનો મત સિદ્ધ કરી ઇશ્વરજ્ઞાન મેળવવા ઇચ્છા રાખે છે તેમને 'વિજ્ઞાનસિદ્ધ (Empirical Positive) તત્વજ્ઞાનીઓ' કહીશું તો રા. નરસિંહરાવના લખવા પ્રમાણે આધ્યાત્મિક તત્વો અને વિજ્ઞાનસ્વસિદ્ધ તત્વોની પ્રયોગશાળાઓ એક બીજાથી સ્વતંત્ર જ છે."

વિજ્ઞાનના સાધન વિષયાત્મક અને ઇશ્વરજ્ઞાનના માનસિક એ કેવી રીતે છે તે આપણે જાણવું જોઇએ. બાહ્ય જગતના પદાર્થસંબનાદિનુ અવલોકન, તેમના પ્રયોગો, અને તેથી કલ્પેલા નિયમો અનુભવથી સિદ્ધ કરવા (Verification) એ વિજ્ઞાનના મુખ્ય સાધન છે. વિષયના અનુભવથી વિશ્વના નિયમ સિદ્ધ થાય છે તેથી તે સત્યો વિષયાત્મક કહેવાય છે. પણ વિજ્ઞાનનાં સાધન કેવળ વિષયાત્મક નથી એ જાણવાની જરૂર છે. મનુષ્યનું મન જન્મથી કેવળ નિષ્ક્રિય છે અને બાહ્યજગતના સંસર્ગથી ઉદ્ભવતી જાગૃતિને લીધે તેને જ્ઞાન મળે છે એમ કેટલીક તત્વચિંતકોનુ ધારવું છે. આ પ્રમાણે આપણાં જ્ઞાનના કારણરૂપ બાહ્ય જગત્ છે અને ભિન્ન ભિન્ન વિષયોનુ પ્રાપ્ત થએલુ જ્ઞાન પ્રયોગ અને અનુભવથી સિદ્ધ થાય છે તેથી તે જ્ઞાન વિષયાત્મક છે એમ મનાય છે. વિષયાત્મકથી ઉલટુ કાલ્પનિક જ્ઞાન છે. આ જ્ઞાન ફક્ત કલ્પનામય છે અને તે વિષયાત્મક સત્વ નથી, કારણ કે તે સિદ્ધ થઈ શકતું નથી, તે વિશ્વવ્યાપી નિયમો શોધવાને બદલે અવ્યવસ્થિત કલ્પનાઓ કલ્પે છે તેથી વાસ્તવિક જ્ઞાનની કોટીમાં તે આવી શકતું નથી. પણ કાલ્પનિક અને માનસિક જ્ઞાનને એક જ પંક્તિમાં મૂકવા એ ભુલભરેલુ છે. બાહ્ય જગતના અનુભવથી જ આપણું સર્વ જ્ઞાન પ્રાપ્ત થયુ છે એ મત વિરુદ્ધ કેટલાક તત્વજ્ઞાનીઓનુ માનવું છે કે જ્ઞાન સંપાદન કરવામાં આપણા મનની કેટલીક સ્વાભાવિક ક્રિયા થાય છે. જ્ઞાન મેળવવાને માટે બાહ્ય-

જગતના સંસર્ગની સાથે જો કેટલીક માનસિક ક્રિયા હોય તો જ આપણને જ્ઞાન મળે છે એમ કેટલાક તત્વજ્ઞાનીઓનો દૃઢ મત છે. બાહ્યજગત્ મનુષ્ય તેમ ઇતર પ્રાણીઓ ઉપર સરખી રીતે અસર કરતાં નથી એ બાબત તેમના આચાર વિચાર ઉપર સહજ અવલોકનથી આપણને સ્પષ્ટ રીતે માલૂમ પડે છે. ઉચ્ચતમ પ્રાણી અને મનુષ્યના મનનુ બંધારણ એક જ હોત તો તેમના આચાર વિચારમાં કંઈ વિશેષ ભેદ જોવામા આવત નહીં. બાહ્ય જગતના સંસર્ગથી ઉદ્ભવતા પ્રત્યક્ષો (sensations) સામે જો બાળકની બુદ્ધી કંઈ પણ પ્રતિક્રિયા ન કરે તો તે પ્રત્યક્ષો જ્ઞાનરૂપે મનમાં પ્રવેશ કરી શકતાં નથી. આ પ્રમાણે મનુષ્યમનની જ્ઞાન સંપાદન કરવામાં સ્વતઃપ્રવૃત્તિ સ્વાકારીએ નહી તો જ્ઞાનનો આરંભ પણ થતો નથી. આવી માનસિક ક્રિયાને લીધે આપણું જ્ઞાન સુવ્યવસ્થિત થાય છે. આ સત્ય કોઈ પણ પદાર્થના જ્ઞાનનું પૃથક્કરણ કરવાથી માલૂમ પડશે. બાહ્યજગતના પદાર્થસંભવાદિનું જ્ઞાન પ્રત્યક્ષોરૂપે ક્ષણિક અને પૃથક્ પૃથક્ છે. આ ક્ષણિક અને પૃથક્ પૃથક્ પ્રત્યક્ષોનો એક સમૂહ કરી તેમને દેશ, કાળ, કારણતા વિગેરે ભિન્ન ભિન્ન સંબંધોની ભિન્ન ભિન્ન કોટિમાં વ્યવસ્થા કરવી તે ચૈતન્યની એકીકરણની–સંયોગીકરણની–સ્વતઃપ્રવૃત્તિ સિવાય અશક્ય છે. ચૈતન્યની કંઈ પણ ક્રિયા સિવાય એક ક્ષણિક અને પૃથક્ પ્રત્યક્ષનું જ્ઞાન પણ અશક્ય છે કારણ કે કોઈ પણ પદાર્થનુ જ્ઞાન તે પ્રત્યક્ષોના સમૂહને તેના ભિન્ન ભિન્ન સંબંધોને જુદા જુદા વર્ગમાં મૂકવાથી થાય છે. આ વર્ગીકરણ અને સંયોગીકરણની શક્તિ ક્ષણિક અને પૃથક્ પ્રત્યક્ષોમા છે એમ માનવામાં વિરોધનો દોષ આવે છે કારણ કે આપણે પ્રથમ સ્વીકારેલા પ્રમાણને અનુસરીને જોઇએ તો બાહ્યજગતનું જ્ઞાન ક્ષણિક અને પૃથક્ પૃથક્ પ્રત્યક્ષથી શરૂ થાય છે એવો સ્વીકૃતપક્ષ છે. તેથી જ આ જ્ઞાનની કલ્પનાને ક્ષણિક વિજ્ઞાનવાદ (Sensationalism) કહે છે. જો પ્રતિપક્ષ તરફથી એમ કહેવામાં આવે કે પ્રત્યક્ષોનું જ્ઞાન સમૂહરૂપે આવે છે અને તેમનું વર્ગીકરણ અને એકીકરણ મહાવરાને લીધે સ્વતઃરીતે થાય છે તો તેના ઉત્તરમાં એટલુ જ કહેવુ બસ છે કે જે સિદ્ધ કરવાનું સત્ય છે તેજ મારા તરફથી સ્વતઃસિદ્ધ માની લેવામાં આવે છે. ક્ષણિક અને પૃથક્ પ્રત્યક્ષમાં સંયોગીકરણની શક્તિ સ્વાભાવિક રીતે હોતી નથી કારણ કે તે જાતે તો ક્ષણિક અને પૃથક્ છે, અને એક એક પ્રત્યક્ષને કાળક્રમમાં આવતા અન્ય પ્રત્યક્ષો સાથે ચૈતન્યની પ્રતિક્રિયાવડે સંકળના કરવામાં ન આવે તો વસ્તુનું સહજ જ્ઞાન થવું પણ અશક્ય છે. પ્રત્યક્ષ જાતે પૃથક્ ક્ષણિક અને જ્ઞાનહીન અંધ છે. માનસિક ક્રિયા સિવાય આ પ્રમાણે જગતનું જ્ઞાન મળવું અશક્ય છે. ચૈતન્યની સ્વતઃપ્રવૃત્તિ સિવાય પ્રત્યક્ષનુ પ્રત્યક્ષ તરીકે જ્ઞાન પણ અશક્ય છે. વસ્તુસ્થિતિ જ્યારે આવી છે ત્યારે વિજ્ઞાનવેત્તાનાં સાધન કેવળ વિષયાત્મક છે અને માનસિક સાધનથી તદ્દન જુદાં છે એ માનવુ ભુલભરેલું લાગશે. વિજ્ઞાનવેત્તાની જ્ઞાનની કલ્પના—ક્ષણિક વિજ્ઞાનવાદ—આવી રીતે દોષયુક્ત છે અને તેમાંથી અવિરોધના નિયમને અનુસરી ઉદ્ભવનાં પરિણામો વધારે દોષયુક્ત લાગશે.

(અપૂર્ણ.)

"જિજ્ઞાસુ."

# THE BOOKS THAT HLLPED TO MAKE ME

I think my mother's songs made the strongest impression upon me, combined with the tales and romances of my grandmother, whose father had been out in the rising of 1745 She was a typical woman of that period, believing in ghosts, witches and warlocks, and also full of the traditional historical lore of our country The first book I remember reading was Wilson's "Tales of the Borders," and these took hold of my imagination and created within me a love of the tales and traditions of Scotland and, for that matter, of other countries, which abides with me still After going to work my opportunities for reading were very, very limited There was a very ancient library attached to the church of the mining village in which we resided, and I have vivid recollections of reading Captain Cook s "Voyages' in two great bulky tomes, which awakened in me a sense of wonder at the world's vastness, and gave me an interest in native races which has not lessened as the years roll on The "Scottish Worthies recording the doings and the trials and the sufferings of the Covenanters, together with the chap book Life of Sir William Wallace, made me a hater of official tyranny and injustice, and very tolerant of all who are fighting for conscience sake, even where my conscience does not approve of their object All this refers to boyhood, that is to say, before I was sixteen About that age, or perhaps a year later, a friend sent me 'Sartor Resartus' and one of the most abiding remembrances of those days is the attic in which I used to read by the light only of my collier's lamp whilst going through Carlyle's most impressive book I felt I was in the presence of some great power, the meaning of which I could only dimly guess at I mark the reading of 'Sartor," however, as a real turning point, and went through the book three times in succession until the spirit of it somewhat entered into me Since then I have learned much of the human failings and weaknesses of Carlyle, but I still remain a worshipper at his shrine He was indeed, to me in those days a hero, more particularly when "Past and Present" and the 'French Revolution' followed in the wake of 'Sartor' About this period also I read Boswell s Johnson and made the acquaintance through its pages with the literary and social life of his times Some years later Henry George came to Scotland, and I read "Progress and Poverty,' which unlocked many of the industrial and economic difficulties which then beset the mind of the worker trying to take an intelligent interest in his own affairs, and led me, much to George's horror in later days when we met personally, into Communism I have left out Burns' poems and the New Testament, which in a sense were always with me, especially the former, I had nearly reached man's estate before I read the latter, nor did I appreciate it fully until I had read Renan's "Life of Jesus' Each of the works named above left its mark upon my makeup, and still remain favourites although, like old friends, communion with them is no longer so easy as it was in days gone by

—*J Keir Hardie*

ધી યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ—અમદાવાદ

Reg No B 463

# વસન્ત

सर्वाणि भूतानि मधु यश्चा
सात्यस्तेजोमयो

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૬, અંક ૯. [ માસિક ] આશ્વિન, સંવત્ ૧૯૬૩.

તંત્રી—પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલ્‌એલ્‌. બી.



---

THE BOOKS THAT HELPED ...મા, (૪) સ્રીઓ, ) ગુજર તોથા

I think my mother's songs made the ...ર્ષ ૨૫ સુધીના સર્વ પગારદારો

combined with the tales and romances of

had been out in the rising of 1"4 | She

riod believing in ghosts witches and ...નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની)

tional historical lore of our country ...રહિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર

Wilson's Tales of the Borders, a

બક્ષીસ તરીકે ...ated within me a love ...પોસ્ટેજ વગેરે ખર્ચના રૂ ૦-૬-૦ મોકલવા

કૃપા કરવી બીજા વર્ષમા,રૂા ... , ત્રીજામા રૂ ૧-૪-૦

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલના રૂ ૦-૪-૦ ,

મળવાનુ ઠેકાણુ—આનન્દશકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—અમદાવાદ

મુંબાઈના એજન્ટ—મેસર્સ એન એમ ત્રિપાઠી—મુંબાઈ.

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે

૨ ' વસન્ત-ઑફિસ —ની સહીના લેખો માટે ' વસન્ત-ઑફિસ " અને વ્યવસ્થાપક જવાબદાર છે

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે

૪ કોઇ પણ લેખનુ અસલ લખાણ—એ લેખ 'વસન્ત'માં દાખલ કરવાનો યા કર્યો, હોય કે ન હોય—પણ તે લેખકને પાછુ મોકલવાને અમો બધાતા નથી

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખરસુધીમા પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી

વ્યવસ્થાપક.

---

# લવાજમ ભરી દેનારને ભેટ.

અમારો કાર્તિકનો અંક વહેચાયા અગાઉ આ વર્ષ આખરનું એટલે પોષ ૧૯૬૪ સુધીનું વસન્તનું લવાજમ જે ગ્રાહકો તરફથી આવી ગયું હશે તેમને હિન્દુ પોષાકમાં મિસિસ એનીબેસેન્ટની એક અતિ સુંદર છબી ઉત્તમ કાગળ ઉપર ઉતારેલી ભેટ આપવામા આવશે આ ભેટનો લાભ ઈચ્છતા ગ્રાહકોએ સત્વર લવાજમ મોકલવા કૃપા કરવી એજ વિનંતિ

વ્યવસ્થાપક.

---

Reg No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૬, અંક ૯. [ માસિક. ] આશ્વિન, સંવત્ ૧૯૬૩.

## માંગલિક નૂતનવર્ષ.

(સં. ૧૯૬૪.)

વસંતતિલકા

લક્ષ્મીતણા પુનિત પઙ્કજને પરાગે,-
સદ્ગંધિ વ્યોમ બનિતા જલશીત થૈને;-
સ્વર્ગોપકણ્ઠ વનનંદનના દ્રુમોને,-
સ્પર્શી અનિલ લહરી વહી એક આવે. ૧

એને સહર્ષ લઇએ સુમને વધાવી,-
બંધુ! કરી જ આભવદન પ્રેમ લાવી;
એ શું વિહાર કરિયે ગગને ચઢીને,
આનંદમાં નિવસિયે રહીં સગ એને. ૨

આવી મળી ઉપડશે વળી એ જવાને,
થોડું વિરામી નિજ મંદિર પ્હોચવાને;
ફરી સવાર થશે લહરી પરિ એ,
ને પ્હોંચિયે અમર લોક જ આપણે એ. ૩

આવી ભલે અમર લોકની બાલિકા એ,
લાવી ભલે મનુજ કાજ વિનીતતા એ;
એ કોમળો હૃદય કોમળ માનવીનાં,–
સંસ્પર્શથી કરી કરો વળી સ્નેહ ભીનાં. ૪

એની સુવાસ [illegible] ઉરમાં વસોને,
સૌનાં કરો [illegible] નિર્મળ અંતરોને;
એની સુગંધમય શીતળતા નિહાળો,
આ લોકના ત્રિવિધ તાપ જ એહ ટાળો. ૫

સારી પ્રસારી સઘળે શુભ બંધુતાને,
સૌને ઉરેથી કરજો દૂર ભિન્નતા એ;
સંગે સહુ હર્ષો મળી સુખમાં ગુજારે,—
સૌ કાળ એજ ઉર આશ પ્રભુ ! અમારે. ૬

જગજીવન દયાળજી મોદી.

---

## મૃગયાવિહાર.

( અંગ્રેજી ઉપરથી. )

( ૨ )

ઉપજાતિ.

પૂંઠે પડ્યાં તે મૃગની તમામ,
વને મચ્યો વિગ્રહ ભારી આમ;
સ્હેરે હવે મંદ થતા જ શબ્દ,
ઉત્તુંગ 'યૂયામ્વર'–અદ્રિ પાદ;

અને ગુહાને જગવી દીધી ત્ય્હાં,
કહે છે પુરા રાક્ષસકો વસ્યો જ્ય્હાં;
પ્હોંચ્યા દુરારોહ ચઢાવ પૂર્વે,
ઉગ્યો ઉંચે મધ્ય સ્વમાર્ગ સૂર્ય;

તે સંઘમાંના બહુ સ્વાર શૂરા,
પડી ગયા પાછળ જે બિચારા,
હવે ખુશીથી જ વિરામ દેતા
થાક્યા હયોને બહુ ઠોકરાતા;

હતા ન પાસે, પથમાં જ ખર્તા,
મૃગાનુસારી-મૃગણેથી અર્ધા;
ઉત્માદ ને સાહસપૂર્ણ ભારી,
ધાયા ગિરિમાં મૃગયાવિહારી,

પરંતુ ત્હાંયે વિધિયે જ ગ્હોટી,
ખરી જ કાઢી કસની કસોટી;

+ + +

તે અદ્રિનો દક્ષિણ જે ઉછંગ,
થોભ્યો હવે ઉત્તમ ત્ય્હાં કુરંગ;-
દૂરે નીચે ત્ય્હાં પ્રસરી વિશાળ
"મેન્ટીથ" ભૂમિ વિવિધા રસાળ,—
ત્હેણે તહીં ઉત્સુક દૃષ્ટિ નાંખી,
ભૂમિ ત્વરાથી અવલોકી આખી:--
ક્ષેત્રો અને પર્વત ને નિહાળ્યા,
ભેજ્જળ ને પંક્તિ શ્યાન જોયા,
"લૉકાર્ડ" કે "ઍબરફૉઇલ" પાસે,
વિશ્રામ લેવા મનમાંહિં ક્યામે.

અનુષ્ટુભ—

પરતુ તેથીયે પાસે, હતું "ઍક્રિ" સરોવર,
ભૂરા ભૂર્જ ઉગ્યાં ભાસે, ઝૂલે તે તટ ઉપર;
અને સંમિશ્ર થાતાં તે, રંગે રંગ ભળી જતે,
દેવદારૂ નીલા માથે, ઊંચા "બેન્-વેન્યુ" પર્વતે.

ઉપજાતિ—

આશાથી પાછું બળ તાજું આવ્યું,
પાદપ્રહારે તૃણ તુચ્છકાર્યું;
થાક્યા વિના પશ્ચિમ પંથ દોડ્યો
ને હાંફતો સંઘ પછાડી પાડ્યો.

અનુષ્ટુભ—

શિખરો "બેનલેડી"ના, જ્હારે દૂર ઉંચે દિસ્યા,
કયા સ્વારો નિરાશામાં, ઉભા થંભી લગામ ત્હાં;—
ને "બોકાસલ" મેદાને, કોણ થાકી ધીમા પડ્યા,-
"ટીથ," પાણી ચડ્યે જ્હેણે, તરતાં કોણ ખંચક્યા;-
"કેમ્બસમોર' પાસેથી સર્વે સાથ જતાં જતાં,
કયા અશ્વો રહ્યા ત્હાંથી-આવે પાર ન કેહતાં.

ઉપજાતિ—

બેવાર તે એક તરેર્યો બીજે,
તર્યો જ હામે મૃગવીર આજે,
દોડ્યા દૂરે જે મૃગની પછાડી,
* રહ્યા નહોતા બહુ તેહમાથી,
થોડા જ પ્હોચ્યા જઇને કિનારે,
સરોવરે સુંદર "વેનકારે,"
અને જયહારે પુલ "ટર્ક" આવ્યો,
ત્હા સ્વાર તે અશ્વ જ માત્ર આવ્યો.

\+ + +

વિષમહરિગીત

એકલો, પણ પૂરજોમે એડી ચાબુક મારતો,
ઉત્સાહથી તે સ્વાર ચાલ્યો અશ્વને દોડાવતો,
થાકિયો શ્રમથી શિથિલ પેનો થયો છે મૃગ હવે,
ફીણ આવીયુ મુખ ઉપરે, સહુ અંગ બગડ્યુ કાદવે.
હાફતો શ્વાસે ભર્યો બહુ કષ્ટથી તે દોડતો,
ગતિ મદ થાતી જાય ત્હેની, દષ્ટિમાર્ગે દીસતો,
ક્રૂર કાળી જાતિના શીકારી મ્હોટા કૂતરા,
નહિ જોડ તેમની દોડમા અણુતોલ હામ અને ત્વરા,
પૂઠ પકડી જ વેગથી ધાવત મૃગની ત્હેમણે,
પકડી જ લગભગ પાડિયો નિરાશ તે શીકારને,
દૂર ભાના ભર હતા મૃગ પાછળે ભાગ્યે જ તે,
અતિ ઉગ્ર વેરી ધીર શ્વાનો, પાસ જવાને મથે,
પામ આવી ના સકે તેથી વધારે કૂતરા,
જઇ ના સકે મૃગ ત્હેમનાથી દૂર તેથી તો જરા,
આમ સરવરને કિનારે શ્વાનને મૃગરાજ તે,
તહિ ટેકરા ને ઝાડી વચ્ચે થાકિયા બહુ દોડતે
આહિ ત્યાહીં ટેકરા ને વૃક્ષ કૂદા કૂદતા
બહુ વિષમ ભૂમિ ઉપરે ત્હ્યાં રમત તે રમતા હતા

"ભ્રમર."

---

ॐ श्री

# આત્મરસાવબોધ.

श्लोक.

मूँली जा तुं स्वरुप तुंने, देश काळ विचारमां;
स्नेहसिंधुप्रपाते आ, भयाब्धि वीज वामतां.

## વસંતતિલકા.

૧ વામી વિસારી ભવબિજ હુ તું હમેશાં,
સુખે ન ફૂલી દુઃખમાં કદી ના ડરંતા;
છાંડી પ્રલોભ રમતાં ફરતાં કૃતિમા,
આનંદ પંકજ રસિક રસે ગળી જા

૨ યુગો અનેક અહીં જ્યા પળ ગૈ થયા ત્યા,
આ વર્ષ માસ દિવસોની વિશાત શી હા;
માટે સહુ વિષમતા ગણી ઉર સુધા,
આનંદ પંકજ રસિક રસે ગળી જા.

૩ દેવેંદ્ર દેવદનુ માનવ કીટ આદિ,
યોની અપાર જનમી જગ સર્વ આવી,
જાશે જતા ગયલ એ જગ જોઇ લીલા,
આનંદ પંકજ રસિક રસે ગળી જા.

૪ આ ખેલ સર્વ જગનો જગ છે સમાતો,
તેમાં ન તુંય તુજમાં કદી તે ન થાતો;
વિખે રહ્યું પીયૂષ એ પ્રીતિ સાથ પીતાં,
આનંદ પંકજ રસિક રમે ગળી જા.

૫ સૌ ભીકળા ક્ષણિક આ જગની વિચારી,
ઉધાર થા દીન જનો દુઃખ દેખી દાડી;
એ પ્યાર સાર ધરમે ધસી જા વધી જા,
આનંદ પંકજ રસિક રમે ગળી જા.

૬ તારૂં ન કાંય સહુનું તુજ પાસ જાણી,
આ દેહ ગેહ મમતા જૂઠ જાળ ત્યાગી,
પ્રેમાર્દ્રતા સદયતા ભરી ઉરે ભીના,
આનંદ પંકજ રસિક રસે ગળી જા.

૭ કર્ત્તવ્ય પૂર્ણ તુજ વેશ અવેશ ગાળી,
ગુમાવના અલભ્ય આ શુભ કાળ આહી,
સૌ ભૂત હેતુ હૃદયે ધરી હેત પીજા
આનંદ પંકજ રસિક રસે ગળી જા

૮ જો તું ન કાંય તુજ એક જ માટ જાણી,
લે તું ન કાંય તુજ એક જ માટ માની
જોયું લીધું જીવન મૌ સુખમાં લઈ જા,
આનંદ પંકજ રસિક રસે ગળી જા

૯ આ સૂત્રધાર સહુનો રસ બીજ ક્યારો,
તુંમાં બધે હૃદયમાં વસતો રસાળો,
ઝાંખી સદા મનનમાં મનથી તરી જા,
આનંદ પંકજ રસિક રસે ગળી જા

૧૦ આવ્યું સમીપ કર્ય કાર્ય ઉમંગ ધારી
ત્યાં શુભ કે અશુભના કર્ય તર્ક કાંઇ,
તારી ખરી ફરજ તું બજવી સરી જા
આનંદ પંકજ રસિક રસે ગળી જા

૧૧ ખુશામતે કુશળ ના ગણ્ય કાર્ય તારૂં,
એ આત્મ વીર્ય બળ તેજ ગુમાવનારૂં,
જાણી સદા જીવનમાં કરી કાર્ય સીધાં,
આનંદ પંકજ રસિક રસે ગળી જા.

૧૨ કાર્યે રહ્યો વિજય જો કદી ના મળે તો,
તું હર્ષ શોક તજીને ધરી જ્ઞાન દીવો
લે આત્મ ભૂલ સમજી સમજે ચડી ત્યાં,
આનંદ પંકજ રસિક રસે ગળી જા.

૧૩ ધીરો બની ધીરજથી ફળ સર્વ લેજે,
ના ભીરુતા અધીરતા પર ચિત્ત દેજે,

તું વીર વીર ધરમે રળતા રતિમા,
આનંદ પંકજ રસિક રમે ગળી જા.

૧૪ ઉદ્યોગી થા ન કર્યે આળસ કામ કાઇ,
સુયોગી થા સરલતા ભરી ઉર માહી,
સ્નેહાભિધા શરણમા રમી નિત્ય વીરા,
આનંદ પંકજ રસિક રસે ગળો જા.

૧૫ નીતિ ન ત્યાગ નીતિને નવ રાખ્ય ચુકી,
ભોગે વિકામ ઉર આકડ ભોગ ચૂકી,
માયાગુ થૈ મમત સશય તોડી કિધા,
આનંદ પંકજ રસિક રમે ગળી જા.

૧૬ સૌ છીટતા વિશુધતા મનની કરેલી,
ના દ્વેષ ઉર જનમી અહીં તે વમેલી,
એ જોઈ ભૂલી ઉર ભેદ ભરેલ પીડા,
આનંદ પંકજ રસિક રમે ગળો જા.

૧૭ ધર્મેષિતા વિરૂધતા ઉરથી ખમેડી,
તુ રાત દિન રમતો ગ્રહી ભેદ ફેડી
દેશોદયે દિલ લગાવ, પ્રકાશ દીવા,
આનંદ પંકજ રસિક રસે ગળી જા

૧૮ સ્વતંત્ર તંત્ર જગનો જગમા રમાડી,
પ્રાણારપી સરવનુ સુખ શોધ દાડી,
તું સ્વાર્થ કાજ જીવવુ કદી ના ગણીઆ,
આનંદ પંકજ રસિક રસે ગળી જા.

૧૯ વિદ્યા ખરી વિનયની ભણતાં ભણાવી,
દિક્ષા ખરી પ્રણયની ધરતા ધરાવી,
તું દેશ-કાળ ઉરમા કર્યે ઐક્ય ચીલા,
આનંદ પંકજ રસિક રસે ગળી જા.

૨૦ ના રોગ કે કુટીલતા દિલમાં જવા દે,
ના ન્યાય પથ પળતા ભીરૂતા થવા દે,
સત્યાગ્રહી સત ધૈર્યે ઝુલે ઝુલી જા,
આનંદ પંકજ રસિક રસે ગળી જા.

૨૧ દાંપત્ય પ્રેમ વ્રજનો સ઼ુનો સુધારી,
સુધાર્યં દેશ તનયો સમભાવ બોધી
ત્યા કાળ ધર્મ કથતા મૂકતા કૃતિમ
આનંદ પંકજ રસિક રસે ગળી જા

૨૨ મોક્ષાભિલાષ કરતા કરી મોક્ષ તારક,
દુષ્ટાભિલાષ રૂઢી કાર્ય અનર્થવાળા,
સૌ ધર્મ સાર સમજી ધરી ઉર ધીરા,
આનંદ પંકજ રસિક રસે ગળી જા

૨૩ વીરો મહાન જગહિત હદે ધરેલા,
દેવો સમાન ફરતા અહીં જે વસેલ..
તેને તું પૂજ્ય પૂંજતા લઇ ગુણ તેવા,
આનંદ પંકજ રસિક રસે ગળી જા

૨૪ સ્વદેશ દેશ હિતમા ગણ્યાં હિત તારૂ,
ઉરે તું માન્ય સુજનું સહુ દેશ સારૂ,
એ રાષ્ટ્રમંત્ર યશ અંજલી સદા પીતા,
આનંદ પંકજ રસિક રસે ગળી જા.

૨૫ કાળે રહ્યા સુખદુ ખો સહી પ્રેમ ગાતાં,
દીપાવ દેશ ઓજ વીર્ય તું શૌર્ય પાતા,
સુણી પછી જય ભરી પ્રિય દેવ ગીરા,
આનંદ પંકજ રસિક રસે ગળી જા

શ્લોક

સૂણી સૌ આ સાર ગીતા, દિવ્ય નયને જો ઠરી,
વ્યષ્ટિમા સમષ્ટિ છે કે, સમષ્ટિમા વ્યષ્ટિ રહી ?।

કહાન ચકુ ગાંધી.

# અલંકારશાસ્ત્ર.*

અલંકારનું શાસ્ત્ર પરિષદ્ આગળ રજુ કરવાનો આ નિબંધનો હેતુ નથી. પરંતુ, પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં અલંકારશાસ્ત્રનો કેવો ઉપયોગ થયો છે, એ સાહિત્યના ઉત્પન્ન કરનારાઓની અલંકારશાસ્ત્ર તરફની કેવી વૃત્તિ માલમ પડે છે, એ સાહિત્યમાં અલંકારશાસ્ત્ર રચવા માટે કેવા પ્રયત્ન થયા છે એ વિશે કેટલીક ચર્ચા કરવાનો ઉદ્દેશ છે.

ગુજરાતી સાહિત્ય વિકાસ પામ્યું તે પહેલાં ગુજરાતમાં સાહિત્યની ભાષા તે વ્રજ ભાષા ગણાતી અને કવિઓ વ્રજ ભાષામાં કવિતા કરવાનું પસંદ કરતા. તે છતાં, અલંકારના વિષયમાં વ્રજ ભાષાના સાહિત્યની છાપ પ્રાચીન ગુજરાતી સાહિત્ય ઉપર સબળતાથી પડી નથી તે લક્ષમાં લેવા યોગ્ય છે વ્રજ ભાષાનું કલ્પનામય સાહિત્ય કેવળ અલંકારમય છે, અને તેની રચનામાં અલંકારને જ પ્રધાન ગણી પ્રવૃત્તિ થાય છે, પણ, પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં તે પ્રમાણે થયું નથી. આનું મુખ્ય કારણ એ જણાય છે કે ગુજરાતી કવિતાના આરંભકાળમાં થયેલા કવિઓને પ્રવૃત્ત કરનાર વિશેષ કારણ તે તેમનો ભક્તિવિષયનો ઉત્સાહ હતો. અલંકારશાસ્ત્રમાં મેળવેલી પ્રવીણતા દર્શાવવા કવિતા કરવી એવો તેમનો ઉદ્દેશ જ નહોતો. ગુજરાતી ભાષાના, એટલે, ગુજરાતની જે ભાષા હાલ સુધી ચાલુ રહી છે અને જેનું સાહિત્ય સતતપણાથી વહેતું રહ્યું છે તે ગુજરાતી ભાષાના, જુનામાં જુના કવિઓ તે નરસિંહ મહેતા અને ભાલણ તથા મીરાંબાઇ છે મીરાંબાઇના રચેલો કોઈ વિસ્તારી ગ્રંથ હાથમાં આવ્યા નથી અને તેને નામે ચાલતાં બધાં છુટક પદો તેના પોતાના રચેલા હોય તોપણ તેમાં અલંકાર તરફ વૃત્તિ બીલકુલ જણાતી નથી તેની કૃતિ ઉપરથી આ સબંધે અનુમાન બાંધવાનાં સાધન મળતાં નથી. પણ નરસિંહ મહેતા અને ભાલણની કૃતિઓ સ્પષ્ટ રીતે દર્શાવી આપે છે કે કવિતા રચવામાં અલંકાર તરફ તેમનું લક્ષ નહોતું "ગોવિંદ ગમન" સમાપ્ત કરતાં નરસિંહ મહેતા કહેછે કે

"મરૂં ત્યારે માયા મૂકાયે, બળતે ભુકાય તે ભૂકુરે ,
"અવસર ગયો ફરી નહિ આવે, માટે સમય નહિ ચૂકુ રે.
"એમ ધારી ગોવિંદ ગુણ ગાયા, ગોવિંદ ગમનમાં નાથા રે,
"હરિ ગુણમાં મ દોષ ન ભાળો, દોષ ભર્યા જે જાયા રે.
"વળિયા પળિયા પડિયા અંગે, ત્યારે તો મિ લખિયું રે,
"નરસંઇને ગુણ ગાવા નીશે, તેથી ઘ દશામાં ભખિયું રે."

મૃત્યુ ગમે ત્યારે આવશે માટે ગોવિંદના ગુણ ગાઈ લેવા એ હેતુથી જ નરસઇઆએ ચામડીમાં કરચોળીઓ વળ્યા પછી અને માથે પળિયાં આવ્યા પછી પણ "ગોવિંદ ગમન" લખ્યું છે તેની રચનામાં અલંકારના દોષ આવ્યા હશે કે નહિ એ શંકા તેને થતી નથી, પણ, હરિમાં દોષ ન જણાવો જોઇએ એ તેની ઇચ્છા છે

* બીજી સાહિત્ય પરિષદ્‌માં રા. રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠે વાંચેલો નિબંધ

ભાલણની કવિતામા કલાનો અવકાશ નરસિંહ મહેતા કરતાં વિશેષ છે, અને કવિજનોની અલંકારશાસ્ત્રની નિપુણતાની તેને ખબર છે. પણ તેનો પોતાનો એ વિષયમા કાંઇ દાવો નથી "નળાખ્યાન" નો આરંભ કરતાં તે કહે છે,

"સુરિનર મુનિવર જિ હુઆ, વદુ તેના પાઇ,
"છદ પ્રબંધ હુ કાઈ ન જાણુ, કરો કવિજન સાઇ.
"રાગ ઢાળનુ માપ ન જાણું, અલ્પ બુદ્ધિ કવિની વસે
"અલંકારનો અક્ષર કેવો, જાણુ નહિ હું નવ રસે"

તેમ જ 'ચડી આખ્યાન"ની આરંભસ્તુતિમા તે કહે છે કે

"લઘુ દીર્ઘ તાલ પ્રબધ માત્રા, શબ્દ છદ બહુ મર્મ,
'ભાષા ભેદ જાણુ નહિ જે, નાના પેર કવિધર્મ
"ભોળે ભાવે ભક્તિ આણી, આઇના ગુણ મધે રસુ,
"નિર્વિઘ્નપણે એ ગ્રંથ રચવા, શૈલસુતાસુત પરણમુ."

'ભોળે ભાવે ભક્તિ આણી'ને જ આ આદ્ય કવિઓએ કવિતા કરી છે અને તેથી તેમની કૃતિમા અલંકારની પ્રધાનતા જણાતી નથી.

આ રીતે થયેલા આરંભની છાપ ગુજરાતી કવિતામા ઘણા કાળ સુધી ટકી રહી, અને જેને આપણે સામાન્ય રીતે પ્રાચીન ગુજરાતી કવિતા કહીએ છીએ તેના લગભગ અન્ત સુધી એ અસર ટકી રહી. આ રીતે, પ્રાચીન ગુજરાતી કવિતામાં અલંકારશાસ્ત્રને અતિશય મહત્ત્વ અપાયુ નહિ અને તેને પરિણામે વ્રજ ભાષાની કવિતાની અલંકારના ઉદ્દેશથી ઉદ્ભવેલી કૃત્રિમતા (artificiality) પ્રાચીન ગુજરાતી કવિતામા બહુધા દાખલ થઇ નહિ.

અલંકારની આ ખામીથી પ્રાચીન ગુજરાતી કવિતામા રસની ખામી છે એમ કહેવાનો હેતુ સમજાવો ન જોઇએ. રસ અને અલંકાર એ જુદી જ વસ્તુઓ છે એ વિશે મે બીજે પ્રસંગે કેટલુક વિવેચન કરેલું છે. અહીં એટલું જ કહેવુ બસ છે કે કવિતાનો આત્મા (soul) તે રસ (sentiment) છે, કવિતાની ઉત્તમતા તેના રસમા રહેલી છે. શબ્દ અને અર્થ (sound and sense) એ રસરૂપ આત્માના અંગ શરીર-(body) છે, અને અલંકાર તે માત્ર એ શરીરને શોભાવનાર સાધન છે-ઘરેણાં છે. અલંકારની વ્યાખ્યા આપતાં મમ્મટે આ બહુ સ્પષ્ટતાથી સમજાવ્યુ છે

उपकुर्वन्ति त सन्तं येऽङ्गद्वारेण जातुचित् ।
हारादिवदलंकारास्तेऽनुप्रासोपमादय ॥

काव्यप्रकाश, उल्लास ८.

પ્રથમ તો કાવ્યમા રસ હોવો જોઇએ એ મુખ્ય વાત છે રસ હોય તો સારા અલંકાર કાવ્યના શબ્દ તથા અર્થને શોભાવી એ રીતે કાવ્યને પણ શોભાવે ઘરેણા માણસના આત્માની નહિ પણ શરીરની શોભા માટે છે, પણ, સારા આત્માવાળો માણસ ઘરેણાથીએકદરે વિશેષ સારો દેખાય અને એ રીતે ઘરેણા શરીર મારફત આત્માને શોભાવનાર બને, અને કોઇક વાર એમ ન પણ બને. તે પ્રમાણે, અલંકારો કાવ્યરસને શોભાવે છે અને કોઇક વાર નથી પણ શોભાવતા. તે રસના ધર્મ નથી રસ સાથે હમેશ હોતા નથી, રસ માટે આવશ્યક નથી. બીજી રીતે કહીએ તો, કવિતાની energy (ઉદ્ભવશક્તિ) સાથે અલંકારો જોડાયેલા નથી, પણ, imagination (કલ્પનાવ્યાપાર) જે કવિતાની કલા (art) છે તે સાથે જોડાયેલા છે. પણ, કવિતાની energy સાથે art ની પ્રવૃત્તિ ઘણુ ખરૂ ચાલે છે જ, કવિત્વશક્તિ ફલવત થતા કલ્પના ગતિમાન્ થવા માડે છે, તેથી કાવ્યોમા ઘણુ ખરૂ અલંકારો ગુથાયેલા હોય છે

ઉપર કહ્યુ તેમ પ્રાચીન ગુજરાતી ભાષાના આદ્ય કવિઓને પ્રેરનાર બળ તે માત્ર તેમનો ભક્તિભાવ હતો, અને કલાવિધાનમા તેઓ આગળ વધ્યા નહોતા તેથી, તેમની કવિતામા અલંકારરચના તરફ ઝાઝુ વલણ જોવામા આવતુ નથી સસ્કૃત કે વ્રજભાષાના અલંકાર શાસ્ત્રોના અભ્યાસ માત્રથી જે લેખકો કાવ્યો લખવા પ્રવૃત્ત થયા છે તેઓ કવિતાની energy કે art ની સપત્તિને અભાવે અલંકારની ચતુરાઇઓ દર્શાવવામા જ મશગુલ થઇ ગયા છે અને તેમની કૃતિ કેવળ કૃત્રિમતાવાળી છે અલંકાર તે કાવ્યરસને શોભાવવાની, આકર્ષક કરવાની કલાથી મળતુ સાધન છે એ તેમના લક્ષમા રહ્યુ નથી. પરતુ, પ્રાચીન ગુજરાતી કવિતામા એવી ચતુરાઈ દેખાડવાના હેતુથી પ્રવૃત્તિ કરનારા કવિઓ થયા નથી. કવિવર્ગ વધારે ને વધારે પ્રૌઢ થતો ગયો અને કવિતાનો પ્રવાહ વધારે ને વધારે વધતો ગયો તેમ અલબત્ત કલાવિધાનની પ્રવીણતા પણ વધતી ગઈ અને અલંકારોની શોભા વધતી ગઈ કલાનો એ વિસ્તાર સ્વાભાવિક છે અને તેમા કાંઈ કૃત્રિમતા નથી એરિસ્ટોટલે Rhetoric (વાક્સાહિત્ય) ની વ્યાખ્યા એવી આપી છે કે "the faculty of discerning in every case the available means of persuasion" અર્થાત્ "ઉદ્દિષ્ટ ભાવ સમજાવવાના દરેક પ્રસગમા મળી આવે એટલા સાધન પારખી કાઢવાની શક્તિ" અલંકારનો Rhetoric ના પેટામા સમાવેશ થાય છે, અને કવિતાના ભાવ સમજાવવા, ગળે ઉતારવા ગ્રાહ્ય કરવા, એ કાર્ય અલંકારનુ છે જ. પણ, તેને બદલે રસહીન ઉક્તિમા વિચિત્રતા ઉપજાવવા માટે જ અલંકાર યોજવામા આવે તો કવિતાનો અપકર્ષ જ થાય છે

પ્રાચીન ગુજરાતી સાહિત્યમા અલંકારશાસ્ત્ર રચવા માટે કેવા પ્રયત્ન થયા છે એ પ્રશ્ન પ્રથમ હાથમા લેતા અલંકારની ચર્ચાના પુસ્તકોની અછત નવાઈ જેવી લાગે છે. પ્રાચીન ગુજરાતી સાહિત્યમા એ વિષયના પુસ્તકો છે જ નહિ એમ આપણી હાલની માહીતી પ્રમાણે કહીએ તો ચાલે ત્રિમાસિક 'પ્રાચીન કાવ્ય' ની અંકમાલામા ગ. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા તથા રા. રા નાથાશંકર પૂજાશકર શાસ્ત્રીએ પાટણના કવિ નાન્હુદાસનુ બનાવેલું 'નવરસ' નામે પુસ્તક પ્રસિદ્ધ કર્યુ છે, તેની પ્રસ્તાવનામા તેઓ લખે છે કે "ગુજરાતી ભાષામા પણ કોઈ જુના કવિઓએ રસના ગ્રંથો લખ્યા હશે પણ તે સુપ્રસિદ્ધ નથી.

માત્ર નારણદાસનો કરેલો આ નવરસ નામે નાનો ગ્રંથ હાથ લાગ્યો છે." આ ગ્રંથમાં પણ નારણદાસે રસ વિશે કાંઈ ચર્ચા કરી નથી અથવા કોઈ રસની વ્યાખ્યા આપી નથી, પણ માત્ર રાધા અને કૃષ્ણના પ્રસંગ લઇને શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત, એમ આઠ રસના દૃષ્ટાંત આવે એવાં છૂટક કાવ્ય રચ્યાં છે પણ, દરેકમાં શી રીતે રસ નિષ્પન્ન થાય છે તેનું કાંઈ નિરૂપણ કર્યું નથી, તેમ જ ગ્રંથનું નામ 'નવરસ' છતાં માત્ર આઠ રસનાં ઉદાહરણ કેમ આપ્યાં છે તે પણ ગ્રંથકારે કહ્યું નથી. ગ્રંથના પ્રકાશકે પ્રસ્તાવનામાં લખે છે કે, 'કદાચ એમ હોય કે શૃંગારના બે ભેદ જે વિપ્રલંભ અને સંભોગ નામે છે તેને બે ભિન્ન ભિન્ન રસ માનીને અને પછી હાસ્યાદિ સાત રસ વર્ણવીને રસની નવ સંખ્યા તેમણે પૂરી માની હોય.' એ ગ્રંથમાં અલંકાર વિશે કાંઇ છે જ નહિ.

આ 'નવરસનું' નું કાવ્ય પ્રસિદ્ધ થયું તેને આગલે વર્ષે એ જ પ્રકાશકોએ (મહેતાજી) "પ્રાચીન કાવ્યમાળા" નો પહેલો ગ્રંથ પ્રકટ કર્યો હતો અને તેમાં પ્રેમાનંદકૃત 'દ્રૌપદી હરણ' પ્રસિદ્ધ કર્યું હતું. તે ગ્રંથના આરંભમાં પ્રેમાનંદનું જીવનચરિત્ર લખતાં તેમણે કહ્યું છે કે પ્રેમાનંદના પુત્ર વલ્લભે 'અલંકારશાસ્ત્ર અને પિંગળ' પણ રચ્યું છે. પણ તે પછી એક વર્ષે 'નવરસ'ની પ્રસ્તાવનામાં તેમણે ઉપર પ્રમાણે લખ્યું છે તેથી અનુમાન થાય છે કે વલ્લભનો એ અલંકારશાસ્ત્રનો ગ્રંથ તેમના સાંભળવામાં આવ્યો હશે પણ તેમને મળી આવ્યો નહિ હોય. અલંકારશાસ્ત્રના ગ્રંથોમાં સામાન્ય રીતે રસ અને અલંકાર બન્ને વિશે નિરૂપણ હોય છે તેથી વલ્લભનો ગ્રંથ હશે તો એ બન્ને વિષય ઉપર હશે. તે હજુ સુધી કોઈ ઠેકાણે પ્રસિદ્ધ થયેલો જાણવામાં નથી. પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં બીજા કોઇએ આ વિષય ઉપર ગ્રંથ લખ્યો જણાયેલો નથી.

હવે અલંકારશાસ્ત્રનો ઉપયોગ તથા અલંકારશાસ્ત્ર તરફની વૃત્તિ એ અંશ તરફ લક્ષ કરીએ.

ઇસવી સનના પંદરમા શતકમાં પ્રથમ કહ્યું તેમ ગુજરાતી કવિતાનો આરંભ થયો અને તે કાળના આદ્ય કવિઓ નરસિંહ મહેતા અને ભાલણની કવિતા વિશે આ સંબંધે ઉપર કંઇક સૂચન કર્યું છે. એ કવિઓએ અલંકારશાસ્ત્રમાં પોતે પ્રવીણ હોવાનો દાવો કર્યો નથી તેમ તેની પ્રવીણતા દર્શાવવા પ્રયાસ પણ કર્યો નથી. નરસિંહ મહેતાની કવિતા ઘણી સાદી શૈલીમાં છે, અને તેમાં અલંકાર પણ ઘણા જ થોડા છે. પ્રભાત રાગના પદ (પરભાતિયાં)માં

"જાગીને જોઉં તો, ભોર ભયો માધવા,
ધરકામ દો માધવા મોડું થાય."

સુરતસંગ્રામ

એવા યમક જણાય છે, પણ તેના પરભાતિયાનું પ્રધાન્ય એવું યમકવાળું સર્વત્ર હોવાથી એવી રચના થયેલી લાગે છે. તેનાં બીજાં કાવ્યોમાં એવા શબ્દાલંકાર જણાતા નથી. તેનાં કાવ્યોમાં અર્થાલંકાર પણ બહુ જૂજ છે.

'મોર મુકુટ વા'લે શિર ધર્યો, મકરાકૃત કુંડળ કર્ણ;
'પીતાંબર વા'લે પે'રિયું, જાણે ઉનાયા મેઘ જ વર્ણ.'

'દાણલીલા.

આ ઉત્પ્રેક્ષા આણવામાં કાંઈ પણ યત્ન કરેલો નથી. તે માત્ર સ્વાભાવિક છે અને એવા અલંકાર પણ તેની કવિતામાં બહુ થોડા છે અને વળી જ્યાં ભાવનો ઉત્કટ ઉલ્લાસ છે ત્યાં તે વપરાયેલા છે. તેનાં વર્ણનોમાં લાલિત્ય ઘણું છે પણ તે અલંકારમય નથી.

ભાલણની કવિતા પણ સાદી છે, પરંતુ, નરસિંહ મહેતાનું લાલિત્ય તેની કવિતામાં નથી. તેનાં વર્ણનોમાં અલંકારવાળી રચના માલમ પડે છે, પણ, તે બહુ પરિમિત છે. એક ઉદાહરણ બસ થશે. તેણે 'નળાખ્યાન' લખ્યું છે તેમાં સ્વયંવરમંડપમાં દમયંતીનો પ્રવેશ આ પ્રમાણે વર્ણવ્યો છે:

'દમયંતી ત્યાં સજ થઈ, સભા મહિ જાયરે,
સ્વરૂપ શોભા અતિ ભલી, તેણે મોહ્યા મનરે.
જોનાર સહુ મનમાં ધરે, નારી મળે શુભ દિનરે.
એવી અલૌકિક નારીએ, કર્યો મંડપ પ્રવેશરે.
દૃષ્ટિ સંમિલન થઈ. થયો ઘણો ઉજેશરે;
તૃપ્તિ થાય ન કોઈને, નર નામધારી જેહરે.'

ક્યાં આ ટુંકું અને સરળ વર્ણન અને ક્યાં પ્રેમાનંદનું એ જ પ્રસંગનું અલંકારપૂર્ણ વિસ્તારી વર્ણન!

'નૃપ ભિમક તનયા, રૂપ બનયા, રસીલી રંગ પૂરણા:
નર અંગના, દેવાંગના, માનની મનમદ ચૂરણા.
દુખ મોચની મૃગલોચની, છે લલિત લક્ષણવતિ એ;
નિજ મન ઉલ્લાસી, વેણુવાસી, અલક લટ વિલસંતિ એ.
રાખડી અમુલ્યે, શીશ ફુલે, સેંથે સીંદુર શોભિયાં;
શુભ ઝાલ ઝળકિત, રત્ન ચજાકિત, ભૂપનાં મન લોભિયાં.
મુખ સુધાસિંધુ અધરબિન્દુ, ભૃકુટિ ભ્રમર બે ગુંજ છે;
બે નેત્ર નિર્મળ, દિસે છે કમળ, ફૂલ ફૂલ્યાં કુંજ છે.
આંજેલ અંજન ચપળ ખંજન, મીન મૃગ બે હારિયાં;
પડયા રાય શૂરા, જાય પૂરા, બાણ કટાક્ષે મારિયાં.
જુએ વિવિધ પેરે, નયન ઘેરે, તિલક ભાલે કીધલાં,
દીપક પ્રકાશા એમ નાસા, કીરનાં મન લીધલાં.

* * * *

અવકાવળિ લલિતા, માય સલિતા, ઉદર ચોયણ પાનરે,
છે ચિત્ર લકી કટી વકી, મેખલા ઘુઘર ગાનરે.
બે જંઘા રભા તણા થભા, હસ ગત્ય પગ છાડતી,
સુખપાળ મુકી રાય ઢુકી, જાય પગલા માંડતી.'

નળાખ્યાનં

આ બે શૈલીઓ વચ્ચે બસે વર્ષનુ અતર છે એ લક્ષમા લઇશુ ત્યારે અલકારના ઉપયોગમા થયેલા ભારે ફેરનુ કારણ સમજાશે.

નરસિહ મહેતા, મીરાબાઈ અને ભાલણના શતકમા જ, પણ, કઇક તેમની પછી સિદ્ધપુરમા ભીમ નામે કવિ થયો તેણે 'હરિલીલા ષોડશકળા' નામે ભાગવતની કથાનુ કાવ્ય લખ્યુ છે. તેની શૈલીમા ઉપર જેવી સાદાઈ નથી. પોતાની નમ્ર શક્તિ દર્શાવતા જ તે અલકારમા ઉતરી પડે છે

'ક્યા ગુજા ક્યા રત્ન અમૂલ્ય, કયા આવળ ક્યા ચંપા ફુલ
ક્યા તરૂ ચદન કયા કરીર, ક્યા ખીલર ક્યા ગગાનીર.

*    *    *    *

કયા વન પખી ક્યા મગળ, ક્યા કવિ અવર ક્યાં હુ બાળ.'

તોપણ અલકારશાસ્ત્રની પ્રવીણતાનો દાવો ઇનકાર કરવાનો રીવાજ તેણે કાયમ રાખ્યો છે.

હુ બાળકને બાળી બુદ્ધ, વળી ન જાણુ અક્ષર શુદ્ધ
લઘુ ગુરૂ માત્રા પ્લુત પ્રસ્તાર, તાલ પ્રબધ છદ અલકાર
ભરહ ભેદ પિગલ ગુણ ગીત, વસ્ત બંધ ગાથા ને કવિત્ત,
આનિત રાગ મધ્યમ દતાર, નવ રસતણો ન લહુ વિચાર.
ધ્રુવ માત્રા પદ માત્રા સહી, અડયલ મુડયલ ને ચોપાઈ.
પૂર્વ છાયા રસાઉલા, દૂહા કુડળિયા કુંડલા.
ત્રાટિક સાટિક નાના નાચ, તાનમાન ને નાટિક નાચ,
કમ્યક સમ્યક ન જાણુ વદી, એક તાળી ત્રવડી ત્રય પદી.
સ્થાનક ભૂષણ આયુધ જાત, સ્વર વ્યજન લક્ષણ ઉદાત્ત,
રૂપક કેરા વાહન વર્ણ, શ્લોક સમાસ અને વ્યાકર્ણ
કથા સબધ કહુ કયમ કરી, જાણુ નહીં કવિની ચાતુરી.
સાહસ સત્ય તણે આધાર, બોલિશ નિજગુણ તણા મુરાર.
ભક્તિ ભાવ આણી મનમાહે, ગાઇશ ગોવિંદ ભોળે ભાવે,
જાણુ નહિ અધિક આક્ષેપ, કરીશ કથા માત્ર સક્ષેપ'

પોતે શું શું નથી જાણતો એના આ લાંબા વર્ણનમાં અનવસ્ત કવિ પોતે શું શું જાણે છે તે ગણાવ્યું છે, નહિ તો આ બધી વીગતની જરૂર નહોતી અલંકાર, રસ, પિંગળ, નૃત્ય, સંગીત, વ્યાકરણ, એ સર્વમાં 'કવિની ચાતુરી' હોવી જોઇએ એ તેનું સૂચન જ ગુજરાતી કવિતાની શૈલીને એક પગલું આગળ ભરાવે છે તે 'ભોળે ભાવે ગોવિંદ ગાવા'ની ઇચ્છા જણાવે છે તે એ જમાનાના કવિઓની પદ્ધતિ અનુસાર છે. તેની કવિતામાં ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા, વગેરે અલંકારની મહેલી રચનાઓ નજરે પડે છે પણ તે પોતે કહે છે કે બોપદેવના 'હરિલીલા' નામે અથવા હરિલીલાના વિષય ઉપરના ગ્રંથને આધારે આ ગ્રંથ તેણે કરેલો છે તેથી, બોપદેવના એ ગ્રંથ સાથે સરખામણી કર્યા સિવાય કહી શકાય નહિ કે અલંકારમાં ભીમની પોતાની નવીનતા કેટલી છે બોપદેવના 'હરિલીલા'ના ગ્રંથથી ભીમ 'ભાગવત'નો ઉદ્દેશ કરે છે એમ પણ હોય. ભીમનો બીજો કોઈ ગ્રંથ હાથ લાગ્યો નથી

ઇસવી સનના સોળમા સૈકામાં ઘણા કવિઓ થયા નથી તેમ જ જે થયા છે તે ઉંચી પંક્તિના નથી વસ્તો, વચ્છરાજ ને તુળસી એ ત્રણ કવિઓએ એ સૈકામાં થયેલા જણાયામાં છે અલંકારોનો કાંઈક કાંઈક ઉપયોગ તેમણે કર્યો છે, પણ, અલંકારશાસ્ત્રનું જ્ઞાન દર્શાવવાનો કે પોતાની કૃતિમાં સ્થળે સ્થળે અલંકાર આણવાનો તેમનો ઉદ્દેશ જણાતો નથી વસ્તો બોરસદનો રહીશ અને જાતે ડોડીઓ હતો પણ તેની ભાષા શિષ્ટ છે અને તેના લખાણ પરથી તે સસ્કારી જણાય છે પરંતુ તેના અલંકાર બહુ સસ્કાર પામેલા નથી

'દીધી શિખામણ મેને ન લાગે, જ્યમ પાણે ભાંડે કાનારે,'

'બળતા માહે પૂળો નાખ્યો, સળગી થઇ છે ઝાળ,'

'ચડે રહીને તરાપ દે બેસવા ઇચ્છે ટાચ.

શુકદેવ આખ્યાન

એવા અલંકાર સાધારણ વ્યવહારના છે અને તેથી કવિતાની શોભા પુષ્ટ થતી નથી.

જ્યુસરના વચ્છરાજે ભક્તિ કે પુરાણકથાના વિષય મુકી દઇ સ્ત્રીચરિત્રની વ્યવહારિક વાર્તા લખી છે તેની કથા તથા શૈલી શામળભટની રચનાઓનું પૂર્વાસ્વાદન કરાવે છે અલંકારમાં તે વસ્તા કરતા બહુ આગળ વધ્યો છે

'દિવસ રેણી તન આવરે, અમાસ ચદ્રકળા જેમ ધરે,'

'પૂનેમ રસ પૂરો ચાદલો, મુખ ઓપમા છે જેહ '

'નાસિકા કોર તો રસભરી, અધ બિબ પન્વળ,'

'રસિક શ્રવણ સોહામણા, જેસા પીપળપાન '

'કટિ પચાયણ રસભરી, સુદરતાએ ખભ.'

અલકાવલિ લલિતા, ભાલ સલિતા, ઉદર પોયણુ પાનરે,
છે ચિત્ર લકી કટી વંકી, મેખલા ઘુઘર ગાનરે.
બે જંઘા રંભા તણા થંભા, હંસ ગત્ય પગ છાડતી,
સુખપાળ મુકી રાય ઢુકી, જાય પગલા માડતી.'

નળાખ્યાન.

આ બે શૈલીઓ વચ્ચે બસે વર્ષનુ અંતર છે એ લક્ષમા લઇશુ ત્યારે અલંકારના ઉપયોગમા થયેલા ભારે ફેરનું કારણ સમજાશે.

નરસિંહ મહેતા, મીરાબાઈ અને ભાલણના શતકમા જ, પણ, કઇંક તેમની પછી સિદ્ધપુરમા ભીમ નામે કવિ થયો તેણે 'હરિલીલા ષોડશકળા' નામે ભાગવતની કથાનુ કાવ્ય લખ્યુ છે. તેની શૈલીમા ઉપર જેવી સાદાઈ નથી. પોતાની નમ્ર શક્તિ દર્શાવતા જ તે અલંકારમા ઉતરી પડે છે.

'ક્યા ગુંજા ક્યા રત્ન અમૂલ્ય, ક્યા આવળ ક્યા ચંપા ફુલ.
ક્યા તરૂ ચંદન ક્યા કરીર, ક્યા છીલર ક્યા ગંગાનીર.

* * * *

ક્યા વન પંખી ક્યા મંગળ, ક્યા કવિ અવર ક્યા હું બાળ.'

તોપણ અલંકારશાસ્ત્રની પ્રવીણતાનો દાવો ઇનકાર કરવાનો રીવાજ તેણે કાયમ રાખ્યો છે

હુ બાળકને બાળી બુદ્ધ, વળી ન જાણુ અક્ષર શુદ્ધ,
લઘુ ગુરૂ માત્રા પ્લુત પ્રસ્તાર, તાલ પ્રબંધ છંદ અલંકાર
ભરહ ભેદ પિંગલ ગુણ ગીત, વસ્તબંધ ગાથા ને કવિત્ત,
આલિત રાગ મધ્યમ દતાર, નવ રસતણો ન લહું વિચાર.
ધ્રુવ માત્રા પદ માત્રા સહી, અડયલ મુડયલ ને ચોપાઈ,
પૂર્વ છાયા રસાઉલા, દૂહા કુંડળિયા કુંડલા.
ત્રાટિક સાટિક નાના નાચ, તાનમાન ને નાટિક નાચ,
કમ્યક સમ્યક ન જાણુ વદી, એક તાળી ત્રવડી ત્રય પદી.
સ્થાનક ભૂષણ આયુધ જાત, સ્વર વ્યંજન લક્ષણ ઉદાત્ત,
રૂપક કેરા વાહન વર્ણ, શ્લોક સમાસ અને વ્યાકર્ણ
કથા સબંધ કહુ કયમ કરી, જાણુ નહીં કવિની ચાતુરી,
સાહસ સત્ય તણે આધાર, બોલિશ નિજગુણ તણા મુરાર.
ભક્તિ ભાવ આણી મનમાહે, ગાઇશ ગોવિંદ ભોળે ભાવે,
જાણુ નહિ અધિક આક્ષેપ, કરીશ કથા માત્ર સક્ષેપ'

પોતે શું શું નથી જાણતો એના આ લાંબા વર્ણનમાં અવબત્ત કવિ પોતે શું શું જાણે છે તે ગણાવ્યું છે, નહિ તો આ બધી વીગતની જરૂર નહોતી. અલંકાર, રસ, પિંગલ, નૃત્ય, સંગીત, વ્યાકરણ, એ સર્વમાં 'કવિની ચાતુરી' હોવી જોઇએ એ તેનું સૂચન જ ગુજરાતી કવિતાની શૈલીને એક પગલું આગળ ભરાવે છે. તે 'ભોળે ભાવે ગોવિંદ ગાવા'ની ઇચ્છા જણાવે છે તે એ જમાનાના કવિઓની પદ્ધતિ અનુસાર છે. તેની કવિતામાં ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા, વગેરે અલંકારની મ્હેલી રચનાઓ નજરે પડે છે. પણ તે પોતે કહે છે કે બોપદેવના 'હરિલીલા' નામે અથવા હરિલીલાના વિષય ઉપરના ગ્રંથને આધારે આ ગ્રંથ તેણે કરેલો છે. તેથી, બોપદેવના એ ગ્રંથ સાથે સરખામણી કર્યા સિવાય કહી શકાય નહિ કે અલંકારમાં ભીમની પોતાની નવીનતા કેટલી છે. બોપદેવના 'હરિલીલા'ના ગ્રંથથી ભીમ 'ભાગવત'નો ઉદ્દેશ કરે છે એમ પણ હોય. ભીમનો બીજો કોઈ ગ્રંથ હાથ લાગ્યો નથી.

ઇસવી સનના સોળમા સૈકામાં ઘણા કવિઓ થયા નથી તેમ જ જે થયા છે તે ઉંચી પંક્તિના નથી. વસ્તો, વધરાજ ને તુળસી એ ત્રણ કવિઓએ એ સૈકામાં થયેલા જાણવામાં છે. અલંકારોનો કાંઈક કાંઈક ઉપયોગ તેમણે કર્યો છે, પણ, અલંકારશાસ્ત્રનું જ્ઞાન દર્શાવવાનો કે પોતાની કૃતિમાં સ્થળે સ્થળે અલંકાર આણવાનો તેમનો ઉદ્દેશ જણાતો નથી. વસ્તો બોરસદનો રહીશ અને જાતે કડીઓ હતો પણ તેની ભાષા શિષ્ટ છે અને તેનાં લખાણ પરથી તે સંસ્કારી જણાય છે. પરંતુ તેના અલંકાર બહુ સંસ્કાર પામેલો નથી.

'દીધી શિખામણ કોને ન લાગે, જ્યમ પાકે ભાંડે કાનારે,'

'બળતા માંહે પૂળો નાખ્યો, સળગી થઇ છે ઝાળ,'

'ચડે રહીને તરાપ દે બેસવા ઇચ્છે રાય.'

શુકદેવ આખ્યાન

એવા અલંકાર સાધારણ વ્યવહારના છે અને તેથી કવિતાની શોભા પુષ્ટ થતી નથી.

જંબુસરના વચ્છરાજે ભક્તિ કે પુરાણકથાના વિષય મુકી દઇ સ્ત્રીચરિત્રની વ્યવહારિક વાર્તા લખી છે. તેની કથા તથા શૈલી શામળભટની રચનાઓનું પૂર્વાસ્વાદન કરાવે છે. અલંકારમાં તે વસ્તા કરતાં બહુ આગળ વધ્યો છે.

'દિવસ રેણી તન આવટે, અમાસ ચંદ્રકળા જેમ ઘટે,'

'પૂનેમ રસ ભુરો ચાદલો, મુખ ઓપમા છે જેહ,'

'નાસિકા કોર તો ગસભરી, અધરબિંબ પરવાળ,'

'રસિક શ્રવણ સોહામણા, જેસા પીપળપાન,'

'કટિ પચાયણ નસભરી, સુંદરતાકો ખભ.'

એવા અલકાર તેની બનાવેલી 'રસમજરીની વાર્તા'માં નજરે પડે છે અને તેમા એવી અલકારરચના જુજ નથી 'જેસા પીપળપાન,' 'સુદરતાકો ખભ' એ ઉપમા અને રૂપક હિંદી કાવ્યોના અભ્યાસનું સૂચન કરે છે

કુતિયાણાના તુલસીની ભાષા વસ્તા અને વચ્છરાજ જેવી શિષ્ટ કે સસ્કારી નથી તેણે 'ધ્રુવાખ્યાન'નુ કાવ્ય રચ્યુ છે તેના આરભમા તે સરસ્વતીને પ્રાર્થના કરે છે કે—

'અક્ષર એહવા આપજો જે ખોડ ન કાઢે કોય.'

અને ગ્રથ પુરો કર્યા પછી પણ તેની આ શકા કાયમ રહી છે. છેવટે તે કહે છે કે

'કાલાવાલા કીધે જેહ, સરસ્વતિએ ઉપદેશ્યા તેહ,
ખોડમા દેશો કવિજન કોય, શતવચન મારૂ હુ બોલુ સોય'

તેની આલકારિક કલ્પનાઓ પણ થોડી અને સાધારણ છે

'અગાધ જલ છે આ સસાર, હરિનામે તે પામે ભવપાર,'

'અધાકેરી લાકડી, હુ દુબલીનુ ધન'

'નારદે મુને કૃપા કરી, તો હુ કીડી બેઠી કુજર ચડી'

એવા નવીનતા વિનાના છેક સામાન્ય અલકારો કરતા કાઇ વિશેષનું દર્શન તેની કૃતિમા થતું નથી.

આ સર્વ કવિઓની રચનામાથી અલકારના ઉપર ઉદાહરણ આપ્યા છે તે બ[illegible] લકારના છે શબ્દાલકાર તેમની કવિતામા જોવામા આવતા નથી, ઝડઝમક, અનુ[illegible] પ્રબધોની અવગાસવળી રચનાઓ તરફ તેમની વૃત્તિ થયેલી જણાતી નથી. વચ્છરા[illegible] ગોપાલ્ત આવતા કેટલાક વર્ણનો અર્થાલકારોથી ભરચક કર્યા છે, તે સિવાય અર્થાલ[illegible] તેમણે ઘણે અતરે ક્વચિત્ ક્વચિત્ જ વાપર્યા છે, અને ત્યા પણ કલ્પનાનુ પ્રબળ[illegible] નથી, પણ, અર્થ સ્પષ્ટ કરવા કે પાત્રના ગુણ વર્ણવવા સાધારણ સકેતથી ચાલતા[illegible] કારો તેમણે વાપર્યા છે અલકારશાસ્ત્રની પ્રવીણતા દર્શાવવા તેમણે અલકારમય [illegible] નાઓ કરી નથી.

ઇસવીસનના સત્તરમા સૈકામા આવતા ગુજરાતી કવિતામા નવા યુગનો ઉદય થયો જણાય છે કવિતાની energy અને art બન્નેનો ભવ્ય અને સુંદર વિલાસ પ્રકટ થયો છે અનેક પ્રકારની કવિતા રચનારા અનેક કવિઓ ઉદ્ભૂત થયા છે અને કાવ્યસાહિત્યનો વિશાળ સમૂહ ગ્રથિત થયો છે કવિઓએ અલકારશાસ્ત્રમા પ્રવીણતા મેળવેલી છે અને તેમનુ તે જ્ઞાન ઢાકયુ પણ નથી રહેતું તેમની રચનામા સ્થળે સ્થળે અલકાર નજરે પડે છે. પરતુ આમ છતા કાવ્યના વિષય કરતા અલકારશાસ્ત્રને વધારે પ્રાધાન્ય આપવામાં

આવ્યું નથી અને અલંકારનું જ્ઞાન દર્શાવવાનો ઉદ્દેશ એ જ કવિતા રચવાના પ્રયાસનો હેતુ એમ બન્યું નથી. એ કવિમંડળનો શિરોમણિ તે પ્રેમાનંદ છે, અને તે એ મંડળમાં કે યુગમાં જ નહિં પણ સમસ્ત પ્રાચીન ગુજરાતી કાવ્યસાહિત્યમાં પ્રથમ પંક્તિએ બીરાજે છે. તેના હાથ નીચે અનેક કવિઓ કેળવાયા હતા અને જુદા જુદા વિષયો ઉપર કવિતા રચવાનું તેણે પોતાના જુદા જુદા શિષ્યોને સોપ્યું હતું. પોતાના પુત્ર વલ્લભને હિંદીની ઢાટીપર કવિતા કરવાનું સોંપ્યું હતું, રત્નેશ્વરને મરાઠી જેવી કવિતા કરવાનું સોંપ્યું હતું, વીરજીને ઉર્દુ ફારસી વગેરે ભાષાઓની વાર્તા જેવી રચના ગુજરાતીમાં કરવાનુ સોંપ્યું હતું. સુંદરને સંસ્કૃતની પૌરાણિક શૈલીની કવિતા કરવાનુ સોપ્યુ હતું, અને પોતે સંસ્કૃત અને પ્રાકૃત સર્વ ભાષાઓની ખૂબીઓ આવે એવી કવિતા કરવાનુ માથે રાખ્યું હતું. આ રીતે અનેક રીતિઓ અને શૈલીઓનું પૂર ગુજરાતી કવિતાસરિતમા આવી મળવાની સામગ્રી રચાઇ હતી અને તેથી બીજા અંશો સાથે વિવિધ જાતના અલકારો પણ ફેલાઈ રહ્યા એ સ્વાભાવિક છે. પરંતુ આમ છતાં હિંદી ભાષાની કવિતાની છાપ ગુજરાતી કવિતા પર પડી નહિં અને તે ભાષાના કાવ્યોના અલંકારોની કૃત્રિમતા ગુજરાતી કવિતામાં દાખલ થઈ નહિં તેનું કારણ ગુજરાતી ભાષાના ઇતિહાસમાં સદૈવ નોંધી રાખવા જોગ છે. હિંદીનાં (એટલે વ્રજ ભાષામાં) નહિં પણ ગુજરાતીમાં કવિતા કરવી અને ગુજરાતી ભાષાને સરસ કવિતાવડે શોભાયમાન કરવી એવો પ્રેમાનન્દનો દૃઢ સંકલ્પ હતો. એમ કહેવાય છે કે રામચરણ હરિહર નામે વિદ્વાનના સંગમાં પ્રેમાનન્દે હિંદુસ્તાનની મુસાફરી કરી હતી અને તે અરસામાં તેને કવિતા રચવાની શક્તિ વ્યુત્પન્ન થઈ હતી. સંપ્રદાય પ્રમાણે પ્રેમાનન્દે હિંદી ભાષામાં કવિતા રચવા માંડી હતી અને એકવાર પોતાની કવિતા એ ગુરુને બતાવી. ગુરુ તે જોઈ બહુ નારાજ થયા. તે પૂર્વાશ્રમમાં પાટણના નાગર હતા અને ગુજરાતીમા કાવ્યસાહિત્ય થાય એવી તેમને ઉત્કંઠા હતી. પ્રેમાનંદને તેણે કહ્યું કે "મને આશા હતી કે તું આ ખોટ પૂરી પાડીશ પરંતુ તું પણ બીજાઓની માફક હિંદી કવિ બની ગયો તેથી ખેદ થાય છે." પ્રેમાનંદ પર એટલી અસર થઇ કે તેણે પ્રતિજ્ઞા લીધી કે જ્યાં સુધી સર્વ ભાષાઓના જેવી ગુજરાતી ભાષા કવિતારૂપ અલંકારવડે શણગારાય નહિં ત્યાં સુધી મારે પાઘડી પહેરવી નહિં. અને મરતાં સુધી તેણે પાઘડી પહેરી જ નહિ. ગુજરાતી ભાષા ઉપર તેને ઘણી જ ભક્તિ અને ઘણું જ અભિમાન ઉત્પન્ન થયુ. ગુજરાતીને તે આપણી 'રસીલી ભાષા' કહે છે અને ગુર્જરાણાં મુખ્ય ભ્રષ્ટ એમ કહી ગુજરાતી ભાષા વગોવનારના 'મુખમાં ધૂળ નાખવા'નું તે સમજે છે. પોતે રચેલાં નાટકોમાં પોતાના આ વિચાર પ્રદર્શિત કરવાનો પ્રસંગ તેણે સાધ્યો છે અને એ નાટકોને અંતે ભરતવાક્યમાં પણ તેણે ગુજરાતી ભાષાની ઉન્નતિ માગી લીધી છે:

'સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે, ધારો ગિરા ગુર્જરી,
પાદેપાદ રસાળ ભૂષણવતી, થાઓ સખી ઊપરી;
જે. ગિર્વાણ ગિરા ગણાય ગણતાં, તે સ્થાન એ લ્યો વરી,
થાયે શ્રેષ્ઠ સહુ સખીજન થકી, એ આશ પૂરો હરિ '

રોષદર્શિકાસત્યભામાઆખ્યાન.

"ભાષા ગુર્જરી આર્યવર્ત અખિલે, ફેલાય ફાલી ઘણી,
સર્વે દેશ વિદેશ ગુર્જરગિરા, સોહાય સોહામણી,
વાણી સંસ્કૃત મૃત્યુપ્રાય થઇ છે, આ થાય શિરોમણિ,
અર્પો તો વિભુ એ જ અર્પણ કરો, એ આશ પ્રેમીતણી!
પાચાલીપ્રસન્નાખ્યાન.

'જેવો આ ગુજરાત દેશ સહુમા, શ્રેષ્ઠત્વ પામી રહ્યો,
તે મધ્યે અતિ શ્રેષ્ઠ ચારૂતર છે, બ્રહ્મે ન જાયે કહ્યો,
એવા દેશની જે ગિરા ગુણવતી, નામે મહા ગુર્જરી,
વાધો તે સુરસે કસે ગુણ ગણે, જો પ્રિય વાછો હરિ
તપત્યાખ્યાન.

ગુજરાત દેશ અને ગુજરાતી ભાષા માટે આટલું અભિમાન ધરનાર,

'આ નદનવન નો'ય
અધિક ગુર્જર ભુમિ હોય'
(તપત્યાખ્યાન)

એમ ગુજરાતની ભૂમિને વર્ણવનાર, અને

'આ તે લલિત સુમન મધુકણ પ્રદેશ કે
વા મધુરી ગુર્જરીની મિઠાશ મોઘી ઘણી'
(પાચાલીપ્રસન્નાખ્યાન)

એમ ગુજરાતી વાણીને વર્ણવનાર હિદી ભાષાના કાવ્ય સાહિત્યના સંપ્રદાય ન સ્વીકારે એ સ્વાભાવિક છે ગુજરાતી કાવ્ય સાહિત્યમા નવો કીર્તિસ્તભ રોપવાના સકલ્પથી તેણે સપ્રદાયના સાકેતિક નિયમોની અવગણના જ કરી છે નાટકમા સામાન્ય પાત્રો માટે બાલભાષા વાપરવી જોઇએ એ નિયમ માટે તે અનાદર દર્શાવે છે પોતાની કૃતિઓને 'કાવ્ય' કે 'નાટક' એવા નામ ન આપતા 'આખ્યાન' જ કહે છે અને પોતાને 'કવિ પ્રેમાનદ' નહિ પણ 'ભટ પ્રેમાનદ' કહેવડાવે છે સંપ્રદાયને આ રીતે બાજુએ મુકનાર અને હિદી કરતા ગુજરાતી ભાષાને ચઢીઆતી કરવા મથનાર હિદી ભાષામાના અલકારના સપ્રદાયનો સ્વીકાર કરે એ બને જ નહિ, અને એ રીતે તેના પ્રયાસથી અનેક સાહિત્ય અને સામગ્રી ગુજરાતી કવિતામા દાખલ થયા અને રસ તથા અલકારનુ વિપુલ દર્શન થયુ તોપણ હિદી (વ્રજ) ભાષામા અલકારને આપેલું અતિશય પ્રાધાન્ય દાખલ થયુ નહિ હિદી ભાષાની કવિતા તરફની તેની આવી વૃત્તિમા ઉછરેલા તેના મદોન્મત્ત પુત્ર વલ્લભને હિદી ધાટીની કવિતા કરવાનુ સોપાયેલું હતું, પણ, તેનુ અનુકરણ કરવુ એ તે તિરસ્કાર ભર્યું સમજતો હતો, તેનાથી ઉત્તમ થવુ એ તે કર્તવ્ય સમજતો હતો. હિદી ભાષાના મહાન કવિ "પૃથુરાજરાસા"ના રચનાર ચદ વરદાઇ માટે તે કહે છે,

'ચંદે છંદ બદ્ધ રચ્યો, ગ્રંથ આશ આણી ઉર,
પ્રેમાનંદ આગે મંદ, ગતિ તેની લેખિયે'

*　　*　　*　　*

'પૃથ્વીશ પ્રશંસા કથી માન શેનું મેળવ્યું તેમાં,
પ્રેમાનંદની કવિતા સવિતા શી પેખિયે
બ્રાહ્મણથી ભાટ થયા, વશ ન વિધિના આતો,
કવિશ્વરના પિતાથી ચંદ મંદ દેખિયે.'
'કવી જેની કવિતા, નિકંદન તેનું કરાવ્યું,
પાંચ સાત નારી ભેળી નર નિપજાવિયો
તોડયા શબ્દ છોડયા નહિ જોડયા કર તોય ઝુડયા,
રૂડા રસિક ન જોયું ભાવ શો ભજાવિયો'

કુતીનસન્નાખ્યાન.

ગઈ રાજા પાસે જાચવું નહિ અને આશ્રયદાતાની પ્રશંસા કરવી નહિ એ પ્રેમાનંદનું વ્રત દર્શાવી વલ્લભ પોતાના પિતાને ચંદથી ચઢતો કહે છે એટલું જ નહિ, પણ ચંદે પોતાના નાયક પૃથુરાજનું નિકંદન વર્ણવ્યું પાંચ સાત ભાષાઓનું મિશ્રણ કર્યું અને અનકાર આણવા માટે શબ્દો તોડયા–બગાડયા, તે શબ્દોએ તોબાહ થઈ હાથ જોડયા તોપણ તેમને ઝુડયા, એમાં પણ તેણે ચંદનું ઉતરતાપણું બતાવ્યું છે. અને તેમ છતાં રસિકજનોએ

'चंद छंद पद सरके दुहो बिहारिदास,
चोपाई तुलसीदासकी, केशव कवितविलास'

એવી રીતે ચંદના છંદ કેમ વખાણ્યા તે માટે વલ્લભ આશ્ચર્ય દર્શાવો ઠપકો દે છે

આ પ્રમાણે હિંદી ભાષાની અનંગ મય રચના પ્રેમાનન્દના કવિ મંડળે દાખલ કરી નહિ' અને હિંદી કવિતામાંના

'परसे पुरवा घुरवा धरमे, धरमें बाढि वेलचढि तरसें।
तरसें चित चातुक केहरसे, हरसे दुतिदामिनि मनरमे॥
बरसे घनघोर छटा झरसे, झरसे धुनि बाढत दादरसें।
दरसे विनमित प्रहासरसे, सरसे दिनसागर जुगरसे'॥

प्रवीणसागर.

એવા શબ્દ તથા અર્થના કૃત્રિમ અલંકાર એ કવિ મંડળના કાવ્યોમાં દાખલ થયા નહિ' અને પ્રાચીન ગુજરાતી કવિતા પણ એવા અનકારોથી વિમુક્ત રહી

પ્રેમાનન્દનાં કાવ્યો ખરેખરા ચમત્કારવાળા અલંકારોથી ભરપુર છે એ કહી બતાવવાની જરૂર નથી. બે ત્રણ ઉદાહરણ બસ થશે દ્વારિકાનગરીનું તેણે વર્ણન કર્યું છે કે :

'ચાલિ ચિત્રલેખા જોતિ ગામ, સામસામાં શોભિતાં છે ધામ,
સપ્ત ભુમિના ભવન તે ભાસે, જોતાં ભુખ તરસ તે નાસે.'

* * * *

લીંપી ભીંતે સોનાની ગાર, ચળકે કાચ તે મીનાકરી.

* * * *

દીસે દ્વારિકા વૈકુંઠ સરખી, ચિત્રલેહાયે નગરી નરખી

* * * *

શકે અવાસ ઉડશે વ્યોમ, જાણે વૈકુંઠઆણ્યું ભોમ'

ઓખાહરણ.

દમયંતીને સંદેશો કહી પાછા આવતાં હંસ તેનું વર્ણન નળ આગળ આ પ્રમાણે કરે છે:

'ભૂપ મેં દીઠી ગર્વ ઘેલડી, સખી બે મધ્ય ઉભી અલબેલડી;
કદળીસ્થંભ જુગલ સાહેલડી, વચ્ચે વૈદર્ભી કનકનીવેલડી.
વેલ જાણે હેમની, અવેલ ફુલે ફુલી
ચકિત ચિત્ત થયું માહરૂં, ને ગયો દૂતત્વ ભુલી.
સામસામાં રહ્યાં શોભે, વ્યોમ ભોમ્ય ને સોમ;
ઇંદુમાં બિન્દુ બિરાજે, જાણે ઉડગણ ભોમ્ય.
ઉભે અમી નિધિકિરણ પ્રગટ્યા, કળા થઈ પરકાશ;
જ્યોતે જ્યોતથી સ્થંભ પ્રગટચો, શું એથી થંભ્યો આકાશ.'

નળાખ્યાન.

દમયંતીના સ્વયંવર મંડપમાં નળનો પ્રવેશ વર્ણવ્યો છે કે

'વાગી સ્વયંવરમાં હાક, તે નળ આવ્યોરે;
ભાગા ભૂપ સર્વના નાક, એ નળ આવ્યોરે.
જાણે ઉદયો નૈષધ ભાણ, તે નળ આવ્યોરે,
અસ્ત થયા સહુ તારા સમાન, એ નળ આવ્યોરે.
તેજ અનંત અનંગનું અંગ, તે નળ આવ્યોરે;
જાણે જનક કાયાનો રંગ, એ નળ આવ્યોરે.
૫ * * *
ચાલતો શારદુલની ગત, તે નળ આવ્યોરે;
નીરાશ થયા નરપત, એ નળ આવ્યોરે.

* * * *

મતે કરીને જેવો વાય, ઓ નજ આવ્યોરે;
મહિમાયે શંકર રાય તે નજ આવ્યોરે.

નળાખ્યાન.'

રસની શોભા વધારવામાં અને અર્થને પ્રકાશમાન કરવામાં પ્રેમાનંદની અલંકારરચનાનું અપ્રતિમ સામર્થ્ય છે. તેના અલંકારો યોગ્ય સ્થાને જ આવે છે અને તે છતાં સ્થળે સ્થળે આવે છે કેમકે કલ્પનાના ઉભરાઇ જતા બળથી તે ઉદ્ભવ પામે છે. તે પગણે બેસાડેલા નથી તેમ સંપ્રદાયથી ચાલતા આવેલાં ઉપમાનની પુનરુક્તિ કરવામાં તેણે સંતોષ માન્યો નથી.

પ્રેમાનંદે કોઈ કોઈ ઠેકાણે શબ્દાલંકારની રચના પણ કરી છે. જેમ કે;

'દીઠી દાસી પડી કુમાં વિલપતી, જે ત્યાં અતીશે રડી,
કોલુમાં ધરી પીલતાં દીન થઈ જાણે હશે શેરડી;
પૂછે સારથિ દ્રૌપદી-પ્રિય સતી દાસી અરે શે રડી,
જો આ પાંડુ-સૂનુ પુછે વદ સખે વેરી સ્ત્રી રે'શે રડી.

દ્રૌપદીહરણ.

અહીં 'શેરડી' શબ્દના અક્ષરો જુદી જુદી રીતે લઈ ગોઠવ્યા છે. તેમ જ તેણે અંતર્લાપિકા વગેરેથી પ્રબન્ધની રચના કરી છે.

'બુદ્ધિ ઊધી અમર્ષી કરી હાથે કરી મોત બાવ્યું,
ગાંગેયે શો મતીવર મયે યુદ્ધ તેથી જ આવ્યું;
જા જોઈ હસ્તપદ્મ પકડે મુક્તિ તો આજ થાશે,
એ ક્રોધે દેવર્ષી મરણ આજે ન તારું રખાશે.'

દ્રૌપદીહરણ.

અહીં નીચે (ચિત્રમાં) બતાવ્યા પ્રમાણે ધનુષ એ તીરની આકૃતિનો પ્રબન્ધ કરી વાંચવાથી,

'ગાંડીવથી મરણ આજે આવ્યું મદ તીરથી જાશે' એવું વાક્ય નીકળે છે. અલબત્ત, આ અલંકારો કેવળ કૃત્રિમ છે તથા આ રચનાઓ કવિત્વહીન છે અને તેમાં પ્રેમાનંદ ઓળખતો પણ નથી. સારા ભાગ્યે પ્રેમાનંદની કૃતિમાં આવી રચનાઓ બહુ જ ભુજ છે અને પોતાના ઉત્તમ કવિત્વ ઉપર તેણે ઉગવા દીધેલા આ ઉપરોહ (parasite) ને બાતલ કરી તેના કાવ્યોનો અભ્યાસ કરીશું તો ચાલશે.

પ્રેમાનંદના શિષ્યમંડળની કવિતામાં અલંકારમય રચના દેખાઈ છે. અલબત્ત, તેમ-

નામાં પ્રેમાનંદ જેટલું કવિત્વ નથી અને પ્રેમાનંદ જેટલી કલા નથી. તેમાંના સર્વમાંથી ઉદાહરણ આપી વિસ્તાર ન કરતાં વલ્લભનાં કાવ્યમાંથી એક બે ઉદાહરણ આપીશું.

'પોયણાં બીડાઇ જોઈ સૂર્ય સનમુખ થાતાં,
દુઃશાસન નારી તેમ, સંકોચાઈ જતી જતી;
કમળની આસપાસ ભૃંગી ભણુ ભણુ કરે,
છુટયો જોઈ નાથ ખુશી, તેમ કૃષ્ણા રજા થતી.
કુંજ કુંજ પુંજ પુંજ, ભૃંગ બુલબુલ ગુંજ,
તેવી વાહવા ઉચારે, પાર્થ પક્ષ અતિ અતિ;
શીતળ ને મંદ વાય, સુગંધિક આવે જાય,
વલ્લભ કવિત ગાય, મન ધારી મતિ મતિ.'

દુઃશાસનરૂધિરપાન.

વલ્લભની રચનામાં પ્રેમાનંદ જેટલી વિશદતા–સ્પષ્ટતા નથી તેમ જ તેના અલંકારમા એવી રમણીયતા નથી. તેના વિચારની સફાઈ તેના તે અલંકારને અને રીતિને જરા ભારે પડે છે. મહી નદીનું તે વર્ણન કરે છે કે,

'ભાળી મહી ભવાબ્ધિ શી, મહાત્મ્યવાળું અતિશે,
કાળુ ભમર છે પાણી, ભ્રષ્ટ કરનાર હા!
સાધુને અસાધુ કરે, કરે દાતારને અદાતા,
અચોરને ચોર કરે, કોણ તારનાર હા!'

મિત્ર ધર્માખ્યાન.

આ વર્ણનમા પણ પ્રતાપ છે પરન્તુ લાલિત્ય નથી.

પ્રેમાનન્દનો સમકાલીન સુપ્રસિદ્ધ કવિ તે સામળભટ હતો, અને તે બેની વચ્ચે સ્પર્ધા ચાલતી હતી. સામળે પ્રેમાનન્દથી જુદા જ વિષયમાં કવિતા ખેડી હતી. પુરાણ કથાઓનાં પાત્ર ન લેતા સાધારણ વ્યવહારના મનુષ્યોને પાત્રો તરીકે લઈ તેણે વાર્તાઓ રચી છે, અને બોધના પ્રાસ્તાવિક વચનો લખ્યા છે. તેની કલ્પના ઉચ્ચગામી નથી તેમ જ તેના અલંકારમા અસાધારણતા નથી.

'વાડ થઈને ચીભડાં ગળે, સોંધી વસ્તુ ક્યાંથી મળે!
ખળું ખાતું હોયે જો અન્ન, તો જીવે નહિં એકે જન.
કલ્પ વૃક્ષ જો કેરી ખાય, તેનો ચોર ન પેદા થાય,
નવાણુ પીતું હોય નીર, જીવ જંતુ કયમ ધરે શરીર!'

નંદબત્રીશી.

વાઝા ચીભડાના અને ખજાના આવા અલંકાર ગીરુજના પાગીલ રણછોડસના ચો રામાની સભામા ચમત્કાર ઉપજાવનાર હશે પણ તેમા નવીનતા કે રુચિ તા કાંઈ નથી અને સામળને પ્રેમાનન્દ સાથે સરખાવી સામળની ઠેકડી કરવાનુ વલ્લભને આવી રચનાઓથી કારણ મળતું હતું

આ સૈકાનો બીજો સુવિખ્યાત કવિ તે અખો છે તેની કવિતામા જ્ઞાનનો જ વિષય છે તે પોતે કવિ થવાનો દાવો નથી કરતો. તે કહે છે કે કવિઓ મનની વૃત્તિ વર્ણવે છે અને 'મનાતીત' તો 'તમનું તમ' રહે છે આથી તેને કવિતાની દરકાર નથી 'જ્ઞાનીની કવિતા ન ગણીશ' એમ તે સ્પષ્ટ કહે છે કવિજનોને ક્રોધ ન કરવા તે વિનતિ કરે છે અને કહે છે કે

'તેણે ગ્રંથ પહેલુ એમ જાણવુ,
અમો મગણુ જગણુ નથી જાણતા
તુક ચોક ચાતુરી ઝડઝમક,
અમો લક્ષ્ય વિના નથી આણતા.
અખેગીતા.

તેની આવી વૃત્તિથી તેણે અલંકારની દરકાર નથી કરી દષ્ટાંતો ખાતર તેણે ઉપમા વગેરે વાપર્યા છે પણ તે કવિત્વની કલ્પનાથી નહિ પણ તત્વચિંતકની કલ્પનાથી, અને કાવ્ય સાહિત્યને તે સાથે સબંધ નથી.

આ સત્તરમા સૈકામા ગુજરાતી કવિતાની અલંકારમય રચના વિકાસકાળમા આપણે આવી પહોચ્યા છીએ અરાઢમા સૈકાના કવિઓ આ જુદી જુદી શૈલીઓનુ અનુકરણ તથા મિશ્રણ કરનાર છે અને તેમને સબંધે પૃથક્ વિવેચનની આ લઘુ નિબંધમાં આવશ્યકતા નથી. એ જ કારણથી ઇસવીસનના ઓગણીસમા સૈકાના ભક્તકવિઓની અનંકાર રચના વિષે વિવેચન કરીશુ નહિ, અલંકારરચનાની વૃત્તિ બધાયા પછી તેમણે કાંઈ નવીન દિશામા ગતિ કરી નથી. માત્ર એક અપવાદ છે અને તે પ્રાચીન મધ્યસાહિત્યમાંના છેલ્લા પણ પહેલાથી ઉતરતી પંક્તિએ ન બેસે તેવા કવિ દયારામની અપૂર્વ કવિતાનો છે તે પહેલે ચીલે ચાલનાર ન હતો લાલિત્ય, કોમલતા, રસિકતા એ સર્વ તેનામા અવનવા છે નાના નાના છુટક રસપૂર્ણ કાવ્યો રચવાની રીતિ તેણે નવી ઉપજાવી છે તેણે ઉત્પન્ન કરેલી મનોહર ગરબીઓની શૈલીએ આખી ગુજરાતને મોહથી ચકિત કરી દીધી સકળ સ્ત્રીવર્ગને કંઠે થયેલી તેની ગરબીઓ તેના અનુપમ સામર્થ્યની સાક્ષી પુરે છે તેની કવિતામાથી ઝરતો મધુરતાનો સ્રોત એટલો પ્રબળ હતો કે પ્રેમાનન્દનો 'કડવા' શબ્દ બદલ 'મીઠા' ઉપનામ તેને ગ્રહણ કરવુ પડયુ આ મધુરતા પ્રેમની ઉત્કટ ભાવનામાથી ઉદ્ભવતી હતી બીજી બધી ભાવનાઓ ગૌણ કરી તેણે એ જ ભાવનાને મુખ્ય કરી હતી. 'હમો તો એક પ્રેમ રંગે વળગ્યા જી' એ તેનું સૂત્ર છે બીજા કવિઓએ પ્રેમને ભક્તિમા મેળવી દીધો હતો દયારામે

ભક્તિને પ્રેમમાં મેળવી દીધી હતી. આવી વૃત્તિની કવિતામાં અલંકારની અતીવ ચારુતા હોય એ સ્વાભાવિક જ છે.

'તમારા તો હરિ સઘળે રે, અમારા તો એક સ્થળે;
તમો રીઝો ચાંદરણે રે, અમો રીઝું ચંદ્ર મળે.'.

પ્રેમપરીક્ષા.

એવા રમણીય અલંકારની બરાબરી પ્રાચીન ગુજરાતી કવિતામાં ભાગ્યે જ થઇ હશે. દયારામના વર્ણનો વસ્તુઓનાં તથા બનાવોનાં નથી પણ પ્રેમમૂર્તિનાં છે અને તેથી તેના વર્ણનપોષક અલંકાર પણ એ જ વિષયના છે.

'કોટી કંદર્પ લજાવે એહેનું મુખડું, ફીકી પડે છે કળા જામિની,
સદગુણ સાગર નટવર નાગર, બલીહારી એહેના નામની,
કોટી આભૂષણનુ એરે ભૂષણ, સીમા છે અભિરામની.'

ગરબી.

'સલિલહીન મીન જીવે ન કોય,
જપવિહિન થયું બગડે તોય,
તડિત મેઘ તડિત વિન ન સોય.'

ગરબી.

દયારામે હિંદીમાં પણ કવિતા લખી છે. તેમાં 'સતસૈયા' નામે એક મ્હોટો ગ્રંથ છે. એ ગ્રંથમાં સાહિત્યમાં કહેલા નાયિકાઓના પ્રકાર વર્ણવ્યા છે અને જાતજાતના પ્રબંન્ધવાળાં ચિત્ર કાવ્યો રચ્યાં છે. પ્રેમાનંદનાં ચિત્ર કાવ્યો માટે ઉપર કહ્યું તે આને પણ લાગુ પડે છે. વળી એ શબ્દાલંકારો હિંદીમાં છે તેથી તે બાજુએ રાખવાનું વિશેષ કારણ છે.

ગુજરાતી કવિતામાં અલંકારની ઉત્પત્તિ અને વિકાસનો આ રીતે સંક્ષિપ્ત ઇતિહાસ આપ સમક્ષ રજુ કર્યો છે. એમાં માત્ર દિગ્દર્શનનો હેતુ છે. સર્વ અંશનું વિવેચન થઇ શક્યું નથી અને તે માટે વિસ્તારની જરૂર છે. વિશેષ કરી આ પ્રાચીન સાહિત્યના છેવટ ભાગમાં ,થયેલી જુદી જુદી શાખાઓની ભિન્નતા માટે વિસ્તારતાની જરૂર છે. પરંતુ આ સંક્ષિપ્ત લેખ અલંકારમય રચનાના ઉદ્ભવનો ક્રમ કાંઇક દર્શાવી શકશે તો બસ છે.

રમણભાઇ મહીપતરામ નીલકંઠ.

---

# તત્વજ્ઞાન (PHILOSOPHY) અને વિજ્ઞાન, (SCIENCE).

( અનુસન્ધાન પૃષ્ઠ ૪૯૮ થી. )

આપણે ઉપર જોયું છે કે ક્ષણિક વિજ્ઞાનવાદ એ જ્ઞાનની યથાર્થ કલ્પના નથી. તેનાથી વસ્તુનું કંઈ પણ જ્ઞાન મળતું નથી એટલે તેનાથી વિશ્વનું વિષયાત્મક જ્ઞાન બનતું નથી.

વિજ્ઞાનવેત્તા પ્રત્યક્ષજ્ઞાનને સપ્રમાણ ગણે છે. કોઈ પણ ઇન્દ્રિય-અગોચર જ્ઞાન તેમને વાસ્તવિક લાગતું નથી તેથી તેમના જ્ઞાનની કલ્પના સ્વાભાવિક રીતે ક્ષણિક વિજ્ઞાનવાદ છે ચૈતન્યની સ્વતન્ત્ર પ્રવૃત્તિ સિવાય બાહ્ય જગતના પ્રસંગથી ઉદ્ભવતા પ્રત્યક્ષોનું પ્રત્યક્ષ તરીકે જ્ઞાન મળે છે એટલું જ નહીં પણ તેમના સમૂહરૂપે વર્ગીકરણ અને એકીકરણના પરિણામરૂપે મળે છે. આ પ્રમાણે જ્ઞાન સંપાદન કરવામાં માનસિક ક્રિયાની શૂન્યતા સ્વીકારે છે તેમનો આ મત સ્વીકારીએ તો પણ આપણને સંતોષકારક ખુલાસો મળતો નથી પ્રત્યક્ષનું પ્રત્યક્ષ તરીકે જ્ઞાન, બુદ્ધિની કોઈ પણ પ્રતિક્રિયા સિવાય આપણે સ્વીકારીએ તો પણ તે પ્રત્યક્ષ જડરૂપે નથી પણ ચેતનરૂપે આપણા મનમાં પ્રવેશ કરે છે. જો એમ કહેવામાં આવે કે પ્રત્યક્ષ ચેતનરૂપે નથી પણ જડ મગજના પરમાણુના પરિણામરૂપે અને વિશ્વની ભિન્ન ભિન્ન શક્તિઓના જેમ પરસ્પર રૂપાંતર થાય છે તેમ એક જડ બળ ( Force )નું રૂપાંતર છે તો આપણે કહેવું જોઈએ છે કે આ સિદ્ધાંત અને ક્ષણિક વિજ્ઞાનવાદ પરસ્પર વિરોધી છે

સ્પેન્સર અને ટીન્ડોલના જેવા વિજ્ઞાનવેત્તાઓ પણ સ્વીકારે છે કે* આપણા મનોભાવ અને મસ્તિકના પરમાણુસમૂહની ક્રિયા વચ્ચે આસમાન અને જમીન જેટલો ફેર છે મનોભાવ એ કંઈ વિલક્ષણ માનસિક ક્રિયા બતાવે છે અને તે મગજના પરમાણુના પરિણામરૂપ નથી બન્ને એક રીતે સ્વતંત્ર છે અને બીજી રીતે જોઈએ તો અન્યોન્ય અસર કરે છે એ આપણા હરરોજના અનુભવથી જણાય આવે છે મન અને મસ્તિક બન્નેના કાર્ય અનુસરી છે અને બન્ને એક બીજા ઉપર અરસપરસ અસર કરે છે તો પણ મન મસ્તિકના કાર્ય રૂપે યા મસ્તિક મનના કાર્યરૂપે છે એ મત તદ્દન ખોટો છે. મનોભાવ અને મસ્તિકના પરમાણુસમૂહની ક્રિયા, ચૈતન્ય અને જડ એ બન્નેના ગુણ ધર્મ, અતિ વિલક્ષણ છે તેથી એકને બીજાના કાર્યરૂપે ગણવું એ કેવળ કલ્પિત છે એમ સ્પષ્ટ માલુમ પડશે. જડ વસ્તુના ગુણ અને કાર્ય દેશ અને કાળ બન્ને દશાને વશ છે મનોભાવ એ કાળક્રમના પ્રવાહને વશ છે જડવસ્તુને વિસ્તાર લંબાઈ પોહોળાઈ અને ઉંચાઈ એ જડત્વ ગુણ સ્વાભાવિક છે મનોભાવ ફક્ત કાળક્રમમાં આવે છે અને તેનું અસ્તિત્વ આપણને સહજ ઉપ-

* "That a unit of feeling has nothing in common with a unit of motion becomes more than ever manifest when we bring the two into juxtaposition (Spencer's Psychology) "The passage from the physick of the brain to the corresponding facts of consciousness is unthinkable" (Tyndall)

લબ્ધિદ્વારા થાય છે. તેમનુ ઐક્ય પદાર્થના ઐક્યથી જુદુ છે તેમનામા ભિન્નત્વ હોવા છતા તેમનો પ્રવાહ એક સરખો માલૂમ પડે છે એ એકતા આપણને, મનોભાવના જીવનપ્રવાહમા જોઇએ છીએ તે, જડસૃષ્ટિના જ્ઞાનમા મળતી નથી.

મનોસૃષ્ટિમાના સર્વ જ્ઞાનમા અહમત્વ જણાય છે જન્મથી તે મરણ પર્યંતના મનોભાવના જીવનપ્રવાહમા ઘણા વિક્ષેપ હોવા છતા એક અખડતા આપણે અનુભવીએ છીએ. જડ પદાર્થમાં આમાનુ કઈ છે નહી. આતર જગતમા સ્વત પ્રવૃત્તિ અને સ્વતત્ર ઇચ્છાનુ જે જ્ઞાન મળે છે તે બાહ્ય જગતના જડ પદાર્થોમા હોતું નથી આવા વિશેષ ભેદોના વાસ્તવિક અસ્તિત્વથી જડને ચેતન યા તેના અવિર્ભાવ રૂપે ગણવુ એ કેવળ કલ્પિત છે, તેમજ ચેતન એ જડ બળનુ રૂપાતર છે એ માનવુ આભાસરૂપ છે એ સ્પષ્ટ છે જડ અને ચેતનનો આ પ્રમાણે ગુહ્ય સબધ સ્વીકારવો આવશ્યક છે

તેથી પ્રત્યક્ષ જડ રૂપે નથી પણ માનસિક ક્રિયાને લીધે ચેતનરૂપ છે વિજ્ઞાનવેત્તાઓ તેને પરોક્ષ રીતે ચેતનરૂપ માને છે જ્યારે પ્રત્યક્ષને ચેતનરૂપ સ્વીકારવામા આવે ત્યારે કોઇ પણ પદાર્થનુ જ્ઞાન આપણને ચેતનરૂપ છે એ કબુલ કરવુ પડશે, કારણ કે પદાર્થનું જ્ઞાન પ્રત્યક્ષના સબધોના સમૂહરૂપ છે આવી રીતે પદાર્થનુ અસ્તિત્વ ચેતનરૂપ બને છે પદાર્થને તેના પ્રત્યક્ષ દ્વારા અનુભવીએ છીએ એટલે તેને ચેતનરૂપ જાણીએ છીએ, કારણ કે પ્રત્યક્ષ એ એક મનોભાવ છે આ વિચાર પ્રમાણે પદાર્થનુ જડત્વ ચેતનરૂપમા સમી જાય છે અને જેને આપણે જડ પદાર્થ કહીએ છીએ એ એક અજ્ઞેય તત્વ તરીકે રહે છે, કારણ કે પદાર્થને આપણે પ્રત્યક્ષના સમૂહથી પર અનુભવતો નથી જ્યારે પદાર્થનું અજ્ઞેયતત્વ- જે પ્રત્યક્ષના અધિકરણરૂપ છે તેનું પ્રત્યક્ષ જ્ઞાન નથી, ત્યારે તેનું અસ્તિત્વ માનવુ એ કલ્પના મય છે પણ વાસ્તવિક નથી. આ ન્યાયાનુસાર બાહ્ય જગત્‌નું અસ્તિત્વ નિર્મૂલ થાય છે કારણ કે પદાર્થના પ્રત્યક્ષોના અનુભવ સિવાય કઈ અન્ય જ્ઞાન થતું નથી બાહ્યાર્થની શૂન્યતા એટલે કે એક રીતનો માયાવાદ ક્ષણિક વિજ્ઞાનનુ પરિણામ આવે છે વસ્તુસ્થિતિ જ્યારે આમ છે ત્યારે વિશ્વનુ વિષયાત્મક જ્ઞાન માનસિક બને છે વિષયાત્મક અને માનસિક જ્ઞાન વચ્ચે વિરોધ નથી પણ વિષયાત્મક અને કાલ્પનિક વચ્ચે છે જ્ઞાન વિષયાત્મક એટલે અશે છે કે બાહ્ય જગતના નિયામો પ્રયોગ અને અનુભવથી સિદ્ધ થાય છે સર્વ જ્ઞાન એક રીતે માનસિક છે ઇશ્વરજ્ઞાન અને પદાર્થવિજ્ઞાન બન્નેના વિષયો કેવળ ભિન્ન છે એક ચેતન છે બીજુ જડ છે, તોપણ બન્નેનો પરસ્પર સબધ છે તેથી જે જ્ઞાનની કલ્પના અને જ્ઞાનના સાધન એક વિષયમા અતિ ફળદાયી છે તે બીજા પ્રદેશમા નિરર્થક છે ઉપર જણાવેલા મુજબ ઇશ્વરજ્ઞાન, વિશ્વનું જ્ઞાન અને સ્વાનુભવ એ બન્ને જ્ઞાનની મદદથી, સુવ્યવસ્થિત અનુમાન દ્વારા મળે છે દૃષ્ટાત લઈએ તો માલૂમ પડશે કે ઇશ્વર સપૂર્ણ છે સર્વજ્ઞ સર્વશક્તિમાન છે વિગેરે ગુણોનો આપણને પ્રત્યક્ષ અનુભવ થતો નથી પણ મનુષ્ય અપૂર્ણ અલ્પજ્ઞ નિર્બલ છે એવા અનુભવની સાથે સાપેક્ષ ( Relative ) ન્યાયથી આપણને ઇશ્વરના ગુણનું જ્ઞાન મળે છે ચેતન સૃષ્ટિનુ જ્ઞાન આપણને જડ પદાર્થના ગુણ ધર્મના નિયમો દ્વારા સાપેક્ષ અનુભવથી મળે છે ચેતન જ્ઞાનને પરોક્ષ સ્થિતિમાથી અપરોક્ષમા

લાવવાથી, વિશ્વના જ્ઞાન અને સ્વાનુભવની મદદથી અનુમાન અને વિચાર દ્વારા જે સુવ્યવસ્થિત જ્ઞાન મળે છે તે ઇશ્વરજ્ઞાન છે તેથી એમને વાસ્તવિક કહેવું અને બીજાને કલ્પિત ઠરાવવું એ, જડ અને ચેતન એ બે તત્ત્વોમાંથી એકને વાસ્તવિક અને બીજાને કલ્પિત ગણવા બરોબર છે જડ સૃષ્ટિના અધિષ્ઠાનરૂપે ચેતન સૃષ્ટિ છે તેથી જડ સૃષ્ટિને જ યથાર્થ કહેવી એ બન્નેને શૂન્ય ગણવા યોગ્ય છે જ્ઞાન આ પ્રમાણે સાપેક્ષ છે ત્યારે એકને પ્રધાનપદ આપવું એ બીજાને અન્યાય ગણાય. જ્ઞાન તેથી ઇશ્વરજ્ઞાન પણ વિષયાત્મક (objectively real) છે તેનો અર્થ એટલોજ છે કે તે પણ યથાર્થ જ્ઞાન છે વિષયાત્મક એટલે વિશ્વનું ઇન્દ્રિયગમ્ય જ્ઞાન લઇએ તો તે કસોટીથી ઇશ્વરજ્ઞાન ભ્રમણારૂપ લાગે એ સ્વાભાવિક છે ઇશ્વરજ્ઞાન જો કેવળ કલ્પનામય હોય તો તે યથાર્થ જ્ઞાન નથી એમ સ્પષ્ટ કહેવાય પણ તે માનસિક છે તેથી કલ્પિત સાબીત થતું નથી ઇશ્વરજ્ઞાન માનસિક છે તેમજ યથાર્થ છે તેનું કારણ છે કે વિશ્વના જ્ઞાનનો તે અનાદર કરતું નથી તે આડકતરી રીતે તેનો ઉપયોગ કરે છે તેમજ અન્ય સર્વ જ્ઞાનના આધારરૂપ તે છે જડ અને ચેતન સૃષ્ટિ બન્ને સાપેક્ષ છે એ જ્ઞાનની યથાર્થ કલ્પનાથી તેમનું સમાધાન થાય તો આપણી દૃષ્ટિ વિસ્તીર્ણ થવાને લીધે વિજ્ઞાન અને ધર્મનો વિરોધ દૂર થાય છે, અને એમ બીજાને મહાય મળે છે ઇશ્વરજ્ઞાન જ્યારે કેવળ માનસિક એટલે કલ્પનામય થાય ત્યારે તેનું જ્ઞાન અયથાર્થ ગણવું જોઇએ પણ ઉપર જણાવવા મુજબ માનસિક હોય તો તે પણ અન્ય સર્વ જ્ઞાન જેટલુંજ યથાર્થ છે

આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનીઓ અને "વિજ્ઞાનસિદ્ધ તત્વજ્ઞાનીઓ નો ભેદ હવે આપણે તપાસીશું ના. વિજયનાન આધ્યાત્મિક તત્ત્વ અને વિજ્ઞાનસિદ્ધ તત્ત્વોની પ્રયોગશાળાઓ એક બીજાથી સ્વતંત્રજ છે" એવું માનતા હોય એમ લાગે છે વિજ્ઞાનસિદ્ધ તત્વજ્ઞાનીઓનું કર્તવ્ય વિજ્ઞાને સંપાદન કરેલી કલ્પનાઓને ઉચ્ચતર કલ્પનામાં મૂકી વિજ્ઞાનના નિયમોની એકતા પ્રતિપાદન કરવાનું છે વિજ્ઞાનવેત્તા જેમ ગોચર વસ્તુથી પર કોઇ ઇન્દ્રિયાતીત તત્ત્વને માનતા નથી તેમ વિજ્ઞાનસિદ્ધતત્ત્વજ્ઞાનીઓ વિજ્ઞાન શોધી કાઢેલા નિયમો કોઈ નિત્યતત્ત્વના આવિર્ભાવરૂપ સિદ્ધ કરી શકતા નથી ઇન્દ્રિયગમ્ય જ્ઞાન યથાર્થ હોવાથી વિજ્ઞાનવેત્તાઓ અને વિજ્ઞાનસ્વસિદ્ધતત્વજ્ઞાનીઓ એમજ પ્રદેશમાં શોધ કરે છે વિજ્ઞાનસિદ્ધતત્વજ્ઞાનીઓ વિજ્ઞાનવેત્તાઓના શોધી કાઢેલા નિયમોનું એકીકરણ કરી વિજ્ઞાનસિદ્ધ જ્ઞાનની, જ્ઞાનનાગમ્ય પ્રદેશમાં એકતા સાબીત કરે છે આવી રીતે વિજ્ઞાનસિદ્ધ તત્વજ્ઞાનીઓમાં અને વિજ્ઞાનવેત્તાઓના કર્તવ્યમાં વિશેષ ભેદ નથી. આ લેખની પ્રસ્તાવનામાં જ્ઞાનની ત્રણ અવસ્થાઓ જે બતાવી છે તે ઉપરથી સહજ જણાઈ આવશે કે વિજ્ઞાનની દૃષ્ટિ સંકુચિત છે અને જે પ્રશ્નો તત્વજ્ઞાનના અધિકારને વશ સૂચવ્યા છે તેમનો નિર્ણય થાય નહી ત્યાં સુધી આપણું જ્ઞાન ઘણું અપૂર્ણ છે એમ કહી શકાય જ્યારે આધ્યાત્મિક તત્વજ્ઞાનીઓ વિજ્ઞાનવેત્તાઓએ સ્વતઃસિદ્ધ ધારેલાં સત્યોનું નિરૂપણ કરે છે ત્યારે આપણને જ્ઞાનના ઉચ્ચતમ અવસ્થાનું ભાન થાય છે અને સત્ અસત્નો કંઈ ખ્યાલ આવે છે આવી રીતે આધ્યાત્મિક તત્વજ્ઞાનીઓના વિચારની આવશ્યકતા છે તેમના વિચાર કેવળ કલ્પનામય હોતા નથી. કારણ કે જે અનુભવ અને જ્ઞાન આપણને મળે છે તેના

સ્વીકૃત પક્ષ તરીકેનો તત્વોનો નિશ્ચય આધ્યાત્મિક શાસ્ત્રને કરવાનો છે. ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો આધાર આવા આધ્યાત્મિક તત્વો ઉપર છે તેથી તેમનુ આધ્યાત્મિક જ્ઞાન તેટલે અંશે સત્ય છે. જ્ઞાનની સાપક્ષેતાનો નિયમ ( Law of the Relativity of Knowledge) જે આપણા મનની ઘટનાના પરિણામરૂપ છે તેને અનુસરી વિચાર કરીએ તો આપણને વિજ્ઞાનના જેટલુજ આધ્યાત્મિક જ્ઞાન આવશ્યક છે એમ લાગશે. આધ્યાત્મિકશાસ્ત્રે મેળવેલા તત્વો વિજ્ઞાન ઉપર વધારે પ્રકાશ નાખે છે અને તેના સત્યોમાં સુધારો વધારે. કરવાથી આપણી દૃષ્ટિને વિસ્તીર્ણ કરે છે. અને વિશ્વની સત્તાનુ યથાર્થ જ્ઞાન મળે છે. વિજ્ઞાન અનુભવસિદ્ધ જ્ઞાનને વાસ્તવિક ગણે છે અને જે વસ્તુનુ જ્ઞાન પ્રત્યક્ષ જ્ઞાનથી સિદ્ધ થઇ શકે નહી તે મનની ભ્રમણા છે એમ વિજ્ઞાનવેત્તાઓને સ્વભાવિક લાગે છે.

પણ જ્યાં સુધી અનુભવસિદ્ધ જ્ઞાનના આધારભૂત ચેતનતત્વોનો તેમણે વિચાર કર્યો નથી ત્યા સુધી તેમના જ્ઞાનની કલ્પના પ્રમાણે આધ્યાત્મિક સત્યો આભાસરૂપ લાગે એમાં નવાઇ જેવુ નથી. આધ્યાત્મિક સત્યો જેવા કે દેશ, કાળ, કારણતા વિગેરેને વિજ્ઞાનસિદ્ધ તત્વજ્ઞાનીઓ વિષયાનુભવજન્ય માને છે તેથી સર્વ જ્ઞાન અનુભવસિદ્ધ છે એમ એમની કલ્પના છે. આધ્યાત્મિક તત્વ કઇ ઇન્દ્રિયગમ્ય નથી તેમજ અનુભવજન્ય નથી, કારણ કે સર્વ જ્ઞાન અને અનુભવ તેમના અસ્તિત્વથી સભવિત છે. જે તત્વ સર્વ જ્ઞાનના આધારભૂત છે અને જેના સિવાય આપણું સહજ જ્ઞાન પણ અશક્ય છે તેને અનુભવ જન્ય માનવાં એમા અનવસ્થાદોષ આવે છે. જેમ ક્ષણિક પૃથક્ પ્રત્યક્ષોમાંથી ચેતનની સ્વતઃપ્રવૃત્તિ સિવાય કઇ જ્ઞાન અશક્ય છે તેમ અન્ય આધ્યાત્મિક તત્વો સિવાય પણ જ્ઞાન અશક્ય છે. તેથી આધ્યાત્મિક તત્વજ્ઞાનીઓ અને વિજ્ઞાનસિદ્ધ તત્વજ્ઞાનીઓના કર્તવ્યમાં ઘણો તફાવત છે અનિત્ય વસ્તુના જ્ઞાન સાથે સાપેક્ષરૂપે રહેલુ નિત્ય તત્વનું અસ્તિત્વ અને તેનુ જ્ઞાન આપણને આધ્યાત્મિક તત્વજ્ઞાનીઓ આપે છે. દૃગ ( Subject ) અને વિષય ( Object ) નો સબધ વિગેરે પૂર્વે સૂચવેલા આધ્યાત્મિક શાસ્ત્રને લગતા પ્રશ્નોનો નિર્ણય વિજ્ઞાનસિદ્ધતત્વજ્ઞાનીઓ કરતા નથી તેથી આપણી જીજ્ઞાસા તૃપ્ત થતી નથી. આધ્યાત્મિક તત્વજ્ઞાનીઓ કેવળ કલ્પનાથી વિચારોને બદલે વિજ્ઞાનના સત્યો અને અનુભવને આદર આપી તેના સત્યોનુ સશોધન કરશે તો તે વિજ્ઞાનને સહાયભૂત થશે અને તેની સંકુચિત દૃષ્ટિમા સુધારો કરશે.

આધ્યાત્મિક તત્વો અને વિજ્ઞાનસિદ્ધ તત્વોની પ્રયોગશાળા એક બીજાથી સ્વતત્ર નથી. આધ્યાત્મિક સત્યો અનુભવજન્ય નથી પણ તેમના અસ્તિત્વના અનુભવનો આધાર બાહ્ય જગતના સસર્ગ ઉપર છે તે તત્વો અનુભવના પૃથક્કરણ ઉપરથી મળી આવે છે તેથી તેમનું અસ્તિત્વ અનુભવજન્ય છે એમ માનવુ ભૂલ ભરેલુ છે. તે આધ્યાત્મિક તત્વો આપણા સર્વ જ્ઞાનના આધારભૂત છે અને અનુભવનુ અસ્તિત્વ પણ તેમના ઉપર આધાર રાખે છે તેથી તેમને વિષયાનુભવજન્ય માનવું એથી અનવસ્થા દોષ થાય છે, બાહ્યજગતના અનુભવ ઉપર પ્રથમ લક્ષ જવાથી કાળક્રમમાં આધ્યાત્મિક તત્વોના અસ્તિત્વનો અનુભવ મોડો થાય છે તેથી તેમનુ અસ્તિત્વ અનુભવજન્ય છે એમ માનવુ એ સર્વ જ્ઞાનને નિર્મૂલ કરવાજોગ છે. આપણા જ્ઞાનનુ એક સ્વરૂપ વિજ્ઞાન જુવે છે, બીજુ આધ્યાત્મિક જુવે છે. પણ જ્ઞાન

એકજ છે વિજ્ઞાન અને આધ્યાત્મિક જ્ઞાનની શરૂઆત સર્વ જ્ઞાનના આરંભથી થાય છે એકને અનુભવસિદ્ધ કહેવુ અને બીજાને કલ્પનામય કહેવુ એ સકુચિત દૃષ્ટિનુ પરિણામ છે જ્ઞાન સપાદન કરવામા બે તત્ત્વની જરૂર છે—દૃગ્ અને વિષય જો કેવળ બાહ્ય જગતના પદાર્થોનો સસર્ગજ જ્ઞાન ઉત્પન્ન કરી શકે છે એમ માનીએ તો કોઇ વાસ્તવિક આધ્યાત્મિક સત્ય તત્વ રહેતુ નથી. પણ તે જ્ઞાનની કલ્પના કેવી કલ્પિત છે તે આગળ આપણે જોઇ ગયા છીએ જ્ઞાનની સર્વ ક્રિયામા દૃગ્ અને વિષયની જરૂર છે આ બન્ને તત્ત્વની ક્રિયા સિવાય જ્ઞાન મળી શકતું નથી પણ જ્યા સુધી આતર મનોસૃષ્ટિનુ પ્રત્યગ્ દર્શન કર્યું નથી ત્યા સુધી બાહ્યજગત્‌ની ક્રિયા સર્વસ્વ છે એવો આભાસ રહે છે તેથી ઉપલકીયુ અનુમાન એમ કરવામા આવે છે કે સર્વ જ્ઞાન અનુભવસિદ્ધ પ્રત્યક્ષ છે પણ આ પ્રયોગસિદ્ધ જ્ઞાનના અધિકરણરૂપ રહેલા આધ્યાત્મિક તત્વો ઉપર મોડુ લક્ષ અપાય છે તેથી તે પણ વિષયાનુભવજન્ય છે આવો ભ્રમ થાય છે જેમ જડ અને ચેતનસૃષ્ટિ સાપેક્ષ છે તેવી રીતે આધ્યાત્મિક તત્વોનુ જ્ઞાન અને અનુભવસિદ્ધ જ્ઞાન સાપેક્ષ છે આધ્યાત્મિક તત્વોનુ અને અનુભવસિદ્ધ તત્વોનુ અસ્તિત્વ અનુભવને લીધે છે પણ આધ્યાત્મિક મતો તેથી અનુભવજન્ય સાબીત થતા નથી આવી રીતે બન્નની પ્રયોગશાળા ભિન્ન નથી પણ તે એકજ જ્ઞાનના અનુભવના ભિન્નભિન્ન સ્વરૂપ છે

ગ ન સિદ્ધરાવની પહેલી કસોટીમાથી જડજગતથી **સ્વતત્ર** કોઇ અગોચર તત્વનુ દર્શન હુ છુ એ સ્વાનુભવથી કરાવે છે પણ આ તત્વના નિયમો ચેતનાવાળી ઇન્દ્રિય સવ્યવસ્થા અને તેની આસપાસ રહેલા વિષયોના સમયોગમાથી ઉત્ક્રાંતિ પામેલ છે કે જેમ રા નરસિહરાવ માને છે તેમ જડજગતથી સ્વતત્ર કઈ અગોચરજ છે?

જડજગતથી સ્વતત્ર કોઈ અગોચર તત્ત્વનુ દર્શન 'હુ છુ' એનો અર્થ એ કરવાનો છે કે 'હુ' ચેતનતત્ત્વ જડપદાર્થમાથી ઉત્પન્ન થતુ નથી ઉપર બતાવ્યા પ્રમાણે જડ અને ચેતન બન્ને તત્વ એક બીજામાથી ઉત્પન્ન થઇ શકતા જ નથી પણ તેમનો અન્યોન્ય સમવ ગુહ્ય રીતે બધાયલો લાગે છે હુ' ચેતનતત્વને જડજગતથી સ્વતત્ર એટલે સબધરહિત માનવુ એ જડ અને ચેતનનો સબધ જે આપણે વાસ્તવિક રીતે અનુભવીએ છીએ તે ન માનવા જેવુ છે મન અને મસ્તિકને કેવો નિકટ સબધ છે તે હાલનુ માનસશાસ્ત્ર સારી રીતે સિદ્ધ કરે છે આવી રીતે આપણી બુદ્ધિ અને મસ્તિકની વૃદ્ધિ અને વિકાસ અનુષગી છે પણ એકને બીજાના ગર્ભરૂપે માનવાથી પ્રત્યક્ષ જ્ઞાનનો આપણે તિરસ્કાર કરીએ છીએ અને કલ્પિત જ્ઞાન શોધવા ઇચ્છીએ છીએ જેમ હુ તત્વને જડજગતના અનુભવથી આપણે કેવળ નિરાળુ રાખી શકતા નથી તેમજ હુ તત્વ ચેતનાવાળી ઇન્દ્રિયસવ્યવસ્થામાથી ઉત્ક્રાન્તિ પામે છે એ પણ કબુલ રાખતા નથી વિજ્ઞાનવેત્તાઓનો એક મોટો દોષ એ છે કે તેઓ અધસ્થિત શાસ્ત્રની દૃષ્ટિથી ઉચ્ચતર શાસ્ત્રના સત્યની કસોટી કરે છે વાસ્તવિક રીત તો એ છે કે ઉચ્ચતમ શાસ્ત્રના જ્ઞાનથી અધસ્થિત શાસ્ત્રની સકુચિત દૃષ્ટિ સુધારી તેમના યથાર્થ જ્ઞાનનો ખ્યાલ આપવાનો છે 'હુ ચેતનતત્વના અસ્તિત્વનો અનુભવ મનુષ્ય એકનોજ થાય છે અને તેની ઉત્ક્રાન્તિ મોડામા મોડી છે તેથી હુ તત્વ જડ

જગતમાંથી ઉત્ક્રાન્તિ પામે છે એમ સ્વાભાવિક લાગે છે. ચેતનતત્વને સંપૂર્ણ રીતે સ્વતંત્ર માનવાને કંઇ કારણ નથી પણ તેથી તે ચેતનાવાળી ઇન્દ્રિયસંવ્યવસ્થામાંથી ઉત્પન્ન થાય છે તે માનવું પણ ભુલ ભરેલું છે.

'હું' ચેતનતત્વનો અનુભવ આપણને કાળક્રમમાં મોડો થાય, છે તેથી જડવસ્તુના અનુભવમાંથી તે ઉત્ક્રાન્તિ પામે છે એવો, જડ અને ચેતન સૃષ્ટિના ગુણ અને નિયમો બરોબર ન સમજવાથી, આભાસ ઉદ્દ્ભવે છે. જડ અને ચેતનતત્વોમાં વિશેષ ભેદ છે એ સ્પેન્સર અને ટીન્ડૉલ પણ કબુલ રાખે છે. વળી ચેતનનો અનુભવ જડના કરતાં મોડો થાય છે તેથી ચેતન જડ પરમાણુના પરિણામરૂપે ઉદ્દ્ભવે છે એ માનવું કેવળ કલ્પિત છે. જીવનશાસ્ત્રનો મૂળ નિયમ છે કે "જે કંઇ સ્પષ્ટ છે તે સિદ્ધજ નથી". આ નિયમથી જો આપણે જીવનશાસ્ત્રથી ઉચ્ચતર શાસ્ત્રના સત્યની કસોટી કરીશું તો ઉચ્ચતર ઉત્ક્રાન્તિ પામેલા સત્યો તો ખુલાસો સંતોષકારક નહીં થાય અને આભાસરૂપ લાગશે ચેતનતત્વ વિષે પણ તેમજ છે. ચેતનતત્વનું ખરૂં રહસ્ય સમજવાને માટે વિજ્ઞાનવેત્તાઓએ તેમની સંકુચિત દષ્ટિને ચૈતન્યની વિસ્તીર્ણ દષ્ટિથી સુધારવાની છે તેમનો મુખ્ય સિદ્ધાંત એ છે કે આદિતત્વ સાદામાં સાદું અને અસ્પષ્ટમાં અસ્પષ્ટ હોવું જોઇએ; અને જે કાંઇ સંયુક્ત અને સ્પષ્ટ ઉત્ક્રાન્તિ પામેલું જોઇએ છીએ તે મૂળ તત્વના આવિર્ભાવરૂપે છે. પણ આદિતત્વને જડ એકલુંજ માનવાથી જ્યારે ચેતનનો અનુભવ થાય છે ત્યારે તેના ખરા સ્વરૂપને આભાસ ગણી જડ પરમાણુના પરિણામરૂપ ગણવામાં આવે છે. તેથી વિજ્ઞાનવેત્તાઓ માને છે કે "ચિત્ પણ જડ શરીરની સાથે કંઈ આદિસિદ્ધ નથી, પણ ઉત્ક્રાન્તિ પામેલ છે" આપણે જડને ચિત્તનો વિરોધ જોયો છે તેથી એક તત્વ બીજામાંથી ઉત્ક્રાન્તિ પામે છે એ મત સ્વીકારી શકીએ એમ નથી જ્યારે જડમાંથી ચિત્નું અસ્તિત્વ નથી ત્યારે વિશ્વના ખુલાસા માટે બીજું ચેતનતત્વ માનવું આવશ્યક છે. કારણ કે ચિત્ જડમાંથી ઉત્ક્રાન્તિ પામતું નથી અને જડ વસ્તુના અનુભવથી ચેતન સૃષ્ટિના સંભવનો ખુલાસો થતો નથી. વળી કાળક્રમમાં ચેતન તત્વનો અનુભવ મોડો થાય છે તેથી તે વાસ્તવિક રીતે હયાત હતું નહી એ માનવું ભુલ ભરેલું છે જ્ઞાનની કલ્પના પણ આ વિચારનું સમર્થન કરે છે, કારણ કે ચેતનતત્વની ક્રિયા સિવાય કંઇ સહજ જ્ઞાન પણ થતું નથી. ચેતનરહિત જગત્ શૂન્ય છે એમ સિદ્ધ થાય છે ચેતનતત્વની ક્રિયા સિવાય જ્યારે કંઈ જ્ઞાન થતું નથી ત્યારે કોઈ પણ વસ્તુના અસ્તિત્વનો અનુભવ થતો નથી. જડ વસ્તુનો આધાર આ પ્રમાણે ચિત્ ઉપર છે ચેતન રહિત કાંઇ પણ વસ્તુ રહી શકિત નથી કારણ કે એનું જ્ઞાન થતું નથી. આપણા જ્ઞાનના આરંભમાં જ ચિત્નો સ્વતઃ સિદ્ધ સ્વીકાર કરીએ છીએ. કારણ કે તેના પ્રકાશ સિવાય અખિલ બ્રહ્માંડ શૂન્ય છે. અને જ્યારે સર્વ પદાર્થ અને જીવવંત પ્રાણીઓનો ઉત્ક્રાન્તિવાદ પ્રમાણે અભ્યાસ કરીએ છીએ ત્યારે આપણને ચૈતન્ય શરીરમાં ઉત્પન્ન થતું લાગે છે. પણ વાસ્તવિક રીતે શરીરથી સ્વતંત્ર છે તેમજ પરતંત્ર છે.

"આ માનસિક સાધન આવશ્યક સત્યના રસ્તા પરથી આપણને વિમાર્ગે લઇ જાય એમ સંભવે છે" વિજ્ઞાનવેત્તાઓનું જ્ઞાન કેટલે અંશે વિષયાત્મક છે અને ઇશ્વરજ્ઞાન મા-

નસિક છે તે આપણે પૂર્વે જોયું છે. માનસિક સાધન જ્યારે કેવળ કલ્પનામય હોય તો જ હાનિકર્તા છે. પણ જ્યારે જડ અને ચિત્ એકજ સતના ભિન્ન સ્વરૂપ છે ત્યારે માનસિક સાધન વિમાર્ગે લઈ જાય એવો સંભવ નથી, કારણ કે વાસ્તવિક જ્ઞાન મળે તે ઉદ્દેશથી બીજુ સ્વરૂપ તે નિહાળે છે, અને જડ જગતના જ્ઞાનમા વૃદ્ધિ અને સુધારો કરે છે વિજ્ઞાનની સંકુચિત દૃષ્ટિ આધ્યાત્મિક જ્ઞાનથી વિસ્તીર્ણ થાય છે અને તેથી આપણને યથાર્થ જ્ઞાન મળે છે.

વિજ્ઞાન સંપૂર્ણ રીતે અનુભવને માન્ય કરે છે તે આપણે જાણીએ છીએ પણ જે જ્ઞાન અનુભવની સાથે મળે છે તેથી તે અનુભવજન્ય છે એ માનવુ ન્યાયપુર સર નથી. “સૌન્દર્યની છાપ સુખ દુખ પ્રેમ દ્વેષ ઇત્યાદિ લાગણીઓ સહજ ઉપલબ્ધ નથી” એમ રા. વિજયલાલ માને છે. જેમ સર્વ જ્ઞાનમા બાહ્ય જગતના અનુભવની જરૂર છે તેમ આ ઉપર જણાવેલા ચેતન સૃષ્ટિના અનુભવમા પણ છે. ‘સહજ ઉપલબ્ધ” એ શબ્દ સૌન્દર્યની છાપ વિગેરે સ્વાનુભવને લાગુ પડતો નથી, કારણ કે ચેતન સૃષ્ટિ તેમજ જડ જગતમા પણ ઉત્ક્રાન્તિ થાય છે પણ જડ જગતમાથી ચેતન તત્વ ઉત્પન્ન થતુ નથી. ચેતન તત્વનો જડ જગતથી એક રીતે સ્વતંત્ર સ્વીકાર કરીએ તો બન્ને સૃષ્ટિમા ઉત્ક્રાન્તિ સ્પષ્ટ માલૂમ પડે છે “સહજ ઉપલબ્ધ” એ અનુભવથી પર નથી કારણ કે આપણા પૂર્વજોનું જે જ્ઞાન અનુભવજન્ય હતુ તે આપણને સહજ ઉપલબ્ધ લાગે છે આપણા સુખ દુખ પ્રેમ એ ચેતન અનુભવમા પણ ઉત્ક્રાન્તિ છે તેથી તેને સહજ ઉપલબ્ધ કહી શકય નહીં “સહજ ઉપલબ્ધ” એ ચેતન તત્વો છે કે જેના સિવાય આપણુ જ્ઞાન ઉદ્ભવતુ નથી, અને તેથી તે ચેતન તત્વો આપણા જ્ઞાનના અધિકરણ રૂપે છે ચેતન સૃષ્ટિ વિકાસને આધીન છે પણ તેના મૂળતત્વો કે જેના ઉપર બન્ને સૃષ્ટિનો આધાર છે તે અનુભવજન્ય નથી કારણ કે કઈ સહજ અનુભવ પણ તેમની હયાતીથી જ શકય છે. હરબર્ટ સ્પેન્સરે આપણા પૂર્વજોના અનુભવથી આપણને સહજોપલબ્ધિજન્ય જ્ઞાન થાય છે એમ સાબીત કર્યું છે પણ આપણુ જ્ઞાન કેવળ ક્ષણિક પૃથક જ્ઞાનહીન અંધ પ્રત્યક્ષોમાથી હાલ ઉદ્ભવતુ નથી તે વિષેની મુસ્કેલીઓ કાળના અનત લબાણથી દૂર થઈ શકાતી નથી પ્રશ્ન એ છે કે જ્ઞાનના આરભમા આપણા મૂળ પૂર્વજોને જ્ઞાન કેવી રીતે મળ્યુ? તે જો ક્ષણિક વિજ્ઞાન હોય તો અનંત કાળ જવાથી પણ તે જોઇતા ચેતન તત્વ ઉત્પન્ન કરી શકતુ નથી તેથી અનુભવના અધિષ્ઠાન રૂપ રહેલા આવશ્યક ચેતન તત્વોને આપણે સહજઉપલબ્ધિજન્ય ( apriori ) માનીશુ.

પણ આધ્યાત્મિક તત્વ જ્ઞાનીઓ જે અનુભવની કલ્પના ઉપરાત અનુભવથી સ્વતંત્ર ( apriori ) માનસિક કલ્પનાઓમા માને છે, અને જેઓ આપણા વસ્તુસંબંધી જ્ઞાન કરતા ભિન્ન સ્વયભૂ ( Intuitive ) જ્ઞાન હોય એમ માને છે તેઓ અનુભવવાદીઓની **જ્ઞાતમાંથી અજ્ઞાત જોવાની** રીત પલટાવી નાખે છે.

જેને રા. વિજયલાલ અનુભવની કલ્પના કહે છે જેવી કે કાર્યકારણનો ન્યાય તે

ખરી રીતે અનુભવજન્ય નથી પણ માનસિક છે. વિજ્ઞાનવેત્તાઓ કાર્યકારણની ભાવના ( Law of Causality ) અને વિશ્વનું નિયમિતપણું (Uniformity of nature ) એ બન્ને એક સમજે છે. વિશ્વનું નિયમિતપણું એ ઘણા નિયમોના અનુભવ ઉપરથી પ્રાપ્ત થાય છે. અમુક કાર્યનું કારણ શું ? એ પ્રશ્ન જ્ઞાનની શરૂઆતમાં જ થાય છે. અનુભવ એ ભાવથીજ શક્ય થાય છે તેથી જે કાર્ય કારણની ભાવના સ્વાભાવિક અને માનસિક છે તેને કેટલેક અનુભવ મળ્યા પછી વ્યાપ્તિની રીતે ( Inductively ) શોધી કાઢવી એથી એ અનુભવજન્ય ઠરતી નથી; કારણ કે તેના સિવાય કંઇ સહજ અનુભવ પણ અશક્ય છે. જો કે આવી આધ્યાત્મિક કલ્પનાઓ અનુભવના પૃથકરણથી માલૂમ પડે છે તોપણ તે અનુભવજન્ય નથી કારણ કે સર્વ અનુભવના અધિકરણરૂપ તે કલ્પનાઓ હોય છે. તે આધ્યાત્મિક તત્વો અનુભવથી સ્વતંત્ર એટલે દરજ્જે છે કે તે અનુભવથી ઉત્પન્ન થતાં નથી પણ તેમના જ્ઞાનને માટે આપણને અનુભવ ઉપર આધાર રાખવો પડે છે. જેમ ચેતનતત્વ સિવાય અનુભવ અશક્ય છે તેમ તેમનું જ્ઞાન પણ અનુભવ સિવાય અશક્ય છે. તેથી અનુભવશાસ્ત્રીઓની જ્ઞાતથી અજ્ઞાત જોવાની રીતને પવટાવી નાખતા નથી. પણ જ્ઞાન પ્રદેશનુ સંકુચિત જ્ઞાન વિસ્તીર્ણ બનાવે છે.

"વિજ્ઞાનીઓ મૂળ પદાર્થ અને મૂળગતિના આદિ કારણરૂપ અજ્ઞાનશક્તિને શ્રદ્ધા આદરયુક્ત માન આપી......" અનુભવશાસ્ત્રીઓ જ્ઞાન અને અજ્ઞાન પ્રદેશનો વિભાગ શાસ્ત્રીય રીતે કરતા નથી પણ જેને તે પ્રત્યક્ષ જ્ઞાન માને છે, જ્ઞાનની કલ્પનાને અનુસરી જેનો પ્રત્યક્ષ અનુભવ થઇ શકે તેને જ્ઞાત. અને જે ઇન્દ્રિય જ્ઞાનથી અગમ્ય છે તેને અજ્ઞાત કહે છે. જો આપણે ન્યાય પૂર્વક જોઇએ તો મૂળ પદાર્થ પણ અજ્ઞાત છે કારણ કે ક્ષણિક પ્રત્યક્ષથી તેનું આપણને કશું ભાન નથી જ્યારે સર્વ પ્રત્યક્ષો એક પછી એક અમુક પદાર્થમાંથી અનુભવીએ છીએ ત્યારે જે અજ્ઞેય તત્વ રહે છે તેને પદાર્થ કહીએ છીએ. પણ જ્યારે આધ્યાત્મિક તત્વો આભાસ રૂપ છે ત્યારે બાહ્ય પદાર્થનું અસ્તિત્વ પણ ભ્રમરૂપ છે. આ પ્રમાણે સ્થૂલ હવામાં ઉડ્ડયન કરવાને બદલે ક્ષણિક વિજ્ઞાનથી અનુભવાતા એક જાતના માયાવાદ ( Idealism )ના સૂક્ષ્મ વાતાવરણમાં ઉડીએ છીએ. જ્યારે બાહ્યાર્થ શૂન્ય છે ત્યારે મૂળ પદાર્થ મૂળ ગતિનો શી રીતે વિચાર કરી શકીએ? અને તેનું આદિ કારણ શી રીતે શોધી શકીએ? કયા વિજ્ઞાનવેત્તાને આદિ કારણનો અનુભવ થયો છે ? જો તેનો અનુભવ થઇ શકે એમ નથી તો તેને કલ્પનામય કહેવું પડશે અને જ્યારે આધ્યાત્મિક તત્વો ભ્રમરૂપ છે ત્યારે આદિ કારણના જ્ઞાનથી શું વધારે ભ્રમરૂપ કહી શકીએ ?

જ્યારે અનુભવશાસ્ત્રીઓ ( Positivists ) જડને આદિસિદ્ધ માને છે ત્યારે મૂળ પદાર્થ અને મૂળ ગતિ બન્ને આદિસિદ્ધ હોવા જોઇએ. આ બન્ને જડ વસ્તુનું ઐક્ય અજ્ઞાન શક્તિમાં શી રીતે થાય છે? કારણ આદિકારણ અજ્ઞાનશક્તિ છે તેની ઉત્ક્રાન્તિ મૂળ પદાર્થ અને મૂળ ગતિમાં કેવી રીતે થાય છે તેનો આપણને અનુભવ નથી. જો અજ્ઞાન શક્તિનો આવિર્ભાવ થાય તો તે જ્ઞાત થાય છે. જ્યારે જડ વસ્તુ આદિસિદ્ધ છે કારણ કે રા. વિજયલાલ લખે છે. "ચિતર્પણુ જડ શરીરની સાથે કેમ આદિ સિદ્ધ નથી પણ ઉત્ક્રાન્તિ પામેલ છે" ત્યારે આદિ કારણરૂપ અજ્ઞાન શક્તિ પણ જડ હોવી જોઇએ. જો

તેને જડ સ્વીકારીએ તો તેને શ્રધા આદર શી રીતે આપીએ ? જડ વસ્તુમાં એકતા નથી. તે જ્ઞાનહીન અંધ છે તો તેની પૂજા આપણે શી રીતે કરીએ ?

જે જ્ઞાનની કસોટીથી આધ્યાત્મિક શાસ્ત્ર આભાસરૂપ લાગે છે તે જ જ્ઞાનની કસોટીથી અનુભવશાસ્ત્રીઓના ધર્મની ભાવના કલ્પિત કરે છે.

વિજ્ઞાનવેત્તાઓ મૂળ પદાર્થ અને ગતિનો સ્વીકાર કરી પોતાની શોધ ચલાવે છે તે પ્રશ્નનો નિર્ણય તત્વજ્ઞાનીઓ કરે છે. અગણિત જડ પરમાણુ અને તેમની ગતિથી વિશ્વના રહસ્યનો ખુલાસો કરવો તે કરતાં એકજ જડ પદાર્થ અને તેની યાંત્રિક નિયમાનુસાર ગતિથી ખુલાસો કરવો એ વધારે ન્યાયપૂર્વક અને માન્ય છે. પણ મૂળ પદાર્થ અને તેમની ગતિના અસ્તિત્વથી મનનુ સમાધાન થતું નથી. આ ભેદમાંથી અભેદ શોધવાની ઇચ્છા સ્વાભાવિક રીતે થાય છે મૂળ પદાર્થ અને મૂળ ગતિ બન્ને એક બીજાના કાર્યરૂપ નહી હોઇ શકવાથી બન્ને તત્વો આવશ્યક લાગે છે. પણ તેનુ અદ્વૈત સાધવાને તેમનાથી ઉચ્ચતર તત્વ કલ્પવું પડે છે. ગતિ ને પદાર્થને અનાદિ ગણવા તેના કરતા કોઈ ચેતનતત્વ તેમના રૂપાંતરના અધિષ્ઠાન અને કર્તા છે એ માનવું વધારે ન્યાયપૂર્વક છે. આદિ પદાર્થની ગતિ સ્વતઃ પ્રવૃત્ત માનીએ તો જડ પદાર્થ જ વિશ્વનું આદિ કારણ થાય છે પણ જડ પદાર્થમાં સ્વતઃ પ્રવૃત્તિ માનવી તેના કરતાં ચેતનતત્વમાં તે ક્રિયા છે તે વધારે સત્ય છે. તેથી પદાર્થને ગતિમાન્ કરનાર કોઇ ચેતનતત્વની ઇચ્છા હોવી જોઇએ

તત્વજ્ઞાનનુ કોઈ પણ મૂળતત્ત્વ એ આપણા અનુભવ અને જ્ઞાનના પૃથક્કરણમાંથી મળે છે. મનુષ્યમાં નિશ્ચયાત્મક ઇચ્છા છે તેના અનુભવ ઉપરથી અનુમાનદ્વારા આપણે જગતના કર્તા તરીકે ચેતકન-ઇચ્છા છે એમ સાબીત કરી શકીએ છીએ, આ ચેતન ઇચ્છા -મય છે તેને માટે કેટલાંક સબળ કારણો છે. વિજ્ઞાનવેત્તાઓએ પ્રાચીન સમયના કરતાં હાલમાં જ્ઞાનના દરેક પ્રદેશમાં વિશ્વનો ક્રમ, વ્યસ્થા અને નિયમિતપણું વધારે ચોક્કસ પ્રયોગસિદ્ધ જ્ઞાનથી બતાવ્યુ છે. વિશ્વનુ જે નિયમિતપણું છે તે ઉપર તે ઇચ્છા જ્ઞાનમય છે એવું અનુમાન સ્વાભાવિક છે. પણ રા. વિજયલાલનુ માનવું છે કે “વિશ્વમાં અનેક ઉત્પાત અને ક્ષોભો થાય છે જ અને વળી ડગલે ડગલે પ્રકટ થાય છે”. વિશ્વનું જે જ્ઞાન હાલમાં આપણુને મળ્યું છે તે ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે વિશ્વનુ નિયમિતપણું આ ઉપર જણાવેલા ઉત્પાતો કરતાં વધારે પ્રબળ છે. પણ જે નિયમભાગ અને અનિયમિત ક્ષોભ આપણે જોઇએ છીએ તેનું કારણું શોધવાની આપણુને સ્વાભાવિક ઇચ્છા થાય છે. જ્યારે વિશ્વના નિયમ હરઘડીએ બદલાતા નથી અને કાર્યકારણની ભાવનાને અનુસરી સમાન સ્થિતિમાંથી સમાન કાર્ય જગતના હરકોઈ ભાગમાં નિયમિત કાળે થાય છે. ત્યારે વિશ્વમાં આપણે શા માટે અનેક ઉત્પાતો જોઇએ છીએ ? તે પ્રશ્નને વધારે શાસ્ત્રીય રીતે પૂછીએ તો જગત શાથી અપૂર્ણ છે ? વિશ્વમાં અસત્ ક્યાંથી આવ્યું ? એમ થાય છે સંપૂર્ણતા આ અપૂર્ણ જગતમાં મળી શકતી નથી. અને વિશ્વના અપૂર્ણતાનો અનુભવ આ-

પણ સર્વ કોઇને છે જ્યારે વિશ્વ અપૂર્ણ છે ત્યારે તેમા બનતા બનાવો પણ અપૂર્ણ હોય આવી રીતે વિશ્વમા અસત એ બાબત સ્વીકારીશુ તો તેમની કેટલીક બાબતનો ખુલાસો થશે પણ જો ના વિજયલાલને જગતમા અસત્ ક્યાથી આવ્યુ ? એ વિષેનો ખુલાસો જોઇતો હોય તો વિજ્ઞાનવેતાઓ પાસેથી મળશે નહિ તેને માટે તત્વજ્ઞાન કે જે અનુભવ સિદ્ધ જ્ઞાન નથી તેમાથી મળશે જગતમા અપૂર્ણતા ક્યાથી આવી એટલે જગત્ દેશકાળમા શી રીતે ઉત્પન્ન થયુ તેનો ખુલાસો એટલે આપણા શાસ્ત્રમા એટલોજ છે કે 'એકના એનેક થઓ' એવી બ્રહ્મને ઇચ્છા થઇ. પણ બ્રહ્મને શાથી ઇચ્છા થઈ તે તો જ્યારે બ્રહ્મની સ્થિતિએ પોહચીએ ત્યારે જાણી શકીએ તેથી જગત્ અપૂર્ણ છે એમ સ્વીકાર્યા પછી ઉપર બતવેલા કેટલાક ઉત્પાતો તરફ જોઇશુ કોઈ પણ વસ્તુની ઉત્ક્રાન્તિ તેથી ઉચ્ચતર દશાને માટે થાય છે તેથી તેમની ઉત્પત્તિ સ્થિતિ અને લય એ વિશ્વક્રમનો સ્વાભાવિક નિયમ છે રા વિજયલાલ પૂછે છે ઘણા ઉચ્ચ ઉત્ક્રાન્તિ પામેલા તારાઓના નાશનુ શુ પ્રયોજન? એમા શો હેતુ હશે તે મનુષ્યની સકુચિત અને મર્યાદિત દષ્ટિ શુ કલ્પી શકે? વિશ્વ એક સૂક્ષ્મ ઘટનારૂપ (organism) છે અને અમુક વસ્તુનો હેતુ શુ છે તે આપણને જ્યા સુધી તેના સર્વ અવયવોના સબધનુ જ્ઞાન થયુ નથી ત્યા સુધી જાણી શકીએ નહિ જો કોઈ પણ વસ્તુનુ પ્રયોજન આપણે કલ્પી શકીએ તો પણ વિશ્વ વ્યવસ્થામા તેનુ વાસ્તવિક સ્થાન શુ છે તે આપણે જાણી શકીએ નહી. જ્યારે આપણને ઘણી વસ્તુના અનુભવથી વિશ્વનો ક્રમ વ્યવસ્થા અને નિયમિતપણુ માલૂમ પડે છે ત્યારે જે વસ્તુનુ જ્ઞાન નથી તેના પરત્વે પણ કઇ હેતુ હશે એવુ અનુમાન કરીએ છીએ તે હેતુ ગુહ્ય હોવાથી શો છે તે આપણી સકુચિત દ્રષ્ટિથી જાણી શકતા નથી વિશ્વની ઉત્ક્રાન્તિમા મહાભૂમયોનુ શુ સ્થાન હશે તે, ઉત્ક્રાન્તિને કેવી સહાય યા અડચણ તેમનાથી તેમ થઇ હશે તે તેમાના સજોગો વિગેરેના સવિસ્તર જ્ઞાનથી આપણે કલ્પી શકીએ "જીવની સત્યવસ્થામા કેટલાક અવયવ સુસ્ત અને નકામા થઈ ગયેલા હોય છે," ઉત્ક્રાન્તિવાદ પ્રમાણે નકામી ઇન્દ્રિયો એ પૂર્વ જે ઇન્દ્રિયોના અવયવો હતી તે તેમના અકુરરૂપે છે અને સુસ્ત અવયવો તેમની સક્રાત સ્થિતિ બતાવે છે અને કાળક્રમે તેમનુ રૂપાતર થઇ નવી ઉત્ક્રાન્તિ થશે એવુ માન વામા આવે છે જે વસ્તુ અમુક દ્રષ્ટિથી વિઘ્નકર્તા માલૂમ પડે છે તે અન્ય વસ્તુને લાભ કર્તા હોય છે રા વિજયલાલ ઉત્ક્રાન્તિવાદ અને પ્રાચીન ઇશ્વરજ્ઞાન બન્ને પરસ્પર વિરોધી છે એમ માને છે પ્રાચીન ઇશ્વરજ્ઞાને જેને આપણે કોમની આદિદૈવિક અવસ્થા ગણી છે તે કેટલે અશે વિરોધી છે તે આપણે વિજ્ઞાન તત્વજ્ઞાન અને આધિદૈવિક ભાવનાનુ અવ લોકન કર્યું ત્યારે જોયુ છે. ઉત્ક્રાન્તિવાદ વિશ્વની એકતા યાત્રિક નિયમાનુસાર સિદ્ધ કરે છે અને આધિદૈવિકભાવના આ ખુલાસાથી લોપ થતી જાય છે. અને આખરે વિશ્વ એક યત્ન રૂપ છે એ ભાવના પ્રચલિત થાય છે જે જે ઠેકાણે જ્ઞાનની પ્રથમ અવસ્થામા ઇશ્વરનુ કર્તૃત્વ કલ્પવામા આવ્યુ હતું તેને બદલે યત્નરૂપ ખુલાસો ઉત્ક્રાન્તિવાદ આપે છે પણ ઉત્ક્રાન્તિવાદ અને નવીન ઇશ્વરજ્ઞાન વચ્ચે કઈ વિરોધ નથી વિશ્વનુ આદિકારણ ચેતન તત્વ છે તે આપણે ઉપર સિદ્ધ કર્યું છે તેથી સર્વ વસ્તુની ઉત્ક્રાન્તિ એ ચેતનતત્વના આવિ ર્ભાવરૂપ છે ઉત્ક્રાન્તિવાદને આપણે વાસ્તવિક દ્રષ્ટિથી નિહાળીએ તો તે દરેક ડગલે ડગલે

ચેતનનું અસ્તિત્વ દર્શાવે છે નવીન ઇશ્વરજ્ઞાન એ વિશ્વનો યંત્ર ખુલાસો સ્વીકારે છે સર્વ કારણની ભાવનાનો ભંગ તે કોઇ પણ રીતે સ્વીકારતું નથી વિજ્ઞાનનું સર્વ અનુભવ સિદ્ધ જ્ઞાન સ્વીકારે છે પણ તે તે જડ પદાર્થના આવિર્ભાવને બદલે ચેતનતત્ત્વના આવિર્ભાવરૂપ સ્વીકારે છે જ્યારે વિશ્વનું આદિ કારણ ચેતનતત્ત્વ છે ત્યારે સર્વ વસ્તુઓના રૂપાન્તરમાં ચેતનતત્ત્વ પ્રકાશે છે અને વિશ્વની વ્યવસ્થા ક્રમ અને નિયમિતપણાનો ખુલાસો વધારે શાસ્ત્રીય રીતે મળે છે વિજ્ઞાનની કોઇ પણ નવી શોધ એ ચેતનતત્ત્વના નવીન આવિર્ભાવરૂપે આ દૃષ્ટિથી આપણે જોઇએ છીએ આ પ્રમાણે વિજ્ઞાન અને ધર્મ બન્નેનું સમાધાન શાસ્ત્રીય રીતે થાય છે જર્મનતત્ત્વવેત્તા હેગલ પૂર્વપક્ષ પ્રતિપક્ષ અને તેમનું સંયોગીકરણ ( Thesis Antithesis and Synthesis ) એવી વિચારની અવસ્થાઓ બતાવે છે તો તે પ્રમાણે આધિદૈવિક ભાવના એ પૂર્વપક્ષ તરીકે હતી પ્રતિપક્ષ તરીકે વિજ્ઞાનની વૃદ્ધિ અને તેમના સંયોગીકરણરૂપ ઉત્ક્રાન્તિવાદ અને ઇશ્વરજ્ઞાન છે ધર્મ અને વિજ્ઞાનના આવા સમાધાનથી ધર્મની ભાવના પૂર્વના કરતા વધારે દૃઢ અને સંગીન થાય છે અને વિજ્ઞાનના સંકુચિત જ્ઞાનનો વિસ્તાર થાય છે

"ધર્મની ઉચ્ચપણાની ભાવનાના પ્રદેશમા પ્રવેશ કરનાર અપજ્ઞાનીઓનો ઇશ્વર તો મનુષ્યરૂપની મૂર્તિમા પૂજવાથી નિન્દા કરનાર આ ચૈતન્યના જ્ઞાનમય શક્તિમય એક સર્વવ્યાપી ઇશ્વરને માનનારા જનો પણ તેમના ઇશ્વરને મનુષ્યરૂપ આરોપની ભુલ (Anthropomorphism) કરે છે"

"આ વિજ્ઞાન જગતના આદિ કારણરૂપ ચેતનતત્ત્વ મનુષ્યની વિશ્વાત્મક ઇચ્છા આરોપવી એ ઇશ્વરને મનુષ્યના રૂપગુણયુક્ત કરવા જેવુ છે એમ માને છે ઇશ્વરને મનુષ્ય તેના જ્ઞાનના પ્રમાણમા કલ્પે છે ને જેમ જેમ આપણુ જ્ઞાન વધે છે તેમ તેમ ઇશ્વરની ભાવના ઉચ્ચતર થતી જાય છે મનુષ્યના રૂપગુણ જે તેને આરોપેલા હોય છે તે લઇ લેવામા આવે છે અને તેને નિર્ગુણ તરીકે ઉચ્ચતમ ધર્મની ઉચ્ચતમ ભાવનામા ગણવામા આવે છે ઇશ્વરને આપણા જેવી ઇચ્છા વિગેરે ગુણ આરોપવા એ તેને અજ્ઞાન વસ્તુ તરીકે ગણવા જેવુ છે તેથી જેમ બને તેમ તેનુ સ્વરૂપ નિર્ગુણ કલ્પવુ જોઇએ આ દલીલ ઘણે અંશે સત્ય છે પણ તેથી મનુષ્યના અનુભવમા આવતા ઉચ્ચતમ ગુણો જેવા કે ઇચ્છા ચિત્ પ્રેમ તેમના સંપૂર્ણ અને અનન્તસ્વરૂપમા ઇશ્વરને આરોપવાથી ઇશ્વર મનુષ્ય તેમજ નિર્ગુણ કલ્પાય છે જો ઇશ્વરને કેવળ નિર્ગુણ કલ્પીએ તો તે લગભગ શૂન્યતાની દશાને પામે છે તેથી જ્યારે ઇશ્વરનો વિચાર મનુષ્ય કરે છે ત્યારે તેની ઉચ્ચતમ ભાવનાઓ સંપૂર્ણ સ્થિતિમા ઇશ્વરને આરોપે તેમા ઇશ્વર અધમ સ્થિતિમા આવતો નથી આ પ્રમાણે ઇશ્વરને કલ્પવામા પણ તેની સંપૂર્ણતા કોઇ પણ રીતે બતાવી શકાતા નથી અને ઇશ્વરની અગાધ અનન્તશક્તિનું ભાન થતા મનુષ્ય નેતિ કહેતો તે સ્વાભાવિક લાગણી છે

• જીજ્ઞાસુ."

---

# વિલાસિકા.

( અનુસંધાન પૃ. ૪૫૨ થી. )

ભાષા અને પદ્યરચના વિશે આટલુ બસ છે. હવે બાકીનો અંશ–મુખ્ય તત્ત્વ–કવિત્વ રહ્યું; તે તપાસિયે. વિલાસિકાનુ કવિત્વ એકંદર જોતાં ઊંચા પ્રકારનું છે, અને ગુર્જર સાહિત્યમાં પાછલા વીસ પચીસ વર્ષથી પ્રાદુર્ભૂત થયેલા નવીન માર્ગનું છે તો પ્રત્યક્ષ જ છે. એ નવીન માર્ગના કવિયોમાં વિલાસિકાના કવિને કિયું સ્થાન આપવું એ નિર્ણય આ જમાનાના હકની મર્યાદાની બ્હાર છે. પરંતુ એટલું તો લાગે છે કે એ સ્થાનનો નિર્ણય કરતાં ભાવિ પ્રજા હેને વચલા વર્ગની ઉપર મૂકશે એમ અટકળ કરવાને આધાર છે.

કવિતાનાં અંગ બે—વિચાર અને વાણી; અથવા પ્રાચીન કાવ્ય શાસ્ત્રકારોના મતોનો સાર લેતાં, અર્થ અને શબ્દ. પછી હેમાં ઉપાંગ ઝીણાં ઝીણાં સંભવે; પણ હેની અત્રે જરૂર નથી. વાણીના અંગમાં અલંકારનો સમાવેશ કરવો ઠીક લાગે છે. જો કે પ્રાચીનોએ શબ્દાલંકાર અને અર્થાલંકાર એમ વિભાગ પાડી વિચાર અને વાણી એ બે અંગને અલંકારો વ્હેંચી આપ્યા છે, તથાપિ વાણી તે અર્થથી છૂટી સંભવતી જ નથી; તેમ જ વિચારનો પ્રધાન ભાર રસના તત્ત્વ ઉપર છે; અને અલંકારનું પ્રથમ બળ વાણી ઉપર પડે છે ( અર્થાલંકારનુ પણ );—એ જોતાં આ ચર્ચામાં સગવડ ખાતર–અલંકારની પરીક્ષા વાણીને અંગે જ કરવાનું ઠીક લાગે છે. અલંકાર વિશે વધારે ચર્ચા કરવાની જરૂર નથી. વિલાસિકામાં અલંકાર ઘણે ભાગે રુચિયુક્ત અને અક્લિષ્ટ આવ્યા જણાય છે. પરંતુ હેવાં કેટલાંક સ્થળ છે, જ્યહાં અલંકારને ખાતર જ અલંકાર આણવાની અનિષ્ટ કૃતિ થઈ છે; આ પ્રકારના અલંકારસેવનથી હૃદયભાવમાં, વિચારમાં, અવાસ્તવિકતાની છાયા આવે છે. ન્યાયને ખાતર ઉદાહરણથી સમર્થન કરીશું:—

ઝળકતી ચક્ષુ આ ત્હારી
શું ભરતી જાય એ વારી !
અને શાં ખેરવે બિન્દુ,
રડે જાણે ઝાકળે ઇન્દુ.

( પૃ. ૬ શ્લો. ૪ )

અહિં છેલ્લા ચરણમાંની ઉપમા હેરાણે આણવા માટે આણી હોય એમ તરત લાગે છે. ઝાકળ તે ચન્દ્રનાં આંસુ એ કલ્પના પણ પ્રથમ દર્શને સુન્દરાભાસવાળી છે પણ તત્ત્વત અવાસ્તવિક અને કૃત્રિમ છે.

સુ આશ્વિન પૂર્ણિમા રાતે
પડે છે મેઘ ધારા જે,

 

સમુદ્રે સીપ ઝીલી તે
ઉરે મોતી કરે પ્રીતે,
પ્રિયા! તમ અશ્રુધારા જે
પડે તુજ આંખ્યથી આ તે
ઝીલી લઈ હું હૃદય સંચું,
પ્રીતિ-મોતી કરુ ઊંચું!
ગમે ત્યારે પ્રિયા ગોતી
હૃદયથી કહાડ એ મોતી!
સદા તે પ્હેરજે કાને
હૃદયની વાત સુણવાને.

(પૃ. ૬-૭. શ્લો. ૫, ૬, ૭.)

પ્રિયાનાં આંસુ હૃદયમા ઝીલવા અને ત્હેને અમૂલ્ય-પ્રેમ મોતી બનાવી સંઘરી રાખવાં એ કલ્પનામાં કાંઇક સારસ્યની ઝાંખી થાય છે; આંસુથી હૃદયમા પ્રગટતા પ્રેમના વિલક્ષણ ભાવ કીમતી વ્યક્ત રૂપે ધારણ કરી રાખવાની કલ્પના છે તેથી. પરંતુ એ મોતીને શોધી કાઢીને "કાને પ્હેરવા"નું કહેવામાં એ સારસ્ય લુપ્ત થાય છે અને તદન કથળી જાય છે. અલંકારને ઠેઠ પ્હોંચાડવાનો પ્રયાસ આ ઠેકાણે અવાસ્તિકતા ઉત્પન્ન કરે છે.

તેમ જ એ જ કાવ્યમાં આગળ જતાં (શ્લો. ૧૭ થી ૧૮ મા) અશ્રુની માળાને હાથમાં રાખી ફેરવાય હેવી જપમાળા બનાવી છે તે પણ અસંભવદોષથી ગ્રસ્ત છે.

કરુ તુજ અશ્રુની માળા
કરે ઝગ ઝગ પ્રીતિ-વાળા
રજનીં દિન સ્નેહમાં, વ્હાલી,
સદા તે હાથ રહું ઝાલી!
અહા એ ફેરવું નિત્યે,
અરે નહિં વિઘ્ન કો રીતે.

વળી 'સલૂણી સંધ્યા' નામના કાવ્યમાં—

*ચાહો દીપે સરસ કકુ તણો કપાળે
ઝીજ જ શ્વેત હિર સાડીની સોડ વાળે;

* 'ચાહો' એ તળપદો ગુજરાતી શબ્દ મિ. ખબરદારના હાથે વપરાયલો જોઈ આનન્દ થાય છે. કોઈ પણ પારસી આ પ્રયોગ કરી શકે જ નહિં પણ "સોડ વાળે" એ પારસી પ્રયોગ છે.

એ શ્લોકાર્ધમા આકાશનો (ફેલાયલો) લાલ રગ તે ચાલો એ કલ્પના બહુ સુઘટિત નથી. ચાલો તો હમેશા મર્યાદિત વર્તુળાકાર બિંદુરૂપ હોય—અને આ રગવિસ્તાર તો અમર્યાદિત પમગેનો જ લીધો છે પણ આથી પણ વધારે અગમ્ય કલ્પના સધ્યાની 'ઝીણી ધોળી સાડી'ની છે. શા અશે ઉપમેય ગણીને આ ઉપમાન મૂક્યુ છે તે સમજાતુ નથી અલકાર ખાતર અલકાર મૂકવાનો લોભ ના રાખ્યો હોય તો આ પરિણામ ના આવે.

"ચદા સાથે સદેશો" એ ગદ્યમા—

ચંદા તુજ કિરણ પર સ્વાર કરી પ્રીતે
લઇ જા મુજ પ્રેમોર્મિ પ્યારી પાસજો,
તે મુજ હૃદય પ્રગટ કરશે રૂડી રીતે,
પ્રેમ ઝરણ પાને દેશે આશ્વાસ જો !

એ વચનોમા અલકારની કલ્પનાની ગરબડ થઇ ગઇ છે. પ્રેમોર્મિ ચદ્રના કિરણ ઉપર સવાર થઈને પ્રિયા કને જાય, અને હૃદય પ્રગટ કરે, અને પ્રેમઝરણ પાન કરાવે—આમ પરસ્પરને અનનુકૂળ ક્રિયાઓ બહુ બધ બેસતી નથી

તેમ જ તે પછીના શ્લોકમા પ્રીતિ દીપને પ્રિયાના સ્મરણુનખાણુ કરવાની ક્રિયા આરોપી છે તે અસભવદોષ આણે છે.

બાજુએ મૂકીશુ પણ એ સાર કાઢવામા અલંકારમા ઊધુ ચતું થઈ ગયુ છે અને કૃત્રિમતા આવી છે તે અત્યારે ચર્ચાનો વિષય છે

રેંટના હૃદયરૂપમાથી ભક્તિ-અમી નીકળે છે, દરેક ઘડામાંથી પાણીના બિન્દુ પડે છે તે હરિનામનું અમૃત ઠનવાય છે સદ્ગુણના બાગમા મુક્તિ છોડ સીંચે છે,--વગેરે કલ્પના જેમ કૃત્રિમ છે તેમ જ ઉપમાન ઉપમેયના વિપર્યાસને લીધે અવાસ્તવિક છે આખા ત્યા આ અલંકારપૂજાએ દોષ પરોવી દીધા છે

"સંધ્યાને અગ્જ" કરનારા કાવ્યમા—કવિ કહે છે—

આ ઉન્નત મ્હારો હવે ન ઊંચે ઊડતો
ઉડતા ઊંચો દુ ખજળે નિરીક્ષ બુડતો

અહિ ઊડવાની ક્રિયા અને બુડવાની ક્રિયા એ બે અ ગોપાંગે અનુકૂળ નથી બનતી તેથી રૂપકમા દોષ આવે છે-ને માત્ર અલંકાર માટે જ અલંકાર મૂક્યા જેવુ થાય છે

ખરી વાત એ છે કે જેમ કાવ્યના વિચાર અને રચના સ્વયભૂ હોય તો જ વાસ્તવિક બને છે, તેમ અલંકાર પણ એક રીતે સ્વયભૂ જ હોય તો રુચિકર થાય છે અને કૃત્રિમતાની કર્કશતા રોકે છે આતવિચારના સહજ પ્રતિબિંબ તરીકે આવિર્ભાવ આપોઆપ પામનારા અલંકાર તે જ ભૂષણ આપે છે હત્ય બહારથી આણી પ્હેરેલા અલંકાર રચિ આપતા નથી જેમ સન્ધ્યા આપોઆપ પોતાના સ્વાભાવિક વિકાસમા જ વિધવિધ રગ લે છે તેમ ખરા અલંકાર પણ હૃદયભાવના સ્વાભાવિક સ્વયભૂ રૂપાન્તર તરીકે પ્રગટે છે, અને ત્હારે જ સારસ્ય આવે છે

પરતુ ઉપર કહ્યુ તેમ આ પ્રકારનો દોષ વિલાસિકામા અપવાદરૂપે છે બાકી જ્યા જ્યા અલંકાર આવ્યા છે ત્યા ત્યા અન્તર્વિચારમાથી પ્રગટેલા જ બહુધા છે અને કવિ ખબરદારના કવિત્વને નવીન શાળામા મૂકનાર આ એક અંશ છે

અલંકાર—અર્થાલંકાર-વાણીનું સ્વરૂપ છે એમ ઉપર કહ્યુ છે પરતુ અર્થદ્વારા વિચાર ઉપર પોતાની છાયા સબળ પાડે છે આ દૃષ્ટિથી જોતા વિલાસિકામાના અલંકારના ઉપરના પ્રકારના સ્વરૂપે વિચારના અંશને અર્થાત્ કવિત્વના અંશને અસર કરી છે અને આ તથા વિચારના સ્વરૂપ રીતિ વગેરેને લીધે આ ગ્રન્થમના ભાગો કવિત્વગુણમા અસમાન બહુ જણાય છે કેટલાક ઉત્તમ અને નવીન પદ્ધતિના છે તો કેટલાક અતિશય સાધારણ, અને કેટલાક તો સારસ્યહીન અને જૂની પદ્ધતિના—એમ ખડબચડો દેખાવ નજરે પડે છે એટલે સુધી કે બધાનો રચનાર એકનો એક કવિ હોવા વિષે ક્ષણભર સશય પડી જાય છે એમ હેતુ નથી કે કવિ ખબરદાર સિવાય અન્યની કૃતિ આમા પ્રવેશ પામી છે પણ કૃતિની અસમાનતા હેવી છે ઉત્તમ કાવ્યોના રચનાર કવિ ખબરદાર તે બીજા કાવ્યોના

કર્તા શી રીતે બની સક્યા એમ પ્રશ્ન ઉત્પન્ન થઈ જાય છે. અલબત, કોઈ પણ કવિની રચનાઓ વિશે એ તો ના જ સંભવે કે બધી સમાન ગુણની મર્યાદાની હોય. પરંતુ વિલાસિકામાંનાં કાવ્યોની અસમાનતા માત્ર એ પ્રકારની નથી; પણ કવિત્વના સ્વરૂપને જ લગતી છે અને કવિની સ્વવિલક્ષણતાના જુદા જુદા કકડા પાડી નાંખનારી છે. આ સ્થિતિને પરિણામે પ્રાચીન દલપતશાળાના જેવી 'રચનાઓની' તથા કેટલીક નર્મદશાળા જેવી કૃતિઓની સાથે જ નવીન આધુનિક માર્ગની કવિતાઓ વિલાસિકામાં દ્રષ્ટિયે પડે છે. ઉદાહરણ યોડાંક લઇશુ.

'તિમિર ત્હારું નહિં તોય ટળિયું'

( પૃ. ૯૭ )

એ મથાળાવાળું પ્રભાતિયું જુવોઃ—

'આળસુ જીવડા ! ઊઠ આળસ તજી,
ખાટલે કેટલી વાર કોહ્યો ?
શું હજી મૂઢ તેં વ્હાલી શય્યા કરી,
મંદ જડ વસ્તુ પર ખુબ મોહ્યો ?
બહુ જ આળોટતો એમથી તેમ તું,
ઢીમકું ઢાળથી જેમ ઢળિયું !
તિમિર આ પૃથ્વીનું તેજથી તો ટળ્યું,
તિમિર ત્હારું નહિં તોય ટળિયું.'

આ પ્રભાતિયામાં શબ્દરચના, વિચારકલ્પના, શબ્દાલંકાર, કવિત્વરીતિ, ઉપદેશને કવિત્વની પાયરીએ ચઢાવવાનો મોહ, સર્વ દલપતશાળાનું સબળ પ્રતિબિમ્બ ખડું કરે છે. આખું કાવ્ય એ પ્રકારે સર્યું જાય છે. 'રેંટ' ( પૃ. ૧૨૮ )-એ કાવ્ય વિશે ઉપર અલંકારને પ્રસંગે ચર્ચા કરી જ છે. એ કાવ્ય પણ વિચાર પરત્વે દલપતશાળાનું જ છે.

'નવીન વર્ષ' ( પૃ. ૧૨૬ ) એ કાવ્ય કાંઇક આથી ભિન્ન પણ પ્રાચીનશાળાને છાજતું જ છે.

આણુનાર શબ્દાલંકાર-દલપતશાળાના છે, તો વિચાર કંઇક ઉંચી પાંખે ઊડવા જાય છે, પણ એ ઝીણા વાતાવરણમાં રમી સકે એટલી પાંખની સૂક્ષ્મતા નથી. -

ઊંડી ઘોર રાત્રિ માંહ્ય વન જુઓ મૂંઝાયું,
દુ:ખ શોક ફિકર સર્વ ભિતર શીદું ગાડ્યું ?
ને પ્રભાત આ પવિત્ર ચિત્ર શું ચિતારે,
નવલ આશ આસપાસ હાસ્ય વદન ધારે !

સં. ૧૯૫૫ નું નવું વર્ષ વર્ણનવિષય છે. અહિં વન એટલે તે પ્હેલાંના એકાવન, બાવન, પંચાવન, સત્તાવન, અઠ્ઠાવન એ વર્ષને વિશે વનમાં પેઠા કહેવાની લોકરૂઢિને તક પ્રાગલ્ભ્યનું સ્વરૂપ ગણી કવિત્વને સિંહાસને ચઢાવવાનો લોભ અહિં કર્યો છે તે

એક નવાં કે બે નવાં ત્રીજે કાળો કેર
ભોજો પરિયાં બાપનાં આઠ નવાં ઓતેર

એ દલપતરામની બાળલીલા કરતાં સ્હેજ જ ભિન્નરૂપ બને છે. કવિત્વને આ પ્રકારનું અપમાન ઇતર કાવ્યોના કર્તા મિ. ખબરદારને હાથે થતુ જોવાની અપેક્ષા કોઇ રસિક જન રાખે નહિં. આ શ્લોકમાં શબ્દાલંકાર પણ દલપતશાળાના- [illegible] શબ્દો મકનારા જ છે. 'આસપાસ' શબ્દ ચોથા ચરણમાં અર્થને સંબંધે તો કેવળ નિરર્થક જ છે. 'આશ' શબ્દ જોડે યમક આણવાનો મોહ તે જ પ્રવૃત્તિહેતુ છે

આખા કાવ્યમાં આ સ્વરૂપ જ પ્રવર્તે છે. વિચાર પરત્વે પણ [illegible] તેમ, ઉચ્ચ વિહારિતા નજરે નથી પડતી. પ્રથમ શ્લોકમાં 'કહેણ શું [illegible] ?' એ પ્રશ્નથી આકાંક્ષા ઉત્પન્ન થાય છે કે કાંઇ વિલક્ષણ કવિત્વ સંદેશ આવશે. પણ—'આશાદેવીનું હાસ્ય હિન્દ પામો,' હેના 'ઉછંગમાં રંગ જામો,' 'નવલહિન્દને ગજાવ,' 'હિન્દજાયા ઇશ્વરભક્તિ કરો'— ઇત્યાદિ અતિ સાધારણ આશિષો વેરી ઊંચી આકાંક્ષાને નિરાશા આપી છે.

પણ પ્રથમના પ્રભાતિયા કરતાં કાંઇક એક પગથિયું ઊંચે ચઢનારૂં આ કાવ્ય સ્હેજ છે, એટલું ખરૂં. અને કાંઇક દલપતશાળામાં રહીને, ઇતર પ્રકારમાં જવા ફાંફાં મારતું હોય એમ જણાય છે.

'વ્હાલા મિત્રને' (પૃ. ૧૧૮) એ કાવ્ય કાંઇક જુદા પ્રકારનું છે. નર્મદશાળામાં જવા મથે હેવું લાગે છે—

'પ્રેમ વિશે છે પૃથ્વી કે પૃથ્વી વિશે છે પ્રેમ,
તે સમજાય ન મુજથી, મિત્ર હરી એ કેમ !'

એમ નર્મદ કવિના તત્ત્વતઃ સારહીન, કવિત્વમાંથી તો રહિતજ, પણ દેખાવે તત્ત્વચિન્તનના આડમ્બરવાળા કવિત્વની છાયાવાળા દોહરાથી આરમ્ભ થઇ;—

પડયો પ્રેમનો મેઘની વડી પ્રેમની રેલ
ધસગતા ઉર આપણા કરે તેહમાં ખેલ,

એ પણ નર્મદના કાઇક આડમ્બરી લાગણીના જોસની છાયાવાળી કલ્પના આગળ કરી

એ જ પ્રીતની રીતને એ જ પ્રીતની જીત!
ધન્ય ડૂબ્યો જે પ્રીતમા તેહજ તર્યો ખચીત '

એ નર્મદની શ્રેણીની પણ હૃદયના સાચા રણકાની ખામી હોય હેવી લાગણીની રચન આપી અન્તે પ્રેમના થોડાક અતિ સાધારણ રૂપકો વડે સ્તુતિ વચનો ઉચ્ચારી

'હૃદયે મિત્ર! તું રાખજે એવો નિર્મળ પ્રેમ
હસી હસી ખીલી રહુ અદલ–કમળ નહિ કેમ?'

એ નિશાળીયાની રચના જેવા શબ્દોમા મિત્રને સમ્બોધનથી કાવ્ય સમાપ્ત થાય અને આરમ્ભનો—

'પ્રેમ વિશે છે પૃથ્વી કે પૃથ્વી વિશે છે પ્રેમ'

એ ફિલસૂફીનો પ્રશ્ન તો અનુત્તર જ રૂહે છે અને રૂહેજ હૃદયની ઊંડી જિજ્ઞાસાથે ઘડાયલો અથવા તો તાત્વિક સારતાવાળો એ પ્રશ્ન હતો જ નહિ. માત્ર ગર્જનાની દુંદુભિ વગાડી આખર એ ધારા પાડી વિખરાઈ જનાર મેઘની જ કૃતિનુ સ્મરણ કરાવનારુ આ કાવ્ય જણાય છે કાવ્યના નામકરણમાં જ કાવ્યની આ સ્વરૂપ વિષયક ખામી અજાણતાં જ જણાઈ આવે છે આરમ્ભના તત્વચિન્તનના પ્રશ્ન ઉપરથી કાવ્યનુ નામ ના પાડતા 'મ્હારે મિત્રને'—એમ સર્વસંગ્રાહક નામ આપ્યુ છે અને વાસ્તવિક તેમ જ છે છૂટક છૂટ પ્રશ્નો તથા વચનો મિત્રને સમ્બોધીને કહ્યા છે કાવ્યમા સદર્ભનુ ઘટપણું કશું જ નથી

(અપૂર્ણ)

નરસિંહરાવ ભોળાનાથ.

---

Reg No. B. 463

# वसन्त.

इद सत्य सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૬, અંક ૧૦. [ માસિક. ] કાર્તિક, સંવત ૧૯૬૪.

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ એમ. એ., એલ્‌એલ્‌.બી

# મૃગયાવિહાર.

## (૩)

વસંતતિલકા

શીકારીએ તહિંથી તુંગ દીઠો ગિરિને,
ઊભો સીમા સરની પશ્ચિમમાં કરીને;
તે કોટ ઉચ્ચ પથ રોકી રહ્યો હતો જ્યહાં,
સ્હામો, વિચાર્યું, મૃગ તે ફરિને થશે ત્હાં;—
ચિત્તે શિકારી જયઆશથી હર્ષ પામે,
આંખ્યો થકી તહિંથી તે મૃગ શૃંગ માપે,

રોળાવૃત્ત

અંતનો હોંકાર ને ઘા કારી કરવાને,
થંભ્યો શ્વાસ સમેટી ખેંચી તલવાર જ ત્હેણે;
પણ ગર્જત તૈયાર થઇને દોડતે અશ્વે,
ઉંચો કરી કર શસ્ત્ર ખુલ્લે આવ્યો ત્હાં જવે,
ચેતીને તે ચતુર મૃગે તેનો ઘા ચુકવ્યો,
સ્હામેનો ખડક મુકી તે ત્હાંથી ફરિયો,
ઘન તિમિરાવૃત ખીણ મહીં તે ધસીને દોડયો,
તુર્ત શ્વાન અને શિકારીની દૃષ્ટિ બ્હાર ગયો.
ગહન 'ટ્રોસેક' તણી ઝાડીને એક જ ખૂણે,
આશ્રય લીધો જઇ એકાન્ત જગાએ ત્હેણે;
લપાઇ બેઠો ત્યાંહિ શિરે તરુવૃન્દે ઢાળ્યાં,
શીતળ ઝાકળબિંદુ અને વનકુસુમો કુંમળાં.

વસંતતિલકા

શ્વાનો પરાજિત સુણ્યા ભસતા વૃથા ત્હાં,
અસત જોર થકી ખીણપથે ઉંડાંમાં.
ઉન્મત્ત શ્વાન ગિરિને વઢતા જ જાણે,
પ્રત્યુત્તરો પળપળે વળિ દીધ ત્હેણે.

ઉપજાતિ

શિકારીયે ત્હાં હક મારી મૂકયો,
ને શ્વાનની પાછળ આવી પ્હોંચ્યો,—
અદૃશ્ય પેલા મૃગ પૂંઠ લેવા
ઉરકેરિયા ત્હાં જઇ શોધી જોયા.

દ્રુતવિલંબિત.

પણ પડ્યો શૂર ત્હાં હય ચાંપીને,
વિષમ માર્ગથી ઠોકર ખાઇને.

વસંતતિલકા.

છોડી લગામ થકી અશ્વ ઉડાડવાને
તે સ્વાર વ્યર્થ મથિયો અધીરો થઇને,
કલ્યાણી સુંદર અને ઉમદો સુહાતો,
મૃત્યુથી ગાત્ર જડ ઢાળી દઈ જ સૂતો.
કર્તવ્ય તો નિજ સમાપ્ત થયાં બધાંયે;
આ દીર્ઘ નીંદ થકી ના ઊઠશે કદીયે;
હૈયું થયુ જ કરુણા—અનુતાપ—આર્દ્ર,
કીધો જ શોચ શબ ઊપર શોક—આર્ત –

શિખરિણી

"મુકયા છૂટા રશ્મિ પ્રથમ 'સીન' કેરા તટ પરે,
"ન તે વેળા સ્વપ્ને પણ મન વિચાર્યું હતુ, અરે!:—
"થશે ત્હારાં અંગો ત્વરિત ગતિ! હા! ભક્ષ્ય ગીધનાં
"ઉચી આભૂમિના, તુરગ પ્રિય મ્હારા અનુપમ!"

વસંતતિલકા

"ધિક્કાર આ દિવસને જ સહસ્ર વાર,
"ધિક્ હો વળી બહુ જ ધિક્ મૃગયાવિહારી.
"પોતે શૂરે મુજ અહીં નિજ પ્રાણ ખોયા,
"છોડી ગયો અહિથી ક્યહાં મુજ લાડવાયા!"

વસંતતિલકા

ત્હેણે કીધો ખીણ મહીં પછી શૃંગનાદ,
વ્યર્થાનુધાવનથી બોલવવા શ્વસાથ;
ખોડંગતા ગતિ ધીમીથી વળ્યા જ પાછા,
બમ્રાશ શ્વાન, મૃગયાગ્ર, વિષણ્ણ ઝાંખા;
પેઠા લપાઇ નિજ નાથની સોડ્યમાંહી,
માથાં નમાવી પુછ પાગની માંહિં નાંખી;
ત્હેણે, પરંતુ, નહિં કંદર-શૂન્ય-કંઠે,
લંબાવી દીધ વધતા ધ્વનિ શૃંગના તે

ચમકી નાદરથી ઉઠિયાં ઘુડો,
ચીસથી દ ઉત્તર ત્હાં ગીધો;

વસંતતિલકા.

શંખધ્વનિ પ્રસરિયો તહિં આસપાસ,
પ્રત્યુત્તરો શું પડઘા ! ત્યમ થાય ભાસ.

દ્રુતવિલમ્બિત

પથવિહારિ વધ્યો ઝટ આગળે,
ધરિ મુજ આશ શિકારી જ કોમળી.

ઉપજાતિ

પરંતુ તે આમ જતાં જતાં તો
અનેકવારે વિરમી જ જોતો
વિચિત્ર હેવા પથ ચિત્ત હારી,
દેખાવ ત્હાં અદ્ભુત ભવ્ય ભારી.

મન્દાક્રાન્તા

અસ્તે જાતા દિનકરતણા પશ્ચિમેથી તરંગો
ખીણે ત્યાંહીં સમભૂમિ થઈ વ્યાપિયા રેલી રંગો;
શૃંગો ઉંચે ધૂમલ દિસતા શૈલ ઊંચા મિનારા,
ડૂબ્યા સર્વે ધગધગી રહ્યા પૂરમાં અગ્નિ કેરા.

"ભ્રમર."

---

## સાધુજીવન.

( "Disciples" નામે અંગ્રેજી કાવ્ય પરથી. )

પર્વતોમાં, આધે ધૂમ્મસોની પેલીપાર
સૌથી ઉંચે સિયાલ્કોલિ ગ્રામ,
સૂર્યનારાયણનાં કિરણ સૌથી પ્રથમ ઝીલે છે.
ત્યાં હું અવતર્યો હતો, અને બાળપણનાં બધાં વર્ષો
ત્યાં જ રમ્યો ( અને ત્યારે સર્વ સુખી હતાં ).
મ્હને સાંભરે છે—ઘેટાં ચારતો,
તે પર્વત પ્રદેશમાં સૂર્યદેવ સદા પ્રકાશતો.
એ ઘેટાં મ્હારા પિતાનાં હતાં,-પણ મ્હારે જન્મપ્રસંગે
મ્હારે નામે ઘેટાનું જોડું જુદું કહાડયું;
તેનો પરિવાર વધ્યો, અને ગિરિશૃંગના

અહા પાણીનો મધુર શબ્દ! અને હુ તો
વધારે ને વધારે તરસ્યો થતો ગયો, ગળુ સુકાયુ,
પાણીની વાટ જોયા કરી, કેમકે મ્હને લાગ્યુ,
કે પાણીનુ પ્યાલુ મ્હારી સામે મોજુદ છે,
અને હુ તૃષિત ઉઠ્યો હાથ લાબો કર્યો,
પ્યાલુ લીધુ—ધ્રુજતે હાથે પકડ્યુ ને હોઠે અડાડ્યુ —
અને એકદમ હુ નિરાધાર પથારીમા પાછો પડ્યો,
હા! પ્યાલુ હતુ જ નહિ
હુ હાલ્યો નહિ—અને છતા ફરી પ્રયત્ન આદર્યો
પાણી પાસે પ્હોચ્યો, પાણી મ્હારે હોઠે અડ્યુ,
ફરી, અરે ફરી પણ એ તો સ્વપ્ન હતુ
એ બધા અધારા, કટાળા ભરેલા લાબા કલાકોમા
તરસ અને પાણી માટેનો પ્રયત્ન સતત ચાલુ રહ્યો
પણ હા! એક ય ટીપુ ના મળ્યુ
એમ ને એમ કેટલા કલાકો દિવસો સપ્તાહો
વહી ગયા! અને એકદા મ્હને ભાન આવ્યુ
આખે દિને બળતરા ઉડી રહી હતી
વિચાર કરવાની શક્તિ ગઈ હતી
વાચા બધ થઈ હતી.
પણ ઉંડા અતરમા મ્હે પ્રાર્થના કરી
'ઓ પવિત્ર માતા! મ્હારા પર દયા ભાન રાખ
પણ દયા ઉતરી નહિ અને છતા ફરી
મ્હારા કુલદેવતાની, ઍણ્ટોનિયોની, દયા માગી
'ઓ દેવ ઍણ્ટોનિયો સહાય થા!
કોઈ સહાય થયુ નહિ અને છતા
બેભાન થતા થતા બધા સતોને વિનવ્યા,
પણ કોઇ આવ્યુ ના! અને અતે
અધકારને શરણે થતા થતા એક છેવટનો બોલ
'ઓ જેસસ, તાર મ્હને!
અને મ્હને લાગ્યુ કે હુ મરી ચાલ્યો
પણ હુ ફરી જાગ્યો, ને પ્રકાશ થયો હતો,
અને પ્રકાશમા એક મુખ મ્હારી પાસે જણાયુ
અને હાશ! તે મુખ જેસસ્ ક્રાઇસ્ટનુ હતુ,
તે મુખ ક્રોસ પર ચ્હડાવ્યા સમયનુ ન્હોતુ,
પણ પુરોહિતના ઘરની ભીંત પર ચિત્ર ટાગેલુ
જે જોયુ હતુ તેવુ હતુ દુખીઓના દુખ ફેડતુ,
ચમકારો દેખાડતુ, મૃત્યુમા જીવન રેડનારૂં હાસ્ય કરતુ,

દયાનન્દમાં મગ્ન રહેતું તે મુખ હતું.
મ્હારી અંતરમાં શાન્તિ એક રસે છવાઇ,
મ્હારી આંખો મીંચાઈ; વિશ્રામમાં હતી, પણ થાકી હ—
અને જ્યારે ફરી એ ઉઘડી ત્યારે તે જ મુખ
હજી ઉપર હતું, અને તે મુખ જ માત્ર હતું;
મ્હને ઝાંખું સ્મરણ થવા લાગ્યું
કે આ તો સ્વર્ગ છે
અને હું મ્હારા પ્રભુને ચરણે છું.
બહુ શરમાતાં શરમાતાં પગે પડવા કર્યું,
પણ તેમ કરી શકયો નહિ, પણ પરાણે
શ્વાસ ખાઇ બોલ્યોઃ 'પ્રભો, ક્ષમા કરો!'
એ મુખ જેવા મધુર સ્વરે ઉત્તર સંભળાયોઃ
'શાન્ત થા, શાન્ત થા; ગભરાતો ના.
હું ત્હારી સેવા કરવા આવ્યો છું.'
અહા એ મધુર સ્વર!
ફરી કદી ના સુણ્યો, કદી ના અનુભવ્યો.
પણ વળી જ્યારે ફરી મ્હારી આંખો ઉઘડી,
ત્યારે પણ તે મુખ વાંકું વળી ઉપરથી
મ્હને નિહાળતું જણાયું;
પણ હવે મ્હને ભાન બરાબર આવ્યું હતુ;
મ્હને પ્રતીતિ થઇ કે હું મ્હારા પોતાના ઘરમાં
ઘેટાના ચામડાની પથારી પર સુતો છું,
ઉપર છાપરામાં વળીઓ છે.
અને તોપણ પેલી છાયા મ્હારી દૃષ્ટિ આગળ હે
ત્હેણે આપેલું આશ્વાસન પણ હજી સરી ગયું • ન.
જે હાથ મ્હારા શરીર પર ફરતો હતો,
તે હાથ આકૃતિ પ્રકૃતિ પરથી સાધુનો જણાયો
છાતી પર ક્રૉસ લટકતો હતો.
પણ મ્હારાથી બોલાયું નહિ, સમજાયું નહિ;
એમ કેટલાય દિવસ અર્ધચેતન અવસ્થામાં
જીવન અને મૃત્યુ વચ્ચે ઝોકા ખાતો પડી રહે
પણ જ્યારે જ્યારે ભાન આવતું,
ત્યારે ત્યારે તે જ મિત્ર મ્હારી પાસે દેખાતો.
એની શક્તિમાન્ આંખોથી મ્હારા આત્માને
ડુબતા તારતો, મ્હારા દેહને હાથ વડે ટેકવી રા—.
જ્યારે તાવનાં મોજાં શાન્ત થયાં

ત્યારે સ્વપ્ન ને સત્યનો ભેદ ભાગવા લાગ્યો;
મ્હને સમજાયું કે ઉંઘતાં ને જાગતાં
આ જગત્‌માં એક જ મ્હારી પાસે હજી હાજર છે.
અહોરાત્રિ મ્હારી સેવા શુશ્રૂષા કરનાર
ને આશ્વાસન આપનાર તે મુખ, તે શબ્દ, તે હસ્ત છે.
અને ધીમે ધીમે તો મ્હને એટલે સુધી ભાન આવ્યું,
કે નથી એ સંત કે નથી એ દેવદૂત,
પણ મ્હારા જેવું મર્ત્ય લોકનું માનવી છે.
હવે મ્હને એ પણ સમજાયું કે પ્રભુએ પોતાના ઉચ્ચતમને
—મનુષ્ય જાતિના પુષ્પને અથવા ચમત્કારને
જેના જેવો આખા સંસારમાં બીજો કોઇ નથી—
ત્હેને મ્હારા જેવા એક અધમતમને તારવા મોકલ્યો છે.
જેણે મ્હને મૃત્યુમુખમાંથી છોડવી આણ્યો,
ત્હેના હૃદયનો, આત્માનો, ચેતનનો તદાકાર થઇ રહ્યો.
અને આ સાધુ *સુગો બાસી જાતે હતો.

નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ.

—*—

## દિગ્દર્શન,

મિ. મોર્લિએ કરવા ઇચ્છેલા રાજકીય સુધારા કરતાં, અને હિન્દુસ્તાનના રાજ્યતંત્રના બંધારણ સંબંધી વિચાર કરવા નિમાએલા બાદશાહી કમિશન કરતાં

વિનીત અને ઉદ્દામ.

પણ—આજકાલ, કૉન્ગ્રેસના વિનીત અને ઉદ્દામ પક્ષના માંહોમાંહેના ઝઘડાએ પ્રજાનું અધિક લક્ષ રોક્યું છે. આપણા રાજકીય વિચારના ગગનમંડળમાં દેખાવા માંડેલું આ નવીન તેજ તે દેશોદયરૂપી બાલસૂર્યનાં કિરણો છે કે દેશનું અમંગળ સૂચવતો ધૂમકેતુ છે એ વિષે ચોતરફ ગંભીર મતભેદ જોવામાં આવે છે. આ મતભેદ તે ઈંગ્લંડના લિબરલ અને કૉન્ઝર્વેટિવ પક્ષ વચ્ચેના કે લિબરલ અને મજૂર પક્ષ વચ્ચેના મતભેદ જેવો મતભેદ નથી; આ તો પ્રજાનો ઘણો ખરો યુવાન વર્ગ એક તરફ અને ઘણોખરો વૃદ્ધ વર્ગ બીજી તરફ, એવો—પ્રજાના વર્તમાન અને ભવિષ્યકાળ વચ્ચેના

* ગેરિબલ્ડીના જીવનચરિતમાં સાધુ સુગો બાસીનું વૃત્તાન્ત આવે છે તે સાધુના અન્તર્જીવનનો અને જનકલ્યાણવૃત્તિનો પરિચય આપવાના ઉદ્દેશથી આ કાવ્યનો ઉદ્ભવ છે.

ન. ઇ. પ.

મતભેદ જેવો–મતભેદ છેઃ યુવાન વર્ગ વૃદ્ધ જનોને મૂર્ખ અશક્ત અને બાયલા–કાંઇ નહિ તો વાશી થઇ ગએલા—સમજે છે, અને વૃદ્ધ જનો યુવાનોને જેમ તેમ કરી બળથી ને કળથી દાબમાં રાખવા મથે છે, અને ક્યાં ફળ પાડતો આ નવો પવન દેશમાં ફૂંકાવા લાગ્યો છે એ જોઇ ખરા હૃદયથી ખેદ પામે છે. અમને લાગે છે કે આપણા અનુભવી નેતાઓ અને વર્તમાનપત્રકારો દેશનું ખરૂં કલ્યાણ સાધવાના માર્ગ સંબન્ધી પ્રજાને વારંવાર બોધ નહિ આપે તો આ ઉચ્છૃંખલ વર્ગ પોતાના અજ્ઞાન અને અવિચારીપણાથી દેશને અતુલ હાનિ કરશે. ખરી વાત છે કે આપણા શાણા ગુજરાતમાં ઉદ્દામ પક્ષ બહુ જામે એવો નથી; પણ અત્રે પણ એના તણખા તો ઉડેલા દેખાય છે જ; અને જો કે એ પક્ષનું બળ સરકારને ભય ઉપજાવે એવું થવાનો સંભવ નથી, તથાપિ પ્રજાપક્ષની રાજકીય હિલચાલનું એકસંપીપણું નાશ કરે એટલી તો નુકશાન કરવાની એની શક્તિ સહજ ઉત્પન્ન થાય એવી છે. વિશેષમાં, ગુજરાતે કાંઇ બાકીના હિન્દુસ્તાનથી સ્વતંત્ર રીતે પોતાની રાજકીય હિલચાલ કરી કે જાળવી શકે એમ નથી, અને તેથી કોન્ગ્રેસ જેવી સંસ્થાનું બીજા પ્રાન્તોને હાથે શું ભવિષ્ય થાય છે તેમાં પણ આ પ્રાન્તે તટસ્થવૃત્તિ ધારણ ન કરતાં, અસરકારક અને આગળ પડતો ભાગ લેવો ઉચિત છે. આ કારણથી વિનીતપક્ષનો અવલંબ કરી અત્રે ચાલવાની અને અન્ય પ્રાન્તોમાં કૉન્ગ્રેસ ભરાય ત્યારે તેમાં વિનીત પક્ષના વિજય માટે પુષ્કળ યત્ન કરવાની અમારા ગુર્જરબન્ધુઓને અમારી વિનંતિ છે.

ઉદ્દામ પક્ષના અમારા આટલા અણગમાનું કારણ, માઘ માસના વસન્તમાં, 'વિનીત' અને 'ઉદ્દામ' એવાં આપણા રાજકીય પક્ષોનાં નામ પાડી, એ નામ દ્વારા એ બે પક્ષોના પરસ્પરવ્યાવર્તક અસાધારણ ધર્મો બતાવી, અમે સમજાવ્યું છે. વળી એ વિરુદ્ધ શ્રાવણમાસના વસન્તમાં લખાએલા લેખ નીચે તન્ત્રી તરીકે અમે કરેલી ટીકામાં એનું વિશેષ સ્પષ્ટીકરણ પણ થયું છે. તથાપિ એ વિષય ઉપર અમે ફરી એકવાર આવીએ છીએ.—તે એટલા માટે કે ઉદ્દામ પક્ષરૂપી, આપણી રાજકીય હિલચાલની, આ આસુરી પ્રસુતિ જોઈ, હિન્દના ભવિષ્ય પરત્વે અમારૂં હૃદય ભયથી કંપે છે, અને દરેક હિન્દહિતૈષીની—સરકારના જ નહિ પણ વિશેષતઃ પ્રજાના હિતૈષીની—પ્રજાના આત્મબળને ઉન્માદાવસ્થામાં વહી જતું અટકાવીને વીરરસમાં પ્રવર્તાવવાની ફરજ છે એમ અમારૂં માનવું છે.

અમે અમારા ગુર્જર બન્ધુઓને વિનીત પક્ષનો અવલંબ ઉપદેશીએ છીએ તેમાં અમે નિર્બળતાની ગીતા ગાઇએ છીએ એમ કોઇએ સમજવું નહિ. કર્તવ્ય કરતાં સરકારથી બ્હીતા કે અમલદારોની ખુશામત કરતા કે તેઓને ખુશ કરવાને મીઠું મીઠું બોલતા—એવા જનો તે અમારા 'વિનીત' નથી, બલ્કે મિ. મોર્લિ જેને 'Moderates' કહે છે તેઓ પણ અમારા 'વિનીત' વર્ગમાં આવતા હશે કે નહિ એ શંકાવાળું છે. અમારા 'વિનીત' તે સિંહહૃદયના દાદાભાઇ, ગોખલે, ફીરોઝશાહ, વગેરે. 'વિનીત' એટલે નરમ નહિ; પણ સંસ્કૃત અર્થમાં, આત્મસંયમપુરઃસર વિશિષ્ટ માર્ગે પોતાની જાતને કર્તવ્ય કરવા દોરતા તેવા. પણ કોઈ કહેશે કે મિ. તિલક ખાપર્ડે આદિ પણ શું કર્તવ્યબુદ્ધિથી પ્રવર્તતા નથી! પ્રવર્તતા હશે. પણ તેઓની પ્રવૃત્તિમાં આન્તર હેતુ શો રહેલો છે એ શોધવાનું કામ આપણું નથી. આપણે તો વિચારવાનું એટલુંજ છે કે તેઓની પ્રવૃત્તિ આપણા રાષ્ટ્રીય હિતને

લાભકારી છે કે કેમ? આ પ્રશ્નનો ઉત્તર નકારમાં આપતાં અમને જરા પણ આંચકો આવતો નથી—જેનાં કારણો ટુંકામાં અમે નીચે દર્શાવીએ છીએ:—

(૧) પ્રથમ તો, ઉદ્દામપક્ષે કૉન્ગ્રેસના શરીરમાં તાણનો રોગ દાખલ કરી એનું જીવન સંશયભર્યું કરી નાંખ્યું છે, અને દુશ્મનની ગરજ સારી, વીસ વર્ષ સુધીના પ્રબળ પ્રયત્નથી જે કામ 'એંગ્લો ઇન્ડિયન' કરી શક્યા નથી તે કામ એ પક્ષે કરવા માંડયું છે. આ અપરાધ માટે ઉદ્દામપક્ષને અમે કદી પણ ક્ષમા આપી શકીશું નહિ.

(૨) ઉદ્દામ પક્ષ કૉન્ગ્રેસમાં ભાગ લેવાનો આગ્રહ ધરે છે, છતાં એની પ્રવૃત્તિ કૉન્ગ્રેસના હેતુ અને સ્વરૂપથી જ ઉલટી છે. કૉન્ગ્રેસનો હેતુ પ્રજાપક્ષના સ્વદેશ-હિતચિન્તકો જે જે બાબતોમાં સરકારનો રાજ્યવહીવટ ખામી ભરેલો ગણે છે તે તે બાબતો ઉપર સરકારનું લક્ષ ખેંચવાનો છે. આ પ્રકારના સાચા વિચારકો સર્વે સરખી જ ખામી જુએ એ અસંભવિત છે; તે માટે, એ સર્વ વિચારકોના વિચારમાં જેટલો સામાન્ય અંશ હોય તેટલો તારવી કાઢીને તે ઉપર સર્વાનુમતે ઠરાવ કરવા માટે કૉન્ગ્રેસ મળે છે. જે અંશમાં મતભેદ હોય તે અંશ કૉન્ગ્રેસની બહાર પોતપોતાની રીતે ચર્ચવાની સર્વને છુટ છે; આ મતભેદને મહત્ત્વ આપી પરસ્પર વૈર બાંધીને લડવા માટે, કે એક ડિબેટિંગ સોસાઇટિની પેઠે પરસ્પર વાગ્યુદ્ધ ચલાવવા માટે, કૉન્ગ્રેસ સ્થપાએલી નથી. પોતાના સ્વદેશ-બન્ધુઓને પોતાના મતમાં લાવવા જે કાંઇ પ્રયત્ન કરવાના હોય તે કૉન્ગ્રેસની બહાર વર્તમાનપત્રો ભાષણો વગેરે દ્વારા કરી, સર્વાનુમતિ પ્રાપ્ત થાય ત્યારે જ એ વિચાર કૉન્ગ્રેસની સિદ્ધાન્તમાળામાં દાખલ કરાવવાનો આગ્રહ ઉચિત છે.

(૩) પણ ઉદ્દામ પક્ષ તરફથી એમ કહેવામાં આવે છે કે કૉન્ગ્રેસને બાવીસ વર્ષ થયાં, તો હવે એણે પોતાના જીવનક્રમમાં એક પગલું આગળ ભરવું જોઇએ. આ દલીલ બેશક ખરી છે—અને વિકાસવાદના ચાલુ જમાનામાં એ ઉપર ભાર મૂકવામાં આવે તો તેમાં આશ્ચર્ય જેવું નથી. પરંતુ કૉન્ગ્રેસના જીવનક્રમમાં એક પગલું આગળ એટલે શું એ વિષે વિચાર કરવો જરૂરનો છે. સ્વદેશી માલ વાપરવો અને દેશી કારીગરીને ઉત્તેજન આપવું ઇત્યાદિ નવીન આગ્રહ સારો છે, અને સેંકડો વર્તમાનપત્રો અને ભાષણોમુખે એ ભાવના દેશમાં પ્રસરે એ ઇષ્ટ છે-પરંતુ એ કાંઇ કૉન્ગ્રેસના કર્તવ્યનું અંગ છે? પ્રજાએ શું કરવું જોઇએ એ વિચારવા માટે કૉન્ગ્રેસ સ્થપાએલી છે? કૉન્ગ્રેસના કર્તવ્યનો વિકાસ તે એના મૂળ ઉદ્દેશને અનુરૂપ રીતે થવો જોઇએ; દિવસે દિવસે દેશમાં ન્હાનાં અને વચલાં અસંખ્ય રાજકીય મંડળો સ્થાપવાં, એ વડે લોકમત વધારે કેળવવો, અને એ રીતે કૉન્ગ્રેસનુ જીવન પોષવું, ટુંકામાં અત્યારે જે મંડળ સમસ્તદેશહિતાર્થે પ્રવર્ત્યા છતાં સમસ્ત દેશના પ્રતિનિધિરૂપ ગણી શકાતું નથી તેને એના પ્રતિનિધિનું રૂપ આપવા દિનપરદિન અધિક યત્નો કરવા—એ કૉન્ગ્રેસના વિકાસનો માર્ગ છે. અને એ માર્ગે એટલું તો કરવાનું છે કે બાવીસ વર્ષ તો શું પણ બીજો એક સૈકો આપણે કામ કરીશું તોપણ વિકાસનો અવકાશ ખુટી પડવાનો નથી.

(૪) ઉદ્દામપક્ષવાળા માની લે છે કે વિનીત પક્ષ સ્વદેશ ખાતર સ્વાર્થનો ભોગ આપવાને તૈયાર નથી. અને તે કારણથી તે દેશી માલ વાપરવાની વિરુદ્ધ છે. પણ ખરી વાત એટલી જ છે કે મિ. દાદાભાઇ સર ફીરોજશાહ વગેરે, અર્થશાસ્ત્રના અપ્રતિબન્ધવાદમાં શ્રદ્ધાળુ હોઇ, જે આર્થિક આગ્રહને લીધે દેશના ગરીબ વર્ગને મોંઘવારી વેઠવી પડે તેવો આગ્રહ ઉપદેશવો અનિષ્ટ ગણે છે, અને સ્વદેશી કપડાં પહેરવા કરતાં સ્વદેશી કપડાં ઉત્પન્ન કરવાં વધારે પસંદ કરે છે. ક્ષણવાર તેઓની કેટલેક અંશે ભૂલ છે એમ માની લઇએ, તોપણ એ ભૂલ એવી સ્પષ્ટ નથી કે કૉન્ગ્રેસ એ પ્રશ્ન ઉપર સર્વાનુમત થઇ દેશી કપડાં પહેરવાનો ઠરાવ પસાર કરે—જો કે, વળી, તેમ કરવામાં કૉન્ગ્રેસ પોતાનું મુખ્ય કર્તવ્ય છોડી વિષયાન્તરે ચઢી જાય એ દોષ તો ઉપર જણાવેલો છે જ.

(૫) આ ઉપરાંત ઉદ્દામ પક્ષના અનુયાયીઓમાં એક મ્હોટી ખામી અમે એ જોઇએ છીએ કે રાજકીય સુધારાનું વિકટ શાસ્ત્ર તેઓએ વિનીત પક્ષની નિન્દા કરવામાં અને સરકાર સ્હામે રીસામણે રહેવામાં અગર તો તોફાન મચાવવામાં સમાવી દીધુ છે! અજ્ઞાન અને અહંતાથી મત્ત અનુભવહીન જે જુવાન વર્ગ (જે વૃદ્ધ જનોની બુદ્ધિ અનુભવ થયા છતા પણ પાકી શકી નથી તેમની પણ અમે આ બાલક વર્ગમાં જ ગણના કરીએ છીએ) તેને 'વંદેમાતરમ્' 'સ્વદેશી' અને 'બૉયકૉટ' એ ત્રણ શબ્દનુ તત્ત્વમસિ-વાક્ય એવું મોહક થઇ પડ્યું છે કે એના રટનમાત્રથી મોક્ષ થઇ જશે એમ તેઓ માને છે! પણ વસ્તુતઃ એ વાક્ય કેટલી સાધનચર્યાને અંતે ફળદાયી થવાનો છે એનો તેઓને બિલકુલ ખ્યાલ નથી. આ સંસારમાં જ્ઞાન જેવું પવિત્ર બીજું કાંઇ જ નથી, અને પાસે આવી પડેલું કર્તવ્ય કરવુ, એટલે આગળનો માર્ગ એની મેળે ઊઘડશે-એ આપણી ભગવદ્‌ગીતાનો પરમ ઉપદેશ છે; અને પરમાત્માને મુખે નીકળેલો એ સર્વવ્યાપક ઉપદેશ જેટલો સદાચાર અને ધર્મના વિષયમાં સત્ય છે તેટલો જ રાજ્યનીતિને પણ લાગુ પડતો છે;—તેથી સરકાર એમની રાજ્યનીતિને અંગે જે વિવિધ યોજનાઓ બહાર પાડે છે એના ઉપર માહિતી અનુભવ અને પુખ્ત વિચારપૂર્વક ટીકા કરવાની આપણી પહેલી ફરજ છે. એ માટે પુષ્કળ જ્ઞાન અને અભ્યાસની જરૂર છે તે મેળવવાનો શ્રમ કરવાનું ન શીખવતાં વિદ્યાર્થીઓની પાસે માત્ર 'વંદે માતરમ્' નો જપ કરાવવો એ કરતાં વધારે મ્હોટી ભૂલ બીજી શી હોઇ શકે?

(૬) પણ કેટલાક ઉદ્દામપક્ષીઓ તો કૉન્ગ્રેસની ભૂમિકાને તિરસ્કારી, કલ્પનાત્મક આકાશ મંડળમાં ઘુમવું જ પસન્દ કરે છે. . અમે ગગનવિહાર સર્વથા નાપસન્દ કરતા નથીઃ એથી સ્વાશ્રયની પાંખો મજબૂત થાય છે તથા સ્વચ્છ વાતાવરણ અને ઉદ્દીપક સૂર્યનાં કિરણોથી તંદુરસ્તી મળે છે એમ અમે માનીએ છીએ. પરંતુ એ વિહાર બની શકવા માટે, દૃઢ ભૂમિકા ઉપર એકસંપી માળો બાંધવાની જરૂર છે—ત્યાંના ખોરાકથી સ્વાશ્રયની પાંખોમાં સત્ત્વ આવે છે. ચાતકપક્ષીની માફક

આકાશનાં જળબિન્દુ ઝીલવાની મિથ્યા આશાએ તરશી ચીસો પાડ્યાં કરવી, તેથી પરિણામે નિઃસત્ત્વતા અને ક્ષય જ થાય છે; અને તે દરમિયાન પૃથ્વી ઉપરનો માળો અન્ય હિંસક પ્રાણીઓના બળથી અસ્તવ્યસ્ત થઈ જાય છે—એમ અમારું વિશેષમાં કહેવું છે. પણ આની સામે ઉદ્દામપક્ષીઓ જવાબ દેશે કે આકાશનાં જળબિન્દુઓ ઝીલવાની આશા અને તરશી ચીસો તો વિનીત પક્ષીઓની છે. પરન્તુ ખરું જોતાં આ આક્ષેપ વિનીતપક્ષીઓનો સ્વર ન સમજી શકવાથી જ થાય છે. વિનીતપક્ષીઓનો સ્વર તે દીનતાની ચીસ નથી, પણ એક ટોળે મળી પોતાનો ખોરાક પ્રાપ્ત કરવાનો નિશ્ચય સૂચવનાર ઉન્નતનાદ છે. આટલું યાદ રાખવામાં આવે તો પક્ષીના જીવનમાં પૃથ્વી અને આકાશ ઉભયની મર્યાદા અને પ્રયોજન સમજાઈ, એકજ જાતિનાં પ્રાણીઓમાં પરસ્પર ચાંચો મારીને પાંખો વીખેરવાનો પ્રયત્ન કેવો હાનિકારક છે એ સમજાય.

(૭) ઉદ્દામ પક્ષનો કેટલોક ભાગ કદાચ એમ પણ માનતો હશે કે હિન્દુસ્તાન ઉપર બ્રિટિશ હકુમત અનિષ્ટ છે. (જરા આંચકો ખાઇને અમે આ કહીએ છીએ, કારણ કે એથી એ વર્ગને કદાચ અન્યાય કરતા હોઇએ એમ ભય રહે છે; તથાપિ અમારા હૃદયમાં જે શંકા ઊગે છે તે નિખાલસ રીતે જણાવવી જોઇએ, એમ ધારી જણાવીએ છીએ.) પરંતુ ખરું જોતાં, દેશદ્રોહી થઇ, દેશહિત અવગણી, પરરાજ્યમાં તમોગુણી સુખ માની બેસે એવો વિનીત પક્ષ અધમ નથી. બ્રિટિશ હકુમત એ ઇચ્છે છે તે એટલા માટે કે એ હકુમત નીચે જ હિન્દુસ્તાન વર્તમાન સમયની બીજી પ્રજાઓ સાથે સુધારાની ઓળમાં રહી શકશે, એટલું જ નહિ પણ બહુ વર્ષોથી કુસંપમા પડેલી હિન્દની પ્રજા બ્રિટિશ હકુમત રૂપી 'integrating' અને 'centripetal'—સંઘાતજનક—શક્તિને પ્રભાવે જ ઐક્ય પ્રાપ્ત કરશે એમ એ પૂર્ણ શ્રદ્ધા અને સમજણથી માને છે.

———*———

# ગ્રન્થાવલોકન.

" પ્લૂટાર્કનાં જીવનચરિતો "*—હાલમાં ગુજરાતીમાં અસંખ્ય પુસ્તકો પ્રસિદ્ધ થવા લાગ્યાં છે એથી સૂચવાતી વિદ્યાવૃદ્ધિ માટે મન ઘણી વાર આનન્દ પામે છે. પણ જ્યારે આ જાતનાં પુસ્તકો જોઇએ છીએ ત્યારે એમ થાય છે કે આવાં દસ વીસ પુસ્તકો જ રાખી બાકીનાંનો નાશ કર્યો હોય તો લોકનો કેટલો બધો વખત નકામો જતો બચે ? આપણા ઘરડાઓના વખતમાં નવલકથાઓનાં કીડીઆરાં ઉભરાતાં નહોતાં; માત્ર ' પંચોપાખ્યાન' અને ગુલીસ્તાન જેવાં થોડાંક પુસ્તકો વંચાતાં, પણ એનાં સૂત્રો તે એ લોકના જીવનના સુકાન જેવાં થઇ રહેતાં. હાલ આંખ નીચેથી સેંકડો પુસ્તકો પસાર થાય છે, પણ એનો કર્તા કોઈ એવો ભવ્ય આત્મા છે કે જેનો ઉપદેશ હૃદયમાં લેવો જ જોઇએ એવી પ્રતીતિ વાચકને થતી નથી. ઉચ્ચ ગંભીર અને જીવનના સારરૂપ અનુભવથી ભરેલા ગ્રન્થો તો બહુ ભાગે પ્રાચીન કાળમાં જ થઈ ગયા છે એમ કહીએ તો ચાલે—અને તેવા ગ્રન્થોનાં ભાષાન્તર ગુજરાતીમાં જેમ વધારે થાય તેમ સારૂં છે.

પશ્ચિમના સુધારામાં, અને તેને લીધે આજ તો આખા જગતના સુધારામાં, ગ્રીસનો શો ભાગ છે એ સર્વવિદિત છે. પ્રાચીન સમયમાં ગ્રીસ પોતે સુધારાની ઊંચી ટોચે પહોંચ્યું હતું એટલું જ નહિ પણ યુરોપનો અર્વાચીન યુગ જે ઇ. સ. પંદરમા સૈકાથી બરાબર શરૂ થયો ગણાય છે તેનું ઉત્થાન પણ ગ્રીક ભાષાના અભ્યાસથી જ થએલું છે.

આ કારણથી, રા. બળવંતરાય ઠાકોર તથા રા. હરિલાલ ભટ્ટ—એઓએ " પ્લૂટાર્કનાં જીવન ચરિત્રો"માંથી નવ ગ્રીક મહાપુરુષોનું ગુજરાતીમાં ભાષાન્તર કર્યું છે તે માટે એમનો ઉપકાર માનવો ઘટે છે.

રા. બળવંતરાય, ઇતિહાસના સારા વિદ્વાન હોઈ, જગતના ઇતિહાસમાં ગ્રીસના ઉપર જણાવેલા મહત્ત્વની કદર કરે એમાં આશ્ચર્ય નથી; પણ એમણે જે અસાધારણ ભક્તિથી પોતાનું કામ પાર ઉતાર્યું છે તે ખાસ ધ્યાન ખેંચે છે ગ્રન્થ સર્વાવયવ-સંપૂર્ણ છે: આરંભમાં ' પ્લૂટાર્ક અને એનો સમય ' એ ઉપર પ્રવેશક છે; પછી ' જીવનચરિતો સંબન્ધી પ્લૂટાર્કના આદર્શ ' રજુ કર્યો છે; ત્યાર પછી, લાઇકર્ગસથી ઍલેક્ઝાંડર સુધી નવ ગ્રીક મહા પુરુષોનાં ચરિત્રો—અને એમાં ચરિત્રની વિવિધતા અને બોધકતા બંને ઉપર લક્ષ રાખ્યું છે; પાછળ પરિશિષ્ટોમાં 'ગ્રીક દેવમંડળ', 'ઑલિમ્પિક ઉત્સવો અને રમતો', 'ગ્રીક નાણું ',' ગ્રીક કાલગણના ' તથા ' પ્રાચીન ગ્રીસના ઇતિહાસના મુખ્ય બનાવોની સાલવારી'—

* ભાષાન્તર કરનાર—રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર, બી. એ તથા રા. રા. હરિલાલ માધવજી ભટ્ટ. એમ. એ. કિંમત રૂા. ૨—૦—૦.

મળવાનાં ઠેકાણાં:—મેસર્સ એન એમ ત્રિપાઠી એંડ કંપની ( મુંબાઇ ), તથા મિ. સાકરલાલ બુલાખીદાસ ( અમદાવાદ. )

બંળ ધરાવનાર મનુષ્યની તો શીજ ગણતરી? થોડાક વખતમાં આપણો જીવાત્મા આ સ્થૂલ શરીરનો ત્યાગ કરી ચાલ્યો જશે અને આ દુનિયામાં આપણે જેવી મનોભાવના રાખી હશે અને જેવાં કૃત્યો આચર્યાં હશે તેવી ભાવના અને કૃત્યો આપણા જીવાત્માની સાથે વળગેલાં રહેશે અને આથી કરીને આપણા જીવાત્માની ઉત્તમ વા અધમ સ્થિતિનો આધાર આપણી મનોભાવના અને કૃત્ય જ પર રહે છે. આમ છે તો આપણે પ્રત્યેક મનુષ્ય આપણા ટુંકા જીવનનો સદુપયોગ કરી લેઇએ. આ દુનિયાના ક્ષણિક વૈભવપર લક્ષ નહિ ચોંટાડતા—પરલોકના ચિરંકાળ અનુભવાય તેવાં સ્વર્ગીય સુખનો અધિકાર મેળવવા યત્ન કરીએ.

દરેક મનુષ્ય ઈશ્વરનું સર્જેલું પ્રાણી છે એવું સમજી પ્રત્યેક મનુષ્યપર સમાનભાવ રાખી—પ્રેમના અમીરસથી આપણા જીવાત્માને ભરપૂર કરી—ઉચ્ચ મનોભાવના અને સત્કૃત્યોવડે આપણા જીવનને ઉચ્ચતમ બનાવી—આપણા આત્માને પરમાત્માના ચરણારવિંદમાં નિવેદન તથાસ્તુ.

નડીયાદ,
તા. ૨૬ સપ્ટેંબર ૧૯૦૭.

"જ્ઞાનભક્તિ."

---

# પેશ્વાના દરબારમાં પ્હેલો ઇંગ્રેજ રેસીડેન્ટ.

( અનુસન્ધાન પૃ. ૪૫૬ થી. )

ઇંગ્રેજો તરફથી પૂર્વે મી. મોસ્ટીન અને કર્નલ એપ્ટન આવ્યા હતા તેમનો જેવી રીતે આદર સત્કાર કરવામાં આવ્યો હતો તેવી જ રીતે નાનાફડનવિસે મી. માલેટની આગતાસ્વાગતા કરવાનુ ઠરાવ્યુ. પરતુ જે પ્રમાણે દિલ્હીના બાદશાહે તથા મહાદાજી સિંધિયાએ પોતાનુ બહુ માન કર્યું તે પ્રમાણે પુના દરબારે પણ કરવુ જોઇએ એમ મી માલેટની તીવ્ર ઇચ્છા હતી. આ બહુમાનમાં મુખ્ય પ્રશ્ન હાથી બાબતનો હતો. નાનાએ માલેટને બહુમાન તરીકે આપવાને, વસ્ત્રો, અલંકાર વિગેરેની જે યાદી મોકલી હતી તેમાં માલેટને ઘોડો બક્ષિસ આપવાનુ લખ્યું હતું. પરંતુ પોતે કલકત્તાનો પ્રતિનિધિ થઇને પેશ્વા દરબારમા આવ્યો છે તેથી પોતાને હાથી જ મળવો જોઇએ એવો આગ્રહ માલેટનો હતો. તેમાં પણ નાનાએ ફ્રેંચ વકીલ મી. મોરીનીને હાથી ભેટ આપ્યો હતો તેથી પોતાને પણ રાષ્ટ્રના માનની ખાતર હાથી ભેટ મળવો જોઇએ એમ આગ્રહ સાથે કહેવરાવ્યું. નાનાફડનવિસ કર્નાટકમાં ઘણે દૂર હોવાથી બહિરોપતે આ માનપાનનો વિચાર લહકુબ રાખવાનો પુસ્કળ પ્રયાસ કર્યો. પરંતુ માલેટે શ્રીમંત સવાઇ માધવરાવ પેશ્વાની ભેટ લેવાનો અતિશય આગ્રહ બતાવવાથી શ્રીમંતની ભેટ માટે બ્યવસ્થા કરવી પડી. આ પ્રમાણે બહિરો રઘુનાથે શ્રીમંત પેશ્વા સરકારની માલેટને મુલાકાત કરાવી આપી. પરંતુ નાનાફડનવિસ પુનામાં હાજર ન હોવાથી પોશાક વિગેરે માનનીય શીરપાવ પાછળથી આપવાનું ઠર્યું. અને ફક્ત બીડું આપી શ્રીમંતે માલેટને રજા આપવાની યોજના થઇ. આ ભેટ સંબંધી નાનાફડનવિસને

બહિરોપંતે લખેલા પત્રો ઘણા વાંચનીય અને મનોરંજક છે. તે ઉપરથી તે સમયના રાજ-દરબારનો આબેહુબ ચિતાર નજર આગળ ખડો થાય છે. તે પૈકી કેટલાક પત્રના ઉતારા અત્રે આપુંછું:—

તા. ૬ ઠ્ઠી માર્ચ ઇ. સ. ૧૭૮૬ના પત્રમાં બહિરોપંત નાનાને લખે છે કેઃ—

" મેજર માલિટનું પોતાને બહુમાન કરવા વિષે આગ્રહ પૂર્વક કહેલું છે. એ વિશેનો વિસ્તાર પુરવણીપત્રમાં વિનતિ લખી છે, તે વિદિત થાય. તે જાયુક રહેવા માટે આવ્યો છે. તરતમાં અન્ય કોઇપણુ સ્થળે જવાનો નથી. હાલમાં તેના સન્માનમાં જે ખર્ચ કરવું પડશે તે પુનઃ કરવાનું કારણુ લાગનાર નથી. એક વખત તુર્ત કરીશું એટલે તેને સંતોષ થશે. અને નિત્ય કામકાજનો પ્રસંગ એની સાથે પડવાનો તેથ' પ્રથમ શ્રમી (નારાજ) થવા દેવો નહી એવી વિનતિ લખી છે. લશ્કરમાં નીકળતી વખતે શ્રીમંત પાસે રજા લેવા જશે, તે વખતે બહુમાન કરવું અને કદાચિત્ લશ્કરમાં સ્વામી એને ન બોલાવે તો સહજ મેજબાની માટે બોલાવી બહુમાન કરવું; પરંતુ કરવું જરૂરનું છે. તેને લેવા દેવાની યાદ, અલાહિદી મોકલી છે; તેથી રા. અમૃતરાવ પેઠેને આજ્ઞા થવી જોઇએ, તેના બોલવામાં રા. પાટીલ બાવાએ બહુમાન કર્યું, તેમના કરતાં આ સરકાર મ્હોટી ત્યારે અત્રેથી અધિક માન થવું જોઇએ. ત્યારે મ્હેં ઉત્તર આપ્યો કે પાટીલબાવા એક સરદાર, આ ધણી, તેઓ એટલું કેમ કરે. જ્યારે બાદશાહે જવાહીર રકમો આપી, તે પ્રમાણે તો હોવું જ જોઇએ. બીજું એમાં કાંઇ અવેજપર કે નફાપર દૃષ્ટિ નથી. પરંતુ લૌકીકની વાત અધિક ઓછું કરશો તે પ્રમાણે કલકત્તાવાળાને ને મને પણુ સંતોષ તે માટે બાદશાહ કરતાં ઓછું તો ઠીક નહી આ પ્રમાણે શ્રીમંત નાનાને વિનંતિ લખો એવી એના તરફથી સૂચના થયાથી વિનતિ અને યાદ મોકલી છે, તેમાં ન્યૂનાધિક થવું ન જોઇએ. શ્રીમંત રાજશ્રી રાવસાહેબ (પેશ્વા) ને માટે નજરાણાની વસ્તુઓ તેના બોલવાપરથી કીંમત રૂપીઆ પાંચહજાર સુધીની થશે એમ લાગે છે. જાણવા માટે લખ્યું છે. રાજકારણુ સંબંધી તેના તરફના ખુલાસા શ્રીમંતની ભેટ પછી વાર્તાલાપમાં થશે. તેમાં જે ભાવ દેખાશે તે લખી મોકલીશ. મીસ્ટર માલિટ કલકત્તાવાળાનો વકીલ અને સૈયદ નુરૂદ્દિન મુંબઇવાળાનો વકીલ છે. + + + + + સૈયદ નુરૂદ્દિનખાનને પ્રથમ પાલખી નહોતી, હાલ મુંબઇ ગયો ત્યારે જ જનરાલે બહુમાનમાં પાલખી આપી. માલિટ અને તેની વચ્ચે સારો સ્નેહ છે. નુરૂદ્દિનખાને પણુ માલિટના બહુમાન વિશે વિનતિપત્ર સ્વામીને લખ્યો છે. સેવામાં શ્રુત થાય. એ વિજ્ઞાપના. "

ઉપરના પત્રમાં પુરવણી પત્ર વિશે લખ્યું છે તે નીચે પ્રમાણે " + + + + + + શ્રીમંતને ભેટ વખતે નજરાણો લાવ્યોછું તે ધરવો, અને સરકારમાંથી તે સમયે જ તેને બહુમાન, જવાહીર, વસ્ત્રો વગેરે આપવાનાં હોય તે આપવાં એવું માલિટનું કહેવું થયું તે પરથી મ્હેં કહ્યું કે આ સંપ્રદાય નથી તમને બહુમાન કરવું તે વિદાયગીરી વખતે થશે— આ સરકારનો શિરસ્તો-નવાબ તરફથી કે કોઇ-માતબર તરફથી વકીલ અથવા માતબર આવે તેનો પણુ રજા વખતે બહુમાન થાય છે ઈંગ્રેજ તરફથી પણુ આજપર્યન્ત મુંબઇથી અને કલકત્તેથી વકીલ કર્નલ આપ્ટન આવ્યો હતો, તેનુ પણુ માન સન્માન એજ પ્રમાણે થયું. ભેટની વખતે તમને બહુમાન કેમ થાય ! આ દરબારમાં અને આખા હીંદુસ્થાનમાં

આવી પદ્ધતિ નથી. ત્યારે તેણે કહ્યું કે શ્રીમંતની દરબારમાં ચાલ નહી હોય, પણ હીંદુસ્થાનમાં હાલમાં જ હું કલકત્તે જતી વખતે બાદશાહને તથા રાજશ્રી મહાદાજી સિંધીયાને મળ્યો ત્યારે તેમની તરફથી આ પ્રમાણે થયુંઃ—

બાદશાહની ભેટ વખતે મ્હેં નજરાણું કર્યું તેજ વખતે બહુમાનમાં હાથી એક, ઘોડો એક, શિરપેચ કલગી અને વસ્ત્રો—આ પ્રમાણે ભેટની વખતે મને આપ્યાં. કલમ. ૧

રાજશ્રી મહાદાજી સિંધિયા તે ભેટયો. તે પ્રથમ ભેટની જ વખતે તેણે મને બહુમાન શિરપેચ, કલગી, મોતીની કંઠી, ઘોડો એક અને વસ્ત્રાલંકાર સર્વેને આ પ્રમાણે આપ્યાં બીજે દિવસે પાટીલબાવા અમારા ડેરામાં આવ્યા ત્યારે પાટીલબાવાને નજરાણું તથા નજર કરવાની વસ્તુઓ અમે આપી. કલમ. ૧

સદરહુ પ્રમાણે ઉભયે ભેટ વખતે જ અમારો બહુમાન કર્યો. ત્યારે હીંદુસ્થાનમાં તો મ્હારા કહ્યા પ્રમાણે પ્રનાલિકા છે. ફક્ત શ્રીમંતના દરબારમાં નહી હોય. કર્નલ આપરેનને ભેટની વખતે બહુમાન મળ્યું નહી તેનુ કારણ તે વકીલ તહ કરવાને આવ્યો હતો. તહ કરી પાછો જવાનો તેથી બહુમાનનો સરપાવ વિદાય થતી વખતે આપવો યોગ્ય છે. અમે તો શ્રીમંતના સરકારમાં હમેશ માટે વકીલ મુતલક મુખત્યાર થઇ આવ્યા છીએ. જ્યારે અમારી વકીલાતની બરતર્ફી થશે ત્યારે જ અમને રૂકસત. ત્યાં સુધી અમોને રજા લેવીએ નથી અને જવુંએ નથી ત્યારે અમારો બહુ માન કયારે થાય? હમેશના વકીલ થઇ અમે આવ્યા ત્યારે વકીલનો ખીજમતનું અમને બહુમાન પ્રથમ થવું જોઇએ; અને કલકત્તાવાળાના પત્રો શ્રીમંતને આપીશું અને મ્હારા નામનુ મુખત્યારનામું ભેટ શ્રીમંતને વાંચી સંભળાવીશું. તે વખતે સહમંડલ મને બહુમાન થવું આવશ્યક છે. તેમ નહી થાય તો મ્હારી પ્રતિષ્ટાને હાનિ પ્હોંચશે. એવુ ઘણા પ્રકારનુ તેનું બોલવું થયું, અને સ્વામીની તે આજ્ઞા નથી બ્હારો બ્હાર અમારાથી આ વાત કેમ કબુલ થાય! સ્વામીને વિનંતી લખી જવાપ આવે ત્યાં સુધી ભેટ બાબત મુલતવી રાખીએ તો તેને માઠુ લાગે. તેથી તેનો બહુમાનનો મનસુબો તોડવો, એ વિષે મ્હારી બુદ્ધિ અનુસાર અનેક પ્રકારે તેનું સમાધાન કર્યું. છેવટે તોઇ તમે લશ્કરમાં તો આવો જ પૈ અધિકયાત કાયદા વિશે થાય, તે શ્રીમંત નાનાને સમજાવી વિનતી કરીશું, ત્યાં જે થવાનુ હશે તે થશે. પરંતુ હાલ અત્રે નાનાફડનિસ નથી તેથી નવી વાત અમારાથી કેવી રીતે થઇ શકે? એવું ઘણું કહ્યું. તે પરથી તેણે કહ્યું કે લશ્કરમાં તેમની મરજી મુજબ કબુલ કરીશ પણ શ્રીમંત ધણીરણી તેમની પાસેથી બહુમાન તો જરૂર થવું જ જોઇએ. એ ન થાય તો ઠીક નહી. આ પ્રમાણે આગ્રહ કર્યો; અને શ્રીમંતની મુલાકાત પણ સત્વર લેવી. લશ્કરમાંથી ઉત્તર આવતાં વખત લાગે. આમ વિષમ ગુચવણ પડી. સ્વામીની આજ્ઞા લક્ષ્યમાં રાખી તેને પણ કેવળ શ્રમી કરવો ઠીક નહી એવું સમજી તેને કહ્યું કે તમારી મરજી છે તો અમે શ્રીમંત નાનાને લશ્કરમાં વિનંતી લખી આજ્ઞા મંગાવીએ છીએ. તમે શ્રીમંતની ભેટ લઇ નજરાણુ કરો. કેવળ ભેટ સમયે જ સરપાવ થાય કે પછી ચાર દિવસ મોડો થાય એની ચિંતા નહી. + + +. + આ પ્રમાણે ભેટ સમયે બહુમાનનો આગ્રહ શિથિલ કર્યો. કાલે ભેટ કરાવુંછું + + ૫ +

શ્રીમંતની અને મેલેટની તા. ૬ ઠી માર્ચને દિવસે ભેટ થઇ તે ભેટની વિગત જ-નાર્દન આપાજીએ નાનાને નીચે પ્રમાણે લખી છેઃ—

"વિનતિ વિશેષ માલિટ વકીલનુ પુનામાં આવ્યાનું વર્તમાન લખ્યુંજ છે. આજ શ્રીમંતના દર્શન માટે આવ્યો હતો. પ્રથમ તે કચેરીમાં આવે અને શ્રીમંત પાછળથી આવે, ઉઠતી વખતે શ્રીમંતે પ્હેલાં ઉઠવું, એટલે તાજીમ દેવાના પેચ પડતી નથી. ઉપર પ્રમાણે એને રાખ્યો. આવતી વખતે આશાને (શ્રીમંતને) માત્ર હાથમાં હાથ મેળવી ભેટવું એવો રા. બહિરોપંતનો વિચાર થયો અને તેનો પણ આગ્રહ હતો. સબબ તેને એકલાને શ્રીમંત ભેટયા. તેણે નજરાણું કર્યું તેની યાદી જુદી મોકલી છે. તેપરથી વિદિત થાય. અદ્યાપિ પર્વતીના બગીચામાંજ રહ્યો છે. વાડામાં આવી રહેવા વિચાર દેખાતો નથી. સ્ત્રીઓ વિગેરે કાંઈ સરંજામ વાડામાં લાવી રાખ્યો છે. મોદીખાનું પણ ચાલુ કર્યું છે. મશારનિલ્હા (માલેટ) સાથે ૭ આશામી પાલખીના ધણી છે તે જાણજો. એ વિનતી."

આ પત્રમાં માલેટે શ્રીમંતને નજરાણું કર્યાની યાદી મોકલ્યા સંબંધે ઉલ્લેખ છે, પણ તે યાદી ઉપલબ્ધ થઈ નથી. આ પછી માલેટને લશ્કરમાં લઈ આવવા માટે અને તેના સીધા માટે બહિરોપંતે અને નાના વચ્ચે પત્રો લખાયા—આ પત્રોપરથી માલેટ કલકત્તા વાળાનો વકીલ હોવાથી મુંબઈવાળા વકીલના કરતા મરાઠાઓની તેના વિષે સન્માનભાવના અધિક હતી એવું દેખાય છે. અને એજ કારણે મોસ્ટીન કરતા અધિક રૂપીયા માસિક ખર્ચ માટે આપવાની ભલામણ બહિરોપંતે કરી હતી પરંતુ નાનાએ તે સૂચનાને માન્ય કરી હોય એવું દેખાતું નથી. બહિરોપંતે માલેટને લશ્કરમાં જલદી લઈ જવાનું ઠરાવ્યું. રજા વખતે નાનાએ માલેટને જે બહુમાન આપવા માટે આજ્ઞા કરી હતી, તે બહુમાન નાપસંદ થયું. તેથી તે તેણે સ્વીકાર્યું નહી. તા. ૧૧ મી એપ્રીલ ઈ. સ. ૧૭૮૬ ના બહિરોપંતના પત્રમાં નીચલી હકીકત છે.—

"સેવામાં વિજ્ઞાપના મેસ્ત્ર માલિટ ઇંગ્રેજને લઈ જલદી લશ્કરમાં આવવાની આજ્ઞા મળી. તે ઉપરથી મશારનિલ્હેને કહ્યું. તે આજ્ઞા પ્રમાણે આવવા તૈયાર છે. ઉંટ વગેરે તેની પાસે ખરીદ કરાવ્યાં. બોજાઓ માટે સરકારમાંથી છકડા (ગાડાં) વિગેરેની સોઈ કરવાનું ઠરાવી તેના નીકળવાનું નક્કી કરી, હું આજેજ ચૈત્ર શુક્લ ત્રયોદશી ને મંગળવારે બે પ્રહરના મુહૂર્તે નીકળી રાવટીમાં આવી રહ્યો છું * * * ને સાહિત્ય તૈયાર થયે તેમે લઈ સત્વર સેવામાં આવી પ્હોંચું છું. * * * * * મેસ્ત્ર માલિટ ઈંગ્રેજને અમારી વિનંતીપરથી બહુમાન આપવાની આજ્ઞા આપી હતી તે પ્રમાણે વિદાય થતી વખતે કરવાનો હતો. પરંતુ તે તેના ધ્યાનમાં ન આવ્યું. ફરાસીસ (ફ્રેંચ) ના વકીલ મુસા (મોંસ્યો) મોંતિનિને હાથી આપ્યો ત્યારે અમને કાં નહી?

હાથી આપો એવો તેના બોલવાનો ભાવાર્થ હતો. તેને આજ્ઞા શીવાયના હક ઉત્તર શું આપીયે! અને આપવાની વિનંતી વારંવાર સ્વામીને શું લખીયે? તેથી તેને સમજાવી કહેતો હતો કે પ્હેલાં આજ્ઞા પ્રમાણે બહુમાન સ્વીકારો, એમ ઘણું કહ્યું; પરંતુ તેને ગળે

તે વાત ન ઉતરી ત્યારે માત્ર રજા વખતે બીડું આપી 'તેને લઈ આવું છું'. 'આપને રૂબરૂ થયે સાદ્યન્ત વિનંતી કરીશ. સેવામાં શ્રુત થાય એ વિજ્ઞાપના. સિંધિયાનું કહેવું આલિટને દરમાસે પાંચસો રૂપીઆ સુધી આપવા, વધારે આપવું નહી, એવી આજ્ઞા, આજ્ઞા પ્રમાણેજ અવેજ તેને આપ્યો છે. અધિક આપ્યું નથી. એ વિજ્ઞાપના."

આ પત્રપરથી માલેટનો સામાન લઈ જવાને ગાડા વિગેરેની સરકારમાંથી વ્યવસ્થા કરતાં વિલંબ થયો, તેથી બે ચાર દિવસ નીકળવાનું લખાયું. નાના ફડનવિસ લશ્કરમાં હોવાથી, બહિરોપંતના પત્ર ત્યાં પ્હોચી ઉત્તર આવતાં ઘણો વખત લાગતો હતો. તેથી પુનઃ પુનઃ માલેટના રહેવાની જગ્યા બદલ, બહુમાન બદલ અને લશ્કરમાં જવા માટે તેની તેજ ચર્ચા ચાલી હતી.

આખરે માલેટનુ નુરૂદ્દિનખાન સાથે લશ્કરમાં જવાનુ ઠર્યું. અને તે પ્રમાણે કુચ શરૂ થઇ. તેની અને નાનાની જલદીથી ભેટ થનાર તેથી તેનો માન મરતબો કેવી રીતે રાખવો એ પ્રશ્ન પુનઃ કાયમ રહ્યો નાનાએ મહાદાજી સિંધિયાને પત્ર મોકલી તેની પાસેથી માલેટનો બહુમાન કેવી રીતે કરવો એની માહીતી પુછાવી હતી. પરંતુ તે માહીતી આવ્યા પૂર્વેજ માલેટ નાનાના લશ્કર સમીપ આવી પ્હોચ્યો. તા. ૧૭ મી મે. ઈ. સ. ૧૭૮૯ ને દિવસે બહિરોપંતે મૌજે ચેઢલ ઇંગળી પરગણે મુધોલ નજીક કસ્બે મજકુરમાંથી નીચલો પત્ર લખ્યો છે.

"વિજ્ઞાપના તા. ૭. ૧૭ રજબ સુધી વર્તમાન યથાસ્થિત છે * * * * રા. પાટીલ બાવા તરફના પત્રો અને ચિમનલાલના પત્રો આવ્યા છે. તેમાંનું મજકુર વગેરે કહેવાનું સર્વ સમક્ષમાં કહીશ. * * * * ધીમે ધીમે મજલો થાય છે. તેથી બે ચાર દિવસ થશે. માલિટના કહેવામાં કલકત્તાનો વકીલ સરકારમાં પૂર્વે કર્નલ ઈપટેન આવ્યો હતો. તેને સરપાવ, આગતાસ્વાગતા વગેરે જે બહુમાન થયાં છે તે તપસીલવાર હું કલકત્તાના દફ્તરમાંથી લખી લાવ્યો છું. તે પ્રમાણે હાલ પણ થવુ જોઇએ. તેમાં ન્યૂનાધિક થવાથી કલકત્તાવાળાઓ નારાજ થશે, મ્હારા ઉપર ચીડાશે ને મને હલકો પાડશે. આ વિશેનો આગ્રહ પ્રથમ દિવસથીજ છે ઇપટેન તહ કરવાના માતબર કામ માટે આવ્યો હતો એવું મ્હેં સહજજ કહ્યું. તેને તે સમયે તે કામ હતુ. હાલ તે કામ નથી. બીજું (તેનું કામ) પડે કે ના પડે; તથાપિ કલકત્તાવાળાઓના લખાણમાં મ્હારો હોદો ઇપટેન કરતાં કમી છે કે શું? આ બાબતમાં તેનું કહેવું ઘણુ છે. તે સેવામાં શ્રુત થાવ એ વિજ્ઞાપના."

આ પછી આઠ દસ દિવસે માલેટ અને નાનાની સમક્ષ ભેટ તા. ૧૮ મી મેને દિવસે થઈ નાનાએ મુલાકાત વખતે માલેટનો સારો આદર કરી તેને તથા તેની સાથેના મંડલને પોષાક, જવાહીર વગેરે આપ્યાં. માલેટને રૂ. ૬૩૧ નો પોષાક અને તેની સાથના મંડલને એટલે મી. રેનલ ("મેપ ઑફ હિંદુસ્થાન" નો ગ્રંથ કર્તા) મી. ગુટેક મી. હૅડાર્ન ડા. ક્રુસો અને સૈયદ નુરૂદ્દિનખાન એ સર્વને મળી કુલ રૂ. ૧૨૩૦) ના વસ્ત્રો જવાહીર સાથે આપ્યાં. નાનાએ માલેટની પ્રથમ ભેટ વખતે જે આદર સત્કાર કર્યો અને તેની સાથે દરબારી રીતનું જે ઉમદાવર્તન કર્યું, તેથી માલેટના મનમાં નાનાફડનવિસ માટે સારી છાપ બેઠી.

માલેટ હજુ કર્નાટક મધ્યે બદામીમા મરાઠા લશ્કરમા પ્હોચ્યા નહતા. ત્યા તા. ૨૦ મી મે ઈ સ ૧૭૮૬ ના રોજ બદામીનો કીલ્લો મરાઠાઓના તાબામા આવી તેપર સરકારની ધ્વજા ફરકવા લાગી આ આનંદના સમાચાર માલેટને જણાવવા માટે નાનાએ બહિરોપતપર ચીઠ્ઠી મોકલી તે પ્રમાણે બહિરોપતે માલેટને વર્તમાન કહ્યા તે સાભળી તેને ઘણો સંતોષ થયો.

' કીલ્લાવાળાઓ શરણે આવી હેરાન બહુ થયાથી જીવદાન આપી કીલાપર સરકારના નીશાન ચઢ્યા ' આ વર્તમાન કહેનારને માલેટે શેલુ પાઘડી બક્ષીસ આપ્યુ અને મરાઠાઓને મુબારકબાદી આપવાને મુદ્દામ પોતાનો માણસ મોકલ્યો આ પ્રમાણે બદામીનો વિજય થયા પછી નાનાફડનવિસ માલેટ સહવર્તમાન પુના પાછા ફર્યા બદામીની લગ ઈનો અને એકંદર કર્નાટકની મુસાફરીની હકીકત માલેટે પોતાના ખાનગી પત્રો ( despatches ) મા ઉત્કૃષ્ટ રીતે લખી છે ગ્રાન્ટ ડફે પણ મરાઠાઓના ઇતિહાસમા તેનો ઉલ્લેખ કર્યો છે

આ પ્રમાણે માલેટના આગમનનો હેવાલ બહિરોરતન મેહેંદલેના પત્રોપરથી જે કાઈ મળ્યો આ તે તેના આધારે સંક્ષિપ્તમા વર્ણવ્યો છે માલેટનુ પુનામા મથમનુ એટલે ઈ સ ૧૭૮૬ થી ૧૭૯૬, દશ વરસ સુધી ઇંગ્રેજોના પ્રતિનિધિ તરીકે રહેવુ થયુ આ દશ વર્ષો રાજકીય દૃષ્ટિથી અત્યન્ત મહત્ત્વના છે પરંતુ મંદભાગ્યથી આ દશ વર્ષના માલેટ સબધીના મરાઠી પત્રો ઘણા ખરા નષ્ટ થયા છે એ અત્યંત દુ ખની વાત છે મી માલેટનો ઇંગ્રેજી પત્ર વ્યવહાર કદાચિત અસ્તિત્વમા હોવાનો સભવ છે પ તુ તે ક્યારે પ્રકાશમા આવશે તે કહી શકાય તેમ નથી અર્થાત્ આવી સ્થિતિમા મૂળ પત્રોના અભાવે માલેટના રાજકીય ચરિત્રનુ વિવેચન થઈ શક્યુ મણુ છે તથાપિ તેણે પુના દરબારના મરાઠાઓના એકંદર રાજકરણોનુ સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરી લીધુ અને તેનો ઉપયોગ સ્વરાષ્ટ્ર સત્તાની અભિવૃદ્ધિ કરવામા કર્યો એવુ માનવુ અયોગ્ય ગણાશે નહી

પુરુષોત્તમ વિશ્રામ માવજી.

---

# વીરચરિત કાવ્યોનો સુધારો તથા પ્રાચીન રીતિ.

૬.

હાલ જે સ્વરૂપમાં આપણે મહાભારત જોઇયે છિયે તે સ્થિતિમાં તેમાંથી સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે કે જે કવિઓએ તે એકત્ર કરેલ તથા પૂર્ણ કરેલ છે તે કવિઓના શ્વાસમાં બુદ્ધિ અને ધર્મનું વાતાવરણ પેઠેલું હતું, અને એ વાતાવરણ એ કાવ્યમાં વર્ણિત નાયકોના શ્વાસમાં ગયેલ વાતાવરણથી જુદું જ હતું. વાતની કાવ્યરૂપતા આખા ગ્રંથમાં ફરતી ફરતી દેખાય છે, અને પાછળના લેખકો, જેઓ શુદ્ધ બ્રાહ્મણો હતા, તેમના તાર્કિક સ્વરૂપથી ભિન્ન દેખાય છે. એ બ્રાહ્મણો મનુના નિયમોની અધરી શાલામાં શિક્ષિત હતા. પરંતુ પાંડવોની મૂળકથા અહિંતહિં તૂટક થાય છે તથા આપણે સ્પષ્ટ જોઇ શકિયે છિયે કે જે જાતિમાં મહાભારતના પાચ મુખ્ય નાયકો જન્મ પામ્યા હતા તે જાતિ કેવળ બ્રાહ્મણોની સત્તાથી બહિર્ નહોતી. આનો દાખલો એ છે કે, પાંચ પાંડવોને પ્રથમથી ખાસ બ્રાહ્મણની કેળવણી આપવામા આવેલી, અને કવિને ખરો માનિયે તો જે પાંડવોને બ્રાહ્મણોની પવિત્ર વિદ્યાઓ, વ્યાકરણ, છંદશાસ્ત્ર, ખગોલવિદ્યા, અને સ્મૃતિઓ શીખવવામાં આવેલ, તે પાંડવો એ સૌવચ્ચે એકજ સ્ત્રી પાછળથી કરી એ બની શકવા જોગ છે? બ્રાહ્મણોના નિયમોથી આ વાત ચોખ્ખી રીતે વિરુદ્ધ છે. તેઓ કહે છે કે—"એક પુરુષને ઘણી સ્ત્રીઓ હોય, પણ એક સ્ત્રીને ઘણા પતિ હોય નહિ (= वेदेऽप्येव् श्रूयते एकस्य बह्व्यो जाया भवंति नैकस्या एव बहवः पतयः संति )." માટે આવી વિરૂદ્ધ વાત ગોઠવવાનું કારણ એમ જણાય છે કે લોકોને આવી વિચિત્ર કાવ્યની રુચિ પ્રબળ હતી, અને તેથી એમ રચના કરી છે. તોપણ મહાભારતના બ્રાહ્મણ રચનારાઓએ જોયુ છે કે એવો વિરોધ સ્વગ્રંથમાં લાવવો ઉચિત નથી અને તેથી તેનો ભાવાર્થ ફેરવવા તેમણે પ્રયત્નો કરેલ છે. એટલા માટે એ કાવ્યમાં લખેલું છે કે એક વાર પાચભાઇઓ ઘેર આવ્યા અને સ્વમાતાને તેમણે કહ્યું કે, અમે કંઇક અત્યંત કિંમતી વસ્તુ મેળવી છે. વધારે સાભળ્યા વગર તેમની માતાએ એકદમ તેમને કહ્યું કે તમો ભાઈઓએ તે સમાન ભાગે વ્હેંચી લેવી. માબાપની આજ્ઞા પાળવી જ જોઈ યે; અને જે વસ્તુ તેમણે મેળવી હતી તે દ્રૌપદી હતી; તેના તેમણે બ્રાહ્મણોની સલાહથી ભાગ વ્હેંચી લીધા, એટલે કે મંજુર રાખી લીધી. ભારતી ન્યાયશાસ્ત્રીઓ આ પ્રશ્નને વિષમ પ્રશ્ન કહે છે, તેઓ આ વાતને પુષ્ટિ આપે છે, પણ તેને રિવાજ તરિકે સ્થાપિત કરવાની ના પાડે છે. કહે છે કે, धर्मो द्विविधः स्थूलः सूक्ष्मश्च। मदमतिभिरपि सुखेन बुध्यमानः स शौचाचमनसंध्यावंदनादिः स्थूलो धर्मः। शास्त्रपारगतैः पंडितैरेव बोद्धुं योग्य इतरेषामधर्मभ्रांतिविषयो द्रौपदीविवाहादिः सूक्ष्मो धर्म॥ (= ધર્મ બે જાતનો છે સ્થૂલ અને સૂક્ષ્મ, મંદમતિવાળાઓ પણ સ્હેલાઈથી સમઝી શકે એવાં શૌચ, આચમન, સંધ્યાવંદનાદિ, તે સ્થૂલ ધર્મ છે. શાસ્ત્રપારંગત પંડિત તેને સમઝવા યોગ્ય બીજાઓને અધર્મની ભ્રાંતિ થાય એવા વિષય—દ્રૌપદી વિવાહાદિ—સૂક્ષ્મ ધર્મ છે.) પરાશર ઉપરની સાયણની ટીકા મેળવો. (બોડલીઅનપ્રતિ ૧૭૨, ૧૭૩). અન્ય વાક્ય કુમારિલનું પણ છે, કે—यौवनस्थैव कृष्णा हि वेदिमध्यात्समुत्थिता। सा च श्रीः श्रीश्च भूयोभिर्भुज्यमाना न दुष्यति। (= યૌવનની કૃષ્ણા પણ વેદિમાંથી ઉત્પન્ન છે, અને તેજ લક્ષ્મી છે, તથા લક્ષ્મી બહુથી ભુક્ત છતાં દૂષિત નથી.

પાંડુરાજા બે પત્નીને પરણેલા હતા એ વાત પણ બ્રાહ્મણોના નિયમથી વિરુદ્ધ હતી. કાયદો બહુ.ભાર્યા કરવાને અટકાવતો તો નથી, પણ બીજાં લગ્નને કાયદો સ્વીકારતો નથી, અને પતિના મરણથી પતિની સાથે બળવાનો હક પહેલી પત્નીનેજ છે, અને પત્નીએ પતિ ભેળું બળવું જ જોઈયે, એ નિયમથી બીજી પત્નીને બાધ આવે છે, માટે તે કાયદેસર પત્ની ગણાતી નથી. પ્રાચીન કાવ્યોમાં આ પ્રસંગનાં વાક્યો અત્યંત ધ્યાનમાં લેવા યોગ્ય છે. બ્રાહ્મણી નિયમોમાં ઘણા સારા લોકોએ ફેરફારો કરેલા છે, એમ એ ઉપરથી દેખાય છે. બેશક એમ તો દેખાય છે કે પ્રાચીનકાળમાં ભરતખંડમાં પણ ભરવાડની અવસ્થામાંથી કૃષિકારની અવસ્થામાં જતા લોકોમાં બહુ સ્ત્રી કરવાની રીતિ પ્રવર્તતી હતી. હીરોડોટસ્ (૫-૫) માં આપણે વાંચિયે છિયે કે થ્રેશિયન લોકોમાં એ રીતિ હતી કે પુરુષના મરણ પછી તેની અત્યંત પ્રિયમાં પ્રિય પત્ની કેઈ હતી તેને શોધીને તેનો તેની કબર ઉપર હોમ કરતા હતા. ગેટી ( Getae ) લોકોમાં પણ એજ રિવાજ હતો. એમ મેલા ( Mela ) કહે છે (૨-૨). હીરોડોટસ્ (૪-૭૧) એવીજ હકીકત સ્કીથિયન અને ગ્રીક લોકોમાંના પૈસાનિયનો (૫-૨) માટે આપે છે, અને વળી ટ્યૂટોનિક દંતકથામાં પણ એવા દાખલાઓ મળી આવે છે. (જુઓ Grimm's History of the German Language, p. 139 ) આવાજ પ્રસંગનો દાખલો મહાભારતમાં પણ છે. કે પાંડુના મરણથી તેની પ્રથમ સ્ત્રી કુંતી નહિ, પણ તેની અત્યંત પ્રિય પત્ની માદ્રી પતિ સાથે બળી મરણ પામી હતી. ધર્મવ્યતિક્રમના બીજા પણ દાખલાઓ છે કે—कृष्णद्वैपायनस्य गृहीतनैष्ठिकब्रह्मचर्यस्य विचित्रवीर्यदारेष्वपत्योत्पादन प्रसंगः ॥ युधिष्ठिरस्य कनीयोनिर्जितभ्रातृजायापरिणयन ॥ वासुदेवार्जुनयोर्निषिद्धमातुलदुहितृरुक्मिणीसुभद्रापरिणयन ॥ (=નૈષ્ઠિક બ્રહ્મચારી કૃષ્ણ દ્વૈપાયને વિચિત્રવીર્યની દારાઓને વિષે અપત્ય ઉત્પન્ન કર્યાનો પ્રસંગ. યુધિષ્ઠિર ન્હાનાભાઈની જાયાને પરણેલા. વાસુ દેવ અને અર્જુન મામાની પુત્રી રુક્મિણી તથા સુભદ્રાને પરણેલા હતા. (કુમારિલ ભટ્ટ.)

આવી જ ટીકા રામાયણને પણ લાગૂ થાય છે. આ બીજા કાવ્યમાં પણ આપણે જોઈયે છિયે કે છેવટના કર્ત્તાઓ આની છૂટથી ચમકીને વિશેષ બ્રાહ્મણી નિયમો પાળવા તરફ વળતા દેખાય છે. રાજા દશરથે બ્રાહ્મણના પુત્રને મારી નાંખ્યો એ ગુનોહ કહેવાય અને બ્રાહ્મણી નિયમ પ્રમાણે તો તે ભયંકર ગુનોહ છે, અને કોઈ પણ પ્રાયશ્ચિત્તથી તેથી મુક્ત થવાય તેમ નથી. (મનુ, ૮-૩૮૧ જુવો—"બ્રહ્મહત્યાથી મ્હોટો ગુનોહ પૃથ્વી ઉપર છેજ નહિ, એટલા માટે, રાજાએ પણ બ્રાહ્મણને મારી નાંખવાનો વિચાર પણ કરવો જોઈયે નહિ." ) આનો ખુલાસો એમ કરવામાં આવેલો છે કે મરનાર શૂદ્ર સ્ત્રીનો પુત્ર હતો, પણ મરણભયથી છૂટવા માટે તેણે બ્રાહ્મણ પુત્ર હોવાનું કહ્યું હતું. આવો જ સંબંધ રામ અને પરશુરામનો પણ છે. પરશુરામ બ્રાહ્મણે તમામ ક્ષત્રિયોનો નાશ કરેલો છે તેને માન આપીને પોતાના નાયક રામ, જે ક્ષત્રિય હતા તેની ચઢતી બતાવેલી છે.

પોતાની ખાસ પવિત્રતાને લીધે વૈદિક શાસ્ત્રમાં પાછળના બ્રાહ્મણોના સુધારાનો ફેરફાર થયેલો નથી, એ સુભાગ્યની વાત છે. તેમાં પ્રથમથી જ ભારતીઓની બુદ્ધિ, ધર્મ, અને નીતિ સંબંધી વર્તણૂકોની વિવિધતા, ભરતખંડની ભૂગોળ અને દૈશિક સ્થિતિની વિવિધતાના જેવી જ છે. આપણે ગ્રીસ દેશ તરફ દૃષ્ટિ કરીયે છિયે તો એટલા ન્હાના સરખા દેશમાં

પણ સ્થાનિક પૂજા, કથા, અને રીતિ રિવાજોમા મહાન્ વિવિધતા જોવામા આવે છે. પછી તુરત જ આપણી આખ ભરતખડના નકશા તરફ ફેરવીશુ, તો પર્વતોની હારો તથા નદીઓથી તે રક્ષિત માલમ પડે છે, તે ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે, એવા દેશના પ્રાચીન જમાનાઓનુ પ્રદર્શન પાછળના બ્રાહ્મણોની કથાઓને લીધે તેનાઅસલ ખરા સ્વરૂપમાં થઇ શકવુ ન જોઇયે, કેમકે હાલના હિંદુઓના કાવ્યો અને પુરાણોમા એકજ જાતનો રગ મેળવી દીધેલો સ્પષ્ટ દેખાય છે આ સાર્વત્રિક મળતાપણું કૃત્રિમતાનું પરિણામ જ સંભવે છે, પણ કુદરતી અને બેગનગરનું તો નથી સભવતું. બેશક, એતો બ્રાહ્મણો પોતે પણ કબૂલ કરે છે કે, ભરતખડના ભિન્ન ભિન્ન ભાગોમા ભિન્ન ભિન્ન રીતિ રિવાજો પ્રસ્રત છે, અને તેમનું વળણુ જે સર્વમા એક પદ્ધતિરચનતું—અને ખરૂં કહિયે તો સર્વમા બ્રાહ્મણી પદ્ધતિ દાખલ કરવાતુ—છે, તે છતા તેમણેએ વિવિધતામાની કેટલીકને મન્જુર પણ રાખેલી જણાય છે. દાખલા તરીકે વેદના પરિશિષ્ટ ભાગરૂપ શ્રૌતસૂત્રો તપાસિશુ તો આખા ભરતખડમા યજ્ઞ કર્મ પદ્ધતિ એક સરખી પ્રવર્તાવવાનો પ્રયત્ન દેખાય છે, અને તેમ છતાં તેમા કેટલીક પ્રાચીન પદ્ધતિઓની દતકથિત સ્વરૂપના દેખાય છે, આ પ્રમાણે વિશેષે કરીને ઉપવીત સસ્કાર, લગ્નવિધાન, ઇત્યાદિ કર્મોમા દેખાય છે આમ નિત્યકર્મના ગૃહ્યસૂત્રોમા દેખાય છે શ્રૌતસૂત્રો કરતા ગૃહ્યસૂત્રોમા વધારે પ્રાચીન પદ્ધતિનુ દર્શન થાય છે આ ગૃહ્યગ્રન્થમાની અંદર નિયમ તરીકે પ્રત્યેક માણસને પોતાના કુટુબની રીતિને વળગી રહેવાનુ સૂચવેલું છે, તોપણ એ રીતિઓ બ્રાહ્મણોને અસમત તો નહિ હોવી જોઇયે

દાખલા તરીકે પારસ્કર–ગૃહ્યસૂત્રોની ટીકામા કહેલુ છે કે, સ્વકુટુબ (શાખા) ની પદ્ધતિ છોડીને અન્ય શાખાના કર્મો કરવામા દોષ છે शाखांतरीयकर्मकरणे दोषमाह वसिष्ठ ॥ न जातु परशाखोक्तं बुध कर्म समाचरेत् । आचरन्परशाखोक्तं शाखारण्ड स उच्यते ॥ य स्वशाखोक्तमुत्सृज्य परशाखोक्तमाचरेत् । अप्रमाणमृषिं कृत्वा सोऽन्धतमसि मज्जते । स्मृत्यंतरेऽपि॥ स्वकर्म पर्युत्सृज्य तु यदन्यत्कुरुते नरः । अज्ञानादथवा लोभात्स हत पतितो भवेत् ॥ छंदोगपरिशिष्टेऽपि ॥ स्वशाखाश्रयमुत्सृज्य परशाखाश्रयं तु य । कर्तुमिच्छति दुर्मधा मोघं तस्यचयत्कृतं ॥ (= શાખાતરીય કર્મ કરવામા વસિષ્ઠ દોષ કહે છે 'ડાહ્યા પુરુષે અન્યશાખોક્ત કર્મ કરવા નહિ જોઇયે, એમ જે કરે છે તે સ્વશાખાનો ચોર કહેવાય છે જે કોઈ સ્વશાખાના નિયમોનો ત્યાગ કરે છે અને બીજાનાને ગ્રહણ કરે છે, તે અધતમસમા પડે છે, કેમકે પવિત્ર ઋષિનુ તે અપ્રમાણ કરે છે " સ્મૃત્યંતરમા પણ કહેલુ છે કે, " જે પુરુષ સ્વકર્મનો ત્યાગ કરે છે અને બીજાના કરે છે—પછી તે અજાણતા કે જાણીને—પણ તેનું પતન થાય છે અને તે નાશ પામે છે " વળી છદોગના પરિશિષ્ટમા પણ કહેલુ છે કે, "જે મૂર્ખ સ્વશાખાનું અનુસરણ કરતો બધ પડે છે અને બીજાનું કરે છે, તેનુ તે કર્મ નિષ્ફળ છે.")

જે પ્રસંગમા ખાસ નિયમ બતાવવામા આવેલો ન હોય અને અમુક ગૃહ્યકર્મો કરવાના હોય, તેમા માત્ર અન્યશાખાનું ગ્રહણ યોગ્ય કહેલુ છે स्वशाखानुक्तमप्यविरुद्धं परशाखोक्त ग्राह्य ॥ तथाच कात्यायन ॥ यन्नाम्नातं स्वशाखाया परोक्तमविरोधि च । विद्वद्भिस्तदनुष्ठेयमग्निहोत्रादि कर्मवत् ॥ सूत्रांतरानुक्तमपि स्मृत्युक्तं ग्राह्य ॥ (= સ્વશાખામા કહેલ ન હોય છતા

તેથી અવિરુદ્ધ હોય તો પરશાખોક્ત પણ ગ્રાહ્ય છે, તેને માટે કાત્યાયન કહે છે કે, " જે નામ વડે સ્વશાખામાં પરોક્ત પણ અવિરોધી કહેલું હોય, તે અગ્નિહોત્રાદિ કર્મની પેઠે વિદ્વાનોએ અનુષ્ઠવું. અન્યસૂત્રોમાં કહેલું પણ સ્મૃત્યુક્ત હોય તે ગ્રાહ્ય છે.")

આ ગૃહ્યકર્મો બ્રાહ્મણી નિયમોથી સ્વીકૃત છે તોપણ જે આધાર ઉપર એ કર્મો રચિત છે તે આધાર બ્રાહ્મણોની પવિત્ર શ્રુતિમાં જણાતો નથી પણ સ્મૃતિમાં છે, અને તેની ઐતિહાસિક અગત્ય અત્ર બતાવીશું. દેશ તથા ગ્રામોનાં કર્મોના સંબંધમાં એટલું તો ખરૂં જ છે કે તેમનો પાયો બ્રાહ્મણી સત્તારૂપ નથી એટલુંજ નથી, પણ તેનાથી વિરુદ્ધ પણ છે. તોપણ બ્રાહ્મણી નિયમ પોતાથી સામાન્ય રીતે વિરુદ્ધ ન હોય તેવી બાબતોને મંજુર રાખે છે. આ પ્રમાણે આશ્વલાયન પોતાના ગૃહ્યસૂત્રોમાં કહે છે કે—" હવે દેશો અને સ્થળોનાં કર્મો બેશક વિવિધ છે. લગ્નપ્રસંગમાં તે જાણવાં યોગ્ય છે, પરંતુ અમે સામાન્ય કર્મો વર્ણવીશું. (= अथ खलूच्चावचा जनपदधर्मा ग्रामधर्माश्च तान्विवाहे प्रतीयाद्यत्तु समान तद्वक्ष्यामः॥ આશ્વ. શ્રૌ. ૧-૭)."

અત્ર ટીકાકાર વધારે છે કે—" દેશાદિનાં કર્મો અને ખર્ચ અમે કર્મો વચ્ચે જો કંઈ વિરોધ હોય, ત્યાં અમે જે કહિયે તે કર્મ કરવા, પણ દેશનાં ન કરવાં. અમે જે કહીશું તે સામાન્ય નિયમ છે, એમ અમારૂં કહેવું છે. દાખલા તરીકે, વૈદેહોમાં વ્યવાય એકદમ દેખાય છે પરંતુ ગૃહ્યકર્મોમાં બ્રહ્મચર્ય વિહિત છે; એટલા માટે એમાં શક નથી કે, ગૃહ્ય અને દૈશિક નહિ એવાં કર્મો કરવાના છે. (= जनपदादि धर्माणा वक्ष्यमाणानां धर्माणांच विरोधे सति वक्ष्यमाण धर्ममेव कुर्यान्नजनपदादिधर्ममिति । यद्वक्ष्यामस्तत्सर्वत्र समानमित्येवार्थः ।' वैदेहेषु सद्य एव व्यवायो दृष्टः। गृह्येषु तु ब्रह्मचर्य विहित। तत्र गृह्योक्तमेव कुर्यान्न देशधर्ममिति सिद्ध॥)"

ગૌતમનાં સૂત્રોમાં પણ એવું જ બતાવેલું દેખાય છે. વેદો, વેદાંગો, શાસ્ત્રો, અને પુરાણોમાં કથિત રાજ્યવ્યવસ્થાની મહાજ્ઞાઓ બતાવ્યા પછી કહેલું છે કે (અધ્યાય ૨, સૂત્ર ૨૦), જ્યાં દેશો, વર્ગો, અને કુટુંબોનાં કર્મો વેદવાક્ય ઉપર રચિત ન હોય, ત્યાં તેઓ—પણ કરવાં યોગ્ય છે, અને તેઓ શાસ્ત્રોથી વિરુદ્ધ તો નથી હોતા, જેવાં કે, મામાની પુત્રી સાથેના લગ્ન, ઇત્યાદિ.

ટીકાકાર હરદત્ત આ સ્થળે અમુક પ્રાંતોમાં પ્રચલિત નીચેની રીતિઓ કહે છે, કે જે વેદવિહિત નથી:—જ્યારે સૂર્ય મેષ રાશિમાં આવે છે ત્યારે યુવાન બાલાઓ જમીન ઉપર સૂર્ય ચીતરીને તેને રંગિત રજથી રંગે છે, અને સહવાર સાંઝ તેનુ પૂજન કરે છે, અને માર્ગશીર્ષ માસમાં તેઓ ગ્રામની આસપાસ સુંદર પોશાક પહેરીને ફરે છે, તથા તેમને જે જે બોરા મળે છે તે તે તેઓ દેવને અર્પણ કરી દે છે. જ્યારે સૂર્ય કર્કટમાં પૂર્વાફાલ્ગુનીમાં આવે છે ત્યારે તેઓ ઉમાનું પૂજન કરે છે, અને શાખા સહિત મગ અને લવણ વ્હેચે છે. જ્યારે સૂર્ય ષમાં ઉત્તરા ફાલ્ગુનીમાં (?) આવે છે ત્યારે તેઓ શ્રીદેવીનું પૂજન કરે છે.

પણ સ્થાનિક પૂજા, કથા, અને રીતિ રિવાજોમાં મહાન્ વિવિધતા જોવામાં આવે છે. પછી તુરત જ આપણી આખ ભરતખંડના નકશા તરફ ફેરવીશું, તો પર્વતોની હારો તથા નદીઓથી તે રક્ષિત માલમ પડે છે, તે ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે, એવા દેશના પ્રાચીન જમાનાઓનુ પ્રદર્શન પાછળના બ્રાહ્મણોની કથાઓને લીધે તેનાઅસલ ખરા સ્વરૂપમાં થઇ શકવું ન જોઇયે, કેમકે હાલનાં હિંદુઓનાં કાવ્યો અને પુરાણોમાં એકજ જાતનો રંગ ભેળવી દીધેલો સ્પષ્ટ દેખાય છે. આ સાર્વત્રિક મળતાપણું કૃત્રિમતાનુ પરિણામ જ સંભવે છે, પણ કુદરતી અને ભેગવગરનુ તો નથી સભવતું. બેશક, એતો બ્રાહ્મણો પોતે પણ કબૂલ કરે છે કે, ભરતખંડના ભિન્ન ભિન્ન ભાગોમાં ભિન્ન ભિન્ન રીતિ રિવાજો પ્રચલત છે, અને તેમનું વળણ જે સર્વમા એક પદ્ધતિરચનનુ—અને ખરૂં કહિયે તો સર્વમાં બ્રાહ્મણી પદ્ધતિ દાખલ કરવાનુ—છે, તે છતા તેમણે એ વિવિધતામાની કેટલીકને મન્જુર પણ રાખેલી જણાય છે. દાખલા તરીકે વેદના પરિશિષ્ટ ભાગરૂપ શ્રૌતસૂત્રો તપાસિશું તો આખા ભરતખંડમા યજ્ઞ કર્મ પદ્ધતિ એક સરખી પ્રવર્તાવવાનો પ્રયત્ન દેખાય છે, અને તેમ છતાં તેમાં કેટલીક પ્રાચીન પદ્ધતિઓની દંતકથિત સ્વરૂપના દેખાય છે, આ પ્રમાણે વિશેષે કરીને ઉપવીત સરકાર, લગ્નવિધાન, ઇત્યાદિ કર્મોમાં દેખાય છે આગ નિત્યકર્મના ગૃહ્યસૂત્રોમાં દેખાય છે શ્રૌતસૂત્રો કરતા ગૃહ્યસૂત્રોમા વધારે પ્રાચીન પદ્ધતિનુ દર્શન થાય છે. આ ગૃહ્યકર્મોની અંદર નિયમ તરીકે પ્રત્યેક માણસને પોતાના કુટુબની રીતિને વળગી રહેવાનું સૂચવેલું છે, તોપણ એ રીતિઓ બ્રાહ્મણોને અસમત તો નહિ હોવી જોઇયે.

દાખલા તરીકે પારસ્કર–ગૃહ્યસૂત્રોની ટીકામા કહેલુ છે કે, સ્વકુટુબ (શાખા) ની પદ્ધતિ છોડીને અન્ય શાખાના કર્મો કરવામા દોષ છે शाखातरीयकर्मकरणे दोषमाह वसिष्ठ ॥ न जातु परशाखोक्त बुध कर्म समाचरेत्।आचरन्परशाखोक्त शाखारण्ड स उच्यते ॥ य स्वशाखोक्तमुत्सृज्य परशाखोक्तमाचरत् । अप्रमाणमृषि कृत्वा सोन्धितमसिमज्जते । स्मृत्यतरेपि॥ स्वकर्म पर्युत्सृज्य तु यदन्यत्कुरुतनरः। अज्ञानादथवा लोभात्स हत पतितो भवेत् ॥ छदोगपरिशिष्टेऽपि ॥ स्वशाखाश्रयमुत्सृज्य परशाखाश्रय तु य । कर्त्तुमिच्छति दुमधा मोघ तस्यचयत्कृत ॥ (= શાખાતરીય કર્મ કરવામા વસિષ્ઠ દોષ કહે છે. "ડાહ્યા પુરુષે અન્યશાખોક્ત કર્મ કરવાં નહિ જોઇયે, એમ જે કરે છે તે સ્વશાખાનો ચોર કહેવાય છે. જે કોઈ સ્વશાખાના નિયમોનો ત્યાગ કરે છે અને બીજાનાને ગ્રહણ કરે છે, તે અંધતમસ્મા પડે છે, કેમકે પવિત્ર ઋષિનુ તે અપ્રમાણ કરે છે" સ્મૃત્યંતરમા પણ કહેલું છે કે, "જો પુરુષ સ્વકર્મનો ત્યાગ કરે છે અને બીજાના કરે છે—પછી તે અજાણતા કે જાણીને—પણ તેનું પતન થાય છે અને તે નાશ પામે છે." વળી છદોગના પરિશિષ્ટમા પણ કહેલુ છે કે, "જે મૂર્ખ સ્વશાખાનું અનુસરણ કરતો બધ પડે છે અને બીજાનું કરે છે, તેનુ તે કર્મ નિષ્ફળ છે.")

જે પ્રસંગમા ખાસ નિયમ બતાવવામા આવેલો ન હોય અને અમુક ગૃહ્યકર્મો કરવાના હોય, તેમા માત્ર અન્યશાખાનું ગ્રહણ યોગ્ય કહેલું છે स्वशाखानुक्तमप्यविरुद्ध परशाखोक्त ग्राह्यं ॥ तथाच कात्यायन. ॥ यन्नाम्नात स्वशाखाया परोक्तमविरोधिच । विद्वद्भिस्तदनुष्ठेयमग्निहोत्रादि कर्मवत् ॥ सूत्रातरानुक्तमपि स्मृत्युक्त ग्राह्य ॥ (= સ્વશાખામા કહેલ ન હોય છતાં

चतुर्वेदी च यो विप्रो वासुदेवं न विंदति ।
वेद भारमयाक्रांतः स वै ब्राह्मण गर्दभः ॥
तस्माद्वैष्णवत्वेन ब्राह्मण्यादि विहीयते ।
वैष्णवत्वेन संसिद्धि लभते नात्र संशयः ॥
नारायणं परं ब्रह्म ब्राह्मणाना हि दैवतं ।
सोमसूर्यादयो देवाः क्षत्रियाणा विशामपि ॥
शूद्रादीना तु रुद्राद्या अर्चनीयाः प्रयत्नतः ।
यत्ररुद्रार्चनं प्रोक्तं पुराणेषु स्मृतिष्वपि ॥
तद्ब्रह्मण्यविषयमेवमाह प्रजापतिः ।
रुद्रार्चनं त्रिपुंड्रं च पुराणेषु च गीयते ॥
क्षत्रविट्शूद्रजातीना नेतरेषा तदुच्यते ।
तस्मात् त्रिपुंड्र विप्राणा न धार्यं मुनिसत्तमाः ॥

અર્થ:—"ચાર વેદ જાણનાર બ્રાહ્મણ જો વાસુદેવને મેળવતો નથી, તે વેદના ભારથી લાદેલો બ્રાહ્મણનો ગર્દભ છે. એટલા માટે, માણસ વૈષ્ણવ ન થાય તો જેનું બ્રાહ્મણત્વ નષ્ટ થાય છે, વૈષ્ણવ થવાથી તે બેશક પૂર્ણતા મેળવે છે. કારણ કે, નારાયણ (વિષ્ણુ) પરબ્રહ્મ તથા બ્રાહ્મણોનું દૈવત છે; સોમસૂર્યાદિ અન્ય દેવો ક્ષત્રિયોના તથા વૈશ્યોના દેવો છે; અને રૂદ્રાદિદેવોનું પૂજન શૂદ્રો કરે છે. જ્યારે પુરાણો અને સ્મૃતિઓમાં રુદ્રપૂજન કહેલું હોય ત્યારે તે બ્રાહ્મણને માટે કહેલું નથી, એમ પ્રજાપતિ કહે છે. રુદ્ર પૂજન અને ત્રિપુંડ્ર પુરાણોમાં કહેલાં છે તે માત્ર ક્ષત્રિયો, વૈશ્યો, અને શૂદ્રોને માટે છે, પણ બીજા માટે નથી. એટલા માટે હે ઉત્તમ મુનિઓ, બ્રાહ્મણોએ ત્રિપુંડ્ર કરવાનું નથી."

ચમનરાય શિવશંકર વૈષ્ણવ,

---

# પાશ્ચાત્ય કેલવણીની હિન્દુસ્તાનમાં ઇતિહાસપર થયેલી અસર

## ૧

### ભારતવર્ષમાં ઇતિહાસ નહિ રચાવાનાં મુખ્ય કારણો.

પાશ્ચાત્ય સુધારાના સંસર્ગથી અર્વાચીન આર્યાવર્તને અનેક લાભો થયા છે, તેમા ખસુસ કરી, સેકડો વર્ષથી કુંભકરણની ધાડી નિંદ્રામાં લસલસાટ ઘોરતા ભરતખંડમાં, જેનો કેટલાક દુષ્ટ હાનિકારક અનિવાર્ય સંજોગોના પરિણામે વિલુપ્ત થઇ જવા ભય સંભવતો હતો, તે દૂર કરી, લોકને જાગ્રત બનાવી, ચોમેર ચલવલ ફેલાવી, ઉત્સાહસહિત ઉત્તેજન આપી કાર્યમાં પરોવ્યા છે, એ મુખ્ય છે.

'. જુના રીત રિવાજ અને રહેણી કરણી પલટાઇ જઇ, આપણા વિચાર અને આચરણમાં મહાન્ ફેરફાર માલુમ પડે છે. ઘણી કોમો ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓમાં ગુંથાઇ ગઈ છે અને 'વિચાર-બળ' એ નામની એક નવીન શક્તિ—દેવી—દેશમાં ઉદ્ભવી છે. આપણે આપણું હિત સમજતા થઈ, સારાસાર પરખતા શીખી, પ્રજામા દેશત્વનાં બીજ રોપ્યા છે.

પાછલી કડુતા અને વૈરભાવ વીસરી જઇ, બંગાલી અને દક્ષિણી, ગુજરાતી અને પંજાબી, હિન્દુ અને મુસલમાન વિગેરે જાતિઓ કોન્ગ્રેસ પ્લેટફોર્મપર દેશોન્નતિ અર્થે દૂર દેશાવરોમાથી એક સ્થળે એકત્ર થઇ, એકમેકના પરિચયમાં આવી, ભ્રાતૃભાવ વધારી, સ્નેહ બાંધે છે અને ઐક્યના અંકુરો દૃઢ મજબુત કરે છે. બે શબ્દોમા બોલીએ તો દેશોદયના શુભ ચિહ્નો આકાશમાં આઠાં છવાયલા નજરે પડે છે અને ભવિષ્ય સારૂ આશાજનક ઉજ્જ્વલ સુખરૂપ નિવડશે એમ ઉદ્બોધે છે. જાપાનનુ દૃષ્ટાંત આપણી સમક્ષ છે. આ રૂડા પ્રતાપ, હિન્દુસ્તાનના ઇગ્લાંડ સાથેના સંબંધ અને સહેવાસ અને ઇંગ્રેજી કેલવણીના.

હિન્દુસ્તાનના ઇતિહાસના અભ્યાસકોને એ વાત તો વિદિત હશે કે બ્રિટિશ રાજ્ય સ્થપાયા પૂર્વેના છસો વર્ષમા, હિન્દુ પ્રજાની માનસિક શક્તિ સાવ બહેર મારી જઇ, બુદ્ધિ નિસ્તેજ હતી અને સાહિત્યવિકાસ, મંદ, જુજ નજેવો હતો. આ કામમાં બહુ થોડા વિદ્વત્તાભરેલા વિચારશીલ ગ્રંથો પ્રસિદ્ધ થયેલા જોશો. પણ તે પછીના આપણો અહેવાલ તપાસો. ટુંક સમયમા શાંત અને સાદી પ્રકૃતિની ધર્મ કર્મમાં મચી રહેનારી, એકમાર્ગી આર્ય પ્રજાનું સ્વરૂપ ફેરવાઇ જઇ, તેની સ્થિતિ-ગતિ-ભેદભરેલી, જાદુઇ, હેરત પમાડનારી નિહાળશો; અને સ્થાયી અને જડ મનાતો પૂર્વ દેશ, પશ્ચિમના પ્રકાશથી, નવીન ચેતનના વેગથી, કઇ જુદી પ્રતિની જાગૃતિ અને ચંચલતાથી ઉછળતો નજરે પડશે. પ્રસિદ્ધ એંગ્લો ઇંડિયન નવલકથાકાર અને કવિ મી. રૂડીયાર્ડ કિપ્લીંગ પોતાના એક કાવ્યના * અંતમાં જણાવે

* "East is East and West is West
And never the twin shall meet"

નવાઇની વાત છે કે "નોબેલ પ્રાઇઝ' એ નામનું ઉમદા ભારે ઇનામ કે જેનો ઉદ્દેશ

છે કે પૂર્વ અને પશ્ચિમની પ્રજા સદા નીરાળી રહી, કદીપણ એકત્ર થશે નહિ પણ સુભાગ્યે હાલ તે કથન–સિદ્ધાંત–ખોટા ઠર્યા છે અને બે ખંડ વચ્ચેનો વ્યવહાર સારી રીતે મિત્રાચારીના સંબંધથી જોડાઇ, ચાલુ છે. આપણી આધુનિક સ્થિતિનું ચિત્ર અને બે પ્રજા વચ્ચેના પરિચયનો કંઇક ખ્યાલ–ચિતાર–મરહુમ ઇંગ્રેજ રાજ્યકવિ ટેનિસનની નીચલી પંક્તિમાં યથાસ્થિત દોરાયલો જણાશે:—

—East and West without a breadth
Mint their dim lights, like Life and Death
To broaden into boundless day."

અડધી સદીના સહેવાસમાં જે કંઇ સાધારણ જ્ઞાન પ્રાપ્ત કરવા આપણે ફતેહમંદ થયા છીએ, એ પરિણામ–ચમત્કાર–પાશ્ચાત્ય વિદ્યાની વિવિધ શક્તિના.

ઇંગ્રેજી રાજ્ય રીતિની છાપ, આપણા મનપર સચોટ અસરકારક પડી છે અને ઇંગ્રેજી કેળવણીના પ્રભાવે, આપણી બુદ્ધિ ખીલી, વિકાસ પામી, પરિપકવ સ્થિતિએ પહોંચવા સંભવ છે. છેલ્લા પચાસ વર્ષમાં આપણા સાહિત્યમાં પુષ્કળ વધારો થયે છે અને ઇતિહાસ, નવલકથા (આધુનિક રૂપમાં) પ્રાચીન શોધખોળ અને પ્રાણિવિજ્ઞાનની જુદી જુદી શાળાઓ સાહિત્યપ્રદેશમાં તદન નવીન છે. *

ઇંગ્રેજી અભ્યાસ વડે પશ્ચિમના ઇતિહાસથી વાકેફ થઇ, આપણે પ્રજા શું ચીજ છે અને સુધરેલા દેશોમાં તેની કેવા પ્રકારની સત્તા અને કેવી હકુમત છે એ જાણ્યુ છે. વળી પાશ્ચાત્ય જાતિઓએ પોતાનુ જોર જમાવવા, હકો મેળવવા જે જે આફતો ઉઠાવી, મુસીબતો અને અડચણો વેઠી, આત્મભોગ આપી, પોતાની વાજબી લડતોમાં, હિમ્મત અને મરદાઇથી, જુલમી અને અન્યાયી પાદશાહોથી વઢી, તેઓને શાસન આપી, પદભ્રષ્ટ કરી, ગંભીર પ્રસંગે ફાંસી દઇ, પોતાનો જય મેળવી, આખરે ઉંચી અને માનવંતી પદવી પ્રાપ્ત કરી છે, તે તે ઐતિહાસિક બાબતો અને તેઓના પ્રજા સત્તાક રાજ્યો અને પ્રતિનિધીના સિદ્ધાંતોથી રચાયેલી સંસ્થાઓનુ આપણને જ્ઞાન થયું છે.

ભરતભૂમિમાં સંસ્કૃત સાહિત્ય અતિ વિશાળ અને ભરપૂર છે અને તેમાં ધર્મ, શીલસુરી, ન્યાય, કાવ્ય નાટક આદિના ગ્રંથો અસંખ્ય છે. સંસ્કૃત સાહિત્ય આટલું બધુ ખેડાયલુ હોવા છતાં વિચિત્ર વાત એ છે કે તેમાં ઇતિહાસનાં પુસ્તકો બિલકુલ દેખાતા નથી.

---

દુનિયામાં સુલેહ સંપ ફેલાવી, ભાઇચારો વધારવાના સાધનો ઉત્પન્ન કરવાનો છે તે આવા ગૃહસ્થને આપવામાં આવેલુ રૂટર જણાવે છે. મુંબઇના એંગ્લો-ઇંડીયન છાપાએ આ સામે પોતાનો અણગમો પ્રદર્શિત કરી, જે સખ્ત ટીકા કરી છે તે યોગ્ય અને વાજબી છે.

* સરખાવો—આપણા ઇતિહાસાનુરાગ તથા ચરિત્રાનુરાગ, પાશ્ચાત્ય સાહિત્યના સંસ્કારથી ઉત્તેજીત થયા છે એ નિર્વિવાદ છે. કૈ. વિ. મ્હેતા. ("–ગૌરીશંકર ઓઝાનું ચરિત્ર–")

"From the Mahabharata or Great War to Abaunder's invasion and from that great event to the era of Mahmud Ghizni scarely a paragraph of pure native Hindu history has hitherto been revealed to the curiosity of Western scholars"†

પ્રશ્ન ઘણો મુશ્કેલ ગુચવણ ભરેલો છે. આપણી માનતા જુદાજ પ્રકારની છે. આ હકિકત સાંભળીને ચમકીએ તે ખોટું નથી. સંસ્કૃત સાહિત્યના સુંદર રમણીય વનમાં, આ વેરાન બિયાબાન કયાંથી? શું પ્રાચીન ઋષિ મુનિઓ, જેઓએ વિવિધ ગ્રંથો, અને શાસ્ત્રોમાં લખ્યા છે, તેઓ ઐતિહાસિક વૃત્તાંતો લખવા અશક્ત હતા? અથવા શું તેઓ આ બાબત તરફ જાણી બુજીને બેદરકાર હતા? આ એક વિચારવાની, મનન કરવાની વાત છે. તેનુ નિરાકરણ કરવું એ આપણું કર્તવ્ય છે.

આર્યદેશ, જે વિદ્યા અને ફીલસુફી સારૂ વિખ્યાત છે, જેનાં ધર્મપુસ્તકો સંપૂર્ણ છે અને જે એક સમયે સર્વ હુન્નર કલા સંપાદન કરી, ઉન્નતિના ઉંચે શિખરે પહોંચ્યો હતો, તે સ્થળમા ઇતિહાસ રચાયો નથી એ પણ અદ્દ્ભુત અજાયબ કથા છે. આ બનાવ શાથી બન્યો, તેના સબબો શોધી કાઢવાની ખાસ આવશ્યકતા છે. કેમકે પાશ્ચાત્ય વિદ્વાનો ખરી સ્થિતી સમજ્યા વિના, અનેક તર્ક વિતર્ક ગોઠવી, કંઇ કઇ ઉટંગો રચી, આપણુને કફોડી હાલતમાં મેલી, કેટલીકવાર તિરસ્કારયુકત હાસ્ય કરી, મશ્કેરી કરે છે.* વાસ્તે આ બાબતમાં

† Tod's Rajashtan Vol I.

* આ સબન્ધે એક તાજેજ દાખલો, જે હાલ અમરા વાંચવામાં આવ્યો છે તે અત્રે નોંધીશું. લાહોર કૉલેજના માજી પ્રીન્સીપાલ મી. ઓમને, હિન્દુસ્તાના "યોગી, સંન્યાસી, વેરાગી અને સાધુઓ એ નામનો ગ્રંથ અથાગ મહેનત લઇ રચ્યો છે અને તેમાં પ્રથમ પ્રકરણના છેવટે ભારતવર્ષમા ઇતિહાસ નહિ લખવાના કેટલાંક વિચિત્ર વિનોદ ઉપજાવનારા કારણો દર્શાવેલા છે. તે એવો સિદ્ધાંત રચે છે કે મનુષ્ય યાતો પ્રજાપર અસહન સંકટ અથવા દેશવિટંબણા અને પીડા આવી પડવાથી, તેઓ જેમ સોય લોહચુંબક તરફ આકર્ષાય છે તેમ, પ્રભુપ્રીતિ તરફ દોરાઇ, જગનિયંતાની મદદ યાચી, પ્રાર્થના કરે છે અને તેના પરિણામે જ ભાગ્યેક બની સાધુત્વ પ્રાપ્ત થાય છે. એ તો દેખાયતુ ખુલ્લું છે કે જ્યાં સંસારજીવનનાં જરૂરી સાધનો મુશ્કેલ અને ઓછાં હોય છે અને સુખને સ્થાને દુઃખ દેખાય છે ત્યાં ધર્મબળ પ્રબળરૂપે પ્રકટી પ્રચલિત થાય છે. કેમકે જેઓ સુખી અને પૈસાદાર છે તેઓને તો અહિં સર્વ વૈભવ અને એશઆરામ છે. આપણામાં કહેવત છે કે "સુખે સોની અને દુઃખે રામ સાંભરે." પછી તે એમ સાબિત કરવા પ્રયત્ન કરે છે કે આર્ય પ્રજાને ઉત્તર પ્રાંતમાં પરદેશી રાજ્યોની સ્વારીથી, વિશાળ સપાટ ફળદ્રુપ પ્રદેશમાં જુલ્મી હાકેમોના ત્રાસને લીધે, તાવ, મરકી, દુષ્ટ દુકાળ આદિ વ્યાધિ અને ન્યાતિ કારણે, હવા અને દેશ સ્થિતિના પરિણામે, વનસ્પતિખોરાકની નબળાઇ અને ભાંગ ગાંજાની બુરી આદતો વિગેરેની ખરાબ અસરથી, બહુ દુઃખ સહેવાં પડ્યાં અને તેથી નાઉમેદ બની ગમગીન થયા. માનસિક નિરાશા ઉત્પન્ન થઇ અને વિચાર-પ્રવૃત્તિ વૈરાગ્યવૃતિ. તરફ વળી, સાધુ જીવનનો વિકાસ થયો.

ગળીયા બળદ માફક બેસી રહેવું ઉચિત નથી. આ કારણોની તપાસ કરવી એ આપણી મુખ્ય ફરજ છે. તેથી વાસ્તવિક સ્થિતિનું જ્ઞાન થશે. શંકાનું સમાધાન થઇ, આપણને સંતોષ મળશે.

સહેજસાજ અવલોકન કરતાં અમને અત્રે ઇતિહાસ નહિ લખાવાના નીચે દર્શાવેલાં ચાર મુખ્ય કારણો નજરે પડે છે. આ સમ્બન્ધે વિવેકપૂર્વક વાદવિવાદ અને ચર્ચા કરવા અમારી નમ્ર વિનતી છે. આથી ખરૂં રહસ્ય, છુપો ભેદ બહાર આવશે.

૧—પ્રથમ તો આર્ય પ્રજાપર એવો આક્ષેપ કરવામાં આવે છે કે તેઓ ધાર્મિક વિચારોમાં તલ્લીન બની, આત્મા, બ્રહ્મ, ઇશ્વર, આદિ દુર્ગટ વિકટ પ્રશ્નોનો નિર્ણય કરવા સદા તત્પર રહી, પોતાનો સર્વ કાળ તેમા ગુજારતા પારલૌકિક સુખ સાધવા પ્રયત્ન કરતા, ઐહિક વિષયોની ભોગ-તૃપ્તિની-સુખની-ઝાઝી ઇચ્છા નહિ રાખતા; આત્માની ઉન્નતિ અર્થે શરીરના બીજા વ્યવહારો ભુલી જતા તેથીજ તેઓએ આ દુનિઆના, પદાર્થોમાં, જેને તેઓ માયા સમજતા, તે તરફ બેદરકાર રહી, કંઇ લક્ષ આપ્યુ નહિ. પછી ઐતિહાસિક અહેવાલો અને વિપ્લવની કહાણીઓની ક્યા પરવા-પચાતી-રહી?

---

વળી આપણી 'ચાર આશ્રમ" વ્યવસ્થા તે આજ નિવૃત્તિમાર્ગનુ ફળ છે એમ સૂચવે છે; અને હિંદુ જીવન, બ્રહ્મચર્યથી સન્યસ્ત સુધી, બીખ અને કાયરતાપર રચાયલું માને છે. ટુંકાણુમા તેના કહેવાનુ તાત્પર્ય—હેતુ એ છે કે ભારતવાસીઓ પરાધીન પડવાથી, રાષ્ટ્રીય જીવન નષ્ટ થયુ અને સામાજીક જીવન, દુઃખ અને ચિંતાની નીકમાં વહેતુ. આનો ઇલાજ તેઓએ નિવૃત્તિમાર્ગમાં શોધ્યો અને પ્રભુપ્રેમમા ચિત્ત ચોટાડયુ. તેથી આર્યાવર્તમા સાધુઓનુ જોર અત્યંત છે.

"But this fact itself is the most impressive convincing and pathetic proof of their state of depression and hopelessness through long ages, since flourishing nations endued with energy, buoyed up with hope and enjoying reasonable liberty, never fail to hand down to admiring posterity, the record of their doings; while on the other hand, in gloomy periods of stagnation and oppression, not only is the healthy stimulus to the production of historical writings absent but there is also ever present a powerful deterrent in the dread of offending the oppressors which paralyses the hand of the would-be Historian"

અત્રે જણાવવાની જરૂર પડે તેમ નથી કે ઉપર દર્શાવેલા ઘણા ખરા મતો સાવ ખોટા છે, અને જેઓ આપણી ઉત્તમ ઉચ્ચ સંસ્થાઓ સંબંધી યોગ્ય માહતી મેળવવા, ઇચ્છતા હોય, તેઓને અમે સ્વર્ગસ્થ સાક્ષર ગોવર્ધનરામભાઇના 'ઇસ્ટ એન્ડ વેસ્ટ" માસિકમાં છપાયેલા લેખો વાંચવા ભલામણ કરીશુ, અને જે ગૃહસ્થો, આ કારણોના પુરાવા સહિત ટીકા વાંચવા ઇંતેજાર હોય, તેઓને વસન્ત ના ત્રીજા વર્ષના બારમાં અંકમાં દિગ્દર્શન જોવા આગ્રહ કરીશું.

"Absorbed in devout meditation on the divine nature or in profound speculations on the insoluble mystery of existence, they regarded with indifference or contempt the concerns of this transitory world, which they accounted as unreal, as a scene of illusion or to use their own expression as 'Maya'."§

જગતની જંજાળને તેઓ પ્રપંચી માનતા અને આ ક્ષણની દુનિઆ તરફ બહુ ગ્લાનિ રાખતા. ઐહિક સુખ તુચ્છ ગણતા, વિચારમાં નિમગ્ન રહી શાંત વૃત્તિમાં રહેવું એ મોજ માનતા આ સબબથી તેઓએ લય થતી, ક્ષણિક વસ્તુપર ધ્યાન આપવું ઉચિત વિચાર્યું નહિ. માટે જ તેઓએ રાષ્ટ્રિય બનાવો લખ્યા નથી. દાખલા તરીકે મહાન્ અલેકઝાંડરની હિંદુસ્તાનપરની સ્વારી તેવા મહત્વના ઐતિહાસિક બનાવ સબંધી, આપણા સંસ્કૃત સાહિત્યમાંથી ભાગ્યેજ કંઇક ઇસારો કે એંધાની મળી આવશે ગમે તેમ હો પણ આર્ય પ્રજાની આ રીતિનું શુભ પરિણામ એ નિપજ્યું કે તેથી 'ધર્મ, ફીલસુફી અને સાયન્સ વિગેરે વિધાના અનેક ગ્રંથો સંસ્કૃતમાં રચાયા

"

૭–બીજું કારણ આપણી જ્ઞાતિબંધન છે જ્ઞાતિની રૂઢિના પરિણામે, આપણા મુલકમાં જેને આપણે જાહેર જુસ્સો અને સ્વદેશપ્રીતિ કહીશું તે સમુળગા ઉદ્દભવ્યા નહિ પ્રજા ન્હાના ન્હાના વિભાગોમાં વહેંચાઇ ગઈ અને દરેક જાતિ પોતાના હિત સારૂ સાવચેત રહેતી સર્વે પોતાના રક્ષણની સભાળ રાખતા, બંધાયલા 'વાડા' બહાર નજર લબાવતા નહિ. આથી કુળાભિમાન અને જાતિભિમાનના ઝેરી મૂળીયા, જમીનમાં જબરજસ્ત જડ બંધાયા અને વિચારની પ્રણાલિકા બહુ સાંકડી અને સ્વાર્થી બની જ્યાં દેશદાઝ નહિ, જ્યાં ભ્રાતૃભાવ નહિ, ત્યાં સ્વદેશાભિમાનની શી આશા? ત્યાં ઉદાર, રાષ્ટ્રીય વિચાર અને આચાર કેમ? આખું જીવન કુળ કે કુટુંબના સાંકડા ચીલામાંથી પસાર થતું પછી રાજકીય પ્રવૃત્તિ ક્યાંથી આવે? આપણી અવનતિનું કારણ પણ એજ છે. પ્રજામાં સ્નેહ અને સંપની લાગણી નહિ હોવાથી આપણા ભુરા હાલ થયા છે અને માંહે માંહેના કુસંપ અને તકરારના ઝગડાથી આપસ્વાધીનતા ખોઇ બેઠા છીએ.

આ સિવાય બ્રાહ્મણ વર્ગની પણ કેટલીક ભુલો થઇ છે પ્રાચીનકાળમાં, બલ્કે આધુનિક સમય સુધી, તેઓ એકના વિદ્યાસંપાદન કરી શકતા. જનસમૂહનો મોટો ભાગ કેવળ અજ્ઞાન હતા. પ્રજાના નેતા અને રક્ષક તેઓ હતા તે છતા તેઓએ પોતાનું કર્તવ્ય બરોબર બજાવ્યું નહિ, સ્વાર્થની જાળમાં લપટાઇ જઇ, પોતાની સાચી ફરજ–ધર્મ–ચુકયા સત્તાના લોભમાં લલચાઇ, મોટી પડી જે કંઇ વૃત્તાંતો લખ્યા, તેમાં બહુ અતિશયોક્તિ વાપરી, અનેક ધાટાળા કર્યા. જેમ અર્વાચીનકાળમાં ખ્રિસ્તી ધર્મ રાષ્ટ્રીય ધર્મ તરીકે રાજા તરફથી સ્વીકારાયો છે તેમ પ્રાચીન ભારતવર્ષમાં, મહાન્ અશોકે, બુદ્ધધર્મનું પ્રતિપાલન કરી, પોતાના રાજ્યના દરેક પ્રાન્તમાં વિવિધ રીતે ફેલાવ્યો અને તેની આબાદી વધારી ઉન્નતિના ઉંચે શિખરે ચઢાવ્યો. કેટલાક કાળ સુધી વૈદિક ધર્મ પડતી સ્થિતિમાં રહ્યો, પણ બુદ્ધધર્મને રાજ્યમદદ ઓછી થતા, બ્રાહ્મણનું જોર–સત્તા–વધી અને બુદ્ધધર્મની ઉતરતી દશા

§ Mac Crindle Ancient India

બેસી, આખરે તે હિન્દુસ્તાનમાથી નષ્ટ થયો. પણ જનસમાજપર બુદ્ધધર્મના સિદ્ધાંતોની બહુ અસર. થઈ હતી અને ઘણે અશે તે લોકને પ્રિય અને રૂચતા હતો, તેથી સામાજીક જીવનમા તેનો પ્રવાહ પ્રચલિત રહ્યો. આથી બ્રાહ્મણોને પ્રાચીન વેદધર્મમા અનેક સુધારા વધારા કરવા ફરજ પડી અને પોતાનું જોર જમાવવા, અનુયાયીઓની સખ્યા વધારવા અને વૈદિક ધર્મ લોકપ્રિય થઇ પસદ પડે તે સારૂ અનેક પ્રપચો આદર્યા અને ઇતિહાસ અને ધર્મના પુસ્તકોમા, વિચત્ર, પોતાને અનુકૂળ, બધબેસ્તા પોતાના પક્ષને સબળ કરતા, વિવિધ મતો અને સિદ્ધાતો ઉમેર્યા. +

આ સબન્ધ વિવેચન કરતા, સુપ્રસિદ્ધ વિદ્વાન્ બુદ્ધિસ્ટ સ્કોલર મી. રાહઇસ ડેવીડસ નીચે પ્રમાણે લખે છે —

The Brahmins had become the sole arbiters in law and social institutions Their theory of caste had been admitted and to their own caste was accorded an unquestioned supremacy × All philosophy except their own pantheistic theosophy had been driven out of the field their literature had had to recast to suit the new worship to gain the favour and support of those who did not reverence and worship the Vedic Gods *And all sense of history had been* lost in the necessity of garbling the story of the past so as to make it tally with their own pretensions *

૩—ત્રીજુ 'દેશમા લોકલાગણી ઉશ્કેરાય એવા મહાન્ ઉથલપાથલ કરનારા બનાા અથવા પરદેશી રાજ્યોની ચઢાઇઓ હિન્દુસ્તાનમા થઇ નહોતી. જેમ ગ્રીસ અને રોમની પ્રજાઓએ ઇરાનીઅન અને કાર્થેજીઅન સાથેના વિગ્રહમા, ભારે જહેમત ઉઠાવી, દેશમાથી શત્રુઓને હફાવી હઠાવી મુકયા હતા તેમ અત્રે તેવુ કશુ બન્યુ નથી. ગ્રીક ઇતિહાસના અભ્યાસકોને વિદિત હશે કે મહાન તવારિખનવીશો હિરોડોટસ, જે ઇતિહાસનો મૂળ પિતા ગણાય છે અને થ્યુકી ડીડીસ એઓને, સુદર ઉત્તમ ઇતિહાસ લખવામા જે ફતેહ અને કીર્ત મળી, તે તેઓએ દુશ્મનોને હરાવી, મારી હાકી કાઢવામા લીધેલા ભાગ અને ત્યા મેળવેલા જાતિ અનુભવને આભારી છે. મહાન્ લેખક ગીબનને પણ રોમની પડતીના ઇતિહાસ લખવામા જે ખ્યાતિ મળી તે તેના કેમ્પ ઓફીસર તરીકેના અનુભવ અને જ્ઞાન અને લશ્કરી કામકાજની માહિતીનુ પરિણામ છે

ग्रीक, रोमन वगैरे लोका चा शेजार च्या राष्ट्राशीं जसा नेहेमी सबध पडेच, तसें येथें मुळींच नसलाच्या योगाने परराष्ट्राशीं युद्धादि प्रसग प्राचीन हिंदु लोकाचे कधींच घडले नाहींत. ×××××××× तेव्हा मोटे युद्धप्रसग, मोठया राज्यक्राति, वगैरे नो इतिहासा ची सामग्री ती नसरया मुळें इतिहास लिहुन ठेरण्याचा पाठ इकडे पडला नसेल असें वाटतें.×

---

+ સરખાવો 'હિન્દુસ્તાન રીવ્યુ.' આગસ્ટ ૧૯૦૭ પૃ. ૧૩૭–૫૭.

* Buddhist India p 157

× ચિપળુણકર કૃત નિબધમાળા ભા ૧ પૃ. ૬૬.

આ તો રાષ્ટ્રીય વિપ્લવના બનાવોથી જનસમાજપર જે અસર થાય છે તેની વાત કહી, પણ તેથી વિશેષ, આ બાબતોનાં સુંદર સરળ મનોહર શૈલીમાં લખાયલા અહેવાલોથી કુમળા મગજપર શી છાપ પડે છે તેનું એક દૃષ્ટાંત અમે અત્રે નોંધીશું. ન્હાના નવ વર્ષના બાળકને લઈ તેનો પિતા, એક દિવસ જ્યાં હિરોડોટસ પોતાનો, નવીન લખેલ, ગ્રીકનો ઇતિહાસ લોક સમક્ષ વાંચતો હતો ત્યાં આવી ઉભો રહ્યો અને સાંભળવા માંડયું. વાચન તો ચાલુ જ હતું. લોક શાંત હતા અને ગંભીર મુદ્રા સર્વેનાં મુખપર જણાતી. જેમ જેમ લડાઇનું બ્યાન, રસિક કરૂણાજનક વર્ણન વધતું ગયું, તેમ તેમ પ્રેક્ષક ભાન ભુલી તન્મય થયા અને બાળકની આંખમાંથી અશ્રુધારા વહેવા માંડી. આ દેખાવ જોઇ, હિરોડોટસે, તે છોકરાનુ ભવિષ્ય ભાખ્યા, તેના પિતાને કહ્યું કે તમારો પુત્ર એક મહાન ઐતિહાસિક નિપજશે. આ વાણી સત્ય પડી. તે શિશુકુમારે, ત્યાર બાદ ગ્રીસનો ઇતિહાસ રચ્યો અને આખા જગતમાં નામાંકિત તવારિખનવીસ તરિકે પંકાયો. આ બાળક તે બીજુ કોઈ નહિ પણ અગાઉ કહેલો થ્યુકીડીડીસ પોતે છે. તેના નામથી તો આપ સર્વ માહિતગાર છો.

૪–ચોથુ વ્યક્તિભાવ ( individuality ) જે ઇતિહાસને ઉત્તેજન આપવામાં બહુ મહત્વનો છે તે આપણી જનસમાજમાં બિલકુલ અસ્તિત્વ નહોતો. હરેક કામ પોતાની ફરજ' ધર્મ–છે એમ સમજી કરવામાં આવતું. પાશ્ચાત્ય પ્રજાની પેઠે, આર્ય પ્રજા 'હક' શું વસ્તુ છે તેથી કેવળ અજ્ઞાત હતી. આનુ પ્રમાણુ આપણા વિશાળ સાહિત્યમાંથી તુરત જડી આવશે. એ તો નિવિવાદ વાત છે કે આપણા માનનીય પ્રિય પુસ્તકો, મહાભારત અને રામાયણ, એક લેખકની મહેનતનું ફળ નથી. તેમા જુદે જુદે પ્રસંગે અનેક ફેરફાર અને સુધારા વધારા થયા છે. તે છતા તાજુબ થવાની બિના એ છે કે, આ વિદ્વાન લેખકોએ, તેમાંથી એકે પણ ગ્રંથમા પોતાના નામનુ કંઇ ચિન્હ કે નિશાની દાખવી નથી. તમામ યશ પૂજ્ય શ્રી વ્યાસજીને અર્પણ કર્યો છે. જ્યારે આ પવિત્ર ઋષિ મુનિઓ, પોતાનાં નામ અને કીર્તિ સારૂ બેદરકાર હતા ત્યારે તેઓ રાજાઓના અહેવાલો લખી, તેમને અમર કરવા પ્રયત્ન કરે એ કેમ સભવે ? તેઓ જશના ભુખ્યા નહોતા. જરલોભ નહોતો કે રાજ્યદરબારમાં હાજર રહી, ખુશામદ કરી, રાજાની પ્રશંસાના કાવ્ય રચે ? તેઓએ તેમના ચરિત્રો ભાટ ચારણોના રાસાઓમાં અને બ્રાહ્મણોને બક્ષેલા તામ્રપત્રમાં સ્થાયી ચિરકાળ રહેવા યોગ્ય વિચાર્યું છે.

આ મુખ્ય કારણોના પરિણામે, હિંદુસ્તાનમાં ઇતિહાસ નહિ રચાયો હોય એમ અમારૂં માનવું છે. અત્રે એક ખુલાસો થવાની જરૂર છે.

ઇતિહાસ શબ્દથી, અત્રે એમ કહેવા ઇચ્છતા નથી કે અહિં ઇતિહાસ રચવાને ઐતિહાસિક સાધનો માજુદ નથી. એ તો અમે અગાડી લેખમાં, બતાવીશુ ત પ્રમાણે, તે તો પુષ્કળ મળી શકે તેમ છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે જેમ ગ્રીસ અને રોમમાં ઇતિહાસ રચાયા હતા અને આધુનિક સમયમાં યુરોપમા લખાય છે તેવી રીતે પ્રાચીન આર્યાવર્તમાં આ પ્રતિના ગ્રંથો નથી. હજુ અમ આ પ્રદેશમાં નૂતન પ્રવાસી છીએ, બહુ થોડું વાચેલું છે તેથી એકદમ સાહસ

કરી, ઉછાંછળો અને ઉતાવળો અભિપ્રાય તો નહિ જ બાંધીશુ કે હિન્દુસ્તાનમા ઇતિહાસ કદાપિ નહિ લખાયો હોય. હજુ તો આ શોધની શરૂઆત છે, પ્રથમ અભ્યાસનું ફળ છે. એક લેખક જણાવે છે તે પ્રમાણે હિન્દુ પ્રજામાં ઐતિહાસિક ગ્રંથ રચવાની વૃત્ત ( instict ) હોય અને કેટલાંક પુસ્તકો પણ લખ્યાં હશે પણ અમારા માનવા મુજબ, આવા પુસ્તકોમાં ઘણી ખરી ધર્મની બાબતોનો સમાવેશ થાય છે અને કેટલેક સ્થળે સહેજ સચ્ચાઇ સાથે અતિશય જુઠાણુ અને અતિશયોક્તિની વાતો ભેળવવી હોય છે. આ પ્રકારના ગ્રંથો સંબધી મી. વીન્સેટ સ્મિથનો અભિપ્રાય ઉતારીશુંઃ—

The works of ancient Indian writers from which our historical datesare extracted, *do not profess to be historic* and are mostly religious treatises of various kinds. In most compositions, the religious element, necessarily takes the foremost place and the secular affairs of the world occupy a very subordinate position "†

*અમને પોતાને તો અગિયારમી સદીમા થઇ ગયેલા જાણીતા મુસલમાન મુસાફર,* ગણિતશાસ્ત્રી અને ખગોળવેત્તા **અલબરૂની**નો અભિપ્રાય સાચો અનેવાજબી દીસે છે. તે જણાવે છે કે હિન્દુઓ ઐતિહાસિક બનાવોપર ઝાઝુ લક્ષ આપતા નથી અને જ્યારે માહિતી સારૂં તેમના પર દબાણ કરવામા આવે છે ત્યારે સાધન અને ખરી હકિકતના અભાવે, સાચી જુઠી અનેક વાતો જોડી કાઢે છે

છેવટે પ્રોફેસર મેકડોનલ્ડ પોતાના સસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં લખે છે કેઃ—
No work of a directly historical character is met with in Sanskrit literature, till after the Mahomedan conquest "

૨૨ ઑગષ્ટ ૧૯૦૭.
અમદાવાદ.

હીરાલાલ ત્રિ. પારેખ.

---

† Early History of Ancient India

# પ્રાથમિક શિક્ષણમાં કોલાહલ.

કોમીનીઅસ લખે છે, કે આપણા જીવનમાં ત્રણ વિભાગ છે. ઉદ્‌ભેદ, જીવ અને આત્મા. પહેલા જીવનની પૂર્ણતા માતાના ઉદરમાં થાય છે; અને છેલ્લાની સ્વર્ગમાં. જન્મથી જેવું શરીર નીરોગી છે તે સુખી છે; અને મૃત્યુ સમયે જેનો આત્મા નીરોગી છે તે વધારે સુખી છે. ઇશ્વરી સંકેત પ્રમાણે માણસે (૧) બધી વસ્તુઓ જાણવી જોઇએ, (૨) બધી વસ્તુઓ અને પોતાની વૃત્તિયો અધીન કરવી જોઇએ; (૩) અને બધી વસ્તુઓમાં ઇશ્વરી પ્રસાદ સમજવો જોઇએ. આ પ્રમાણે સ્વભાવથી જ તેનામાં (૧) જ્ઞાન, (૨) સદ્‌ગુણ, અને (૩) ધાર્મિકતાનાં બીજ રહેલાં હોય છે. આ બીજોને પ્રસ્ફુટિત કરવાં એ જ શિક્ષણનો ઉદ્દેશ છે. જીવનની સાર્થકતાને માટે બધા માણસોને શિક્ષણ આવશ્યક છે; અને તેથી શિક્ષણ વિષયે વિચાર કરવો એ આપણું પરમ કર્તવ્ય છે.

જ્યારે હરકોઈ સંસ્થિતિમા વિવર્ત્તન થાય છે, ત્યારે ચોતરફથી મ્હોટો કોલાહલ પ્રકટી નીકળે છે. વિવર્ત્તકો પ્રચલિત સંસ્થાને કઇંક નવીન રૂપ આપવા મથે છે; અને ક્વચિત્ ઉચ્છેદક પણ બને છે. જ્યારે પ્રાચીનો તે વિવર્ત્તક કે ઉચ્છેદક પ્રવૃત્તિના પ્રહારોનુ પ્રત્યવરોધન કરી પ્રચલિત સંસ્થાનુ સંરક્ષણ કરવા મથે છે. આ કલહપ્રવૃત્તિમાં વિવર્ત્તકો ને સંરક્ષકોની ભાવનામાં પરસ્પર વિરોધી અંશ જેમ વધારે કે ઓછો હોય, તેમ કલહ તીવ્રતર કે મંદ હોય છે. આ સમયે અનેક વિચારશીલ પુરૂષો આ વિરોધક પ્રવૃત્તિયોને શાંત કરવા મથે છે. અને વિજયની તુલા એકાદ પક્ષ તરફ નમે છે અથવા ઍરિસ્ટોટલના મધ્યવાદની માફક બે અંત્યોની મધ્યમાં સત્યનુ સ્થાન નિર્ણીત થાય છે; એટલે કલહ શાંત થાય છે. અને સંરક્ષક તથા વિવર્ત્તક પ્રવૃત્તિ એક સ્થાયી રૂપમા પરિણામ પામે છે. આવા જ કંઇક મંદ વિવર્તકાળે આપણી અર્વાચીન શિક્ષણપ્રવૃત્તિને પોતાની છાયામાં લીધી છે. અને પ્રાચીન તથા નવીન પક્ષકારોમા શાંત કલહ પ્રવૃત્ત કીધો છે. આ વિવર્ત્તકાળના સંક્ષોભનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવું, અને તેમાના સદંશનુ પોષણ કરી શિક્ષણપ્રવૃત્તિને યોગ્ય સ્થાયી સ્વરૂપ આપવું એ વર્ત્તમાન જમાનાના વિચારશીલોનું કર્તવ્ય છે.

પશ્ચિમમાં પ્રાથમિક શિક્ષણપ્રવૃત્તિયે છેલ્લાં દશકોમાં કંઇક નવીન સ્વરૂપ પકડેલું છે. અને તે નવતા પશ્ચિમના રાજ્યસંબંધને પરિણામે અહીં પણ પ્રતિફલિત થવાથી સંક્ષોભ ઉત્પન્ન થયો છે. આપણી પ્રાચીન ભાવનાનો અને યોજનાનો પોષક વર્ગ એ નવતામાં કંઇ પ્રતિકૂલતા જુએ છે, અને સુધારક પ્રવૃત્તિની કંઇક અનિચ્છાથી, 'જે છે તે ઠીક જ છે. કાળ કાળનું કામ કરશે. માટે ચાલવા દેવું' એવી કંઇક વૃત્તિથી, પ્રાચીનતાને પોષવી એ જ પિતૃધર્મની પવિત્ર ક્રિયા છે એવા કંઇક મંતવ્યથી, પશ્ચિમની નવીન પ્રવૃત્તિનો સ્પર્શ ઇચ્છતો નથી. જ્યારે પશ્ચિમમાથી આવેલું તે બધું સારું જ, એમ માની અન્ય વિષયોની માફક કંઇ પણ સ્વતંત્ર શોધક પ્રવૃત્તિ વિના આપણો નવીન વર્ગ તે ગ્રહણ કર્યે જાય છે. કોઇને એમ લાગે કે શિક્ષણના પ્રદેશમાં સ્વતંત્ર શોધક પ્રવૃત્તિ કે પ્રયોગોની અતિ આવશ્યકતા નથી. અને પશ્ચિમની કે બીજી હરકોઈ યોજના સારી નીવડશે કે ખરાબ, અનુકૂળ થશે કે પ્રતિકૂળ તે બુદ્ધિથી જાણી શકાય. તેથી જે નવીન યોજના આપણા આધુનિક વર્ગે પકડી

છે તેને અંધહસ્તિન્યાય ગણવાની જરૂર નથી પણ આ ભૂલ ભરેલો વિચાર છે. અનુભવ બતાવે છે કે આપણે આશા રાખી હોય તેથી પ્રયોગમા ઘણીવાર ઉલટાં જ પરિણામ આવે છે. આપણે એમ પણ જોઇએ કે જ્યારે પ્રયોગો આવશ્યક છે ત્યારે કોઇ પણ એક જમાનાથી કે પરિમિત પ્રયોગોથી શિક્ષણની સર્વદેશીય સંપૂર્ણ યોજના તો થઇ શકે જ નહિ પશ્ચિમે પ્રયોગો અજમાવી જોયા એટલે પૂર્વને અજમાવવાની જરૂર નથી એમ કહી શકાય નહિ. પ્રયોગોના પરિણામો જોયા પછી જ હરકોઇ યોજના સ્વીકૃત થવી જોઇએ અને સ્વીકારાયા પછી પણ તેને વધારે સુવ્યવસ્થિત સ્વરૂપ આપવાને માટે નિરતર પ્રયોગો જારી રહેવા જોઇએ વસ્તુગતિ આમ છે તો પછી વગર પ્રયોગે શ્રદ્ધા માત્રથી પકડેલી પશ્ચિમની નવીન શિક્ષણયોજના સર્વાશે પરિચિત થવાને માટે તથા તેને અનુકૂલ સ્વરૂપ આપવા માટે આપણા નવીન વર્ગને કેટલા બધા પ્રયોગોની જરૂર છે તે સહજ સમજાશે

જેમ નવિન યોજનાના પક્ષકારોને પ્રયોગોની આવશ્યકતા છે તેમ નવીનને તિરસ્કારનાર પ્રાચીન યોજનાના પક્ષકારોને પણ વિવેકબુદ્ધિના પ્રયોગોની આવશ્યકતા છે જૂનુ તે સર્વથા સારું જ ને નવીન તે બધુ નઠારુ જ સર્વદા હોતુ નથી બન્નેમા સદસત્ અશો હોય છે. તેનો વિવેક કરવો તે વર્તમાન જમાનાનુ કર્તવ્ય છે. જૂના રસ્તાપર ઉભા રહીને જુઓ અને જે રસ્તો સીધો તથા સારો લાગે તે પકડીને આગળ ચાલો, એજ સૂચના યોગ્ય છે. પ્રાચીન માર્ગને એટલુ માન ઘટે છે કે તેપર ઉભા રહીને નવીન માર્ગ શોધવાનો છે. પણ યોગ્ય માર્ગ દેખાય તે પછી તો તેમા આગળ વધવાનો પ્રયાસ કરવો એજ ઉચિત છે.

આથી આપણા સર્વેને-પ્રાચીન તથા અર્વાચીન યોજનાના પક્ષકારોને—પ્રાચીન તથા નવીન શિક્ષણયોજનાના પરસ્પર વિરોધી જણાતા સક્ષોભક પ્રવાહોનુ સ્વરૂપ સમજવાની જરૂર છે. સ્વરૂપ સ્પષ્ટ થયા પછી ઇષ્ટ માગ પ્રયોગો અજમાવવાની આવશ્યકતા છે આપણે અહીંયા પ્રાચીન અને અર્વાચીન શિક્ષણપ્રવૃત્તિના પરસ્પર વિરોધી અશોનુ નિરૂપણ કરીશું. અને તે પણ ફક્ત બેજ અશોનુ વિષય અને પદ્ધતિનુ.

જનસમાજની ભિન્ન ભિન્ન કલાઓને અનુસરવાને વિષયો ને પદ્ધતિયો નિયોજાયા છે. શિષ્ટ વર્ગમા જે કાળે જે કલ્પનાનુ પ્રાધાન્ય હોય છે તે કાળે તેને અનુસરવાને શિક્ષણપ્રદેશમા અનેક વિપર્યયો થયા છે. છેક પુરાતન કાળથી તે છેક અર્વાચીન કાળ સુધીની ચિતનાત્મક શિક્ષણની રંગભૂમિપર મુખ્યત્વે ત્રણ વિષયોએ સર્વોપરી સ્થાન ક્રમયાનુસાર લીધાં છે. સાહિત્યશિક્ષણ, શાસ્ત્રશિક્ષણ ને તત્ત્વચિતન. જે જે જમાનામા જનસમાજને જે જે વિષયની મોહિની લાગેલી તે તે વિષય તે તે જમાનાના ચિતનાત્મક શિક્ષણમાં પ્રધાનપદ ભોગવતો. અને અન્ય વિષયો ગૌણપદે શીખવાતા અથવા તિરકાર પણ પામતા આ ત્રણે વિષયપ્રદેશ પરસ્પર વિભિન્ન છે. તેની વિભિન્નતા ટુકમાં આ પ્રમાણે છે—

જ્યારે અમુક મનની વિશેષ કલ્પનાઓ લલિત અને અવિનાશી પદપક્તિમા પ્રદર્શિત થાય ત્યારે સાહિત્ય જન્મે છે. કોઇપણ ભાષાની અવિનાશી પદપક્તિયોનો સમૂહ તે તે ભાષાનુ સાહિત્ય; અને જે ભાષામા કોઇએ પોતાની કલ્પનાઓને અવિનાશી શરીર ન આપ્યુ હોય તે ભાષા સાહિત્યરહિત સમજવી. આ પ્રમાણે સાહિત્યમાં બે અગો આવશ્યક છે: (૧)

વિશેષ કલ્પનાઓ અને (૨) લલિત અને અવિનાશી પદવિન્યાસ શાસ્ત્રના પ્રદેશથી સાહિત્યમા વૃત્તિઓનું નિરૂપણ હોય છે શાસ્ત્ર સામાન્ય અને જાતિ સબધી, તથા સાહિત્ય વિશેષ અને વ્યક્તિ સબધી હોય છે શાસ્ત્ર આપણને અમુક મનની વિશેષ કલ્પનાઓ આપતું નથી શાસ્ત્ર તો બધા યોગ્ય અભ્યાસીઓએ વસ્તુસ્થિતિ સબધી વિચારો કરવા જ જોઇએ તે આપણને કહે છે અને શાસ્ત્રને અમુક પદવિન્યાસની અપેક્ષા નથી લીલાવતીનું એક ગણિત પ્રમાણ કે પાણિનુ એક સૂત્ર એ શાસ્ત્ર છે કાળિદાસનુ એક ચરણ સાહિત્ય છે લીલાવતી કે પાણિનિ પાસેથી આપણે જે શીખીએ છીએ તે લીલાવતી કે પાણિની જન્મ્યા નહિ હોત તો બીજા પાસેથી પણ શીખી શકત અર્થાત્ સાહિત્ય વૃત્તિના તરગનો સચય છે, શાસ્ત્ર પ્રકૃતિનો સચય છે તત્ત્વનો પ્રદેશ તો આ બનેથી તદ્દન નીરાળો છે વૃત્તિ અને પ્રકૃતિથી પણ પર છે એનો વિષય હૃદય અને ઇંદ્રિઓથી અતીત છે તેમા તો પ્રકૃતિથી પર રહેલી વ્યાપક ચેતનાત્મક ને નિયામક શક્તિના અસ્તિત્વનો તથા સ્વરૂપનો નિર્ણય અને તત્ સબધે અનેક અલૌકિક બુદ્ધિના ઉડ્ડયનો છે તત્ત્વચિતનને ઘણીક વખત શાસ્ત્રની વર્ગણીમા મૂકવામા આવે છે પરતુ અહીં શાસ્ત્ર અને તત્ત્વચિતન એમ બે વિભાગ એ ધોરણે પાડયા છે કે શાસ્ત્રમા જડ પ્રકૃતિ વિષેનો વિચાર સમજાય ને તત્ત્વમાં જડ પ્રકૃતિમા વ્યાપ્ત છતા તેથી પર રહેલી વ્યાપક શક્તિનો વિચાર સમજાય તત્ત્વનો આ કઇક વિશેષ સ્વરૂપ લેતો વિષય ખાસ કરીને પ્રાચીન આર્યાવર્તમા અતિ ચર્ચાયો છે તત્ત્વચિતનના શિક્ષણની પ્રથમ ભૂમિકાનું સ્વરૂપ નૈતિક શિક્ષણ કે ધાર્મિક શિક્ષણ ગણી શકાય આ પ્રમાણે તત્ત્વ સાહિત્ય અને શાસ્ત્રની દુનિયાના જુદા જુદા જમાનાઓને મોહિની લાગેલી હતી. અને તે તે વખતે શિક્ષણપ્રદેશમા પણ તે જ વિષયોનો સત્કાર થતો હતો

આપણા પ્રાચીન શિક્ષણમા ઉપરોક્ત વિષયો પૈકી ક્યા કયા વિષયોએ સત્કાર પ્રાપ્ત કીધો હતો અને અર્વાચીન શિક્ષણમા કયા વિષયો પ્રધાનપદે છે તે અને તેમા એવો શો વિરોધી અશ છે જેથી સક્ષોભનો સભવ થયો છે તે આપણે તપાસીએ પ્રથમ આપણે પ્રાચીન શિક્ષણપર ક્રમાનુક્રમે દૃષ્ટિપાત કરીએ

**વેદકાલ** ઈ૦ સ૦ પૂ૦ ૨૦૦૦ થી ૧૪૦૦[૧] પ્રકૃતિના ભવ્ય અને ગભીર સ્વરૂપોના દર્શનથી ઉત્તમકલ્પના શક્તિ અને વિશુદ્ધ હૃદયના ઋષિયોમા કવિત્વની પ્રેરણા થઇ આવતી અને તેઓ સરલ ને આકર્ષક વાણીમા મત્રો રચતા કુટુમ્બના વૃદ્ધો બાળકમા ગ્રહણ ધારણ શક્તિ દેખાય ત્યારથી એ પવિત્ર મત્રોનો અભ્યાસ શરૂ કરાવતા લેખનકલા શોધાયલી ન હતી. અને તેથી સઘળા મત્રો પાઠે કરાવવામા આવતા અને તે પઠન વશપરપરા ઉતરતું આવતું એ સરલ તથા મનોહર સૂક્તો સિવાય બુદ્ધિ અને હૃદયનો વિકાશ કરવાના બીજાં સાધનોની હયાતી માલમ પડતી નથી

**બ્રાહ્મણ કાલ.** ઈ૦ સ૦ પૂ૦ ૧૪૦૦ થી ઈ૦ સ૦ પૂ૦ ૧૦૦૦ આ કાલમા બ્રાહ્મણો, આરણ્યકો ને ઉપનિષદો લખાયા જનક, અજાતશત્રુ અને જનમેજય પરિક્ષિતના શાસન નીચે ગામડા તથા શહેરોમા શાળાઓ અથવા પરિષદો સ્થાપવામા આવેલી એવુ, ઘણાક બ્રાહ્મણોપરથી માલમ પડે છે ત્યા અધ્યયનના વિષયોમા પ્રધાનપદ વેદનુ હતું ૧ યજ્ઞસમય

૧. આ કાલના આકડા અતિ ચોકસ નથી

વગેરેના નિર્ણય માટે ખગોળશાસ્ત્રની શોધ થયલી હતી, અને તે પણ અધ્યયનમાં ગોઠવાયું હતું. છાંદોગ્ય ઉપનિષદ્‌માં નારદ સનત્કુમારને નીચે પ્રમાણે કહે છે: તે પરથી તે વખતના અધ્યયનના વિષયોની કંઇક મર્યાદા દૃષ્ટિગોચર થાય છે.

स होवाचर्ग्वेदं भगवोऽध्येमि यजुर्वेदं १ सामवेदमाथर्वणं चतुर्थमितिहासं पुराणं वेदानांवेदं पित्र्यं १ राशिं दैवं निधिं वाकोवाक्यमेकायनं देवविद्या भूतविद्यां ब्रह्मविद्यां क्षत्रविद्यां नक्षत्रविद्यां १ सर्पदेवजनविद्यामेतद्भगवोऽध्येमि ॥ २ प्रथमखंड.

"હું ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વણ, ઇતિહાસ, પુરાણ, વેદનો વેદ, (વ્યાકરણ) પિત્ર્ય (પૂર્વજો માટેના યજ્ઞના નિયમો), રાશિ (અંકગણિત), દૈવ, નિધિ (કાલશાસ્ત્ર), વાકોવાક્ય (ન્યાયશાસ્ત્ર), એકાયન (નીતિશાસ્ત્ર), દેવવિદ્યા (વ્યુત્પત્તિ), બ્રહ્મવિદ્યા (ઉચ્ચારણ, પિંગલ, ઇત્યાદિ), ભૂતવિદ્યા (પિશાચ વગેરેને નિવારણ કરવાની વિદ્યા), ક્ષત્રવિદ્યા —(ધનુર્વેદ), નક્ષત્રવિદ્યા, સર્પવિદ્યા, દેવવિદ્યા (નિરૂક્ત વિદ્યા) અને જનવિદ્યા એટલું જાણું છું. રાજપુત્રોને ધનુર્વિદ્યાનું અપ્રતિમ શિક્ષણ આપવામાં આવતું અને તેની સાર્વજનિક સમારંભોમાં પરીક્ષા લેવામા આવતી એમ મહાભારતમાના ઘણાક દૃષ્ટાંતથી માલમ પડે છે.

**સૂત્રકાલ.** ઈ૦ સ૦ પૂ૦ ૧૦૦૦ થી ઈ૦ પૂ૦ ૨૪૨. આ કાલમાં સાંખ્ય અને યોગ, ન્યાય અને વૈશેષિક, પૂર્વ અને ઉત્તર મીમાંસા એ ષડ્દર્શનોની ગુંથણી થઇ. બ્રાહ્મણકાલમાં ઉપનિષદોમાં જે ગંભીર વિચારની શરૂઆત થયલી તેની આ દર્શનોમાં પરિણતિ થઇ. અને અધ્યયનના ગહન ચિંતનમાં આ દર્શનોએ અધિકાર પ્રાપ્ત કર્યો. આર્ય બાળકો આઠ, દશ કે બાર વર્ષના થાય ત્યારે ગુરૂ પાસે જતા, ને તેના ઘરમાં બાર કે વધારે વર્ષ સુધી રહેતા. તેને માટે ભિક્ષા લાવી આપતા અને દિનપ્રતિદિન પ્રાચીન ધર્મનુ અધ્યયન કરતા. એમની સુગમતા માટે વિસ્તરવાળાં બ્રાહ્મણોમાંથી સારભૂત સૂત્રો રચાયલા. શ્રૌત સૂત્રોમાં યજ્ઞ સંબંધી ક્રિયાઓના નિયમો, ધર્મસૂત્રોમાં ધર્મ એટલે કાયદા, અને ગૃહ્ય ક્રિયાઓ માટે ગૃહ્ય સૂત્રો હતાં અને આ ત્રણ પ્રકારનાં સૂત્રોને કલ્પસૂત્રના સામાન્ય નામથી ઓળખવામાં આવતાં. કલ્પસૂત્ર સિવાય બીજા પણ પાંચ વેદાંગો હતાં. અને તેમાં શિક્ષા, છંદ, વ્યાકરણ, નિરૂક્ત, અને જ્યોતિષનો સમાવેશ થતો. આ ઉપરાંત વેદોની અનુક્રમણીઓ હતી. યજ્ઞવેદીઓની આકૃતિયો માટે ભૂમિતિશાસ્ત્ર આ કાલમાં શોધાયલું, અને તે પણ અધ્યયન પરિપાટીમાં ગોઠવાયલું. પાણિનિ, કાત્યાયન અને પતંજલિના પ્રયત્નો વડે વ્યાકરણશાસ્ત્ર તો અતિ ઉત્કૃષ્ટ કોટિએ પહોંચેલું. અને આ સૂત્રકાલ પછીના બધા જમાનાના શિક્ષણમાં તે બહુધા પ્રધાનસ્થાન ભોગવતું આવ્યું છે.

**બુદ્ધકાલ.** ઈ૦પૂ૦ ૨૪૨ થી ઈ૦સ૦ ૫૦૦. સૂત્રો પરથી જ સ્મૃતિયો અથવા ધર્મશાસ્ત્રો રચાયલાં છે. અને તેમાંથી આ સમયના શિક્ષણવિષયો સંબન્ધી કંઇક માહિતી મળી આવે છે. મનુસ્મૃતિમાંથી નીચેનાં પ્રમાણો મળે છે.

उपनीयः गुरुः शिष्यं शिक्षयेच्छौचमादित : ।
आचारमग्निकार्यं च संध्योपासनमेव च ॥

ગુરૂએ શિષ્યને ઉપનયન સંસ્કાર કરીને આરંભમાં શૌચ ( માટી વગેરેથી શરીરને શુદ્ધ કરવાની રીત ) આચાર ( સ્નાન, આચમન કરવાની રીત ) અગ્નિહોમ અને સંધ્યાવદન શીખવવું.

लौकिकं वैदिकं वापि तथाध्यात्मिकमेव च ।
आददीत यतो ज्ञानं तं पूर्वमभिवादयेत् ॥

જેમની પાસેથી લૌકિક જ્ઞાન ( અર્થશાસ્ત્રનું જ્ઞાન ), વૈદિક જ્ઞાન ( વેદોક્ત કર્મકાંડનું જ્ઞાન ) તથા અધ્યાત્મિક જ્ઞાન ( બ્રહ્મજ્ઞાન ) મેળવ્યું હોય તેવા ગુરૂને શિષ્યે પ્રથમ પ્રણામ કરવા.

उपनीय तु यः शिष्यं वेदमध्यापयेद्विजः ।
सकल्प सरहस्य च तमाचार्यं प्रचक्षते ॥

જે દ્વિજ શિષ્યને ઉપનયનસંસ્કાર કરીને કલ્પસૂત્ર વગેરે અંગો સહિત તથા ઉપનિષદો સાથે વેદ ભણાવે છે તે આચાર્ય કહેવાય છે.

तपोविशेषैर्विविध व्रतैश्च विधिचोदितः ।
वेदः कृत्स्नोऽधिगन्तव्य सरहस्यो द्विजन्मना ॥

દ્વિજે તપ તથા વ્રતો કરીને અંગો સહિત મંત્ર, બ્રાહ્મણ અને ઉપનિષદાત્મક સંપૂર્ણ વેદનું અધ્યયન કરવું

અર્થાત્ સૂત્રકાલની માફક જ વેદ, વેદાંગ, ઉપનિષદો અને સ્મૃતિઓ અધ્યયનમાં મુખ્ય હતાં. સંસ્કૃતનું વિકૃત સ્વરૂપ ઘણુંખરું ભાષા તરીકે પ્રચલિત હતું અને તેથી ભાષાશિક્ષણ પણ હવે ઉપયોગી ગણાવા લાગ્યું હતું. પણ તે ભાષાજ્ઞાનને ખાતર નહિ પણ શ્રુતિસ્મૃતિના અધ્યયનને ખાતર બ્રાહ્મણ સિવાયની અન્ય જાતિઓના અધિકારપર ધીમેધીમે અંકુશો મૂકવા લાગ્યા હતા. અને તેથી શિક્ષણપ્રદેશની મર્યાદા સંકુચિત થતી હતી ઉપનિષદો અને ષડ્દર્શનોમાંની સર્વોત્કૃષ્ટ પર્યેષણાના અધ્યયનને પરિણામે કર્મકાંડપર શ્રદ્ધા ઓછી થવા લાગી હતી. અને તેથી ભૂમિતિશાસ્ત્રનું સંવર્દ્ધન તથા શિક્ષણ અટકી પડ્યું હતું.

બૌદ્ધધર્મના મધ્યાહ્ન કાલમાં બ્રાહ્મણોએ કરેલી શિક્ષણપ્રદેશની સંકુચિત મર્યાદા છિન્નભિન્ન થઇ ગઈ હતી. તે સમયના અધ્યયનની સ્થિતિ કંઈક અંશે તે સમયમાં પ્રવાસ કરી ગયેલા હ્યુએનત્સંગના પુસ્તકપરથી જણાય છે. તે નાલંદની મહા પાઠશાળાનું વર્ણન કરતાં કહે છે કે—ત્રીસવર્ષની વય સુધીમાં હિન્દુઓ શબ્દવિદ્યા, શિલ્પસ્થાનવિદ્યા, ચિકિત્સાવિદ્યા, હેતુવિદ્યા અને અધ્યાત્મવિદ્યા શીખતા હતા.

**પૌરાણિક કાલ.** ઇ સ ૫૦૦ થી ઈ. સ. ૧૧૯૪. શાહાબુદ્દીન ઘોરીએ દિલ્હી તથા કનોજનાં રાજ્યોનો નાશ કર્યો ત્યાં સુધીના કાલને આપણે પૌરાણિક કાલ કહીશું. આ કાલમાં શિક્ષણપ્રવૃત્તિ કંઇ વિશેષ સતેજ માલમ પડતી નથી. અધ્યયનના વિષયો બહુધા તે જ છે. પ્રાકૃત ભાષા વ્યાવહારિક હોવાથી સંસ્કૃત ભાષાનું શિક્ષણ એ પ્રાથમિક શિક્ષણ ગણાતું જણાય છે. આ કાલમાં અનેક સહૃદય નરરત્નો ઉત્પન્ન થયલાં અને તેમણે સંસ્કૃત સાહિત્યમાં અપ્રતિમ ગ્રંથોનો પુષ્કળ વધારો કરેલો તેમનાં તે પુસ્તકોમાંથી અધ્યયનના વિષયો

સબધે ઘણાક પ્રમાણો મળી આવે છે સાતમા સૈકામા થયલા બાણભટ્ટે ચદ્રાપીડના અધ્યયનના વિષયો નીચ પ્રમાણે ગણાવ્યા છે

'तथा हि पदे वाक्ये प्रमाणे धर्मशास्त्रे राजनीतिषु व्यायामविद्यासु चापचक्रचर्मकृपाणशक्तितोमरपरशुगदाप्रभृतिषु सर्वेष्वायुधविशेषेषु रथचर्यासु गजपृष्ठेषु तुरगमेषु वीणावेणुमुरजकास्यतालदर्दुरपुटप्रभृतिषु वाद्येषु भरतादिप्रणीतेषु नृत्तशास्त्रेषु नारदीयप्रभृतिषु गान्धर्ववेदविशेषेषु हस्तिशिक्षायां तुरगवयोज्ञाने पुरुषलक्षणेषु चित्रकर्मणि पत्रच्छेद्ये पुस्तकव्यापारे लेख्यकर्मणि सर्वासु द्यूतकलासु गन्धर्वशास्त्रेषु शकुनिरुतज्ञाने ग्रहगणिते रत्नपरीक्षासु दारुकर्मणि दन्तव्यापारे वास्तुविद्यास्वायुर्वेदे यन्त्रप्रयोगे विषापहरणे सुरंगोपभेदे तरणे लङ्घने प्लुतिष्वारोहणे रतितन्त्रेष्विन्द्रजाले कथासु नाटकेष्वाख्यायिकासु काव्येषु महाभारतपुराणेतिहासे रामायणेषु सर्वलिपिषु सर्वदेशभाषासु सर्वसंज्ञासु सर्वशिल्पेषु छन्दःस्वन्येष्वपि कलाविशेषेषु परं कौशलमवाप ।

બાણભટના ઉપલા કવિત્વપ્રવાહમા જે વિષયોની પ૨પન વહેલી છે તેમા પ્રાચીન કાલના યતનાત્મક વિષયો કરતા કઈ અતિ વિશેષતા નથી અલબત્ત ભાષાજ્ઞાન કઈક પ્રબળ સત્તા ધરાવતુ જણાય છે અન્ય ક્રિયાત્મક વિષયોમા ચિત્ર શિલ્પ સગીત, નૃત્યાદિ સુદર કલાઓને તેમા સ્થાન મળ્યુ છે અને ધનુર્વિદ્યાના જે અગો ઉપર ગણાવ્યા છે તે માત્ર ક્ષત્રિયપુત્રોના અધ્યયન પરત્વે જ જાણવા

નવમા સૈકામા થયલા સોમદેવ નામના જૈન મુનિ પોતાના નીતિવાક્યામૃત નામના પુસ્તકમા અધ્યયન પરત્વે નીચેની હકીકત પૃથક્ પૃથક સમુદ્દેશમા જણાવે છે આ વીક્ષિકી સમુદ્દેશમા રાજાઓના શિક્ષણ માટે તે ચાર ભાગ પાડે છે ૧ આન્વીક્ષિકી, ૨ ત્રયી, ૩ વાર્તા, ૪ દડનીતિ આન્વીક્ષિકી વિદ્યામા સાખ્યશાસ્ત્ર, યોગશાસ્ત્ર અને [1]લોકાયતનો સમાવેશ કરે છે ઋગ્વદ, યજુર્વેદ અને સામવેદ તેનુ નામ ત્રયી અથવા તે ઉપરાત છ અગ, અથર્વણ મીમાસા, ન્યાય ધર્મશાસ્ત્ર, અને પુરાણો મળીને વેદત્રયી એમ કહે છે વાર્તા એટલે પશુનુ પાલન કરવુ, ખેડ કરવી અને વેપાર કરવો. અને દડનીતિમા સામ નિયમોનો સમાવેશ કરે છે ત્રયીસમુદ્દેશમા તે દ્વિજ વર્ણના અધ્યયન માટે વિદ્યાના ચૌદ સ્થાન ગણાવે છે ચાર વેદ, છ અગ ઇતિહાસ, પુરાણ મીમાસા અને ન્યાયશાસ્ત્ર. પુરોહિતસમુદ્દેશમા રાજપુત્રને કેમ કેળવણી આપવી તે સબધે જણાવતા કહે છે કે—શિક્ષા બાબત અને હરકોઈ જાતની ક્રિયામા રાજપુત્ર યોગ્ય છે માટે તેને સર્વ જાતની લિપિમા, વ્યાકરણમા, ન્યાયમા, પ્રયોગ કરી બતાવવામા, શસ્ત્રોમા, રત્નપરીક્ષામા, કામશાસ્ત્રમા પ્રહાર કરવામા, નાના પ્રકારના વાદ્યમા અને બાકીની વિદ્યાઓમા સારી રીતે વિનયયુક્ત કરવો જોઇએ

આ પૌરાણિક કાલમા અનેક રાજ્યોમા દેશ વિભક્ત થયેલો હતો ન્હાના મ્હોટા રાજ્યોની પ્રવૃત્તિ સ્વરક્ષણ ને પરરક્ષણમા જ સતેજ હતી. જ્ઞાતિબધન જડ ઘાલતુ હતુ બ્રાહ્મણો સિવાયના અન્ય સર્વ વર્ણનો અધ્યયન પરત્વેનો અધિકાર નષ્ટ થયો હતો. પાડિત્ય એક માનનુ અને આજીવિકાનુ સાધન ગણવાની ઝાખી શરૂઆત થતી હતી પ્રાકૃત ભાષા

[1] ચાર્વાક મતનું શાસ્ત્ર

ધરગણુ હતી. અને તેથી સંસ્કૃતમાં પારંગત થઈ માન ખાટવાને વ્યાકરણુપર અતિશય લક્ષ્ય અપાતું હતું. સભાજીત થવાને માટે સાહિત્ય તથા સુભાષિતપર અભ્યાસીઓની લાલસા વધારે હતી. પ્રમાણુ તરીકે આ જમાનામાં રૂઢ થયેલી નીચલી ઉક્તિયો બસ થશે.

સાહિત્યનો પક્ષ ખેંચતાં રાજર્ષિ ભર્તૃહરિ કહે છેઃ

साहित्यसंगीतकलाविहीनः

साक्षात्पशुः पुच्छविषाणहीनः

વ્યાકરણુ એજ ભાષાપ્રાવીણ્યનુ દ્વાર છે એમ ઉપદેશતાં પિતા પુત્રને કહે છેઃ

यद्यपि बहुधाधीत तदपि पठ रव पुत्र व्याकरणम्

स्वजनः श्वजनो माभूत् सकल शकलं सकृच्छकृत् ॥

"હે પુત્ર જો કે તુ ઘણું ભણ્યો તો પણુ વ્યાકરણુ ભણ. તે વિના સ્વજન એટલે પોતાના જનને ઠેકાણે શ્વજન એટલે કુતરાના જન, સકલ એટલે સમગ્રને ઠેકાણે શકલ એટલે કટકો અને સકૃત એટલે એકવારને ઠેકાણે શકૃત એટલે વિષ્ઠા ના થાવ"

अव्याकरणमधीत भिन्नद्रोण्यातरागेणीतरणम् ।

भेषजमपथ्यसहित त्रयमिदमकृतं वर न कृतम् ॥

"વ્યાકરણુ વિનાનુ ભણુવુ, ભાગેલી હોડી વડે નદીને તરવું, તથા પથ્ય વિના ઔષધ લેવું એ ત્રણુ ન કર્યાં સારા પણુ કર્યાં સારા નહિ."

દાચાં મળી ગયલા ને નાક કાન ગળતા જરઠો પણુ આમરણુ વ્યાકરણુના નિયમોની ગોખણુપટ્ટીની ધૂન મચાવતા તેનુ રસુજી ઉદાહરણુ શ્રીમત્ શંકરાચાર્યે ચર્પટપંજરિકાની શરૂઆતમાં આપે છે. ગગાના કિનારા ઉપર શિથિલ ગાત્રવાળા વૃદ્ધને डुकृञ् રૂપ ગોખતા જોઇ તેઓ તેને ઉપદેશે છે કે,

भज गोविंद भज गोविंद भज गोविंद मूढमते ।

प्राप्ते सन्निहिते मरणे नहि नहि रक्षति डुकृञ्करणे ॥

વૃદ્ધનુ વર્ણુન નીચેની પક્તિમા છે.

अङ्ग गलित पलित मुड दशनविहीन जात तुण्डम् ।

वृद्धो याति गृहीत्वा दड.... .... ....

ચિતનાત્મક વિષયો પરત્વે વ્યાકરણુમાં તેમ ક્રિયાત્મક વિષયો પરત્વે સંગીત નૃત્ય અને ચિત્રકલામાં આ કાલ સવિશેષ તેજથી દીપે છે. પુરૂષો અને સ્ત્રીઓ આ વિષયોમાં કેટલે સુધી પ્રવીણુતા મેળવતાં તે આ કાલનાં નાટકોમા બહુ સારી રીતે દર્શાવ્યું છે. એક વખત જોયલાં મનુષ્યો અને દેખાવોને તેની પરોક્ષતામાં તાદશ આલેખવાં અને તેમાં પણુ મનુષ્યોના મુખપર તેના મનોગત વિકારોની છાયા પાડવી એ ચિત્રકલાની અત્યુત્તમ કોટિ અત્યારની સુધરેલી દુનિયા પણુ અભિનંદે છે. પૌરાણિક કાલમાં ચિત્રકલાની તેટલી ઉત્કૃષ્ટતાનાં ઉદાહરણો કંઇ આત વિરલ નથી. ઉદાહરણાર્થે કાલિદાસનું એકાદ પ્રમાણુ બસ થશે.

( प्रविश्यापटीक्षेपेण चित्रफलकहस्ता )

चतुरिका–इयं चित्रगता भट्टिनी ।

विदूषक–साधु वयस्य मधुरावस्थानदर्शनीयो भावानुप्रवेश. ।

स्खलतीव मे दृष्टिर्निम्नोन्नतप्रदेशेषु ।

राजा–यद्यत्साधु न चित्रे स्यात्क्रियते तत्तदन्यथा ।

तथापि तस्या लावण्य रेखया किंचिदन्वितम् ॥

विदूषक–तर्कयामि यैषा शिथिलकेशबन्धनोद्वान्तकुसुमेन केशान्तेनोद्भिन्नस्वेदबिन्दुना वदनेन विशेषतोऽपसृताभ्या बाहुभ्यामवसेकस्निग्धतरुणपल्लवस्य चूतपादपस्य पार्श्वे ईषत्परिश्रान्तेवालिखिता सा शकुन्तला इतरे सख्याविति ।

राजा–निपुणो भवान् । अस्त्यत्र मे भावचिह्नम् ।

स्विन्नाङ्गुलिविनिवेशो रेखाप्रान्तेषु दृश्यते मलिन ।

अश्रु च कपोलपतितं दृश्यमिदं वर्तिकोच्छ्वासात् ॥

चतुरिके अर्धालिखितमेतद्विनोदस्थानम् । गच्छ । वर्तिका तावदानय ।

* * *

विदूषक–भोः अपर किमत्र लिखितव्यम्

राजा–श्रूयताम् ।

कार्या सैकतलीनहसमिथुना स्रोतोवहा मालिनी

पादास्तामभितो निषण्णहरिणा गौरीगुरो पावना ।

शाखालम्बितवल्कलस्य च तरोर्निर्मातुमिच्छाम्यध

शृङ्गे कृष्णमृगस्य वामनयन कण्डूयमाना मृगीम् ॥

* * *

कृत न कर्णार्पितबन्धन सखे

शिरीषमागण्डविलम्बिकेसरम् ।

न वा शरच्चन्द्रमरीचिकोमलम्

मृणालसूत्र रचित स्तनान्तरे ॥

विदूषक–भो॰ किं नु तत्र भवती रक्तकुवलयपल्लवशोभिनाग्रहस्तेन मुखमपवार्य चकितचकितेव स्थिता । ( सावधान निरूप्य । दृष्ट्वा ) आः एष दास्या. पुत्र. कुसुमरसपाटच्चरस्तत्र भवत्या वदनमभिलङ्घति मधुकरः ।

* * *

આવાં ભાવદર્શી ચિત્રો કંઈ ઓછાં અભિનન્દનીય નથી. ભવભૂતિ, શ્રીહર્ષ અને બીજા સાહિત્યકારોમાં આવા અનેક પ્રમાણો સંગીત, નૃત્ય, ને ચિત્રનૈપુણ્ય સંબંધે છે.

સામાન્ય રીતે જોતા આ કાલમા વેદાધ્યયન તરફની પ્રવૃત્તિ અતિ મંદ જોવામા આવે છે જે કંઈ છે તે બહુધા આજીવિકાને માટે, અને તે પણ કર્મકાંડની જાળમા જ, પર્યવસાનમા નહિ સાહિત્યશિક્ષણ ને આ કલાઓ ઉત્તેજક રસિક નૃપતિયોને લીધે માનનીય ગણાયા છે અને વ્યાકરણપર અતિ લક્ષ્ય અપાયુ છે.

**માધ્યમિકકાલ.** મુસલમાની રાજ્યની શરૂઆતથી તે બ્રિટિશ સામ્રાજ્યની સ્થાપના સુધીના કાલને માધ્યમિક કાલ કહીશુ આ કાલમા અધાધુની ચક્રવર્તીની હતી અને તેથી સર્વ પ્રવૃત્તિયોમા દેશનો સપૂર્ણ અધ પાત હતો. રાજાઓમા સ્વરક્ષણ અને પરભક્ષણની પ્રવૃત્તિ નાક્ષસી રૂપ પકડી ગઈ હતી ધર્મભ્રષ્ટતાનો અત્યાચાર બલાત્કારની છાયામા વધતો હતો અને તેથી દેશાટન નષ્ટ થયુ હતુ આ સાત શતકની મર્યાદા શિક્ષણવિષયે તો કેવળ અધાન્ધમય હતી સાહિત્યપ્રિય નૃપતિયો તથા ધનવાનોને અભાવે સાહિત્યરસિકતા અને શિક્ષણ નાશ પામ્યા હતા અને વેદાધ્યયન તો નષ્ટ થયેલુ હતુ જ. બ્રાહ્મણાદિ અન્યવર્ણો મુત્સદ્દી પેશો કે વ્યાપાર કરવા માટે પાટીપર ધૂળ નાખતા અને વર્ણશિક્ષણની પર્યાપ્તિમા જ અધ્યયનની પર્યાપ્તિ કરતા. બ્રાહ્મણોની આજીવિકાનો તો સ્ટેજ, સાજ પણ સસ્કૃતિપર આધાર હોવો જોઈએ અને હતો શુભાશુભ ક્રિયા કરાવવાના શુ ગોરપદામા કે શુ હાથ જોઈ જન્મ કુડલીઓ દોરી આપી જ્યોતિષી બનવામા કે શુ અધ્યાપન કરાવવામા કે પુરાણી પુરા બન વામા બ્રાહ્મણ વર્ગને સસ્કૃત શિક્ષણ આવશ્યકતા તો હતી જ તેથી વિરલ વિરલ સ્થાને અલ્પ-અતિ અલ્પ અધ્યયનપ્રવૃત્તિ ચાલતી હતી. ઘણુ ખરુ તો અગડ બગડ કરતા આવડયુ કે વા ચાલ અધ્યાપક બનવાની વૃત્તિને સન અધીન થતા બાદશાહોનુ આ વિષય પરત્વે તદ્દન દુર્લક્ષ્ય હતુ શિક્ષણવ્યવસ્થા એ રાજ્યવ્યવસ્થાનુ એક આવશ્યક અગ છે અને શિક્ષણ એ રાજ્યની અવનતિ ઉન્નતિનુ એક ગર્ભબીજ છે એવી માન્યતા હિન્દના રાજ્યચિતકોએ કદી પણ લક્ષ્યમા લીધી નથી અને તેથી શિક્ષણની યોજનાઓ ઘડવાનુ તથા અમલમા મૂ. વાનુ હિન્દના કોઈ પણ રાજ્યે પ્રાચીન કે માધ્યમિક કાલમા લગભગ વિચાર્યુ નથી આ ગામઠી નિશાળોના ઉત્પાદક કાલમા શિક્ષણપ્રવૃત્તિ અતિ અવકૃષ્ટ હાલતમા હતી. ગામઠી શાળાઓમા છોકરાઓની સાથે કવચિત્ છોકરીઓ પણ ભણતી એમ કવીશ્વર પ્રેમાનદના ઓખાવકાખ્યાનમા ઉદ્દાલક મુનિના આશ્રમના વર્ણનપરથી, કનિષ્ઠ વર્ગની પ્રિયપાન સદેવત સાવળીંગાની વારતાપરથી તથા શામળના કેટલાક પ્રમાણોપરથી જણાય છે વાચન, લેખન, આક અને વ્યાવહારિક હિસાબો એ વિષયો પ્રાથમિક શિક્ષણમા શીખવાતા અને કાશી મ થુરા જેવા પવિત્ર તીર્થસ્થળોમા શાસ્ત્રી, પુરાણી, સન્યાસી કે મઠાધિપતિયો પાસે તેમની દષ્ટિમર્યાદામા અપાતા ઉત્તમ શિક્ષણમા વ્યાકરણ, ઇતિહાસ, પુરાણાદિની કથાઓ અને વેદાગોનુ વિચારણ ચાલતુ હતુ જો કે આચારમા અતિ અલ્પ અશે હતુ તો પણ વિચારમા તો વેદની જ પદવી પ્રધાનપક્ષે હતી આપણા આદિ કવિ પણ કહે છે કે—" વેદીઆ હોય તેને વેદ વિચારવા "

પ્રેમાનદ સુદામા અને શ્રીકૃષ્ણના સવાદમા સુદામાજી પાસે કહેવડાવે છે કે—" હાજી કરતા વેદની ધૂન્ય મ્હને કેમ વીસરે રે " મદોદરી સવાદમા શામળ પણ પુરાણાદિ ભણનારાને પડિતના અને વેદ ભણનારાને વેદિયાના ઉપનામથી આપણી પાસે મૂકે છે. (અપૂર્ણ)

( જીવાભાઇ અમીચદ પટેલ )



# CONTRASTED TYPES.

It is a point worthy of notice that, although Poona is commonly regarded as the home of the straightest and most uncompromising Nationalism, it is precisely to that city–the ancient Mahratta capital–that we may go for the most characteristic representatives of the two schools of Hindu political thought and method. Both Mr G.K Gokhale and Mr.B G. Tilak are Brahmins of Poona Mr. Gokhale is well known in England, where he has earned golden opinions by his dignity and restraint, his mastery of facts, and studied moderation of statement Among Indian public men he holds in some respects a unique position Many years of untiring devotion to education and the public service have given him an invaluable knowledge of administration and affairs His talent for finance has extorted the admiration of successive Finance Ministers, and Mr Gokhale may rightly claim that such remissions of taxation as the Government has made in recent years have been secured, in great part at any rate, as the result of his repeated protests and proposals. His principle has been to work for reforms with and through the Government. For this he has been severely censured by some of his countrymen, and it is not impossible, in view of the course which events have taken, that he may be driven to reconsider his attitude.

Mr B G Tilak is "quite another pair of sleeves" He has felt the weight of the Indian sedition law, and knows more perhaps than any man in India what the might of the Government is when it sets out to crush an individual Yet he has survived, and in Western India his name is a power Scholar, lawyer, journalist, and agitator–no wonder the "Pioneer," when reviewing his most important literary work, expressed regret that abilities so conspicuous should be devoted to such questionable ends

—"*The Daily News*"

ધી યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ.—અમદાવાદ.

Reg No B 465

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૬, અંક ૧૧. [ માસિક. ] માર્ગશીર્ષ, સંવત્ ૧૯૬૪.

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ એમ. એ; એલ્એલ્બી

## લવાજમ

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂ. ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂ. ૨-૦-૦ ( પોસ્ટેજ સાથે.)

**ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસ:** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂ.૦-૬-૦ મોકલવા કૃપા કરવી. બીજા વર્ષનાં રૂ. ૦-૧૨-૦; ત્રીજામાં રૂ. ૧-૪-૦.

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલના રૂ. ૦-૪-૦ „

મળવાનું ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—અમદાવાદ

મુંબાઈના એજન્ટ—મેસર્સ એન. એમ. ત્રિપાઠી.—મુંબાઈ.

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ કોઇ પણ લેખનું અસલ લખાણ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ કર્યો હોય કે ન હોય-પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખર સુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી.

વ્યવસ્થાપક.

---

# આવતો છેલ્લો અંક વી. પી.

વર્ષ પૂરૂં થવા આવ્યું છે તેથી જે ગૃહસ્થોએ હજી સુધી લવાજમ ન ભર્યું હોય તેમણે આવતો અંક બહાર પાડયા અગાઉ તે મોકલી દેવાની કૃપા કરવી એ અંક પ્રસિદ્ધ થતાં પહેલાં જેઓનું લવાજમ નહિ આવ્યું હોય તેઓ વી. પી. થી લવાજમ ભરવા ઇચ્છે છે એમ સમજી એ અંક થોડા દિવસમાં વી. પી. કરીને તેઓને મોકલવામાં આવશે

વ્યવસ્થાપક.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૬, અંક ૧૦. [ માસિક. ] માર્ગશીર્ષ, સંવત ૧૯૬૪.

## अपावरणप्रार्थना.

અન્તરની શ્રુતિ ખોલો, ઓ તાતજી !
અન્તરની શ્રુતિ ખોલો !
વેદનાં વાચક બોલો, ઓ તાતજી !
વેદનાં વાચક બોલો !

" हिरण्मयेन पात्रेण
सत्यस्यापिहितं मुखम् ॥
तत्त्वं पूषन्नपावृणु
सत्यधर्माय दृष्टये ॥ "

" સુવર્ણમય પાત્રેથી,
સત્યનું મુખ બન્ધ જે,
ઉઘાડી આપ તું, પૂષન્ !
સત્યધર્મદૃગર્થ તે ! "

અન્તરની શ્રુતિ ખોલો, ઓ તાતજી !
અન્તરની શ્રુતિ ખોલો !
વેદનાં વાચક બોલો, ઓ તાતજી !
વેદનાં વાચક બોલો !

कान्त.

---

# ત્ય્હારે અને હવે.

( વસન્તતિલકા. )

સન્ધ્યાતણા ઉદરમાં રવિમૂર્તિ ડૂબી,
ને આ કિરીટરચના કિરણોની ઉભી :
લાંબા પટા કંઈ ગુલાબી પિરોજી આજા
આરાવલીસમ કિરીટ વિશે વિરાજ્યા. ૧

ને એ કિરીટશિખરે મણિ શુક્રકેરો
આશાતણી કણી સમો ચમકે અનેરો;
નીચે ત્રિકાળતણું ગાન ગભીર ગાતો
આ સિન્ધુરાજ ઘનશાન્તિ વિશે સમાતો. ૨

( સોરઠા. )

ગિરિટોચે રહી આમ રચના જોતો સ્તબ્ધ હું;
હૃદયવિશે ઉદ્દામ ઊંડા ભાવ રહ્યા કૂદી. ૩

અદશ્ય જે ! ત્ય્હાં ગાન, જુજવા, ઝીણાં ઊપન્યાં,
સુણતો હું ધરી ધ્યાન ધ્વનિ ઊંડા અશરીર એ. ૪

( ૧. )

( ખંડહરિગીત )

" હૃદય તું મુજ પ્રાણ તું,
કૌમુદી મુજ નેનની ',—
ચારુ હેવાં ગાન તું
ગાતો સુણી ઘેલી બની; ૫

ગાળ્યું યૌવન પ્રેમમાં—
પ્રેમના આભાસમાં,
કાળ સરિયો ક્ષેમમાં
હા ! ત્યાહરે સુવિલાસમાં ! ૬

* * * *

( ખંડશિખરિણી. )

હવે, થાતાં ખાલી મધુર રસપ્યાલો, શઠ અરે !
તજી ચાલ્યો, 'વ્હાલી' વચન ઉચર્યું વ્યર્થ જ ખરે;
ભવ-અટવીમાં અન્ધ તિમિરે
ભટકું;-કર હા ! કોણ જ ધરે ! " ૭

( ૨. )

( ખંડહરિગીત. )

"ધનનદી મુજ રેલતી
ક્ષેત્ર જુજવાં ભીંજવે,
મિત્રગણ ચૌમેરથી
જો! ત્યાહરે પગ મુજ ધુવે. ૬

*   *   *   *

( ખંડશિખરિણી )

હવે એ સુકાઈ સરિત મુજ સંપત્તિતણી, ને
ગયા મિત્રો ક્યાંહિ સ્તુતિ વચન જૂઠાં ઊચરીને ?
ભવ-અટવીમાં એકલ ભમુ,
અનુભવ નવા શા અનુભવુ! ૭

( ૩. )

( ખંડહરિગીત. )

"બાલ્યમાં સુખ રંગમા
ખેલું હું ઉલ્લાસથી,
વિશ્વ સહુ મુજ સંગમાં
હસતું તદા ચોપાસથી. ૧૦

*   *   *   *

( ખંડશિખરિણી. )

હવે છાયા ઘેરી વિષમ જગના વાદળતણી
મ્હને લેતાં ઘેરી, જગતરચના શ્યામ જ બની;
સકળ થળ ઘેરા સુર સુણું,
સુણું રુદન હામે પણ લૂંટું." ૧૧

( ૪. )

( ખંડહરિગીત. )

"યૌવને ધરી ગર્વને
અર્ધજ્ઞાને મત્ત હું,
તુચ્છકાર્યાં સર્વને,
ત્યાહરે ન જોતો સત્ય હું. ૧૨

*   *   *   *

( ખંડશિખરિણી )

ગયા મોહો લાધી સ્મૃતિ, મન હવે જ્યોતિ ઝળક્યો,
પ્રવેશી અગારે દૃઢતર થયું ચિત્તબળ જો!
મદ ધરીં ન કોને અવગણું,
હૃદય બનિયું દીન દ્વિગુણું." ૧૩

( ૫ )

( ખંડહરિગીત )

"વિષમ જગ-આઘાતથી
યૌવને ધરીં ખેદને
વ્યોમ તારકમાં મથી
વસવા હું વાચ્છું તે દિને. ૧૪

* * * *

( ખંડશિખરિણી )

હવે સન્ધ્યારંગે, ઉડું મહિં, વળ વ્યોમકુહરે,
સુણું તેડા હારા જગજનનિ ઓ! પ્રેમદ્ સુરે,
વિષમ જગનું ગાન વિખરે,
પરમ કંઇ સંગીત પસરે" ૧૫

* * * *
* * * *

( વસન્તતિલકા )

હાવાં અનેક, જુજવાં, અશરીર ગાન,
તારાગણો, ગગન, સિન્ધુ વિશે મહાન,
વાગી રહ્યાં સતત ચોગમ વારવાર;—
ને જો! પછી વિરલ શો બનિયો પ્રકાર! ૧૬

પ્રત્યેક ગાન બનિયું સ્વર એક એક,
ગૂંથાઈ એ સ્વર બધા અવિરોધી છેક,
જો! ઊપન્યું અનુપ ગાન મહાન બીજું,
ગાજી રહ્યું પ્રકૃતિમાં સ્થિર એ સુરીલું! ૧૭

રત્નાગિરિ જિલ્લો. નરસિંહરાવ ભોળાનાથ
૫-૧-૦૯

# દિગ્દર્શન.

ઉદ્દામપક્ષ રૂપી ટિળકની રાવણી સેનાએ કૉન્ગ્રેસ મહાયજ્ઞનો ધ્વંસ કર્યો ! આ બનાવથી કૉન્ગ્રેસની અંદર રહીને એના શ્રેય માટે સતત શ્રમ કરનારા જનોને ખેદ થાય એમા તો આશ્ચર્ય જ નહિ; પણ અમારા જેવા કૉન્ગ્રેસની બહારના જનો—જેઓ અવ્યવસ્થિત અને બિનજવાબદારીની રીતે આ દેશના રાજ્યવહીવટ ઉપર ટીકા થાય તે કરતાં વ્યવસ્થિત અને જવાબદારીવાળી ટીકા થાય તો સારૂ એવી સમજણથી કૉન્ગ્રેસ જેવી સંસ્થાનુ શ્રેય ઇચ્છે છે,* તથા આપણો દેશ વર્તમાન રાજકીય સ્થિતિમાં પણ પોતાનુ આત્મમાન ભુલી બેઠો નથી એમ સૂચવનાર ચિહ્ન તરીકે એ સસ્થાને સ્વીકારે છે—તેઓ પણ આ બનાવ જોઇને અત્યન્ત ખેદ પામ્યા વિના રહ્યા નથી આ વખતની બેઠકમા કૉન્ગ્રેસે બહુ અગત્યના સવાલો વિચારવાના હતા અને એ સંબન્ધમા પોતાના પુખ્ત વિચારો પ્રકટ કરીને અસાધારણ દેશસેવા બજાવવાની હતી. પણ ગયા અકમા અમે દર્શાવેલો ભય યથાર્થ નીવડયો, અને અત્યારે સમસ્ત દેશ પોતા ઉપર એક મહાસકટ આવી પડેલુ સમજે છે.

**છેલ્લી કૉન્ગ્રેસ**

કૉન્ગ્રેસનો મડપ લગભગ દસ હજાર માણસોથી ચિકાર ભરાયો, ટિળક પક્ષ તરફથી પોતાના અનુયાયીઓમા "no compromise"-નો દુષ્ટ મન્ત્ર ફરી વજ્યો, કૉન્ગ્રેસનુ પ્રેમ ગીત ગવાયુ, પણ એ ગીત ગાનારાઓના હૃદય પણ જાણે આગામિ સકટના ભાનથી ધડકતા હોય તેમ એમના કંઠમાથી આનન્દ કરતા વિષાદની લહરી વિશેષ આવતી હતી—અને "શુ ભય ? શું ભય ?" એ શબ્દો નીકળતા તો કોઇક ગેબી રીતે શ્રોતાના હૃદયમાથી અમગળ ઉત્તર જ અપાઈ જતો હતો. મિ માળવીનુ સ્વાગતભાષણ થયુ—પ્રમુખની સ્થાપના માટેની દરખાસ્ત દિ. બ. અંબાલાલભાઇએ રજુ કરી, એને અનુમોદન આપતા મિ સુરેન્દ્રનાથે ભાષણ શરૂ કર્યું. અન્ય અસખ્ય પ્રસગે હજારો માણસ જેના મોહક અવાજથી મન્ત્રમુગ્ધ બની ચિત્રાકારે આલેખાઈ રહેતા હતા, જેના ભાષણ દરમિયાન પૂવ બાર હજાર શ્રોતાના મંડપમાં દૂરમા દૂર બેઠેલો માણસ પણ 'રખેને મારૂં બોલ્યુ બહાર પડતું સભળાશે' એવા ભયથી પોતાના પાડોશી સાથે પણ વાત કરતા અચકાતો હતો—અરે ! જેની ગર્જિત વાણીનો છેલ્લી મદ્રાસની કૉન્ગ્રેસ વખતે મુસળધાર પડતા વરસાદનો અવાજ દબાવી દેવા ઉપયોગ કરવામા આવ્યો હતો—એ અદ્વિતીય દેશભક્ત વક્તાને ટિળકપક્ષે સભળાવા દીધો નહિ, બોલવા દીધો નહિ, અને કૉન્ગ્રેસ તે દિવસે મુલ્તવી રાખવામા આવી ! ટિળકપક્ષે જોયુ કે બગાળાના પ્રતિનિધિઓ જેઓની મ્હોટી સખ્યા હતી અને જેઓને ઉદ્દામપક્ષના જાણીને પોતાના પક્ષના ધાર્યા હતા તેઓ પણ સુરેન્દ્રનાથ તરફની આ વર્તણુકથી ગુસ્સે થયા છે, અને તેથી તેણે બીજે દિવસે મિ. સુરેન્દ્રનાથને પોતાનુ ભાષણ પૂરૂ કરવા દીધુ. ત્યાર પછી ડૉ. ઘોષે પ્રમુખ પદ લીધુ અને ભાષણ શરૂ કર્યું—તેમા મિ. ટિળકે આવીને કરેલો અટકાવ અને ત્યાર પછીની હકીકત સર્વને જાણીતી છે, તેમ જ તે એટલી ખેદકારક છે કે એનુ વાચકને ફરી સ્મરણ કરાવવું અમે ઉચિત ધારતા નથી.

* * * * *

---

* જુઓ અહમદનગરવાળા રેવ્હરન્ડ હ્યૂમનો છેલી કૉન્ગ્રેસ વિષેનો ટાઇમ્સ ઑફ ઇન્ડિયામાં પત્ર.

કૉન્ગ્રેસ નાશ પામી ? આ વિશ્વમાં જડવસ્તુ પણ સર્વથા નાશ પામતી નથી તો ચેતન વસ્તુ તો શેની જ નાશ પામે ? અમે કૉન્ગ્રેસને ચેતન માનીએ છીએ, અને એનો નાશ કોઇથી પણ થઈ શકે એમ ધારતા નથી. કૉન્ગ્રેસ મ્હેતાએ ઉત્પન્ન કરી નહતી કે ટિળક એનો નાશ કરી શકે: એક ન્હાના સરખા ઇલ્બર્ટ બિલમાં એવું શું હતું કે તે દિવસથી હિન્દુસ્તાનના નવશિક્ષિત આત્માએ સ્વદેશભક્તિની ધુરા ઉપાડી ? બંગભંગમાં એવું શું નુકશાન રહેલું હતું કે જેને પરિણામે વિદ્વાન–અભણ જુવાન–વૃદ્ધ સ્ત્રી–પુરુષ જાણે નવી જ આંખ પામ્યાં હોય એમ જોવા લાગ્યાં ? જાપાન હિન્દુસ્તાન વચ્ચે શુ સરખાપણું છે કે જાપાનનો વિજય તે જાણે હિન્દુસ્તાનનો જ હોય એમ સમજી હિન્દુસ્તાનને પોતાના ગૌરવનું ભાન થયું ?—ખરી વાત એટલી જ છે કે મનુષ્યના ઇતિહાસમાં પરમાત્મા પોતે જ કોઇક અગમ્ય રીતે વખતો વખત ઊતરી આવે છે, અને કહેવાતા ઇતિહાસના મહાપુરુષો તે પરમાત્માના કાર્યમા નિમિત્ત માત્ર જ છે. શ્રી કૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કે:–

'नासतो विद्यते भावो नाभावो विद्यते सतः'

'विनाशमव्ययस्यास्य न कश्चित् कर्तुमर्हति।'

'अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम्।'

'જે અસત્ છે તેનો કદી પણ ભાવ–અસ્તિત્વ–હોવુ નથી, અને જે સત્ છે તેનો કદી પણ અભાવ બનતો નથી' 'જેનાથકી આ વિસ્તરેલું છે તે અવિનાશી છે.' 'આ અવિનાશી આત્માનો કોઇ નાશ કરી શકે એમ નથી.'—અને એ પરમાત્માને મુખે નીકળેલા શબ્દોમાં અમને પૂર્ણ વિશ્વાસ છે. કૉન્ગ્રેસના દેહનો જેને મોહ નથી, કૉન્ગ્રેસના આત્માની જ જેને દરકાર છે, તે તો એના દેહોત્સર્ગથી વિષાદ ન પામતા એના નવા શરીરમાં—એ કૉંગ્રેસ કહેવાઓ કે કૉંગ્રેસ ન કહેવાઓ, કૉન્વેન્શન કહેવાઓ કે અન્ય નામથી બોલાઓ—એમાં એ જ અવિનાશી આત્માનો પ્રકાશ અને વિલાસ જોશે.

* * * *

કૉન્ગ્રેસના છેલ્લા બનાવથી હિન્દુસ્તાનનુ ખરૂં સ્વરૂપ જણાઇ આવ્યું એમ કહેવાય છે. અમે પણ એ જ કહીએ છીએ, પણ જે સત્ય હોય તે જણાઇ આવે એમાં જ પરિણામે લાભ છે એમ દૃઢતાથી માનીએ છીએ: તેમજ વળી જે જણાઇ આવ્યું તેમાં કેટલુંક આશાજનક હતું. અને આથી અમારો ખેદ ઓછો થાય છે.

અમે તો કૉન્ગ્રેસમાં એક દ્રષ્ટા માત્ર હતા અને એ સંસ્થાનું હિન્દુસ્તાનના આત્મામાં શું સ્થાન છે એ જોવાની અમને ઉત્સુકતા ગ્હ્યાં કરે છે–તેથી ખરા તોફાન વખતે વિવિધ પ્રાન્તના ડેલિગેટોની વર્તણૂક ઉપર અમે સૂક્ષ્મ દૃષ્ટિ રાખી હતી. તેમાં અમને એ જણાયું કે કૉન્ગ્રેસનો મ્હોટો ભાગ–નાગપૂર બાદ કરતાં, ઉદ્દામપક્ષના અનુયાયીઓ પણ–મિ. ટિળકના વર્તનની વિરુદ્ધ હતા; અને મિ ટિળકના પક્ષે કૉન્ગ્રેસ વેરી નાંખી તે સખ્યા કે વિચારના બળથી નહિ, પણ 'એક કાંકરી ઘડો ભાગે' એ ન્યાયે–અગર તો, મથુરામાં કૉન્ગ્રેસની બેઠક હોય અને ત્યાંનાં પ્રસિદ્ધ પ્રાણીઓ મંડપમાં પેશી જઈ સભાનું કામ અશક્ય કરી દે તે રીતે.

આ વાત વિચારતા અમને ગઇ કૉન્ગ્રેસની કમનસીબી માટે ખેદ થાય છે, પણ કૉન્ગ્રેસનુ જીવન પૂરુ થયુ એમ માનવાને કારણ જણાતું નથી

અમને વિશેષ સન્તોષ તો એ જોઇને થાય છે કે હિન્દુસ્તાનની બુદ્ધિ આ પ્રસગે સારા ખોટાનો વિવેક જાળવી રહી છે મિ ટિળકના પક્ષ તરફથી બીજે દિવસે જે પત્રિકા નીકળી તેમા પજાબ મદ્રાસ અને (મિ અરવિન્દ ઘોષ બાદ કરતા) બગાળામાથી કોઈ જ ભળ્યુ નહિ એટલું જ નહિ, પણ જે ટિળક એક વખતે હિન્દુસ્તાનના મુખનું પાન હતો તેને માટે અત્યારે હિન્દુસ્તાનના ચારે દિશાના પત્રોમા ધિક્કાર શિવાય બીજો શબ્દ નીકળતો નથી આ થોડુ શુભ ચિહન નથી. જ્યા સુધી બુદ્ધિનો નાશ નથી ત્યા સુધી વિનાશ છે જ નહિ

* * * *

ઇન્ડિયન મેસ્સન્ જર્ના મિરરના તન્ત્રીએ લખ્યુ કે There was a Tilak ટિળક હતો થઈ ગયો! અમને આગલાથી પૂર્ણ સન્તોષ થતો નથી મિ ટિળકના દૂર રહ્યાથી કૉંગ્રેસના શરીરમાથી સઘળુ વિષ ગયુ એમ અમને લાગતુ નથી અમે ટિળક કરતા પણ ઉદ્દામ પક્ષરૂપી નવા વાવા માડેલા ભૂખર વાથી વધારે બ્હીએ છીએ, અને એ સબન્ધી અમારો ભય અમે એટલા લાબા વખતથી જણાવતા આવ્યા છીએ કે એ સબન્ધી હવે ફરી ફરીને લખવાની જરૂર જણાતી નથી. તથાપિ અત્રે એટલુ તો કહીશુ કે **વિનીત** અને **ઉદ્દામ** એ બે પક્ષ વચ્ચેનો ભેદ તે માત્ર નામનો કે ટિળક-મહેતાના અગત વિરૂધ્ધનો કે બે ચાર ચાનુ ચર્ચાના વિષય પૂરતો નથી, પણ તાત્ત્વિક અને ઊંડો છે એ ભેદ તે ઉદ્દામ પક્ષવાળા તરફથી કેટલીક વાર દેખાડવામા આવે છે તે નથી. વિનીત પક્ષવાળા છેલ્લી કલકત્તાની કૉન્ગ્રેસમા થએલા અમુક ચાર ઠરાવોમાથી પાછા હઠવા માગે છે, અને ઉદ્દામ પક્ષવાળા એ ઠરાવોને દ્દઢતાથી વળગી રહેવા ઇચ્છે છે એ ભેદ તે ખરો ભેદ નથી એ તદ્દન કલ્પિત, ભ્રાન્તિજનક અપ્રમાણિક અને ફીરોઝશાહ અને ગોખલેને હેરાન કરવાના દુષ્ટ ઇરાદામાથી જ ઉપજેલો છે. ખરો ભેદ હાલમા મિ ગોખલે તરફથી પ્રસિદ્ધ લખાએલા એક પત્રમા ટાકેલી પોતાની અને એક ઉદ્દામ પક્ષવાળા વચ્ચે થએલી વાતચિતમા દેખાય છે તે જ છે* એક શુદ્ધ સ્વદેશ ભક્તિ જગાડવાનો અને દેશહિતના તે તે કાર્ય

* I next pointed out that there were other ways in which we could all honour Mr Lajpat Rai, and then I added — If your object is simply to flout the Government, I can understand your proposal To this, one of the two gentlemen said—"Yes even if we do nothing else, we want to show that we are prepared to flout the Government' I thereupon said —'I don t believe in such flouting The Congress must, of course, express its condemnation of Government measures, when necessary but it has other important work to do We cannot do without the help and co-operation of Government in many matters at our present stage ' The conversation then turned to what our goal should be and what the Congress should try to do And the gentleman in question—a young man who has only recently returned from England—urged on me his view that

કરવાનો ઉદ્દેશ રાખે છે, અને બીજો સરકારને હેરાન કરવામાં જ કૃતકૃત્યતા સમજે છે; અને આ મતભેદ જે મૂળ મતભેદમાંથી ફલિત થાય છે તેને સ્પષ્ટ કરી જણાવીએ તો એક પક્ષ બ્રિટિશ છત્ર ઇચ્છે છે, અને એક નથી ઇચ્છતો. માત્ર દલીલ ખાતર કોઇ તરફથી એમ કહેવામા આવે કે—બ્રિટિશ છત્ર દૂર કરવાની તો કોઇની ઇચ્છા નથી, માત્ર પદ્ધતિનો ફેર છે, તે એ કે એક સરકાર પાસે 'ભિક્ષાં દેહિ' કરવાનો માર્ગ પસંદ કરે છે,અને બીજો હેરાન કરવાની રીત ઇષ્ટ ગણે છે. પણ આના ઉત્તર અનેક રીતે દઈ શકાય· એક રીતે બોલીએ તો વિનીત અને ઉદ્દામ બંને 'ભિક્ષાં દેહિ' જ કરે છે—માત્ર એકની રીત વિનયવાળી છે અને બીજાની 'નાનકશાહી' છે. પણ વસ્તુત, વિનીત પક્ષની માગણી તે હકની માગણી છે, 'ભિક્ષાં દેહિ' ની દીનતા એમા બિલકુલ નથી, અને તેથી જ સર સૈયદ અહમદ જેવાને પ્રથમથી જ કૉન્ગ્રેસની રીત પસંદ પડતી થઈ નહતી. બીજું—જેઓ ઉદ્દામ અને વિનીત પક્ષ વચ્ચેના ભેદને માત્ર પદ્ધતિનો ભેદ સમજે છે તેમને અમે પૂછીએ છીએ કે બંને પદ્ધતિ એક જ સાધ્યને અનુકૂલ હોય તો જ તે પદ્ધતિનો ભેદ કહેવાય પણ એ બને પદ્ધતિ એક સાધ્યને અનુકૂલ છે? ઉદ્દામ પક્ષ પ્રજામાં બ્રિટિશ રાજ્ય સ્હામે જે તરેહની વૃત્તિ ફેલાવે છે તેમા બ્રિટિશ છત્રની ઇષ્ટતા જરા પણ સ્વીકારાય છે? કદાચ એ ઇષ્ટતા અત્યારે થોડેક મુખે સ્વીકારાતી હશે તો પણ સરકારને હેરાન કરવામાં જ આપણું કર્તવ્ય સમાએલુ છે એ સિદ્ધાન્તની સાથે એ અસંગત છે એમા તો સંશય જ નહિ. અને તેથી જેઓ સરકારને હેરાન કરવામા જ લાભ જોતા હોય તેઓ પણ મિ. ટિળકની સાથે જ કૉન્ગ્રેસમાથી દૂર થઈ જાય—અમારા શબ્દોમા, કૉન્ગ્રેસ ઉદ્દામ પક્ષથી સર્વથા મુક્ત થઈ વિનીત પક્ષની જ થઈ રહે—તો જ સારૂ એમ અમે ઇચ્છીએ છીએ. અને એ પ્રમાણે નહિ થાય તો ભવિષ્યમા હજી બીજા તોફાનો થશે એમ અમને ભય રહે છે—અને એ તોફાન હાલના કરતા પણ વધારે ભયંકર થશે, કારણ કે હાલ જે મિ. ટિળક વિરુદ્ધ મિ. ફીરોજશાહનો પ્રશ્ન દેખાય છે તે તે વખતે તાત્ત્વિક સિદ્ધાન્તના વિરોધનું પ્રકટ રૂપ લેશે.

પણ બ્રિટિશ ગજ્યકર્તાને હેરાન ન કરવા અને દીનતાથી માગણી પણ ન કરવી ત્યારે કેવી રીતે કામ લેવુ? આના જવાબમા 'મધ્યમ માર્ગ' એમ અમે નહિ કહીએ. કોઈ પણ તાત્ત્વિક સિદ્ધાન્તના અવલમ્બ વિના મધ્યમ માર્ગ રહેવુ એ નિર્બળતા છે, અને એવી રીતે મધ્યમ માર્ગે કોઇને રાખી શકાતુ જ નથી મિ. ગોખલે મહેતા વગેરે આપણા વિનીત નાયકોએ જે માર્ગ સ્વીકાર્યો છે તે મધ્યમ માર્ગ સમજી સ્વીકાર્યો નથી, પણ આત્મસંયમપુર:સર જે કર્તવ્યનો માર્ગ દેખાયો છે તે જ સ્વીકાર્યો છે—અને એ કર્તવ્યનો માર્ગ તે માકણ મચ્છર પેઠે ચટકા ભરવાની કે કૂતરા પેઠે 'લાગૂલચાલન' ની રીત નથી—પણ નરવીર થઈ પુરુષતાથી પોતાના હક પ્રતિપાદન કરવાની પદ્ધતિ છે. એ હક જેમ એક તરફથી અધિકારીઓ સમક્ષ

the Congress should work for absolute independence and that it should try to teach the people of the country to hate the present foreign Government as much as possible. It was in reply to this that I said —"You do not realize the enormous reserve of power behind the Government. If the Congress were to do anything such as you suggest, the Government will have no difficulty in throttling it in five minutes."

ઉચ્ચ સ્વે રજુ કરવાના છે, તેમ બીજી તરફ તે અજ્ઞાન પ્રજાને પણ સમજાવવાના છે. અને તેમ કરવાથી રાજ્યને વસ્તુત હાનિ થવાનો સભવ નથી, કારણ કે જેના હૃદયમા વફાદારી છે તેને મુખે કદી પણ બેવફાદારીનો ઉપદેશ નીકળવાનો નથી, કેટલીક વખત દેશભક્તને ભ્રાન્તિથી બેવફાદાર ગણાઈ જવાનો પ્રસગ આવે, પણ તે તો કર્તવ્યના વિકટપથના સ્વાભાવિક સકટો છે,—જે કર્તવ્યપરાયણ જને સહન કર્યા શિવાય છૂટકો નથી. રાજ્યભક્ત અને રાજ્યદ્રોહી પ્રજાનાયક વચ્ચે ફેર એ રહે છે કે એક પોતાની ફરિયાદ ખરી છે કે ખોટી એ બાબત પ્રજામત જાગ્રત્ કરી અધિકારીને ખાતરી કરી આપે છે, અને એ મતને બળે એને રાજ્યમા સુધારા કરવાની ફરજ પાડે છે, અને બીજો, સ્વતન્ત્ર દેશમા પણ પ્રજા રાજ્ય પાસેથી જે રીતે હક મેળવે છે તેમ હક મેળવવાની પ્રવૃત્તિ ઉત્પન્ન કરવાને બદલે પ્રજામા રાજ્ય સ્હામે માત્ર પરકીયબુદ્ધિ જગાડી પ્રજા અને રાજ્ય વચ્ચેનો સમન્વ સતત કડવો રાખવામા જ કૃતાર્થતા સમજે છે.

* * * *

પ્રજાના હૃદયમા પ્રવેશ પામવા લાગેલુ આ બીજુ વિષ શી રીતે દૂર કરી શકાય? દરેક રાજ્યભક્ત અને પ્રજાભક્તને—એક શબ્દમા બોલીએ તો દરેક દેશભક્તને—આજકાલ આ મ્હોટો પ્રશ્ન થઈ પડયો છે, જેનુ સમાધાન રાજા અને પ્રજા ઉભયના હાથમા રહેલુ છે. મિ. ગોખલેએ સિમલામા મળેલી છેલી ધારાસભાની બેઠકમા તથા 'રિફોર્મર્સ કયર બુક' યાને 'સુધારકની વર્ષપોથી' નામના ઇગ્લડમા પ્રસિદ્ધ થતા એક સગ્રહમા આ સબન્ધી સરકારનુ કર્તવ્ય બતાવ્યુ છે એમનુ એમ કહેવુ છે કે સરકાર પ્રજામતને દાબી દેવાના જે જે યત્નો કરે છે તે ઉદ્દામ પક્ષના વિસ્તારનુ સાધન બને છે, અને એને શમાવવાનો ખરો ઉપાય તે પ્રજાની અમુક અમુક ફરિયાદો તરફ લક્ષ દેવુ એ જ છે. પ્રજાનુ કર્તવ્ય પણ સ્પષ્ટ છે પ્રજાએ અધીરાઈથી બ્રિટિશ પ્રજાની ન્યાયબુદ્ધિમાથી શ્રદ્ધા ઉઠાવી લેવી ન જોઇએ જ્યા સુધી ખાસ ઇગ્લડમા જઇને હિન્દુસ્તાનના દુખો પરત્વે બ્રિટિશ પ્રજામત આપણે કેળવ્યો નથી ત્યા સુધી બ્રિટિશ પ્રજાના ન્યાયીપણા વિષે નિરાશ બનવાનુ કારણ નથી વળી એ આશા અને શ્રદ્ધા તે મૂર્ખતાથી ઝાઝવાના પાણી પાછળ દોડવા જેવુ છે એમ નથી. કૉન્ગ્રેસ છેલ્લા પચીસ વર્ષમા સરકારની રાજ્યનીતિ ઉપર પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે વણી અસર કરી શકી છે, છતા તે જોઇએ તેટલી તે કરી શકી નથી તેનુ એક કારણ એ છે કે દુર્ભાગ્યે એ વર્ષો ઇગ્લડના પરાવર્તન કાળ (Age of Reaction) મા પડેલા છે જેઓએ ૧૮૫૭ નો બળવો અને તેની પછીના વીસ વર્ષના ઇગ્લડના રાજ્યતન્ત્રીઓ જોએલા છે તેઓ એ દેશની ઉદારબુદ્ધિનો કદી પણ નિષેધ કરશે નહિ સ્વાર્થત્યાગ અને ભગીરથપ્રયત્ન જો અગ્રેજ લોકોને પોતાના દેશના સુધારા સાધવામા કરવા પડે છે તો તેઓ આ દેશના રાજ્યતન્ત્રના સુધારા માટે આપણી પાસે એ જ ગુણોની અપેક્ષા રાખે તો તેમા આશ્ચર્ય શુ? એવા ત્યાગ અને પ્રયત્નને પરિણામે જ હક આપવા એને તેઓ ન્યાયનુ એક અગ સમજે છે

# ગ્રન્થાવલોકન.

**સુધાહાસિની***—આપણા પ્રસિદ્ધ દેશભક્ત ઇતિહાસકાર અને સુધારક મિ રમે શચન્દ્ર દત્તે "સસાર" એ નામની એક નવલકથા બગાળીમા લખી હતી, તે પરથી તેમણે પોતે જ 'Lake of Palms' નામે એક અગ્રેજી નૉવેલ પણ રચ્યું હતું, અને એ જ નૉવેલનુ આ ગુજરાતી ભાષાન્તર સૌ. વિદ્યા તથા સૌ શારદા—જે બે બ્હેનોના નામ સમસ્ત ગુજરાતમા અને ગુજરાતની બહાર પણ જાણીતા છે, અને જેઓની વિદ્વત્તા રસિકતા અને સૌમ્યતાએ કરી એ નામ અન્વર્થ બન્યા છે—એ બે બ્હેનોએ કર્યું છે સાથે વિદ્યાભ્યાસ કરી સાથે બી એ ની પદવી પામેલા આ સ્ત્રીરત્નો આ પુસ્તકના રચનાર તરીકે સાથે જ જોડાયના રહે એ સ્વાભાવિક તેમ જ શોભતું લાગે છે

ન્હાનપણથીજ ઊચી સરકારી ભાષા બોલનારા સાહિત્યરસિક કુટુમ્બમા જન્મેના અને ઉચ્ચ યુનિવર્સિટીની કેળવણી પામેલા—આ ભાષાન્તર કરનારાઓએ ભાષાન્તર બહુ સરળ અને લાલિત્યવાળી વાણીમા કર્યું છે એમા તો આશ્ચર્ય જ શુ ? માત્ર મૂળ ગ્રન્થ કેવો છે એટલી જ વાચકને માહીતી આપવાની આ અવલોકનમા જરૂર જણાય છે

આ નવલકથા કેવી મનોહર છે એનો પૂરેપૂરો ખ્યાલ તો એ વાચી જોવાથી જ આવી શકે એમ છે તથાપિ એનુ કાઇક સૂચન એનો ટુકામા સાર× આપવાથી થઇ શકશે.

બગાળામા તાલપુખર નામે એક નાનકડુ ગામ આવેલુ છે તેની નજદીકમા એક નાનુ સુદર તળાવ છે અને તે તળાવની ચારેમેર તાલવૃક્ષની ભારે ઝુડ આવી રહેની હતી તે ઉપરથી એ ગામનુ નામ ખાસ કરીને તાલપુખર પાડવામા આવેન હતુ આ ગામમા એક સારો પણ ગરીબ સ્થિતિનો હરિદાસ મનિક નામે એક કાયસ્થ રહેતો હતો તેની સ્ત્રી પણ તેના જેવી જ ગરીબ સ્થિતિના કુળની હતી હરિદાસ પોતાના કુટુબનો નિર્વાહ મહા પ્રયત્ને કરતો હતો

તારિણી મનિક નામનો હરિદાસનો એક પિત્રાઇ ભાઇ હતો તે તાલપુખરની પાસે આવેલા બરદ્વાન નામે શહરમા સરકારી નોકર હતો મનુષ્યની દરિદ્રાવસ્થામા તેનો સગો ભાઇ તેને સહાયતા આપે એમ બનવુ પણ આ સમયમા બહુ કઠિન છે, ત્યારે પિત્રાઇ ભાઈ તરફની કાઇ પણ આશા હરિદાસ રાખતો તે કેવળ વ્યર્થ જ હતી ! તેમ છતા જ્યારે હરિદાસ ઘણા જ સંકોચમા આવતો ત્યારે તેનો પિત્રાઈ તારિણી મલિક તેને બે પૈસા બ્યાજે ધીરતો ! અને આટલી ઉદારતાને માટે પણ ગરીબ હરિદાસ તેના

---

* મી. રમેશચદ્ર દત્તના અગ્રેજી પુસ્તક ઉપરથી ભાષાતર કરનાર સૌ. વિદ્યા રમણભાઇ, બી એ તથા સૌ. શારદા મહેતા, બી એ અમદાવાદ, કીંમત રૂ. ૧-૬-૦

× આ અવલોકન લખતા પહેલા એક સાહિત્યપ્રેમી યુવકે આ વાર્તાનો સાર અમને લખી મોકલ્યો છે તે અત્રે અમે ખુશીથી ઉતારીએ છીએ

ભાઈનો સંતોષપૂર્વક ઉપકાર સ્વીકારતો. હરિદાસને બે પુત્રીઓ હતી. મોટીનું નામ વિન્ધ્ય-વાસિની હતું અને નાનીનું નામ સુધા હતું. મોટી ઘરમાં જરા લાડકી હતી. અને તેને બધાં બિન્દુ નામે જ બોલાવતાં હતાં. હરિદાસના પિત્રાઈ ભાઇ તારિણી મલિકને પણ એક જ પુત્રી હતી. તેનુ નામ ઉમા હતું. દરિદ્રાવસ્થામાં સંતોષ એજ સુખનું સાધન છે. અને હરિદાસના ગૃહસંસારમાં સંતોષનું જ ચિત્ર તાદશ થઇ રહ્યું હતુ. આનું દર્શન નવલકથાકારે તેના પુસ્તકના પ્રથમ જ પ્રકરણમાં સરલ-સુંદર-અને રસમય વાક્યરચનાવડે આપણી સમક્ષ રજુ કર્યું છે. પરંતુ કર્મની ગતિ ગહન છે. કારણ દારિદ્રયની સામે સંતોષરૂપી શસ્ત્ર ધારણ કરીને હરિદાસે પોતાના ગૃહસંસારમાં જે સુખ મેળવ્યુ હતું, તે સુખ દીર્ઘ સમય પર્યન્ત ટક્યું નહિ. થોડાક જ સમયમાં હરિદાસ વિદેહ થયો. અને "ગરીબ સ્ત્રીની ઝુંપડીનુ છત્ર અને દીપ નાશ પામ્યો." અને પોતાના કુટુંબનો નિર્વાહ કરવા સાવ અશક્ત અને નિરાધાર થએલી વિધવા થોડાક વખત પછી પોતાના પિત્રાઈ જેઠને ઘેર રહેવા ગઇ. અને ત્યાં તે નોકર બાયડીને ઘટે તેવું ઘરનું કામકાજ કરતી. અને તેના ઉપર જે જે આવતો તુંકારા અથવા અપમાનના શબ્દોનો પ્રહાર પડતો તે સુગે મોએ મહન કરતી. "બિન્દુની માએ પતિ મરી ગયા પછી આ જીવનમાં કાંઇ પણ સુખની આશા રાખી નહોતી. પણ છોકરીઓને સારે ઠેકાણે પરણેલી જોવાની તેની મોટામાં મોટી ઇચ્છા હતી." બિન્દુના કાકાએ પોતાની પુત્રી ઉમાને માટે યોગ્ય વર શોધી કાઢવામાં જેટલી કાળજી રાખી હતી તેટલી કાળજી અને શ્રમ બિન્દુને માટે યોગ્ય વર ખોળી કાઢવામા રાખી નહોતી. ઉમાનુ લગ્ન ધનપુરના એક જાગીરદાર ગૃહસ્થના પુત્ર ધનંજય સાથે થયુ હતું. અને થોડાક વખત પછી બિન્દુનુ પણ લગ્ન હેમચન્દ્ર નામના ગરીબ પણ ડાહ્યા અને વિચારશીલ પુરૂષ સાથે થયું હતું. બિન્દુના બાપ હરિદાસનો એક મિત્ર હતો. તેનો છોકરો હેમચન્દ્ર હતો. તેણે મેટ્રીકની પરીક્ષા પાસ કર્યા પછી કલકત્તામાં જઇને કોલેજમાં આગળ વિદ્યાભ્યાસ કરવો કાયમ રાખ્યો હતો. પણ પાછળથી સાંસારિક તેમ જ આર્થિક વ્યવસાયો ને લેઇને તેને પોતાનો વિદ્યાભ્યાસ છોડી દેવાની જરૂર પડી હતી, તેથી તે પોતાને ગામ આવીને રહ્યો હતો અને પોતાની જે થોડી સ્થાવર મિલકત હતી તેનો વહીવટ કરીને પોતાનો નિર્વાહ કરતો હતો. દાંપત્યસ્નેહથી ઉત્પન્ન થતાં ખરાં સુખનુ દર્શન બિન્દુ અને હેમચન્દ્રના ગૃહસંસારમાં તાદશ થઇ રહેલું છે. બિન્દુની નાની બેન સુધા પણ દશ વર્ષની વયે પરણી હતી. પણ તેના દુર્ભાગ્યે તે બાર વર્ષની વયે વિધવા થઈ. હીનભાગ્ય સુધા બાળવિધવા હોવાથી તેની બેનને ઘેર જ રહેતી.

શરતચન્દ્ર નામનો હેમચન્દ્રનો એક મિત્ર હતો. તે મેટ્રીક પાસ થયો જ્યારે તેનો બાપ ગુજરી ગયો હતો. તે આ વખતે કલકત્તાની કોલેજમાં બી. એ. કલાસમાં વિદ્યાભ્યાસ કરતો હતો. શરતે હેમન્તને કલકત્તામાં રહેવા આવવા સલાહ આપી. તેપરથી હેમન્ત પોતાના કુટુંબ સહિત કલકત્તે રહેવા ગયો. અહિં શરત દરરોજ હેમન્તને ઘેર વાર્તાવિનોદાર્થે આવતો જતો. થોડા વખતમાં શરત અને સુધાના હૃદયમાં પ્રેમના અંકુરનો આવિર્ભાવ થવા માંડ્યો, અને પરસ્પર હૃદય જોડાયાં. અને આખરે શરતને સુધા સાથે

પુનર્લગ્ન કરવાની ઉત્કણ્ઠા થઇ. પણ દુનિયાના સામાન્ય રીતરિવાજની વિરૂદ્ધ કાંઇ પણ કામ કરવાને એની હિમત ચાલી નહિ. અને તેથી તેણે પોતાનો વિચાર મનમાં ને મનમાં જ દાબી રાખ્યો હતો. કેટલાક વખત પછી આ વાતની ખબર પડી. તેણે પોતાના પતિ હેમન્તની સમક્ષ આ વાત રજુ કરી. હેમન્તે પ્રથમ તો શરતને નિવાર્યો અને બહુ ઉપદેશ આપ્યો. પણ શરતનુ મન એકનું બે થયું નહિ. ગામમાં ઘેરેઘેર આ વાત ચાલી રહી. અને આખરે શરતની મા જે બરદ્વાનમાં રહેતી હતી તેને કાને આ વાત પહોંચી. માએ પુત્રને લોકવિરૂદ્ધ આચરણ કરવા સારૂ ના કહી. શરત માતુશ્રીની આજ્ઞા સ્વીકારે છે અને ખેદથી દિવસે દિવસે ગળતો જાય છે. આખરે પુત્રને માટે માતાનો જીવ બળે છે, તેથી પોતાની શંકાઓનું સમાધાન કરવાની ખાતર તે કાશીએ જાય છે. ત્યાં તે ડોશી કેટલાક વિદ્વાનોની સલાહ લે છે. એમ કરતાં એક આર્યસમાજી બ્રહ્મચારી તેને સલાહ આપે છે અને પુનર્લગ્ન એ સશાસ્ત્ર છે એમ સમજાવીને પુત્રને રજા આપવા સૂચવે છે. આખરે મા તેને અનુમોદન આપે છે અને શરત સુધાની સાથે પુનર્લગ્ન કરે છે. ઉમાનો ગૃહસંસાર બિન્દુથી સાવ જૂદો નીવડે છે. ઉમા તેના પતિ ધનજયને પૂર્ણ પ્રેમથી ચહાય છે. અને પૈસા તરફનુ તેને સુખ છે પણ તેના પતિ તર્ફનુ તેને સુખ નથી. તેનો પતિ ઉડાઉ—વ્યસની અને સ્રીલંપટ છે, અને ઉમાને બહુ દુઃખ દે છે. ઉમા કંટાળીને સંન્યાસિનીનો વેશ ધારણ કરી નાશી જાય છે. આખરે ધનંજયને બહુ પશ્ચાત્તાપ થાય છે અને પોતાની સ્રીની શોધમાં નીકળી પડે છે. છેવટે પ્રયાગમાં તેને તે મળે છે અને પરસ્પર દુઃખનાં રૂદન રોઇને તેઓ એકઠાં થાય છે અને તેમનો સંસાર સુધરે છે.

ભાષાતરકાર કહે છે તેમ "એ કથા સાદી રસપૂર્ણ અને આબાલવૃદ્ધ સર્વ કોઇ વાંચી શકે તેવી શુદ્ધ અને નિર્દોષ છે. આપણા દેશના સરલ અને અતિ ક્ષોભકતા વિનાના સંસાર જીવનના બનાવોનુ સાદું પણ આકર્ષક ચિત્ર એમાં છે ઘણી બગાળી નવલકથાઓનાં ગુજરાતીમા ભાષાતર થયા છે પણ તે આ સર્વથી જૂદા જ પ્રકારની છે એ વાચ઼ક જોઇ શકશે. ઘણી ખરી બંગાળી કથાઓમાં જૂદી જૂદી લાગણીઓનુ દર્શન માત્ર લાગણીઓથી વ્યક્તિત્વ પામેલાં પાત્રોનાં જીવન ટુકાણમા આલેખેલાં નજરે પડે છે. આ કથામાં પાત્રોનાં ચરિત્ર ( character ) નુ સવર્ધન ( development ) તથા નાના પ્રકારના સાંસારિક બનાવોનું રસિક વર્ણન છે."

વિધવાવિવાહ એ આ નવલકથાનુ મધ્યબિન્દુ છે, અને તેથી એ કથા અમને સર્વથા ગમે છે એમ તો અમે કહી શકતા નથી. તથાપિ, જો ભાવનાધ્વંસ અને રસક્ષતિ અનિષ્ટ હોઇને કવિની કલમથી સહ્ય અને ક્ષન્તવ્ય કરી શકાતાં હોય તો તે અત્ર કરવામાં આવ્યાં છે એમ કહેવામા બાધ નથી. સુધારાવાળાઓના આ આગ્રહને બાદ કરીને, અમે ભાષાન્તર કરનારના આ શબ્દોમાં અમારૂં સંપૂર્ણ મળતાપણું જણાવીએ છીએ કે "ગ્રંથકર્તાની સ્વદેશપ્રીતિ અને દેશના સારા રિવાજો તરફ પક્ષપાત આમાં સ્થળે સ્થળે નજરે પડે છે. દેશભક્તિ અને હિંદુસ્તાનની સંસ્થાઓ તરફ તેમના હૃદયમાં જે પ્રેમ રહેલો

છે તે દર્શાવવાનો કોઇ પ્રસગ આ પુસ્તકમા ખાલી જવા દીધેલો નથી. એ ઉભરાઈ જતી મનોવૃત્તિ વાંચનારને તેમના તરફ પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન કરે છે."

આ નવલકથામા જો કે બંગાળાના રીત રિવાજોનું સુપ્યતવે કરી દર્શન થાય છે તથાપિ ભાષાન્તર કરનારા ઉમેરે છે તેમ સિદ્ધ થાય છે કે સહેજ સાજ ઉપર ઉપરના ફેરવાળા રિવાજ છતા, સમસ્ત દેશનું વલણ, વૃત્તિઓ, અને સ્વભાવમાં એટલું ઐક્ય છે કે ભરતખંડનિવાસીઓ આપણે એકજ પ્રજા છીએ અને જૂદી જૂદી ભાષા બોલનાર પહેરવેશની ભિન્નતા અને બીજી બાહ્ય ભિન્નતા છતા, આપણામા સામાન્યપણુ કેટલુ બધુ છે, તે આપણે જાણી શકીએ છીએ. આપણા લોકોના સસારનુ બંધારણ, કુટુંબજીવન તથા હૃદયની વાઢાઓ સર્વત્ર ઐક્યપૂર્ણ છે."

આ નવલકથામા માત્ર ગૃહસસારનુ જ વર્ણન છે એમ નથી, મિ રમેશચન્દ્ર સસારસુધારક છે તેમ પ્રાચીન ભારતવર્ષના ઇતિહાસ તથા રાજકીય સુધારાપર પણ મમતા રાખે છે, અને તેથી અત્રે આપણા પ્રાચીન તીર્થો દેવાલયો અને એની સાથે જોડાયલી ભક્તિ અને શ્રદ્ધાના વર્ણનો આવે છે તથા એમના રાજકીય વિચારો પ્રવેશ પામ્યા છે. આજકાલ આપણા જીવનની દૃષ્ટિમર્યાદા વિસ્તાર પામી છે તે જોતા, આપણો વ્યવહાર ઘર એટલે મદિર અને બજારમા સમાપ્ત થાય એ અશકય છે, અને તેથી લૉર્ડ રિપને આપેલા સ્થાનિક સ્વરાજ્ય, આપણી પ્રાચીન ગ્રામ્યસસ્થા વગેરે બાબતા ઉપર પણ વાતચિતનો પ્રવાહ વિનાકૃત્રિમતાએ ઠીક ચાલે છે.

આ નવલકથામા વિવિધ દેશહિતના વિષયો બહુ સરળ રીતે અને સૌન્દર્યભર્યા પાત્રોદ્વારા ચર્ચ્યા છે. અને તેથી સર્વ વર્ગના ગુર્જર વાચકને એ ઉપયોગી થઇ પડશે એમ અમને ખાતરી છે



# પ્રાચીન આર્યોનું શાસ્ત્રીય જ્ઞાન તથા તે જનસમાજને સુલભ શી રીતે કરવું.

મુંબાઇમાં આ વર્ષે મળનારી સાહિત્યપરિષદ્‌માં ચર્ચાવાનાં વિષયોની યાદી મને મોકલવામાં આવી તે વખતે તેમાં સાહિત્યના ભિન્ન ભિન્ન વિષયોમાં 'સાયન્સ' ને એક સ્થાન આપવામાં આવેલું જોઈ મને ઘણો જ હર્ષ થયો હતો. ગુજરાતીમાં સાહિત્યના અન્ય વિષયો જેટલા ખેડાયા છે તથા તે વિશે અત્યાર સુધીમાં જેટલાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે તેના પ્રમાણમાં 'સયન્સ' ના વિષય હજી બાલ્યાવસ્થામાં જ છે, ને તેનાં પુસ્તકો પણ નિર્જીવ એટલે માત્ર ગણ્યા ગાંઠ્યા છે. બલ્કે કંઈ જ નથી એમ કહું તો તેમાં અતિશયોક્તિ નથી. તેટલા માટે આવી સંસ્થામાં 'સાયન્સ' ના વિષયોને સ્થાન આપવાને માટે તેના ઉત્પાદકોને ધન્યવાદ ઘટે છે. આથી વિદ્વાન, વિદ્યાર્થી કે લેખક વર્ગને નિબંધ લખવાની રૂચિ થતાં કાળે કરી એનું સાહિત્ય પણ વિસ્તાર પામે એ સંભવિત છે. તથાસ્તુ. પરંતુ વિષયની માત્ર દેખાતી કઠિનતાને લીધે વા સાધનના અભાવને લીધે અથવા અન્ય કોઇ કારણને લીધે એ વિદ્યા હજી અંધકારમા જ રહેલી છે. જેને દરેક સાહિત્યના વિભાગનું ચોકે વા ઘણે ભાગે મૂળ કહીએ તો ચાલે એવા વિષયનું સાહિત્ય માત્ર અંધારામાં જ રહે એ તો ઘણી જ દિલગીરીની વાત છે.

કહે છે કે 'સાયન્સ' નો વિષય ગમ્ય નથી. હા, નથી. પરંતુ કોને? બાળકોને, તથા એ ગમ્ય નથી એમ માની તે સમજવા પ્રયત્ન કરે નહિ તેને. બીજાને નહિ. જે સમજવા પ્રયત્ન કરે છે તેને તો તે ઘણો રસિક લાગે છે, એટલું જ નહિ પરંતુ તે મનન કરવા તથા અભ્યાસ કરવા યોગ્ય જણાય છે. કારણ તેના અધ્યયનથી બુદ્ધિનો વિકાસ થાય છે, અને સત્યનું શોધન થાય છે એટલે પરિણામે આપણો અંધકારનો પડદો ખસી જઇ અદ્ભુત ચમત્કારોના ઉત્પાદક પરમેશ્વર પ્રત્યે પ્રેમ વાધે છે. એથી જ ભક્તિ પ્રકટે છે, ને અંતે માણસનું પશુવત્ ખોળિયું બદલાઈ તે માણસ બને છે.

સૃષ્ટિના ચમત્કારોનું અવલોકન તથા શોધન કરતાં એક ઉપર બીજું, બીજા ઉપર ત્રીજું એમ ઉત્તરોત્તર સત્ય ઉપર સત્ય દૃષ્ટિગોચર થાય છે, કારણ સૃષ્ટિમાં સત્ય સિવાય બીજું કાંઇ જ નથી. એક સત્ય હાથ આવ્યાથી તેનું કારણ શોધતાં બીજું સત્ય જડે છે, ને તેનું કારણ શોધતાં ત્રીજું હાથ આવે છે. આ પ્રમાણે સત્યનાં કારણો શોધવા જતાં અનેક સત્યો અનુભવ્યાથી મનુષ્યને કેટલું જ્ઞાન પ્રાપ્ત થાય છે? તેના સ્વભાવ, આચાર વિચાર, વર્તણુક, નીતિ વગેરે પર કેવી અસર થાય છે તે અવર્ણનીય છે.

આપણા પ્રાચીન ઋષિ મુનિઓએ આપણને વિદ્વત્તા ભરેલા અનેક શાસ્ત્રીય ગ્રંથો વારસામાં આપ્યા છે. તેમને સૃષ્ટિનાં અમુક સત્યો દૃષ્ટિએ પડયાથી, જેવી કારણ વિના કાર્યની ઉત્પત્તિ હોતી નથી એવી આપણને શંકા થાય છે તેમ તેમને પણ થઈ હશે એવું **કારણા માવાત્ કાર્યાભાવઃ** ઉપરથી દૃશ્યમાન છે. તેઓ સત્યોનાં કારણો શોધતાં શોધતાં

જગતની ઉત્પત્તિ સુધી પહોચ્યા. આ તેમના શ્રમનું પરિણામ ઋગ્વેદ, યજુર્વેદ, બ્રાહ્મણ ઉપનિષદ્ જેવા શાસ્ત્રીય ગ્રંથોમાં તેમણે આપણને વારસામાં આપ્યું છે એ જ્ઞાનને માટે આપણે તેમના સદા ઋણી રહીશું એના અભ્યાસથી આપણી આંખના પડળો ઉઘડે છે, અને આપણને તે જ્ઞાનને માર્ગ દોરે છે જગતના સત્યો શોધવાનો એ જ માર્ગ છે, ને એથી જ આપણો અભ્યુદય છે

આવા આવા અનેક ઉદ્‌ગારો પંડિતોને મુખેથી વારંવાર નિકળ્યા છે. પરંતુ શોચનીય એ જ છે કે ઘણા થોડાએ એ માર્ગ લીધો છે એનું એ કારણ છે, પરંતુ તે સાથે આપણે સબંધ નથી આ વિષયને સબંધે એટલું કહેવું આવશ્યક છે કે એમા આપણો બેઉનો દોષ નથી. આપણા પંડિતો અને મુનિઓએ જે બીજ વાવ્યા હતા તે અનુકુલ જળસિંચનના અભાવે તદન પોષાયા વિનાના રહ્યા, તેથી તેમાથી વૃક્ષ ઉગી ડાળા ફુટ્યા નહિ શું ત્યારે આપણામાં પોષકો નહોતા? હતા એટલું જ નહિ પણ જ્ઞાની ને સર્વશક્તિમાન હતા, પંરતુ એકદેશી ને એમ જ વર્ગમાં રમનારા હતા વળી વેદના અધ્યયનનો અધિકાર માત્ર બ્રાહ્મણોને જ હતો, એટલે એ જ માર્ગ તેનું અધ્યયન કરી શકતો હતો તેમા પણ ભેદ હતો એ વેદના અભ્યાસકોમા માત્ર થોડા મંત્રોનું રહસ્ય સમજતા હતા, ને ઘણા તો માત્ર વેદપાઠી હતા આથી પરિણામ એ આવ્યું કે બ્રાહ્મણોની અમુક સંખ્યામાં જ એ જ્ઞાન રહ્યું અને તેની જોઇએ તેવી પ્રસિદ્ધિ થઇ નહિ આથી કરીને વર્ષો પર્યંત એ વેદમાનું શાસ્ત્રીય જ્ઞાન માત્ર અંધકારમાં હોઇ જનસમાજને દુર્લભ રહ્યું, તે આખરે યૂરોપ પ્રજાના હિંદુસ્તાનમાં આગમન પછી જ પ્રકાશમાં આવ્યું

સોળમા સૈકામાં વલંદા, ફીરંગી ફ્રેંચ, અંગ્રેજ વગેરે યૂરોપી પ્રજા હિંદુસ્તાનમા આવવા લાગી તેમાના* એક ફ્રેંચ વિદ્વાનના હાથમાં ઈ સ ૧૬૮૭ ના વર્ષમા અનાયાસ એક

* Of the great antiquity, however not only of the Hindu nation, but of Indian Astronomy generally, the first evidence was afforded to Europeain investigators by the publication of certain Astronomical tables, in the "Memoirs of the Academy of Sciences," in 1687, which were brought from Siam by M. Le L'oubere, of the French Embassy, and subsequently examined and explained by the celebrated Cassini These were, and are, known as the 'Tables of Siam' Two other sets of tables were afterwards received from French Missionaries then in India These are called the "Tables of Chrisnabouram and Narsapur", but they remained unnoticed till the return of the French Astronymer, Le Gentil, who had been in India for the purpose of observing the Trasit of Venus in 1769. During his stay there, heemployed himself in acquiring a knowledge of Indian Astronomy,

સારણી આવી. પરતુ તે તેને નિરૂપયોગી હતી, છતા તે તેણે જાળવી ગખી અને ઈ. સ ૧૭૬૯ ના વર્ષમાં શુક્રનું સક્રમણ થયુ ત્યારે કેટલાક વિદ્વાનો હિંદુસ્તાનમા એ સક્રમણ અવલોકવા આવ્યા હતા તે વખતે તે સારણી સમજવા લાવ્યા હતા તે, તથા હિંદુઓ ગ્રહણ શી રીતે ઉપજાવી કાઢે છે તે મહારાષ્ટ્રના વિદ્વાન બ્રાહ્મણોને પૂછી સમજ્યા હતા, ને આ પણી ગણત્રીની રીતિથી માહીતગાર થયા હતા. આથી હિંદુઓનું ખગોળ જ્ઞાન ઘણું ઉત્તમ જણાયાથી, આપણી આર્ય ગણત્રીની રીતિ શીખ્યા, એટલુ જ નહિ પણ તેના તરજૂમા કરી સ્વભાષામા પુસ્તકો પ્રસિદ્ધ કર્યા. આ પછી સાહસિક અગ્રેજોએ પણ આપણા પૂજ્ય સંસ્કૃત ગ્રથોના વિદ્વાન પુરૂષો પાસે ભાષાતર કરાવ્યા છે, ને તે Sacred Borks of the East નામના પુસ્તકોમા પ્રસિદ્ધ થયા છે તે, તથા 'પ્રમાણુસહસ્રી'મા શાસ્ત્રીય જ્ઞાનનો સગ્રહ કીધો છે તે, વાચ્યાથી ખગોળ આદિ સૃષ્ટિના પદાર્થ વિજ્ઞાનના સત્યોનુ આપણને ભાન થાય છે, ને આપણા પડળ ઉઘડે છે. હાલમા વળી 'બુદ્ધિપ્રકાશ'મા પણ વેદમાનુ પદાર્થવિજ્ઞાનનો વિષય ચર્ચ્યો છે, એથી ગૂજરાતી પ્રજા પર એણે ઉપકાર કીધો છે. ઋગ્વેદ આદિ ધર્મપુસ્તકમાના પદાર્થવિજ્ઞાનના સિદ્ધાતોનો કાળ આજ કાલનો કે થોડા વર્ષનો નહતો પણ તે આજથી લગભગ પાચ હજાર વર્ષ પૂર્વનો હતો. આજે જે સાધનો છે તે તે કાળમા નહોતા, તેથી સૃષ્ટિનો અમુક ચમત્કાર નિરીક્ષવાને આજે જેટલું સુલભ છે તેટલુ તે વખતે નહોતું. તે કાળના પુરૂષોને માત્ર પોતાની દષ્ટિ અને કલ્પનાશક્તિ ઉપર જ આધાર હતો. છતા સાધનને અભાવે પણ જે સૂત્રો તેમણે બાંધ્યા છે તે સાધન સાથે શોધેલા સિદ્ધાતોને ઘણી રીતે મળતા છે. સત્ય અંતે સત્ય જ રહે છે, પરતુ સાધન વિના તેમણે સત્યો શોધ્યા એ તેમની વિરલશક્તિ, નહિ તો તેને બીજુ શુ કહેવુ? આથી તેઓ દેવ તરીખે મનાયા તેમા શુ આશ્ચર્ય? ઋગ્વેદના એ મહાન મહર્ષિઓ ક્રતુ પુલહ પુલસ્ત્ય, અત્રિ, અગિરસ, વસિષ્ઠ, અને મરીચીએ અચલ પદ પ્રાપ્ત કીધુ છે કારણ ધ્રુવના સપ્તર્ષિના તારા કે જેનું મુખ પૃથ્વી પરિક્રમણ કરતા પણ પોતાની નજરની બહાર ગખતી નથી તેને ખગોળવેત્તાઓએ તેમના નામ આપી ચિરંજીવ બનાવ્યા છે.

હવે આપણા શાસ્ત્રકારોએ વેદાદિ ગ્રથોમા સૃષ્ટિના મહાન સત્યો જેવા તે સૃષ્ટપદાર્થ વિજ્ઞાન, જ્યોતિષ, વૈદક, રસાયણાદિ વિષયોનું વિવેચન કીધુ છે તો એ સબધી આપણું જ્ઞાન અર્વાચીન નહિ હોતા પ્રાચીન છે એ તો સિદ્ધ છે પરતુ તે કેટલુ પ્રાચીન છે, તથા તેના જેટલી જ પ્રાચીન આર્યની ભાષામાથી કઈ સમાનતા મળી આવે છે કે નહિ તે આ વિષયને સબધે જોવુ આવશ્યક છે

(અપૂર્ણ)

---

ભાનુ.

being instructed by the Brahmins of Tirvalore in the method used by them in calculating eclipses, and he communicated to him their tables and rules which were published by Le Gentil as the 'Tables of Tirvalore", in the Memoirs of the Academy of 1772".

# પ્રાથમિક શિક્ષણમાં કોલાહલ.

( અનુસંધાન પૃષ્ઠ ૫૮૯ થી. )

આ કાલ નિસ્તેજતાનુ અપ્રતિમ ઉદાહરણ છે. અને તેના અધારમાં ઊંડા ઉતરી જ્ઞાન દર્શક સૌમ્ય તેજનાં કિરણની આશા રાખવી વ્યર્થ છે.

ઉપરના વિસ્તૃત વિવેચન પરથી જણાશે કે આપણે ત્યાં તો છેક પુરાતન કાળથી તત્ત્વનો ચિંતનાત્મક વિષય જનસમાજમાં સર્વોપરિ સત્તા ભોગવતો આવ્યો છે. આપણાં પ્રાચીન ગુરૂકુલોમા આ વિષયનું જ ગહન અધ્યયન કરાવવામાં આવતું. અને પ્લેટોની એકેડેમીની માફક સંસારના મલિન પ્રપંચોથી વિમુક્ત રહીને, પ્રકૃતિની ભવ્ય એકાંત ગુહાઓમાં ને જલસમૃદ્ધિના શાંત સૌંદર્યમાં કુલપતિયોની પવિત્ર દષ્ટિમર્યાદા નીચે તત્ત્વચિંતન થતુ આપણ સર્વને વિદિત છે. સાહિત્યશિક્ષણ તથા ભાષાશાસ્ત્રે પૌરાણિક કાલમાં અતિ સત્કાર, મેળવ્યો હતો, જેને પરિણામે આપણે સંસ્કૃત સાહિત્યને બહોળા વિસ્તારમા જોઇ શકીએ છીએ. માધ્યમિક કાલમા રાજ્યવિપ્લવોને અને અંધાધુનીને પરિણામે જનસમાજ અજ્ઞાનાવૃત થઇ ગયો ને શિક્ષણપ્રદેશ પરનો સૂર્ય અસ્ત થયો કે જે બ્રિટીશ સામ્રાજ્યની સ્થાપના પહેલા પ્રકાશી શકયો જ નહિ.

પરંતુ ઇતિહાસના સૂક્ષ્મ અવલોકન પરથી જણાય છે કે આપણે ત્યાં કોઇ પણ જમાનામાં પ્રાકૃતિક શાસ્ત્રે જનસમાજને અતિ મોહિત કરેલ નથી. અલબત્ત પ્રાચીન હિન્દ હુન્નર ઉદ્યોગમાં સર્વોપરિ સત્તા ભોગવતુ હતુ. કેટલાક પ્રાકૃતિક શાસ્ત્રોની ઉત્પત્તિનુ માન હજી તે ભોગવે છે. પરંતુ કોણ જાણે કોઇ એવુ ઐન્દ્રજાલિક સત્વ આર્યાવર્ત્ત પર પોતાની અચલ સત્તા પ્રથમથી જ સ્થાપિત કરી ચૂકયુ છે કે હિન્દે સદાને માટે પારલૌકિક ચિંતનને જ પોતાનુ પરમ કર્તવ્ય ગણ્યું છે. અને તેથી શિક્ષણપ્રદેશ પર પ્રાકૃતિક શાસ્ત્રની અનેકવિધ શાખાઓ પૈકી ઘણી જ થોડી શાખાઓ સંબંધે અને તે પણ અલ્પ—અતિ અલ્પ સાહિત્ય હાલ આપણી પાસે ઉપલબ્ધ છે તે આ બાબતનો સબળ પુરાવો છે.

હવે આપણે છેક અર્વાચીન કાળ પર આવી પહોચ્યા છીએ. રાજ્યવિપ્લવોને ધર્માધતાને પરિણામે અધઃપાત સર્વોપરી થઇ ચૂકયો હતો તેવામા બ્રિટીશ-સલ્તનત સર્વોપરી સત્તા પ્રાપ્ત કરી શકી અને તેણે શિક્ષણપ્રદેશ સાર્વજનિક કરી તેમાં પોતાની પશ્ચિમની મોહિની પ્રમાણે અનેક વિષયોના શિક્ષણની નિયોજના કીધી. આ વિષયોમાં પ્રધાનપદ કોણે મેળવ્યુ ? આપણ સર્વને વિદિત છે કે છેલ્લી સદીમા પશ્ચિમે પ્રાકૃતિક શાસ્ત્રના ગહન અધ્યયનનાં અનેક મીઠા ફળો ચાખ્યાં છે, જેને આપણે તો પૌરાણિક ગપાટાઓ જ ગણીએ એવી અનેક અલૌકિક મહાન શોધો કીધી છે. અને તેને બળે-આખી દુનિયાપર તેણે સર્વોપરી સત્તા મેળવી છે. આર્થિક સ્થિતિમા તે ગબ્બર છે. આ પ્રમાણે સુખવિભવમાં ન્હવડાવનાર પ્રાકૃતિક શાસ્ત્રની જ મોહિની પશ્ચિમને છેલ્લી સદીમા લાગેલી છે. અને તે મોહિનીની અસર આપણા શિક્ષણપ્રદેશપર થઇ છે. હાલ આપણા શિક્ષણમાં પ્રાકૃતિક શાસ્ત્રીય વિષયો પ્રધાન પદે છે. સાહિત્ય ગૌણ પદે છે ને તત્ત્વચિંતનને પ્રાથમિક શિક્ષણમા અવકાશ ન હોય એ

સ્વાભાવિક છે જે વિષયે આપણે ત્યા કદી પણ અતિ આદર મેળવેલો નહિ તે વિષય અત્યારે પ્રધાનપદ ભોગવે છે આપણામા તે વિષયનુ ઉત્તમ જ્ઞાન સગ્રહિત થયલું નથી વળી પાશ્ચાત્ય શાસ્ત્રીય ગ્રથોમાના તે જ્ઞાનને આપણી ભાષામા ઉતારવાના સુવ્યવસ્થિત ભગીરથ પ્રયત્નો હજુ લગભગ આરભાયા જ નથી અને તેથી આપણી પ્રાચીન ભાવનાને પ્રાકૃતિક શાસ્ત્ર તદ્દન નવુ ભાસે છે પ્રાથમિક શિક્ષણમા જોશો તો ભૂગોળ ભૂસ્તર, ભૂતળ, ભૂમિતિ ખગોળ પ્રાણીવિજ્ઞાન, પદાર્થવિજ્ઞાન, યાત્રિક જ્ઞાન વનસ્પતિશાસ્ત્ર રસાયન વગેરે પ્રાકૃતિક શાસ્ત્રની અનેક શાખાઓના મૂળતત્ત્વોનુ અધ્યયન ગોઠવવામા આવ્યુ છે આપણા પ્રાથમિક ધોરણો જ્યારે પહેલ વહેલા ગોઠવાયા ત્યારે આપણી પ્રાચીન ભાવનાને અતિ નવલ વિશેષતા જણાયલી હાન ફરી ગોઠવાયના નવા ધોરણોમા તે વિષયો વધારે વિસ્તૃત પ્રમાણમા ગોઠવાયના છે અને તેથી પાછો નવતાનો નવીન પ્રવાહ ખળભળતો જણાય છે, આ પણ અજ્ઞાન આ નવતાનું મુખ્ય કારણ છે આપણામા નાકૃતિક શાસ્ત્રના માનનીય સાહિત્યનો લગભગ અભાવ છે અને આપણી વર્તમાન પ્રવૃત્તિ પણ હજુ તે દિશામા સક્રાત થઇ નથી તેથી આ નવતા આપણને ગભગવે છે

પ્રાચીન અને અર્વાચીન પ્રવૃત્તિનો એક વિરોધી અશ તે આ વિષય પરત્વેનો પરતુ અત્યારની શિક્ષણપ્રવૃત્તિના સક્ષોભનુ મુખ્ય કારણ વિષયવિરોધ નથી પણ પદ્ધતિ વિરોધ છે આપણી પ્રાચીન શિક્ષણપદ્ધતિ અને પશ્ચિમમાથી દાખલ થતી નવીન પદ્ધતિ પરસ્પર તદ્દન વિભિન્ન છે એ વિભિન્નતા વિષય વિરોધને સહાયમા લઇ સક્ષોભક બની છે આ પદ્ધતિનુ ટુક ઇતિવૃત્ત આવુ છે

આપણામા કોઇ સમર્થ શિક્ષણશાસ્ત્રીઓ કે શિક્ષકો ઉત્પન્ન થયા નથી કે જેણે શિક્ષણપદ્ધતિ પર પોતાના ઉન્નત વિચારો આપણને વારસામા આપ્યા હોય તેમ જ આપણા તત્ત્વજ્ઞાનીઓએ પણ પશ્ચિમની માફક ખાસ શિક્ષણના વિષયપર સ્વતત્ર વિચાર કર્યો નથી અને તેથી પદ્ધતિ વિષયે આપણે કઇ ચોક્કસ પ્રમાણો આપી શકતા નથી પણ આપણા ગુરૂકુલો આશ્રમો ને ગામઠી નિશાળોના વર્ણનો પરથી કઇક આવા અનુમાન પર આવી શકીએ

તત્ત્વજ્ઞાન અને વ્યાકરણમા જ આર્યબુદ્ધિયે ઉચ્ચપદ પ્રાપ્ત કીધુ છે અને તે પણ બુદ્ધકાળની પહેલા વેદકાલ બ્રાહ્મણકાલ ને સૂત્રકાલમા ક્રમશ આર્યબુદ્ધિ ઉન્નત પ્રગતિ કરી શકી છે એમ ઇતિહાસ પરથી સ્પષ્ટ જણાય છે સૂત્રકાળમા અતિ ઉન્નત સ્થાન પ્રાપ્ત કીધા પછી એ બુદ્ધિનો વિકાસ બુદ્ધકાલ પૌરાણિક કાલ ને માધ્યમિક કાળમા ક્રમશ સકુચિત થતો ગયો છે એમ આપણે જોઇ શકીએ છીએ અધ્યયનશૈલી આ વિકાસ સકોચમા કારણભૂત છે સૂત્રકાળ સુધી તો અભ્યાસકોની ઉર્ધ્વગામી બુદ્ધિઓએ યથેચ્છ ઉડ્ડયનો કીધા છે જ્યારે બુદ્ધકાલથી તે બુદ્ધિપર અકુશો મુકાવા માડયા છે અને પછીના જમાનાઓમા તો તેને સજ્જડ બધનોમા બાધી છેક જ પરવશ કરી દેવામા આવી છે અને તેથી જ પાછળના જમાનાઓમા આર્યબુદ્ધિ દુનિયાને આશ્ચર્યચકિત કરી શકી નથી આ સ્થિતિને આપણે ત્રણ વિભાગમા સ્પષ્ટ કરી શકીશુ

સૂત્રકાલ સુધી તો મુમુક્ષુઓને તત્ત્વની–શુદ્ધ વસ્તુજ્ઞાનની જ અપેક્ષા હતી વસ્તુના નુ ગુરૂમુખથી શ્રવણ થતુ ને સ્વતત્રપણે તેનુ મનન તથા નિદિધ્યાસન થતું તેની વિચાર પરપરા સામે કઇ પણ પ્રતિબધો ન હતા ગુરૂઓ સર્વ વિષયોમા વિજયને ઇચ્છતા પણ શિષ્ય પાસેથી તો પરાજય મળે તેમા પોતાનું માન સમજતા શિષ્યો પ્રકૃતિનું અને જન સ્વભાવનું નિરીક્ષણ કરતા તેને શબ્દ પરત્વે વિવાદ હતો નહિ શબ્દ તેના અર્થને અનુસરતા આ અધ્યયન પ્રવૃત્તિને જો આપણે તાત્ત્વિક પદ્ધતિ કહીએ તો આપણા તત્ત્વજ્ઞાનના સાહિત્યની ગુથણીના સમયમા આ પદ્ધતિ વિશેષ પ્રચલિત હતી એમ કહેવાય, અને તેના ઘણાક પ્રમાણ આપણા પ્રાચીન પુસ્તકોમાથી આપી શકાય

કાલાતરે જ્ઞાન ઉપર અધિકારની મુદ્રા છવાઇ જેથી સ્વતત્ર ચર્ચા નષ્ટ થઇ શકા અનધિકારનુ ચિહ્ન ગણાવા લાગી પરિણામે અધ્યયનનું વલણ નિશ્ચળતા તરફ વળ્યુ ગુરૂના વચનો વેદવાક્ય ગણાવા લાગ્યા અને પ્રાચીન ગ્રંથોની વિચારમાળાને અનુસરવુ જ જોઇએ એવો ધર્મ સ્થાપિત થયો મનુ ભગવાન ફરમાવે છે –

श्रुतिस्तु वेदो विज्ञेयो धर्मशास्त्र तु वै स्मृति
ते सर्वार्थेष्वमीमास्ये ताभ्या धर्मो हि निर्बभौ ॥

શ્રુતિ એટલે વેદ અને સ્મૃતિ એટલે ધર્મશાસ્ત્ર જાણવુ તે બને ઉપર મિથ્યા તર્ક કરીને તેમાં કહેલા વિચારોપર અનાસ્થા કરવી નહિ કારણ કે તે બનેમાથી ધર્મ ઉત્પન્ન થયો છે

योऽवमन्येत ते मूले हेतुशास्त्राश्रयाद्द्विजः
स साधुभिर्बहिष्कार्यो नास्तिको वेदनिन्दक

જો દ્વિજ નાસ્તિક લોકોએ રચેલા તર્કશાસ્ત્રને આધારે ધર્મના મૂળ તરીકે ગણાતી શ્રુતિ સ્મૃતિનુ અપમાન કરે તો સત્પુરૂષોએ તે નાસ્તિક તથા વેદનિદકને પોતાના મડળમાથી બાહાર કાઢવા

वेदशास्त्राविरोधिना। यस्तर्केणानुसधत्ते स धर्म वेद नेतर ।

જે મનુષ્ય વેદ તથા શાસ્ત્રને અનુકૂળ તર્ક કરે છે તે ધર્મને જાણે છે બીજો જાણતો નથી

આવા બધનોએ શિષ્યોની બુદ્ધિને બાધી લીધી શિષ્યો કઇ પણ સમજ્યા કે નહિ તે લક્ષ્યમા લીધા વિના ગુરૂઓ પોતાનુ જ્ઞાન ભાષણદ્વારા પ્રકાશ્યે જતા શિષ્યો તે સાભળતા યથાશક્તિ ગ્રહણ કરતા અને તેને જ સત્યજ્ઞાનપ્રાપ્તિ માની પોતાનુ બ્રહ્મચર્ય પુરુ કરતા ભવભૂતિ આત્રેયી પાસે કહેવરાવે છે કે

वितरति गुरु प्राज्ञे विद्या यथैव तथा जडे
न तु खलु तयोर्ज्ञाने शक्तिं करो यपहन्ति वा ।

भवति हि पुनर्भूयान्भेदः फलं प्राप्ति तद्यथा।
प्रभवति शुचिर्बिम्बोद्ग्राहे मणिर्न मृदादयः ॥

ગ્રહણ ધારણ શક્તિ ઉત્પન્ન કરવાનું કામ ગુરુનું નથી. પણ જ્ઞાનની જ્યોત પાથરવા જ વાનું કામ તેમનું છે. અને તે પણ પ્રાજ્ઞ તથા જડની પાસે. એકી રીતે જ પછી શિષ્ય ગ્રહણ કરે વા નહિ. આવું ઉપલા શ્લોકથી સ્પષ્ટ જણાય છે.

જો કે આ સમયે પણ વસ્તુજ્ઞાનની જ અપેક્ષા હતી. પણ અધિકારના તેજમાં અંજાઇને શિષ્ય ગુરુમુખ શ્રવણ દ્વારા તથા પુસ્તકો દ્વારા વસ્તુજ્ઞાન મેળવવાની આશા રાખતો. તે પ્રકૃતિનો સ્વતન્ત્ર પ્રત્યક્ષ અભ્યાસ કરતો નહિ. પ્રકૃતિ, જાણે કોઈ દૂરનો પ્રદેશ હોય ને તે સંબંધી વૃત્તાન્તો ગુરુશ્રવણથી ને પંડિતોનાં પુસ્તકોમાંથી જ મળી શકે તેમ હોય એવું આચરણ તે કરતો. આ પ્રવૃત્તિને આપણે જો વાસ્તવિક-પદ્ધતિ કહીએ તો બ્રાહ્મણોના ચક્રવર્તી અધિકાર વખતે અધ્યયનશૈલી આ પ્રકારની હતી, અને છેક અર્વાચીન કાલ સુધી વિદ્યમાન છે.

પરંતુ વચગાળાના સમયમાં કે જ્યારે પાંડિત્ય એક માનનું અને ઉદરનિર્વાહનું સાધન થઈ પડયું હતું ત્યારે ઘણા ખરાને શુદ્ધ વસ્તુજ્ઞાનની અપેક્ષા હતી નહિ. તેઓ શબ્દનું જે અનુસરણ કરતા તેઓને પુસ્તકો સમજવાની કે પુસ્તકોમાંથી વસ્તુ સંબંધી જ્ઞાન મેળવવાની સ્પૃહા નહતી. તેઓ માત્ર બાહ્યાકૃતિને જ ઇચ્છતા, તેમની પ્રવૃત્તિને જો આપણે શાબ્દિક કહીએ તો તે પણ લાંબા સમયથી આપણે ત્યાં હયાતી ભોગવે છે, એમ કહી શકાય. 'વદીઆં ઢોર' તે આ પદ્ધતિના ઉપાસકનું દૃષ્ટાંત છે. અને આપણી ગામડી શાળાઓ બહુધા આ પદ્ધતિની સંરક્ષક છે.

પરંતુ હાલ જે પદ્ધતિનો પ્રકાશ પશ્ચિમમાંથી પડવા માંડયો છે તે આ તાત્ત્વિક, વાસ્તવિક ને શાબ્દિક પદ્ધતિથી તદ્દન વિભિન્ન છે. અને આપણને તે તદ્દન અપરિચિત છે. આપણી પદ્ધતિઓએ બાળકના મનોબળની છેક જ ઉપેક્ષા કીધી છે જ્યારે આ નવીન પદ્ધતિનું બંધારણ કેવલ બાળકની મનોબુદ્ધિના વિકાસ ક્રમના અનુસરણ પર જ રચાયલું છે. એ અપરિચિત પદ્ધતિનુ રહસ્ય સ્પષ્ટ થવાને માટે, પશ્ચિમના પ્રદેશ પર સ્હેજ દૃષ્ટિપાત કરવાની જરૂર છે.

છેક પંદરમી સદી સુધી તો યુરપમાં પણ વિષય અને પદ્ધતિ સંબંધે આપણને એવો જ ભાસ થાય છે કે જુદે જુદે વખતે જુદી જુદી અને છેક વિરુદ્ધ પ્રવૃત્તિઓનું અનુસરણ અહીં પણ થયું છે. અને તે પ્રવૃત્તિઓ પર તે તે સમયના, ફીલસુફોની કલ્પનાની છાયા પડેલી છે. એટલે કે સોક્રેટીસના સમય પહેલાં બધા ફીલસુફોનું ધ્યાન પ્રકૃતિના અન્વેષણમાં જ રોકાયલું હતું. તેમનો ઉદ્દેશ પ્રાકૃતિક બનાવોનાં કારણો શોધવાનો અને વસ્તુસ્થિતિને સમજવાનો હતો. સોક્રેટીસને એ બધા ફીલસુફોના વિચારો પરસ્પર વિરુદ્ધ અને નિરુપયોગી લાગવાથી તેણે અન્વેષણની પ્રવૃત્તિ બાહ્ય પ્રકૃતિ તરફથી આંતર પ્રકૃતિ તરફ ફેરવી નાખી. બાહ્ય અવલોકનને સ્થળે તેણે આંતર વિચારની યોજના કરી. પદાર્થવિજ્ઞાનને સ્થળે નીતિની સ્થાપના કરી, આ પ્રવાહ છેક બેકનના વખત સુધી ચાલ્યો. અર્થાત્ સોક્રેટીસના સમય સુધીની

પ્રવૃત્તિ તાત્ત્વિક હતી. અને ત્યાર પછીની શિક્ષણપ્રવૃત્તિ વિકૃત થઇને પંદરમી સદીના અંત સુધીમાં વાસ્તવિક અને છેવટે શાબ્દિક સ્વરૂપમાં આવી રહી. પરંતુ સોળમી સદીની શરૂઆતમાં ત્યાંના ધર્મોદ્ધારની સાથે શિક્ષણનો પણ ઉદ્ધાર થયો. અને અનેક નવીન સુંદર કલ્પનાઓનો પ્રકાશ શિક્ષણ પ્રદેશપર પડવા લાગ્યો. પુસ્તકોની સાથે જ્ઞાન સાધન તરીકે પદાર્થોનો ઉપયોગ થઈ શકે. ને પ્રકૃતિનો પ્રત્યક્ષ અભ્યાસ પણ કરી શકાય એ કલ્પના સોળમી સદીમાં દૃષ્ટિમર્યાદામાં આવી. બેકને પ્રકૃતિના અન્વેષણની સ્પષ્ટ હીમાયત કરી કહ્યું કે—પરામર્શને બદલે વ્યાપ્તિ તરફ વધારે ધ્યાન આપવાની જરૂર છે. સાધનો સિદ્ધ માનીને તેમાંથી અનુમાનો કહાડતા પહેલાં સાધનો સિદ્ધ કરવાની જરૂર છે. અને જ્ઞાનતંતુઓમાંથી જાળમાળા રચવા કરતાં પ્રકૃતિનો ધીરજથી અભ્યાસ કરવામાં વધારે ફલ છે. આ વચનોમાંથી હાલની નવી પદ્ધતિનો પ્રવાહ શરૂ થાય છે. બેકનના સમકાલીન શિક્ષણશાસ્ત્રી કોમીનીઅસે શિક્ષણપદ્ધતિમાં પ્રકૃતિનું અનુસરણ દાખલ કરીને વસ્તુઓ પરથી શબ્દજ્ઞાન થાય તેવી જેન્યુઆ નામે પહેલ વહેલી વાચનમાળા પ્રસિદ્ધ કીધી. અને તેણે શિક્ષકોને આગ્રહ કીધો કે પ્રત્યક્ષ દર્શન કરાવી શકાય અથવા જે પ્રમાણથી સિદ્ધ થઇ શકે તે અધિકારથી મનાવવાનો પ્રયત્ન કરવો નહિ. આ પ્રમાણે મહાત્મા લ્યુથરે કરેલા ધર્મોદ્ધારથી ધર્મના અયોગ્ય અધિકારનો અને બેકનની ફીલસુફીથી ફીલસુફીના અયોગ્ય અધિકારનો ઉચ્છેદ થયો. અને પરિણામ તરીકે આસ્થા અને જ્ઞાનના વિષયોમાં આત્મબુદ્ધિ ને સ્વાનુભવનો અધિકાર સ્વીકૃત થયો. સોક્રેટીસે સૂચવેલી બુદ્ધિની પ્રતીતિને સ્થળે બેકને સૂચવેલી ઇંદ્રિયોની પ્રતીતિ સ્થાપિત થઇ. અને નવી શિક્ષણપદ્ધતિ આગળ વધી.

સતરમી સદીમાં આ પદ્ધતિ પર બીજી સંસ્કૃતિ થઇ. રૂસોએ એક નવું સત્ય દુનિયાને દૃષ્ટિગોચર કરાવ્યું. અને તે એ કે જેના પર કામ કરવાનું છે તેનું અધ્યયન કરો. બાલકના મનોવિકાસ અને તેના શક્તિસંચયની મહત્તાને અદ્યાપિ પર્યંત કોઇએ લક્ષ્યમાં લીધાં જ ન હતાં. આ નવા માર્ગનું સંવિધાન વિધિપૂર્વક અઢારમી સદીમાં પેસ્ટેલોસીએ જ કીધું. તેના નીચેના શબ્દોમાં જ નવી પદ્ધતિનું સ્વરૂપ સ્પષ્ટ થાય છે. "બાળક જન્મથી જ પોતાનો પહેલો પાઠ શરૂ કરે છે. બાળકની ઇંદ્રિયો પ્રકૃતિની છાયાને ગ્રહણ કરતી થાય ત્યારથી જ પ્રકૃતિ તેને શીખવે છે. તેની નવી જીંદગી તે છાયા ગ્રહણ કરવાની શક્તિનું પરિણત સ્વરૂપ છે. તે શારીરિક સંવર્દ્ધનમાં વાપરવાનાં બધા બળતત્ત્વોની પ્રથમ પ્રવૃત્તિ છે. તે મનુષ્ય થનાર પ્રાણીની મોહનિદ્રામાંથી જાગૃતિની દશા છે. તેટલા માટે મનુષ્યની પોતાનાં યોગ્ય પ્રસ્ફોટન તરફ જે સ્વાભાવિક પ્રવૃત્તિ પ્રગટે છે તેને મદદ આપવામાં જ શિક્ષણકલાની પર્યાપ્તિ થાય છે. અને એ કળા બાળકના પ્રસ્ફોટનને ઘટે તેવી રીતે તેના અનુભવને ગોઠવવામાં સમાયલી છે. તેટલા માટે શિક્ષણથી તેને જે અનુભવ આપવાનો છે તેમાં અમુક વ્યવસ્થિત ક્રમ હોવાની જરૂર છે. અને જુદાં જુદાં જ્ઞાનના પ્રારંભ અને સંવર્દ્ધનનો ક્રમ જુદી જુદી શક્તિઓના ઉદ્‌ઘાટન અને સમર્થનને અનુકૂળ કરવાની અપેક્ષા છે. એ ક્રમ મનુષ્યજ્ઞાનની બધી શાખાઓ માટે, અને વિશેષે કરીને જે મૂળતત્ત્વો ઉપર આપણી વિચારશક્તિનો આધાર છે તેને માટે નિર્ણીત કરવાની જરૂર છે. આ સિદ્ધાંતોને અનુસરીને જ ખરેખરાં શાળાનાં પુસ્તકો ને શિક્ષણકળાનાં પુસ્તકો રચી શકાય."

પેસ્ટેલોસીની આ ચિંતનાત્મ સૃષ્ટિને ફ્રબલે બહુ અંશે ક્રિયાત્મક કીધી. તેણે બાળકના શક્તિ સવર્દ્ધનને માટે તથા માનસિક પ્રસ્ફોટનને માટે અનેક વિધના સાધનો બનાવ્યાં અને તે પણ સ્વપ્રવૃત્તિ, નિયત્રણમોક્ષ, આનદ વગેરેનુ પરિશીલન કરી શકે તેવા. તેણે એ પદ્ધતિને કિન્ડરગાર્ટન એ નામ આપ્યુ. જેમાથી તેના ઉદ્દિષ્ટ હેતુઓને લક્ષ્યમા રાખીને શાળાના સર્વે વિષયોનું શિક્ષણ આપવાની અર્વાચીન પદ્ધતિ અતિ પ્રચાર પામી. આ પદ્ધતિનું બધારણ નિયત્રણમોક્ષ, આનદ, સ્વાનુભવ, પ્રકૃતિનું અનુસરણ બાલસ્વભાવનુ જ્ઞાન વગેરે અનેક અમૂલ્ય સૂત્રો પર રચાયલું છે અને તે પરથી આપણે તેને સ્વાભાવિક પદ્ધતિ કહી શકીએ આ પદ્ધતિ જર્મનીમાથી સુંદર સ્વરૂપ પામી ઇગ્લડમા આવી અને ત્યાથી છેલ્લાં પચાસમા આ તરફ ધીરે પગલે અને સતાયલા સ્વરૂપમા આવી છે આપણી તાત્વિક, વાસ્તવિક ને શાબ્દિક પદ્ધતિયો કરતા છેક નિરાળી છે, અપરિચિત છે, અને તેથીજ હાલની શિક્ષણ પ્રવૃત્તિમા આપણને સવિશેષ નવલતા લાગે છે આપણને ગામઠી શિક્ષણમાથી તથા શાસ્ત્રીઓના શિક્ષણમાથી શાબ્દિક પદ્ધતિ વારસામા મળી છે, હાલની પરીક્ષક પદ્ધતિયે તેને પુષ્ટ કરી છે અને આપણી સુસ્તીને તેની છાયા મીઠી લાગી છે તેથી આ નવીન પદ્ધતિનો પ્રકાશ આપણી આખને આજી નાખે છે

આ પ્રમાણે પદ્ધતિવિરોધ એ આધુનિક વિવર્તકાળનો બીજો પ્રવાહ વિષયવિરોધ પદ્ધતિવિરોધ તે હાલના કોલાહલનુ મૂળ છે તેના યોગ્ય સત્કાર ને સપૂર્ણ આગ્રહમા અથવા તો ઐકમત્ય અનાદરમા કલહશાતિ રહેલી છે પરતુ સત્કાર કે અનાદર ઉપર જ આપણા માનસિક પ્રસ્ફોટનનો વિકાસ કે સકોચ ટકી રહેલો છે તે ભૂલવાનુ નથી પશ્ચિમમાથી જે આ પ્રાકૃતિક શાસ્ત્રને સ્વાભાવિક પદ્ધતિ આવીને આપણી સામે પડેલા છે તે બનેને તેણે સ્વીકાર્યા છે ને બહુ અશે લાભ મેળવ્યો, મેળવે છે ને મેળવશે આપણા ભવિષ્યની આશાઓનો આ બને અશોના સ્વીકારમા આચાર યુક્ત સ્વીકારમા આધાર છે ચિતનાત્મક જીવન જો ક્રિયાત્મક ન બને તો વ્યર્થ છે અને તેથી આપણા પ્રાચીન તેમજ નવીન વર્ગને પ્રયોગો પુષ્કળ પ્રયોગો કરવાનો પ્રારભમા જ આગ્રહ કર્યો છે પાશ્ચાત્ય પ્રકૃતિપર મોહ નાખનારા આપણા નવીન વર્ગનો મ્હોટો ભાગ આ વિષય ને પદ્ધતિનુ કઈ પણ સ્પષ્ટ જ્ઞાન મેળવ્યા વગર તેને અભિનદે છે, નવતાની ખાતર જ તેની પુષ્ટ જોસમા હિમાયત કરે છે અને અધ પ્રણાલિકાની માફક જનસમૂહ પણ તેના પ્રવાહમા ખેચાતો જાય છે આજકાલ સર્વત્ર હુન્નર ઉદ્યોગનુ જ્ઞાન આપવાની ભલામણો થાય છે કિન્ડરગાર્ટન હાથના ઉદ્યોગો, પદાર્થપાઠો, પ્રકૃતિના અધ્યયનો, પ્રકૃતિના જ ચિત્રો, તેના જ નમુના તેના જ વિચાર અને પ્રકૃતિક શાસ્ત્રના જ મૂળતત્ત્વો સ્વાભાવિક પદ્ધતિથી શીખવવાનો ધુમાટ ઊઠી રહ્યો છે શિક્ષકો, પરીક્ષકો, ને કેળવાયલા ગણાતા માબાપો વસ્તુઓ, વસ્તુઓ વસ્તુઓદ્વારા શીખવો એમ પોકારી રહ્યા છે શુ બાળકોને હાથ નથી? શુ તેને આખ નથી? શુ તે માણસ નથી? એવા પ્રશ્નો પૂછાય છે છતા હજી પણ વિવર્ત્તકોનો આગ્રહ શબ્દોમાં જ રહ્યો છે. વસ્તુઓ, વસ્તુઓ કહેવામા આવે છે છતા વસ્તુઓ સબધે શબ્દો જ શીખવવામા આવે છે પ્રાકૃતિક શાસ્ત્રમા પારગત કરાવવા કરતા નોકરીની લાયકી જ મેળવવાની ઇચ્છા રખાય છે. જ્ઞાનોપલબ્ધિ કરતા પરીક્ષાની સફળતાનુ વદન કરાય છે જો પરિસ્થિતિ આમ જ લબાવવામા આવશે તો પ્રાકૃતિક શાસ્ત્ર ને સ્વાભાવિક પદ્ધતિ શાબ્દિકશાસ્ત્ર ને શાબ્દિક પદ્ધતિના સ્વરૂ

પમા વિકૃત, થશે વિચારહીન શબ્દોનું જ પ્રાધાન્ય રહેશે અને સિદ્ધ થશે કે શબ્દો એ ડાહ્યા માણસોને મન કોડી જેવા હોવા છતા મૂર્ખોના નાણા છે

નવીન વર્ગના મ્હોટા ભાગની આ સ્થિતિ છે જ્યારે પ્રાચીન વર્ગની સ્થિતિ વિશેષ ખેદ જનક છે સ્રસ્ત જીર્ણ ને જાુનુ તે સારુ એ સૂત્ર પર ચાલતો આ વર્ગ નવીન પ્રવૃત્તિને હસે છે અને પોતે પણ જાણે તેનો જ્ઞાતા હોય એમ બતાવી તેને ઢમઢોલ માહે પોલ જેવુ કહે છે અસ્તુ. ગમે તે હો આપણા વર્તમાન જમાનાનુ કર્તવ્ય એ બને અશોને પોતાના ક્રિયાત્મક જીવનમા ઉતારવાનુ છે અને આપણા અજ્ઞાને ઉપજાવેલા વિરોધનું શમન કરવાનું છે તે વિષય ને પદ્ધતિની સફળતા માટે સબળ મન્થન કરી તેના લાભ હાનિ તપાસી પછી તેનું પોષણ વા વિસર્જન કરવાનુ છે અને તેઠી શિક્ષકોને માબાપોને, શિક્ષણપદ્ધતિની શાળાઓને પરીક્ષકોને શિક્ષણના હિમાતીઓને સરને યોગ્ય પ્રયોગો કરવાની જરૂર છે

કદાચ પ્રશ્ન ઉઠાવાશે કે *આ વિદ્દદ્વર્ગને આ નવીન પ્રવૃત્તિ સમધે કઇ પ્રયોગો કરવાની જરૂર છે? ટા શિક્ષણ એ ભવિષ્યની પ્રજાના બધારણનુ બીજ છે એ બીજના જલ સિંચનના કર્તવ્યમાથી કાઇ પણ મુક્ત થઇ શકતો નથી આપણા શિક્ષકોને વિષયને પદ્ધતિના અપરિચિત બધનથી બાધવામા આ યા છે નવી વાચનમાળામા તથા શિક્ષણના અન્ય વિષયોમા જે પ્રકૃતિક શાસ્ત્રની સત્તા વ્યાપી રહી છે તેનુ ઉત્કૃષ્ટ સાહિત્ય આપણી ભાષામા લગભગ નથી. જે વિષયોના મૂળતત્ત્વો બાળકને શીખવવાના છે તે વિષયોનુ કઇક વિશેષ જ્ઞાન શિક્ષકોને હોવુ જોઇએ અને શિક્ષકો તેવુ જ્ઞાન મેળવી શકે માટે પ્રાકૃતિક શાસ્ત્રનું સાહિત્ય ઉભુ કરવાની જરૂર છે વિદ્દદ્વર્ગની પહેલી ફરજ તે આ જો આ સાહિત્ય ઉભુ થશે નહિ તો પછી અજ્ઞાન શિક્ષકો પાસેથી અજ્ઞાન અને કદાચ ખોટુ જ્ઞાન બાળકો શીખશે

આ પ્રાકૃતિક વિષયોની બધી શાખાના તથા સ્વાભાવિક પદ્ધતિના અસખ્ય ઉત્તમ પુસ્તકો અગ્રેજી ભાષામા છે એટલુ જ નહિ પણ સ્વાભાવિક પદ્ધતિથી વિષયો શીખવવાની સ્વતત્ર વાચનમાળાઓ પણ છે જેમાનુ કશુ આપણામા નથી જો આપણા શિક્ષકો અગ્રેજી જાણતા થાય તો આ વિષય ને પદ્ધતિના અગ્રેજી સાહિત્યનો લાભ લેઈ શકે અને તે સાહિત્યના અભ્યાસના પરિચયને પરિણામે તેવુ જ સાહિત્ય પોતાની માતૃભાષામા ઉત્પન્ન કરવાને તે લલચાય આટલા માટે આપણી ટ્રૅનિગ કૉલેજોમા અગ્રેજી દાખલ થઇ શકે કે કેમ તે વિષે વિચાર ચલાવવાની તથા યોગ્ય યોજના, અમલમા મૂકાવવાની આપણા વિદ્દદ્વર્ગની બીજી ફરજ છે હિન્દના ઘણાક ભાગની ટ્રૅનિગ કૉલેજોમા અગ્રેજી શિક્ષણ દાખલ થયલુ છે અને આપણી ટ્રૅનિગ કૉલેજના અભ્યાસક્રમનુ તથા હમણા નવી ઉઘાડવામા આવેલી પ્રાવેશિક નિશાળોના અભ્યાસક્રમનુ સૂક્ષ્મ અવલોકન કરવાથી અગ્રેજી શિક્ષણ દાખલ કરવાની શક્યતા અસભવિત ભાસશે નહિ આપણા સાહિત્યની તથા શિક્ષણની યોગ્ય અભિવૃદ્ધિને માટે આ બને બાબતો વિચારવાની તથા આચારમા મૂકવાની જરૂર છે કાળ આ વિરોધી પ્રવૃત્તિનુ યોગ્ય શમન કરશે એમ ધારી તેની ઉપેક્ષા કરવામા આવશે તો આપણા શક્તિમાન વર્ગે શક્તિને સમય અનુકૂળ છતા પોતાનુ કર્તવ્ય ન બજાવ્યુ એમ કહેવામા અતિશયોક્તિ કરેલી કહેવાશે નહિ

——— જીનાભાઈ અમીચંદ પટેલ.

* સાહિત્યપરિષદ્દને માટે આ નિબધ લખવો ધારેલો તેથી આ વાક્યો સૂચના છે.

# વૈદિક તથા પૌરાણિક પૂજા, મનુસ્મૃતિ,

અને

# વેદની પ્રાચીનતા.

૭

ઋગ્વેદના સૂત્રોમા આપણને કેટલીક કથાઓ માલમ પડે છે. એ કથાઓને પાછળથી બ્રાહ્મણ ગ્રંથોમાં વિસ્તૃત કરવામા આવેલ છે. પાછલા વખતમા જે નિયમો સામાન્ય બંધન તથા વેદની આજ્ઞાનુસાર રચિત હતા તેને બહુ બહુ રીતે ફેરવી નાખવામા આવ્યા હતા. ધાર્મિક કેળવણી તથા યજ્ઞોની પ્રક્રિયાના વિધાનો, તેમ જ એ કર્મોના ઇનામો લેવા, ઇત્યાદિ વિચારો ખાસ કરી બ્રાહ્મણોના જ છે. તો પણ કક્ષીવત્, જેના સૂત્રો ઋગ્વેદના પ્રથમ તથા નવમા મડળમા માલમ પડે છે, અને જે તેના નામ ઉપરથી તથા બીજા વિશેષ વાસ્તવિક કારણો ઉપરથી ક્ષત્રિય હતો એમ લાગે છે, તેણે સ્વનયરાજા પાસેથી દાન લીધાનુ કહેવાય કહેવાય છે, અને તેને મનુ વાસ્તવિક થયાનુ કહે છે. જુવો મનુ ૧૦-૭૯ તથા ઋગ્વેદભાષ્ય ૨ પૃ ૩૦. આ વાક્ય ઋગ્વેદ ૧-૧૮-૧ ના તરીકે રોઝેને લીધુ છે, તે એ છે કે, **याजनाध्यापनेचैवविशुद्धा च प्रतिग्रहात्.** આનુ ભાષાતર તે એમ કરે છે કે—("યાજન તથા અધ્યાપનમા વિશુદ્ધ અને પ્રતિગ્રહમાથી"). આ મનુ ૧૦-૧૦, ૧૧૦ મા છે તો પણ **विशुद्धा**નો અર્થ **અશુદ્ધ** નહિ, પણ **શુદ્ધ** થાય છે ભાષ્યનો લેખ **विशुद्धा च प्रतिग्राह** એમ જોઇએ. આને માટે એ જ મનુ (૧૦-૭૯) ના શબ્દો સુધારેલા છે. આના વિવેચન અર્થે એક કથા કરેલી છે કે, જો કે કક્ષીવત્ કલિગ રાજાનો પુત્ર હતો, તો પણ તેનો ખરો પિતા વૃદ્ધ ઋષિ દીર્ઘતમસ્, કે જેના સૂત્રો ઋગ્વેદના પ્રથમ મડળમા છે, તે હતો આ કવિને રાજાએ પોતાની વતી પ્રાચીન પ્રમાણે યજ્ઞ કરવાનુ કહ્યુ તો પણ, રાણીએ તે વૃદ્ધ ઋષિને જોવાની ના પાડી અને પોતાને બદલે એક ચાકરડીને મોકલી. એ ચાકરડીને દીર્ઘતમસ્ ઋષિથી થયેલો પુત્ર કક્ષીવત્ હતો, અને ઋષિના પુત્ર તરીકે તેણે યજ્ઞ કરીને દાન લીધુ હતું. આ વાર્તનું કારણ સ્પષ્ટ દેખાય છે કે બ્રાહ્મણોએ પોતાના નિયમો બદલાવાની બહુ ચટ હતી વેદના ઋષિઓ બ્રાહ્મણના નિયમો પાળવામા પૂર્ણ હતા કે કેમ એ પ્રશ્ન છે. એ વખતે એ નિયમની હયાતી પણ નહોતી. કક્ષીવત્ બ્રાહ્મણનો કે ક્ષત્રિયનો, અથવા ચાકરડીનો કે રાણીનો પુત્ર હતો, એ નક્કી થવુ અશક્ય છે, તો પણ જે સમયમા તે થયો છે તે પ્રમાણે તે બ્રાહ્મણ અને ક્ષત્રિય, એ બનેના કર્મ કરી શકે એવુ હતું. પ્રોફેસર લેસન કક્ષીવત્‌ના પિતા દીર્ઘતમસ્‌ને બગાલના દક્ષિણ ભાગોમાનો બ્રાહ્મણ માને છે, અને તે અગ તથા કલિગોમાનો હતો.

આ બાબતમા રાણીનુ નામ પણ સુદેષ્ણા હતુ અને તે બગાલાની એક પ્રજા સુદેષ્ણ કહેવાતી હતી તેને મળતું છે જુવો વિષ્ણુપુરાણ, પૃ. ૧૮૮. મહાભારત, ૧-૧૯૫ માં દીર્ઘતમસની કથામા ગોધર્મ શબ્દ છે-અને જેનો અર્થ પ્રોફેસર લેસન pastoal law (ભરવાડનો નિયમ) કરે છે, તેમા કઇ ખાસ અર્થ હોવો જોઇયે.

આ પ્રમાણે બ્રાહ્મણોએ પાછળથી ઘણો ફેરફાર કરેલો જણાય છે. પાછલા સમયમાં વેદના સૂત્રનો ધ્વનિ શૂદ્રને સંભળાવવો તે પણ પાપ ગણાતું હતું, છતાં ઋગ્વેદમાં કેટલાંક સૂત્રો ગુલામના પુત્રથી રચિત છે તે બ્રાહ્મણોએ કબુલ રાખેલાં છે. ઋગ્વેદના ૧૦ મા મંડળમાં કેટલાંક સૂત્રોનો ઋષિ કવષ ઐલૂષ છે, એ જ કવષને ગુલામપુત્ર તરીકે યજ્ઞમાંથી બાતલ કરેલો હતો અને તેના ઉપર દેવોની કૃપા જોયાથી તેને પાછો દાખલ કરવો પડેલો હતો. આ વાત ઐતરેય અને કૌષીતકી બ્રાહ્મણો કબુલ કરે છે, તથા મહાભારતમાં વળી કવષને નિષાદ કહ્યો છે.

ઐતરેય બ્રાહ્મણ, ૨-૧૯:-

ऋषयोवै सरस्वत्यां सत्रमासत । ते कवषमैलूषं सोमादनयन्दास्याः पुत्रः कितवो ब्राह्मणः कथं नो मध्येदीक्षिष्टेति । तंवहिर्धन्वोदवहन्नत्रैनं पिपासा हन्तु सरस्वत्या उदकं मा पादिति । सवहिर्धन्वोदूल्हः पिपासयावृत्त एतदपोनप्त्रीयमपश्यत्प्रदेवत्रा ब्रह्मणे गातुरेत्विति । तेनापांप्रियधामोपागच्छत् । तमापोऽनूदायंस्त सरस्वती समंत पर्यधावत् । तस्माद्धाप्ये तर्हि परिसारमित्याचक्षते । यदेनं सरस्वती समंतं परिससार ॥ ते वा ऋषयो ऽब्रुवन् विदुर्वा इमं देवा उपेमह्वयामहाइतितथेतितमुपाह्वयंत । तमुपहूयैतदपोनप्त्रीयमकुर्वत प्रदेवत्रा ब्रह्मणे गातुरेत्विति ॥

કૌષીતકિ બ્રાહ્મણ, ૧૧:—

माध्यमाः सरस्वत्यां सत्रमासत । तद्धापि कवषो मध्ये निषसाद त हैम उपोदुर्दास्या वै त्वं पुत्रोऽसि न वयं त्वया सह भक्षयिष्याम इति । स ह क्रुद्धः प्रद्रवत्सरस्वतीमेतेन सूक्तेन तुष्टाव । तद्धेयमन्वेयाय । तत उहेमे निरागा इव मेनिरे । तंहान्वावृत्योचुर्ऋषे नमस्त अस्तु मा मा हिंसीस्त्वंवैनः श्रेष्ठोऽसियत्वेयमन्वेतीति । तद्ध ज्ञपया चक्रुस्तस्य ह क्रोध विनिन्युः । सएष कवषस्यैवमहिमा सूक्तस्य चानुवेदिता ॥

टीका:–उपोदुः परुष वदितवंतः ॥ निरागानिष्कृष्टोरागोयेषा ॥ अन्वावृत्य विनयेन वृतमनुसृताइव ॥ ज्ञपयांचक्रुः संतोषयांचक्रुः ॥ .

વેદ અને કાવ્ય વચ્ચેનો દેખીતો ભેદ ટ્યુબિંગનના પ્રોફેસર રોથે બહુ સારી રીતે બતાવ્યો છે. એમણે વેદાભ્યાસમાં લાંબો કાળ ગાળ્યો છે. તેના મત પ્રમાણે મહાભારત તેના મૂળ સ્વરૂપમાં બુદ્ધની પછી રચાયેલ છે. (Zur Litteraturund Geschichte des Veda. Drei Abbhandlungen von R. Roth, Doctor der Philo sophie.Stuttgart, 1846). તે કહે છે કે—"કાવ્યોમાં વેદ અપૂર્ણ રીતે જણાયેલ છે; કર્મકાંડ વર્ણનું નહોતું તે પૂર્ણ છે. વેદની કથાઓ તેની સ્વભૂમિમાંથી જ નીસરી છે, અને અગ્નિ, ઇંદ્ર, મિત્ર, અને વરુણના ધર્મની જગોએ જુદી જ પૂજા મૂકાયલી છે. આ વાત બહુજ ખાતરી લાયક છે. ભરતખંડના ધાર્મિક જીવન અખિલમાં વિરોધ દેખાય છે, અને

એ ગ્રથો આપણી ચક્ષુ આગળ અરણ્યના ઝાઝવાનાં જળની માફક દેખાય છે, અને ખરૂ જીવન, કિયા કાળમા તે થયા, એ વિષે આપણને કંઈ તે બતાવતા નથી, અને ઇસ્કીલસના કરુણારસી નાટકો અને સિસેરોના તત્વવિચારના નિબધોની માફક તેઓ છે લીસિયા અને ઇજિનાની અસત અપૂર્ણ મૂર્તિઓને આપણે કિમતી ગણિયે છિયે, કેમકે તેઓ ગ્રીક કલાના ઇતિહાસ ઉપર પ્રકાશ પાડે છે, પરતુ આપણે તેઓ ફ્રિડિયાસના યત્રમા કે લડન દવાશાળાના પૃથક્કરણના ઓરડામા તૈયાર થયાં હતા એમ જો કહિયે, તો મનુષ્ય દેહની રચનાના સપૂર્ણ નમુનાઓ આપણે જાણિયે નહિ

બીજી પ્રજાઓના ભાષાશાસ્ત્રના ઇતિહાસો ઉપરથી નીકળી શકે છે તેવી રીતે વેદના ઇતિહાસ ઉપરથી સમય નિર્માણ તો થઈ શકે તેમ નથી. તોપણ એ વૈદિકકાળના દળદાર ભાષા શાસ્ત્રમાથી ઇતિહાસની શૃખલા કદાચ શોધી શકાય છે, અને તે ઉપરથી વૈદિક ભાષા શાસ્ત્રના ચાર કાનક્રમ બાધી શકાય છે જો આપણે ગ્રથોના વર્ગ પાડી શકિયે તો તેમનો કાલક્રમ બાધી શકાય એમ છે

ભરતખડની હાલની વિદ્યાઓ પણ જો કે કાલક્રમમા ગોઠવાઈ નથી, તોપણ તેના મૂળ વૈદિક ગ્રથોમાથી મળે છે તેઓ એક જ કાળે તો રચેલ નથી જ, પણ તેમના મૂળ એક સ્થળે ખરા માનવધર્મ જો કે અતિ પ્રાચીન ઋષિકૃત નથી તોપણ તે સર્વથી જીર્ણતો લાગે છે શકુતલા અને ઉર્વશી જેવા નાટકો જો કે પેરિક્લીઅન કાલનાં નથીજ જણાતાં તેઓ સસ્કૃત ભાષા જ્ઞાનના એલેક્ઝાડ્રિઅન સમયના જણાય છે પણ એ અને બીજા સસ્કૃત ગ્રથો ગમે તેટલા જૂના હોય તોપણ ભરતખડના ભાષા જ્ઞાનનો જે ભાગ દુનિયાના ઇતિહાસ સાથે સબધ રાખે છે, અને જે માનવ બુદ્ધિની પરાકાષ્ઠા બતાવે છે— માત્ર પૂર્વમા જ નહિ, પણ આખી સૃષ્ટિમા તે બેશક બહુ જુનો છે આર્ય પ્રજાનુ અત્યત પ્રાચીન પુસ્તક–જદ અવસ્તા અને હોમરથી પણ પ્રાચીન પુસ્તક–ત્રણ હજાર વર્ષથી શોધાયુ છે, એમ કહેવુ મુસ્કેલ તો છે, અને તે ગગાતટ ઉપરની કોઈ પણ પરિષદે નહિ, પણ ઇગ્લિશ યુનિવર્સીટીના વિદ્યાનયે પ્રસિદ્ધ કરેલ છે. તેની પ્રતિઓ જે પદાર્થો ઉપર લિખિત હતી તે પદાર્થની નાશવતતાને લીધે તેની અતિ પ્રાચીન લિખિત પ્રતિઓ પણ જોઈયે એટલી મળવી મુસ્કેલ છે, અને તેથી ઈ. સ પૂર્વ ૮૦૦ વર્ષ ઉપર જે સ્થિતિમા વૈદિક સૂત્રો હશે એ સ્થિતિમા મળવા મુસ્કેલ છે એ ગ્રથની સમાપ્તિ લાઇકરગસના સમયમા થઈ છે તેથી તેના કાવ્ય સ્વરૂપ હોમરના પૂર્વકાળના જેવી છે આપણે અશ્રદ્ધાળુ કહેવાઇયે તો તેમા આપણો દોષ નથી, તોપણ તેની ખુબીઓ તપાસીને તેને બની શકે એટલો ન્યાય તો આપણે આપવો ઉચિત છે જ

ભરતખડના ભાષાશાસ્ત્રના પુસ્તકોનું અવલોકન કરતા આપણે વૈદિક અને અવૈદિક ગ્રથોને તથા તેમની ખાસિયતને ઓળખવી તથા તેને છૂટા પાડતા આવડવા જોઇયે પ્રત્યેક પુસ્તનું અવલોકન આપવાની બારીકીમા પેઠા વગર સામાન્યાવલોકન આપિયે અને તેમાથી પણ કેટલીકવાર માત્ર તે ગ્રથના બાહ્યદર્શનથીજ તેનો કાળ જાણી શકાય છે; વ્યાકરણનું કઇ ખાસરૂપ માત્ર વૈદિક કાળમા હતુ એમ જણાય છે, અને તે કાળક્રમ જાણવામા મુખ્ય

સાધન છે વળી મનુમા પણ કઇક વૈદિક સ્વરૂપ દેખાય છે, કેમકે વૈદિક સ્વરૂપના કાવ્યોને જ તેણે માત્ર કાવ્યના શ્લોકરૂપ કરેલ છે, અને કોઇવાર તો તેણે શબ્દો પણ ફેરવેલા નથી, અને તેમા જે નવીનતા છે તે દેખાઈ આવે એવી છે

વૈદિક ગદ્યભાષા ખાસ જૂદી જ કઇક છે, અને અવૈદિક કાવ્યમા છદના નિયમો દેખાય છે વેદમા પણ એવા મળતા છદો દેખાય છે, પણ તે ઉપરથી તેના પ્રાચીન અર્વાચીન ભાગો ઓળખી શકાય છે આથી કાવ્યના બે મુખ્ય ભાગો સ્પષ્ટ સમજાય છે, અને ભાષા ક્રમસર સુધરતી આવેલી સ્પષ્ટ દેખાય છે અનુષ્ટુપ શ્લોક વેદમાં દેખાતો નથી પણ ત્રિષ્ટુપ છે, અને વૈદિક ગદ્ય સમજવા માટે કોઇવાર અનુષ્ટુપ વાપરેલ છે તે પાછળથી થયેલ જણાય છે. ( સગ્રહ શ્લોકો જુવો વેબરકૃત In dische Studien, ૧-૫ ૪૭ ) તે નવીન સ્પષ્ટ દેખાય છે

એ આશ્ચર્યજનક છે કે પાણિનિમા પણ વૈદિકકાલના સ્હામા પક્ષમા તેમા શ્લોક શબ્દનો ઉપયોગ કરેલો છે. ૮ પાણિનિ, ૪-૧-૬૬, ૪-૩-૧૦૩-૧, ૪-૩-૧૦૭). વૈદિક સૂક્ત અને બ્રાહ્મણોમાના કાવ્યને પુરાણોમા શ્લોક કરેલ છે, પણ તે બીજા ગ્રંથોના કરતા જુદા જ છે દાખલા તરીકે કઠના સૂક્તો કે બ્રાહ્મણોને હમેશાં કઠા કહેલ છે. હાલની પદ્ધતિના છદોને કાવ્કિ શ્લોકો કહેવા જોઇયે. તૈતિરીય બ્રાહ્મણમા તૈત્તિરીય કહે છે વાલ્મીકિમા શ્લોકો કહેવાય છે ( પાણિનિ, ૨-૪-૨૧ ) અગ્રેજી કવિતાઓમા છદ પદ્ધત્તિ પ્ર સગોપાત નોર્મન સમય પછી દેખાય છે, તો પણ ઉપમાદિ અલકારની પ્રાચીન ટ્યૂટોનિક પદ્ધત્તિ સિવાયના કાવ્ય નોર્મન સમયની પૂર્વે લખાયલા જણાય છે માહનામાપ કેવિનસ્ પહેલા વપરાતા, તો પણ ક્લિજસ્ અને આર્કિલોકસ્ તેના શોધક કહેવાય છે, એટલે કે ખરી રીતે છદશાસ્ત્ર તેમણે રચ્યાનુ કહેવાય છે એથી ઇ સ પૂર્વે ૮ મા સૈકાના અતપર્યંત માપવાળા કાવ્યો નહોતા જર્મન ભાષાશાસ્ત્રના ઇતિહાસમા ૧૨ મા સૈકાના કાવ્યો ૧૩ મામા મૂકાય છે દાખલા તરીકે "Rein hirdth Fox" નામનુ પ્રાચીન હાર્મ જર્મન કાવ્ય ૧૩ મા સૈકામા થયેલુ તે ૧૨ મા સૈકામા લખાયલા કાવ્યની નવી આવૃત્તિ માત્ર છે, એમ ગ્રિમે શોધેલ છે ૧૩ મા સૈકામા નવીન રૂપમા આવેલા બીજા કાવ્યોમા Crescentia Duke E ust, અને Rolnnd Song છે.

ત્યારે હવે મહાભારત, રામાયણ, મનુ, અને પુરાણોમા, તેમ જ સર્વ સૂત્રો તથા દર્શનોને વૈદિકકાલમાથી કાઢી નાખતા ખરેખર વૈદિકભાગમા શુ રહે છે, તે આપણે જોઇયે એ કાળમા ચાર કાળક્રમ થયા છે, એમ પૂરતા પ્રમાણોથી કહી શકાય છે એ કાળો—છદસ્ સમય, મત્રસમય, બ્રાહ્મણ સમય, અને સૂત્રસમય—છે એ રીતે લેખોના સ્વરૂપો ઉપરથી સમજી શકાય છે. આ સમયો એક પછી એક એમ ક્રમસર થયા છે, એમ સાબીત કરવાને કહેવુ જોઇયે કે સૂત્રગ્રથોની રચ્યાનાથી બ્રાહ્મણ રચના પૂર્વની જણાય છે, તેની પૂર્વ મંત્ર સમય હતો, અને તેની પણ પહેલા છદસ્ કાલ હતો. એમ જણાય છે

ચમનરાય શિવશંકર વૈષ્ણવ.

---

# જરથોસ્ત.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां, विनाशाय चदुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय, संभवामि युगे युगे ॥

બૌદ્ધ, જેમ પોતાના ધર્મના સ્થાપક તરિકે મહાત્મા બુદ્ધદેવને માને છે; ખ્રિસ્તીઓ જેમ જીસસ ક્રાઇસ્ટને માને છે, તેમ પારસીઓ, પારસીઓના, અર્થાત્, જરથોસ્તીઓના ધર્મના સ્થાપક તરીકે, મહાત્મા **જરથોસ્તને** માને છે.

કેટલાક કાલ ઉપર, પૂર્વ તથા પશ્ચિમના વિદ્વાનોને **જરથોસ્તની** હયાતી વિષે જ શકા હતી. તેઓ **જરથોસ્તને** એક કલ્પિત પુરૂષ તરિકે માનતા હતા. પરન્તુ, શોધખોળના વધતા જતા ઉત્સાહથી, વિદ્વાન્ સંશોધકો, તે મતને અસત્ય ઠરાવી શક્યા છે. પારસીઓના ધર્મના સ્થાપક તરિકે ગણાતા, મહાત્મા જરથોસ્ત, પૂર્વે, અમુક વર્ષ પર થઇ ગયા, એમ ત્હેમણે સિદ્ધ કર્યુ છે.

જરથોસ્તીઓ (પારસીઓ) પ્રથમ, એમ માનતા કે **'અવસ્તૈક સાહિત્ય'** સર્વાંશે, માત્ર જરથોસ્તેજ લખ્યુ છે. **'ગાથાઓ'** જ માત્ર જરથોસ્તલિખિત છે અને અન્ય ભાગ પછીથી લખાઇ ઉમેરાયેલો, એમ આધુનિક મત છે. પરમેશ્વરનુ પૃથ્વી અને સ્વર્ગવિવરણ, ખગોલ, જ્યોતિષ, વૈદક, તત્વજ્ઞાન, આદિ વિદ્યાઓનો તે સાહિત્યમાં સમાવેશ થાય છે. ઇશ્વરસમાહિત અવસ્થામાં, **જરથોસ્તે**, પરમેશ્વરને પ્રશ્નો કરેલા છે તે પ્રશ્નો તથા ત્હેમના ઉત્તર (ઇશ્વરદત્ત) ત્હેમાં છે. જરથોસ્તીઓ પરમેશ્વરને **'અહુર-મજદ'** કહે છે.

**'અવસ્તા'**, ત્હેમાં મુખ્યત્વે કરી **'ગાથાઓ'** **'જરથુષ્ટ્ર'** પૂર્વે થઇ ગયા છે, અને ત્હેમણે, ત્હેમના ધર્મસિદ્ધાન્તોનો, બાક્ટ્રીઆ અને ત્હેની આસપાસના પ્રદેશોમાં ઉપદેશ અને પ્રસાર આરંભ કરી દીધો હતો, એમ કહે છે. કેટલાક બાક્ટ્રીઆને બદલે મીડીઆમા ગયા અને ત્હાં ઉપદેશ કીધો એમ કહે છે.

સુપ્રસિદ્ધ, પ્રાચીન રોમન અને ગ્રીક ગ્રન્થકારો, **જરથોસ્તને** માગીઓના અધ્યક્ષ તરીકે વર્ણવે છે. **જરથોસ્તના** સમય પૂર્વે અને પછી પણ ધર્મગુરૂ અને તત્વજ્ઞાનીઓને **'માગી'** નામથી સર્વ ઓળખતા. તેઓ, ત્હેમને, એક મુનિ, અને કેવલ તત્વજ્ઞ કહે છે એટલું જ નહિ, પણ તે નામથી પ્રચલિત જરથોસ્તી ધર્મના સ્થાપક પ્રચારક તરિકે પણ વર્ણવે છે.

ગ્રીક ઇતિહાસનો પિતા **હેરોડૉટસ** પણ ત્હેના ગ્રન્થમાં, માગીઓના ધર્મ સમ્બન્ધિ

અને, '**અવસ્તા**' એ કોઇ સિદ્ધના ઉપદેશવચનો ઉપર બંધાએલા ગ્રન્થ છે એમ કહે છે અને તે સિદ્ધનું પણ કાંઇક વર્ણન કરે છે. કેટલાક ગ્રન્થકારો એમ પણ કહે છે, કે જગવિખ્યાત વિદ્વાન્ જ્યોતિષ શાસ્ત્રીઓ, **પાયથાગોરાસ** અને **હરમીપ્પસે**, વસ્તુતઃ, જરથોસ્તી ધર્મનો, જ્યોતિષ અને તત્વજ્ઞાનનો ત્હેને ભંડાર ગણીને, અભ્યાસ કર્યો હતો.

હજાર વર્ષ પર લખાયલો પેહેલવી ભાષાનો પુરાતન ગ્રન્થ '**દીનકર્દ**' પણ **જરથોસ્તના** જીવન અને શિક્ષાવચનો સમ્બન્ધિ સારૂં વર્ણન આપે છે.

તે સિવાય તેટલો જ પુરાણો ગ્રન્થ '**જદ્દસ્પરમ્**' પણ જરથોસ્તના જીવન અને શિક્ષાવચનો વિષે ઠીક ચર્ચા કરે છે.

પેહેલવી ભાષાના ગ્રન્થો ઉપરાન્ત, મુસલમાન ગ્રન્થકારો પણ તે સમ્બન્ધિ લખે છે. દશમા સૈકાના મુસલમાન ઇતિહાસકાર **અલબીરૂની, મસુદી,** અને **શરસ્તની**ના ગ્રન્થોમાં તે સમ્બન્ધિ વર્ણન આવે છે.

વળી આસીરીઅન અને ઇજીપસીઅન લેખકોના ગ્રન્થોમાંથી પણ તે સમ્બન્ધિ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

અવસ્તૈક સાહિત્યનો ઘણો ભાગ નષ્ટ થવાથી, અને અસ્તિત્વમાં રહેલી, જે ગાથાઓના ભાષાન્તર થયાં છે, તે **જરથોસ્તની**, કેવલ, ઐતિહાસિકતા સિદ્ધ કરે છે. પ્રશસ્ત જરથોસ્તી ધર્મના ગ્રન્થ નાશ કરવાનો આરોપ **મહાન્ સિકન્દરને** શિર છે. ઇ. પૂ. ૩૩૧ માં, જ્યારે સિકન્દરે ઇરાન પર ચઢાઇ કરી, અને ઇરાનની રાજધાની **પર્સીપોલીસ**માં આવેલા, જર્કેજીજના રાજમન્દિરને, બાળી દેવાનો આદેશ કરી બળાવરાવ્યુ ત્હારે તે પુસ્તકો નષ્ટ થયાં હતાં. જ્યારે ત્હેણે આગ લગાડવાનો આદેશ કર્યો હતો ત્હારે તે મત્ત અવસ્થામાં હતો. પરન્તુ આગ શરૂ થતા થતામા ઘેન ઉતરી જવાને લીધે આગ હોલવવાનો હુકમ:કરવાથી કેટલાંક પુસ્તકો બચવા પામ્યાં હતાં.

ઇ. સ. પૂર્વે ૬૩૬–૭ માં **કાદેસીઆ** અને **નહવન્દ**ના સંગ્રામમાં, આરબોએ જ્મ્હારે ઇરાનીઓને છેલ્લા **સાસાનીઅન** રાજા **યઝ્દજર્દ**ની નાયકી નીચે હરાવ્યા અને ત્હેમને મુસલમાન ધર્મને અથવા તો મરણને શરણ થવાની ફરજ પાડી તે સમયે પણ કેટલાક ગ્રન્થોનો નાશ થયો હતો.

ઉપર લિખિત પ્રમાણોથી **જરથોસ્ત** એ કલ્પિત નહિ પણ ઐતિહાસિક પુરૂષ હતા અને તેજ પારસીઓના ધર્મના સ્થાપક હતા એમ સિદ્ધ થયું છે. અસ્તુ.

પૂર્વ તથા પશ્ચિમના, અનેક સંશોધક પંડિતો, **જરથોસ્તની** ઐતિહાસિકતા સિદ્ધ કર્યા બાદ, ત્હેમનો સમય નિર્ણય નથી કરી શક્યા.

એ સમ્બન્ધિ પડિતોના ત્રણ વિભાગ થઇ શકે છે.

૧—જે **જરથોસ્તને** ઇ. પૂ ૪૦૦૦–૬૦૦૦ મૂકે છે તે.

૨–જે ત્હેમને ઇ. પૂ ૧૩૦૦–૧૪૦૦ માં મૂકે છે. તે

૩–જે ત્હેમને ઇ. પૂ. ૫૦૦–૬૦૦ મા મૂકે છે તે.

ઇ. પૂ ૪૮૦ માં, જુર્કઝીઝે ગ્રીસ ઉપર ચઢાઇ કરી તે પૂર્વે ૬૦૦૦ વર્ષ ઉપર **જરથોસ્ત** ગયા એમ **હાયોજીનીસ** કહે છે કેટલાક, ઇ પૂ. ૧૧૮૦ મા ટ્રોયની લઢાઇ થઇ તે પ્હેલા ૫૦૦૦ વર્ષ ઉપર તે થઇ ગયા, એમ કહે છે. કેટલાક ઋગ્વેદ સંહિતા ઉપરથી અવસ્તાની તિથિ નક્કી કરવા પ્રયત્ન કરે છે. પણ પડિતો ઋગ્વેદનો સમય નિર્માણ કરવામા એકમત થયા નથી, એટલે અવસ્તાનો પણ સમય નિર્માયો નથી. વેદની અને અવસ્તાની ભાષાઓ, બન્ને ઘણી મળતી છે અને બન્ને એક જ મૂલમાથી ઉત્પન્ન થઇ છે એમ સિદ્ધ થયું છે, તો વેદનો સમય નિર્માય કે તરત જ અવસ્તાનો અને જરથોસ્તનો સમય પણ નિર્ણી શકાય. ડૉ. હૉગે કરી આપ્યુ છે કે જ્હારે આર્યો જુદા પડયા ત્હારે **જરથોસ્ત** જીવતા હતા. જે, ઇરાનની ઉત્તર પૂર્વે ગયા તે ઇરાનીઓ એટલે પર્શીઅન્સ કહેવાયા અને જે પજાબ તરફ ગયા, તે સિન્ધુ નદીના નામ ઉપરથી હિન્દુ કહેવાયા પ્રાતઃસ્મરણીય **ભટ્ટ મેક્સ મૂલરે,** આર્યોના જુદા પડયા પછી, વેદ લખાયા હતા એમ બતાવ્યુ છે. પણ તેઓ ક્યારે જુદા પડયા તે સમય નિર્માણ કરવામા એક અન્તિમ નિર્ણય થયો નથી તેથી ઋગ્વેદ કે અવસ્તાનો પણ સમય નક્કી નથી થયો. પરન્તુ હજુ પ્રયત્નો ચાલૂ છે

જેઓ **જરથોસ્તને** ઇ. સ ૪૦૦૦ થી ૬૦૦૦ કે ૬૦૦૦ થી ૮૦૦૦ પૂર્વે મૂકે છે તેઓ **હોઆમ** અને **જમશેદને જરથોસ્ત** તરિકે ભૂલે છે. મજદીયસ્ની ( મજદ=પરમેશ્વર,=પરમેશ્વરને માનનારો ધર્મ ) ધર્મના જે ધર્મગુરૂઓ માગી કહેવાતા હતા તેઓ **જરથોસ્તનો** ધર્મ સ્વીકાર્યા પછી પણ માગી તરિકે કામ કરતા હતા અવસ્તામા હોઆમ, અને **જમશેદને** મજદીયસ્ની ધર્મના સિદ્ધ (Prophet) તરિકે વર્ણવામા આવ્યા છે પ્રાચીન લેખકો **હોઆમ** અને **જમશેદને ગુસ્તાસ્પ** ( વિસ્તાસ્પ ) ના સમયમા થઇ ગયેલ **જરથોસ્ત** તરીકે લખી ગયા છે તે ભૂલ ખાઇ લખ્યુ છે એમ કેટલાક વિદ્વાનોનો તો મત છે. રાજા **ગુસ્તાસ્પ,** એ ઇરાન અને તે આસપાસના પ્રદેશ ઉપર રાજ્યકર્તા હતો અને તે **કીઆનીઅન** વશનો હતો. પાચસો અને બસો વર્ષ સુધી અનુક્રમે ઇરાન ઉપર રાજ્યકર્તા તરીકે આસીરીઅન્સ અને મીડસ લોકોના આવી ગયા પછી કીનીઅન વશનો અન્ત આવ્યો હતો. ઇ. પૂ. ૫૩૬ મા **મહાન સાયરસ,** મીડસ લોકોને કહાડી મૂકી, રાજ્ય કરતો હતો. તેટલા માટે **જરથોસ્તને** ક્રાઇસ્ટ પહેલા ચાર હજાર કે છ હજાર વર્ષ પૂર્વે મૂકવા તે અશક્ય લાગે છે.

ત્રીજા વર્ગવાળા **જરથોસ્તને** ક્રાઇસ્ટ પૂર્વે લગભગ ૫૦૦, ૬૦૦ વર્ષ ઉપર મૂકે છે. અવસ્તા ઉપરથી આપણને માલૂમ પડે છે કે જરથોસ્તના ધર્મનો સ્વીકાર અને પ્રચાર, રાજા ગુસ્તાસ્પે ( વિસ્તાસ્પે ) કર્યો હતો. **ગુસ્તાસ્પ** ( વિસ્તાસ્પ ) અને ગ્રીક ઇતિહાસમા આવતા

**હિસ્તાસ્પેસ,** બન્નેના ઉચ્ચાર મળતા આવે છે, એટલે જેઓ **જરથોસ્તને** ઇ પૂ ૬૦૦૦ મા મૂકે છે તેઓ એમ કહે છે, કે **જરથોસ્ત** રાજા એકીમીનીસના વંશજ, ઇરાન અને આસપાસના પ્રદેશ ઉપર ઇ પૂ ૫૨૧ ૪૮૫ મા રાજ્ય કરતા, ડેરાયસ હિસ્તાસ્પેસના રાજ્ય સમયમા થઇ ગયા હતા ઘણા વિદ્વાનોએ આ મત સ્વીકાર્યો પણ જેમ જેમ અવસ્તાનો અભ્યાસ વધતો ગયો અને શિલાલેખાદિના સંશોધન થવા માંડયા તેમ આ મત સ્વીકારનારની સંખ્યા અ૫ થવા માંડી અને અવસ્તામા આવે છે તે **વિસ્તાસ્પ** અને **હિસ્તાસ્પેસ** એ બે ભિન્ન હતા અને સમયાન્તરે થયા હતા એમ સ્વીકારવા લાગ્યું

**અવસ્તા** ઉપરથી સિદ્ધ થાય છે, કે **જરથોસ્તના** ધર્મનો સ્વીકારક, અને પ્રચારક **વિસ્તાસ્પ** રાજા હતો, અને જો કે **ડેરાયસ** ગાદીએ બેઠો હતો પરન્તુ ત્હેનો પિતા **હિસ્તાસ્પેસ,** રાજા પણ ન હતો, અને ગાદીએ પણ બેઠો ન હતો

બીજું ઇરાનના રાજાઓ શિલાપટ્ટ રાખતા અને તે ઉપર પોતાની વંશાવલી તથા પોતાના રાજ્યમા થયેલા સ્મરણીય બનાવો તે ઉપર લખી રાખતા તે શિલાપટ્ટ ઉપર, ડેરાયસે પોતે, તે રાજા એકીમીનીસનો વંશજ છે, એવું લખ્યું છે પણ આપણે ઉપર કહિ ગયા તેમ વિસ્તાસ્પ ( ગુસ્તાસ્પ ) જે અવસ્તામા આવે છે તે તો **કિઆનીઅન** વંશનો હતો.

ત્રીજું —અવસ્તામા આવે છે તે વિસ્તાસ્પ ( ગુસ્તાસ્પ ) ના પિતાનું નામ **કૈ-લોહ્રાસ્પ** હતું, અને ડેરાયસ, હિસ્તાસ્પનો પુત્ર હતો આ ઉપરથી એમ માલૂમ પડે છે કે જેઓ ડેરાયસને જરથોસ્ત માને છે તે પુત્રને પિતા માને છે ડેરાયસનો પિતા હિસ્તાસ્પેસ કદિ રાજ્યાસન પર બેઠો ન હતો માટે તેઓ એમ માને છે.

ચોથું ડેરાયસ હિસ્તાસ્પેસે, જો જરથોસ્તના ધર્મનો સ્વીકાર કર્યો હત વા નવચિત કરાવ્યો હત તો ત્હેણે શિલાપટ્ટ ઉપર સાભિમાન જરથોસ્તનું જીવનવૃત્તાન્ત અને ત્હેના શિક્ષાવચનો લખાવ્યા હત પણ ત્હેને બદલે ત્હેણે નથી ત્હાં જરથોસ્તનું નામ લખ્યું કે નથી નવો ધર્મ સ્વીકાર્યાનું લખ્યું મહાત્માનો જન્મ અને નવીન ધર્મનું સ્થાપન, અને ત્હેનો પ્રસાર એ એક સ્મરણીય વૃત્તાન્ત કહેવાય અને રાજા કે પ્રજા તે વિસ્મરે એ સંભવિત નથી આવી બીના હજારો વર્ષમા એકાદ વાર પણ ભાગ્યે જ થાય છે ડેરાયસે ત્હેના રાજ્યના બનાવો બારિકાઇથી લખ્યા છે ત્હેમાં જરથોસ્ત સમ્બન્ધિ કાંઇ જ નથી તે ઉપરથી જરથોસ્ત ત્હેના રાજ્યમા થઇ ગયા ન હતા એમ સિદ્ધ થાય છે ત્હેના શિલાપટ્ટો ઉપરથી, જે ધર્મ અહુર મઝ્દને પરમેશ્વર તરિકે માને છે તે એટલે જરથોસ્તી ધર્મને, તે માનતો હતો એમ વિદિત થાય છે વળી, રાજ્યપ્રાપ્તિ અહુર–મઝ્દના પ્રસાદથી હતી એમ તે માનતો હતો એકાદ જગાએ તે લખે છે, કે તે રાજ્યાસન પર બેઠો ત્હારે ત્હેને, પ્રચલિત ધર્મમા કેટલીક દુષ્ટ રીતિ દાખલ થવા પામી હતી તેથી, સુધારા કરવા પડયા હતા આ ઉપરથી એમ સમજાય છે કે જરથોસ્તી ધર્મની સ્થાપના ડેરાયસના ગાદિએ બેસતાય પહેલાની થઇ હોવી જોઇએ. નવા ધર્મની સ્થાપનાના આરમ્ભમા જ કાંઇ દુષ્ટ રીતિઓ પ્રવેશ ન કરી શકે, માટે તે ધર્મ કેટલાક સમય પૂર્વે સ્થપાવો જોઇએ પ્રથમ આપણે કહ્યું તેમ આસીરીઅન અને મીડસ

લોકો, જે જરથોસ્તી ધર્મના નહતા તેઓના રાજ્ય સમયે, તે ધર્મમાં સડો થવા પામ્યો હશે; અને તેથી જ ડેરાયસને સુધારા કરવા પડયા હશે. આ ઐતિહાસિક પ્રમાણ જ ડેરાયસના લેખને સિદ્ધ કરે છે, અને કહે છે કે જરથોસ્ત હ્‌હેના સમયમાં થઇ ગયા ન હતા, પણ હ્‌હેનીય પૂર્વે થઇ ગયા હતા.

પાંચમુઃ આદિ ગ્રીક ઇતિહાસકાર **હેરોડોટસે** ડેરાયસ હિસ્તાસ્પેસ, કે જહેના રાજ્યમાં તે જન્મ્યો હતો, હ્‌હેનો સંપૂર્ણ વૃત્તાન્ત લખ્યો છે. તે ઇતિહાસ અને ડેરાયસના શિલાપટ ઉપરના લેખ સપૂર્ણ રીતે મળતા આવે છે. થોડા સમય ઉપર શોધાયેલા શિલાપટો, સહસ્ર વર્ષ ઉપર લખાયલા હેરોડોટસના ઇતિહાસને અનુરૂપ કહે છે. ડેરાયસના રાજ્યમાં, જો જરથોસ્ત થયા હત તો હ્‌હેમની કે હ્‌હેમના ધર્મની સ્મરણીય નોંધ, ડેરાયસના શિલાપટ ઉપર કે હેરોડોટસના ડેરાયસના રાજ્ય સમ્બન્ધિના ઇતિહાસમાં નોંધાયા વગર ન જ રહેત. એ ઉપરથી ડેરાયસ હિસ્તાસ્પના રાજ્યમાં જરથોસ્ત નહતા એમ સિદ્ધ થાય છે.

છઠ્ઠું: રાજા વિસ્તાપ (ગુસ્તાસ્પ) ને **અર્લ** સરોવરની પૂર્વે આવેલા તુરાન પ્રદેશના રાજા **અરજાસ્પ** જોડે યુદ્ધ કરવું પડયુ હતું. યુદ્ધનું કારણ, એ હતું, કે તુરાનના રાજા અરજાસ્પને વિસ્તાસ્પે નવો ધર્મ એટલે જરથોસ્તી ધર્મ સ્વીકાર્યો તે રૂચ્યો નહિ. હેરોડોટસ, આ યુદ્ધ વિશે કંઇ લખતો નથી, એ ઉપરથી એમ સિદ્ધ થાય છે, કે ડેરાયસ હિસ્તાસ્પેસ અને અવસ્તાનો વિસ્તાસ્પ (ગુસ્તાસ્પ) બે ભિન્ન હતા.

સાતમુંઃ અવસ્તાના વિસ્તાસ્પ (ગુસ્તાસ્પ) ની રાજધાની કાબુલની ઉત્તર પશ્ચિમે **બલ્ખ** અથવા બાક્ટ્રીઆમાં હતી અને ડેરાયસ હિસ્તાસ્પની રાજધાની **પર્સીપોલીસ**માં હતી. આ બે સ્થાન એક એકથી ઘણા કોશને અન્તરે આવેલ છે.

આઠમુ' અવસ્તામાંના રાજા વિસ્તાસ્પે જરથોસ્તી ધર્મનો સ્વીકાર કર્યો એટલું જ નહિ પણ વિવિધ પ્રદેશોમા, ધર્મગુરૂઓને ઉપદેશ કરવા મોકલ્યા હતા. તે અહુર-મજદને પરમેશ્વર તરીકે અને જરથોસ્તને સિદ્ધ મહાત્મા તરિકે માનતો હતો અને વિદ્વાનોને પણ માનવા કહેતો અને સમજાવતો. આ સ્મરણીય વૃત્તાન્ત અભિમાન અને આનન્દ સહિત, ડેરાયસે હ્‌હેના શિલાપટ ઉપર લખ્યા હત, જો તે હ્‌હેના સમયમાં થયો હતે અગર તે અને વિસ્તાસ્પ એક હતે તો. આ ઉપરથી **કૈ-ગુસ્તાસ્પ** અને **ડેરાયસે હિસ્તાસ્પસ** બે ભિન્ન હતા. અને પૃથક પૃથક સમયે થઇ ગયા હતા એમ સિદ્ધ થાય છે.

નવમુઃ શંકુ આકારના શોધી કહાડવામાં આવેલા શિલા લેખપરની અને અવસ્તાની ભાષામાં બહુ ભેદ છે. તે ભેદ કેટલો સમયાન્તર હતો તે દર્શાવી આપે છે. અવસ્તા, જો ડેરાયસના વખતમાં લખાઈ હત તો ભાષા ભિન્ન ન હત, તથા હ્‌હેના શિલાપટપર હ્‌હેનું વર્ણન હત.

દશમુઃ દીનકર્દ, બુન્દેશ, અને અર્દવિરફ્-નમેહ્ અને અન્ય કેટલાંક પૃથક્ પૃથક્ સમયે લખાયલાં પેહેલવી પુસ્તક, સિકન્દરની ઇ. પૂ. ૩૩૧ ની ઇરાનની જીત પહેલાં ૩૦૦

વર્ષ ઉપર જરથોસ્તને મૂકે છે. પણ ઇરાનીઓ પાસે પ્રમાણ ગ્રન્થો ન હોવાથી, દસ્તુરોએ તે પુસ્તકો, પેહેલવી ભાષામાં લોકકથા ઉપરથી લખ્યાં હતાં. તેથી પ્રાચીન પુસ્તક અવસ્તાનું પ્રમાણ મૂકી પેહેલવી પુસ્તકોનું પ્રમાણ ભાગ્યે જ પાયાદાર ગણી શકાય. એકીમીનીઅન રાજાઓના શિલાપટ્ટો અવસ્તાની કેટલીક બાબતોને મળતા આવે છે. ઘણા વિદ્વાનો પણ ત્હેને પ્રમાણરૂપ માને છે, એ ટલે તે પણ પેહેલવી પુસ્તક કરતાં વધારે પાયાદાર ગણાય છે. આ સર્વ વૃત્તાન્ત ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે જરથોસ્ત, ડેરાયસ હિસ્તાસ્પ્સના સમકાલીન ન હતા.

અન્તે, આપણે જરથોસ્તને જે લોકો ઈ. પૂ. ૧૩૦૦–૧૪૦૦ માં એટલે લગભગ ૩૪૦૦ વર્ષ પૂર્વે મૂકે છે તે વિચારીએ. આ સમય વધારે સંનિકૃષ્ટ લાગે છે. ક્રાઇસ્ટના મરણ પછીનાં, તથા તે પ્હેલાં મીડીઅન્સનો પરાજય કરી, સાયરસે ઇરાન લીધું તે સુધીનો સમય એટલે ઈ. પૂ. ૫૩૬ તથા ઇરાન ઉપર આસીરીઅન્સ અને મીડીઅન્સે અનુક્રમે રાજ્ય કર્યું, તે પાંચસો અને બસો વર્ષ, તથા ગુસ્તાસ્પ અને ફીઆની અન વંશના છેલ્લા રાજાની વચ્ચેના વર્ષ, કેટલાક વિદ્વાનો છે તે ત્રણસો વર્ષ મળી એમ સિદ્ધ થાય કે જરથોસ્ત લગભગ, ( ઈ. પૂ. ૫૩૬+૭૦૦+૩૦૦+ઈ. સ. ના ૧૯૦૭ ) ઓછામાં ઓછા, ૩૪૦૦ વર્ષ ઉપર એટલે ઇ. પૂ. ૧૪૦૦ કે એટલામાં થઈ ગયા એમ સિદ્ધ થાય છે.

વળી ભટ્ટ મેકસમૂલરે, આર્યોના જૂદા પડ્યાનો વખત ઇ. પૂ. ૧૪૦૦ નો અનુમાન્યો છે. વેદ તે પછી લખાયા છે. તે ઉપરથી જરથોસ્તનો સમય ઇ. પૂ. ૧૩૦૦–૧૪૦૦ ધારવામાં આવે છે તે વિશેષ વાસ્તવિક લાગે છે.

અવસ્તા પ્રમાણે, પશ્ચિમે કૉકેસસ પર્વતની અને પૂર્વમાં આલબર્જ પર્વતની વચ્ચે આવેલ આર્યન, અથવા ઇરાન-વાજી નામથી ઓળખાતા પ્રદેશમાં રાઈ નામના ગ્રામમાં, મહાત્મા જરથોસ્તનો જન્મ થયો હતો.

પ્રાયઃ સર્વ સંશોધક પંડિતો, જરથોસ્ત, તેહેરાનની દક્ષિણે આવેલ ઇરાનના રાઈ નામના ગ્રામમાં, જન્મ્યા હતા એમ એકમતે જાહેર કરે છે.

વન્દીદાદના ઓગણીસમા પ્રકરણમાં કહેલું છે, કે તે મહાત્મા, ત્હેમના પિતા પરૂશાસ્પના ગૃહમાં, જન્મ્યા હતા. તે ગૃહ, જબર પર્વતમાંથી નીકળતી દરેજીઆ નદીને કિનારે હતું. એ નદી અને પર્વત બન્ને ઇરાનવાજીમાં હોવાથી, મહાત્મા રાઇમાં જન્મ્યા હતા એ માનતાને ટેકો મળે છે. આ મહાત્માને, અવસ્તામાં, રાઈમાં જન્મેલ હોવાથી, રાઈના મહાત્મા એમ લખવામાં આવ્યા છે.

જરથોસ્તના પિતાનું નામ પરૂશાસ્પ હતું. તે પેસદીઅન વંશના પ્રથમ રાજા મનુશેહર ( મીનોચેહર ) ના વંશના હતા. આ મહાત્મા, પ્રાયશઃ, જરથુષ્ટ્ર સ્પીટામા એટલે, સ્પીટામા વંશના જરથુષ્ટ, એ નામથી પ્રસિદ્ધ છે. સ્પીટામા, મનુશેહરથી પાંચમા હતા અને જરથુષ્ટ્ર ( જરથોસ્ત ) ચૌદમા હતા. અવસ્તામાં ત્હેમને, કેટલીક જગાએ, હઇચતસ્પના

વંશજ તરિકે વર્ણવવામા આવે છે. હઇચતસ્પ ત્હેમના દાદાના દાદા થતા હતા તેથી ત્હેમને ત્હેમના વંશ જ તરિકે કોઇક જગાએ કહેવામા આવ્યા છે. જરથોસ્તના કાકા અરસ્તીના પુત્ર મેદીઓમાહ ત્હેમના પ્રથમ અને અનન્ય શિષ્ય હતા ત્હેમની માતાનું નામ અવસ્તામા જોવામાં આવતું નથી પેહેલવી પુસ્તકો ઉપરથી ત્હેમની માતાનું નામ દુગદાઓ ( દોગ્દો ) હતું એમ લાગે છે. ત્હેમની માતાના મુખારવિન્દ ઉપર કંઇક અવનવીન જ તેજ દીપતું, અને તેથી તે અન્ધકારકામા દીવાની માફક પ્રકાશ પાડતું અને જે ખડમા તે બેસતા તે ખડમા તાપ વધારે લાગતો એમ કહેવાય છે. ભવિષ્યવાદીઓએ એમ કહ્યુ હતું કે તે એક મહાત્માને જન્મ આપશે આથી દુષ્ટ મનુષ્યોને ઘણો ભય લાગવા માડયો તેથી ત્હેમણે, ત્હેમને મારી નાખવાને બહુ પ્રયત્નો આદર્યા હતા. ત્હેમના પિતાને આથી અતિશય ભય લાગવાથી, જે પરૂશારપને તે વણુ પછીથી પરણ્યાં હતાં અને જે પરૂશારપના, મહાત્મા જરથોસ્ત પુત્ર હતા, ત્હેમના પ્રશસ્ત કુટુબની દેખરેખ નીચે, દૂર દેશ, ત્હેમને મોકલી આપવા પડયા હતા તેવણુના મુખપરનું તેજ તેવણુના પુત્રના મુખપર પણ ઉતરવા પામ્યુ • હતુ દીનકદ લખે છે અને પારસીઓ માને છે, કે જરથોસ્ત, જન્મ સમયે, રડવાને બદલે હસ્યા હતા

શ્રીમદ્ ભગવદ્ગીતામા કહ્યુ છે તે પ્રમાણે, એ સમયે ઇરાનવાઝીમા ધર્મની ગ્લાની થવાથી, અધર્મના અભ્યુત્થાનની અને ત્હેને અંગે સિદ્ધ મહાત્માના જન્મની આવશ્યકતા હતી. તેથી સત્પુરૂષોના રક્ષણાર્થે, દુષ્ટોના નાશને અથ, અને અધર્મનો નાશ કરી ધર્મની સંસ્થાપનાને અર્થે ભવિષ્યવાદીઓના મત પ્રમાણે મહાત્મા જરથોસ્ત જન્મ્યા.

દુષ્ટ લોકોમા મુખ્ય, રાઇનો નાજયકર્ત્તા, દુરાસાન, હતો. ત્હેને જરથોસ્તનો જન્મ થયો સાભળી ઘણી ચિન્તા થઇ તેથી ત્હેણે, ત્હેને મારી નાખવાનો વિચાર કરી, હાથમા ખજર લેઇ, બાલકના સૂવાના ખડમા જઇ, ઘા કરવાને હાથ ઊંચો કર્યો પણ આશ્ચર્ય ! કે હાથ સજ્જડ થઈ ઊંચો જ રહ્યો અને ઘા કરવા પ્રયત્નો કર્યા પણ સર્વ નિષ્ફળ ગયા! આથી ક્રોધિત થઇ ત્હેણે ત્હેને બાળી મૂકવાને નિર્ણય કરી, એક કાષ્ઠની ચિતા તૈયાર કરાવરાવી, અને ત્હેના પિતાને, બાલક સોપવા ફરજ પાડી પછીથી બાલકને સળગતી ચિતા ઉપર મૂકવામા આવ્યો પણ અપૂર્વ વૃત્તાન્ત એ બન્યો કે આગ એકદમ ઠરી જઈ, શાન્ત થઇ અને બાલકને કાઇ પણ ઇજા ન થઇ! પછી ત્હેણે, ત્હેને ચોરી જઇ, એક સાકડી ગલીમા ગાયો, ઘોડા આદિ પશુઓના પગ તળે કચરાઇ જઈ મરણ પામે એમ મૂકવા ગોઠવણ કરી. એક જોરાનર ગાય, તે બાલકને પોતાની ચારે પગની વચ્ચે રાખી, રક્ષણ કરતી, સર્વ ગાયો વિ પશુઓ ત્હા થઈ ચાલ્યા ગયા, તથા ગભરાયલી માતા આવી પ્હોચી ત્હા સુધી, ઉભી રહી! આથી અતિશય ક્રોધિત થઈ ત્હેણે આ બાલકને ઘોડા, ગાડીઓ તળે કચરાઇ જવા મૂકયો પ[illegible] ક બચી ગયો અને કઈ પણ ત્હેને ઇજા થઇ નહિ!

અન્તે, દુરાસાને, ત્હેન[illegible] ઓ પાસે મૂકી આવવાનો નિર્ણય કરી, વનમાં મૂકી આવ્યો વરૂઓ શિકાર જોઈ સાન[illegible] ને મ્હોડુ ફાડી, ત્હેની તરફ દોડવા લાગ્યા પણ ત્હેઓના મ્હોડા ઉઘાડા જ રહ્યા! વસાયા જ[illegible] અને દોડવાને માટે પગ ચસકી પણ શકયો નહિ!

રામ રાખે ત્હેને કોણ ચાખે ! તે બાળક વનમા બે દિવસ સુધી રહ્યો હતો. પણ માતાને તે ત્હા છે એમ ખબર નહિ પડવાથી તે ત્હા જઇ શકી ન હતી કિન્તુ, બાળક સ્તન્ય વિના ભૂખ્યો રહ્યો નહતો ! બચ્ચાઓને સ્તનપાન કરાવે તેમ, તે બાળકને, પાસેના પર્વતપરથી બે બકરીઓ વખતો વખત આવી, સ્તનપાન કરાવી જતી !

એક દિવસ આ બાળક માદો પડયો ત્હારે ત્હેના પિતાએ એક પ્રખ્યાત વૈદ્યને બોલાવ્યો. દુરાસાને, અનુકૂલ સમય જોઈ, વૈદ્યને, દવાને બદલે વિષ આપવા સમજાવ્યુ. લાલચુ વૈદ્યે હા કહી એમ તેમ કીધુ. પણ બાળકને તે દવા આપવામા આવી ત્હારે, ત્હેણે તે એકદમ ઢોળી નાખી ! અને પીધી નહિ ! આવો અદ્ભુત જ્ઞાનનો પ્રભાવ જોઇ, વૈદ્ય તથા દુરાસાન ખિન્ન થયા અને નિષ્ફળ નીવડયા આ વૈદ્યનુ નામ બારસુશ હતું

જરથોસ્તને જ્યહારે તે સાત વર્ષના હતા ત્હારથી તે પંદર વર્ષના થયા ત્હા સુધી બુર્ઝીન્કુસની દેખરેખ નીચે શિક્ષણ આપવામા આવ્યુ હતું.

ત્હેમણે, મરણ પર્યન્ત, હમેશા, એક નિશાની તરિકે, પોતાના હાથમા, અગ્નીનો ગોળો રાખ્યો હતો આ ગોળો ત્હેમને પરમેશ્વરે આપ્યો હતો એવુ મનાય છે

એક દિવસ, તે ગુસ્તાસ્પની નજ્રવાની બલ્ખ તરફ જતા હતા, ત્હારે વચમા, ત્હેમને વેહદીતી ( રોદ્-આમૂર ) નદી તરવાની આવી, ત્હારે ત્હેમણે ઇશ્વરને પ્રાર્થના કરી કે તે પોતાને તથા પોતાના શિષ્યોને નદી પાર કરી શકે એટલે તરતજ નદીમા બે ભાગ થઈ ગયા અને એકદમ રસ્તો થયો અને તે રસ્તે તે ચાલ્યા ગયા

જરથોસ્ત ગુસ્તાસ્પની પાસે પહોચ્યા ત્હારે ત્હેમણે ત્હેમને, પોતાના ધર્મસિદ્ધાન્તો શ્રવણ કરવાને કહ્યુ. રાજાને ઇચ્છા થઇ આવી, પણ કેટલાક મનુષ્યોએ અને રાજદ્હાડીઓએ ના કહી તે પ્રેતવિદ્યા ભણે છે, ને રાજાને છેતરવા આવેલ છે એમ ત્હેમને ઠરાવી કેદમા પૂરાવ્યા અસ્તુ

જરથોસ્તને આમ બનવાની અને ત્હેના કરાવનારાની પ્રથમથી ખબર હતી. બન્દી થયા પછી, થોડાક જ દિવસમાં રાજાનો વ્હાલામા વ્હાલો, કાળો ઘોડો માદો પડયો સર્વ વૈદ્યોએ ત્હેના જીવવાની આશા છોડી જરથોસ્તે રાજાને કહેવરાવ્યુ કે તે રાજા, રાણી અને ત્હેના પુત્રો ત્હેમનો ધર્મ સ્વીકારે તો ઘોડાને સાજો કરી આપે. અતિશય પ્રિય ઘોડો તે હોવાથી રાજાએ સર્વ સ્વીકાર્યું અને જરથોસ્ત કેદમાથી મુક્ત કરવી તેડી લાવવા ફરમાવ્યુ. જરથોસ્તે ઘોડાના શરીર પર ચાર પાચ વાર હાથથી પપાળીને તરત સાજો કરી, ઘોડાને એકદમ ઉભો કીધો। રાજા આશ્ચર્ય થયા અને આનન્દ પામ્યા. ત્હેમના તરફ ત્હેમની પ્રીતિ વધી, અને જે મનુષ્યોએ ત્હેમને કેદમા પૂરાવ્યા હતા ત્હેમને સજા કીધી

કહેવાય છે કે ધર્મ સ્વીકાર્યા પછી રાજાને સ્વર્ગ જોવાની ઇચ્છા થઇ અને તે પૂર્ણ કરવા જરથોસ્તને કહ્યુ. જરથોસ્તે ત્હેમની વાંછા પૂર્ણ કરી અને સ્વર્ગ તથા સદ્વર્તનશાળી પુણ્યાત્માની સુખી અવસ્થાનું પણ દર્શન કરાવ્યુ. અસ્તુ.

બુન્દેશ નામના ગ્રન્થમાં જરથોસ્તને ત્રણ સ્ત્રીઓ હતી એમ લખેલ છે. અવસ્તામાં એક જ સ્ત્રીનું નામ આવે છે. તેવણનું નામ હાવોવા હતું. ગુસ્તાસ્પના રાજદ્વારીઓ જે વંશના હતા તે હ્વોગાવ વંશના તે હતાં.

ત્હેમને ત્રણ સ્ત્રીઓ હતી એવું જે પેહેલવી ગ્રન્થો કહે છે તે ત્હેમની પ્હેલી સ્ત્રીને એક પુત્ર અને ત્રણ પુત્રીઓ હતી, બીજીને પુત્ર હતા અને ત્રીજી (હાવોવી) ને કાંઇ સન્તાન ન હતું એમ કહે છે. જરથોસ્તીઓનું સર્વ સાહિત્ય અવલોકતાં, ત્હેમને એક જ સ્ત્રી હતી, ત્હેણીનું નામ હાવોવી હતું, અને ત્હેણીને ત્રણ પુત્ર, અને ત્રણ પુત્રીઓ હતી એમ માનવામાં આવે છે. ત્હેમના એક પુત્ર ઇસદ્‌વસ્તર ધર્મગુરૂ થયા હતા, બીજા ઉરવતનર કૃષિ વિદ્યા શીખીને ત્હેનો ધંધો કરતા હતા, ત્રીજા, ખુરશેદચેહર યોદ્ધા હતા અને ગુસ્તાસ્પની સેનાના નાયક હતા.

જરથોસ્તની કનિષ્ઠ પુત્રી પૌરૂચીસ્તીની અવસ્તામાં ઘણી જ પ્રશંસા કરેલી છે. તે સમયની સ્ત્રીઓમા તે ઘણીજ વિદ્વાન્, ચંચલ, અને સદ્દર્તનશાલી હતાં. તે, ત્હેમના પિતાના ધર્મનો ઉપદેશ સ્ત્રીઓને કરતાં અને એક જ પરમેશ્વરને માનવાનો બોધ કરતાં. કેટલાકના મત પ્રમાણે, તે રાજા ગુસ્તાસ્પના પ્રધાન જામાસ્પ હકીમ સાથે પરણ્યાં હતા.

યૂરોપિઅન વિદ્વાનો, પારસીઓના ધર્મસ્થાપકને જોરોસ્ટર નામથી ઓળખે છે, પણ અવસ્તા પ્રમાણે ત્હેનું નામ, જરથુષ્ટ્ર છે. આ નામ અનેક પ્રકારે લખાય અને ઉચ્ચારાય છે. જેમકઃ—જોરોસ્ટર, જરથુસ્ત, જરથુષ્ટ્ર, જર્દુસ્ત, જરથોસ્ત, જરદશ્ત, જર્થોસ્ત, જરવેસ્ત, વિ. હાલમાં ઘણું ખરૂં તે જરથોસ્ત નામથી ઓળખાય છે.

કેટલાક વિદ્વાનો, ત્હેના નામના અનેક અર્થ કરે છે અને તે ત્હેમનું ઉપનામ હતું એમ કહે છે.

જર્ત=પુરાણો+ઉષ્ટ્ર=શ્રેષ્ઠ=ધર્મગુરૂ.

જર્થ=પીળા+ઉષ્ટ્ર=ઉંટ=પીળા ઉંટ રાખનાર.

જર્થું=વૃદ્ધ+ઉષ્ટ્ર=ઉંટ=વૃદ્ધ ઉંટ રાખનાર.

જરત=સુવર્ણ+શુષ્ટ્ર=તારો=સોનાનો તારો.

જરથોસ્ત કાંઇ પીળા ઉંટ રાખનાર ન હતા. ત્હેમના સમય પહેલાં, મનુષ્યોના નામ તેઓના ધંધા અથવા મિલકત ઉપરથી પડતાં, તે સમયે, ખેતી એ મુખ્ય ધંધો હતો અને ઉંટ, ઘેટાં, ગાયો એ મુખ્ય મિલકત ગણાતાં હતાં. સમયાન્તરે પણ, ત્હેમના પુત્રાદિકને પણ તેવાંજ નામ આપવામાં આવ્યાં. જેમકે, જહાંગીર તેટલા દુનિયા જીતનાર નથી હોતા. તેવી જ રીતે ત્હેમનું નામ જરથુષ્ટ્ર પાડવામાં આવ્યું હશે.

આશરે ચાલીસ વર્ષની વયે, જરથોસ્તે પોતાના ધર્મનો ઉપદેશ કરવા માંડ્યો હતો.

તે ન્હાના હતા, ત્હારથી જ પરોપકારી અને પરદુઃખભંજક હતા. ૫૬૦ વર્ષની વયે, જ્હારે ત્હેમણે મજદીયસ્ની ધર્મનુ ઘણુખરૂં જ્ઞાન મેળવ્યુ હતું ત્હારે ત્હેમને સદરો પહેરાવવાની તથા કસ્તી બધનની ક્રિયા કરવામા આવી હતી. તે ત્રીશ વર્ષના હતા ત્હારે ત્હેમને આપવામા આવેલ સાસારિક જ્ઞાન ઘણુ થોડુ હતું, તે પરમેશ્વરને ઓળખવાને માટે સમર્થ ન હતું. પરન્તે ત્હેમને ઇશ્વરદત્ત જ્ઞાન બદ્ધ હતુ. તે તત્વો શુ છે? શા માટે છે? શુ ઉપયોગના છે? રાત્રિ અને દિવસ શા માટે છે? પાપ, દુષ્કર્મ અને અસત્ય જગતમાથી કેમ નાશ પામે? આવા આ વિચાર ત્હેમને આવતા. આ વિચાર પૂર્ણ ધ્યાનથી કરવા માટે ત્હેમણે નિવૃત્તિ સ્વીકારી, અને **આદરબૈજાનમા** આવેલા **અસ્નવત્** પર્વત ઉપર જઇ દશ વર્ષ, વિચાર અને ધ્યાનમા, ગાળ્યા, તે ચૌદ દિવસ યોગસ્થ રહ્યા હતા કહેવામા આવે છે કે, તે, યોગ સમયે સ્વર્ગમા, ઇશ્વરને મળ્યા હતા અને ત્હેમણે ઈશ્વરને પ્રશ્નો કર્યા હતા, અને ત્હેના ઉત્તર મેળવ્યા હતા! કેટલાક કહે છે, કે તે સમયે, ઇશ્વરે ત્હેમને એકવીસ ગ્રન્થો ભેટ કર્યા હતા.

ગાથાઓ પ્રમાણે, ઇશ્વરમચારિત અવસ્થામા, ત્હેમણે તે ગ્રન્થો લખ્યા હતા, એમ માલૂમ પડે છે

સ્વર્ગમા તે મહાત્મા, પરમેશ્વરને તેમ જ બીજા દેવદૂતોને પણ મળ્યા હતા. સર્વને ત્હેમણે પ્રશ્ન કર્યા હતા અને સર્વ પાસેથી ઉત્તર મેળવ્યા હતા. સર્વ પ્રકારનુ જ્ઞાન ત્હાંથી, ત્હેમણે પ્રાપ્ત કરી દીધુ હતું

જ્હારે, ત્હેમને નરકનાં દર્શન કરાવવામા આવ્યા ત્હારે, ત્હેમણે નરકના અધિષ્ઠાતા **અહ્રીમન**, જે સર્વને પાપને માર્ગે દોરી જાય છે, ત્હેને ત્હા દીઠો ત્હારે ત્હેણે, ત્હેમને સન્માર્ગમાથી દુર્માર્ગે જવા બદ્ધ સમજાવ્યુ. કિન્તુ, જરથોસ્ત ડગ્યા નહિ અને, અય, નાપાક! ત્હને યોગ્ય રીતે અને ન્યાયસરજ નરકનો અધિકારી ઠરાવ્યો છે જે ત્હેને અનુસરશે, તે ત્હારી માફક આવી શિક્ષા પામશે. અહુરમઝ્દની કૃપાથી, ત્હારા સર્વ કર્મથી વિરુદ્ધ રહીશ, એમ બોલ્યા.

જરથોસ્ત, જ્યારે, સ્વર્ગમાથી, પૃથ્વી ઉપર, આવ્યા ત્હારે પણ અહ્રીમન અને ત્હેના બાળકો ત્હેમને વિપથ દોરવાને મથવા લાગ્યા અને ત્હેમની આસપાસ વીંટાઈ ગયા. જરથોસ્તે ત્હેમને હસી કહાડી, અવસ્તામાથી, માત્ર એકજ મન્ત્ર ઉચ્ચારી કે તરત જ તે સર્વ ત્હાથી નાશી ગયા.

પૃથ્વી ઉપર ઉતર્યા પછી તે રાજા ગુસ્તાસ્પને ત્હા ગયા હતા અને ત્હેમને પોતાના ધર્મનો ઉપદેશ કર્યો અને ત્હેમને પોતાના ધર્મના અનુયાયી બનાવ્યા એમ આપણે આગળ જોઇ ગયા છીએ જરથોસ્ત ગુસ્તાસ્પને ત્હા જ રહેતા ગુસ્તાસ્પે પછી દેશ વિદેશ જરથોસ્તનુ ધર્મનો પ્રચાર કરવા માણસો મોકલ્યા હતા. તે ધર્મનો પ્રચાર જલદી થવા પામ્યો હતો. ગુસ્તાસ્પને, આગળ કહ્યા પ્રમાણે, તુરાન અને તુર્કસ્તાનના રાજા અરજાસ્પ સાથે ધર્મ માટે યુદ્ધ થયુ હતું, અને અન્તે ગુસ્તાસ્પને વિજય મળ્યો હતો.

ગુસ્તારપના એક પુત્રનુ નામ **ખુરજામ** હતું. તે બહુ દ્વેષી હતા. ભાઈ અસ્ફન્દીઆરની પ્રશંસા ત્હેમને બહુ ખિન્ન કરતી. એકદા અસ્ફન્દીઆર તરફ પિતાને દ્વેષ ઉપજાવવા પ્રયત્ન કરી, ત્હેમને કેદમાં પૂરાવ્યા. **અસ્ફન્દીઆરને** જરથોસ્તે વરદાન આપ્યુ હતું કે તે કદી યુદ્ધમાં પરાભવ પામશે નહિ. ગુસ્તાસ્પનો વૈરી રાજા અરજાસ્પ અસ્ફન્દીઆરને કેદમાં જોઇ તથા ગુસ્તાસ્પને પોતાના મિત્રને મળવા જાબુલસ્તાન ગયેલા જોઇ, ત્હેમની રાજધાની **બલ્ખ** ઉપર મ્હોટું લશ્કર લેઇ ચઢી આવ્યો. અસ્ફન્દીઆર કેદમાં હોવાથી, ગુસ્તારપના વૃદ્ધ પિતા લોહરાસ્પ લશ્કર લેઇ સ્હામા ગયા પણ પરાભવ પામ્યા અને મરાયા. શત્રુઓ રાજધાનીમાં પેઠા અને અગ્નિમન્દિરોનો અને ત્યાંના ધર્મગુરૂઓનો નાશ કરવા લાગ્યા. આ સમયે જરથોસ્ત એક અગ્નિમન્દિરમાં પ્રાર્થના કરતા હતા; તેવામા **તુરબરતુર** નામના તુરાનના એક સામન્તે પાછળથી જઇને ત્હેમને પ્રાણાન્તક ઘા કર્યો.

૮૧ ગ્રીક અને રોમન લેખકો, જરથોસ્ત તારાઓને પોતાને આધીન કરી, દેવ થવા માંગતા હતા એવામા તારાઓના અધિષ્ઠાતા દેવ ક્રોધિત થઇ ત્હેમનાપર વીજળી નાંખી અને તેથી તે બળી ભસ્મ થયા એમ કહી ઝૉરૅસ્ટર નામમાંના, **ઍસ્ટર** (=a star) શબ્દનો તારો એવો અર્થ કરી એમ કહે છે.

જરથોસ્ત, મન્દિરમાં તુરબરતુર આવીને ત્હેમને ઘા કરીને મારી નાંખશે, એમ જાણતા હતા. ઇશ્વરને ત્હેમણે, પોતાને **અમર** રાખવા પ્રાર્થના કરી હતી પણ પરમેશ્વરે કહ્યુ કે જો તુ અમર રહીશ તો ત્હારો દુશ્મન તુરબરતુર પણ અમર રહેશે. આથી ત્હેમણે અમર રહેવા ઇચ્છ્યું નહિ. જ્યારે તુરબતુરે ત્હેમને ઘા કર્યો ત્યારે જરથુસ્તે એકદમ ત્હે તરફ પોતાની માળા એવી જોરથી ફેંકી કે તે વાગતા તેમાથી વીજળી પ્રકટ થઇ અને તે દુષ્ટ પણ બળી મરણ પામ્યો.

આ પ્રમાણે, પારસીઓના ધર્મના સ્થાપક, **મહાત્મા જરથોસ્ત** સીત્તોતેર વર્ષની વયે વૃદ્ધ અવસાન પામ્યા હતા.

॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

સુમનસ્ હરિલાલ ધ્રુવ.

---

# THE REV. DR MILLER ON SWARAJ.

I suppose that the desire for what is called *Swaraj* means the desire that those Indians who are fitted for the task should have a larger share than at present, and a share steadily becoming larger as years roll on in the management of all the affairs of India, so that India may some day be fitted to be an organic and more or less separate member of a free and far-extended Empire, or fitted even to stand by itself among the nations, if such independence should at any future time be found to be desirable I am convinced that this or something like this is a definition of *Swaraj*, that will be accepted by you all. To most of you I need hardly say that if this is the meaning of *Swaraj* I cordially sympathise with it. But if anything like this be the ideal aimed at, sensible men will set themselves to enquire what means must be employed, what difficulties must be overcome, and what time must be expected to elapse before the ideal can be attained It certainly can never be attained through mere aspiration for it, or mere talk about it, however eloquent or exciting that talk may be The laws by which the world is governed must be taken into account by those who wish to gain any end in actual practice ... ... ... ... It has always been by patiently investigating the inmost nature of the objects with which he [man]dealt, by patiently grappling with each new difficulty as it rose before him, by passing thus with slow and toilsome step from stage to stage, of which each one brought him just a little nearer to the goal of his desires Thus, and never otherwise, has anything great been wrought out on this earth, thus and never otherwise will any truly great thing be achieved in any day that is to come It is useless to complain of, or to strive against, the fundamental laws by which everything in this world is regulated These will never be set aside by the most eloquent words or the most passionate desire. It is only by studying these laws and patiently submitting to them that power to do anything that is great can be acquired by any of us

—*The Rev. Dr. Miller.*

—અમદાવાદ.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा, यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૬, અંક ૧૨. [ માસિક. ] પોષ, સંવત ૧૯૫૪.

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ એમ. એ: એલએલ્‌બી

## લવાજમ

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂા. ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે.)

**ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસઃ** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા.૦-૬-૦ મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમા,રૂા ૦-૧૨-૦; ત્રીજામાં રૂ. ૧-૪-૦.

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલના રૂ. ૦-૪-૦ „

મળવાનું ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—અમદાવાદ

મુંબાઈના એજન્ટ—મેસર્સ એન. એમ. ત્રિપાઠી.—મુંબાઈ.

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે

૨ "વસન્ત-ઑફિસ '-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ કોઇ પણ લેખનુ અમલ લખાણ—એ લેખ "વસન્ત"મા દાખલ કરવાનો યા કર્યો, હોય કે ન હોય—પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આગમ્મુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી

વ્યવસ્થાપક.

## શુદ્ધિપત્ર.

( 'ત્હારે અને હવે ' એ કાવ્યનું )

( વસન્ત માર્ગશીર્ષ સંવત્ ૧૯૬૪ જુવો )

| પૃ. | પં. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૦૭ | છેલ્લી | ત્યાહરે | ત્હારે |
| ૬૦૮ | ૫ | વળ | વળી |
| ” | ૧૪ | તારાગણો | તારાગણે |

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૬, અંક ૧૨. [ માસિક. ] પોષ, સંવત્ ૧૯૬૪.


## વિલાસિકા

( અનુસંધાન પૃ. ૫૪૦ થી )

મિ. ખબરદારની નિન્દા બહુ કરી ! હવે સ્તુતિનું પ્રિયતર કામ સ્વીકારવાનો સમય થયોછે. કવિત્વના નવીન માર્ગમાં જનારાં, અને માત્ર એ માર્ગને લીધે નહિં, પણ ખરા કવિત્વ તથા કલ્પનારીતિ ઇત્યાદિકની નવીનતાને લીધે, સારતા ધારણ કરનારાં કાવ્યો વિલાસિકામાં અનેક છે. હેની સંખ્યા એટલી બધી છે કે દરેક વિષે સવિસ્તર ચર્ચા અશક્ય છે. માત્ર કેટલાંક ખાસ ધ્યાન ખેંચનારાંની નામગણના કરી, હેમાંથી બે એકનું કાંઇક વિસ્તારથી દર્શન કરીશું તો બસ છે.

'પ્રભાતશુકને' (પૃ. ૧૩૮), 'સનાતન અધાર' (પૃ. ૧૭૪) 'મેઘને' (પૃ. ૧૮૦) 'અમે' (પૃ ૧૯૧), 'રાત્રિની સખી' (પૃ. ૧૩), 'સરિતા કિનારે' (પૃ. ૭૩), 'પ્રેમતરંગ' (પૃ. ૩૫), 'સ્વર્ગીયગાન' (પૃ. ૩૦), 'ચંપેલી' (પૃ. ૪૦), સંસારદુઃખ અને હેનું વિસ્મરણ' (પૃ ૧૫૫), અને 'સંધ્યાને અરજ' (પૃ. ૧૫૭), એટલાં તરત જડી આવ્યાથી ગણાવી જઈશું. આ બધાંમાં સર્વાંશે અપૂર્વતા નથી એ તો સ્વીકારવું પડશે. એ વિશે આગળ ઉપર થોડુંક કહેવાનો પ્રસંગ આવશે. પરંતુ આ સર્વમાં નવીન શાળાની શૈલી-કવિતશૈલી-સ્પષ્ટ રૂપે પ્રકાશેછે, એ કહેવાનો હેતુ છે.

ઉપર કહેલાં ૭ કાવ્યોમાંથી પ્રથમ 'અમે' એ કાવ્ય જોઈશું. કવિનાં લક્ષણ બતાવનારું એ કાવ્ય બાકીનાં સર્વ કાવ્યોનું એક પ્રકારે નિદર્શક બનેછે. એ આખા કાવ્યમાં કવિના

સ્વરૂપનું વર્ણન બહુ જ સચોટ રીતે, કવિત્વમય વચનોમા, અને જીવંતરૂપે કર્યુંછે, હૃદયને કાઇંક ચાલાકી આપનારી છંદરચના હેમાના વર્ણનની વિવિધતાને બહુ અનુકૂળ બનેછે. કવિયોનો દિવ્ય હક હેમા જે જણાવ્યોછે ત્હેમા ધૃષ્ટતાનો લગારે ભાસ લાગતો નથી, લાગે છતા. આત્મશકિતના જ્ઞાનનુ બળ કાઈ હેમા અપૂર્વ આવેછે. તેમ જ અમુક કવિ નહિ પણ કવિવર્ગનો દાવો જણાવ્યોછે તેથી અયોગ્ય દાવાની ધૃષ્ટતા જતી રહેછે. આખુ કાવ્ય વાચ્યાથી જ હેની ખૂબી જણાય એમ છે. તેથી લબાણના ભયે ઉતાર્યુ નથી. નમૂના રૂપે એક કડી મૂકયા વિના રૂહેવાતું નથી —

> " અમે સૂરજ સાથે ફરિયે,
> કદીં ચદાનો ધરીં હાથ,
> કદીં તારક માહિ વિચરિયે,
> કદીં ભીંડિયે નભશુ બાથ,
>
> કદીં સખી ઉષાને કરિયે,
> કદીં ગમિયે સધ્યા સાથ,
> અમે વિશ્વ બધુ ઉર ભરિયે,—
> * છે સ્હાય ત્રિભુવન નાથ ! "

હૃદયની વિશાલતાથી પ્રેરાયલુ, અને કુસુમોમાના એકની સુન્દરતાથી ઉત્પન્ન થયેલા પ્રેમાદિક ભાવ પ્રફુલ્લ રીતે એ જ કુસુમના સુગન્ધની સાથે વેરનારુ 'ચપેની' કાવ્ય જોઇયે

> જગમા બહુ સુદરતા સરજી,
> બહુવાર, છતા મનની મરજી,
> \+ મધુરા ફુલડા ! સહુને વરજી,
> તુજશુ બની ઘેલી,
>
> નિરખે નિરખે તુજને જ અહિ,
> નહિ દૃષ્ટિ ઠરે સ્થળ અન્ય કહિ,
> તુજ મોહ સમો કઇ મોહ નહિ.
> ફુલરાણી ચમેલી !

---

* ' છે સહાય ત્રિભુવનનાથ '—એમ કર્યું હોત તો છન્દ સચવાઈને ' સ્હા ' અને ' ત્રુ ' એમ શબ્દને છૂંદી નાખવાનુ બચત.

\+ અહિ સબોધનચિહ્ન ના હોત તો ઠીક—ચમેલીને સબોધન હોય તો. આમ સર્વત્ર સ્ત્રીલિંગ છે ત્હેને અહિ નપુંસક લિંગ કરવાથી ક્ષતિ થાયછે, તેમજ—ફુલડાં—ને બદલે ફુલડા—એ સાનુસ્વારૂપ એક વચનમાં શુદ્ધ ગુજરાતીમા જાણ્યુ નથી અને ' સહુ ફુલડાંને વરજી ' એમ બહુવચનથી સંદર્ભ જુદી રીતે સાગે બેસેછે

'ફુલરાણી' એ વિશેષણ સાદુ પણ અતિ સુન્દર છે. અને 'ચમેલી' નો 'ચમેલી' એમ શબ્દવિકાર કરી નાખ્યોછે (હિન્દીમા 'ચમેલી' પ્રચલિત છે તે) અરુચિકર ના બનતા કાઈક અહિ લાલિત્યવાળો બનેછે આ તો માત્ર એકાદ શબ્દની વાત છે પણ આ આરમ્ભની કડીમા જ ચમેલીના મોહની છાપ એકદમ સૂચવાયછે,–જે આખા કાવ્યમા પસરેલીછે

બહુ વેગ અરે લલના લટકે,
તુજ પાસ સુભાવ થકી ભટકે,
તુજને લઈ ને કરમા મટકે,
નિજ + કાન જ પ્હેરે.
નિરખી રહુ તે બહુ હર્ષ ધરી,
લલના વધુ સુદર કે તુ હરી,
પણ સાથ સુગધ ગ્રહે તુ ખરી,
મધુરી તુ જ છે રે!

આ સુન્દર ચિત્ર ખડુ કર્યુંછે,–ચમેલીની પાસે લટકાથી લઈને ફૂલ પ્હેરની લલનાનુ ચિત્ર. અને આમ કરવામા ચિત્રમા લલનાને પ્રાધાન્ય મળી જાયછે, અને વર્ણનવિષય તો ચમેલી છે,–તો ત્હેનું પ્રાધાન્ય મરી જતું અટકાવાયુછે તે સ્વાભાવિક કળાથી જ,—

નિરખી રહું તે બહુ હર્ષ ધરી,
લલના વધુ સુંદર કે તું હરી

એ વખત જોઈ રહુછુ, ને કોણુ વધારે સુન્દર, તુ કે લલના?—એમ વિચાર કરી, નિર્ણય ચમેલીના લાભમા કરીને હેતુ પ્રાધાન્ય સાચવી રાખ્યુછે —

પણ સાથ સુગધ ગ્રહે તું ખરી,
મધુરી તુ જ છે રે!

આમ ચમેલી જ (લલના કરતા વધારે) મધુરી છે એમ નિર્ણય આપના માટે–ત્હારામા સુગધનો ગુણ (લલનામા જે નથી તે) વધારામા છે એ કારણુ રૂપે મૂકવામા જરાક કવિત્વદષ્ટિયે ક્ષતિ આવેછે હાની રીસનું કારણોનુ ગુણ દોષારીતુ પ્રથકરણ કરવુ તે પ્રેમીજન–કવિજન–ને વિશે અસ્વાભાવિક અને તેથી અસભવિત છે જરાક જુદા પ્રકારની કલ્પના અહિ આવવી જોઈતી હતી. કાઈ નહિ તો

શિદ સશય એ મન રાખુ ધરી?
મધુરી તુ જ છે રે!

એમ સ્થિતિ રાખી હોત તો ફેર પડત.

---

+ કાને પ્હેરવાની રીત–સસ્કૃત સાહિત્યકારમાના વર્ણનની અસર જોવામા આવે. આવી હશે. માથામા પ્હેરવાનો પ્રચાર સુપરિચિત છે.

ચમેલીના દૃશ્ય સૌન્દર્ય ઉપરાત વિલાસનુ ચિત્ર નીચેની કડીમા રસિક આપ્યુછે –

" પ્રતિ એક સમીર સમીપ તને
મૃદુ નાચતી જોઉં વિનોદી મને,
નખરા સહુ એહ સમીર કને
કરતી અતિ પ્રેમે. "

સમીરના સ્પર્શથી સ્વાભાવિક રીતે હાલતી ચમેલીનું ચિત્ર આ પ્રેમ લાલિત્ય અને વિલાસની રેખાઓથી વિશેષ સજીવ અને સચોટ બનેછે, અને ચમેલીના બાહ્ય સ્વરૂપને ઓળગીને અન્તસ્વરૂપનું સુન્દર દર્શન કરાવેછે

આ સુન્દરતાની મૂર્તિ ચમેલી ઉપર કવિના પ્રેમનુ હૃદયસલમતાનુ રુચિકર દર્શન કાવ્યની સમાપ્તિમા થાયછે —

તુજ ગાન કરુ જગમા ભટેકી
પ્રિય! આશ રહે તુજશુ લટકી,
મુજ અન્તસમે દ્દગ-અશ્રુ થકી
ગ્હશે નહિ શુ તો ? "

કવિના અન્તસમે અશ્રુ પાડનાર પ્રકૃતિની સુન્દર બાલિકા કરતા વધારે ગ્ય કોણ હોઈ સકે ?

પ્રેમતરગ —એ કાવ્યના પ્રવાહની સ્વાભાવિકતા લાગણીની મૃદુતા અને સરનતા એ અશો મુખ્યત્વે ફરી આગળ જણાઈ આવેછે

' વ્હાલીઓ ! અતર મુજ ઉભરાય
ધમતા પ્રેમતરગો ધાય
હૃદય નહિ નખ્યુ રહે મુજ પાસ
સ્મરે કઇ અન્ય તણો વિનાસ,—
રજની તે બેઠા નદીને તીર
નિરખતા વ્હેતા નદીના નીર,
પ્રેમથી ભેગી તટને ત્યાય
મધૂરા ચુબન લેતા જાય —
એ અમૃતમા લીન થઈ સ્વમ મીઠા તટ જોય,
તેમા મૃદુ મૃદુ પ્રેમ ગાનની માળ નદી ત્યા પ્રોય !
ભમાવે ઘણુ મને એ માળ,
ભૂલી શુ ગઈ સહુ એ, કર ખ્યાલ !
વ્હાલી ઓ !

આ કાવ્યમા અન્ય કૃતિની અનુકરણરૂપ છાયા વિશે આગળ ઉપર કહીશુ પરંતુ તે

વાત હાલ બાજૂ ઉપર મૂકતાં, ચારુતાના અંશ જોઈએ એટલા જડશે. ( 'નહિં રહે' એમ લખ્યું છે હેને સ્થળે 'નવ રહે' હોતતો ઠીક; 'નહિં રહે' નો અર્થ 'રહેશે નહિં' એમ થાય; અને તે વિવક્ષિત નથી જ, તેમ જ, 'અન્ય તણો વિલાસ' હેમાં 'વિ' ને ગુરુ બનાવવો પડેછે તે જરાક અરુચિકર થાયછે, તે ઉપરાંત આખા વચનનો અર્થ 'અન્ય પ્રસંગનો વિલાસ' એમ છે તે 'અન્યતણો' કહેવાથી બરોબર પ્રદર્શિત થતાં ક્ષોભકર બને છે;—આ બે ખામીઓ બાદ કરતાં ) ઉપરની કડીમાં ભાવનો પ્રવાહ વર્ણનવિષય નદીના તરંગના જેવો જ સવિલાસ અને સરલ જણાયછે. નદીનાં જળ તટને ચુમ્બનો કરતાં, એ અમૃતારવાદમાં નદીતટ "મીઠાં સ્વપ્ન જુવે"—એ કલ્પના અતીવ મનોહર અને ઉચ્ચક્રમમાં પ્રવર્તનારી છે.

કાવ્ય લાંબું છે; હેમાં કેટલીક કલ્પનાઓ તર્કતરંગ રૂપ છે તે વિશે આગળ બોલવાનું છે;—એટલે સમાપ્તિની કડીનું જ દર્શન અહિં કરવું બસ છે;—

"સ્મરણમાં રહીં ગઈ રજની એહ,
વ્હાલીં ! શું નહિં સાંભરે તેહ ?
બતાવ્યા મેં તે વિધવિધ રંગ,
પ્રિયે ! તેં દીઠા ધરી ઉમંગ;
દીઠું મેં ત્યાં ત્હારુ મુખ દીન,
અશ્રુપ્રેમે ચક્ષુ તુજ લીન
દીપતી શોકમોહમાં એમ,
પડે ચંદ્રિકા મેઘપર જેમ; —

પ્રેમી અંતર આપણાં એ રંગ ધરશે કયાર ?
ને પેલાં પ્રિયગાન પવનનાં ગાશે હૃદયસિતાર ?—

નહિંતો તૂટશે તેના તાર,—
તૂટતાં પણ કરશે રણુકાર !
વ્હાલીં ઓ ! "

આ કડીમાં કેટલાક * ભાષા તથા છંદના દોષ ઉપરથી લક્ષ ખસેડી નાંખીશું, અને કવિત્વગુણ જ જોઈશું. આખા કાવ્યમાંના ગુણ–ભાવાદિકની સરલ ગતિ વગેરે–અહિં છે જ. મેઘપર પડતી ચંદ્રિકા–તે આનન્દ અને શોકની મિશ્ર છાયાનું પ્રતિબિમ્બ તરીકે મૂકયુંછે તે બહુ રમણીય અને ઉચ્ચગામી કલ્પનાક્રમ બતાવેછે. પવનનાં ગાન હૃદયસિતારમાં ધ્વનિત

---

* 'ચક્ષુ'—શબ્દ સ્ત્રીલિંગમાં વાપર્યો છે તે સંસ્કારી શ્રવણને વિષમ લાગેછે. 'આંખ્ય' એ શબ્દ સ્ત્રીલિંગ છે અને ચક્ષુનો પર્યાય 'આંખ્ય' હોવાથી આમ પ્રયોગ કરેલો જણાયછે.

'અશ્રુપ્રેમે લીન' એ વચન જરાક કિલષ્ટાર્થ છે.

કયારે–ને બદલે 'કયાર' એ પારસી કવિયોનું સ્વાતન્ત્ર્ય અરુચિકર અને અયોગ્ય છે. 'રંગ' માં રં લઘુ સ્થાને છે તે ક્ષતિકર છે.

થવાની કલ્પના પણ ત્હેવી જ મનોહર છે,–માત્ર એ ગાનધ્વનિ નહિ થાય તો હૃદયસિતારના તાર તૂટશે શા માટે તે સમજાતું નથી એ અનિષ્ટ ઉત્પાતના પ્રમાણુને યોગ્ય કારણ સ ભવતુ જણાતું નથી–એટલી જરાક રસક્ષતિ લાગેછે

ઉપાસપૂર્ણ કાવ્યોમા આ ત્રણની ઉત્તમતા જોઈ હવે ગમ્ભીર ભાવની છાયાવાળા ત્રણ કાવ્યો જોઈયે;–"સ સાર દુ ખ અને ત્હેનુ વિસ્મરણ "–એ કાવ્ય જરાક અર્થની વિશદતાને સબન્ધે પ્રથમ દર્શને સમજાવુ કઠણ લાગે એમ છે પરતુ એ અલ્પદોષ બાદ કરતા હેમાના ભાવની ગભીરતા હૃદયના ઊંડાણને અડકનારી છે.

' દુ ખમા ડૂબતી દુનિયા તફડે તરવા<br>
પણ મસ્ત તરગ વધુ ગુગળાવી જ રે,—<br>
સહુ એ નિરખી નિરખી મુજ ર ક હૃદે<br>
દુનિયા તજી મ્હાય છૂંડુ નભમા ફરવા, "

. . દુ ખના દબાણથી છૂટવા મથતી પણ એ પ્રયત્નમા નિષ્ફળ થતી દુનિયાની દશા ના ખમાતા કવિ ઊંચી આછા વાતાવરણની વ્યોમકક્ષામા ચઢી હૃદયભાર હલકો કરવાની આકાક્ષા આ રીતે કરેછે, એટલુ જ નહિ પણ જગતના ઉપરનો દુ ખભાર પણ પોતાના અલૌકિક–લૌકિક ગાન વડે હલકો કરવાની ઉચ્ચ અભિલાષા દર્શાવવા કહેછે —

" વળી કોમળ વાદળીની સુખહૂફ વિશે<br>
પડી સ્વપ્ન નિહાળુ ચીંમ શશિનાવ ચઢી<br>
તહિ ગાન અલૌકિક ખુલ્મુનનુ સુણીને<br>
સહુ ઐહિક દુ ખતરગ ડૂબાડુ નિશે<br>
પછી ગાન અલૌકિક–લૌકિક રે કરીને<br>
જગને નિજ લૌકિક દુ ખ ભૂલાવુ ઘડી । "

નિશા–રાત્રિ–રાત્રિમા એ અથમા 'નિશે' એ પ્રયોગ જરાક શ્રવણકઠોર છે–પરતુ તે ભૂલી જવાયછે, અને ચન્દ્રના નાવ । ઉપર ચઢીને મીઠા સ્વપ્ન નિહાળવાની ચાદની જેવી લલિત તેજસ્વી કલ્પનાને બળે વાચનારનુ હૃદય પણ એ શશિનાવ ઉપર આપોઆપ ચઢી મીઠા સ્વપ્ન નિહાળેછે

'સનાતન અધાર "–એ કાવ્ય એક અત્યન્ત વિપરીત કવિત્વકલ્પનાનો ચમત્કાર દૃષ્ટ કરેછે હેમાં સત્યાશ છે સૃષ્ટિની પૂર્વે અધકાર જ હતો *नासदासीन्नो सदासीत्तदानीम् એ શ્રુતિવચનના ભવ્ય દર્શને આપણને પ્રત્યક્ષવત્ કરેલી સ્થિતિ વખતે જો હોય તો અન્ધકાર જ હોય *तम आसीत्तमसा गूढमग्रेऽप्रकेतं सर्वमा इदम्

---

* नासदासीत् ઇત્યાદિ ( ઋગ્સહિતા અષ્ટક ૮ અધ્યાય ૭ વર્ગ ૧૮–મડળ ૧૦, અનુવાક્ ૧૧, સૂક્ત ૧૨૮ ઋચા ૧ )

અર્થ —

તે કાળે–અર્થાત્ સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે સર્વ પ્રપચાવસ્થારહિત પ્રલયાવસ્થાની વખતે

એમ હતું એ દષ્ટિયે આ કલ્પનામાં સત્ય અંશ છે. પણ ત્હેને કાંઇક બાયરનના જેવી હ્રદયભાવની ધૃષ્ટ વિપરીતતાને બળે વધારે આગળ ખેંચી અન્ધકારને સનાતન અને પવિત્ર કલ્પી દીધોછે એ કવિકલ્પનાની પરાકાષ્ઠા કાંઇક સત્યદર્શનને લાત મારવાની કૃતિ સૂચવેછે. છતાં એ કલ્પનાની ઉચ્ચગામિતાને લીધે આ પાતકરૂપ દોષ ક્ષણભર ક્ષમ્ય થાયછે.

"સૂર્ય શશી વળી તારા ને પૃથ્વી,—
ગાન કરે એ સર્વ,
એના સ્વરો સહુ તુજ ભવ્ય ગાને
ભેળાઈ તજી દે ગર્વ રે
અતિ ઊંડા પવિત્ર અંધાર!

એ સહુને નિજ માંહિ રમાડતું
કાળનું ઉર વિશાળ,
તે પણ સૂઈ રહે તુજ અંતર
દીન બની તુજ બાળ રે.
અતિ ઊંડા પવિત્ર અંધાર!

અખિલ બ્રહ્માંડનું ગાન આ ઊંડા અન્ધકારના ભવ્ય ગાનમાં લીન થઈ ગૌણ બને-છે; એટલું જ નહિં પણ સર્વ બ્રહ્માંડ જેની અંદર સમાઈ જાયછે એ કાળ તે પણ અન્ધકારની અંદર લુપ્ત થઈ દીન બનેછે,—આ કલ્પનાનું સાહસ જેટલું પ્રબળ છે, તેટલે જ અંશે, કવિત્વની મર્યાદા સચવાયાને લીધે, ક્ષમ્યતાને પાત્ર છે.

"જાગતું વિશ્વ જણાતું આ સહુને
સૂઈ જશે એકવાર,
શુદ્ધ સનાતન તું જ ઈશ સાથે
જાગૃત રહેશે ત્યાર રે
અતિ ઊંડા પવિત્ર અંધાર!"

લયકાળની સ્થિતિનું આ ચિત્ર આખા કાવ્યની અન્તર્ગત કલ્પનાની વિપરીતતાને અનુરૂપ જ છે. આજ સુધી-"ના જ્યોતિથી ભિન્ન દીસે જ કાંઇ"—એમ અન્તિમ સમયની જ્યોતિર્મય સ્થિતિ કવિજનોએ દીઠીછે. ત્હેને આમ મચડીને અન્ધકારમય બનાવનારી કલ્પના

---

આ જગતનું જે મૂળ કારણ તે અસત્ ન્હોતું (શશશૃંગ જેવું લક્ષણ ના થઈ શકે હેતું-નિરુપાખ્ય—હોતું) તેમ સત્ પણ ન્હોતું (આત્માની પેઠે સત્યસ્વરૂપ હોઈ નિર્વાચ્ય હતું તેથી અસત્ પણ નહિં અને સત્ પણ નહિં એમ હતું.)

**तम आसीत्**-ઇત્યાદિ (ઋક્સંહિતા-મં. ૧૦, અ. ૧૧, સૂ. ૧૨૯; ઋ. ૩) કર્યું પણ ઉત્પત્તિની પૂર્વે ન્હોતું તો શું હતું? ઉત્પત્તિ શેમાંથી થઈ?—તો કહેછેઃ—પૂર્વે તમ—અન્ધકાર-હતો; આ બધું અન્કારથી ગૂઢ અજ્ઞેય (જણાય નહિં હેતું) અને હેના ઉપાદાનરૂપ કારણથી અવિભક્ત હતું.

ક્ષણવાર દિવ્યભાવનાને ક્ષોભ આપતી જણાયછે પરંતુ હાલની પ્રત્યક્ષ બ્રહ્માંડરચનાના લોપની શૂન્યતા તરફ જ લક્ષ રાખતા એ દશાને અન્ધકાર જોડે એકરૂપ ગણીછે એમ વિચારતા અન્ધકાર અને જ્યોતિ એ બેમા એક રીતે અવિરોધ ફળાવી સકાશે. આ દૃષ્ટિથી જ કવિ વધારે સ્પષ્ટતાથી બોલેછે —

"માયાવી તેજથી દગાઈ આખર
આવવુ તાહરી પાસ !
તત્ત્વ ઊંડુ મળે તુજમા જ અંતે,
**અંધાર એ જ પ્રકાશ રે!!**
અતિ ઊંડા પવિત્ર અંધાર !

"અધાર એ જ પ્રકાશ !"—આ ઉત્કટ કલ્પના ધૃષ્ટ કવિત્વાગી છતા મનને આકર્ષણ કરવાનુ સામર્થ્ય ધારણ કરેછે, ધૃષ્ટતાને લીધે જ, અથવો તો ધૃષ્ટતા કરતા કવિત્વનો અંશ પ્રબળતર હોવાને લીધે આમ ધૃષ્ટ અભેદ–અંધકાર અને જ્યોતિનો અભેદ–સ્થાપિત કરીને સ્વાભાવિક રીતે જ કવિ પોતાના કવિત્વગાનના જ્યોતિને પણ અન્ધકાર જોડે અભેદ પમાડવાના મનોરથથી મધ્ય સમાપ્ત કરેછે —

"તો શિદ હુ નહિ માગુ આ લ્હાન
સત્ય હૃદયનો વિશ્રામ ?
દીન ગાન મુજ તુમા ભેળી આવુ
એ જ અભેદ ઉલ્લાસ રે!
અતિ ઊંડા પવિત્ર અધાર!"

પરંતુ આ અન્ધકારના ઊંડાણમા અત્યાર ભ્રમીને વાચકના હૃદયને વધારે ગૂંગળાવી નાખવાનુ જોખમ નહિ ખેડિયે અને પ્રકાશના તત્ત્વને વધારે અનુરોધી "સ્વર્ગીય ગાન"નુ શ્રવણ કરીશુ

હે પુત્રી કુદરતની ભની! માતા અહો આનંદની!
હે દિવ્ય નારી દોરનારી સકલ સૃષ્ટિ દની!
હે વિમળ મધુરા પ્રેમ કરી હેમ સયોગી કડી!
હે ગાન ! લ્હારી સાનની રે મ્હણને ખુટી જડી ?

પ્રથમ ત્રણ ચરણોમાના વિશેષણો અર્થભર્યા અને સુન્દર છે, ખેદ માત્ર એટલો થાય છે કે 'ગાન'—જે નપુસકલિગે પરિચિત છે લ્હેને વિશેષણો સ્ત્રીલિંગના વાપર્યાછે ટીપમા ખુલાસો આપ્યોછે કે "ગાન ને દેવીરૂપે ગણી નારી જાતિ લીધીછે" પરતુ તેથી લિગ સબન્ધી કઠિનતા ટળતી નથી, 'ગાન' એમ જ સબોધન–એ નપુસકલિગ શબ્દથી જ સબોધન—કર્યુછે એટલે પછી 'દેવી' એમ બ્હાની કલ્પના ઉમેર્યાથી થીંગડુ પણ, બરોબર બેસતુ નથી,–છતાં આ કાવ્યની એકંદર સુન્દરતા તથા કવિત્વની ગભીરતાનુ બળ હેતુ છે કે આટલી ક્ષતિ ઝટ મનમાથી ભુસાઈ જાયછે

ટીપમાં કાવ્યના તત્વનો ખુલાસો આપ્યોછે તેથી સરલતા થઈને જણાયછે કે "સર્વ સૃષ્ટિમાં ગાનનું અસ્તિત્વ છે અને કુલે બ્રહ્માંડ એને આધારે રહેલું છે"‡ *Music of the Spheres ('નક્ષત્રગણોનું ગાન') એ કલ્પના પ્રાચીન ગ્રીક તત્ત્વચિન્તક પ્લેટોની હતી તે કલ્પનાથી આ કેવળ ભિન્ન છે. આ કલ્પના પ્રમાણે તો સર્વ સૃષ્ટિમાં અન્તર્ગત રહેલું કોઇ સૂક્ષ્મ સંગીતતત્ત્વ છે, જેને આધારે, જેની જોડે સમસ્વરતા રાખીને, સર્વ પદાર્થો-સજીવ, નિર્જીવ, સર્વ—પ્રવર્તે છે. પ્રકૃતિમા ઓતપ્રોત અગમ્ય તત્ત્વનુ દર્શન જુદા જુદા કવિયોએ જુદા જુદા સ્વરૂપમા કર્યુંછે; કોઇયે સંગીતરૂપે એ તત્ત્વ જોયુછે, તો કોઇયે જ્યોતિરૂપે, તો કોઇયે પ્રેમરૂપે, એમ અનેકરૂપે પણ એક જ સુન્દર તત્વની ઝાંખી થતાં ભિન્ન ભિન્નરૂપે હેતુ વર્ણન ઉપર પ્રમાણે કવિયોએ-પાશ્ચાત્ય કવિયોએ-કરેલુછે. વર્ડ્સ્વર્થ, શેલી, વગેરે કવિયોનાં દર્શન આ પ્રકારના છે. એ જ દર્શનમાંનુ એક આ કાવ્યમા કરાવ્યુંછે-અને એટલે અંશે અનુકરણ છતાં કાવ્યની અપૂર્વતામાં ક્ષતિ આવતી નથી.

(ચોથા ચરણમાં "મ્હારી સાનની રે કેણુને બુટ્ટી જડી?"—એ અરસિક અને *ભાવ વિનાના શબ્દોથી જરાક સૌન્દર્યભંગ થયોછે—તેથી ખેદ થાયછે એટલુ નો-* ધવું જોઇયે.)

આ કાવ્યની કવિત્વકલ્પનામા એક ઝીણી ક્ષતિ એક સ્થળે આવેછે તે પ્રથમ નોધવી જોઇશે. ૪ થા શ્લોકમા તારા ગ્રહો વગેરેને સ્વર્ગીય ગાનમાં એકતાન બની તલ્લીન થયેલા કલ્પ્યાછે-અને તે કલ્પના ખરેખર સુન્દર અને ગભીર છે. પરંતુ તરત જ ૫ મા શ્લોકમાં એ જ તારાને આ સ્વર્ગીય ગાનના કાવ્યની પોથીના લેખરૂપે કલ્પવામાં રસભંગ ઉત્પન્ન કરનારો વિરોધ આવેછે. એટલુ જ નહિં પણ આ પાછળની કલ્પનામાં અંતર્ગત ક્ષતિ બીજી એક આવેછે. મિ. ખબરદાર ફુટનોટમા આ પ્રસંગે કહેછે.—

"આ ચરણ શ્લેષ છે. (ક) અવાજ તો કાનથી સંભળાય છતાં આ તેજસ્વી તારાના

---

‡ આ સ્વરૂપ ઉચિત છે. ટીપમા આરમ્ભમાં કહ્યું છે કે-સર્વ સૃષ્ટિ ગાનરૂપે રહેલી છે, એ વચનમાં જરાક વિચારપ્રદર્શનની શિથિલતા આવેછે, કાઇ નહિં તો ઉપર કહેલા સૃષ્ટિમાં અન્તર્ગત ગાન સ્વરૂપ જોડે જરાક વિરોધ આવેછે.

* ગ્રહનક્ષત્રોના ભ્રમણથી ગાન ઉત્પન્ન થાયછે અને તે માત્ર દેવલોકો સાંભળેછે. એમ પ્લેટોની સિદ્ધાન્તકલ્પના હતી. Austin Phelps પોતાના "English Style" નામના પુસ્તકમા કહેછે.—

"The mythological notion of the *music of the spheres* had its origin, doubtless, by transfer from the beauty of light and motion in the stellar universe." (Lec XIX p. 319).

"નક્ષત્રમય વિશ્વમાં તેજ અને ગતિના સૌન્દર્ય ઉપરથી આરોપ કરીને નક્ષત્રગણના ગાનની કલ્પનાનો ઉદ્ભવ થયો એ નિઃસંશય છે."

રૂપમાં પ્રત્યક્ષ જોઈ સકાય એમ જાણી તેંઆ ત્હારી કાવ્યપોથીમાં તેનું પવિત્ર ઝમકતું ચિત્ર પાડ્યું !—( ખ ) ઉપર બીજી કડીમાં 'ત્હારુ રહસ્ય અગમ્ય છે' એમ કહ્યું છે તે ત્હારુ રહસ્ય આ ત્હારા તારારૂપી મર્મસૂચક ચિત્રમાં જણાવવા આ આકાશની ત્હારી કાવ્યપોથીનુ પાનુ તેં ઉઘાડ્યું હશે !"

અહિં—'શ્લેષ' તે વિશેષણ નહિ પણ નામ છે તે ભૂલી જઈ 'શ્લિષ્ટ'ને બદલે 'શ્લેષ' શબ્દ વાપર્યોછે—તે શબ્દદોષને વિશે કશું કહેવાની જરૂર નથી. પણ આ હેમણે ઉદ્ઘાટન કરેલા અર્થ તે અલંકારશાસ્ત્રોક્ત શ્લેષ કદી કહી સકાય જ નહિં. અર્થશ્લેષનો પ્રસંગ જ જુદો છે. આ ચરણમા બે પ્રકારના ધ્વનિ છે એટલુ જ કહેવાનો હેતુ જણાયછે. પરતુ એ ધ્વનિને તપાસતા ( ક ) તથા ( ખ ) એ બે ધ્વનિમાં મૂલગત ભેદ શો છે તે સમઝાતું નથી. તારાના રૂપમાં ગાનનું પ્રત્યક્ષીકરણ એ તો બંનેમાં સમાન જ છે, માત્ર હેતુમા જરાક ફેર છે—( ક )મા હેતુ શ્રવણથી અનુભવવાના ગાનને નયનથી દેખાડવાનો હેતુ છે, અને ( ખ )મા ગાનનુ સ્વરૂપ અગમ્ય છતાં ઇન્દ્રિયગમ્ય બનાવવાનો હેતુ-એમ બે હેતુ જરા જુદા જુદા છે,-પરંતુ એ બે હેવા નથી કે જેથી આ ધ્વનિના બે વિભાગ પડે.

અસ્તુ. પરતુ ગાનનુ કાવ્ય-એ વિચાર અને વચન ઉભયમાં કાંઈ અર્થબોધ થાય એમ નથી. આ પ્રકારનો દોષ અન્ય પ્રસંગે થયેલો પણ મ્હેં નોંધ્યોછે. પણ આટલું જ નથી. તારા ને ગાનના સુરનું લોચનગમ્યરૂપ તરીકે કલ્પ્યા હોત તો અનુચિતતા ના આવતાં કલ્પનાસૌન્દર્ય આવત, પરતુ ગાનના તત્ત્વભૂત સુરો તે તારાના ચિત્રમાં આલેખાઈ ગાનની કાવ્યપોથીના શબ્દો બન્યા-એ કલ્પનામાં ચિત્ર, સંગીત અને કવિતા સર્વેનો અગમ્ય સંકર થઈ ગયોછે—એ દૂષણ છે

ગગને અતિ ગૂઢ લખ્યુ વિધિયે,
કઈ કાવ્ય ગભીર કલાનિધિયે;
ચળકંત રૂડા કંઇ તારલિયા,
જહિં શબ્દ અનુપમ રૂહે બનિયા.

એ કેવળ કવિતાના વિષયમાં જ નિયન્ત્રિત કલ્પનાની, 'ગાય પાક્તાં' અહિં સંગીત, કવિતા અને ચિત્ર સર્વેના ક્ષોભમય મિશ્રણમાં એ વિચાર બરોબર ઊતરી સક્યો નથી. બાકી કલ્પના જો શુદ્ધ રહી હોત તો સૌન્દર્યયુક્ત થાત.

" રે પારણામાં ઝૂલતું બાળક ન જગને જાણતું,
હસતું ગુલાબી હોઠ પર દીસે અકારણ આણતું;
તે આત્મ તેનો મધુર ત્હારા સ્વર સુણીને રીઝતો,
કે આશ્ર મધુરે બાલિકેરી દ્રાક્ષ કૃપાથી સીંચતો !!

(અહિં પ્રથમ ચરણમાં 'રે' એ ઉદ્‍ગારશબ્દ અતિ નિરર્થક હોઈ ક્ષતિકર થાયછે; અને 'પાળણું' ને બદલે 'પારણું' એ અશુદ્ધ શબ્દપ્રયોગ અરુચિકર છે;—તે આ સ્થળે વીસરી જઈશું.) આ શ્લોકમાંની કલ્પનાની મૂળ છાયા અન્ય કવિયોની કૃતિયોમાં છે તે વાત બાજૂએ મૂકતાં હેમાંની ચારુતા સ્પષ્ટ છે એ રસિકજનને જણાશે. જે કલ્પનાની અનુકૃતિ હામાં છે તેથી કાંઈક ભિન્ન પ્રકારની આ કલ્પના છે એ સ્વીકારવું જોઇશે. અહિં બાળકના અકારણ દીસતા સ્મિત (ગુલાબી *હસવું એ વચન સુન્દર છે–તે જ લઈશું–ગુલાબી હાસ)નું નિદાન એક ઠેકાણે નિયન્ત્રિત દિવ્યગાનના શ્રવણમાં નહિં પણ સર્વ વસ્તુમાં ઓતપ્રોત દિવ્યગાનના શ્રવણમાં જોયુંછે તે કલ્પનાની ભંગી અપૂર્વ અને સુન્દર છે; અને હેનું કારણ આ કાવ્યના પાયારૂપ વ્યાપક ગાનની કલ્પનામાં જ છે. અને એ ગુલાબી હાસમાં ભાવિની મધુર આશાના પ્રકાશનુ દર્શન એ કલ્પના વળી વિશેષ ઉમેરાઈ વધારે સુન્દર સત્ય અને સત્યની સુન્દરતા પૂરેછે.

આ બ્રહ્માંડમાં ઓતપ્રોત ગાનની સર્વવ્યાપકતાનુ વર્ણન કરનારો નીચેનો શ્લોક ઘણો જ હૃદય ઉપર સજ્જડ છાપ બેસાડનારો છેઃ—

"આ સિન્ધુના ઘોંઘાટમાં કે પવનની મૃદુ ચાલમાં,  
ઊંડા અનન્તાકાશમાં કે પૃથ્વીમાં, પાતાળમાં,—  
જ્યાં જોઉં ત્યાં હે ગાન! તુજ અસ્તિત્વ તો મુજને મળે,  
સૌ જગતને તુ રીઝવે તુજ સર્વવ્યાપકતાબળે!"

અહિં ઉત્તરાર્ધમાં—જરાક ભાષાના અને વિચારના ગૌરવની શિથિલતા છે, પરંતુ પૂર્વાર્ધની ગમ્ભીરતા અને ઉન્નતતાને બળે એ કાંઈક સુધરી જાયછે.

સિન્ધુના ઘોંઘાટ અથવા પવનની મૃદુ ગતિને અંગે રહેલો મૃદુરવ–એ ધ્વનિમાંના ધ્વનિરૂપનું ગાન નહિં, પણ હેની પાછળ રહેલું, ધ્વનિપણાથી સ્વતન્ત્ર આ સર્વવ્યાપી ગાન છે. ધ્વનિ નહિં હેવા આકાશની અનન્તતા અને ઊંડાણ, પૃથ્વીનો વિસ્તાર, અને પાતાળની અલક્ષ્ય ગંભીરતા—એ સર્વમાં પણ એ ગાનનું શ્રવણ થાયછે તેથી તે ભૌતિક ધ્વનિથી સ્વતન્ત્ર જ છે. પૂર્વાર્ધમાં અખિલ બ્રહ્માંડમાંનો એક બે લસરકામાં સમાવેશ સબળ રીતે કરવાની સાથે શબ્દરવ અતીવ અર્થાનુકૂલ છે. 'પવનની મૃદુ ચાલ' એ શબ્દ રચના પવનના મૃદુ વહનનું સુન્દર ભાન કરાવેછે; તેમ જ 'સિન્ધુના ઘોંઘાટમાં' જ એ સાગરનો ધ્વનિ સંભળાયછે. તે જ પ્રમાણે 'ઊંડા અનન્તાકાશમાં' એ શબ્દ યોજતી કાંઈક લંબાણ અને મન્દતાથી જતી ગતિમાં આકાશનાં બંને લક્ષણો–ગંભીરતા અને અસીમતા–નું આપોઆપ દર્શન થાયછે.

---

* કે 'ગુલાબી' એ 'હોઠ'નું વિશેષણ છે?

કાવ્યની સમાપ્તિનો શ્લોક પણ ઉત્તમ છેઃ—

" રે તારલા તુજ ધ્વનિ વિશે આ ધ્યાન નિજ પ્રોઈ રહ્યા,
ને એકતાન બની સહુ જ્યમ લીન આ તુજમાં થયા;
હા, ત્યમ નિમગ્ન રહી જ, હે સ્વર્ગીય ગાન! તણાઉં હું,
તુજ મધુર ધ્વનિના સ્વપ્નમાં આ જગતથી સરી જાઉં હું! "

( અહિં પણ પાછળ કહેલા ' રે પારણામાં ઝૂલતું ' માંના રેકાર જેવો જ અહિં આરમ્ભનો રેકાર અનર્થક છે એટલું જ નહિં પણ અનર્થકારક છે. વાક્યારંભે આવતો રેકાર બહુધા સંબોધનનો દર્શક હોયછે; અહિં 'રે તારલા'—એમ સંબોધનનો ભાસ થાયછે—અને ' તારલા તે સંબોધનમાં નથી પણ ' પ્રોઈ રહ્યા ' ના કર્તારૂપે પ્રથમામાં જ છે.—પરંતુ સહજ ફેરફારથી આ સુધરી સકે એમ છે, તેથી એ ન ગણતા ) આ શ્લોકમાંનો સમગ્રભાવ અતિ કવિત્વરસિક છે. ' ધ્વનિના સ્વપ્નની કલ્પના ' મિ. ખબરદારને અતિપ્રિય હોઈ જુદે જુદે પ્રસગે રમણીય રીતે દેખા દેછે; એ ધ્વનિના ધ્યાનમાં તારાને નિમગ્ન જોવાની કવિત્વકલ્પના જેમ ઉચ્ચગામિની છે તેમ રમણીય છે—અને અન્તિમ ઇચ્છા, એ ધ્વનિના સ્વપ્નમાં આ જગતથી સરી જવાની ઇચ્છા, બહુ હૃદયસ્પર્શિ રીતે બતાવીછે.—' આ જગતથી સરી જાઉં હું ' એ શબ્દોનો રવ પણ સરણની સરલ ક્રિયાનો સૂચક હોઈ શ્રવણસુભગ થાયછે. એ તો બાહ્ય શબ્દરવની વાત થઈ. પણ સ્વર્ગીય ગાન નિરન્તર અખિલ બ્રહ્માંડમાં સાંભળતાં સાંભળતા અન્તકાળે પણ જગતથી સરી જતાં એ ગાનના પ્રવાહમાં જ વિલીન થવાની કલ્પના હૃદયગમ તેમ જ ઉચ્ચકવિત્વમય છે.

( અપૂર્ણ. )

નરસિંહરાવ ભોળાનાથ.

---

# દિગ્દર્શન.

મુબાઇમા હમણા "સ્ત્રીબોધ" નામના એક માસિક પત્રની જ્યુબિલિ કરવામા આવી. તે પ્રસગે મિ. જસ્ટિસ ભીમને "જનસમાજમા સ્ત્રીઓનુ યોગ્યસ્થાન" એ વિષય ઉપર એક સુન્દર વિચાર અને વિદ્વત્તા ભર્યું ભાષણ આપ્યુ હતુ. એ ભાષણનો મુખ્ય મુદ્દો એ હતો કે—સ્ત્રી એ એક આનન્દનુ રમકડુ કે ઘરની ચાકરડી નથી, પણ પુરુષને ઉચ્ચ બનાવનાર એક દિવ્ય શક્તિ છે. આ પ્રતિપાદનને અગે એમણે—સ્ત્રી અને પુરુષના કર્તવ્ય કુદરતથી જ જુદા છે એમ, અગ્રેજ કવિ ટેનિસન અને આપણા વિદ્વાન સુધારક રા મણિભાઈની માફક, જણાવ્યુ. અને હાલમા ઈંગ્લડમા કેટલીક સ્ત્રીઓએ પાર્લ્યમેન્ટમા બેસવા વગેરે રાજકીય હક મેળવવાની જે હિલચાલ ચલાવી છે અને જે કરવામા તેઓ પોતાનુ સ્ત્રીત્વ ગુમાવી બેઠી છે તે સ્હામે સખ્ત ટીકા કરી. મિ ભીમનનુ ભાષણ કેટલાક સુધારકોને પસન્દ પડયુ નથી, પણ તેમ થવાનુ કારણ અમને તો એ જણાય છે કે એ વિદ્વાનનું સૂક્ષ્મ નિરૂપણ તેઓની બુદ્ધિમા ચઢી શકયુ નહિ હોય અગર તો જૂનુ સુધારકમડળ હજી જૂની—સાદી—દૃષ્ટિએ જ આ પ્રશ્ન વિચારી શકે છે. અમને મિ ભીમનના ભાષણમા જો કાઇ પણ ખામી જણાઇ હોય તો તે એટલી જ છે કે એ ભાષણ આપણા દેશના આ સ્ત્રીકેળવણીના મહાપ્રશ્નનુ સમાધાન કરતુ નથી. આપણે ત્યા સ્ત્રીકેળવણીનો પ્રશ્ન તે આજે એક રાષ્ટ્રીય પ્રશ્ન તરીકે વિચારવાનો છે, અને તેમા છેક ધનાઢ્ય વર્ગ કે છેક ગરીબ વર્ગના લોકો કરતા મધ્યમ વર્ગના લોકની જરૂરિયાતો ધ્યાનમા લેવાની છે. છેક ગરીબ વર્ગને સ્ત્રીકેળવણીનુ સ્વપ્નુ આવવુ પણ દુર્લભ છે,—અને શ્રીમત વર્ગ ભલે એને કેવળ જીવનની અધિદેવતા કરીને સ્થાપે, પણ મધ્યમ વર્ગે તો એને જીવનની સહચરી તરીકે જ લેખ્યા વિના છૂટકો નથી—જે પદવીમા ગૃહકાર્યનો પણ સમાવેશ કરવો પડશે. સ્ત્રીએ તો માત્ર ઘરધધો કરવો એવો અમારો પણ મત નથી અને તેથી અમે સ્ત્રીકેળવણીમા નીચેના વિવિધ વિષયો દાખલ કરવા જોઇએ એમ માનીએ છીએ —

(૧) નીતિ કૌટુમ્બિક અને સામાજિક નીતિ–અને ધર્મ જે ઉપર સમગ્ર આત્માનો આધાર છે.

(૨) ઉપયોગી ગૃહકલા અને ઉદ્યોગો—જેથી કુટુમ્બની આર્થિક સપત્તિ પણ સુધરે તેવા ઘરમા બેસીને કરવાના કામો આમા પાકશાસ્ત્રનો સમાવેશ પણ કરવો જોઇએ ( જો કે મિ. ભીમન એ અનિષ્ટ માને છે )

(૩) સ્વચ્છતા અને આરોગ્ય સબન્ધી નિયમો, અને શહેરી જીવનને લગતાં મુખ્ય તત્ત્વો, શરીરશાસ્ત્ર, બાળકને ઉછેરવાની રીત–જેમા શરીર, વસ્ત્ર, ઘર, આગણ વગેરે સાફ રાખવા, તન્દુરસ્તી સાચવવી, સહેજ બગડેલી સુધારી લેવી, શરદી અને તાપ વખતે ગરમ સુતરાઉ વગેરે વસ્ત્રનો સમયાનુસાર ઉપયોગ કરી જાણવો, જુદી જુદી તરેહના ખોરાકના ગુણદોષોની માહિતી ધરાવવી,

આડોશીપાડોશી સાથે સારૂં વર્તન રાખવું; મ્યુનિસિપલિટિ અને સરકારના વહીવટ સંબન્ધી કેટલુંક અગત્યનું જ્ઞાન ધરાવવું.

ઉપરની કેળવણી માટે નીચે મુજબ સાધનો યોજવાં જોઇએઃ—

(૧) ઉપરના વિષયો સબન્ધી રસિક વાંચનમાળા અને કૃતિદ્વારા શિક્ષણ.

(૨) સીધું શિક્ષણ, તેમ જ આડકતરૂં—એટલે કે વાર્તા નવલકથા (જેમ કે સરસ્વતીચન્દ્ર) વગેરે દ્વારા અપાતું—શિક્ષણ.

(૩) ભણેલા પુરુષોનુ કર્તવ્ય કે—પોતાનું જ્ઞાન સ્ત્રીઓમાં સહવાસ અને વાતચિતથી ઉતારવું, અને તે માટે ગૃહજીવનમા તેઓએ રસ લેવો તથા પ્રેમ બાંધવો.

(૪) પ્રતિષ્ઠિત વિચારશીલ વર્તમાનપત્ર અને માસિક ઉપરાંત સ્ત્રીઓ પાસે ઘરમાં પુસ્તકો વંચાવવાં તે જગતનાં માત્ર મહાન પુસ્તકો જઃ આવાં પચીસ ત્રીસ પુસ્તકો વારવાર વાંચ્યાથી જે લાભ થાય છે તે સેંકડો નિર્માલ્ય પુસ્તકો વાચ્યાથી કદી પણ થતો નથી.

છેવટે—સ્ત્રીકેળવણીની જે કોઇ યોજના ઘડવામા આવે તે નીચેની **વસ્તુસ્થિતિ** ધ્યાનમાં રાખીને ઘડાવી જોઇએ—

(૧) બાળવિવાહ ગમે તેવો અનિષ્ટ હોય, તથાપિ તે છે એ ખરી વાત છે.

(૨) જે સ્ત્રીઓ માટે આપણે આ યોજના ઘડીએ છીએ તેઓ તવંગર નથી, અને તેઓને ગૃહકાર્યમાંથી થોડોક વખત જ મળી શકવાનો સંભવ છે.

(૩) અવિભક્ત કુટુમ્બમાં આપણી સ્ત્રીઓએ બહુ ભાગે જીવન ગાળવાનું છે.

(૪) હજી આપણા જનસમાજમાં અજ્ઞાન ઘણું છે—અને તેથી આપણાં સ્વદેશી ભાંડુઓ તરફ ક્રોધ કે ઉપેક્ષાવૃત્તિ લાવવી એ ઊંચા આત્માને શોભે એવું નથી.

* * * *

સ્વાશ્રય

આપણી રાજકીય હિલચાલમા પડેલી ફાટ પૂરવાનો ઉત્તમ માર્ગ સૂચવતું બાબુ રવીન્દ્રનાથ ટાગોરે પબના-પ્રાન્તિકસભામાં કરેલું ભાષણ સૌ કોઈએ મનન કરવા જેવું છે. ઉદ્દામ અને વિનીત ઉભય પક્ષના સિદ્ધાન્તમાંથી વચલો માર્ગ કાઢવો, અગર તો તેઓએ માત્ર એકતા ખાતર પોતપોતાના મતભેદ બાજુપર મૂકવા ઇત્યાદિ સૂચનાઓ તો આપણે ઘણે ઠેકાણે સાંભળીએ છીએ; પણ બાબુ રવીન્દ્રનાથે કરેલી સૂચનામાં આ મર્મ કરતાં વધારે ગંભીર ડહાપણ રહેલું હતું. એમનું ખાસ કહેવું એવું થયું કે—માણસ જ્યારે કર્તવ્ય કરવામાં શિથિલ બને છે ત્યારે જ તેને વૃથા વાદવિવાદ કરવાનું સૂઝે છેઃ જ્યાં સુધી સ્વદેશીની હિલચાલ ઉત્સાહપૂર્વક ચારે તરફ ચાલી રહી હતી ત્યાં સુધી માહોમાંહે ઝઘડો ઉત્પન્ન થયો નહતો; અને તે મન્દ પડવાથી જ હાલનો અનિષ્ટ કુસંપ ઉપજી આવ્યો છે; અત્યારે આપણું મુખ્ય કર્તવ્ય આપણા સ્વદેશબન્ધુઓને અસંખ્ય રીતે ઉપયોગી થવાનું છે. સ્વાશ્રય સિવાય ઉદ્ધાર નથી; અને સ્વાશ્રય વડે—સરકારની મદદ વિના પણ—આપણે દેશની સ્થિતિ ઘણી સુધારી શકીએ એમ છે, એ જણાવે છે. અને દાખલા તરીકે, નીચેનાં અગત્યનાં કામો હાથ ધરવા કહે છેઃ—

(૧) દરેક પ્રાન્તના અગ્રણીઓએ પોતાના પ્રાન્તમાં સ્થળે. સ્થળે મંડળો સ્થાપીને ખરી લોકસ્થિતિનુ જ્ઞાન મેળવવુ જોઇએ-કારણ કે યથાર્થ સ્થિતિ જાણ્યા વિના કોઈ પણ કામ ફતેહમંદ રીતે કરી શકાવાનુ નથી.

(૨) દરેક ગામને સ્વાશ્રયી બનાવવું: એટલે કે દરેકમાં પોતાની સામાન્ય અને ઔદ્યોગિક શિક્ષણની શાળા, દવાખાનું, અને પરસ્પર ધીરધાર માટે નાણાંપેઢી, રમતગમત માટે મેદાન તથા ટંટા પતવવા માટે લવાદની ગોઠવણ—એ યોજના પ્રજા તરફથી કરી લેવી જોઇએ.

(૩) જમીનદાર અને ખેડૂતે એકસંપ થઇને કામ કરવું જોઇએ—કારણ કે બંનેનુ હિત એકજ જ રહેલુ છે. બને એકઠા થશે તો જ હાલના સમયમાં શોધાએલા કૃષિનાં સાધનોનો પૂરેપૂરો લાભ લઇ શકાશે.

આ પ્રમાણે ગ્રામસંસ્થાને સ્વતન્ત્ર બનાવ્યા-વગર સ્વરાજ્યની વાત નિરર્થક છે એમ બતાવી, છેવટે પોતાના ભાષણનો સાર નીચે પ્રમાણે તારવીને મૂક્યો હતો —

(૧) વખતને અનુસરીને ચાલીશુ નહિ તો આપણો વિનાશ જ છે.

(૨) સંવ્યવસ્થા (organization) એ જ આ સમયનો મહામન્ત્ર છે આપણા ઉપર આજકાલ જે હલ્લો થઈ રહ્યો છે તે એવો સંવ્યવસ્થિત છે, કે તે સ્હામે આપણે પણ સંવ્યવસ્થાપૂર્વક આત્મરક્ષણ કરવાની જરૂર છે.

(૩) આપણાં મંડળોમા હજી રાષ્ટ્રીય ચૈતન્ય પૂરેપૂરૂ અને એકસરખી રીતે વ્યાપી રહેલુ નથી. અને એક સ્થાને બળ રેડવા જઇએ છીએ તો બીજું સ્થાન નરમ પડે છે. અગ્રેજી કેળવણી પામેલા જન અને બાકીના અજ્ઞાન લોકસમૂહ વચ્ચે ભેદ પડી ગયો છે, તેથી આ રાષ્ટ્રીય ચૈતન્ય એક અખંડ વ્યાપી રહેતું નથી.

(૪) આ રાષ્ટ્રીય એકતા તે ફક્ત દલીલોથી પ્રાપ્ત કરી શકાય એમ નથી: પરસ્પર કર્તવ્ય કરીને એ ઉત્પન્ન કરવાની છે.

(૫) કેળવણી પામેલા જનોમા પણ પરસ્પર કલહ થાય એ ફલસિદ્ધિમાં થોડું વિઘ્નકર્તા નથી, દૂરનુ સાધ્ય ભવિષ્યને સોંપી દઈ તથા મતભેદ 'ડિબેટિંગ સોસાઇટિ'માં રહેવા દઇ—અત્યારનું જે સર્વાનુમતે કર્તવ્ય પ્રાપ્ત થયું છે તે કરવા મચી પડવુ જોઇએ.

* * * * *

**હાલનુ શિક્ષણ.** મુંબાઇના નામદાર ગવર્નર સર જ્યૉર્જ કલાર્ક-એમણે મુંબાઈ યુનિવર્સિટિના ચૅન્સલર તરીકે કૉન્વોકેશન વખતે આપેલું ભાષણ આપણી કેળવણીના પ્રશ્ન વિષે બહુ વિચારવા લાયક સૂચનાઓથી ભરેલું હતું. ૧૮૩૫ માં લૉર્ડ મૅકૉલેએ આપણા દેશની પ્રાચીન વિદ્યાનો ઉપહાસ કરી, અંગ્રેજી કેળવણી માટે ભલામણ કરી હતી એ વાત સુપ્રસિદ્ધ છે. એ ઉપર ચૅન્સેલરે સખ્ત ટીકા

કરી, અને દરેક પ્રજાની ખાસિયતો ધ્યાનમાં રાખીને એની કેળવણીની યોજના ઘડાવી જોઇએ એમ પ્રતિપાદન કર્યું. હિન્દુસ્તાનના મગજ અને હૃદયને વિલાયતી ( અંગ્રેજી ) બનાવી દેવાનો પ્રયત્ન અનિષ્ટ છે, તેમ તે કદી સફળ નીવડે પણ નહિ એમ એમણે બતાવ્યુ.

હિન્દુસ્થાને એની આજ પર્યન્ત ચાલતી આવેલી રૂઢિએ જ ચાલ્યાં કરવું–એમ ઉપદેશ દઈ, ઘણા અધિકારીઓ આપણી હાલની કેળવણીની પદ્ધતિમાંથી ઇંગ્લંડનો ઇતિહાસ રાજ્યશાસ્ત્ર આદિ વિષયો કમી કરવાનું સૂચવે છે, પણ સર જ્યોર્જ કલાર્કનો આવો આશય જણાતો નથી. એમણે સ્થળે સ્થળે ઉપનિષદ્ ભગવદ્ગીતા આદિ આપણા પ્રાચીન પૂજ્ય ગ્રન્થોમાંથી ઉતારા મૂક્યા છે તે જોતાં એમનો હેતુ આપણા દેશના પ્રાચીન સાહિત્ય માટે આપણા મનમા માન ઉપજાવી, એમાં પ્રતિપાદન કરેલા ભવ્ય નીતિના નિયમો તરફ આપણું લક્ષ ખેંચવું–એટલો જ જણાય છે. સાયન્સ્ માટે એમને બહુ આગ્રહ છે, અને તે બાબત માત્ર વિદ્વત્તાભર્યા વિચારો જ દર્શાવવાનો યત્ન ન કરતા, કેટલીક વ્યવહાર સૂચના કરી છે. જાપાનનો દાખલો બતાવી હાલ કરતા વધારે વહેલું સાયન્સનુ શિક્ષણ શરૂ કરવાનુ એ કહે છે, અને તે ચાલતી દેશી ભાષામા આપવુ જોઇએ એમ પોતાનો સ્પષ્ટ મત જણાવે છે. સર જ્યૉર્જ કલાર્કનો આ વિચાર જલદી અમલમા મૂકાય એમ અમે ઇચ્છીએ છીએ. પણ તે જ સાથે અમે–અમારા સ્વદેશબન્ધુઓની જરૂરિયાતો પરદેશી વિદ્વાનો કરતા પણ વધારે સારી રીતે સમજતા હોઇ એટલુ ઉમેરીએ છીએ કે—સાહિત્ય ઇતિહાસ તત્ત્વજ્ઞાન એ વિષયોનો અભ્યાસ, ખાસ સાયન્સનો વિષય લેનારા વિદ્યાર્થીઓ માટે, ભલે ઓછો થાય; પણ તેઓને માટે પણ તે સર્વથા કાઢી નાંખવો તો ન જ જોઇએ. તેનુ કારણ એ કે હિન્દુસ્થાનનો ઉદ્ધાર માત્ર ઔદ્યોગિક કેળવણી દ્વારા થવાનો નથી, આ દેશની રાજકીય, સામાજિક, કૌટુમ્બિક, અને ધાર્મિક સ્થિતિમાં પણ ઘણો ઘણો સુધારો કરવાની જરૂર છે; અને કેળવણીનો વિસ્તાર એવો થાય છે કે સઘળા વિદ્યાર્થીઓ સાયન્સ્ તરફ જ વળશે તો ઉપરના સુધારા કરવા માટે જોઇતુ વિચારબળ મળી શકશે નહિ–અને એટલુ તો અમારે બેધડકપણે કહેવું જોઇએ કે પ્રજામા નવા અર્થમા વૈશ્યોની તો જરૂર છે જ, પણ બ્રાહ્મણોની જરૂર પણ થોડી નથી. સેનેકા કરતા મોચીને વધારે ઉપયોગી કહેનાર મૅકૉલેનુ વચન કોણે માન્ય ગણ્યું છે ? પ્રજામાં કેવળ ધનસંપાદન કરવાના સાધનો વધારી આપવાથી પ્રજા સુખી થશે એમ માનવું વૃથા છે ધન તો માત્ર સુખનુ એક–અનેકમાંનું એક–સાધન છે; એ સાધનનો ઉપયોગ થવો એ બીજી જ વસ્તુઓ ઉપર આધાર રાખે છે. ધનાઢ્ય પુરુષને જાતે ખરૂં સુખ ભોગવી જાણવાની શક્તિ હોવી જોઇએ, તેમજ કુટુમ્બમાં અને સમાજમાં સુખ વિસ્તારવાની એનામાં બુદ્ધિ અને ઇચ્છા હોવી જોઇએ. આ અને આવા અનેક માનસિક ગુણો કેળવવા માટે સાહિત્ય તત્ત્વજ્ઞાન વગેરેના અભ્યાસની જરૂર છે. તેમ આપણા દેશની રાજકીય અને સામાજિક સ્થિતિ પણ એવી છે કે અન્ય દેશના ઇતિહાસ, રાજ્યબન્ધારણ, સમાજબન્ધારણ વગેરેનું અવલોકન કર્યા વિના સુધારો કરવાની વૃત્તિ અને એનાં ખરાં તત્ત્વનુ જ્ઞાન પ્રાપ્ત થવાં અશક્ય છે. અમારૂં તાત્પર્ય સમજવામાં ભૂલ ન થાય માટે ફરી જણાવીએ છીએ કે સાયન્સ્ના અભ્યાસની આપણા દેશમાં મ્હોટી ખોટ છે અને તે પૂરવાના બહુ મ્હોટા યત્નો થવા જોઇએ એમ અમારૂં પણ માનવું છે જ.

---

# પ્રાચીન આર્યોનું શાસ્ત્રીય જ્ઞાન તથા તે જનસમાજને સુલભ શી રીતે કરવું

( અનુસન્ધાન ગયા અંકના પૃષ્ઠ ૬૧૮ થી )

આપણા હિંદુ આર્યો આર્યાવર્તમા આવ્યા તે પહેલા મધ્ય એશિયામા વસતા હતા એ વાત તો ઇતિહાસથી સુપ્રસિદ્ધ છે એ પ્રાચીન મધ્ય એશિયાના આર્યો છૂટા પડી દેશ પ્રદેશ ગયા, અને જુદે જુદે સ્થાનકે વસ્યા તે પ્રમાણે તેઓ તે સ્થાનના કાગે કરી વતની કહેવાવા લાગ્યા હવે એ બધા આર્યોમાના કેટલાક અરેબિઆમા રહ્યા તેની ભાષા એરેબિક, મિસરમા જઈ વસ્યા તેની મિસરની ને એથી પશ્ચિમમા એટલે ઠેઠ યૂરોપમા જઈ ગ્રીસમા જેણે વસવાટ કીધો તેની ગ્રીક કહેવાઈ આ પ્રમાણે સંસ્કૃત ગ્રીક, એરેબિક અને મિસરની ભાષા આર્યની છે એમ વિદ્વાનોએ સિદ્ધ કીધુ છે, એટને એ સબધે એટલુ જ કહેવાનુ કે એ બધા આર્યો અસલમા એક સ્થાને રહેતા હતા તો તેમની ભાષા, તેમના વિચાર, કે તેમની ગણત્રીમા કોઈ પણ સ્થાને કાઇ પણ સમાનતા છે કે નહિ તે આપણે અવલોકીએ એ વિશે એટલુ માલૂમ પડયુ છે કે દરેકમા સમાનતા રહેલી છે, એટને તે સમાનતા જોયાથી આપણા આજના લેખ ઉપર વિશેષ પ્રકાશ પડવાનો સંભવ છે

ઇતિહાસથી એટલો પ્રમાશ પડે છે કે મધ્ય એશિયામા એ આર્યો મુખ્યત્વે કરીને ખેતીનો ધધો કરતા હતા, તથા મેદાનોમા રાત્રિ ને દિવસ ઢોરોને ચારી તેમનુ રક્ષણ કરતા હતા એ હકીકતનુ સમર્થન રાશીચક્રને અપાયેલા નામોથી થઇ શકે છે. કારણ વગડામા રાત્રિએ ઢોરો ચારતા ચારતા તેમને વિનોદ લેવાના સાધનો તો નીચે જમીન ને માથે આભ હતા એટલે નવા નવા ગ્રહો, નક્ષત્રસમૂહો વગેરેનુ તેમને અવલોકન થતુ રહેતુ હતું એટલે વગડામા જે પ્રાણીઓ તેમને પરિચિત થયા તેના આકારને જે નક્ષત્રસમૂહ મળતા આવ્યા તેને તેવા નામો અપાયા જણાય છે કારણ ઢોર ઢાકર એટલે ગાય, બળદ, ઘેટા, બકરા જે તેમનુ ધન હતુ તેનુ તથા લણનારી અબળા કન્યાનુ સિંહાદિક હિંસક પશુથી રક્ષણ કરવાને ધનુષ્ય તેમ જ ધનુષ્યધારીની આવશ્યકતા, પાણીને માટે વાસણ કે પાણીની કાવડની જરૂરીઆત, તથા માછલા મગર, કાચબા તથા વીછુ વગેરે જળચર કે સ્થળચર પ્રાણીના વિચાર બધાને એકસમાન કેમ હશે ? એ સમાનતા માત્ર રાશીચક્રમા જ છે એમ નથી, પરતુ નક્ષત્રોના નામમા પણ દૃશ્યમાન છે એ આપણને જણાશે. એ બધુ શુ સૂચવે છે ? એજ કે પ્રાચીન આર્યનુ રાશીચક્ર તથા નક્ષત્રમડળ એક જ સ્થાનનું હશે, ને તે પરથી હિંદુ, ગ્રીક તથા આરબોએ ઉતારા કીધા હશે નહિ તો બધા આર્યોની ભાષામા રાશીચક્રના ચિહ્નો તથા નક્ષત્રોના નામો એક સરખા કેમ સભવે ? વિવાદની ખાતર એમ માનીએ કે તે અન્યાસે સરખા આવી ગયા હશે તો દરેકમા તેની સખ્યા એક સરખી કેમ હોઇ શકે ? આર્યોની બધી ભાષામા રાશીની સખ્યા બાર જ છે, તથા તેના ચિહ્નો એક સરખા છે, એટલુ જ બસ નથી, પણ નક્ષત્રો પણ એક સખ્યાના તથા એક જ અર્થના ને એક જ રીતિથી

યોજાયેલાં દેખાય છે. આ બધી સમાનતા સાહજિક કેમ હોઇ શકે? માટે તે બધાનું મૂળ એક જ હશે એમ ધારવું અયોગ્ય નથી. એ સંબંધે નીચે આપેલી રાશી તથા નક્ષત્રોનાં નામ તથા ચિહ્નોની યાદીથી વિશેષ પ્રકાશ પડશે એમ હું માનુ છું.

## રાશીચક્ર.

| હિંદુ આર્ય. | | મિસર આર્ય. | | |
|---|---|---|---|---|
| નામ | ચિહ્ન. | મિસર નામ. | અંગ્રેજી નામ. | ગૂજરાતી અર્થાતર ચિહ્ન. |
| મેષ | મેંઢો | Aries | The Ram | મેંઢો |
| વૃષભ | ગોધો | Taurus | The Bull | ગોધો |
| મિથુન | જોડકું | Gemmii | The Twins | જોડકું |
| કર્ક | કરચલો | Cancer | The Crab | કરચલો |
| સિંહ | સિંહ | Leo | The Lion | સિંહ |
| કન્યા | કુમારિકા | Virgo | The Virrgin | કુમારિકા |
| તુલા | ત્રાજવુ | Libra | The Balance | ત્રાજવું |
| વૃશ્ચિક | વીછુ | Scorpio | The Scorpion | વીછુ |
| ધન | ધનુષ્ય | Sagittarius | The Archer | ધનુષ્યધારી |
| મકર | બકરો | CapriCnorus | The Goat | બકરો |
| કુંભ | પાણીનું વાસણ | Aquarius | The water bearer | પાણીની કાવડવાળો પુરુષ. |
| મીન | માછલું | Pisces | The Fish | માછલું |

## નક્ષત્રો.

| હિંદુ આર્ય. | | આરબ આર્ય. |
|---|---|---|
| નામ. | ચિહ્ન. | નામ |
| અશ્વિની | ઘોડાનું મ્હો | Al Sheraten |
| ભરણી | યોન | Al-Botein |
| કૃત્તિકા | અસ્તરો | Al-Thuraiya |
| રોહિણી | ગાડાની પૈડું | Al-Debasan |
| મૃગશીર્ષ | હરણનું માથું | Al-Hekah |
| આર્દ્રા | માણેક | Al-Henah |
| પુનર્વસુ | ઘર | Al-Dira |
| પુષ્ય | બાણ | Al-Nethra |
| અશ્લેષા | ચક્ર | Al-Terpha |
| મઘા | ઘર | Al-Giebha |
| પૂર્વા ફાલ્ગુની | ખાટલો | Al-Zubra |
| ઉત્તરા ફાલ્ગુની | ખાટલા | Al Serpha |
| હસ્ત | હાથ | Al-Anwa |
| ચિત્રા | મોતી | Sinak Al Azal |
| સ્વાતિ | પરવાળું | Al-Giphr |
| વિશાખા | તોરણ | Al Zubana |
| અનુરાધા | નૈવદ્ય | Au-Ichil |
| જ્યેષ્ઠા | કાનનુ ઘરેણું | Al Kalb |
| મળ | સિંહની પૂછડી. | Al-Shaulh |
| પૂર્વાષાઢા | પલગ | Al-Naaim |
| ઉત્તરાષાઢા | હાથીનો દાંત | Al Belda |
| અભિજિત | ત્રિકોણ | Al-Dabih |
| શ્રવણ | ત્રિપદી | Sad-Al-Bula |
| ધાનષ્ઠા | મૃદંગ | Al-Sund |
| શતતારા | ગોળ જવાહીર | Al-Achbiya |
| પૂર્વા ભાદ્રપદ | બે મ્હોડાનીઆકૃતિ | Al Phergh (Al-Mukadden) |
| ઉત્તરા ભાદ્રપદ | પલંગ | Al-Phergh (Al-Muacher) |
| રેવતી | નગારૂં | Al Risha |

આ પ્રમાણે આર્યોનું સૃષ્ટિવિજ્ઞાનનું મૂળ એક જ છે એ નિર્ણય કાંઈ માત્ર રાશીનાં તથા નક્ષત્રોનાં નામથી જ થઈ શકે છે એમ નથી. પરંતુ એ સિવાય સમાનતાના બીજાં ઘણાં પ્રમાણો છે. તે બધાં એક ટુંકા નિબંધમાં સંભવે નહિ, તેથી સમાનતાની મુખ્ય મુખ્ય બાબતો કહી આપણા શાસ્ત્રીય ગ્રંથોમાંથી એ બાબત કેવું જ્ઞાન મળી શકે છે તેનું દર્શન કરીએ. એ સમાનતા મુખ્યત્વે કરીને સાત તરેહની છેઃ—

૧. સમસ્ત આર્ય પ્રજાનો એક જ અનન્ય સામાન્ય ધર્મ,ને એક જ ભાષા.

૨. અઠવાડીઆના દિવસોનાં નામ તથા તેની સંખ્યા એકજ.

૩. ક્રાંતિવૃતના એક સરખા વિભાગ.

૪. રાશીનાં કલ્પેલાં પ્રાણીઓનાં એક સરખાં ચિન્હ.

૫. વર્ષના એક સરખા વિભાગ.

૬. નક્ષત્રોની એક સરખી સંખ્યા.

૭ સાઠ વર્ષનો એક સરખો યુગ.

આ પ્રમાણે ઉપરથી કોણ એમ કહી શકશે કે આપણું ખગોળનું જ્ઞાન પ્રાચીન નહિ હોતાં અર્વાચીન અથવા પાશ્ચાત્ય છે?

દૃષ્ટાન્ત તરીકે યજુર્વેદના બૃહદારણ્યકના પહેલા અધ્યાયના બીજા બ્રાહ્મણમાં.

तद्यदपां शर आसीत्तत्समहन्यत सा पृथिव्यभवत्

એટલે કે પાણીમાં જે કઠણ ભાગ હતો તે હણાયાથી ઘટ્ટ બની પૃથિવી થઇ છે, એવું એક સૂત્ર હાથ આવે છે. આ સિદ્ધાંત વાંચતાં ચિત્ત કેટલું સ્થિર થઈ વિચારના વમળમાં પડી જાય છે, ને તે માટે આપણા મુનિઓને ધન્યવાદ આપે છે? કારણ પાણીમાંના કઠણ ભાગ ઘટ્ટ બની પૃથિવી ઉત્પન્ન થઇ એ સૂત્ર કંઇ જેવું તેવું નથી.

એ સંબંધે સાંપ્રત કાળના પાશ્ચાત્ય વિદ્વાનો શું કહે છે તે જરા અવલોકી લેઇએ. આધુનિક ખગોળવેત્તાઓએ Meteoric Nebular Theory (મિટિયોરિક–નેબ્યુલર થયરી) નું હમણાં હમણાં શોધન કીધું છે તે જાણે નવીન હોય તેમ તેથી જગત્ જીત્યું હોય એમ તેઓ અભિમાન લે છે. તે કહે છે કે બ્રહ્માંડમાં પ્રથમ એક જ વાયુરૂપ પદાર્થ હતો, તેમાંથી ઉદકજનકવાયુ (Hydrogen) ઉત્પન્ન થયો, ને તેમાંથી ભિન્ન ભિન્ન તત્વોવાળી રજકણો બની. એ રજકણોનો સમૂહ તે નિહારિકા (Nebulae) જે પ્રમાણે કુંભારને ચકે ચડેલા મત્તિકાના પિંડમાંથી કણો ઉડી પડી ગોળ ચક્રમાં ફરે છે તેમ આ ગતિમાન નિહારિકા ચકે ચડયાથી તેમાંથી જે કણો ખરી પડી તેણે ગતિ પ્રાપ્ત કીધી,

તથા તેના તારા, ધૂમકેતુ, સૂર્ય, ગ્રહો ઉપગ્રહો બન્યા. આ બે સિદ્ધાંતો વચ્ચે કેટલી બધી સમાનતા છે તે ધ્યાનમાં રાખવા યોગ્ય છે બન્નેની મતલબ એક જ છે. હાલના સમયમા સાધનના બળે આપણને વધારે સારી રીતે તથા સ્પષ્ટ રીતે વિદ્વાનો એ વિષય સમજાવી શક્યા છે, ત્યારે પ્રાચીન ગ્રથોમાંથી તેનો માત્ર અકુર જ આપણને હાથ આવે છે.

વળી આધુનિક સમયનો પ્રસિદ્ધ સમર્થ તત્વજ્ઞાની આચાર્ય હર્શલ માને છે કે નિહારિકા તારાનુ પ્રથમ સ્વરૂપ છે. તેની વરાળ ધીમે ધીમે ટાઢી પડી જવાથી ઘટ્ટ થઇ છે, ને આખરે તેના તારા બન્યા છે. દૂરદર્શક ( telescope ) યત્ર વડે તે આપણને વાયુરૂપ જ લાગે છે. આ શોધ પણ તેને નવીન લાગે છે, પણ તે કાંઇ આપણા શાસ્ત્રકારોને નવીન નહોતી. તેમને તો હજારો વર્ષ ઉપર એનુ જ્ઞાન થયેલું હતુ. કારણ वायु: सर्वमिदं जगत् ( આ સર્વ જગત્ વાયુ જ છે ) ના સૂત્રથી સિદ્ધ થાય છે.

આપણે અત્રે જોવાનુ એટલુ જ છે કે પાશ્ચિમાત્ય વિદ્વાનોએ સર્વ અનુકૂળ સાધનોના બળે હજારો વર્ષના અવલોકન તથા અભ્યાસ પછી Metearic-nebular-theory પ્રસિદ્ધિમાં મૂક્યા છે. આપણા શાસ્ત્રકારો સાધનરહિત હતા એ આપણે ભૂલવુ જોઇએ નહિ તેમણે માત્ર પોતાના બુદ્ધિ તથા કલ્પનાના બળથી સિદ્ધાંતો પ્રતિપાદન કીધા છે. તેથી તેમની અદ્‌ભુત શક્તિ દૃષ્ટિગોચાર થાય છે આ પ્રમાણે એ તો ખુલ્લું છે કે આપણા શાસ્ત્રકારોને જેનુ ઇ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષ પહેલા જ્ઞાન હતુ તેનુ અગ્રેજ વિદ્વાનોને છેક ઇ. સનની ૧૯ મી સદીમાં જ્ઞાન થયુ છે.

જેવી રીતે પૃથ્વી વાયુરૂપમાંથી ઉત્પન્ન થઇ છે, તેવી રીતે બુધ, શુક્ર, મગળ, બૃહસ્પતિ, શનિ આદિ ગ્રહોની ઉત્પત્તિ એજ વાયુમાથી છે તો શકા થાય છે કે જે પ્રમાણે પૃથિવી ગ્રહ ઉપર પ્રાણી, પદાર્થ, તથા ઉદ્‌ભિજ્જની વસ્તી છે, તે પ્રમાણે અન્ય ગ્રહોમા કેમ નહિ હોય ? આ વિચાર દરેક ખગોળવેત્તાને થયો છે, ને તેને પરિણામે પાશ્ચાત્ય વિદ્વાનો તે શોધી કાઢવા મથન કરી રહ્યા છે. આધુનિક સમયમા મનુષ્યે અવલોકન કરવુ સુલભ પડે છે. હાલમા કેટલાક અગ્રેજો તથા અમેરિકાના વતનીઓ મંગળના ગ્રહને પૃથિવીની ઘણી સમીપ આવેલો જોઇ ગજાવર દૂરદર્શક યત્રની સહાયતાથી તેનુ નિરીક્ષણ કરવા તથા બને તો તેની આબેહૂબ છબી પાડી લેવા પ્રયત્નો કરે છે તે જ્યારે તેમના આ અથાક શ્રમનું પરિણામ પ્રસિદ્ધ થશે ત્યારે તેમાથી આપણને એ વિશે કાંઇ વિશેષ જ્ઞાન મળવાનો સંભવ છે.

હવે આપણે ઋગ્વેદ, યજુર્વેદ, બ્રાહ્મણ ને ઉપનિષદાદિ ગ્રથોમાંના ઋચા તથા મન્ત્રોમા ખગોળવિદ્યા વિશે જે જ્ઞાન આપ્યુ છે તે ઉપલક ઉપલક અવલોકી તેથી કેટલો પ્રકાશ પડી શકે છે તે જોઇએ. એથી આપણા શાસ્ત્રકારોને ખગોળવિદ્યા કેટલી સાધ્ય હતી તેનું આપણને બરાબર જાણ થશે. અલબત્ત આ ટુકા લેખમાં એ વિદ્યાના બધાં પ્રમાણો આપી શકાશે નહિ; પરંતુ મુખ્ય મુખ્ય બાબતોના વિવેચનથી હાલમા આપણે સંતોષ માનીશુ.

પૃથિવી સપાટ છે કે ગોળ તે चक्राणास परिणद्धं पृथिव्या માના परिणद्ध શબ્દથી સિદ્ધ થાય છે. એ જ વિષય ઉપર સિદ્ધાંતશિરોમણિમા એવી જાતની દલીલ મૂકવામા આવી છે કે —

"समो यत स्यात्परिधे: शतांशः पृथ्वी च पृथ्वी नितरां तनीयान् ।
नरस्य तत्पृष्ठगतस्य कृत्स्ना समेव तस्य प्रतिभात्यत: सा" ॥

એટલે કે "પૃથિવી મોટી છે, ને મનુષ્ય અતિ નાનું છે, અને પૃથ્વીના ઘેરાવાનો સેકડામો અશ સરખો છે, માટે પૃથિવીની પીઠ ઉપર વસનાર મનુષ્યને સમગ્ર એટલે આખી પૃથિવી સરખી હોય એમ લાગે છે." આના જેવા અનેક પ્રમાણો ભાસ્કરાચાર્યે ગોળાધ્યાયમા આપી પૃથિવીની ગોળાકૃતિ સિદ્ધ કીધી છે.

ખગોળવિદ્યાના વિદ્યાર્થીઓને પૃથ્વી ગોળ છે, તે તેની ધરી પર ફરે છે, તેથી દિવસે સૂર્ય ને રાત્રિએ ચંદ્ર વગેરેને પૂર્વમા ઉદય થઈ પશ્ચિમમા પ્રયાણ કરતા જોઇએ છીએ, ને તેને લીધે જ રાત્રિ દિવસ થાય છે તથા સૂર્ય સ્થિર છે, ને તેની આસપાસ પૃથિવી આદિ ગ્રહો પરિક્રમણ કરે છે, ને એને લીધે જ ઋતુભેદ થાય છે ને જુદા જુદા નક્ષત્રો જોવામા આવે છે, એ વાત સમજાવીએ છીએ ત્યારે તેમના મનને કેવુ વિપરીત લાગે છે? સૂર્યને પૂર્વમાથી પશ્ચિમમા જતો નજરે જોવો ને તેને તે સાથે સ્થિર માનવો એ સત્યને અસત્ય માનના જેવુ તેમને લાગે છે એ અથવા આવા ચમત્કારોના ગુજરાતીમા સાદી ભાષામા પુસ્તકો નહિ હોવાને લીધે એ સબધી પ્રાથમિક જ્ઞાન છૂટથી નહિ મળવાને લીધે અથવા એવા કોઇ કારણને લીધે એ વિદ્યા ઉપર લોકોનો અભાવ હશે ઘણાનુ કહેવુ એવુ પણ છે કે આ વિચાર પશ્ચિમનો હશે, પૂર્વનો નહિ હોય. આપણા શાસ્ત્રકારોનો મત પણ એવો જ છે, ને તેના પ્રમાણો આપણા ગ્રંથોમા પુષ્કળ છે એવુ કહેવાથી પણ એ વાત તેમને ગળે ઉતરતી નથી એમા દોષ કોનો? માત્ર આવા શાસ્ત્રીય પુસ્તકોના ભાષાતરના અભાવે તેમની અજ્ઞાનતા એ સિવાય બીજુ શુ?

પૃથિવીના પોતાની ધરી પરના ભ્રમણ વિશે બૃહદાર્યસિદ્ધાંતમાં

भपंजर. स्थिरो भूरेवावृत्यावृत्य प्रातिदिवसिकौ
उदयास्तमयौ सपादयति ग्रहनक्षत्राणाम्

"॥ ઉલ્લેખ છે. એનો અર્થ એવો થાય છે કે "નક્ષત્રમંડળ સ્થિર છે, અને પૃથિવી જ પોતાના અગે વારંવાર ભ્રમણ કરીને ગ્રહ તથા નક્ષત્રના પ્રતિ દિવસના ઉદય અને અસ્તને ઉત્પન્ન કરે છે"

વળી છાંદોગ્ય ઉપનિષદમા પણ એવો જ ઉલ્લેખ છે કે

नैवोदेता नास्तमेता एकेल एव मध्ये स्थाता.

એટલે કે આ સૂર્ય ઉદય પામતો નથી, અસ્ત પામતો નથી, એકલો મધ્યે સ્થિર છે.

પૃથિવી સૂર્યની પરિક્રમણા કરે છે એ વાત તો નીચેનાં સૂત્રોથી સ્પષ્ટ છે.

सविता यंत्रैः पृथिवी मरम्णात्

એટલે કે **सविता यंत्रैः यमनैः पृथिवीं अरमणात् रमयति** મતલબ કે સૂર્ય પોતાની નિયમિત શક્તિ વડે પૃથ્વીને રમાડે છે.

વળી વેદના બ્રાહ્મણગ્રંથમાં લખ્યું છે કે--

"असौ वै लोक इम लोकमभि पर्यावर्तते."

આ પ્રસિદ્ધ સૂર્ય લોક તે પૃથિવી લોકને ચારે બાજુએ ફેરવે છે. એમાં **अभि पर्यावर्तते** એ પદ લક્ષપૂર્વક સમજવા જેવું છે. એ પદનો અર્થ **अभि आमि मुख्येन परि सर्वतः आवर्तते आवर्तयति पुनः पुनः भ्रामयति** અર્થાત્ ( **अभि** ) મુખ્યત્વે કરીને ( **परि** ) સર્વ બાજુએ ( **आवर्तते** ) પુનઃ પુનઃ ફેરવે છે."

પૃથ્વી ગોળ છે, તે પોતાની ધરી ઉપર ભ્રમણ કરે છે, સૂર્યની આસપાસ ફરે છે તથા અવકાશમાં નિરાધાર રહેતી છે એ સંબંધનાં મંત્રો અવલોકયા પછી હવે બ્રહ્માંડના એ સર્વ મહાન ગોળાઓને પરસ્પર કેવો સંબધ છે તે જોવું આવશ્યક છે. અંગ્રેજી અભ્યાસને આધારે સર્વત્ર એમ જ મનાય છે કે પ્રસિદ્ધ ખગોળવેત્તા કેપ્લર અને ન્યુટને ગુરૂત્વાકર્ષણના નિયમો ઘડયા ને ભરતીઓટનું સમાજને જ્ઞાન આપ્યુ. અલબત્ત ન્યુટન તત્વવેત્તા ઘણો વિદ્વાન હતો, પંડિત હતો ને તેણે જે નિયમો બાંધ્યા છે તે અદ્યાપિ પર્યંત ખોટા ઠર્યા નથી. એની પહેલાં યૂરોપાદિ દેશોમાં ઘણા ખગોળવેત્તા થઇ ગયા હતા પરંતુ તેમાંથી કોઇને એ વાત સુઝી નહોતી, તેથી એ શોધનનુ માન તેમને જ આપવું ઘટે છે. પરંતુ આર્યાવર્તના ખગોળશાસ્ત્રકારોનું એ બાબત ઉપર ધ્યાન ખેંચાયલુ હતુ. ને તેમણે પરસ્પર આકર્ષણ શક્તિના સિદ્ધાંતો આપેલા જ હતા. દૃષ્ટાન્ત તરીકે—

मित्रो दाधार पृथिवीमुत द्याम्

તથા

दाधर्थ पृथिवीमभितो मयूखैः

અર્થાત્ સૂર્ય ચારે બાજુએ પોતાનાં ગમનશીલ કિરણોવડે પૃથ્વીને ધારણ કરે છે. તથા

आकृष्टशक्तिश्च महीतया यत् स्वस्थं गुरु स्वाभिमुखं स्वशक्त्या

એટલે પૃથ્વી આકર્ષણશક્તિવાળી છે, ને તે આકાશમાં રહેલા ભારી પદાર્થોને પોતાની

# ગુજરાતી વાંચનમાળાના કવિતાપાઠો.

રેકટ બુક રિવિઝન કમિટીની તૈયાર કરેલી સાતે ચોપડીઓ બહાર પડી ચુકી છે અને તેના ઉપર થોડી ઘણી ચર્ચા પણ થઈ ગઈ છે પરંતુ જે ચર્ચા આજ સુધી થઇ છે તે પરથી એમ માનવાને કારણ મળે છે કે શિક્ષક વર્ગમાંથી ભાગ્યેજ કોઇએ તેમાં ભાગ લીધો હોય અમુક પાઠો શીખવતા શિક્ષકોને કેવી સરળતા અગર કેટલી મુશ્કેલી જણાઈ છે એ હજી જણાવાયું હોય એમ લાગતું નથી. બધા પાઠોની આવી ચર્ચા જરૂરની છે ખરી, પણ આ લેખમાં તેના એક ભાગ વિષે જ લખવા ધાર્યું છે.

કવિતાપાઠો માટે એકંદર રીતે નિરાશા દર્શાવાય છે તે નિરાશા કેટલે દરજ્જે વાજબી છે એ નક્કી કરવા માટે તો 'ખરી કવિતા કોને કહેવી', 'નાના બાળકો માટે કેવી કવિતા પસંદ કરવી,' 'કવિતાના વિષયો કેવા હોવા જોઇએ, તેની લેખનશૈલી અને કવિતાધારી વિષે કેવું ધોરણ રાખવું જોઇએ' વગેરે અનેક પ્રશ્નો ચર્ચવા પડે આદિ તેની ગંભીર ચર્ચા ઉપાડવાનું યોગ્ય ધાર્યું નથી કમીટિએ એ વિચાર પર પૂરતું ધ્યાન આપ્યું હશે એમ માનીને આદિતો માત્ર કવિતાપાઠોમાં દેખાતા દોષો અને સુધારવી જોઇતી બાબતો જ બતાવવાનો વિચાર છે ગુજરાતી નિશાળો સાથેના સંબંધથી એક શિક્ષક તરીકે થયેલા અનુભવ ઉપરથી જ આ લેખ લખવામાં આવ્યો છે બીજા શિક્ષકભાઇઓ તેમનો મતભેદ બતાવશે તો ઘણી ખુશીથી વિષય ચર્ચી શકાશે

ક્રમે ક્રમે એકેક પુસ્તક લઇ તેની અંદરની કવિતા વિષે યોગ્ય વિવેચન કરવા જતાં પહેલા બાળપોથી વિષે કહીશું.

બાળપોથી.

છે." આ ઉપરાંત આપણા હાલના જ્ઞાને આપણે જાણીએ છીએ કે વિદ્યુતના Positive અને Negative એવા બે પ્રકાર છે; પહેલાને આપણે ધનવિદ્યુત્ અને બીજાને ઋણ-વિદ્યુત્ કહીએ છીએ. તેજ મુજબ આપણા શાસ્ત્રીય ગ્રંથોમાંથી પણ વિદ્યુતના બે પ્રકાર મળી આવે છે. એ વિશે એવો એક મંત્ર છે કે—

"सृण्येव जर्भरी तुर्फरी तू नैतोशेव तुर्फरी पर्फरीका
उदन्यजेव जेमना मदेरूतामि जराय्यजरं मरायु"

એનો અર્થ એવો છે કે "બે પ્રકારની શક્તિઓ છે; એક પોષક અને બીજી વિનાશક. "અશ્વિનો" તત્વમાં પણ આ બન્ને શક્તિઓ છે. અશ્વિનોમાં જર્ભરી અને તુર્ફરી એવી બે શક્તિઓ છે. પહેલી પોષક અને બીજી નાશક છે.

ક્ષિપ્ર વિનાશક શક્તિને તુર્ફરી અથવા પર્ફરીકા કહે છે. આ શક્તિઓના યોગે મારૂં શરીર જરામરણના ધર્મોવાળું છે તે જરામરણરહિત થાઓ, કારણ કે આ શક્તિઓમાં પોષણ અને કાન્તિ ( जेमना, मदेरू ) ઉત્પન્ન કરવાની શક્તિ છે."

વળી પદાર્થવિજ્ઞાનના મુખ્ય વિભાગો જેવા કે ઉષ્ણતા, નાદ, પ્રકાશ અને વિદ્યુતને આધુનિક શાસ્ત્રવેત્તાઓએ એક પ્રકારની ગતિમાન શક્તિ માની છે, તે જ મુજબ આપણા શાસ્ત્રકારોએ પણ માન્યું હતું.

એ સિવાય પૃથિવીની આસપાસ વાયુ રહેલો છે, તથા તેમાં ગર્જના, વીજળી આદિ રહેલાં છે એવાં પ્રમાણો પણ છે. દૃષ્ટાન્ત તરીકે—

भूमेर्बहिर्द्वादश योजनानि भूवायुरत्राम्बुदविद्युदाद्यम्

અર્થાત્ પૃથ્વીને ફરતો બાર યોજન પર્યંત ઉંચે ભૂવાયુ છે, એમાં વાદળ તથા વિજળી આદિ રહેલાં છે.

ખગોળ અને તેના સંબંધના જ્યોતિષના તથા પદાર્થવિજ્ઞાનના સંબંધના વૈદિકમંત્રો આપણે જોયા તેવા વૈદક તથા રસાયન બાબતના કેટલાક મંત્રો અથર્વવેદમાં છે. આથી કરીને સાયન્સનો વિષય જનસમાજને સુલભ કરવાનો રસ્તો માત્ર તેનાં પુસ્તકો જનસમાજના વાંચવામાં જેમ બને તેમ વિશેષ આવે એ જ છે. એથી એ જ્ઞાન લેવા સમાજની વૃત્તિ થશે તો તેમાંથી અનેક લાભ તેને પ્રાપ્ત થશે. આ યુગ વિદ્યાકળાનો છે, અને આપણે જાણીએ છીએ કે જે દેશ વિદ્યાકળામાં આગળ વધ્યો છે તે આબાદ છે એટલું જ નહિ પણ ત્યાંના લોકો પણ ઉત્સાહી, ઉદ્યમી તથા શ્રીમંત હોય છે. એ સાથે એટલું પણ ખરૂં છે કે એ શાસ્ત્ર પ્રયોગાદિથી જેમ વ્યવહારૂ થાય તેમ વિશેષ ફળદાયી છે. એ માટે દરેક સાહસિક તથા ધનવાન પુરુષે એ નિરાધાર બાળકને પોષી ઉછેરી મોટું કરવાનું પોતાનું કર્તવ્ય કર્મ સમજી ઉછેરી મોટું કરવું જોઇએ. તથાસ્તુ.

"ભાનુ."

---

# ગુજરાતી વાંચનમાળાના કવિતાપાઠો.

ટેક્સ્ટ બુક રિવિઝન કમિટીની તૈયાર કરેલી સાતે ચોપડીઓ બહાર પડી ચુકી છે અને તેના ઉપર થોડી ઘણી ચર્ચા પણ થઈ ગઈ છે. પરતુ જે ચર્ચા આજ સુધી થઇ છે તે પરથી એમ માનવાને કારણ મળે છે કે શિક્ષક વર્ગમાંથી ભાગ્યેજ કોઇએ તેમાં ભાગ લીધો હોય. અમુક પાઠો શીખવતાં શિક્ષકોને કેવી સરળતા અગર કેટલી મુશ્કેલી જણાઈ છે એ હજી જણાવાયું હોય એમ લાગતું નથી. બધા પાઠોની આવી ચર્ચા જરૂરની છે ખરી, પણ આ લેખમાં તેના એક ભાગ વિષે જ લખવા ધાર્યું છે.

કવિતાપાઠો માટે એકંદર રીતે નિરાશા દર્શાવાય છે. તે નિરાશા કેટલે દરજ્જે વાજબી છે એ નક્કી કરવા માટે તો 'ખરી કવિતા કોને કહેવી', 'નાનાં બાળકો માટે કેવી કવિતા પસંદ કરવી,' 'કવિતાના વિષયો કેવા હોવા જોઇએ, તેની લેખનશૈલી અને કવિતાધારી વિષે કેવુ ધોરણ રાખવું જોઇએ' વગેરે અનેક પ્રશ્નો ચર્ચવા પડે. આહિ તેવી ગંભીર ચર્ચા ઉપાડવાનુ યોગ્ય ધાર્યું નથી. કમીટિએ એ વિચાર પર પૂરતું ધ્યાન આપ્યું હશે એમ માનીનેજ, આહિંતો માત્ર કવિતાપાઠોમાં દેખાતા દોષો અને સુધારવી જોઇતી બાબતો જ બતાવવાનો વિચાર છે. ગુજરાતી નિશાળો સાથેના સંબંધથી એક શિક્ષક તરીકે થયેલા અનુભવ ઉપરથી જ આ લેખ લખવામા આવ્યો છે. બીજા શિક્ષકભાઇઓ તેમનો મતભેદ બતાવશે તો ઘણી ખુશીથી વિષય ચર્ચી શકાશે.

ક્રમે ક્રમે એકેક પુસ્તક લઇ તેની અંદરની કવિતા વિષે યોગ્ય વિવેચન કરવા જતાં પહેલાં બાળપોથી વિષે કહીશું.

## બાળપોથી.

આમા છ ગીતો છે. આ ગીતો માટે ઘણા શિક્ષકો ફર્યાદ કરે છે, તેનું કારણ એવું જ જણાયું છે કે શિક્ષકો એમ માને છે કે છોકરાંને આ ગીતોની સમજુતી શીખવવાની છે. ખાતાં તરફથી આપેલી સૂચના ધ્યાનમા ન લેવાથી આવી ગેરસમજુતી થાય છે. આ ગીતો મોઢે જ કરાવવાના છે. પહેલાં ત્રણ તો ઇંગિત સાથે કરવાનાં હોવાથી બહુ આનંદ આપનારાં છે. ચારો અને તારા જેવાં સુંદર છે તેવાં જ સરળ છે. 'રંગ' નાં ગીતના રાગ માટે ઘણા વિરોધ દર્શાવે છે, પણ સારા શિક્ષકને તે રાગ છોકરાંઓને શીખવતાં જરા પણ મુશ્કેલી પડી નથી. એકંદરે બાળપોથીના કવિતાપાઠો સુંદર, સરળ, યોગ્ય અને કવિત્વ ભર્યા જ છે. જે બહુ જ મુશ્કેલ કામ હતું તેમા કમિટિએ જ્યારે સંપૂર્ણ જય મેળવ્યો છે ત્યારે આગળ જતાં દેખાશે તેમ બીજા પાઠોમાં કોઇ કોઇ જગાએ અયોગ્યતા રહેવા દીધી છે.

## પહેલી ચોપડી.

આમાં આપેલી કવિતા વિષે પણ ખાસ કહેવા જેવુ કશું નથી. મા વિષેની કવિતામાં '' મારો ભાવ હોય એવું તો લાગતું નથી. નાનું છોકરૂં પોતાના બોલ પંખીના કલ્લોલ જેવા છે એવું વર્ણન મા વિષેની કવિતામાં કરે એ વખતે કોઇને યોગ્ય લાગતું હોય તો ભલે તેમ હો.

માબાપની સેવાની કવિતા છે તેમા સેવા કરનાર પુત્રનું નામ માધવ રાખ્યુ છે હિન્દુ પુરાણમા શ્રવણનુ નામ મશહુર હોવા છતા તેના નામ સાથે પિતૃભક્તિ સર્વ હિન્દુ હૃદયમા જોડાયેલી હોવા છતા, તે દ્વારા છોકરાને કાઇક ધાર્મિક ગાથાનુ ભાન આપવાની સરળતા મળે તેવુ હોવા છતા આવુ કલ્પિત નામ શામાટે રખાયુ હશે એ જાણી શકાય તેમ નથી. પણ નામ સિવાય બીજુ કશુ કહેવા જેવુ નથી. કાપણીને ખળાના ખેલગીત ખરેખર બહુ આ નદ આપે તેવા છે જે છોકરાને ખેતીનુ ભાન નથી તેને પહેલાં વાતચીતથી તે જ્ઞાન આપી આ ગીતદ્વારા પદાર્થપાઠ જેવુ આપી શકાય તો ખરેખર ગમ્મત સાથે સારૂં જ્ઞાન મળે એવુ છે

## બીજી ચોપડી.

પાઠ ૨ જો સવારનુ વર્ણન ભૈરવ રાગમા આપ્યુ છે કવિતા બોલવી અને કવિતા ગાવી એ બે જુદી જ વાતો છે એમ શિક્ષકોના ખ્યાલમા ન હોવાથી ઘણીવાર બહુ કટાળા ભરેલુ અને હાસ્યજનક ફારસ આ કવિતા બોલાવતા થાય છે રાગ તરીકે ગાવા માટે કવિતા ઘણી મોટી લાગે છે સવારના સુદર, 'મગન' કરે તેવા વર્ણનમા 'ચોર મોઢુ કાળુ થયુ ખૂણા ખાચા ખોળે' એ વર્ણન સુંદર બાગમા બાવળના ઝાડ જેવુ અરચાને લાગે છે પાઠમા આપેલી હકીકત કવિતા કરતા ગદ્યમા વધારે શોભે તેવી લાગે છે.

પાઠ ૨૫ કુહાડી

બીજી લીટીમા ભાયડો અને બા'દૂર એ બે શબ્દો કવિતાને માટે લાયક છે એમ કોઇ કહેશે ખરા? 'બન્યો ભાયડો હોય બા'દૂર શાણો' એ બોલવામા જ જરા ક્લિષ્ટ લાગે છે 'ભાયડો' એ પોતે શબ્દ જ પ્રાન્તિક અને ગ્રામ્ય પણ કહેવાય તેવો છે ભાઇડો કે ભાયડો એ નક્કી નથી. ઇ કે ય બને લઘુપ્રયત્ન ઉચ્ચારવાળા છે કવિતામાં બન્યો ભાયડોહો એમ જુદા પાડતા ય જૂદો પડે છે અને કવિતાની સરળતામા હરકત કરે છે બા'દૂર શબ્દ ગામડીયાઓનોજ છે કવિતામા તેવી છૂટ લેવાથી કવિતાની મજા જતી રહેતી લાગે છે

લીટી ૧૫ મીમા તો કવિતાનો હેતુ જ બધો ઉંધો થઇ પડે છે આ કવિતાનો મૂળ હેતુ એવો છે કે કુહાડીવાળો છોકરો એવો ડાહ્યો અને સત્યશીલ હતો કે તે પોતાની ચીજને બદલે બીજી ગમે તેવી સારી ચીજ હોય તો પણ ન લે. નાના છોકરાપર આ અર્થ ઠસાવવો એ કવિતાનો ઉદ્દેશ છે છતા છોકરા જૂદુ જ સમજે છે એ મેં પ્રત્યક્ષ અનુભવથી જોયુ છે પરીક્ષાને વખતે પૂછ્યુ કે તે છોકરે સોના રૂપાની કુહાડી કેમ ન લીધી? છોકરાએ જવાબ આપ્યો છે કે 'તે **સારી** નહોતી' 'છોકરાને **ગમતી** નહોતી' આમા શિક્ષકનો દોષ કાઢવામા આવે તો કહેવુ જોઇએ કે શિક્ષક દોષમાથી મુકત નથી, પણ તેવી જ રીતે કવિતાનો લખનાર અને તેના છપાવનાર પણ દોષમાથી મુક્ત નથી 'મને તો ગમે મારી સારી કુહાડી'નો પહેલોજ અર્થ એ નીકળે કે મને તો મારી સારી કુહાડી હતી તે જ ગમે છે માટે હું બીજી નહિ લઉં છોકરાઓ આવો અર્થ સમજે તેમા નવાઇ નહિ. બીજા ઘોર ણના છોકરા પાસેથી મને તો મારી કુહાડી મારી છે માટે જ તે સારી લાગે છે અને માટે

જ તે મને ગમે છે એવા પર્યેષક અર્થની આશા રાખવી એ વ્યર્થ છે. તેમની પાસેથી તો ભાવાર્થ અને શબ્દોમાંથી જ સરળતાથી નીકળતા ભાવાર્થની આશા રખાય.

## ત્રીજી ચોપડી.

પાઠ. ૧૯. સત્ય.

'સતનું ચિત ચિતન રે કરવું' 'ચિંતન કરવું' નો અર્થ ધ્યાન ધરવું આપેલો છે. સતનું ચિતમાં ધ્યાન ધરવું એનો અર્થ છોકરાં ન સમજે તો નવાઇ જેવું ખરૂં ! સતનું ધ્યાન કેમ ધરવુ ? સતનો વિચાર કર્યા કરવો એ અર્થ વધારે બંધ બેસતો થાય ખરો.

બીજી કડીમાં જે અલકારસંદર્ભ થઇ ગયેલ છે તે શિક્ષકો પણ ઉકેલી શકતા નથી તો છોકરાઓ તો કેમ સમજે ? એ કડી જરા અઘરી પડે છે તે સિવાય કવિતામાં કશું કહેવાપણુ નથી. પણુ

પાઠ ૨૪ માની કવિતાના 'વાદવિવાદ' અને 'તકરાર' એ શબ્દો તદ્દન ખોટે અર્થે વપરાયેલા લાગે છે. નર્મકોશ અને બીજા આજ સુધી બહાર પડેલા કોશોને આધારે હું આ ટીકા કરૂ છું, કોઇ બીજા કોશમાં બીજા અર્થ હોય અને તે મારી જાણુમાં ન હોય તો સુધારવા તૈયાર છુ.

વાદવિવાદ શબ્દ, તેમજ તકરાર શબ્દ એક જણુ એક વાત કહે અને બીજો તે વાત ખોટી ઠરાવવા, કે તેમા સુધારો વધારો બતાવવા જે દાખલા દલીલ રજુ કરી વિવેચન કરે તેને માટે વપરાય છે એમ સમજું છુ. આ પાઠમાં તેવું તો કશું છે નહિ. કવિતામાં દરેક પશુ પોતાનો ઉપયોગ અને પોતે મનુષ્યની જે સેવા કરે છે તેનું બયાન કરી, મનુષ્ય બદલામાં માત્ર દુઃખ આપે છે એવો પોતાનો અસંતોષ જાહેર કરી ઇન્સાફ માગવા તત્પરતા બતાવે છે; ટુકામાં તેઓ માત્ર ફર્યાદ કરે છે. તકરાર કે વાદવિવાદ ચલાવતાં નથી. તકરાર કાંઇ પડી નથી અને દરબારમાં ફર્યાદના ઉભરા સિવાય બીજું કાંઈ કામ ચાલ્યું નથી. વાંચનમાળામાં જ જો આવા ખોટા કે સંદેહવાળા—જો મારી માન્યતા ખરી હોય તો—અર્થ આપવામાં આવે તો પછી શુદ્ધ સંસ્કારી ભાષા માટે ક્યાં જોવું ?

શબ્દ કરતાં પણુ વધારે ગંભીર ભૂલ—અર્થની ભૂલ પાઠ ૩૧ મામાં થયેલી છે. કવિતા તરીકે તો મને એમાં કાંઈ કવિત્વ જણાતું નથી-પણુ તે તો કપાળે કપાળે જુદી મતિનું પરિણામ ગણાય. મને સારૂ ન લાગે તે વખતે બીજાને બહુ સારૂ લાગે માટે તે વિષે તો હું કશું કહેવા માગતો નથી. પણુ પંખીઓમાં—

કોઈ વનફળ ખાય છે, કો કણુ ચણતાં જાય;
કોઈ ચૂસે છે ફૂલરસ, વનસ્પતિ કોઈ ખાય.

એમાં જણાવ્યા પ્રમાણે ફૂલનો રસ ચૂસનારાં કોઈ પક્ષીઓ હોય તો કૃપા કરી જ-

ણાવવા તસ્દી લેવાની આ.વિનંતિ છે. હું તો પ્રાણિવિદ્યા ભણ્યો નથી, પણ તે વિદ્યા ભણેલા મારા,મિત્રો કહે છે કે જેને ચાંચ હોય તે ચૂસી શકે નહિં, ચૂસવાની ક્રિયા હોઠથી થાય છે. મધમાખને પંખીમાં ગણાતી ન હોય–અને હું માનું છું કે તેવી ગણતરી થતી જ નથી–તો પછી ફૂલનો રસ ચૂસનારાં પક્ષીઓ ક્યાં હશે? જો એ હકીકત ખરી હોય તો લખનાર કે છપાવનારે શિક્ષકોને સમજાવવી જોઇએ અને જો ખરી ન હોય તો સુધારવી જોઇએ.

આગળ જતાં—

'વનસ્પતિ કોઈ ખાય, જાય દોડી જળધારે': છોકરાં દોડી જાય એ તો ઠીક, પણ પંખીઓ પણ દોડી જાય એમ કહેવામાં કોઇ વધારે ત્વરા બતાવાતી હશે કે વધારે સારી ઉપમા કહેવાતી હશે.? ઉપમા હોય તો પણ આ લખનારને તો તે હીનોપમા જેવી લાગે, કારણ દોડવા કરતાં ઉડવાની ક્રિયા તરત થાય છે તો પછી બિચારાં પંખીને દોડવાની ફરજ પાડવી શા માટે?

આ સિવાય પણ 'પ્રીતનો પડદો ખોલે' 'ખાએ રાખી ખંત' વગેરે પ્રયોગો કાંઈ વિચિત્ર લાગે છે ખરા, પણ વખતે તેનું કારણ રુચિભિન્નત્વ હોય તો ના ન કહેવાય.

પાઠ ૩૬માંમાં પણ કોઇક ઉપમા વિચિત્ર લાગે છે. મોગરો– અનેક પાંખડી પ્રસારી ઝારી રૂપ બન્યો એનો અર્થ બંધ બેસતો કરીએ તો પણ તેમાં રુચિરત્વ કશું જણાતું નથી.

## ચોથી ચોપડી.

પાઠ. ૭. આજ અને કાલ.

અંગ્રેજી કવિતાનું ભાષાંતર છે પણ મૂળની ખૂબી ભાષાંતરમાં ઉતરી હોય એવું જણાતું નથી. તેની ચોથી કડી નીચે પ્રમાણે છે.

પણ અન્યાય થતો મટવાને,
મનમાંથી ગુસ્સો ઘટવાને,
જો વઢવું તો વઢવું ક્યારે,
કાલે કાલે ભાઈ કાલે.

આ વિચારમાં હૃદયનો આશય ગમે તેવો ઉંચો બતાવવા પ્રયાસ કર્યો હોય તો પણ નાના છોકરાને એમ કહેવું કે 'અન્યાય થતો મટવાને પણ વઢવાનું કાલ ઉપર મુલતવી રાખવું,' એ બહુ સારૂં નહિં. એક છોકરાએ બીજાને કાંઈ અન્યાય કર્યો હોય અને જો તે વખતે શિક્ષક જરા ગુસ્સે થઈ વઢવા જાય તો શું ઉપરની લીટી યાદ લાવી થતો અન્યાય મટાડવા તેણે વઢવું નહિં?

તેવો જ ઉચ્ચ વિચાર છઠ્ઠી કડીમાં આપેલો છે. જે છોકરાં માટે તો ઘણો વધારે ઉંચો લાગે છે. શિક્ષકો તેવા વિચાર બરાબર સમજાવી છોકરાના હૃદયમાં ઠસાવી શકે તો તો કાંઇક પણ ઠીક અને નહિંતર તો નકામું જ.

ચોથી ચોપડી કન્યાશાળામાં ચાલવાની તો છેજ એ હકીકત ધ્યાનમાં હોવા છતાં પાઠ ૨૪ મામાં આપેલી કવિતાની ધ્રુવકડીમાં 'વિચારીને યાર ઉચાર વાણી' શા માટે રખાયું હશે? જૂની ચોપડીઓની પાછળની આવૃત્તિઓમાં યારને બદલે વાજબી રીતેજ વીર કરાયું હતું. તે સુધારો ગ્રહણ થયો હોત તો શું ખોટું હતું!

પાઠ. ૪૯ ની કવિતામાં જ્યાં ત્યાં 'રે' લાવવો પડયો છે એ હાલના વાચકોને કળાની ખામીનું ભાન આવે છે. લીટી ૩,૪,૬,૭,૮,૨૭,૨૮ માં એટલે સાત કડીમાં સાતવાર નકામો ૨ ઘુસી ગયો છે. ચોથી ચોપડી એટલે પ્રાથમિક શિક્ષણ પૂરું. એટલે દરજ્જે પહોચનારાઓને કાંઇક કળાવાળી કવિતા એકાદ પણ આપી હોત તો શું ખોટું હતું?

## પાંચમી ચોપડી.

આપણે કવિતાના પાઠો સંબંધે સામાન્ય ચર્ચા અત્યારે કરવી નથી એટલે પાંચમી ચોપડીથી કવિતાપાઠ ધોરણ પ્રમાણે ચડીયાતા થાય છે કે કેમ એ પણ જોવાનુ કામ નથી, તેમ કઇ જાતના વિષય કવિતાપાઠોમાં હોય તો ગુજરાતી બોલનારી સમસ્ત આલમમાં સંતોષ થાય એ પણ ચર્ચવાની જરૂર નથી. કવિતામાં અમુક જાતની કળા જોઇએ એ માન્યતા ગુજરાતમાં હમણા હમણાં જ સ્વીકારાતી આવે છે એટલે એક દોઢ જમાના પહેલાંના લખનારમાં ઝાઝી કળા જોવાનું બની શકે તેમ નથી. ગઇ ચોપડીના મા પાઠને વિષે કહ્યું હતું તેવું જ કઇક પા. ૩૪ માની શિખરિણી-જેમાં તારીનું તહારી, નિરખીનું નિર્ખી, ગર્જનનુ ગરજન વગેરે કરવામાં આવેલ છે તેને માટે કહી શકાય પણ તે ઉપર બહુ ન થોભતાં આપણે પાઠ ૫૪ નિર્દોષ પંખીડાંનું કાવ્ય છે તેજ માત્ર તપાસશું.

કલાપીનાં બે જૂદા જૂદાં કાવ્યો છે. 'એક ઘા' (પા. ૨૨૮ કલાપીનો કેકારવ,) અને 'મને જોઇને ઉડી જતા પક્ષીઓને' (પા. ૨૩૦ કલાપીનો કેકારવ). આ બે કાવ્યોમાં પહેલાંની ચાર કડી છે અને બીજાની ત્રણ કડી છે. આ બેમાંથી પહેલા કાવ્યની છેલ્લી કડી કાઢી નાંખી બીજું કાવ્ય સાથે જોડી દીધુ છે પણ તે જોડણીમાં મહાગંભીર ભૂલ થઇ છે એમ આ લખનારને તો લાગે છે. તેનુ કારણ નીચે પ્રમાણે.

કલાપીનાં બંને કાવ્યોમાં ભાવ જૂદો છે, ઉદ્દેશ જૂદો છે, કાવ્ય લખાવનાર પ્રયોજન જૂદાં છે, લેખકની કાવ્ય લખતી વખતની સ્થિતિ જૂદી જૂદી હતી. પહેલું 'એક ઘા' છે તે કાવ્ય લખવાનો સર્વ ઉદ્દેશ તેની છેલ્લી કડીમાં સમાયેલો છે. છેલ્લી કડી એ એ કાવ્યની તર છે, એ કાવ્યનો સાર છે, એ કાવ્યમાંથી નીકળતો બોધ છે. તે બોધ એવો છે કે—

રે! રે! શ્રદ્ધા ગત થઇ પછી કોઇ કાળે ન આવે!
લાગ્યા ઘાને વિસરી શકવા કાંઇ સામર્થ્ય ના છે!

આખાં કાવ્યને કહેવાનું જ ઉપરની બે કડી છે. એકવાર ઘા લાગ્યો તે વિસરી શકાતો . . , એક વાર શ્રદ્ધા ગઇ તે પછી આવતી જ નથી! ક્યાં આ સાર અને ક્યાં 'નિર્દોષ પંખીડાં' ની પહેલી ત્રણ લીટીનો અર્થ વગરનો સારવગરનો ભાગ! જો પહેલી ત્રણ

કડીમાં કાંઇ પણ સારું હોય તો તે એટલું જ કે છેલ્લી કડીએ પહોંચવા માટે ઘણું સરળ, સુન્દર, ભાવભર્યું વર્ણન છે. તેથી વધારે એ ત્રણ કડીમાં કશું નથી. નિર્દોષ પંખીડાંનો કયો આનંદ તેમાં વર્ણવ્યો કે કઇ રીતે પંખીડાંની નિર્દોષતાનો ઉલ્લેખ તેમાં આવી ગયો ?

હવે બીજું કાવ્ય કલાપી પોતાના બગીચામાં ફરવા ગયેલ ત્યાં તેને જોઇ પંખીડા ઉડી જવા લાગ્યાં. તેના અતિનમ્ર દીલને લાગ્યું કે આ શા માટે ? માણસમાને બીજા પશુમાં ફેર શા માટે જુએ છે આ પંખીડાં ? એ વિચારથી પંખીઓને સંબોધવાનું સુજ્યું ને આ કાવ્ય લખાયું. એમાં પણ પંખીડાની નિર્દોષતાનો કે એવો બીજો કશો ઉલ્લેખ નથી મારામાં તમે ફેર ન જુવો. પાસે જેવી ચરતી હતી આ ગાય તેવો જ હું છું એમ માનો એવી તેની વિનંતિ છે અને છેવટે તમપર લોકો સત્તા ભોગવે છે માટે તે ક્રૂર છે એવો વિચાર છે.

આમ આ બે છુટાં કાવ્યો છે. પહેલાંનું નાક જ કાપી નાખ્યું કે માથું આખું ઉડાવી દીધુ એમ કહીએ તો ચાલે; પણ ને પછી પણ હવે બેની જોડણી બંધ બેસતી આવે છે કે કેમ એ જુવો. પહેલી ત્રણ કડીમાં પત્થરો ફેંક્યો એ પોતાની મેજે કહે છે; તો પછી ચોથી કડીમાં 'શાને આવાં મુજથી ડરીને ખેલ છોડી ઉડો છો?' એ પ્રશ્ન જ કેમ પૂછી શકાય? શા માટે કેમ ? તેં પત્થરો ફેંક્યો હતો તે માટે. તેજ કડીમાં લખનાર તદ્દન જુદો છે એમ સિદ્ધ કરાય. કારણ ત્રીજી ચોથી લીટીમાં કહે છે હું તો ગાય જેવો છું—ખોટી વાત તેંતો પત્થરો માર્યો હતો-એવો કે બિચારૂં પક્ષી તરૂ ઉપરથી નીચે પડ્યું હતું—અને હું તમ શરીરને કાંઈ હાનિ ના કરૂં–તે પણ જૂઠું. આમ અસત્યની પરંપરા ચાલીઃ મેં માળીને ના પાડી છે–હશે કદાચ; પણ તું પોતે પત્થરો ફેંકે છે તેનુ કેમ? વગેરે વગેરે. આમ બે જૂદી જ જાતનાં, જૂદા જ ઉદ્દેશનાં, જૂદે જ પ્રસંગે લખાયેલા કાવ્યો ભેગાં કરી, કવિતા સમજવાની ભૂલ બતાવી છે એટલું જ નહિં પણ રાજવી કવિ કલાપીને મોટો અન્યાય આપ્યો છે. આ ભૂલ તો બને તેમ તરત સુધારવી જોઇએ એમ દરેક ભાષાસેવકને લાગશે.

## છઠ્ઠી ચોપડી.

જેમ ગદ્યપાઠમાં તેમ જ કવિતાપાઠમાં ચડતી ચોપડીમાં ચડતું ધોરણ સચવાયું નથી. આ દોષ છઠ્ઠી ચોપડીના કવિતાપાઠોને પણ લાગુ પડે છે. જો કોઇ પરદેશી વાંચનમાળાની કવિતા ઉપરથી ગુજરાતી કવિતાની કદર કરવા બેસે તો તો ખરેખર આપણા કવિતાસાહિત્યને બહુ ખમવું પડે.

૫૪ મા પાઠમાં

'રવિચંદ્ર તણા મારગો **રાશી** કહેવાએ' જોઇએ તેને બદલે શશીની છાપભૂલ થઇ છે તે શિક્ષકોએ સુધારી લેવી. નર્મકવિતા પણ ન વાંચવામાં આવી હોય એવા શિક્ષકો હોય એ ખરેખર ગુજરાતી ભાષાનુ શુભસૂચક ચિન્હ તો નથી જ.

# સંગીત.

( અનુસંધાન પૃષ્ઠ ૫૭૨ થી. )

હવે, ગીતાર્થનું પ્રતિપાદન કરેવાનું કાર્ય સગીતનુ હોવાથી, ગાયકે ગીતનો અર્થ પ્રથમ સમજવો જોઇયે એમ ઉપર કહ્યુ છે કાવ્યના અર્થને સબંધે કવિતાના જે વિભાગ છે તે તરફ લક્ષ રાખી જે અર્થનું કાવ્ય હોય તે અર્થને અનુકૂલ રાગ, ચાલ, તાલની લય, ગાયકે પસદ કરીને તે અર્થનુ પ્રતિપાદન કરવા માટે ઉપયુક્ત તાન પલટાને પણ અવકાશ આપવો જોઇયે. કાવ્યના અર્થ પ્રમાણે કવિતામા વિભાગ Narrative (આખ્યાન), Didactic (બોધપ્રદ), Meditative (ચિંતનાત્મક), Descriptive (વર્ણનાત્મક), અને Pathetic ( ભાવાત્મક ) એ પ્રમાણે થાય છે, તેમા Pathetic મા જે ભાવ ને કાવ્યમા પ્રાધાન્ય આપવામાં આવ્યુ હોય તે પ્રમાણે, હર્ષ, શોક, વીર, શાન્ત વગેરે વિભાગ થઈ શકે છે આ દરેક ભાગના ગીત માટે ગાયકે જૂદા જૂદા રાગ, ચાલ, લયનુ અવલમ્બન કરવાનુ છે. તેને માટે કાંઈ સર્વમાન્ય સામાન્ય નિયમ થઈ શકતા નથી, પરન્તુ વારવાર પ્રયોગો કરી જોઇને સર્વથી વિશેષ અનુકૂલ લાગે તે રાગ, ચાલ અને લયનો ઉપયોગ કરવો સગીત–અને આ પ્રકારનુ સગીત–એટલે applied music–વિશેષે કરીને–બીજી experimental science ની પેઠે, પ્રયોગને યોગ્ય છે પ્રયોગ વગર પૂરેપૂરી સમજણ પડવી કઠણ છે તો પણ કાઇક ઉદાહરણ આપ્યાથી લક્ષમા આવશે એમ ધારી શકાય છે.

પ્રથમ, Narrative poems એટલે આખ્યાન લઇયે આ ભાગના કાવ્યમા સસ્કૃતના મહાકાવ્યો આવે છે, પરન્તુ તે સર્વ છન્દોબદ્ધ હોવાથી સંગીતને સબન્ધે કાંઈ વિશેષતા તેમા નથી છન્દ પણ ગાઈ શકાય છે ખરા અને જૂદા જૂદા રાગમા પણ ગવાય છે તે પ્રમાણે એ મહાકાવ્યોના છન્દોમા જે જે રસ હોય તે રસને અનુકૂલ રાગ તાલમા તે ગાવા જોઇએ સસ્કૃત મહાકાવ્યો કરતા ગુજરાતી મહાકાવ્યો—જેવા કે નળાખ્યાન ઓખાહરણ વગેરે—જૂદા બધારણના છે અને સગીત માટે વધારે યોગ્ય છે તો પણ તેમા ઘણીખરી દેશીઓ અને કડવા ઇત્યાદિ છે તેમાં કાંઈ વિશેષતા નથી હોતી એ જાતના કાવ્યોમા અનેક રસના કાવ્યો હોય છે પરન્તુ તેનાં બંધારણ સગીતની યોગ્યતા બહુ ધરાવે તેવા નથી હોતા અપવાદરૂપે કેટલાક તેમાના ગીત સગીતયોગ્ય છે. ઉદાહરણ તરીકે નળાખ્યાનમા દમયન્તી પોતાની માશીને ત્યા દાસી તરીકે રહેલી છે અને તેને માથે મોતીની માળાની ચોરી ચઢે છે તે પ્રસગે દમયન્તીના ઉદ્ગારનુ નીચે મુજબ આરમ્ભનુ ગીત છે તે સંગીત માટે ઘણું યોગ્ય છે—

હરિ તમે સત્યતણા સધાથી, હરિ હુ તો કાઇએ નથી સમાતી. ઈત્યાદિ

પ્રેમાનન્દનુ બીજુ કાવ્ય ઓખાહરણ છે તેમા પણ કેટલાક કાવ્યો સંગીતને લાયકના છે. તે સિવાય,

વૈશમ્પાયન એણીપેરે બોલ્યા સુણજન્મેજય રાય,
વિસ્તારી તુજને સંભળાવું કહું આદપરવ મહિમાય.

ઇત્યાદિ લીટીઓ મ્હોટે કર્કશ અવાજે બોલનારા માણભટીયા અથવા નરઘાં સારંગી સાથે કથા કહેનારા વ્યાસજીઓના આખ્યાનોમાં તો કાંઈ સંગીત હોતું નથી. આખ્યાનમાં ગીત સંગીત યોગ્ય હોય તો પણ વ્યાસજીઓ અને માણભટીઆ સંગીત શાસ્ત્ર અને કલાથી એટલા દૂર હોય છે કે તે માત્ર ઘાંચી ગોલા જેવા શ્રોતાજનને પ્રિય થવાં ઉપરાંત અને તે દ્વારા વ્યાસજીના ઉદરનિર્વાહ શિવાય બીજું કાંઈ કરી શકતા નથી. પુરાણનાં આખ્યાનો કહેનારા પુરાણીઓ પણ આ કરતાં કાંઈ ઉંચું પદ ધરાવી શકતા નથી. આ વિભામની કવિતામાં સંગીત યોગ્ય કવિતા પ્રેમાનન્દનાં કાવ્યોમાં છે એટલી બીજા કોઇમાં નથી, તે શિવાય "સદેવંત સાવલીંગા વગેરે છન્દોબદ્ધ વાર્તાઓમાં સંગીતકલાને યોગ્ય કાંઇ જ નથી.

બીજો વિભાગ બોધપ્રદ કાવ્યો ( Didactic ) નો છે. તેમાં પણ સંસ્કૃતમાં આચારના બોધ આપનાર સ્મૃતિના ગ્રન્થ છે, તે પણ છન્દોબદ્ધ છે, એટલે સંગીતનો કાંઈ અવકાશ તેમાં નથી. બોધપ્રદ કાવ્યો સામાન્ય રીતે સંગીત માટે યોગ્ય નથી તેમાં વળી છન્દોબદ્ધ બોધપ્રદ કાવ્ય તો વિશેષ રીત અયોગ્ય થાય છે. તે જ રીતે ચાબખા, મનનેજ ઉદ્દેશીને કરેલા બોધનાં ગીત પણ સંગીતને લાયક ભાગ્યે જ હોય છે. આ જાતનાં કાવ્યમાં સંગીતની યોગ્યતા ધરાવતાં કાવ્ય અપવાદ રૂપેજ છે; ધીરાભગતનાં કાવ્ય આ અપવાદમાં આવી શકે છે; તેમ જ અમદાવાદ પ્રાર્થના સમાજ તરફથી પ્રસિદ્ધ થયેલા "ભક્ત સુહૃદ"-માંનું એક નીચેનું ઉદાહરણ પણ અપવાદ રૂપે સંગીતની યોગ્ય ધારે છેઃ—

હે પ્રિય મિત્રો પ્રભુ આજ્ઞાઓ. ઈત્યાદિ

બોધપ્રદ કાવ્યોમાં જ્યાં કોઈ પણ જાતના મનોભાવને લક્ષ્ય રાખી રચના થઇ હોય તો જ તે કાવ્યમાં ગેયતા આવી શકે છે.

બોધપ્રદની પંક્તિનાંજ ચિન્તનાત્મક કાવ્યો ( Meditative ) છે; તેમાં પણ સંગીતક્ષમતા ઓછી અને અપવાદ રૂપે હોય છે. બોધપ્રદ અને ચિન્તનાત્મક કાવ્યો કરતાં આખ્યાયિકાઓ સંગીત માટે વધારે યોગ્ય હોય છે.

તેમજ, વર્ણનાત્મક કાવ્યો પણ ઉપર જણાવેલાં ત્રણે જાતનાં કાવ્યો કરતાં ગાવા માટે વધારે અનુકૂલ છે. પરન્તુ તેમાં પણ જો ઉંચી જાતની કવિતા સમાયલી હોય તોજ તે સંગીતમાં શોભે છે. કેટલાંક વર્ષ ઉપર કોઈ સરકારી અમલદારની બદલી થવાથી કોઇ "કવિ"ના હૃદયમાંથી કવિતા ઉભરાઈ ગઈ અને જે ક્ષણે તે ગૃહસ્થ શેહેર છોડી ચાલ્યા તે ક્ષણે વરસાદ આવ્યો અને નેવે પાણી ચાલ્યાં આ ઉપરથી કવિએ ઘરનાં છાપરાંનાં નળિયાં પણ તે ગૃહસ્થના વિરહથી રૂવે છે એવી ઉત્પ્રેક્ષા કરી! આવા વર્ણનવાળી રચનાને સંગીતથી શોભાવવી કઠણ છે. પરન્તુ ઉંચા કવિત્વયુક્ત રચનાઓ અસલના ગુજરાતીમાં, હાલના કાવ્યોમાં

અને હિન્દુસ્થાની ગીતોમાં પણ અનેક મળી આવે છે અને તેને સંગીતથી શોભાવવા માટે ગાયકને આનન્દ પણ થાય છે. આ જાતિનાં કાવ્ય ગાતાં ગાયક જો તેનું ચિત્ર કલ્પના આગળ ખડું કરી શકે તો તે ઉંચા પ્રકારની કળા ધરાવે છે એમ જ કહેવાય. એક સામાન્ય ગીત સોરઠ રાગનું છેઃ—

રાજા તારા ડુંગરીયામાં બોલે મીઠા મોર,
મોર બોલે બપૈયા બોલે કોયલ કરે છે સોર;
ઝરમર ઝરમર મેહુલો વરસે ભીંજે મારા સાળુડાની કોર.

ચોમાસાનું આ ન્હાનું સામાન્ય વર્ણન મુગ્ધાના મુખમાંથી નીકળે છે અને તેમાં દર્શાવેલી સ્થિતિનું ચિત્ર શ્રોતાની કલ્પના આગળ ઉભું કરવાનું કર્તવ્ય સંગીતનું છે. મોરના ઉચ્ચાર, બપૈયાના બોલ, કોયલના સોર, એ સર્વેનું ગાયકે પ્રથમ પોતાના હૃદયમાં પ્રતિબિંબ પાડી, તેમ જ ઝીણા ઝીણા વરસાદનાં દૃશ્યની કલ્પના કરીને તેવે પ્રસંગે રસ્તે જતી મુગ્ધાના સાળુની દશા કલ્પનાચક્ષુવડે જોઇને પછી તે સર્વ ચિત્ર સંગીતકલાદ્વારા શ્રોતાની સમક્ષ મૂકવું જોઇયે. આ ગીત સોરઠ રાગનું છે અને તે જ રાગ તેને યોગ્ય છે. બીજું એક જ ઉદાહરણ લેઇયે. અશ્રુમતી નાટકમાં મલિના ગીત ગાય છે તેમાંનું "સુખદ આ વસન્તમાં ભૂલી ભાન વિવશ તું કાં બની સજની" ઇત્યાદિ ગીત છે એ આખ્ખું ગીત ઊંચા કવિત્વનું ભરેલું છે. તેમા અનેક સ્થળે ગાનકુશલતા દર્શાવી કાવ્યના અર્થની ખૂબી સમજાવી શકાય તેમ છે. તે ગીતની કડીમાં "કુહૂ કુહૂ કુહૂ કુંજગારે વાણી કોકિલા તણી સજની" એ પંક્તિમાં વસન્તનાયિકા કોકિલાના સ્વરનું પ્રત્યક્ષ શ્રવણ થતું હોય એવી કલ્પના શ્રોતાજનને કરાવવી એ ઉંચી સંગીતકલાની સહાયતાથી થઈ શકે. એ આખ્ખું ગીત સંગીતને યોગ્ય છે. આ સિવાય વર્ણનાત્મક કાવ્યમાં ઘણાં પ્રાચીન અર્વાચીન ગીત મળી આવે છે કે જે સંગીતને માટે ઘણી સારી યોગ્યતા ધરાવે છે.

વર્ણનાત્મક કાવ્ય બીજા કરતાં સંગીત માટે યોગ્ય છે તે ખરૂં પરન્તુ સર્વ કરતાં વિશેષ યોગ્યતા અને applied music માટે પ્રથમ પદને લાયક તો ભાવાત્મક (Pathetic) કાવ્યો જ છે. કારણ કે કલ્પનાદ્વારા ભાવોર્મિ ઉત્પન્ન કરવી એ આ પ્રકારના સંગીતનું ખરૂં કર્તવ્ય છે. એક અંગ્રેજી લેખક કહે છે કેઃ—

"Music possesses a lofty eternal significance; the very heart of humanity beats in its rythm; and heart speaks to heart far more completely and efficaciously than brain to brain."

મતલબ કે, આ જાતિનાં કાવ્યો ગાયકને મુખે જાય એટલે 'Heart speaks to heart' ત્યનું હૃદયનો મેળો થાય છે. પ્રથમ કવિનું હૃદય કાવ્યમા હોય તે હૃદય ગાયકના હૃદય સાથે મળે અને ગાયક પોતાનું અને કવિનું બન્ને હૃદય શ્રોતાના હૃદય સાથે મેળવે;

આમ ઉંચી કવિતા કુશલ ગાયકને મુખેથી સુપાત્ર શ્રોતાના કર્ણદ્વારા કલ્પનાદ્વારા હૃદયમાં પ્રવેશ કરે તેથી ત્રણ હૃદયનું આલિંગન થાય છે. સામાન્ય રીતે સંગીતની અસર બે પ્રકારની છે—elation and depression. હાસ્યરસ અને વીરરસનાં ગાનની અસર elation થાય છે અને કરૂણરસ અને શાન્તરસના ગાનશ્રવણથી depression થાય છે. આ બન્ને અસર ભાવાત્મક ગીતના શ્રવણથી થવાનો સંભવ વિશેષ છે. ભાવાત્મકના વિભાગ તેના ભાવ અને રસ પ્રમાણે થાય છે. મુખ્યત્વે કરીને હાસ્ય, વીર, શોક અને શાન્ત એ ચાર રસના કાવ્ય ગીતને યોગ્ય છે, આ કાવ્યના ગાન માટે જે ભાવને માટે જે જે રાગ ચાલ અનુકૂલ હોય તેજ પસંદ કરવાં જોઇયે; તેમાં કાંઇ અવિચારી પસંદગી થવાથી રસક્ષતિ થવાની.

હાસ્યરસને માટે કાંઈ અમુક રાગ અનુકૂલ હોવા કરતા અમુક ચાલ વિશેષ યોગ્ય હોઈ સકે. જેમકે કોઈ પણ ઉતાવળી લયવાળી લાવણી, અથવા ઠુમરી અથવા કટાવ. આપણાં કાવ્યોમાં કે નાટકોમા હાસ્ય રસનુ દર્શન બહુ વિરલ છે બલકે નથી જ. હાલની રંગભૂમિ ઉપર કાંઇક તેનુ દર્શન શ્રવણ થાય છે પરન્તુ તે કાંઈ ઊંચા પ્રકારનું નથી એટલે તે વિશે કાંઈ વિવેચનની જરૂર નથી. પરન્તુ હાસ્યરસનાં ગાનની આવશ્યકતા છે એ તો નિર્વિવાદ છે. ઇંગ્રેજી ગીત હાસ્યરસનાં જેમણે સાંભળ્યાં છે તે આવશ્યકતા વધારે સ્વીકારે છે.

વીરરસને માટે પણ લગભગ એમજ કહેવાનુ છે. વીરરસનાં ગીત પણ ક્વચિતજ સંભળાય છે, વીરરસને અનુકૂળ રાગ કે ચાલ મળવી કઠણ છે. છંદમાં કાંઇક રોળાવૃત્ત, હરિગીત છંદ,.ચાલમા લાવણી, અને રાગમા ખમાચ સોરઠ વીરરસને અનુકૂલ છે. પરન્તુ એકંદર રીતે જોતાં જ આપણા સંગીતમા Depression ની જ અસર વિશેષ છે એટલે ખરૂ જોતા આપણુ સંગીત હાસ્ય કે વીર રસને યોગ્ય જ નથી. લગ્નપ્રસંગના આનંદનાં ગીતમા પણ એક પ્રકારની આનન્દવિરોધી અસર થાય છે. તેથી જ્યાં આનન્દગાન હોય ત્યા કોઈ લય ઉતાવળી એટલે ,તતાલ કહે છે તે લયનું અવલમ્બન કરવાથી કાંઇક elation ઉત્સાહ ઉત્પન્ન થાય છે. શોક અને શાન્તરસને માટે આપણું સંગીત ઘણું જ અનુકૂળ છે.

આપણા ઘણાખરાં કાવ્યો અને ગાયનની ચીજો વિપ્રલંભ શૃંગારથી ભરેલી છે. વિરહના વર્ણન ઘણાં ગીતમાં જણાય છે, તેવાં ગીત કેટલાંક તે રસને અનુચિત રાગમાં કરેલા હોય છે; તો તેવાં ગીત બીજાજ રાગમાં ગાવાં જોઇયે. દૃષ્ટાન્ત તરીકેઃ—

बरखन लागी बेरन बदरीया,<br>
अजहुन कीनी मोरी खबरीया;<br>
उडजा खगवा लेजा पतीया,<br>
श्याम बसतहे कोनसी नगरीया.